

જન્મ ઈ. સ. ૧૮૬૩.   **શ્રીમદ્વિવેકાનંદ સ્વામી.**   મરણ ઈ. સ. ૧૯૦૨.

છપાય છે—ષષ્ઠ પુષ્પ

# વિવેકાનન્દ વિચારમાળા

જેમાં નિમ્ન લિખિત વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

૧ ગીતા શંકરભાષ્ય
૨ આધુનિક આર્યાવર્ત્ત
૩ આધુનિક આર્યાવર્ત્ત વિષયક પ્રશ્ન અને તેનું નિરાકરણ
૪ ભારતવર્ષને કેવા પ્રકારના શિક્ષણની આવશ્યકતા છે?
૫ આપણા વર્ત્તમાન સામાજિક પ્રશ્નો
૬ ધર્મભૂમિ ભારત
૭ પૅરિસની ધર્મૈતિહાસપરિષદ્‌માં સ્વામી વિવેકાનંદનું વ્યાખ્યાન
૮ જ્ઞાન; તેની ઉદ્દગમભૂમિ અને પ્રાપ્તિ
૯ વિવિધ વિષય વિચાર
૧૦ દિવ્ય પ્રજ્ઞાનો સંદેશ
૧૧ કાલી માતા (કવિતા)
૧૨ નિર્વાણાષ્ટક (કવિતા)
૧૩ સ્વાતંત્ર્યપ્રકાશ (કવિતા)
૧૪ કેટલાક અન્ય વિષયો (સ્થળની અનુકૂળતાના પ્રમાણમાં)

---

ॐ तत्सत्

# વિવેકાનન્દ વિચારમાળા

(સ્વામી વિવેકાનન્દનાં વ્યાખ્યાનો અને લેખો)


અનુવાદક

ઠક્કર નારાયણ વિસનજી



"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં

મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું

સાસૂન બિલ્ડિંગ્સ, સર્કલ, કોટ, મુંબઇ.

વિક્રમાર્ક ૧૯૭૩ ઈ. સ. ૧૯૧૬

સ્વર્ગીય શ્રી વિવેકાનન્દ સ્વામીના અનુયાયી
પ્રાચ્ય અને પાશ્ચાત્ય સર્વ મુમુક્ષુજનોને
અભેદભાવયુક્ત અને પ્રેમસહ
સમર્પિત

# ભૂમિકા



પ્રસ્તુત 'શ્રી વિવેકાનન્દ વિચારમાળા'ના ચતુર્થ પુષ્પની ભૂમિકામાં અમે જણાવ્યું હતું કે;–"પંચમ પુષ્પ પણ લખાઇને તૈયાર થવા આવેલું હોવાથી સત્વર જ તેના મુદ્રણકાર્યનો આરંભ થશે અને આ ચતુર્થ પુષ્પ પ્રમાણે તે પણ શીઘ્ર જ વાચકોના કરકમળમાં સાદર થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકશે!" પરંતુ જે વેળાએ આ વાક્યો અમે લખ્યાં હતાં, તે વેળાએ એવી કલ્પના માત્ર પણ નહોતી કે, અચાનક કેટલાંક અનિવાર્ય દૈવી વિઘ્નો આવીને ઉપસ્થિત થશે અને તે કારણથી પંચમ પુષ્પના પ્રકાશનમાં આટલો વિશેષ કાળ લાગી જશે. પરંતુ ભાવીને કોઈ મિથ્યા કરી શકતું નથી અને જે વિલંબ થવાનો હતો તે છેવટે થયો જ છે. એ વિલંબનાં કારણો આ પ્રમાણે બન્યાં છે;–

ઇ. સ. ૧૯૧૪ના ડિસેંબર માસની ૨૭ તારીખ અને બુધવારે ચતુર્થ પુષ્પના મુદ્રણકાર્યની સમાપ્તિ થઈ હતી, પંચમ પુષ્પનો કેટલોક ભાગ લખાયલો તૈયાર હતો અને બાકીનો કેટલોક ભાગ લખવાનો હતો. એટલામાં અચાનક મુંબઇમ મારી પ્રકૃતિ અસ્વસ્થ થવાથી ૧૯૧૫ ના ફેબ્રુઆરી માસની ૨૦ મી તારીખ અને શનિવારે મુંબઇથી નીકળી હું પોરબંદર મારા કુટુંબને સાથે લઇને આવ્યો અને અહીં મારી પ્રકૃતિમાં કાંઇક સુધારો થવા લાગ્યો. ૧૯૧૫ ના આગસ્ટ માસ સુધીમાં 'ગુજરાતી' પ્રેસનાં બીજાં કેટલાંક પુસ્તકો લખવાનું કામ ચાલતું હોવાથી પ્રસ્તુત 'વિવેકાનંદ વિચારમાળા'ના પંચમ પુષ્પનો અવશિષ્ટ રહેલો ભાગ લખી શકાયો નહોતો. એટલામાં અચાનક બનાવ એવો બન્યો કે, ઑગસ્ટ માસની ૨૦ મી તારીખે મારાં ધર્મપત્ની ગંગાદેવીને ઉન્માદ રોગની બાધા થઈ અને તેમની એ અવસ્થા ત્રણ માસ પર્યન્ત રહી ત્યાં સૂધી તેમની સેવા શુશ્રૂષામાં જ મારો સર્વ સમય જતો હોવાથી મારે મારા લેખનવ્યવસાયને બંધ જ કરી દેવો પડ્યો હતો. ત્યારપછી પ્રસ્તુત પંચમ પુષ્પના શિષ્ટ ભાગને લખવાનો મેં આજથી લગભગ ત્રણ માસ પૂર્વે આરંભ કર્યો, કે જે આજે ઈશ્વરની કૃપાથી લખાઇને સંપૂર્ણ થયો છે અને મુદ્રણકાર્ય પણ સાથે જ ચાલતું હોવાથી તેની પણ આજે પૂર્ણાહુતિ થઈ છે. હવે પછીનાં પ્રસ્તુત 'વિચારમાળા' નાં જે પુષ્પો અવશિષ્ટ રહેલાં છે, તે સત્વર લખીને પ્રકાશિત કરવાનો અમારો મનોભાવ છે અને ઈશ્વર પાસેથી અમે એટલું જ યાચીએ છીએ કે, અમારી એ મનોભાવનાને તે નિર્વિઘ્ન સફળ કરે!

હવે પ્રસ્તુત પુષ્પમાં આવેલા વિષયોના સંબંધમાં જે ચાર શબ્દો કહેવાના છે, તે કહેવાની અમે આજ્ઞા ઇચ્છીએ છીએ. ચતુર્થ પુષ્પમાં પંચમ પુષ્પમાં આવનારા ૨૦ વિષયોની જે સૂચી આપવામાં આવી હતી, તેમાંના ‘દિવ્ય પ્રજ્ઞાનો સંદેશ,’ ‘ધર્મભૂમિભારત,’ ‘કાલી માતા,’ ‘નિર્વાણાષ્ટક,’ સ્વાતંત્ર્યપ્રકાશ,’ અને ‘કેટલાંક પ્રકીર્ણ વિષયો’ એ ૭ વિષયો પ્રસ્તુત પુષ્પમાં આવ્યા નથી; કારણ કે, એ વિષયોના સ્થાનમાં ‘ભગવાન્ બુદ્ધ,’ ‘ગીતાવિશે કેટલાક વિચારો,’ ‘ભક્તિ,’ ‘કોલંબોથી અલ્મોરા’ ‘ઈશ્વરના અવતાર,’ તથા ‘યાજ્ઞવલ્કય અને મૈત્રેયી’ એ ૭ નવીન વિષયો આપવામાં આવ્યા છે, અર્થાત્ વિષયોની સંખ્યા તો વીસની જ કાયમ રહી છે, પણ ૭ લેખો બીજા અપાયા છે, એટલે આ પુષ્પમાં ન અપાયલા એ ૭ લેખો અનુકૂલતા પ્રમાણે અન્ય પુષ્પોમાં પ્રકટ કરવામાં આવશે.

“શ્રી વિવેકાનન્દ વિચારમાળા”ના પ્રકાશનકાર્યનો જ્યારથી આરંભ કરાયો છે, ત્યારથી એ ‘વિચારમાળા’ના પ્રત્યેક પુષ્પમાં સ્વામી વિવેકાનન્દની ભિન્ન ભિન્ન પ્રતિકૃતિ (છબી–Photograph) આપવાનો પ્રઘાત રાખવામાં આવ્યો છે અને તદનુસાર અત્યાર પૂર્વનાં ચાર પુષ્પોમાં સ્વામીજીની ભિન્ન ભિન્ન ચાર છબીઓ આપવામાં આવી છે; પરંતુ તે સર્વ છબીઓ સ્વામીશ્રીના સ્થાપેલા માયાવતી મઠમાંથી એટલે કે ‘પ્રબુદ્ધ ભારત’ની ઑફિસમાંથી વેચાતી મળી શકે છે અને પ્રસ્તુત પંચમ પુષ્પમાં સ્વામીજીનું જે અર્ધચિત્ર (Bust) આપવામાં આવ્યું છે, તે અત્યારે ભારતવર્ષમાં બહુધા કયાંય પણ મળી શકે તેમ છે જ નહિ. સ્વામીજીનો એ ફોટો તેઓ જ્યારે ચિકાગોની ધર્મમહાપરિષદ્‌માં પ્રથમવાર જ અમેરિકા ગયા હતા, તે વેળાએ અમેરિકામાં લેવામાં આવ્યો હતો અને ત્યાંના એક સામયિક પત્રમાં ત્યારપછી એ ફોટો પ્રકટ કરવામાં આવ્યો હતો. તે સામયિક પત્રમાંથી કાઢી લીધેલા એ ફોટોની એક નકલ ‘ગુજરાતી’ પત્રમાં પ્રકટ થયેલી ‘મહંત મહારાજનું મિશન’ નામક નવલકથાના કર્તા અને મારા મિત્ર રા. હર્ષદરાય ડાહ્યાભાઈ મેહતાએ, તેઓ સ્વામીજીના એક અનન્ય ભક્ત હોવાથી પોતાપાસે જાળવી રાખી હતી અને આજથી સાતેક વર્ષ પૂર્વે તે નકલ ‘વિવેકાનન્દ વિચારમાળા’માં પ્રકટ કરવામાટે જ મને આપી હતી. પરંતુ તે ફોટો એક બે સ્થળે મરડાઈ ગયેલો અને ચોળાઈ ગયેલો હોવાથી તેનો સારો બ્લૉક થઇ શકે તેમ નહોતું; અને તેથી જ અત્યાર સુધી એ ફોટો જેમનો તેમ પડી રહ્યો હતો. પરંતુ મારાં પત્નીના ઉપચારમાટે ગત નવેમ્બર માસમાં મારે કરાંચી જવાનું થયું અને ત્યાંના પ્રસિદ્ધ ફોટોગ્રાફર તથા આર્ટિસ્ટ રા. નારાયણદાસ એમ. ડુમરાઇને મેં તે ફોટો

બતાવ્યો; તેમણે એનો બીજો ફોટો લીધો અને જે ન્યૂનતા હતી તે કાઢી નાખીને જાણે ઓરીજીનલ જ લીધો હોયની, તેવો નવો ફોટો તૈયાર કરી આપ્યો અને તેથી જ પ્રસ્તુત પુષ્પમાં એ ફોટો આપવાને અમે સમર્થ થયા છીએ. એ ફોટોની મૂળ કોપી આપવામાટે રા. હર્ષદરાય મેહતાનો તેમ જ તેને સુધારી આપવામાટે રા. નારાયણદાસ ડુમરાઈ ફોટોગ્રાફરનો અમે આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

અંતે જે પરમકૃપાળુ પરમાત્માના અનુગ્રહ અને કૃપાકટાક્ષના પ્રભાવે આ દીન લેખકને અગાધ સંકટમાં પણ આ 'વિવેકાનન્દ વિચારમાળા'ના અનુવાદના કાર્યમાં નિમગ્ન થવાનું ધૈર્ય પ્રાપ્ત થઈ શક્યું છે અને આ પંચમ પુષ્પના લેખનકાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થઈ શકી છે; તે જગન્નિયંતા જગદાધાર જગદીશ્વરનાં ચરણકમળોમાં કૃતજ્ઞતાયુક્ત બુદ્ધિથી મસ્તક નમાવીને તેમ જ અવશિષ્ટ ભાવી કાર્યની એ જ પ્રમાણે નિર્વિઘ્ન સમાપ્તિ માટેની વિનીત ભાવથી યાચના કરીને હું પ્રસ્તુત પુષ્પની ભૂમિકાની અહીં જ પરિસમાપ્તિ કરી વિરમવાની આજ્ઞા ઇચ્છું છું.

સુદામાપુરી (પોરબંદર–કાઠિયાવાડ)<br>
આશ્વિન વિજયા દશમીવિક્રમાર્ક ૧૯૭૨<br>
તા. ૬ ઠ્ઠી ઑક્ટોબર ૧૯૧૬ શુક્રવાર.

ઠક્કુર નારાયણ

# વિષયાનુક્રમણિકા







# કર્મ અને તેનું રહસ્ય



કર્મ કેવી રીતે કરવું, એ વિશેનાં જે કાંઈ મહાન્ પાઠો હું મારા આયુષ્યક્રમમાં શીખ્યો છું, તેમાંનો એક વિશેષ મહત્ત્વનો પાઠ એ છે કે, કર્મના અંતિમ પર્યવસાનપ્રતિ આપણે જેટલું ધ્યાન આપીએ છીએ, તેટલું જ ધ્યાન તેનાં સાધનના વિષયમાં આપવાની પણ બહુ જ આવશ્યકતા છે. જેમની પાસેથી હું આ પાઠ શીખ્યો હતો, તેઓ એક મહાપુરુષ હતા; એટલું જ નહિ પણ તેમનું પોતાનું જીવન એ તત્ત્વની વ્યાવહારિકતાની એક સજીવન આદર્શ પ્રતિમારૂપ હતું. એ એક જ તત્ત્વમાંથી હું વિશ્વના અનેક મહાન્ પાઠો નિરંતર શીખતો રહ્યો છું અને તેથી મને તો એમ જ જણાય છે કે, કર્મનાં પરિણામ પ્રમાણે જ કર્મનાં સાધનોમાં પણ સંપૂર્ણ ધ્યાન પરોવવું, એમાં જ સમસ્ત વિજયનું રહસ્ય સમાયલું છે.

આપણા એકંદર જીવનક્રમનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં એમ જણાઈ આવે છે કે, આપણું ધ્યાન જેટલા પ્રમાણમાં કર્મના પર્યવસાનમાં પરોવાયલું હોય છે, તેટલું ધ્યાન સાધનોમાં પરોવાયલું હોતું નથી. અમુક એક કાર્ય કરવાનો વિચાર આપણા મનમાં આવતાંની સાથે જ તે કાર્યરૂપ ઇમારતનો સાદ્યંત નકશો આપણા મનશ્ચક્ષુસમક્ષ આવીને ઊભો રહે છે; અને પ્રથમ આપણું ધ્યાન તેના કળશમાં જઇને વિરામે છે. આપણે અમુક કાર્ય કરીશું તો તેનું અમુક પ્રકારે પર્યવસાન થશે, એવો વિચાર મનમાં જ્યાં આવ્યો, ત્યાં જાણે તે પર્યવસાન થઈ જ ચૂક્યું છે, એવી રીતે તે આપણા સમક્ષ આવીને ઉપસ્થિત થાય છે. તેના મનોહર સ્વરૂપમાં આપણું ચિત્ત ચોંટી જાય છે, આપણા હૃદયમાં તેના યોગે મોહ ઉત્પન્ન થાય છે, આપણી મનોભૂમિકાપર તેનું જ ચિત્ર વિશેષ સ્પષ્ટ રંગથી રંગાય છે અને તેથી તે સાધ્યના સાધનપ્રતિ સ્વાભાવિક રીતે જ આપણું દુર્લક્ષ્ય થઈ જાય છે.

આપણે આપણા આયુષ્યમાં અનેક પ્રકારનાં કાર્યોને હસ્તમાં લઇએ છીએ અને અનેક કાર્યોમાં આપણને અપયશ પણ મળેલો હોય છે. એવાં કાર્યોમાંના જ અમુક એક કાર્યનો જો આપણે મનઃપૂર્વક અભ્યાસ કરીએ અને તેનું સંપૂર્ણ સાનુક્રમ પૃથક્કરણ કરીએ તો આપણને સેંકડે નવ્વાણું ટકા જેટલા પ્રમાણમાં એમ જ જણાઈ આવશે કે, સાધન પ્રતિ આપણું દુર્લક્ષ્ય થવાથી જ આપણા એ કાર્યની નિષ્ફ-

ળતા થયેલી છે. પ્રત્યેક સાધનને સારી રીતે તપાસવું, તેની સુધારણા કરવી અને તેને કાર્યક્ષમ બનાવવું, એ સર્વ વિષયો અત્યંત મહત્ત્વના છે. જો સાધનો યોગ્ય હોય તો યશ અવશ્ય મળવો જ જોઇએ. કારણના યોગે કાર્ય નિર્માણ થાય છે. એટલે કે, કારણનું કાર્ય થાય છે, એ સિદ્ધાંત શતાવધિવાર આપણા સાંભળવામાં આવી ચૂકયો હશે; પરંતુ પ્રત્યક્ષ કાર્યના સમયમાં આપણે જાણે તેને ભૂલી જ જતા હોઇએને, તેમ જ થઈ જાય છે. કાર્ય કાંઈ પોતાની મેળે જ બની આવતું નથી; સાધનોવડે તેને આપણે બનાવવાનું હોય છે. એટલામાટે કારણરૂપ પદાર્થ જો યોગ્ય હોય અને કાર્યક્ષમ અવસ્થામાં હોય, તો જ કાર્યનો પરિપાક યથાર્થ ઉતરી શકે છે; એથી વિરુદ્ધ સ્થિતિમાં કાર્યની નિષ્ફળતા જ થવાની, એ તો પ્રકટ જ છે. આપણું સાધ્ય શું છે, એનો એકવાર નિશ્ચય કરી નાખવામાં આવ્યો હોય અને યોગ્ય સાધનોની વ્યવસ્થા કિંવા યોજના કરી દીધી હોય, એટલે પછી સાધ્યને ભૂલી જવામાં આવે, તોપણ કશી હાનિ થતી નથી. અર્થાત્ ત્યાર પછી સાધનમાં ધ્યાન પરોવીને તેમનામાં પૂર્ણતા કેવી રીતે આવી શકે, એટલું જ જોવામાં આવે, તો પણ સાધ્ય તત્કાળ સિદ્ધ થવાનું જ. કારણરૂપ પદાર્થોની યોગ્ય સંઘટના થતાંની સાથે જ કાર્યસિદ્ધિ થયેલી સમજી લેવી; એ કાર્યસિદ્ધિને ભિન્નતાથી બોલાવવાની આવશ્યકતા નથી. સાધનોની યોગ્ય સંભાળ રાખવી, એ આપણું સર્વથી પ્રથમ અને મહત્ત્વનું કર્ત્તવ્ય છે. એ કર્ત્તવ્યનું જો યોગ્યતાથી પાલન કરવામાં આવે, તો પછી સિદ્ધિપ્રતિ દૃષ્ટિપાત કરવાની પણ અગત્ય નથી; કારણ કે, તે તો પછી પોતાની મેળે જ ચાલી આવે છે. આપણું સાધ્ય કાર્યરૂપ હોઇને આપણાં સાધનો કારણરૂપ છે. એટલામાટે કારણરૂપ પ્રતિ પ્રથમ ધ્યાન આપવું અને તે વિશે જ બની શકે તેટલો સૂક્ષ્મ વિચાર કરવો, એ આપણા જીવનક્રમમાંનું એક મહત્ત્વપૂર્ણ રહસ્ય છે. કર્મવિષયક શ્રીમદ્ભગવદ્ગીતામાં કરાયલું વિવેચન તો બહુજનોએ વાંચ્યું હશે જ. આપણે સતત કાર્યમગ્ન રહેવું જ જોઇએ, એવું ગીતાનું કથન છે. કર્મ કર્યા વિના આપણા આયુષ્યમાંનો એક ક્ષણ જેટલો સમય પણ જતો નથી. જો આ સત્ય હોય—અને તે છે જ—તો પોતાના સમસ્ત ધ્યાનને સ્વીકારેલા કાર્યમાં પરોવો. એ કાર્ય મહાન્ હોય કિંવા ક્ષુલ્લક હોય, છતાં આપણું મન તે એક જ કાર્યમાં તલ્લીન હોવું જોઇએ. અન્ય ગમે તેવા અને ગમે તેટલા વિષયો આવીને ઉપસ્થિત થાય, છતાં આપણા ધ્યાનને આપણે તે કાર્યમાંથી બહિર્મુખ કરવું ન જોઇએ, એટલું બધું આપણું ધ્યાન તે એક જ કાર્યમાં ગુંથાયલું કિંવા પરોવાયલું હોવું જોઇએ; તથાપિ એમ હોવા છતાં તેનો કોઈ પણ ક્ષણે ત્યાગ કરી શકાય, એ પ્રમાણેની પણ ચિત્તની

તત્પરતા તે સાથે જ હોવી જોઇએ. કોઈ પણ કાર્ય મનઃપૂર્વક કરવું, પરંતુ તેના ફળ વિશે અનાસક્ત રહેવું, એવો ગીતાનો ઉપદેશ છે;-

**"तस्मादसक्तं सततं कार्यं कर्म समाचर।**
**असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः" ॥**

ગીતા, અ. ૩; શ્લો. ૧૯.

જો આપણે આપણા જીવનમાંના અનુભવોને તપાસી જોઇએ, તો આપણા શોકનું જે એક મહાન્ કારણ વિશેષે કરીને દેખાઈ આવે છે તે એ કે, આપણે અમુક એક કાર્યને જે વેળાએ હસ્તમાં લઇએ છીએ, તે વેળાએ મહા ઉત્સાહથી આપણી સર્વ શક્તિનો તેમાં વ્યય કરી નાખીએ છીએ; અને આટલું બધું કરવા છતાં પણ કેટલીકવાર આપણા કાર્યની નિષ્ફળતા થઈ જાય છે. પરંતુ તે કર્મમાં આપણી આસક્તિ એટલી તો દૃઢ જડાયલી હોય છે કે, તે કાર્યને ત્યાગતાં આપણા પ્રાણ નીકળી જાય છે. 'ખાય તો મરે અને મૂકે તો આંધળો થાય' એવી જ આપણી સ્થિતિ થયેલી હોય છે. એ કાર્યને વળગી રહેવાથી આપણે પોતે પોતાના પગપર કુહાડો મારીએ છીએ, એ આપણે મનમાં સારી રીતે જાણતા હોઇએ છીએ; એ કાર્યની પૂઠે પડવાથી કેવળ દુઃખ અને દુઃખ વિના આપણને બીજા કશાની પણ પ્રાપ્તિ થવાની નથી, એ વિશે આપણો નિશ્ચય હોય છે; તથાપિ તેનો મોહ એવો તો અનિવાર્ય હોય છે કે, આપણાથી તેનો ત્યાગ કરી શકાતો નથી. મધુમક્ષિકા મધુનો સ્વાદ લેવામાટે એક પાત્રપર આવીને બેસે છે, પણ તેના પગ પાત્રપર ચોંટી જાય છે અને તેનાથી આમ કે તેમ ખસી શકાતું નથી, તેવી જ આપણી અવસ્થા થયેલી છે. આપણને આપણા જીવનક્રમમાં વારંવાર આ અનુભવ મળ્યા કરે છે. આપણા સમસ્ત જીવનક્રમનો સરવાળો કાઢીએ, તો તે બહુધા આવા પ્રસંગોના આંકડાથી ભરેલો છે, એમ જ આપણા જોવામાં આવી શકશે. આપણે આ જગતમાં જન્મ શામાટે ધારણ કર્યો ? અહીં આવવામાં આપણો ઉદ્દેશ મધુને ચાખવાનો હતો; પરંતુ પરિણામ એ આવ્યું કે, આપણા હાથપગ માત્ર પાત્રપર જ ચોંટી ગયા. આપણે અહીં વિલાસ કરવામાટે આવ્યા હતા; પરંતુ આપણા જીવપર બીજાઓ જ વિલાસ કરવા લાગ્યા, રાજ્યાસનપર વિરાજીને પ્રભુત્વ ગર્જાવવાના ઉદ્દેશથી આપણે અહીં આવ્યા હતા; પરંતુ આપણે જ સ્હામા સૃષ્ટિના દાસાનુદાસ બની બેઠા. કાંઈ પણ સ્વતંત્ર કર્ત્તવ્યશીલતા કરી બતાવવાનો આપણો આશય હતો; પરંતુ અત્યારે સૃષ્ટિની આજ્ઞામાં રહી પાટો ઉપાડવાથી વિશેષ બીજું કાંઈ પણ આપણે કરતા નથી. સતત

આવો જ પ્રકાર ચાલૂ છે. આપણા જીવનક્રમની સૂક્ષ્મતમ ઘટનામાં પણ એ જ પ્રકાર પ્રસરેલો દેખાઈ આવે છે. આપણા પોતાપર સહસ્રાવધિ મનોનો અધિકાર હોય છે; અને આપણે સહસ્રાવધિ મનોપર અધિકાર મેળવવાને ઉત્સુક રહ્યા કરીએ છીએ! આ સુખકર વસ્તુનો આસ્વાદ લેવાની આપણી ઇચ્છા છે; પરંતુ ખરી રીતે જોઇએ તો એ સુખો આપણા જીવનને ભક્ષતાં જ દેખાય છે! આપણે આ સૃષ્ટિ-પાસેથી સર્વ વૈભવોને ઝૂટવી લેવાના પ્રયત્ન કર્યા કરીએ છીએ, પણ અંતે જોઇએ તો સૃષ્ટિએ જ આપણું સર્વસ્વ લૂટીને આપણને પાયમાલ કરી નાખ્યા છે, એવો જ અનુભવ આપણને પ્રાપ્ત થાય છે!

આવી ઘટનાઓ ન બની હોત, તો કેટલો બધો આનંદ થાત વારુ? આપણે સમસ્ત જન્મપર્યન્ત દીવાળી જ કરતા રહેત! પણ—અસ્તુ. ધૈર્યને ત્યાગવાથી લાભ નથી. આપણા જીવનકાળમાં આપણને ગમે તેટલી ઠોકરો લાગી હોય અથવા તો અલ્પ સ્વલ્પ જય મળ્યા હોય, તેમાં ગમે, તેટલા સુખદુઃખના પ્રસંગો આવ્યા હોય; છતાં અદ્યાપિ આપણે એકસરખી દીપોત્સવી કરી શકીએ એમ છે. પરંતુ એ દીપો-ત્સવીના ઉપભોગને મેળવવામાટે સૃષ્ટિના જાળમાં ન સપડાવાની માત્ર આપણે બરાબર સંભાળ રાખવી જોઇએ.

આસક્તિ જ આપણા દુઃખનું સર્વથી પ્રથમ અને મહાન્ કારણ છે. જ્યાં આસક્તિનો ઉદ્ભવ થયો કે, આપણાં ચરણ સૃષ્ટિના જાળમાં અટવાયાં જ. એટલા-માટે ગીતાની એવી અનુજ્ઞા છે કે, 'સદોદિત કર્મ કરો, પણ તે અનાસક્ત મનથી કરો; તે કર્મમાં ગુંચવાઈ ન જશો. તમારી ઇચ્છા થાય ત્યારે તત્કાળ તેનાથી ભિન્ન થઈ શકાય, એટલી સીમાપર્યન્ત તમારા ચિત્તને કેળવી રાખો.' અમુક એક વસ્તુ પ્રતિ તમારો જીવ ગમે તેટલો ખેંચાતો હોય, અથવા અમુક એક વસ્તુ તમને ગમે તેટલી પ્રિય હોય, અથવા અમુક એક વસ્તુનો ત્યાગ તમારા અગાધ દુઃખનો હેતુ થતો હોય, તો તેવી સ્થિતિમાં પણ એક ક્ષણ માત્રમાં ઇચ્છા થાય ત્યારે તે વસ્તુને ત્યાગી દેવામાટેની તૈયારી તમારે રાખવી જોઇએ. દુર્બળ મનુષ્યને કોઈ પણ કાર્યમાં યશોભાગ મળી શકતો નથી. આ લોકમાં કિંવા બીજા કોઈ લોકમાં દુર્બળ મનુષ્યનું એક કપર્દિકાનું પણ મૂલ્ય હોતું નથી. મનની દુર્બળતા સમસ્ત દાસત્વનો મૂળ પાયો છે. શારીરિક અને માનસિક દુઃખો ઉત્પન્ન થવાનું કારણ પણ એ દુર્બળતા જ છે. દુર્બળ-તાનો બીજો અર્થ સાક્ષાત્ મૃત્યુ જ છે. આપણી આસપાસના વાતાવરણમાં લક્ષાવધિ રોગજંતુઓ હોય છે; પરંતુ આપણામાં દુર્બળતાનો વાસ થયા વિના તેઓ આપણાપર

આક્રમણ કરી શકતા નથી. આપણી દુર્બળતાના યોગે આપણો દેહ એ રોગોત્પાદક જંતુઓના નિવાસમાટે યોગ્ય થઈ પડે છે; અને ત્યારપછી તેને પોતાનું ગૃહ જાણીને રોગનાં બીજો ત્યાં આનંદથી પ્રવેશ કરે છે. આપણી આસપાસ દુઃખકારક લક્ષાવધિ વિષયોનો અને લક્ષાવધિ રોગબીજોનો ઘેરો પડેલો હોય, છતાં આપણી પાસે આવવાની તેમની હિંમત નથી અને આપણાપર અધિકાર ચલાવવાનું તેમનામાં સામર્થ્ય નથી. માત્ર જો મન અશક્ત થઈ જાય, તો પરિસ્થિતિ બદલાઈ જાય, એ નિર્વિવાદ છે. આપણો એકંદર જીવનક્રમ જેનાપર મુખ્યતઃ અવલંબી રહ્યો છે, તે આ પ્રથમ અને મહાન્ નિયમને સારી રીતે ધ્યાનમાં રાખવો જોઇએ. સુદૃઢતા જ જીવિત છે અને દુર્બળતા મૃત્યુ છે. જે મનોબળ, તે જ સુખસર્વસ્વ, તે જ ચિરંતન જીવિત અને તે જ અમરત્વ છે; અને જે દુર્બળતા—તે જ રોગ, તે જ દુઃખ અને તે જ મૃત્યુ છે.

આસક્તિ જ અત્યારે આપણા સુખના સાધનરૂપ થઈ બેઠી છે. આપણી આપણા મિત્રો વિશેની આસક્તિ, આપણા ઇષ્ટમિત્રો વિષયક આસક્તિ, આપણી બુદ્ધિ અને આપણાં ધર્મ કર્મ વિષયક આસક્તિ અને પ્રત્યેક બાહ્ય વિષય વિષયક આસક્તિ; અને આ સર્વ આસક્તિઓનો તોક ગળામાં શા માટે નાખવામાં આવે છે, તો કે આપણને સુખની પ્રાપ્તિ થાય એટલામાટે. પરંતુ એનું સર્વથા વિરુદ્ધ પરિણામ એ જ આવે છે કે, માત્ર દુઃખ જ આવીને આપણે ગળે બાઝી પડે છે. અર્થાત્ સત્ય આનંદની પ્રાપ્તિ કરવી હોય, તો તેમાટેનો અનાસક્ત થવા વિના બીજો એક પણ ઉપાય નથી. ઇચ્છા થતાંની સાથે જ એ સર્વ આસક્તિઓની શૃંખલાને તોડી નાખવાનું સામર્થ્ય જો આપણામાં હોય, તો દુઃખો આપણને સ્પર્શ માત્ર પણ કરી શકવાનાં નથી. અત્યંત આસક્ત મનુષ્ય જેવા ઉત્સાહથી અમુક એક કાર્યની પાછળ પડે છે, તેટલા જ ઉત્સાહથી અમુક કાર્ય કરવા છતાં ગમે ત્યારે તેમાંથી મુક્ત થવાનું જેનામાં સામર્થ્ય હોય છે, તે જ મનુષ્ય પ્રકૃતિ અથવા નિસર્ગ પાસેથી શક્ય હોય, તેટલું સુખ મેળવી શકે છે. અત્યન્ત મહત્ત્વની છતાં અત્યંત કઠિન હોય તો તે માત્ર આ જ કૃતિ છે કે, કાર્ય કરવામાં જોઇતું આસક્તિનું બળ અને તેમાંથી છૂટવામાટે જોઇતું અનાસક્તિનું બળ, એ બન્ને બળો સમસમાન હોવાં જોઇએ. કેટલાંક મનુષ્યો એવાં હોય છે કે, તેઓ બાહ્યતઃ અનાસક્ત સમાન દેખાય છે; તેમની કોઈ પણ વસ્તુમાં આસક્તિ હોતી નથી; તેમનો કોઇમાં પ્રેમ હોતો નથી; તેમનું હૃદય જાણે કે પાષાણનું જ બનેલું હોય છે અને જગતથી તેઓ સદાસર્વદા પરાઙ્મુખ હોય છે. એવાં મનુષ્યો કદાપિ દુઃખમાં નિમગ્ન થયેલાં જોવામાં આવતાં નથી; પરંતુ આ સૃષ્ટિમાં

એમનું સત્ય મૂલ્ય શું હોય છે વારુ? આ ભીંતને આખા જન્મારામાં કોઈવાર પણ દુઃખ થયું હતું કે કેમ? તેનો કદાપિ કોઇનામાં પ્રેમ બંધાયો ન હોતો. તે સર્વથા હતી તો અનાસક્ત, પણ છેવટે ભીંત તે તો ભીંત જ; કેવળ ગારાનો ગોળો. અર્થાત્ એવી ભીંત બની રહેવા કરતાં તો આસક્ત થઇને દુઃખો ભોગવવાં, એ સહસ્રવાર ઉત્તમ છે. એવી રીતે ભીંતરૂપ થવાથી જગતમાંનાં દુઃખોને ટાળી શકાય છે, એ સત્ય છે; પરંતુ એના જ યોગે જગતમાંના આનંદ પણ ટળી જાય છે અને તેથી ચિત્તમાં દુર્બળતાનો પણ સંચાર થાય છે. એટલામાટે પાષાણ થઈ રહેવું, એ કોઈ પણ રીતે યોગ્ય નથીઃ એ આપણું સાધ્ય છે જ નહિ. એક પ્રકારની દુર્બળતા જાય અને અન્ય પ્રકારની દુર્બળતાનો આવિર્ભાવ થાય, એ પણ એક પ્રકારનું મૃત્યુ નહિ તો બીજું શું છે વારુ? પાષાણજીવન જ આપણું ઇષ્ટ છે કે શું? કદાપિ નહિ.

અમુક એક વસ્તુમાં અત્યંત પ્રેમ બંધાઈ જાય, એ પણ એક પ્રકારનું સામર્થ્ય જ છે; એ એક પ્રકારની શક્તિ જ છે. કેવળ એક જ વિષયમાં આપણું સમસ્ત ધ્યાન ગુંથાઈ રહે છે અને તે એટલે સુધી કે, આપણને તે વિના બીજા કશાનું ભાન સુદ્ધાં પણ રહેતું નથી; આપણા સમૂળ નાશનો સમય આવી લાગે, તો પણ આપણા મનમાં તે વિષયને ત્યાગવાનો વિચાર આવતો નથી. હવે આ કૃતિ સામર્થ્ય વિના શકય થઈ શકે ખરી કે? અર્થાત્ એમાં પણ સામર્થ્યની આવશ્યકતા હોય છે. પોતાને ભૂલીને અન્યના સંતોષમાટે ગમે તેવાં સંકટો સહન કરવાં, એ એક દૈવી ગુણ છે. એને માટે અત્યંત આસક્તિમાં દેખાઈ આવતા મનઃસામર્થ્યની તો આપણને આવશ્યકતા હોય છે જ; છતાં કેવળ દૈવી ગુણને ઉત્પન્ન કરીને જ આપણે સ્વસ્થ થઈ બેસી રહેવાનું નથી અને તેટલામાટે એ સામર્થ્ય ઉપરાંત બીજું અનાસક્તિનું સામર્થ્ય પણ આપણને જોઇએ જ. આસક્તિગત સામર્થ્ય અને અનાસક્તિગત સામર્થ્ય એવી રીતે બન્ને સામર્થ્યોની આપણને આવશ્યકતા છે. મનુષ્યનું પૂર્ણત્વ એમાં જ સમાયલું છે. એક જ પ્રેમના વિષયમાં પોતાની આત્મિક શક્તિના સર્વ ભંડારો ખાલી કરવાં છતાં પૂર્ણતાને પામેલો પુરુષ તે વિષયવિશે અત્યંત ઉદાસીન હોય છે. હવે એ બમણું કાર્ય કેવી રીતે સધાય છે, તે આપણે જોવું જોઇએ; એના રહસ્યને આપણે જાણવું જોઇએ.

ભિક્ષુક મનુષ્ય કદાપિ સુખી હોતો નથી. તેના જીવનધારણ પૂરતું સાધન તેને આમ તેમથી મળી રહે છે; પરંતુ પ્રત્યેક વેળાએ તેનો અનેક સ્થળે તિરસ્કાર પણ થાય છે. તેને ગમે તેવી અને ગમે તેટલી પ્રાપ્તિ થાય, છતાં તેની પાછળ તુચ્છતાદર્શક

દયા અને તિરસ્કાર તો હોવાનાં જ. ભિક્ષુક થયો, એટલે તેની કીમત એક કોડીની પણુ ભાગ્યે જ અંકાય છે, અર્થાત્ તેની કાંઈ કીંમત છે જ નહિ; એમ દાતાના મનમાં આવ્યા વિના રહેતું નથી. અર્થાત્ એ કારણથી, તેને મળેલાં સાધનોથી સુખની પ્રાપ્તિ પણુ થઈ શકતી નથી.

આપણે પણુ બહુ અંશે એવા પ્રકારના ભિક્ષુક સમાન જ છીએ. આપણે જે કાંઈ પણુ કરીએ છીએ, તેનું પ્રતિફળ આપણુને મળવું જોઇએ, એવી આપણી અપેક્ષા હોય છે. આપણે શુદ્ધ વૈશ્ય વૃત્તિવાળા લોક છીએ. આપણી તુલાને સદાસમતોલ રાખવાની આપણે બહુ જ કાળજી રાખીએ છીએ. અંતપર્યન્ત એ કાંટાના બન્ને પલ્લા સમતોલ કેવી રીતે રહી શકે, એની આપણુને બહુ જ ચિન્તા રહ્યા કરે છે. હવે આપણું એ વાણિજ્ય અમુક વિશિષ્ટ વસ્તુવિષયક હોય છે, એમ પણુ નથી; કિન્તુ આયુષ્યમાંના સર્વ પ્રકારના ઉદ્યોગોમાં એની એ જ વૃત્તિ હોય છે. મેં અમુક કર્યું તેના બદલામાં મને અમુક મળવું જોઇએ, એ જ આપણું નિરંતર ચિંતન હોય છે. મહા દાનધર્મ કર્યા હોય તો તે પુણ્યકૃત્યના બદલામાં નામની ગર્જના થવી જ જોઇએ, એ અપેક્ષા સર્વને હોય છે. ધર્મના વિષયમાં પણુ એનો એ જ પ્રકાર દેખાય છે. 'અમુક મનુષ્ય ધાર્મિક છે,' એમ જો કોઈ આપણુને ન કહે, તો આપણો ધર્મ આપણુને વ્યર્થ ગયેલો જણાય છે. એ જ નિયમ પ્રેમને પણુ અક્ષરે અક્ષર લાગુ પડે છે. નિર્વ્યાજ પ્રેમના વાયુ માત્રનો પણુ કદાપિ આપણા અંગને સ્પર્શ થયો નથી. પ્રેમમાં પણુ આપણુને અદલાબદલીની–વ્યાપારની–આવશ્યકતા ભાસે, એ મહા શોચનીય છે!

જો તમારે કેવળ વ્યાપાર જ કરવો હોય, જો કેવળ લેવડ દેવડ કરવાની જ તમારી ઇચ્છા હોય, જો વેચવું અને ખરીદવું જ તમારું કર્તવ્ય છે, એમ તમને જણુાતું હોય, તો પછી વ્યાપારના સર્વ નિયમો અક્ષરે અક્ષર પાળવાની અગત્ય નથી કે શું? 'વ્યાપારમાં તો કોઈવાર નફો પણુ થાય અને ખોટ પણુ જાય,' એવો એક સાધારણુ નિયમ છે. અર્થાત્ વ્યાપારમાં કોઈવાર તેજી હોય છે તો કોઇવાર મંદી પણુ થાય છે; જો કોઇવાર ખપ ઓછો અને માલ વધારે હોય, તો કોઇવાર માલ થોડો અને ખપ વધારે થવાનો વખત પણુ આવે છે, એટલે પ્રત્યેક વ્યાપારીએ એ તત્ત્વને જાણીને તદનુરૂપ પોતાના હૃદયની તૈયારી કરી રાખવી જોઇએ. દર્પણમાં દષ્ટિપાત કરતાં આપણુને આપણું મુખ દેખાય છે, આપણે મોઢું વાકું કરીએ એટલે દર્પણમાં પણુ તે વાંકું થાય છે અને આપણે હસીએ તો દર્પણગત મુખ પણુ હસવા માંડે છે. એ જ ક્રયવિક્રયનો પ્રકાર છે; એ જ લેવડદેવડનું સ્વરૂપ છે.

એવી રીતે વ્યાપાર કરતાં આપણા પગો તેમાં ગુંચવાઈ જાય છે, એ કેમ થાય છે વારુ? આપણે જે કાંઈ આપીએ છીએ, તેના યોગે જ ગુંચવાઇએ છીએ એમ નથી; કિંતુ આપણા મનમાં તેના બદલાની જે આશા રહેલી હોય છે. તેથી જ આપણે તેમાં ફસાઈ જઇએ છીએ. અનેકવાર આપણા પ્રેમના બદલામાં આપણને દુઃખની પ્રાપ્તિ થાય છે. એમ શામાટે થવું જોઇએ? અર્થાત્ આપણે પ્રેમ આપ્યો, તેથી એ દુઃખ પ્રાપ્ત થતું નથી; કિંતુ આપણા હૃદયમાં જે પ્રતિપ્રેમની અપેક્ષા હોય છે, તે જ આપણા દુઃખનું કારણ થાય છે, એમ વિચારાન્તે આપણા જાણવામાં આવી શકે છે. જે સ્થળે કોઈ પણ વસ્તુની અપેક્ષા કિંવા આશા ઉત્પન્ન થાય છે, ત્યાં દુઃખ અવસ્ય આવવાનું જ. અપેક્ષા કિંવા આશા જ આપણાં અનેક દુઃખોનું કારણ છે. આશાપૂર્ત્તિનો આધાર યશ કિંના અપયશપર રહેલો હોવાથી તેના યોગે કોઈ વાર તો દુઃખની પ્રાપ્તિ થવાની અને થવાની જ.

એટલામાટે પોતાના જીવનક્રમમાં જ સત્ય યશઃપ્રાપ્તિની ઇચ્છા હોય અને સત્ય સુખ મેળવવાની અભિલાષા હોય, તો આ તત્ત્વને અવસ્ય ધ્યાનમાં રાખવું જ જોઇએ કે, જેને પ્રતિફલની લેશમાત્ર પણ અપેક્ષા હોતી નથી, તેને જ સત્ય યશની પ્રાપ્તિ થઈ શકે છે. આ તત્ત્વમાં અને પ્રત્યક્ષ વ્યવહારમાં અનેક વાર વિરોધ દેખાઈ આવે છે; પરંતુ તે સત્ય વિરોધ હોવાને બદલે કેવળ વિરોધાભાસ જ હોય છે. જેને કોઈ પણ પ્રકારના પ્રતિફલની ઇચ્છા હોતી નથી, એવો મનુષ્ય નિત્ય ફસાઈ જાય છે અને અનેક જન તેને અનેક પ્રકારે ત્રાસ આપ્યા કરે છે, એમ આપણા જોવામાં આવે છે. તો પછી એ નિરપેક્ષ મનુષ્યને યશસ્વી કેવી રીતે કહી શકાય વારુ? કેવળ સ્થૂલ દૃષ્ટિથી જોતાં તો એ યશનું લક્ષણ નથી, એમ જ જણાય છે. જેજસ્ ક્રાઇસ્ટે પોતાના સમસ્ત જીવનમાં કેવળ પરોપકાર વિના બીજું કાંઈ પણ કર્મ ન કરવા છતાં તેને અંતે શૂળીપર ચઢવું પડ્યું, એ એનું ઉદાહરણ છે. હા, એ વાર્ત્તા સત્ય છે; પણ તેની અલિપ્ત વૃત્તિએ કેવા અને કેટલા મહાન્ વિજયનો પાયો નાખી દીધો, એનો વિચાર કરો. લક્ષાવધિ–કોટ્યવધિ–જીવોને તેણે મુક્તિનો માર્ગ બતાવી દીધો, એ તેનો કાંઈ જેવો તેવો યશ અથવા વિજય કહી શકાય ખરો કે?

કોઈ પણ કર્મના બદલામાં આપણને કાંઈ પણ મળવું જોઇએ, એવી આશા રાખશો નહિ. તમારે જે કાંઈ પણ આપવાનું હોય, તે આપીને છૂટા થઈ જાઓ. તે તમારું આપેલું તમને અવસ્ય પાછું મળશે; પણ તે વિશે આજે અને અત્યારે જ જ કાંઈ વિચાર કરશો નહિ. તમારું દાન જ્યારે પાછું આવશે ત્યારે તે એકલું ન

આવતાં અન્ય અનેકોને પોતાની સાથે લેતું આવશે; પરંતુ એની ઉપર આજે જ ધ્યાન પરોવાને બેસશો નહિ. જે કાંઈ કરવાનું હોય, તે આજે જ કરીને મુક્ત થવાનું છે, એટલો જ વિચાર અત્યારે જાગૃત હોવો જોઇએ. એક વાર્તાને આપણે સારી રીતે સ્મરણમાં રાખવાની છે અને તે એ કે, આપણો જન્મ લેવા માટે નહિ, પણ કેવળ આપવામાટે જ છે. પ્રકૃતિનો નિયમ એવો કઠિન છે કે, તે આપણે ન આપતા હોઇએ તો બળાત્કારે આપણા હાથે અપાવે છે. જ્યારે એમ જ છે તો પછી પોતાની ઇચ્છાથી જ આપવામાં વિશેષ લાભ નથી કે શું? એક વાર તો આપણા સર્વસ્વને આપણે ત્યાગી દેવું પડશે. સમસ્ત જીવન પર્યન્ત આપણે મુઠ્ઠી વાળ્યા કરીએ છીએ. મૂઠ્ઠી મજબૂત, કેવી રીતે વાળી શકાય, એ જ વિચાર આપણા મનમાં નિરંતર ઘોળાયા કરે છે; પણ કોઈ એક સમય એવો આવી લાગે છે કે, આપણા ગળાપર પગ મૂકીને પ્રકૃતિદેવી આપણી મુઠ્ઠીને ઢીલી કરી નાખે છે. તે વેળાએ તમારી ઇચ્છા હોય કિંવા ન હોય, તોપણ તમારે તમારી મુઠ્ઠીને ઢીલી કરવી જ પડે છે; અને જો તમે 'ના' પાડો, તો વળી એકાદ તમાચો વધારે ખાવો પડે, એટલો જ લાભ; એથી વધારે લાભની આશા હોતી નથી. તમે પોતાના સર્વસ્વને છાતી સાથે ગમે તેટલા બળથી દબાવી રાખો, પણ અંતે તેને નાખી દેવાનો સમય તો અવશ્ય આવવાનો જ. જેને આવો સમય આવતો નથી, એવો એક પણ પ્રાણી આ વિશ્વમાં જન્મ્યો નથી. આ નિયમવિરુદ્ધ તમે જેટલો અધિક પોકાર ઉઠાવો, તેટલા પ્રમાણમાં તમારાપર પ્રકૃતિના આઘાત અધિક ભયંકર થવાના અને તમારાં કષ્ટ પણ વિશેષ ભયંકરતાને ધારણ કરવાનાં! આપણી આપવામાટેની તૈયારી કદાપિ હોતી જ નથી. આપણા હસ્તો નિરંતર લેવામાટે તત્પર હોય છે; આપવાનું ધૈર્ય આપણામાં હોતું જ નથી. પ્રકૃતિની એ યાચનાને પૂર્ણ કરવાની આપણી તૈયારી ન હોવાથી આપણને અનેક પ્રકારનાં દુઃખો ભોગવવાં પડે છે. સૂર્ય સદોદિત સમુદ્રના સલિલનું શોષણ કર્યા કરે છે, પણ તે વર્ષારૂપે તે જળ પાછું આપવામાટે જ શોષે છે. સમસ્ત વિશ્વમાં એ જ વ્યવહાર ચાલૂ છે. એકની પાસેથી લેવું અને અન્યને આપવું, એ પ્રકૃતિનો વ્યવહાર આપણા યોગે ચાલે છે. આપણે મનુષ્યો પ્રકૃતિનાં આપ લે કરવાનાં યંત્રો છીએ. એટલામાટે આપણી પાસે જે કાંઈ આવે છે, તે માત્ર આપવામાટે જ આવે છે, એમ જ સમજવું જોઇએ. અર્થાત્ દાનના પ્રતિદાનની અપેક્ષા રાખવી, એ કાર્ય પ્રકૃતિના નિયમથી વિરુદ્ધ છે. જો વધારે અને વધારે આપતા રહેશો, તો તમને વધારે અને વધારેની પ્રાપ્તિ પોતાની મેળે જ થયા કરશે.

આ ઓરડામાંની હવાને તમે જેટલી ઉતાવળથી બહાર કાઢી નાખશો, તેટલી જ ત્વરાથી બહારની હવા અંદર આવીને ભરાવા માંડશે; પણ જો આ બધા દરવાજા અને બારી વગેરેને તમે બંધ કરી નાખો, તો અંદરની હવા અંદર જ રહેવાની; પણ બહારની હવા માત્ર અંદર આવી શકવાની નહિ. આમ થવાથી અંદરની હવા ગોંધાઈ રહેવાની અને બગડીને છેવટે સંપૂર્ણ ઝેરી બની જવાની. નદીઓ એક તરફથી પોતાનું સમસ્ત જળ સમુદ્રને અર્પણ કરતી હોય છે; અને બીજી બાજૂથી એકસરખી ભરાતી હોય છે. આ વિશ્વવ્યાપક સમુદ્રમાં પ્રવેશ કરવાનાં આપણાં દ્વારોને બંધ કરશો નહિ. એ દ્વારોને બંધ કર્યાં કે મૃત્યુએ તમારું ગળું દબાવ્યું જ સમજી લેવું.

એટલામાટે ભિક્ષાવૃત્તિનું અવલંબન કરશો નહિ; અને સદા અનાસક્ત જ રહેજો. અનાસક્ત રહેવું અત્યંત કઠિન છે. એ માર્ગમાંનાં ભયંકર વિઘ્નો અને દુષ્ટ શ્વાપદોની કેવળ કલ્પના પણ આપણાથી કરી શકાતી નથી. એ માર્ગમાંનાં વિઘ્નો યદાકદાચિત્ તીવ્ર બુદ્ધિના યોગે જાણવામાં આવી જાય, તોપણ તેમનું પ્રત્યક્ષ આક્રમણ થવા પૂર્વે તેમની ભયંકરતાની સત્ય કલ્પનાનો આપણા હૃદયમાં આવિર્ભાવ થઈ શકતો નથી. એક રમણીય ઉદ્યાનના દેખાવને દૂરથી જોઇને તેની આપણે માત્ર અંશતઃ કલ્પના કરી શકીએ છીએ; પરંતુ તેની યથાર્થ આદર્શતાને જાણવામાટે તો તે ઉદ્યાનમાં જ પ્રવેશ કરવો જોઇએ, તો જ તે જાણી શકાય છે. અન્યથા આપણી દૃષ્ટિ તેની રૂપરેખાના અંતર્ભાગમાં ગમન કરી શકતી નથી. અમુક કાર્યમાં આપણને ભયંકર અપયશની પ્રાપ્તિ થયેલી હોય છે, આપણા અંગમાંનું સમસ્ત જીવન શુષ્ક થયેલું હોય છે અને શત્રુઓએ પોતાના આઘાતનો વ્યવસાય ચલાવેલો હોય છે; તેવા સમયમાં પણ હૃદયને સહનશીલ બનાવવું પડે છે. એવા સમયમાં પણ પોતાના ઈશ્વરત્વનું વિસ્મરણ ન થઇ જાય—તે દટાઈ ન જાય—એની સારી રીતે સંભાળ રાખવી પડે છે. આપણો સમગ્ર દુષ્ટ સ્વભાવ એવા સમયમાં ખળભળી ઉઠે છે; તે અંદરથી એકસરખી રીતે એવું પ્રોત્સાહન આપ્યા કરે છે કે;—"ઊઠ, જોઈ શું રહ્યો છે; જેવાની સાથે તેવો થઇને વર્ત્ત; શઠની સાથે શઠતાથી જ વર્ત્તવું જોઇએ; અત્યારે પાછળ રહીશ, તો બાયલો ઠરીશ!" અર્થાત્ આવા પ્રકારની જેમની ચમત્કૃતિ છે, તે કામક્રોધાદિ વિકાર એવા સમયમાં સંપૂર્ણ જાગૃત થયેલા હોય છે. એવા કાળમાં સંપૂર્ણ શાંતિને જાળવી રાખવામાટે, શઠ સાથે શઠતાથી ન વર્ત્તવામાટે અને વિકારથી અલિપ્ત રહેવામાટે ઈશ્વરના બળ કરતાં પણ અધિક બળની આવશ્યકતા હોય છે.

અલિપ્ત રહેવામાટેનો આપણે નિત્ય વિચાર કરતા હોઇએ છીએ. આપણા પૂર્વ જીવનનું કેટલીકવાર આપણે સિંહાવલોકન કરીએ છીએ. તે વેળાએ જેમના વિશે આપણા હૃદયમાં આસક્તિ વસતી હતી, તેવા સર્વ વિષય અને મનુષ્યો આપણાં મનશ્ચક્ષુસમક્ષ આવીને ઊભાં રહે છે. તેમાંના પ્રત્યેક આપણને કેવી રીતે પોતાના આજ્ઞાધારક દાસ બનાવ્યા હતા અને અંતે આપણને કેવા દુઃખી કર્યાં હતા, એનું આપણને સ્મરણ થાય છે. આપણે આપણા ઈશ્વરત્વને સર્વથા ભૂલી જઇને દાસત્વ કિંવા પારતંત્ર્યના જાળમાં કેટલી સીમાપર્યન્ત સપડાયા હતા, એ આપણને પ્રત્યક્ષ દેખાવા માંડે છે. 'પ્રેમ' ના આડંબરયુક્ત નામથી ઓળખાતા દાસત્વને આપણે તે વેળાએ ગળે વળગાડતા હતા, એમ આપણા જાણવામાં આવે છે. બીજાઓ આપણને તે સમયમાં કાષ્ઠપ્રતિમા પ્રમાણે નચાવતા હતા અને પ્રતિ દિવસ આપણા ઈશ્વરત્વપર એક એક નવીન આવરણ નાખતા હતા, એની આપણને સ્મૃતિ થાય છે. તે વેળાએ આપણે પુનઃ એકવાર નિશ્ચય કરીએ છીએ કે, "હવે પછી આપણે કોઈ પણ પદાર્થમાં આસક્તિ રાખીશું નહિ!" પણ એનો શો ઉપયોગ વારુ? 'રે સિંહનાદ ન સાંભળે જંબૂક ગર્જે ત્યાં સૂધી' એવી જ આપણી અવસ્થા થઈ જાય છે. પુનઃ મોહ આપણને વશ કરી લે છે; પુનઃ આપણ જીવો, એ મોહના જાળમાં સપડાઇએ છીએ. પક્ષી જાળમાં સપડાતાં ખડખડાટ અને ફડફડાટ કરે છે, પરંતુ જાળમાંથી તેનો છૂટકો થઈ શકતો નથી. આપણો જીવનક્રમ પણ એ પ્રમાણેનો જ છે.

અનાસક્તિના માર્ગમાં મહાભયંકર વિઘ્નો રહેલાં છે, એ વાર્તાનો સ્વીકાર કરવો જ જોઇએ. એમાંનું એક જ વિઘ્ન અથવા એમાંની એક જ બાધા આપણા હૃદયને પીગળાવીને પાણી પાણી કરી નાખવાને પૂર્ણ સમર્થ હોય છે. કેટલીકવાર કેટલીક વસ્તુનું એવું પરિણામ થાય છે કે, આપણી વૃત્તિમાં સૂતકીપણું ઘુસી જાય છે. જગતમાં સત્ય પ્રેમ અને સત્ય નિઃસ્વાર્થ બુદ્ધિ ઇત્યાદિ સદ્ગુણોનો કયાંય નિવાસ નથી, એમ ભાસવા માંડે છે અને તેથી આપણી વૃત્તિ સર્વથા ઉત્સાહહીન બની જાય છે. પૂર્વવયમાં ઉદાર, ક્ષમાવાન્, સદય અને સરળ મનનાં તરીકે પંકાયલા મનુષ્યો વૃદ્ધાવસ્થામાં પોતાના મનુષ્યત્વને પણ ભૂલી જાય છે, એવાં પણ કેટલાંક ઉદાહરણો જોવામાં આવે છે. એમાંના કેટલાક દાંભિક હોય છે, એ અસત્ય નથી; પરન્તુ અનેકોની તો મનુષ્યત્વવિષયક સંવેદના જ નષ્ટ થયેલી હોય છે. તેમને કોઈ એક નીચ કૃત્ય વિશે કોપ પણ ઉપજતો નથી અથવા તો તેમના ચિત્તમાં કોઈ પણ વસ્તુ-

વિશે પ્રેમભાવ પણ હોતો નથી. તેમનું મનુષ્યત્વ કેવળ તેમના બાહ્ય આકારમાં જ અવશિષ્ટ રહેલું હોય છે. તેઓ કોઇવાર કોઇપર કોપાતા નથી, એનું કારણ તેમને સત્ય શાંતિ પ્રાપ્ત થઈ ગઈ છે એમ નથી; કિંતુ તેમનું કોપાયમાન થવાનું સામર્થ્ય નષ્ટ થઈ ગયેલું હોય છે, એ જ છે. અર્થાત્ એથી અમુક નીચ કૃત્ય કરવામાટે તેઓ કોઇને એક વાંકો શબ્દ માત્ર પણ કહી શકતા નથી. આવા મૌન કરતાં કોપનો આવિર્ભાવ થવો, એ સહસ્ત્રવાર વિશેષ ઉત્તમ છે; કારણ કે, તેથી સત્ય મનુષ્યત્વ તો જાગૃત થઈ શકે છે. પણ તેમનામાંનું મનુષ્યત્વ નિદ્રાવસ્થામાં હોતું નથી, કિંતુ સર્વથા મરી ગયેલું જ હોય છે. તેમની દૃષ્ટિ સમક્ષ કાંઈ પણ દુષ્કૃત્યો થાય, તો પણ તેને ક્ષિાત લાગતી નથી. કોઇને અપશબ્દ સંભળાવવા અથવા અભિશાપ જેટલું મનુષ્યત્વ પણ તેમનામાં સજીવન હોતું નથી. એવા મનુષ્યો એટલે કેવળ બોલતી ચાલતી પાષાણપ્રતિમાઓ જ સમજી લેવી!

એ પ્રકાર પણ અત્યંત ત્યાજ્ય છે, એ પ્રકટ જ છે. અર્થાત્ એથી આપણે કેટલા પ્રકારનાં વિઘ્નોમાંથી આપણો માર્ગ કાઢવાનો છે, એનો અંદાજ આપણાથી કાઢી શકાય છે. અર્થાત્ એટલામાટેજ આપણને ઇશ્વિરના બળ કરતાં પણ અધિક બળની આવશ્યકતા છે, એમ મેં થોડા સમય પૂર્વે કહ્યું હતું. સામાન્ય માનવ બળવડે આપણો માર્ગ આપણાથી કાપી શકાય તેમ છે જ નહિ; એ તો ઠીક; પરંતુ તેના કરતાં અધિક બળથી પણ એ કાર્ય થવાની શકયતા નથી. ઈશ્વિરી બળ કરતાં અધિક બળથી જ એ કાર્ય થવાની શકયતા છે. એ ચક્રવ્યૂહમાંથી બહાર નીકળવામાટે અંગમાં ઇશ્વિરીય બળ કરતાં અધિક બળનો નિવાસ જ હોવો જોઇએ. આપણા જીવનવનમાં અનેક જાળ અને અનેક ભૂલભૂલામણીઓ અસ્તિત્વ ધરાવે છે. તેમાંના અનેક વિષારિ સર્પો અને ક્રૂર શ્વાપદોના સમુદાયને ભેદીને આપણે સુરક્ષિતતાથી બહાર પડવાનું છે. એમાં જો આપણા શરીરને અપાય થાય, હાથ પગ તૂટી જાય અને રક્તપાત થવા માંડે, તોપણ તેથી આપણું હૃદય દિવસાનુદિવસ અધિક દૃઢ થતું જાય, એવી પરિસ્થિતિ હોવી જોઇએ. ગમે તેટલા આઘાત થાય, તોપણ મનઃશક્તિની ક્ષીણતા થવાને બદલે નિરંતર વૃદ્ધિ જ થતી રહેવી જોઇએ.

આ અત્યંત દુષ્કર્મ છે, એ વાર્ત્તા સત્ય છે; પરંતુ સતત અભ્યાસ હોય તો કોઈ પણ કાર્ય અશકય છે જ નહિ. એક સિદ્ધાન્ત સર્વેએ અવશ્ય ધ્યાનમાં રાખવા યોગ્ય છે અને તે એ કે, આપણી પોતાની તત્પરતા વિના કોઈ પણ દુઃખ આપણાપર આક્રમણ કરી શકતું નથી. અમુક એક દુઃખના સત્કારમાટેની આપણે પોતે જ

પ્રથમથી તૈયારીઓ કરતા હોઇએ છીએ. દુઃખના નિવાસમાટે આપણે પોતે જ આગાર બાંધતા હોઇએ છીએ. આમ હોવાથી જો દુઃખ તેમાં આવીને નિવાસ કરે, તો તેમાં દુઃખનો શો અપરાધ વારુ? જ્યાં મૃત પશુ પડેલું હોય, ત્યાં ગૃધ્ર અને સમળીઓ આવવાનાં જ. આપણો દેહ પ્રથમ અમુક એક રોગના નિવાસમાટે યોગ્ય થાય છે અને ત્યાર પછી તેમાં રોગ આવીને નિવાસ કરે છે, એ તો હું પ્રથમ કહી જ ચૂકયો છું. કેવળ રોગબીજ એકલાં જ રોગના કારણરૂપ હોતાં નથી; કારણ કે, શરીરની પૂર્વ તૈયારી વિના રોગબીજો તેમાં પ્રવેશ કરતાં નથી અને યદા-કદાચિત્ તેઓ પ્રવેશ કરે છે, તો ત્યાં વધારેવાર જીવી શકતાં નથી. જગતમાંની પ્રત્યેક સ્થિતિ આપણને આપણી પોતાની યોગ્યતા પ્રમાણે જ પ્રાપ્ત થાય છે. આપણી મૂર્ખ-તાના અભિમાનને આપણે દૂર રાખીને પ્રથમ એ જ શીખી લેવાનું છે કે, જે જે દુઃખો આવીને આપણે ગળે બાઝે છે, તેમના માટે આપણે પાત્ર જ હોઇએ છીએ. દુઃખો આવીને આપણને આનંદથી આલિંગન આપે, એવી પાત્રતાને આપણે આપણા અંગમાં પ્રથમથી જ લાવી રાખેલી હોય છે. દુઃખના માર્ગને આંકી તેમાંના કાંટા આદિને દૂર કરી, તેમાંના ખાડા વગેરેને આપણે જ પૂરી રાખીએ છીએ અને ત્યાર પછી તે સરળ માર્ગમાં ચાલીને દુઃખમહારાજ આપણી પાસે પધારે છે. દુઃખના માર્ગદર્શક દીપક આપણે જ છીએ, એ પ્રથમતઃ સારી રીતે સમજી લ્યો. જે જે સમ-યમાં પોતાને આઘાત અને ઠોકરો ખમવાં પડ્યાં હોય, તે તે સમયના અનુભવને સંપૂર્ણ રીતે સ્મરણમાં લાવો, એટલે નિર્વિવાદ તમારા જાણવામાં આવી શકશે કે, તે પ્રત્યેક આઘાતને ખમવામાટેની તૈયારી આપણે પોતે જ પ્રથમથી કરી રાખી હતી. અડધી તૈયારી આપણે કરીએ છીએ અને બાકીની અડધી તૈયારી બાહ્ય જગદ્દ્વારા થઈ જાય છે. એવી રીતે પૂરી તૈયારી થઈ રહ્યા પછી આપણામાં દુઃખનો પ્રવેશ થાય છે. એ જ સ્થળે આશાનો પણ એક તંતુ દેખાતો હોય છે. 'મારાથી બાહ્ય વિશ્વપર અધિકાર ચલાવી શકાતો નથી; પણ મારા અંતર્ગત જગતપર મારો અધિકાર ચાલી શકશે. દુઃખને માર્ગ મળવામાટે અંતર્બાહ્ય ઉભય સાધનોની અપેક્ષા હોય છે. એટલા-માટે મારા પક્ષે જો હું સુરક્ષિત રહેવાનો યત્ન કરીશ, તો દુઃખનો માર્ગ પોતાની મેળે જ બંધ થઈ જશે. જો હું મારી અંતઃસૃષ્ટિપર—મારા પોતાના મનપર—અધિકાર ચલાવી શકીશ, તો પછી મારામાં દુઃખનો પ્રવેશ કદાપિ થવાનો નથી.' એ જ આપણો આશાતંતુ છે, અને એને જ બળવાનૂ—વધારે બળવાન્—બનાવવાનો આપણે આપ-ણાથી જેટલો કરી શકાય, તેટલો વિશેષ પ્રયત્ન કરવાનો છે.

કોઈપણ દુઃખ આવીને પ્રાપ્ત થાય, એટલે આપણો પ્રથમ પ્રયત્ન બાહ્ય કારણને શોધી કાઢવાનો હોય છે. આ ટેવ આપણને બાલ્યાવસ્થાથી જ પડેલી હોય છે. આપણા પોતાના અપયશનું ઠીકરું કોના માથાપર ફોડી શકાય એમ છે, એ જ આપણે પ્રથમ શોધવા મંડી જઇએ છીએ અને એ પછી લોકોની સુધારણામાટેના આપણા પ્રયત્નો આરંભાય છે. આપણો પોતાનો જ કાંઈ પણ પ્રમાદ હશે, એની આપણને સ્વપ્નમાં પણ ઝાંખી થતી નથી. 'જે કાંઈ અપરાધ હોય, તે બીજાનો જ હોવો જોઇએ અને તેથી તેમને જ પ્રથમ સુધારવાની આવશ્યકતા છે' એવી જ આપણી માન્યતા હોય છે. આપણે ખરેખરા અને શુદ્ધ ઘમંડાનંદ જ હોઇએ છીએ. આપણને કાંઈ પણ દુઃખ આવીને પ્રાપ્ત થયું, એટલે પ્રથમ આપણે એ જ બોલીએ છીએ કે; "અરેરે જગત્ કેવું અને કેટલું બધું દુષ્ટ છે!' ત્યારપછી લોકોને અભિશાપ આપીને કહીએ છીએ કે;–"આમના જેવા ગર્દભરાજો મેં અન્યત્ર ક્યાંય પણ જોયા નથી!" પણ દક્ષતાની પ્રતિમાઓ! જ્યારે તમે ખરેખરા દક્ષ છો, તો પછી આ દુષ્ટ જગતમાં વસો છો શામાટે? જો આ જગતમાં સર્વત્ર રાક્ષસો અને દૈત્યોની વસતિ હોય, તો પછી આપ પોતે પણ તેમનામાંના જ એક દૈત્ય નથી કે શું? આ જગતમાંના સર્વ લોકો સ્વાર્થપરાયણ છે!' એ વાર્ત્તા સત્ય; સર્વથા વિશુદ્ધ સત્ય છે; પણ જો આપણે તેમના કરતાં વધારે ઉત્તમ હોત, તો આ જગતમાં આવત શામાટે, એનો કાંઇક વિચાર કરી જુઓ.

જે કાંઈ પણ આપણને પ્રાપ્ત થાય છે, તેને આપણે સર્વથા પાત્ર જ હોઇએ છીએ. આપણે સારા અને આ જગત્ નઠારું, એમ જ્યારે આપણે બોલીએ છીએ, તે વેળાએ આપણે કેવળ અસત્યવાદ જ કરતા હોઇએ છીએ. જગતને વ્યર્થ થાપ આપવામાટેનો જ આપણો એ પ્રયત્ન હોય છે; પરંતુ ખૂબી તો એ છે કે, એવી થાપો મારીને આપણે આપણને પોતાને જ ઠગતા રહીએ છીએ, એ આપણા ધ્યાનમાં આવી શકતું નથી. આપણે પોતે જ આટલાબધા દક્ષ છીએ, તો પછી જગત્ પ્રમાદી કે આપણે ગાંડા, એનો નિર્ણય આપણે જ કરી લેવાનો છે.

આ અત્યંત મહત્ત્વનો પ્રથમ પાઠ છે. જે સમયે આપણને દુઃખની પ્રાપ્તિ થાય છે, તે વેળાએ બીજા કોઇના શિરપર દોષારોપ કરવાની કશી પણ આવશ્યકતા નથી. સત્ય શૂરનરને આવું વર્ત્તન સર્વથા અનુચિત છે. શૂર થાઓ અને દુઃખની સ્હામા ધાઓ. પોતાના દોષને પોતે જ શોધી કાઢો. સત્ય માર્ગ એ જ છે. પોતાના દુઃખમાટે બીજાને દોષ દેવા કરતાં, તે દોષ જો તમે પોતાને જ આપશો, તો તેથી તમને

બીજું કાંઈ નહિ તો સત્ય માર્ગમાં જવાનું શ્રેય તો પ્રાપ્ત થશે. જો તમે પોતાપર અધિકાર ચલાવતાં શીખશો, તો તેમાં જ તમારો લાભ સમાયલો છે, એમ અવશ્ય તમારા જાણવામાં આવી શકશે.

કેટલીકવાર આપણે પોતાના પુરુષાર્થ વિશે બણગાં ફૂકતા હોઇએ છીએ અને તે વેળાએ આપણે પોતે જાણે પ્રતિપરમેશ્વર જ હોઇએ ને, તેવો જ બીજાને ભાસ કરાવતા હોઇએ છીએ. "હું સર્વ સમજી શકું છું અને હું ઇચ્છું તે કરવાને સમર્થ છું. હું શુદ્ધ-નિર્દોષ-છું અને હું નિષ્કલંક છું; આ જગતમાં જો કોઈ પણ સ્વાર્થ-ત્યાગી હોય તો તે હું જ છું!" આવા પ્રકારની અગડંબગડં ભાષા આપણે નિત્ય વાપર્યાં કરીએ છીએ; પણ તે ક્ષણે જ જો કોઈ એક કાંકરો આપણાપર ફેંકે, તો તે તોપના ગોળા કરતાં પણ આપણને વધારે ઇજા પહોંચાડે છે અને જો કોઈ બાળકની ન્હાનકડી આંગળી અડકી જાય, તો આપણને તે તલ્વારના જખમ જેવી ભાસે છે. જગતમાંનો કોઈ પણ મૂર્ખ આવે અને બેધડક આપણી શાંતિનો ભંગ કરી જાય, એટલી તો આપણે આપણા 'ઇશ્વરત્વ'ની કીંમત આંકીએ છીએ! આપણાં મનો આટલાં બધાં ભોળાં હોવાથી જો યત્કિંચિત્ આઘાતથી તેમાં દુઃખની ઉત્પત્તિ થાય, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઈ શકે વારુ? આવી પરિસ્થિતિમાં જગતને દોષ આપવાથી શો લાભ વારુ? આપણા પ્રપંચોવડે આપણે વિશુદ્ધતમ પરમાત્માની શાંતિનો ભંગ કરી શકીએ એમ છે ખરું કે? જો તમે ખરેખર પરમેશ્વરરૂપ હો, તો પછી તમારી શાંતિનો ભંગ કશાથી પણ થવો ન જોઇએ. જગતદ્વારા તમારું કાંઈ પણ અકલ્યાણ થવાનું નથી. તમે અમુક એક નરકના એક છેડાથી બીજા છેડા સુધી ચાલ્યા જાઓ, તોપણ તેથી તમને કશી પણ ઇજા થવાની નથી; પણ ખરી વાત તો છેટી જ છે. તમે ગમે તેવી અને ગમે તેટલી બડાઇઓ હાંકયા કરો, તોપણ જ્યાંસૂધી તમને એમ ભાસે છે કે, 'જગત્ પાસેથી આપણને દુઃખ થાય છે,' ત્યાં સૂધી પરમેશ્વરત્વ વિશેની તમારી જે વાચાળતા છે, તે હવાના બાચકા જેવી જ સમજી લેવી. બાહ્ય જગત્ આપણને હાનિ પહોંચાડે છે, એ ભાવનાથી તમે માત્ર પોતાને અનેક દુઃખને પાત્ર કરી લ્યો છો. એક દુઃખમાંથી તમે છૂટયા ન છૂટયા, એટલામાં તો તરત બીજા દુઃખના જાળમાં સપડાઈ જાઓ છો. "અરેરે કેવું આ દુષ્ટ જગત્! આ મનુષ્ય મને દુઃખ દે છે; પેલો મનુષ્ય મારા કાન આમળે છે; અને ત્રીજો વળી કાંઈ ત્રીજી જ ખોડ કરે છે!" આવા પ્રકારની તકરારો કરવી, તે પોતાની મૂર્ખતાને વધારવા સમાન જ કહી શકાય. એથી દુઃખનો લોપ થવાને બદલે દુઃખ બમણું થાય છે.

આ જગતમાં સર્વેએ પોતાની સંભાળ પોતે જ રાખવાની છે. આપણા હાથમાં માત્ર એટલું જ છે. અન્ય કોઈ તમને સુખ અથવા દુઃખ આપતું નથી;—

"सुखस्य दुःखस्य न कोऽपि दाता।
परो ददातीति कुबुद्धिरेषा॥
अहं करोमीति वृथाभिमानः।
स्वकर्मसूत्रग्रथितो हि लोकः"* ॥

—એટલામાટે પારકાવિશે કાંઈ પણ વિચાર કરશો નહિ. માત્ર પોતાનાં સાધનોને તૈયાર રાખવાનો પ્રયત્ન અવશ્ય કરવો, એટલે જે સાધ્ય હશે તે પોતાની મેળે જ સિદ્ધ થઈ જશે. આપણે જો પોતાના વર્તનને પવિત્ર કરીએ અને પોતાના ચારિત્ર્યને સુધારીએ, તો જગત્ પોતાની મેળે જ સુધરતું જશે. જગતને સુધારવાનાં સાધનો આપણે મનુષ્યો જ છીએ. એટલામાટે પોતે જ પવિત્ર થવાના માર્ગમાં લાગો. તમે પોતે જ્યાં પૂર્ણતાને પામ્યા, એટલે જગત્ પોતાની મેળે જ પૂર્ણ થવાનું!



* "સુખ અથવા દુઃખનો દાતા (આપનાર) કોઈ પણ નથી; સુખ અથવા દુઃખ અન્ય કોઈ આપે છે, એમ માનવું, તે માત્ર કુબુદ્ધિનું જ પરિણામ છે. તેમ જ 'હું કરું છું' એ પણ સર્વથા વૃથા અભિમાન છે; કારણ કે, નિજકર્મસૂત્રમાં સર્વ જનો બંધાયલાં છે અને તદનુસાર તેમને સુખદુઃખની પ્રાપ્તિ થયા કરે છે."

# મનઃસામર્થ્ય*

આપણે જો સમસ્ત જગતના ઇતિહાસનું અવલોકન કરીએ, તો વિશ્વમાં થતા અલૌકિક ચમત્કારોમાં અનેકોની શ્રદ્ધા હોવાનું આપણને પ્રત્યક્ષ જણાઈ આવે છે. આ નિયમ અમુક એક વિશિષ્ટ કાળને જ લાગૂ પડતો હતો, એમ નથી. પ્રાચીન કાળથી તે આજ સુધી એવા પ્રકારના વિશ્વાસને ધરાવનારા લોકો સર્વત્ર હતા અને છે. ચમત્કારો અથવા વિલક્ષણ ઘટનાઓ બનવાનું કાંઈ પણ જેના સાંભળવામાં જ ન આવ્યું હોય, એવો મનુષ્ય બહુધા એક પણ મળવો અશક્ય છે; અને આપણામાંના અનેકોને એવા ચમત્કારોનો પ્રત્યક્ષ અનુભવ પણ મળી ચૂકયો હશે. પરંતુ અન્ય જનોના અનુભવોનું વિવેચન કરવા કરતાં એવિશે મને પોતાને જ જે કાંઈ અનુભવ મળ્યા છે અને જે કેટલીક ઘટનાઓ મેં મારી પોતાની દૃષ્ટિથી જોઈ છે, તેમનું જ આરંભમાં હું તમારી આગળ નિવેદન કરવા ઇચ્છું છું, એટલે આજના આપણા વિષયની એ પ્રસ્તાવના પણ યોગ્ય જ થશે.

એકવાર એક મનુષ્ય વિશે મારા સાંભળવામાં આવ્યું કે, જો કોઈ મનુષ્ય પોતાના મનમાં અમુક પ્રશ્ન ધારીને જાય છે, તો તેનાં ઉત્તર તે તત્કાળ આપે છે; તેમ જ ભવિષ્યમાં થનારી કેટલીક ઘટનાઓનો પણ ઉલ્લેખ કરે છે. આ વર્તમાન સાંભળીને મારા હૃદયમાં તે મનુષ્યને જોવાની ઇચ્છા થઈ અને કેટલાક મિત્રોને સાથે લઇને હું તેની પાસે ગયો. અમારામાંના પ્રત્યેકના મનમાં કાંઇને કાંઈ પણ પૂછવાની ભાવના હતી. અમારે જે પ્રશ્નો તેને પૂછવાના હતા, તે કાગળપર નોંધીને તે કાગળો અમે ખીસામાં રાખ્યા હતા. અમારામાંના એક મનુષ્ય તરફ જોઇને જોતાંની સાથે જ તે અમારાં પ્રશ્નો અને તેમનાં ઉત્તરો કહેવા મંડી ગયો. ત્યાર પછી તેણે એક કાગળપર કાંઇક લખી, તે કાગળને પાકીટમાં બંધ કરી દીધો અને તે પાકીટ મને આપીને કહેવા લાગ્યો કે;–"આમાં તમારા પ્રશ્નો અને તે પ્રશ્નોનાં ઉત્તરો છે, એટલે એને તમારા ખીસામાં રાખી લ્યો." એવી રીતે પ્રત્યેકને તેણે તેના પ્રશ્ન અને પ્રશ્નના ઉત્તરો આપ્યાં. એ પછી તેણે અમને ભવિષ્યમાં થનારી કેટલીક ઘટનાઓ વિશે પણ કાંઇક જણાવ્યું. થોડીવાર પછી તે કહેવા લાગ્યો કે;–કોઈ પણ ભાષાનો એક

* સ્વામીશ્રીએ તા. ૮ મી જાન્યુઆરી ૧૯૦૦ ને દિવસે 'લોસ ઍન્જેલેસ', કૅલીફૉર્નિયામાં આપેલું વ્યાખ્યાન.

શબ્દ અથવા કોઈ પણ ભાષાનું એક વાક્ય મનમાં ધારો." તે સંસ્કૃત ભાષાથી સર્વથા અજ્ઞાત હતો, એ મારા જાણુવામાં હોવાથી એક સંસ્કૃત ગ્રંથમાંના એક લાંબા વાક્યનો મેં મારા મનમાં ઉચ્ચાર કર્યો. ત્યારપછી મને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો કે;–"હવે તમારા ખીસામાંનો કાગળ કાઢો." મેં કાગળ કાઢીને જોયું તો તે જ વાક્ય તેમાં લખેલું મારા જોવામાં આવ્યું. એ કાગળ તેણે લગભગ એક કલાક પહેલાં લખ્યો હતો; અને તેમાં તેણે એક એવું વાક્ય પણ લખ્યું હતું કે;–"આ ગૃહસ્થ નીચેના વાક્યને મનમાં ધારશે!" ત્યાર પછી મારા એક સ્નેહીને ઉદ્દેશીને તે બોલ્યો કે;–"તમે પણ એક વાક્યને મનમાં ધારણ કરો!" મારો તે સ્નેહી અરબી ભાષા સારી રીતે જાણતો હોવાથી તેણે 'કુરાનશરીફ'માંનું એક વાક્ય પોતાના મનમાં ધાર્યું. હવે તે મનોવેત્તાને અરબી ભાષાના ગંધનો પણ સ્પર્શ થયાનો સંભવ ન હોવા છતાં મારા મિત્રે પોતાના ખીસામાંના પાકીટને ઉઘાડી જોતાં તેના કાગળમાં બરાબર તે જ વાક્ય લખાયલું જોવામાં આવ્યું. અમારામાંના એક તૃતીય ગૃહસ્થ ડૉકટર હતા અને તેથી તેમણે એક જર્મન વૈદ્યકીય ગ્રંથમાંનું એક વાક્ય પોતાના મનમાં ધાર્યું અને તે વાક્ય પણ એ જ પ્રમાણે પ્રથમથી જ કાગળપર લખાયલું મળી આવ્યું.

આ સર્વ ઘટના મને તો ચમત્કાર સમાન જ ભાસવા લાગી; અને તે ગૃહસ્થે કોઈ વિલક્ષણ રીતિથી અમને ભ્રમમાં તો નહિ નાખ્યા હોય, એવી શંકાનો મારા મનમાં સંચાર થવા લાગ્યો. થોડા દિવસ પછી બીજા કેટલાક મિત્રોને સાથે લઇને પુનઃ હું તેની પાસે ગયો અને તે વેળાએ પણ સર્વ પ્રકારો બરાબર તે દિવસ પ્રમાણે જ બની આવ્યા.

અન્ય એક પ્રસંગે કાંઈ કાર્યના નિમિત્તથી હું દક્ષિણ હૈયદરાબાદ ગયો હતો. ત્યાં મારા સાંભળવામાં આવ્યું કે, એક ગૃહસ્થ જ્યાં બેઠો હોય ત્યાં જ સહસ્ર પ્રકારની વસ્તુઓ કાઢી બતાવે છે. એ ગૃહસ્થ હૈયદરાબાદમાં વ્યાપાર કરતો હતો. અમે તે ગૃહસ્થ પાસે ગયા અને કેટલીક વસ્તુઓ કાઢી બતાવવામાટે તેને પ્રાર્થના કરી. તે દિવસે તે ગૃહસ્થને તાવ આવી ગયો હતો. કોઈ પણ સત્પુરુષનો હસ્તસ્પર્શ થતાંની સાથે જ રોગગ્રસ્ત મનુષ્યનો રોગ ચાલ્યો જાય છે, એવી અમો હિન્દુઓની માન્યતા છે. એ માન્યતાને અનુસરીને તે ગૃહસ્થ મને ઉદ્દેશી કહેવા લાગ્યો કે;–"મહારાજ! મારા મસ્તકપર જરા આપે પોતાનો હાથ રાખવો જોઇએ." મેં તેને કહ્યું કે;–"એ તો ઠીક; પણ તમારે પોતાની વિદ્યાનો ચમત્કાર તો અમને બતાવવો જ પડશે!" આ વાર્તાનો તેણે સ્વીકાર કરવાથી તેની ઇચ્છા પ્રમાણે મેં મારો હાથ તેના મસ્તક-

પર રાખ્યો. ત્યારપછી તેના વચન પ્રમાણે થોડા દિવસ પછી તે મારી પાસે આવ્યો. એ વેળાએ તેણે માત્ર એક ધોતિયું જ પહેર્યું હતું; અને તે ઉપરાંત શરીરપર બેએક વસ્ત્રો બીજાં હતાં. અમે તેના શરીરપરનાં સર્વ વસ્ત્રો કાઢીને દૂર મૂકી દીધાં; માત્ર તેણે પહેરેલું ધોતિયું તેના શરીરપર રહેવા દીધું. તે દિવસે ટાઢ બહુ હોવાથી ઓઢવામાટે એક બ્લૅંકેટ તેણે મારીપાસેથી માગી લીધું; અને તે ઓઢીને તે ઓરડાના એક ખૂણામાં જઇને બેઠો. એ ઓરડામાં તે વેળાએ પચીસ માણસ હતાં. તે ગૃહસ્થે કહ્યું કે;-"હવે તમને શું જોઇએ છે, તે બોલો." અમો સર્વેએ કેટલાંક ફળોનાં નામો લખ્યાં અને તેમાં કેટલાંક એવાં ફળો પણ હતાં કે, જે આસપાસના પ્રદેશમાં ભાગ્યે જ મળી શકે. એ ફળોનાં સૂચીપત્રમાં દ્રાક્ષા અને નારંગી ઇત્યાદિ અનેક પ્રકારનાં ફળોનો સમાવેશ થયેલો હતો. એ પછી અમે તે કાગળના કકડા તેને આપ્યા. થોડીવારમાં જ બ્લૅંકેટની નીચેથી ફળોના બહાર પડવાનો આરંભ થયો. દ્રાક્ષાના લુમખાંને લુમખાં તથા નારંગી ઇત્યાદિ ધડાધડ બહાર આવવા લાગ્યાં. છેવટે એટલાં બધાં ફળ થઈ ગયાં કે, જો તે સર્વનું વજન કરવામાં આવ્યું હોત, તો અવશ્ય તે મનુષ્યના પોતાના વજન કરતાં તો તે બમણું જ થયું હોત! એ ફળો તેણે અમને ખાવામાટે આપ્યાં; પરંતુ કેટલાકોએ તે ખાવાની ના પાડી. તેઓ કહેવા લાગ્યા કે, આમાં કાંઈ પણ જાદૂગિરી હોવી જોઇએ. પરંતુ જ્યારે એ ફળો તે ગૃહસ્થ પોતે ખાવા લાગ્યો, એટલે પછી બીજાઓએ પણ આનંદથી તે ફળોને ઇન્સાફ આપવા માંડ્યો. એ ફળોના ભક્ષથી કોઇને કશા પણ પ્રકારનો અપાય થયો નહિ.

અંતમાં તેણે ગુલાબનાં કેટલાંક સુંદર પુષ્પો કાઢ્યાં. પ્રત્યેક પુષ્પ સર્વથા પૂર્ણ વિકસિત હોઇને વૃક્ષપરથી તાજું તોડ્યું હોયની, તેવું જ દેખાતું હતું. તેપરના દવનાં બિન્દુઓ પણ યથાસ્થિત હોઇને બધી પાંખડીઓ તાજી જ દેખાતી હતી. એક પણ પાંખડી ગળેલી નહોતી અથવા ચોળાઇને ખરાબ પણ થઈ નહોતી. વળી તે પુષ્પો પણ કાંઈ થોડાં નહોતાં; કિંતુ પોટલું બંધાય તેટલા પ્રમાણમાં હતાં. તે જ્યારે જવાને ઉઠ્યો, તે વેળાએ "આ ચમત્કાર તમે કેવી રીતે કર્યો?" એવો પ્રશ્ન મેં તેને પૂછ્યો અને એના ઉત્તરમાં તે હસીને કહેવા લાગ્યો કે;-"આ સર્વ હસ્તચાપલ્યનો ચમત્કાર છે; એમાં અન્ય વિશેષતા કશી પણ નથી!" હવે તેની એ વિદ્યા ગમે તે હો; પણ હસ્તચાપલ્ય તો ખાસ નહોતું જ; કારણ કે, હસ્તચાપલ્યથી એટલાં ફળો અને એટલાં પુષ્પો કદાપિ લાવી શકાય જ નહિ.

એવા જ પ્રકારના અન્ય પણ અનેક ચમત્કારો મારા પ્રત્યક્ષ જોવામાં આવ્યા છે. જો ભારતવર્ષમાં તમે કેટલાક કાળ પર્યન્ત પ્રવાસ કરો, તો એવા શતાવધિ

ચમત્કારો તમારા જોવામાં પણ આવી શકે તેમ છે. મને તો લાગે છે કે, પ્રત્યેક પ્રદેશમાં આવા પ્રકારની ઘટનાઓ થયા કરતી હશે. હવે એ ચમત્કારો થવાની વાર્ત્તા સત્ય હોય, તોપણ એમાં દાંભિકતા પણ બહુ પ્રમાણમાં હોય છે, એ તત્ત્વને પણ આપણે સ્વીકારવું જ જોઇએ; છતાં એક વાર્ત્તાને અવશ્ય ધ્યાનમાં રાખવાની છે અને તે એ કે, ગમે તો એ ખોટી કૃત હોય, છતાં તે ખરી વસ્તુની નકલ તો હોય છે જ. મૂળમાં જો કાંઈ પણ સત્ય હોય, તો જ તેની નકલો ઉત્પન્ન થઈ શકે છે! જેનું મૂળ અસ્તિત્વ જ હોતું નથી, તેવી કોઈ પણ ઘટનાની પ્રતિકૃતિ ક્યાંથી અને કેમ કરીને ઉત્પન્ન થઈ શકે વારુ? આવી અનેક નકલો થાય છે, તેથી જ તેમાં ક્યાંક પણ સત્યાંશ રહેલો હોવો જોઇએ, એ સ્પષ્ટ દેખાઈ આવે છે. એક સત્ય વસ્તુની સાથે તેનાં શતાવધિ અનુકરણો ઉત્પન્ન થતાં હશે, પરંતુ મૂળ એક વસ્તુ તો સત્ય હોવી જ જોઇએ કે નહિ?

સહસ્રાવધિ વર્ષ પૂર્વે આર્યાવર્ત્તમાં આવા પ્રકારો નિત્ય થતા હતા; કિંબહુના, અત્યાર કરતાં તે સમયમાં જ એ ચમત્કારો વિશેષ પ્રમાણમાં બનતા હતા. મારી એક એવી માન્યતા છે કે, અમુક દેશમાં લોકસંખ્યાની વૃદ્ધિ થાય, એટલે તે દેશમાંનું આધ્યાત્મિક બળ ન્યૂન થઈ જાય છે. જ્યાં મનુષ્યો ઓછાં અને દેશનો વિસ્તાર વશાળ હોય છે, ત્યાં અધ્યાત્મબળની પણ અધિકતા હોવી જોઇએ, એવો મારો અભિપ્રાય છે. ચમત્કારિક દેખાતી પ્રત્યેક વસ્તુનું સંશોધન તથા પૃથક્કરણ કરીને તેના મૂલભૂત સિદ્ધાંતપર્યન્ત પહોંચવું, એવી હિંદુઓની પરાપૂર્વની પદ્ધતિ હોવાથી એવા પ્રકારના મૂળમાં શું રહેલું છે, એના શોધનો યત્ન પણ તેમણે કર્યો હતો. એ શોધ કરતાં કરતાં અનેક મહત્ત્વનાં સિદ્ધાંતો તેમણે શોધી કાઢ્યા હતા. આનો અર્થ એટલો જ કે, એવા ચમત્કારોનો મૂળપર્યન્ત શોધ ચલાવીને તેમણે તેનું એક સર્વાંગપૂર્ણ શાસ્ત્ર રચ્યું છે. તેમાંની કેટલીક વાર્ત્તાઓ સામાન્ય મનુષ્યની દૃષ્ટિમાં ચમત્કારિક સમાન ભાસતી હોય, છતાં તે નૈસર્ગિક નિયમથી વિરુદ્ધ બનતી નથી, એ તત્ત્વ અત્યાર પૂર્વના શોધકોના ધ્યાનમાં સારી રીતે આવેલું હતું. અલૌકિક અથવા નિસર્ગબાહ્ય હોય, એવી એક પણ ઘટના આ વિશ્વમાં બનતી નથી. જેવી રીતે આપણી સામાન્ય વ્યાવહારિક વાતો નિસર્ગસિદ્ધ નિયમોને અનુસરીને જ બનતી હોય છે, તે જ પ્રમાણે એ ચમત્કારો પણ નિયમોવડે બંધાયલા છે. સામાન્ય સૃષ્ટિરચના જેવી રીતે નિયમબદ્ધ છે, તે જ પ્રમાણે એ ચમત્કારોની સૃષ્ટિ પણ નિયમબદ્ધ જ છે. કોઈ મનુષ્યમાં જન્મથી જ કોઈ પ્રકારનું વિશિષ્ટ સામર્થ્ય રહેલું હોય, તો તેને ઘડતાં

બ્રહ્મદેવે કાંઈ પણ વિક્ષિપ્તતા કરી હશે, એમ માનવાનું કાંઈ પણ કારણ નથી. આવા ચમત્કારોના સાંગોપાંગ અભ્યાસ કરીને તે ચમત્કાર કરવાના સામર્થ્યને પોતાના અંગમાં લાવવું, એ કાંઈ અશક્ય કાર્ય નથી. કોઈથી પણ એ કાર્ય સાધ્ય કરી શકાય એમ છે. એ શાસ્ત્રને તેમણે 'રાજયોગ'નું નામ આપેલું છે. એ શાસ્ત્રનો અભ્યાસ કરનાર હજારો લોકો હિન્દુસ્તાનમાં છે; એટલું જ નહિ, પણ સમસ્ત રાષ્ટ્રના નિત્યના ધર્મવિધિમાં પણ આ શાસ્ત્રમાંની કેટલીક પ્રક્રિયાઓનો અંતર્ભાવ થયેલો છે.

આ સમસ્ત અપાર સામર્થ્ય મનુષ્યના મનમાં જ વસેલું છે, એવો એ શાસ્ત્રનો મૂળ સિદ્ધાંત છે. મનુષ્યમાં વ્યક્તરૂપને પામેલું મન, તે વિશ્વવ્યાપક મનનો અંશ છે. પ્રત્યેક મનુષ્યનું મન એક જ મનમાંથી ઉદ્‌ભવેલું હોવાથી, એક મનનો અન્ય મન સાથે નિત્ય સંબંધ રહેલો છે. તેમ જ કોઈ એક જગતના ભલે કોઈ પણ ખૂણામાં રહેતું હોય, તોપણ તેનો સમસ્ત જગતસાથેનો સંબંધ અવિચલ હોય છે.

વિચારસંક્રમણનો એકાદ ચમત્કાર કદાપ તમારા અવલોકનમાં આવ્યો છે ખરો કે? એક મનુષ્ય આ સ્થળે અમુક એક વિષયનો વિચાર કરતો હોય, તો બીજો એક મનુષ્ય અન્ય સ્થાનમાં હોય, તેના મનમાં પણ બરાબર તે જ વિચાર પ્રવેશ કરે છે. આ ઘટના કાંઈ કાકતાલીય ન્યાયની બનતી નથી; કિન્તુ એ એક પ્રકારનો અભ્યાસ છે. પોતાના મનમાંના વિચારોની બીજાના મનમાં પ્રેરણા કરવા-માટેનો અભ્યાસ કરવો પડે છે. એ અભ્યાસ બે પ્રકારનો હોય છે. બીજાના મનમાં પોતાના મનોગત વિચારોને પ્રેરવાનો અને બીજાના મનોગત વિચારોને પોતાના મનમાં પ્રવેશ કરાવવાનો. પ્રેરક એક તરફથી કાંઈ પણ વિચારની પ્રેરણા કરે કે બીજી તરફ ગ્રાહક પણ તૈયાર રહે છે અને તે અતિથિનું યોગ્યતાથી સ્વાગત કરે છે. પ્રેરક પાસેથી નીકળેલો વિચાર ગ્રાહકના મનમાં અવિકૃતતાથી પ્રવેશ કરે છે. અંતરાય ગમે તેટલો વિશાળ કિંવા અલ્પ હોય, તોપણ વિચારસંક્રમણની ક્રિયામાં તેના યોગે કશી પણ બાધા આવતી નથી. પ્રેરક પાસેથી જ્યાં વિચાર નીકળ્યો કે ત્વરિત તે ગ્રાહકના ચિત્તમાં પ્રવેશે છે, અને ગ્રાહકને પણ તેનું યથાર્થ જ્ઞાન થઈ જાય છે. જો મારું મન અને તમારું મન, એ પ્રત્યેક મન ભિન્ન હોત–જો પ્રત્યેક મન અભેદ્ય દુર્ગવડે અન્ય મનથી વિભક્ત થયેલું હોત–તો એક મનમાંના વિચારનો અન્ય મનમાં કદાપિ પ્રવેશ થઈ શકત નહિ. હું અત્યારે વ્યાખ્યાન કરું છું અને આપ તે સાંભળો છો; અર્થાત્ એ ક્રિયામાં પણ વિચારસંક્રમણ થાય છે. હવે એ ક્રિયાનું શાસ્ત્રીય સ્વરૂપ શું છે, તે આપણે જોઈએ. આ ક્રિયામાં મારા વિચારો તેમના યથાર્થ સ્વરૂપમાં તમારા મનમાં પ્રવેશ

કરતા નથી. મારો મનોગત વિચાર મુખદ્વારા બહાર નીકળ્યો, એટલે બાહ્ય આકાશતત્ત્વ (ether)માં મળીને સ્પંદરૂપ થઈ જાય છે. તે સ્પંદ તમારા કર્ણદ્વારા તમારા ગોર્દ પ્રતિ જાય છે અને ત્યાં તમે તે વિરલ સ્પંદોને એકત્ર કરો, એટલે પુનઃ તેમને તેમના જડ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. મારા વિચારો તમારા મનમાં પ્રવેશ કરે છે, એ એક ક્રિયા થઈ; પરંતુ એ ક્રિયા થવામાટે તેના પેટામાં પાછી બીજી બે ક્રિયાઓ થવાની આવશ્યકતા હોય છે. પ્રથમ, વિચારને સ્પન્દનું રૂપ પ્રાપ્ત થાય છે અને ત્યારપછી સ્પન્દરૂપનું પુનઃ વિચારરૂપમાં રૂપાન્તર થાય છે. એથી, મારા વિચારો સરળ માર્ગે આપને ન પહોંચતાં આડા અવળા અને દૂરના ચક્રથી આવીને પહોંચે છે; પરંતુ પ્રેરણાથી થયેલું વિચારસંક્રમણ સરળ માર્ગથી થાય છે.

જગતમાંનાં સર્વ મનોનો પરસ્પર સંબંધ હોઇને સર્વ મનોનો વિશ્વવ્યાપક મન સાથે સંબંધ છે, એવું જે યોગીઓનું કથન છે, તે સત્ય હોવું જોઇએ; એમ આથી સ્પષ્ટ જણાઈ આવે છે. આવો પરસ્પર સંબંધ સર્વત્ર હોવાથી પ્રત્યેક મન વિશ્વવ્યાપક છે, એવો યોગિજનોનો સિદ્ધાન્ત છે. તમારું મન, મારું મન અને જગતમાંનાં સર્વ મનો તે વિશ્વવ્યાપક મનનાં ન્હાનાં ન્હાનાં સ્વરૂપ છે. એક પ્રચંડ સમુદ્રમાં જેવી રીતે સર્વત્ર લઘુ લહરીઓ ઉદ્‌ભવેલી હોય છે, તેજ પ્રમાણે વિશ્વવ્યાપક મનમાં આપણાં મનો લઘુ લહરીઓ પ્રમાણે ઉઠેલાં છે. એવી રીતે સર્વ મનોનો પરસ્પર નિકટ સંબંધ હોવાથી તેમનામાંના વિચારોનું સંક્રમણ પણ સરળતાથી થઈ શકે છે.

આપણી આસપાસ પ્રતિક્ષણે શી શી ઘડભાંજ થાય છે, એમાં આપણે હવે જરાક ધ્યાન આપીએ. આપણી આસપાસ જે અપાર જગતનો વિસ્તાર થયેલો છે, તેનો અધિકાર આપણાપર એક પક્ષે ચાલૂ જ છે. આપણી ચાલક શક્તિમાંના કેટલાક ભાગનો આપણે આપણા શરીરના સંરક્ષણમાટે વ્યય કરીએ છીએ અને બાકીની સમસ્ત શક્તિનો દિવારાત બીજાઓપર અધિકાર ચલાવવાના કાર્યમાં વ્યય થઈ જાય છે! આપણું શરીર, આપણું મન, આપણા સદ્‌ગુણ, આપણા દુર્ગુણ અને આપણી ધાર્મિક ભાવના ઇત્યાદિ એક સરખી રીતે આપણાથી બાહ્ય જગત્પર અધિકાર ચલાવતાં હોય છે. હવે કોઈ પ્રત્યક્ષ ઉદાહરણથી એ ઉપપત્તિ વધારે સારી રીતે સમજી શકાય છે કે કેમ, તે આપણે જોઈએ. અમુક એક મનુષ્ય તમારી પાસે આવે છે અને તે ઉત્તમ વિદ્વાન્ છે એ તમે જાણો છો. તે એકાદ કલાક તમારી સાથે અમુક એક વિષય વિશે સંભાષણ કરે છે; તેની ભાષા મધુર અને વિચારો સુંદર હોય છે; પરંતુ તેનો તમારાપર લેશ માત્ર પણ પ્રભાવ પડી શકતો

નથી. તેના ચાલ્યા જવા પછી તમે પ્રથમ પ્રમાણે જ શીતલ થઈ જાઓ છો. જાણે કે કોઈ આવ્યું જ ન હોતું, એમ જ જણાય છે. એટલામાં એક અન્ય મનુષ્ય આવે છે; અલ્પ સમયમાં બે ચાર વાકયો ઉચ્ચારે છે; તેના બોલવામાં તાદૃશ્ય માધુર્યનો સર્વથા અભાવ હોય છે; કેટલીકવાર તો તેના સંભાષણમાં વ્યાકરણ વિષયક પણ અનેક દોષો હોય છે; છતાં તમારા હૃદયમાં તે મહા અદ્ભુત પરિણામ નિપજાવી જાય છે! આવા પ્રકારની ઘટનાઓ અનેકવાર આપના અનુભવમાં આવી હશે. એક મનુષ્યનો અન્ય મનુષ્યના હૃદયમાં પ્રભાવ પડે છે, તેમાં શબ્દ તથા વિચારનો બહુ જ અલ્પ ભાગ હોય છે—લગભગ એક તૃતીયાંશ હોય છે, એમ આપણે માની લઈશું; અને બાકીનું કાર્ય તે મનુષ્યમાંના પુરુષત્વના યોગે જ સિદ્ધ થયેલું હોય છે. તે વિશિષ્ટ વ્યક્તિમાં જે કાંઈ તેજ અથવા શાસ્ત્રીય ભાષામાં કહીએ તો ચુંબકત્વ—Magnetism—રહેલું હોય છે, તે જ તમારાપર અધિકાર ચલાવ્યા કરે છે. તમારી સાથે જે સમયે તે ભાષણ કરતો હોય છે, તે સમયે તેનું ચુંબકત્વ બહાર નીકળ્યા કરે છે અને તે તમારા મનનું આકર્ષણ કર્યાં કરે છે.

અમુક એક કુટુંબમાં ચાર પાંચ કર્ત્તા કારવતા પુરુષો હોય છે; તેમનામાંના અમુકનો ઉદ્યોગ યશસ્વી થાય છે અને બાકીનાઓનો ઉદ્યમ નિષ્ફળ થઈ જાય છે, એમ શા માટે થવું જોઇએ વારુ? જેમનો ઉદ્યોગ યશસ્વી થતો નથી, તેઓ પોતાના તે અપયશનું ઠીકરું બીજા કોઇના માથાપર જ ફોડતા હોય છે. અમુક કાર્યમાં યશ ન મળતો જોઇને, અમુક જનની અમુક કૃતિના યોગે મારો પ્રયત્ન માર્યો ગયો, એમ તેઓ બોલવા મંડી જાય છે. પોતાના અપયશના ભાગને પોતે પોતાના માથાપર જ ઉપાડી લેવાને બહુધા કોઈ પણ તૈયાર હોતું નથી. પોતાના હાથે કશી પણ ભૂલ થઈ જ નથી, એમ બીજાને મનાવવાનો બહુધા આપણા સર્વનો પ્રયત્ન સદા સર્વદા ચાલતો હોય છે. જે કાંઈ દોષ હોય, તે બીજા મનુષ્યનો જ અથવા તો વિશિષ્ટ પરિસ્થિતિનો અને એમ બતાવી ન શકાય તો પછી સમસ્ત અપયશનો ભાર ઉપાડવા માટે બિચારું નસીબ તો છેવટે તૈયાર છે જ!! 'શું કરીએ, અમારાં ભાગ્ય જ એવાં મંદ છે' એમ કહેતાંની સાથે દોષનું નિવારણ અથવા નિર્વાણ થયું જ સમજી લેવું. અમુક એક કુટુંબમાંના કર્તા પુરુષને—મુખ્ય નેતાને—અપયશની પ્રાપ્તિ થાય, તો તેણે એવો વિચાર કરવો જોઇએ કે, જે બીજા કેટલાક પોતાના કુટુંબભારને સારી રીતે ઉપાડી શકે છે, તેનું શું કારણ વારુ? અમુક યશસ્વી અને અમુક યશોહીન રહે છે, એ શા કારણથી? એ પરિણામ પ્રત્યેક વ્યક્તિની કર્ત્તવ્યશીલતા

અને વિશિષ્ટતાપર જ અવલંબેલું હોય છે, એમ જ વિચારાંતે આપના જાણુવામાં આવી શકશે.

માનવકુલના એક મહાન્ ભાગનું ધુરીણત્વ જેમના હસ્તમાં હતું અથવા છે, એવા મનુષ્યોનાં ચરિત્રોનો વિચાર કરવાથી પણ એ જ તત્ત્વ આપના જોવામાં આવી શકશે. તેમનું વિશિષ્ટત્વ–અસામાન્યત્વ–તેમને ઉપયોગી થઈ પડ્યાનું પ્રત્યક્ષ જણાઈ આવશે. પૂર્વે થઈ ગયેલા મોટા મોટા તત્ત્વવેત્તાઓનાં ચરિત્રોનું અવલોકન કરો. તેમના ગ્રંથોનો જો સૂક્ષ્મતાથી નિષ્કર્ષ કાઢવામાં આવે, તો આપણને શું જણાય છે વારુ? જગતમાં આજ સુધીમાં જેટલા તત્વવેત્તાઓ થઈ ગયા છે, તેમના સમસ્ત ગ્રંથોનો નિષ્કર્ષ કાઢીએ, તો તેમાંથી સર્વથા અસ્પર્શ્ય અને નવીન વિચારરત્નો બહુ બહુ તો એક મુઠ્ઠીભર મળી આવશે. કેટલાક ગ્રંથકારો પોતાના સમયમાં મહાન્ તરીકે વિખ્યાત અને પ્રશંસાપાત્ર થયા હતા અને તેમની કીર્તિનો ધ્વનિ આજે પણ આમણાં શ્રવણોમાં વારંવાર અથડાયા કરે છે; પરંતુ તેમના ગ્રંથોને જોતાં તેઓ એટલા બધા અલૌકિક બુદ્ધિશાળી હોય, એમ આપણને જણાતું નથી. તેમના ગ્રંથોની સત્ય પદવી સાધારણ પંક્તિમાં જ આવવાની. છતાં પોતાના અસ્તિત્વકાળમાં તેમણે બહુ જ મોટી નામના મેળવી હતી, એ તો સર્વથા સત્ય વાર્તા છે. હવે જો તેમની એ કીર્તિના રહસ્યને જોઇએ તો તે તેમના વિચારસૌન્દર્યમાં નથી, કિંતુ તેમના વ્યક્તિવિશેષત્વમાં જ રહેલું આપણા જોવામાં આવી શકશે. તેમના વિચાર અથવા તેમનાં ભાષણો તેમની કીર્ત્તિનાં કારણ નહોતાં; તે તો આજે પણ આપણા સમક્ષ વિદ્યમાન છે અને જો એ કીર્તિ કેવળ તેમના વિચાર કિંવા ભાષણપર જ અવલંબેલી હોત, તો તેમના ગ્રંથોએ આપણાં મનોને પણ મુગ્ધ કર્યાં હોત, પરંતુ તેવું પરિણામ થતું દેખાતું નથી અને તેથી અત્યારે જે કાંઈ અદૃશ્ય સ્થિતિને પ્રાપ્ત થયેલું છે તે જ તેમની કીર્ત્તિનું રહસ્ય હોવું જોઇએ. મનુષ્યને જે કાંઈ પણ યશની પ્રાપ્તિ થાય છે, તેમાં બુદ્ધિના ભાગે તૃતીયાંશ અને વ્યક્તિવિશિષ્ટત્વના ભાગે અવશિષ્ટ બે તૃતીયાંશ ભાગ આવે છે, એ તો હું પ્રથમ જ જણાવી ચૂકયો છું. આપણાપર અત્યંત પરિણામ વ્યક્તિવિશિષ્ટત્વનું જ થાય છે. વ્યક્તિવિશિષ્ટત્વ કારણરૂપ હોઇને કૃતિ કાર્યરૂપ છે. કારણનું અસ્તિત્વ હોય, એટલે કાર્ય થવાનું જ. જ્યાં સુધી વ્યક્તિત્વ અવશિષ્ટ છે ત્યાં સુધી કૃતિ પોતાની મેળે જ થતી રહે છે. જે કાંઈ પણ મહત્ત્વ છે તે કૃતિનું નહિ, પણ વ્યક્તિનું જ છે.

આપણા સમસ્ત શિક્ષણક્રમની દિશા એ મૂલભૂત તત્ત્વને અનુસરીને જ નિશ્ચિત કરાયલી હોય છે. વિદ્યાર્થિસમુદાયમાંથી વિશિષ્ટ વ્યક્તિ તૈયાર કરવી, એ જ શિક્ષ-

ણુનો ઉદ્દેશ હોવાનું સ્પષ્ટ દેખાઈ આવે છે. પરંતુ આપણા શિક્ષણક્રમને જોતાં તો આપણે કેવળ બાહ્ય ચળકાટને લાવવાનોજ પ્રયત્ન કર્યા કરીએ છીએ, અર્થાત્ પ્રેક્ષકોનાં નેત્રો અંજાયાં એટલે થઈ ચૂક્યું. આવી અવસ્થામાં અંદરનું પોલાણુ કેવી રીતે ભરાય વારુ? મનુષ્યની ઉન્નતિ થાય, તે દિવસાનુદિવસ વિસ્તાર કિંવા વિકાસને પામે, એ જ શિક્ષણનો હેતુ છે. આપણી આસપાસના મનુષ્યોને આંજી નાંખે, એવા પ્રકારના જાદૂગરોને આપણે નિર્માણ કરવા જોઇએ. એવાં મનુષ્યો તે બોલતાં ચાલતાં વિદ્યુદુત્પાદક યંત્ર જ છે, એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી. અર્થાત્ એ મનુષ્યો જ્યાં જાય ત્યાં યશસ્વી થવાનાં જ. જેનામાં કાંઈપણ વિશિષ્ટત્વ-અસામાન્યત્વ–નિર્માણ થયેલું હોય છે, એવો મનુષ્ય કોઈ પણ વ્યવસાયમાં પડે, તોપણ પોતાની વિદ્યુચ્છક્તિના યોગે આસપાસ ચૈતન્યને ઉત્પન્ન કરીને સર્વત્ર યશોભાગી અને યશોભાગી જ થાય છે.

અત્યાર સુધી વર્ણવાયલી સર્વ વાર્ત્તાઓ આપણ સર્વના સામાન્ય અનુભવમાંની જ છે. તથાપિ એ ઘટનાઓ અમુક અમુક નિયમાન્વયે જ બને છે, એમ માત્ર કહી શકાય તેમ નથી. સમગ્ર જડ શાસ્ત્રોના નિયમોને આપણે ઉથલાવી જઇએ, તો પણ તેમાં આના નિયમો મળી શકવાના નથી. હાયડ્રોજનનાં પરમાણુ લ્યો, ઑક્સિજનનાં પરમાણુ લ્યો અને તેમાં જોઇએ તો કાર્બન પણ મેળવો; છતાં તેમાં એ વ્યક્તિવિશિષ્ટત્વ મળી શકે તેમ છે જ નહિ. એ વ્યક્તિવિશિષ્ટત્વ સર્વથા એક ભિન્ન વસ્તુ જ છે. આપણાં સર્વ શાસ્ત્રો એ સ્થળે આવીને પંગુ થઈ જાય છે; તથાપિ આ વાર્ત્તા કાલ્પનિક છે, એમ તો નથી જ. આપણી દૃષ્ટિ સમક્ષ એ ઘટનાઓ નિત્ય–પ્રતિદિવસ–બન્યા કરે છે. એથી આપણો દૃઢ નિશ્ચય થાય છે કે, મનુષ્યમાં ચલન વલન કરનારું તેનું વિશિષ્ટત્વ એ જ છે. લોકોના હૃદયમાં પ્રભાવ પાડનારું પણ એ જ વિશિષ્ટત્વ છે. એ જ વિશિષ્ટત્વ સદોદિત કાર્ય કરતું હોય છે અને તે કરતાં કરતાં બીજાના હૃદયને ચટકો લગાડીને પોતે પસાર થઈ જાય છે. તેના ચાલ્યા જવાપછી પાછળ તેનાં જે ચિહ્નો અવશિષ્ટ રહે છે, તેમને આપણે બુદ્ધિ ઇત્યાદિ નામોવડે ઓળખીએ છીએ. તેમના લખેલા ગ્રંથો પણ તે વિશિષ્ટત્વનાં ચિહ્નો સમાન જ છે. હવે બીજાં પણ કેટલાંક ઉદાહરણો લઇએ. વિશ્વમાં જેમણે પ્રત્યક્ષ ધર્મકાર્યો કરેલાં છે, તે મહાત્માઓ અને જેમણે મોટા મોટા મહત્વપૂર્ણ ગ્રંથો રચેલા છે તેવા પંડિતો, એ ઉભયની તુલના કરી જોતાં વિશેષતાથી એક વાર્ત્તા આપના જાણવામાં આવી શકશે અને તે એ કે, પંડિતોએ મોટા મોટા ગ્રંથો નિર્માણ કર્યા, એ વાર્ત્તા સત્ય છે; પરંતુ તેમણે પોતાના

અસ્તિત્વકાળમાં મુઠ્ઠીભર લોકોમાંના ચૈતન્યને જાગૃત કર્યું હતું, એવો પ્રકાર મળી શકવાનો નથી. એથી વિરુદ્ધ, મહાત્માઓએ કદાચિત્ ગ્રંથો નહિ રચ્યા હોય, તોપણ તેમના અસ્તિત્વકાળમાં દેશોના દેશો તેમની પાછળ દોડતા ફરતા હતા. એનું કારણ પણ તે તે વ્યક્તિમાંનું જ છે. તત્ત્વદર્શી પંડિતોમાંનું વિશિષ્ટત્વ અંધુક હોવાથી તેમનાપ્રતિ બહુધા કોઈનાં મનો આકર્ષાયાં નહોતાં અને તેથી વિરુદ્ધ મહાત્માઓનું વિશિષ્ટત્વ તેજોમય હોવાથી લક્ષાવધિ લોકો પતંગ પ્રમાણે તેમનાં ચરણોમાં આવી પડતા હતા. પંડિતોમાંનું સમસ્ત વિશિષ્ટત્વ તેમની બુદ્ધિમાં અવતરેલું હોવાથી તેમનો અને આપણો જે મેળાપ થાય છે, તે તેમની બુદ્ધિની સીમાના પ્રદેશમાં જ થાય છે; એથી આગળ વધીને આપણે તેમના હૃદયમાં પ્રવેશ કરી શકતા નથી. પરંતુ એથી વિરુદ્ધ મહાત્માઓનું વિશિષ્ટત્વ અત્યંત અંતર્વર્ત્તી હોવાથી તેમની સાથેનો મેળાપ તે તેમના અંતરાત્માના મેળાપ સમાન જ હોય છે. પંડિતોના અંતરાત્મા સાથે આપણો મેળાપ કદાપિ થતો નથી. અને તેથી આપણા હૃદયમાં તેમના વિશે વિશેષ પ્રેમનો ઉમળકો પણ આવતો નથી. એથી ભિન્ન, મહાત્માઓના મેળાપથી તેમના અંતરાત્માનો મેળાપ થતો હોવાથી આપણું મન તેમના પ્રતિ અનિવાર્યતાથી આકર્ષાવા માંડે છે. પંડિતોનું વિશિષ્ટત્વ બુદ્ધિની સીમાન્તભૂમિમાં આવી બેઠેલું હોય છે. પોતાના મધ્યબિંદુને ત્યાગી કેટલાક અંતરપર આવીને તે આપણી મુલાકાત લે છે. બુદ્ધિ એક ઇન્દ્રિય છે, માનવી હૃદયમાંની એક બનાવટી ચીજ છે. તેનો સ્પર્શ તે રસાયન શાસ્ત્રમાંના અમુક એક પદાર્થના સ્પર્શ સમાન છે. તે ધીમે ધીમે કાર્ય કરતો હોય છે અને યોગ્ય પરિસ્થિતિ મળતાં ક્યાંક અમુક એક અંધુક જ્યોતિ નિર્માણ કરી દે છે; અથવા તો અનુકૂલ પરિસ્થિતિના અભાવે પોતે જ લુપ્ત થઈ જાય છે. એથી વિરુદ્ધ મહાત્માઓનું વિશિષ્ટત્વ તેમના પોતાના મધ્યબિંદુમાં હોવાથી તેમનો મેળાપ થતાંની સાથે આપણા હૃદયમાં પણ પ્રકાશનો ઉદ્ભવ થાય છે. એક મોટી મશાલ સળગતાંની સાથે જ જેમ તેનાથી હજારો દીવા પ્રકટે છે, તે જ પ્રમાણે એક જ મહાત્મા પોતાના દર્શન માત્રથી લક્ષાવધિ લોકોમાં જાગૃતિ ઉપજાવી દે છે.

જે નિયમોવડે મનુષ્યમાંનું એ વિશિષ્ટત્વ વૃદ્ધિગત થાય છે, તે નિયમોને અમે શોધી કાઢ્યા છે, એવું યોગશાસ્ત્રનું પ્રતિપાદન છે. તે નિયમોમાં યોગ્ય ધ્યાન આપવાથી અને તેમના અંકિત માર્ગમાં ગમન કરવાથી એ વિશિષ્ટત્વને પ્રત્યેક મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે, એવું યોગશાસ્ત્રનું કથન છે. સર્વ શિક્ષણમાર્ગનું રહસ્ય એ જ છે. આ કેવળ ઉપપત્તિઓ જ છે, એમ ધારશો નહિ; અર્થાત્ એ શુદ્ધ વ્યવહાર્ય

ઘટનાઓ છે. આ ઉપપત્તિઓ પ્રત્યક્ષ આચારમાટે જ નિર્માણ થયેલી છે. તેમ જ એ ઉપપત્તિઓ અમુક એક વિશિષ્ટ સ્થળમાં અથવા અમુક એક વિશિષ્ટ કાળમાં જ લાગૂ પડે છે, એમ પણ નથી; કિંતુ એ કાલસ્થલાતીત શાસ્ત્રની ઉપપત્તિઓ છે; અને એ ઉપપત્તિઓ સર્વ સ્થળે અને સર્વ કાળમાં એક સરખી રીતે જ લાગૂ પડી શકે છે. કોઈ સંસારી હોય કિંવા સંન્યાસી હોય; શ્રીમાન્ હોય કિંવા દરિદ્રી હોય; લૌકિક કાર્યવ્યવસાયમાં પડેલો હોય કિંવા અન્ય ઉદ્યોગમાં નિમગ્ન હોય; છતાં પોતાના વિશિષ્ટત્વને પરિપક્વ કરવું–તેના સ્વરૂપને દૃઢતર કરવું–એ જ તેના માટે શ્રેયસ્કર છે. પોતાના આયુષ્યમાંનું તેનું જે કાંઈ પણ મહાન્ કર્ત્તવ્ય હોય તો તે એ જ છે. જડ વિશ્વના નિયમ જડ શાસ્ત્રોએ સિદ્ધ કરેલા છે; પણ એથી ભિન્ન તેમનું બીજું સૂક્ષ્મ સ્વરૂપ પણ છે, એ હવે નિશ્ચયપૂર્વક આપણા જાણવામાં આવી ચૂક્યું છે. વાસ્તવિકતાથી જડ વિશ્વ, સૂક્ષ્મ વિશ્વ અને અંતઃસૃષ્ટિ ઇત્યાદિ ભેદ જ અસત્ય છે. એ કેવળ શબ્દભેદ છે. જે કાંઈ છે તે એક જ છે. **'सर्वं खल्विदं ब्रह्म'** એ સિદ્ધાંત હવે તો આપણને અવગત થયેલો જ છે. આપણા અસ્તિત્વને આપણા સમાધાનમાટે જો કશાની પણ ઉપમા આપીએ તો કેવળ શંકુની ઉપમા જ આપી શકાય તેમ છે. શંકુનો આકાર મૂળમાં બહુ પહોળો અને જડ હોય છે અને શિખર પ્રતિ જતાં સાંકડો થતાં થતાં અંતે કેવળ બિંદુ સમાન થઈ જાય છે. આપણો જડ દેહ શંકુના તલ સમાન છે. ત્યાર પછી તે સંકુચિત થતો જાય છે. તેનું સ્વરૂપ ત્યાર પછી સંકુચિત થતું જાય છે અને અંતે જે બિન્દુવત્ અસ્તિત્વ હોય છે, તેને આપણે જીવાત્મા (spirit) ના નામથી ઓળખીએ છીએ. એ રચના જેવી રીતે એક પિંડમાં અનુભવાય છે, તે જ પ્રમાણે તે બ્રહ્માંડમાં પણ હોય છે. 'જે પિંડે તે જ બ્રહ્માંડે' એ સિદ્ધાંતને તો આપણે જાણીએ છીએ જ. બ્રહ્માંડરચના પણ એ નમૂના પ્રમાણે જ થયેલી છે. કેવળ જડ વિશ્વ વિશ્વશંકુના તલમાંનો ભાગ હોઇને તે આગળ જતાં સંકુચિત થતો જાય છે અને અંતે જે અત્યંત સૂક્ષ્મરૂપ વિશ્વ અવશિષ્ટ રહે છે, તેને આપણે 'ઈશ્વર' સંજ્ઞાથી ઓળખીએ છીએ.

અમુક એક વસ્તુમાં જે કાંઈ સામર્થ્ય આપણને દેખાય છે, તે એ વસ્તુના જડરૂપમાં હોતું નથી, કિન્તુ તેના સૂક્ષ્મ સ્વરૂપમાં જ રહેલું હોય છે. બાહ્યતઃ જડ ભાગ ચલનવલન કરતું દેખાય, તોપણ તે ચલનવલન જે શક્તિના યોગે થાય છે, તે શક્તિ તે વસ્તુના સૂક્ષ્મ રૂપમાં રહેલી હોય છે. એક મનુષ્ય મોટો ભાર ઉંચકે છે, તે સમયે તેના હાથના સ્નાયુ ફૂલેલા દેખાય છે અને તેના સમસ્ત શરીરમાં તે

વેળાએ હીલચાલ આરંભાયલી હોય છે. શરીરના સ્નાયુમાં કેટલી બધી મહતી શક્તિ રહેલી છે, એમ તે ક્ષણે આપણા મનમાં આવી જાય છે; પણ ખરી રીતે જોતાં એ સામર્થ્ય સ્નાયુનું હોતું નથી, કિંતુ અંતર્ગત જ્ઞાનતંતુઓનું જ એ સામર્થ્ય હોય છે. જ્ઞાનતંતુઓનું ગુપ્ત સામર્થ્ય સ્નાયુદ્વારા પ્રત્યક્ષરૂપે પ્રકટ થાય છે. એમાંનો જો એક જ્ઞાનતંતુ નષ્ટ થાય, તો તે ભાગમાંના સામર્થ્યનો પણ નાશ થઈ જાય છે, એવો નિત્યનો અનુભવ છે. હવે જ્ઞાનતંતુમાં જે સામર્થ્ય હોય છે, તે તેના કરતાં પણ અધિક સૂક્ષ્મ સ્વરૂપની વસ્તુમાંથી આવેલું હોય છે. એ અધિક સૂક્ષ્મ વસ્તુ તે વિચાર જ છે. અત્યંત સૂક્ષ્મ રૂપ એ જ શક્તિનું અધિષ્ઠાન છે. શક્તિ જડવસ્તુદ્વારા કાર્યકારિણી થાય, એટલે આપણને દૃષ્ટિગોચર થવા માંડે છે; અને તે સૂક્ષ્મ સ્વરૂપમાં હોય છે, એટલે આપણા જોવામાં આવી શકતી નથી. સ્થૂલવસ્તુ ચલનવલન કરવા માંડે, એટલે શક્તિનો પ્રત્યક્ષ પ્રત્યય આવે છે અને તેના યોગે તે શક્તિ સ્થૂલરૂપિણી જ હોવી જોઇએ, એવો ભ્રમ થઈ જાય છે. સ્થૂલ વસ્તુ શક્તિનું અધિષ્ઠાન ન હોઇને તેનું પ્રકટ થવાનું એક દ્વાર માત્ર છે. અત્યંત સૂક્ષ્મરૂપવતી શક્તિ આપણા જોવામાં આવતી નથી, તેનું કારણ એ છે કે, તેમાંના શક્તિસ્પંદ અત્યંત વેગવાન્ હોય છે, અને તે એટલી સીમાપર્યન્ત કે, આપણી સ્થૂલ દૃષ્ટિ તેમનાપર સ્થિર થઈ શકતી નથી. એ સૂક્ષ્મરૂપનું નિયમન કરી શકાય, એવી કોઈ યુક્તિ જો આપણને મળી જાય, તો સ્થૂલ રૂપનું નિયમન પણ આપણાથી સહજ કરી શકાય, એ સ્પષ્ટ જ છે. એક સરોવરના તલભાગમાંથી જ પરપોટો ઉપર આવે છે, છતાં તે પાણીની સપાટીપર આવીને ફૂટતો નથી ત્યાંસૂધી આપણા જોવામાં આવી શકતો નથી. તે જ પ્રમાણે જ્યાંસૂધી શક્તિનું રૂપ અત્યંત સૂક્ષ્મ હોય છે, ત્યાંસૂધી આપણને તેનો પ્રત્યય આવી શકતો નથી; પણ તે જ શક્તિ પોતાના મૂળ અધિષ્ઠાનને ત્યાગીને સ્થૂલતા પ્રતિ આવવા માંડે છે, એટલે પછી આપણને તેનો પ્રત્યક્ષ અનુભવ થવા માંડે છે. અધિષ્ઠાનથી તેનું અંતર જેમ જેમ વધતું જાય છે, તેમ તેમ તેનું સ્વરૂપ અધિક સ્થૂલ થતું જાય છે અને તેના યોગે આપણને તેનો અધિક સ્પષ્ટ રૂપથી અનુભવ પ્રાપ્ત થવા માંડે છે. વિચાર કેવી રીતે નિર્માણ થાય છે અને કયારે નિર્માણ થાય છે, એ ઘટના કદાપિ આપણા ધ્યાનમાં આવતી નથી; પણ વિચાર અધિષ્ઠાનને છોડીને કેટલાક અંતરપર આવે છે, એટલે પછી આપણને તેનો સાક્ષાત્કાર થવા માંડે છે; અને તે જ વિચાર સ્થૂલ રૂપમાં પ્રકટ થતાં આપણાં જડ ચક્ષુને પણ દેખાવા લાગે છે. આપણા વિચાર અને આપણી કૃતિપર આપણો અધિકાર ચાલતો નથી, એવો વાદ આપણે વાર-

વાર કર્યા કરીએ છીએ. હવે જો વિચારનો પ્રત્યક્ષ પ્રત્યય આવવા પૂર્વે તેના મૂળમાંથી જ આપણાથી તેનું નિયમન કરી શકાય, તો વિચાર અને તેનાં જ પ્રત્યક્ષ રૂપ કૃતિનું પણ નિયમન આપણાથી એક સમયાવચ્છેદે કરી શકાશે. જો કોઈ પણ સાધનોદ્વારા આપણે શક્તિના સૂક્ષ્મ રૂપનું પૃથક્કરણ કરી શકીએ, તેના સ્વરૂપને નિશ્ચયપૂર્વક જાણી શકીએ અને તેનાપર અધિકાર ચલાવી શકીએ, તોપછી આપણા મનપર પણ આપણે અધિકાર ચલાવી શકવાના. જે મનુષ્યને પોતાના મનપર અધિકાર ચલાવવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે, તે મનુષ્ય અન્ય મનોપર પણ પોતાનો અધિકાર શુદ્ધ ચલાવી શકે છે. અંતર્બાહ્ય શુચિતા અને ઉચ્ચ નીતિમત્તાનું આટલાં બધા અટ્ટાહાસથી કેમ પ્રતિપાદન કર્યું છે, એ તો હવે આપના ધ્યાનમાં આવ્યું હશે જ. જે મનુષ્ય અંતર્બાહ્ય અને નીતિમાન્ હોય છે, તે મનોનિગ્રહી પણ અવસ્ય હોય છે જ. કારણ કે, અંતર્બાહ્ય શુદ્ધિ અને નીતિમત્તા મનોનિગ્રહ વિના કદાપિ પ્રાપ્ત થઈ શકતી જ નથી. સર્વ મનો એક જ વિશ્વવ્યાપક મનમાંથી અંશરૂપે ઉદ્ભવેલાં હોવાથી જો એક મનપર સત્તા મેળવી શકાય, તો તદ્દ્વારા વિશ્વવ્યાપક મનપર સત્તા મેળવવાનું કાર્ય લેશમાત્ર પણ અશકય નથી. માટીના ન્હાનકડા ઢગલાથી મોટા ઢગલાની કલ્પના સહજ કરી શકાય છે. પોતાના મનપર સત્તા કેવી રીતે ચલાવવી, એ વિદ્યાનું રહસ્ય જેણે એકવાર હસ્તગત કરી લીધું હોય, તેનાથી વિશ્વવ્યાપક મનપર પણ અવસ્ય સત્તા ચલાવી શકાય છે.

એ પ્રશ્નનો એક બીજો પણ વ્યવહાર્ય રૂપનો પક્ષ છે. આપણને જે અનેક પ્રકારનાં શારીરિક દુઃખો ભોગવવાં પડે છે, તે દુઃખોને પણ મનોનિગ્રહના યોગે સહજમાં ટાળી શકાય છે. જો શક્તના સૂક્ષ્મ રૂપપર આપણે વિજય મેળવી શકીએ, તો આપણાથી અનેક માનસિક દુઃખોનો પણ પરિહાર કરી શકાય છે. તે જ પ્રમાણે અનેક પ્રકારના કાર્યમાં આપણને જે અપયશની પ્રાપ્તિ થાય છે, તેને પણ એના યોગે આપણે ટાળી શકીએ એમ છે. જો આપણાથી સૂક્ષ્મ શક્તિપર જય મેળવી શકાય, તો પછી પ્રત્યક્ષ વ્યવહારમાં પણ અનેક પ્રકારે તેનો ઉપયોગ અવસ્ય કરી શકાય છે; પણ વ્યવહારને અત્યારે કોરણે મૂકીને, એના કરતાં પણ આ પ્રશ્નનું જે અધિક ઉચ્ચ રૂપ છે, તે પ્રતિ આપણે વળીશું.

હવે એક ઉપપત્તિ વિશે હું આપસમક્ષ કેટલુંક વિવેચન કરવાનો છું; પણ એ ઉપપત્તિ વિશે સાંગોપાંગ ચર્ચા કરવાનો મારો વિચાર નથી, કિંતુ તદ્વિષયક કાંઇક અંતિમ સિદ્ધાંત માત્રનો જ હું સ્ફોટ કરીશ. માનવકુલમાંની અમુક એક શાખાની

વૃદ્ધિ જેવા પ્રકારે થયેલી હોય, તે જ પ્રકારે તે શાખામાંના પ્રત્યેક મનુષ્યની વૃદ્ધિ તેના બાલ્યકાળથી જ થતી હોય છે. અત્યંત જંગલી સ્થિતિમાંથી બહાર નીકળીને યોગ્ય પ્રકારની પરિણત અવસ્થાને પ્રાપ્ત થયેલી અમુક એક શાખાને જોઇએ, તો તેની પ્રથમ સ્થિતિથી તે ઠેઠ વર્ત્તમાન સ્થિતિ પર્યન્ત જેટલા પ્રકારના અવસ્થાન્તરોમાંથી તે પસાર થયેલી હોય છે, તેટલા જ અવસ્થાન્તરોમાંથી તેમાંની પ્રત્યેક વ્યક્તિ પોતાના બાલ્યકાળથી જ પસાર થતી હોય છે, એમ આપણા જાણવામાં આવી શકે છે. એમાંની વ્યષ્ટિ અને સમષ્ટિની વૃદ્ધિમાં માત્ર કાળાન્તરનો જ ભેદ હોય છે. જે પરિણતાવસ્થાને પ્રાપ્ત કરવામાટે સમષ્ટિને સહસ્ત્રાવધિ વર્ષો લાગ્યાં છે, તે જ સ્થિતિ થોડાંક વર્ષના અવધિમાં વ્યષ્ટિને પ્રાપ્ત થાય છે. તે શાખામાંના અમુક એક બાળકને જોતાં તેનામાં શુદ્ધ જંગલીપણું દેખાઈ આવે છે. એકાદ ફૂલપાનને તે બાળક સહજ લીલાથી ચીરી નાંખે છે અને એ તેના જંગલીપણાના મૂળ અંશનું જ પરિણામ હોય છે. તે માનવશાખાના આરંભકાળની સ્થિતિ સમાન તેની એ બાલ્યાવસ્થા હોય છે. બાલ્યકાળનો અંત થતાં વય જેમ જેમ વધતું જાય છે, તેમ તેમ તે શાખાની વિશિષ્ટ પદ્ધતિની વૃદ્ધિ કિંવા ઉન્નતિ તેનામાં પણ દૃષ્ટિગોચર થવા માંડે છે; અને અંતે તેનું સ્વરૂપ એટલે સમસ્ત શાખાના સંકલિત સ્વરૂપની એક લઘુ પ્રતિમા જ થઈ રહે છે. શાખાને જે સ્થિતિની પ્રાપ્તિમાં સહસ્ત્રાવધિ વર્ષ લાગી ગયાં હોય છે, તે જ સ્થિતિને એ વ્યક્તિ થોડાંક વર્ષના કાલાવધિમાં મેળવી લે છે. આ સિદ્ધાન્તને તમારે સારી રીતે ધ્યાનમાં રાખી લેવાનો છે; કારણ કે, એથી હું હવે પછી જે કાંઈ કહેવાનો છું, તે સારી રીતે તમારા સમજવામાં આવી શકશે. હવે સમસ્ત માનવજાતિ તે એક જ શાખા છે, એવી આપણે કલ્પના કરીએ; અથવા તો સમસ્ત જીવજાતિ જ એક શાખા છે એમ કહીશું. આ જગતમાં જેટલા પણ જીવધારક પ્રાણી—પછી તે મનુષ્ય હો કે પશુ હો—છે, તે સર્વની મળીને એક જ શાખા છે, એવી કલ્પના આપણે કરીશું. એ સમસ્ત શાખા—સમષ્ટિ—એક વિશિષ્ટ સાધ્યપ્રતિ પ્રયાણ કરી રહી છે અને તે સાધ્ય અન્ય કાંઈ નહિ, પણ પૂર્ણતા જ છે. સમસ્ત જગત્ કયા સાધ્યપ્રતિ પ્રયાણ કરી રહ્યું છે, એ કેટલાંક સ્ત્રી પુરુષોના જાણવામાં પ્રથમથી જ આવી ગયેલું હોય છે. એવાં મનુષ્યો બીજાની માર્ગપ્રતીક્ષા કરીને બેસી રહેતાં નથી. પુનઃ પુનઃ જન્મ ધારણ કરવાનો તેમને કંટાળો આવી ગયેલો હોય છે. સર્વ મનુષ્યજાતિ મૂકાવસ્થાને પહોંચી જાય ત્યાંસુધી વાટ જોઇને થોભવાનો તેમને અવકાશ હોતો જ નથી. એ કારણથી એવાં સ્ત્રીપુરુષો દોડાદોડ કરવા મંડી જાય

છે અને જે અંતરને કાપવામાટે સમસ્ત માનવજાતિને લક્ષાવધિ વર્ષનો કાળ લાગી જવાનો સંભવ હોય છે, તે જ અંતરને તેઓ થોડાંક વર્ષના અવધિમાં કાપી જાય છે. જો કોઈ ન્હાનકડા બેટમાં સર્વથા જંગલી હોય એવાં મનુષ્યોને લઈ જઇને મૂકવામાં આવે અને તેમના જીવન પૂરતાં અન્ન વસ્ત્ર તેમને મળ્યા કરે એટલી વ્યવસ્થા કરી આપવામાં આવે, તો કાલગતિથી પોતાની સ્થિતિને તેઓ પોતે જ સુધારવા માંડશે અને અમુક વિશિષ્ટ પ્રકારની સમાજરચના તૈયાર કરશે. એવી રીતે છેવટે એ સર્વથા જંગલી અવસ્થામાંનો માનવસમુદાય કેવળ નિજબળથી સંસ્કૃતાવસ્થાને પણ નિર્માણ કરી શકશે. હવે જો એવી અવસ્થામાંના માનવસંઘને અમુક વિશેષ પ્રકારની સહાયતા મળે, તો તેમની ઉન્નતિ સત્વર થાય, એ તો સ્પષ્ટ જ છે; વૃક્ષની વૃદ્ધિના કાર્યમાં પણ એવી જ રીતે સહાયતા કરી શકાય છે, એ તો આપણો નિત્યનો સામાન્ય અનુભવ છે. વૃક્ષને જો ખાતર આદિ કાંઈ આપવામાં ન આવે અને તેમની વિશેષ સંભાળ રાખવામાં ન આવે, તો તેઓ વધતાં અટકી જાય છે, એમ તો નથી જ. કેવળ નૈસર્ગિકતાથી પણ તેમની વૃદ્ધિ તો થાય છે જ; પરંતુ તેમ થતાં દીર્ઘ કાળ લાગે છે, એ તો પ્રકટજ છે. એથી વિરુદ્ધ જો તેમની વૃદ્ધિના કાર્યમાં આપણે કાંઈ પણ સહાયતા કરીએ, તો તેઓ સત્વર વધી શકે છે, એનો પણ આપણને નિત્ય અનુભવ મળતો હોવાથી અધિક વિવેચનની આવશ્યકતા નથી. આપણા સર્વ પ્રકારના ઉદ્યોગમાં આપણે એ જ તત્ત્વનું અવલંબન કરતા હોઇએ છીએ. કૃત્રિમ રીતિથી વ્યવહારમાંની સર્વ વસ્તુઓની ઉન્નતિ અથવા વૃદ્ધિ વેગપૂર્વક કરવામાટેના આપણા અવ્યાહત યત્નો ચાલ્યા જ કરે છે. હવે જે આપણો યત્ન વૃક્ષો સંબંધમાં અને ઇતર વિષયોના સંબંધમાં પણ સાધ્ય થાય છે, તે જ યત્ન માનવજાતિના વિષયમાં સાધ્ય શામાટે ન થઈ શકે વારુ? અવશ્ય થવાનો જ. એવી જ રીતે માનવકુળમાંની એક સમસ્ત શાખાની અત્યંત ત્વરાથી ઉત્ક્રાંતિ કરી શકાશે. માનવકુળમાંના સદ્ગુરુઓ ગ્રામે ગ્રામ અને દેશોદેશમાં શામાટે ભમે છે વારુ? એનું કારણ એ જ છે કે, એમ કરવાથી કોઈ પણ એક સમસ્ત શાખાની ઉત્ક્રાંતિ શક્ય થાય છે. એ જ પ્રમાણે એક એક વ્યક્તિની ઉત્ક્રાંતિ અધિક ત્વરાથી અને શીઘ્રતર થઈ શકશે ખરી કે? જી હા, અવશ્ય થઈ શકશે. ઉત્ક્રાંતિની ગતિની કાંઈ અમુક મર્યાદા હોતી નથી. એક મનુષ્યની ઉત્ક્રાંતિ સમસ્ત આયુષ્યમાં અમુક એક મર્યાદા પર્યન્ત જ થવી જોઇએ અને તેનાથી તે મર્યાદાથી આગળ વધી શકાય તેમ છે જ નહિ, એવો કોઈ પણ નિયમ બંધાયલો નથી. એક મનુષ્ય પૂર્ણાવસ્થાના કેટલા નિકટમાં જશે, એને નિશ્ચિત

કરવાનું માપ આપણને કોઇએ પણ આપ્યું નથી. જો તેની આસપાસ તેવી જ અનુકૂલ પરિસ્થિતિ હશે, તો તે જીવનક્રમના અલ્પ કાલાવધિમાં પણ ચમત્કાર કરી બતાવશે. આપણી અંતિમ મર્યાદા એક જ છે; અને ત્યાં પહોંચ્યા પછી જ માત્ર ઉત્ક્રાંતિની ગતિનો અંત થઈ જવાનો. એ મર્યાદા તે અન્ય કોઈ નહિ, પણ પૂર્ણતા જ છે. અસ્તુ. આ ઉપપત્તિનો એકંદર મથિતાર્થ એટલો જ કે, અત્યંત પૂર્ણાવસ્થાને પહોંચેલા મનુષ્યને–સમસ્ત શાખાના માર્ગને પ્રકાશિત કરનાર ઉજ્જ્વલ દીપને નિર્માણ કરવામાટે સામાન્યત: જો, એક લાખ વર્ષનો કાળ લાગે એમ માનીએ, તો તે શાખાની વેગથી ઉત્ક્રાંતિ થતાં એવો મનુષ્ય તે શાખામાં આજે જ નિર્માણ થઈ શકશે. સર્વ યોગી જનોનું એ જ કથન છે. જગતમાં આજપર્યન્ત જે જે મહાત્માઓ અને ધર્મપ્રવર્ત્તકો થઇ ગયા છે, તેઓ એ જ જાતિના દીપક હતા. લક્ષાવધિ મનુષ્યોની ઉત્ક્રાંતિ થવાનો સમય આવતાંની સાથે જ તેમનો માર્ગ એ ઉજ્જ્વલ દીપોવડે પ્રકાશિત થયો હતો. એક જ આયુષ્યમાં પૂર્ણતાને પામેલાં મનુષ્ય જો કોઈ હોય તો એ જ હતાં. જગતના સાદ્યંત ઇતિહાસમાં એવા અવતારો સર્વત્ર અને સર્વ કાળમાં ઉત્પન્ન થયેલા છે. વધારે દૂર જવાની કશી પણ અગત્ય નથી. હમણાં થોડા વખતપર જ એક એવો મનુષ્ય થઈ ગયો છે કે, સમસ્ત માનવજાતિએ જે કર્ત્તવ્ય એક આયુષ્યમાં ભાગ્યે કર્યું હોત, તે કર્ત્તવ્ય તેણે એકલાએ જ એક જ આયુષ્યમાં–આ ચાલૂ આયુષ્યમાં–કરી બતાવ્યું છે. હવે અહીં એ પણ અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ કે, એ ઉત્ક્રાંતિ પણ નિયમને અનુસરીને જ થતી હોય છે. જો એ નિયમની સમગ્ર માહિતી આપણને મળી જાય, આપણે તે સાંભળીએ, તેનો પૂરો શોધ કરીએ અને તે પ્રમાણે અક્ષરશ: વર્ત્તીએ તો? શું? એજ કે, તે ક્ષણે જ મોક્ષ આપણામાટે તૈયાર હોય છે. આપણી ઉત્ક્રાંતિ વેગપૂર્વક થશે અને આપણે આ જન્મમાં જ પૂર્ણતાને પામીશું. આ આપણા જીવનક્રમમાંના અત્યુચ્ચ રહસ્યનું શાસ્ત્ર છે. મનનો અને તેમાં ગોચર થનારી શક્તિનો અભ્યાસ કરીને કરવું શું? કરવું એ જ કે, પૂર્ણતાને પ્રાપ્ત કરી લેવી. અભ્યાસનું અંતિમ સાધ્ય એ જ છે. કોઇને ધનની સહાયતા આપવી, કોઇને વસ્ત્રાદિ આપવાં અથવા કોઈ અન્ય માર્ગથી કોઇની જીવિતયાત્રાના માર્ગમાંના કંટકોને દૂર કરવા, એ સર્વ વિષયોમાં કેવળ ઉપાંગ સમાન છે.

મનુષ્યમાંના પૂર્ણત્વને વ્યક્ત કરવું, એજ એ શાસ્ત્રનો ઉપયોગ છે. એ શાસ્ત્રના અભાવે તેને પોતાના માર્ગને કાપતાં લક્ષાવધિ વર્ષનો અવધિ લાગી જવાનો, અને

એ અવધિમાં તેને કેટલાકોના રમકડારૂપ થઈ રહેવાનો પ્રસંગ પણ આવવાનો. જેવી રીતે લાકડાનો એક બીમ સમુદ્રમાં પડતાં સમુદ્રની પ્રત્યેક લહરી સાથે નીચે, ઉપર અને આડો અવળો આન્દોલિત થયા કરે છે, તેવી જ તેની પણ અવસ્થા થવાની. "ઊઠો અને સશક્ત થાઓ!" એમ એ શાસ્ત્ર સિંહગર્જનાથી આપણને કહે છે. આ કાર્યભારને પોતાના શિરપર ઉપાડી લ્યો, આટલા દિવસ એ કાર્ય તમે પ્રકૃતિને સોંપ્યું હતું, પણ હવે તેને પોતાના હાથમાં લ્યો અને એક જ કૂદકાથી આ સંસારસમુદ્રને ઉલ્લંઘી જાઓ. એ શાસ્ત્રનું જે કાંઈ પણ પ્રતિપાદન છે, તે એ જ છે.

મનુષ્યનું જ્ઞાન એક સરખીરીતે વધતું જાય છે અને તેની સાથે તેના સામર્થ્ય તથા સુખ આદિની પણ વૃદ્ધિ થતી જાય છે. અમુક સમસ્ત શાખાની દૃષ્ટિથી એ કથન સત્ય છે; સર્વથા અક્ષરે અક્ષર સત્ય છે. પરંતુ વ્યક્તિ વિશે પણ એમ જ કહી શકાય તેમ છે ખરું કે? એનું આપણે અંશતઃ 'હ'કારમાં ઉત્તર આપવું પડશે. પરંતુ અહીં એક જૂદો જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે અને તે એ કે, વ્યક્તિની મર્યાદાને નિશ્ચિત કરવામાટેનું તમારીપાસે શું સાધન છે વારુ? કયો મનુષ્ય કેટલા પ્રમાણમાં ઉત્ક્રાંત થયેલો છે, એના નિશ્ચયમાટે તમારી પાસે કોઈ તુલા છે ખરી કે? આપણે સામાન્ય મનુષ્યો અમુક અંતરથી દૂરની વસ્તુને જોઈ શકતા નથી; પણ મેં એક એવા મનુષ્યને જોયેલો છે કે, બાજૂના ઓરડામાં ચાલતી અથવા થતી ઘટનાને તે આંખો બંધ કરવા છતાં પણ જોઈ શકે છે. તમે કદાચિત્ કહેશો કે, એ કથનમાં અમારો વિશ્વાસ બંધાતો નથી; પણ જો તે જ મનુષ્ય તમને એવું જ સામર્થ્ય માત્ર ત્રણ સપ્તાહમાં જ પ્રાપ્ત કરાવી આપે તો? એવી વાતો શીખવવાનું કાર્ય કાંઈ કઠિન નથી. બીજાના મનમાં શું ચાલી રહ્યું છે, એ જાણવાની કળા કેવળ પાંચ મિનિટમાં જ સાધ્ય થઈ શકે છે. આ વાર્તાઓ પ્રત્યક્ષ અનુભવના પૂરાવાથી પણ સિદ્ધ થઈ શકે એમ છે.

જ્યારે એ વાર્તાઓ પૂરાવાથી સિદ્ધ થઈ શકે છે, ત્યારે પછી ઊત્ક્રાંતિની મર્યાદાનો નિશ્ચય કેવી રીતે કરવો વારુ? જો આ ઓરડાના ખૂણામાં બેઠેલા મનુષ્યના મનોવિચાર અમુક મનુષ્યના જાણવામાં આવી શકતા હોય, તો પછી બાજૂના ઓરડામાંના મનુષ્યના મનોગત વિચાર શા કારણથી જાણવામાં ન આવી શકે? કિંબહુના, વિશ્વમાંના કોઈ પણ ભાગમાંના મનુષ્યના વિચારોને તે શામાટે જાણી ન શકે? તે ન જાણી શકે, એમ કહેવાનો આપણને કશો પણ અધિકાર નથી. આમ થવું અશક્ય છે, એમ બોલવાની આપણી લેશ માત્ર પણ સત્તા નથી. 'આ ચમત્કાર કેવી રીતે થાય છે તે આપણે સમજી શકતા નથી,' એટલું જ આપણાથી કહી શકાય એમ છે.

તમે ગમે તેવા મહાન્ જડશાસ્ત્રવેત્તા હો, છતાં આ વાર્ત્તા અશકય છે, એમ તો નિશ્ચયપૂર્વક તમારાથી કહી શકાય તેમ છે જ નહિ. એટલું ભલે કહ્યા કરો કે, 'અમે એ વિશે કાંઈ જાણતા નથી!' શાસ્ત્રો કેવી રીતે નિર્માણ થાય છે વારુ? પ્રત્યક્ષ થતી ઘટનાઓને એકત્ર કરવી, તેમનું વર્ગીકરણ કરીને તેમને તેમની વિશિષ્ટ પંક્તિમાં બેસાડવી, ત્યાર પછી તેમના આધારે સિદ્ધાંતો કાઢવા અને અંતે સત્યનું શોધન કરવું, એ પદ્ધતિથી શાસ્ત્રો નિર્માણ થાય છે અને ઉત્ક્રાંતિને પામે છે. પરંતુ પ્રત્યક્ષ થતી ઘટનાઓને મૂળમાંથી જ જો આપણે અશકય કોટિમાં બેસાડવા મંડી જઇએ, તો પછી શાસ્ત્રો નિર્માણ કેવી રીતે થઈ શકે વારુ? 'અમુક વાર્ત્તા અસત્ય છે અને અમુક વાર્ત્તા થવી સર્વથા અશકય છે,' એવી રીતે જો પ્રત્યક્ષ થતી ઘટનાની આપણે અયોગ્ય નિર્ભર્ત્સના કરવા માંડીએ, તો એથી આપણે મૂળમાંથી જ ભાવી શાસ્ત્રનો ઉચ્છેદ કર્યા સમાન નથી થતું કે શું?

માનવી મનનું સામર્થ્ય અચિંત્ય છે. 'નર નરની કરણી કરે, નર નારાયણ થાય!' એ અમો હિન્દુઓનો પ્રથમ સિદ્ધાન્ત છે. હિંદુઓની મનોભૂમિની રચના કેટલાંક વિશિષ્ટ તત્ત્વોને અનુસરીને થયેલી છે. જો કોઈ વિશિષ્ટ વિષયમાં તેમનું ચિત્ત આકર્ષાય, તો તે વિષયનું તેઓ ચિન્તન કરવા મંડી જાય છે. અર્થાત્ કેટલાક કાળ પર્યન્ત અવશિષ્ટ જગતના ભાનનો જાણે કે તેમના હૃદયમાંથી સર્વથા લોપ જ થઈ જાય છે. અનેક પ્રકારનાં શાસ્ત્રોની જન્મભૂમિ ભારતવર્ષ જ છે, એ વાર્ત્તા તો આપ સર્વના જાણવામાં છે જ. ગણિતશાસ્ત્ર પ્રથમ ત્યાં જ નિર્માણ થયું હતું. એક, બે, ત્રણ ઇત્યાદિ આંકડાનાં અંગ્રેજી નામો પણ સંસ્કૃત નામોમાંથી જ બનેલાં છે. તે જ પ્રમાણે બીજગણિતનો જન્મ પણ આર્યાવર્ત્તમાં જ થયેલો છે. ન્યૂટનના જન્મથી સહસ્રાવધિ વર્ષ પૂર્વે ગુરુત્વાકર્ષણના નિયમને હિંદુ લોકો સારી રીતે જાણતા હતા.

આથી હિન્દુલોકોની મનોભૂમિકા કેવા પ્રકારની છે, એની આપ સારી રીતે કલ્પના કરી શકો એમ છે. ભારતીય ઇતિહાસમાંના એક કાળમાં આર્યોનું સમસ્ત ચિત્ત માનવી મનના સામર્થ્યના શોધમાં જ પરોવાયલું હતું. એ વિષય પણ અત્યંત ચિત્તાકર્ષક છે. કારણ કે, જો એ શાસ્ત્ર સિદ્ધ થઈ જાય, તો આપણી સર્વ આકાંક્ષાઓની પૂર્ણતાનો સર્વથા નિકટનો માર્ગ મળ્યા સમાન થાય, એવી તેમની ધારણા હતી. '**कर्तुमकर्तुमन्यथा कर्तुम्**' એવી શક્તિ મનુષ્યના મનમાં રહેલી છે અને એ સામર્થ્ય કાકતાલીયન્યાય સમાન ન હોઇને નિશ્ચિત નિયમાનુસાર એ ચમત્કાર થાય છે. એ વિશે પૂર્વકાલીન આર્યોનો એટલી સીમા પર્યન્ત નિશ્ચય થયેલો હતો કે, અન્ય

સર્વ વિષયોને ત્યાગીને તેઓ સર્વથા એ વિષયના શોધમાં જ પ્રવૃત્ત થયા હતા. મંત્ર-તંત્ર અને જાદૂટોણા ઇત્યાદિ જે પ્રકારો છે, તે વિલક્ષણ વાર્ત્તાઓ ન હોઇને કેવળ શુદ્ધ શાસ્ત્ર છે, એમ તેમણે સિદ્ધ કરી બતાવ્યું હતું. જેવી રીતે ઇતર ભૌતિક શાસ્ત્રોના સિદ્ધાંતો તેમણે તે પૂર્વે જ સ્થાપિત કર્યાં હતા, તે જ પ્રમાણે આ ઘટનાઓ પણ વિશિષ્ટ નિયમોને અનુસરીને થાય છે, એમ તેમણે નિર્વિવાદ સિદ્ધ કર્યું હતું. એ સ્થિતિનું સમસ્ત આર્ય શાખાપર અનિવાર્ય પરિણામ થયું. અન્ય ભૌતિક શાસ્ત્રો-માંથી આર્ય શાખાનું ચિત્ત એટલું બધું ઊઠી ગયું કે, તે શાસ્ત્રો પાછળ પડતાં પડતાં સર્વથા વિનાશના માર્ગમાં ચડી ગયાં. તેમનું સમસ્ત ધ્યાન એ એક જ શાસ્ત્રની ઉત્ક્રાંતિમાં પરોવાઈ ગયું. યોગીજનોના ભિન્ન ભિન્ન પંથો ઉપસ્થિત થયા અને તેમણે ભિન્ન ભિન્ન માર્ગોથી એ શાસ્ત્રનો શોધ ચલાવવા માંડ્યો. કેટલાકોએ પ્રકાશકિરણોના અભ્યાસનો આરંભ કર્યો. ભિન્ન ભિન્ન રંગોનાં પ્રકાશકિરણોનું શરીરમાં કેવા પ્રકારનું પરિણામ થાય છે, એનો તેઓ શોધ કરવા લાગ્યા. અમુક વિશિષ્ટ રંગનાં વસ્ત્રોનો જ ઉપયોગ કરવો, અમુક સ્થળને કૃત્રિમ રીતે વિશિષ્ટ રંગથી રંગીને તે સ્થળમાં જ નિવાસ કરવો અને પદાર્થો પણ વિશિષ્ટ રંગના જ આરોગવા, એવા પ્રકારથી તેઓ રહેવા લાગ્યા. કેટલાકોએ ધ્વનિઓનો અભ્યાસ કરવા માંડ્યો. કાનમાં પુંબડાં નાખીને અંદરથી આવતો ધ્વનિ સાંભળવો અને ત્યારપછી પુંબડાને કાઢી નાખીને તે જ ધ્વનિમાં ધ્યાન પરોવવું, એવા પ્રકારનો તેઓ અભ્યાસ કરવા લાગ્યા. કેટલાકોએ ભિન્ન ભિન્ન ગંધોનો અભ્યાસ કર્યો. એ પ્રમાણે જ્ઞાનેન્દ્રિયોના સર્વ વિષયોના અભ્યાસનો આરંભ થઈ ગયો.

એ સર્વ પ્રકારના અભ્યાસના મૂળમાં તેમનો માત્ર એક જ હેતુ હતો. કોઈ પણ રીતે વસ્તુ માત્રના સૂક્ષ્મ રૂપનું શોધન કરવું, એ જ હેતુ એ અભ્યાસમાં સમાયલો હતો. એમાંના કેટલાકોએ તો અવશ્ય વિલક્ષણ સામર્થ્ય પ્રાપ્ત કરી લીધું હતું. કેટલાકોએ હવામાં ઉડવાનો યત્ન કર્યો હતો. એક પાશ્ચાત્ય પંડિતે મને કહેલી એક વાર્તા અવશ્ય સાંભળવા યોગ્ય છે. એ વાર્ત્તા તેને જેણે કહી હતી, તે એક સમયમાં સીલોનનો ગવર્નર હતો અને તેણે એ ઘટના પ્રત્યક્ષ જોઈ હતી. એકપર એક આડા રાખી લાકડાના કેટલાક કકડા ખડકી, તે સર્વના ઉપરના ભાગમાં એક પાટિયું રાખવામાં આવ્યું હતું અને તે પાટિયાપર એક છોકરીને પલાંઠી વાળીને બેસાડવામાં આવી હતી. કેટલીકવાર સુધી તે બાળાને ત્યાં બેસાડ્યા પછી એક મનુષ્ય આગળ નીકળી આવ્યો અને તેણે પાટિયાની નીચેનાં લાકડાં ધીમે ધીમે કાઢી લેવાનો આરંભ કર્યો.

છેવટે તેણે બધાં લાકડાં કાઢી લીધાં, છતાં બાળા તો પાટિયાપર પ્રથમ પ્રમાણે જ બેઠી હતી અને તે પાટિયું હવામાં અદ્ધર તરતું હતું. એમાં કાંઈ પણ કપટ હોવું જોઇએ, એમ ગવર્નર સાહેબને ભાસવાથી તેમણે ઝપાટાથી પોતાની તલ્વાર તે બાળા જે પાટિયાપર બેઠી હતી તેની નીચેથી ફેરવી, પરંતુ તેની નીચે કોઈ પણ જડ પદાર્થ હોવાનો અનુભવ મળી શક્યો નહિ. આ ઘટના અથવા ચમત્કૃતિ અનેક જનો સમક્ષ થયેલી હોવાથી એને અવિશ્વસનીય માની શકાય તેમ નથી જ. અર્થાત્ એથી એ શું હોવું જોઇએ, એવો પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે. એ કાંઈ પણ જાદૂનો પ્રકાર હશે કે કેમ? ભાઈ, એ જાદૂ પણ નથી અને કોઈ અલૌકિક કૃતિ પણ નથી. ચોકત થવા યોગ્ય એમાં કશું પણ નથી અને એ જ એમાંનું મુખ્ય ધ્યાનમાં રાખવા યોગ્ય રહસ્ય છે. આવી કૃતિ થવી અશક્ય છે, એમ એક પણ હિંદુ તમને કહેવાનો નથી. હિંદુઓને આવી કૃતિઓથી લેશમાત્ર પણ આશ્ચર્ય લાગતું નથી; કારણ કે, આ ઘટનાઓ તેમના નિત્યના પરિચયની હોવાથી તેમના માટે સાધારણ કૃતિ સમાન થઈ પડી છે. કોઈ શત્રુ સાથે યુદ્ધ થતાં પૂર્વના હિંદુઓ એમ કહેતા હતા કે, એકાદ યોગી આવીને આ સર્વ શત્રુઓની પાયમાલી કરી નાખશે. આ વિશ્વાસ સર્વ હિંદુઓના હાડમાંસમાં વ્યાપી ગયેલો છે. કેવળ તલ્વારમાં જ શું સામર્થ્ય છે વારુ? સામર્થ્યનું વસતિસ્થાન કેવળ જીવાત્મા જ છે, એવો અમો હિંદુઓનો દૃઢ વિશ્વાસ છે.

અત્યાર સૂધી કરાયલું વિવેચન જો યથાર્થ હોય, તો એ દિશામાં પ્રયત્નની પરિસીમા કરી જોવાની યોગ્યતા ધરાવનાર એ શાસ્ત્ર છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ. પરંતુ કોઈ પણ શાસ્ત્રનો અભ્યાસ કરીને તેમાં પારંગતતા મેળવવી, એ કાંઈ ટાઢા પ્રહરના ગપાટા મારવા જેવું સરળ કાર્ય નથી. જ્યારે ભૌતિક શાસ્ત્રોને પણ એ નિયમ લાગુ પડે છે, તો પછી માનસશાસ્ત્રને તો એ નિયમ વિશેષતાથી જ લાગૂ પડવો જોઇએ. પરંતુ એવા સામર્થ્યને પોતામાં લાવવું, એ કાંઈ બહુ કઠિન કાર્ય નથી, એમ ઘણાકોને ભાસે છે. એક મનુષ્યને પોતાના નિર્વાહમાટે ચાર પૈસા મેળવતાં કેટલો બધો પરિશ્રમ કરવો પડે છે વારુ? ધનવાન્ થવામાટે કેટલા બધા પ્રયાસો કરવા પડે છે? એ સર્વ વિષયોનો વિચાર કરી જુઓ. કોઇને વિદ્યુચ્છાસ્ત્રનો અભ્યાસ કરવાનો હોય અથવા તો કોઇને શિલ્પશાસ્ત્રવિશારદ (એંજીનિયર) થવું હોય, તો તેમાટે કેટલો બધો શ્રમ વેઠવો પડે છે? પાઠશાળામાંના શિક્ષણની સમાપ્તિ થયા પછી પણ આજન્મ એ કળાનો અભ્યાસ ચાલતો રહે, તો જ એમાં પારંગતતા મેળવી શકાય છે.

બહુધા ભૌતિક શાસ્ત્રો જે વસ્તુઓનું વિવેચન કરે છે, તે વસ્તુઓ જડરૂપની હોય છે. એક પ્રકારે તે સ્થાવર વસ્તુઓ હોય છે. તેમનાપર તમે ગમે તેટલા

અને ગમે તેવા પ્રયોગો કરી જુઓ, તોપણ તેમના તરફથી કાંઈ પણ વિરોધ થવાનો સંભવ હોતો નથી. એક કુરસીને તોડીફોડીને તમે તેનું કણશઃ પૃથક્કરણ કરો, તોપણ તેમાટે તે તમને 'ના' કહેવાની નથી કે, તમારી પાસેથી પલાયન કરી જાય, તેમ પણ નથી. પણ આ શાસ્ત્રનો મૂળ વિષય મન છે અને મનની સ્થિરતા વાયુ સમાન છે, એ તો સર્વના જાણવામાં છે જ. તેને જરા સ્પર્શ કરવાનો જ વિલંબ કે તે કાશીથી નીકળે છે અને ઠેઠ રામેશ્વરનો પ્રદેશ સર કરે છે! અત્યારે આનંદના શિખરપર તો ક્ષણ માત્રમાં દુઃખના મહાસાગરમાં! ક્ષણે ક્ષણે તેના રંગો જૂદા જૂદા જ હોય છે. તે આવી સ્થિતિનું હોવાથી તેનો અભ્યાસ કરવો, તેની સમસ્ત વૃત્તિઓને છાણવી અને તેમનાં નિયમન પણ કરવાં! એટલે હવે એ શાસ્ત્રનો અભ્યાસ કેટલા પ્રમાણમાં સરળ હશે, એનો નિશ્ચય કૃપા કરીને તમે જ કરી લ્યો. એ શાસ્ત્રનો અભ્યાસ સદોદિત સૂડી વચ્ચે સોપારી સમાન રહીને કરવો જોઇએ છે; લેશ માત્ર પણ અંગને આમ કે તેમ હીલવવાનો અવકાશ મળી શકતો નથી. મને શતાવધિ જનો એ એક જ પ્રશ્ન પૂછ્યા કરે છે કે, 'તમે પોતે જ અભ્યાસનો માર્ગ શામાટે નથી બતાવતા વારુ?' તો તેમને મારું એ જ ઉત્તર છે કે, 'મહાશય, આ ચેષ્ટાનો વિષય નથી. આ માર્ગમાં આરૂઢ થવું, તે મિષ્ટાન્નભક્ષણ નથી. હું વ્યાખ્યાન કરું છું, આપ તે સાંભળો છો અને ઘેર ચાલ્યા જાઓ છો. બીજે દિવસે જોઇએ તો વક્તા અને શ્રોતા બન્ને પોતાના સ્થાનમાં કોરાના કોરા જ દેખાય છે. આમ હોવા છતાં તમે કહો છો કે, 'આમાં કાંઈ તથ્ય દેખાતું નથી!' પણ એનું કારણ એટલું જ છે કે, 'તથ્ય'ને જોવાની કોઇની ઇચ્છા જ હોતી નથી. મને એ શાસ્ત્રનું કાંઈ વિશેષ જ્ઞાન છે, એમ નથી અને જે જ્ઞાન છે તે અપૂર્ણ તથા અંધુક જ છે. પરંતુ એ ખંડિત જ્ઞાનને પણ પોતાનું કરી લેવામાટે આ આયુષ્યના ત્રીશ વર્ષ જેટલા કાળનો વ્યય થઈ ગયો છે! અને આજે છ વર્ષથી તો એ અલ્પ જ્ઞાન હું લોકોને આપ્યા કરું છું. ત્રીશ વર્ષ પર્યન્ત અનંત યાતનાઓ સહન કરીને અને હાડકાંને સૂકવીને મેં એ સ્વલ્પ જ્ઞાન મેળવ્યું છે. કેટલીક વાર તો ચોવીસ કલાકમાંના વીસ કલાક જેટલા કાળ પર્યન્ત મારે એનો અખંડ અભ્યાસ કરવો પડતો હતો. કેટલીકવાર આખી રાતમાં આડાં થવામાટે મને એક કલાકનો અવકાશ પણ ભાગ્યે જ મળી શકતો હતો. કેટલીકવાર પ્રભાતપર્યન્ત મારો અભ્યાસ અખંડ ચાલ્યા કરતો હતો. કેટલીકવાર હું એવા સ્થાનમાં રહેતો હતો કે, જ્યાં મનુષ્યનો શબ્દ અથવા શ્વાસ પણ સાંભળવામાં ન આવતો હોય. કેટલીકવાર તો મારે અંધકારમયી ગુહામાં પણ નિવાસ કરવો

પડતો હતો. એ સમસ્ત પરિશ્રમોનો ક્ષણમાત્ર પોતાના હૃદયમાં વિચાર કરી જુઓ અને એટલા પ્રયાસો કર્યાં છતાં પણ મને જે લાભ થયો છે, તે લગભગ 'નહિ' જેટલી યોગ્યતા જ ધરાવે છે. એ સાગરસ્વરૂપ શાસ્ત્રના તીરપર્યન્ત પણ હું પહોંચ્યો હોઇશ કે નહિ પહોંચ્યો હોઉં, એનો મને નિશ્ચય નથી. તેની લહરીનો નાદ પણ યથાર્થતયા મારા કર્ણપથમાં આવીને અથડાતો નથી. એ પુરાતન વસ્ત્રના એક તંતુ માત્રનો પણ લાભ મને અદ્યાપિ મળ્યો નથી. મને જે કાંઈ લાભ થયેલો છે, તે માત્ર એટલો જ છે કે, એ શાસ્ત્ર સત્ય છે, અપાર છે અને અતર્ક્ય છે, એટલો માત્ર મારો દૃઢતમ નિશ્ચય થઈ શકયો છે.

જો ખરેખર જ કોઇને એ શાસ્ત્રનો અભ્યાસ કરવાનો હોય, તો તે પોતાના વ્યવસાયમાં વિજય મેળવવામાટે જે પ્રયત્ન કર્યા કરે છે અને જેટલી ખંત રાખે છે, તેના કરતાં અધિક પ્રયત્ન કરીને એ શાસ્ત્રના અભ્યાસમાં અધિક ખંત બતાવવી જોઇએ. વ્યાપારમાં આપણને કેટલી બધી દક્ષતા અને સાવધતા રાખવી પડે છે અને કેવા દોરીમાં બંધાયલા પ્રમાણે વર્ત્તવું પડે છે, એ તો આપના જાણવામાં છે જ. પિતાનો પરલોકવાસ થાય, માતા મરી જાય, પત્ની સ્વર્ગવાસિની થાય કિંવા પુત્રનું ગમે તેમ થાય, તો પણ વ્યાપારવ્યવસાયમાં તો ખંડ ન જ પડવો જોઇએ. આપણા અંતઃકરણના ભંગનો સમય આવી લાગ્યો હોય, તો પણ જ્યાં વ્યવસાયનો પ્રશ્ન આવીને ઉભો રહ્યો, એટલે અંતઃકરણને પાટો બાંધીને પણ વ્યવસાયપર તો યથાસમય હાજર રહેવું જ જોઇએ. એવા સમયમાં પ્રતિક્ષણે અંતઃકરણમાં એક એક બાણનો પ્રવેશ થયા કરે છે, પણ શો ઉપાય? વ્યવસાય એટલે વ્યવસાય જ! તેને તમારા અંતઃકરણ ઇત્યાદિ કશાની પણ સંવેદના હોતી નથી. આપણે બધા એ જ રીતિથી વર્ત્તતા હોઇએ છીએ અને એ એમ જ હોવું જોઇએ, એમ કહેતા પણ રહીએ છીએ!

સાધારણ વ્યવસાયમાં અંતઃકરણના આટલા કાઠિન્યની આવશ્યકતા હોય છે; પરંતુ જગતમાં અન્ય કોઈ પણ વ્યવસાયમાં જેટલા કાઠિન્યની આવશ્યકતા હોતી નથી, તેટલા કાઠિન્યની આ શાસ્ત્રના અભ્યાસમાં આવશ્યકતા પડે છે. વ્યાપાર ઉદ્યોગમાં વિજય મેળવવાના કાર્યમાં બહુ મોટી કર્ત્તવ્યશીલતા અવશ્ય જોઇએ જ, એવો કાંઈ નિયમ નથી. એ કર્ત્તવ્ય તો અનેક મનુષ્યો કરી શકે છે; પરંતુ આ શાસ્ત્રના અભ્યાસમાં વિજય મેળવનાર શૂરવીર તો કોઈ વિરલ જ મળી આવે છે. કારણ કે, એ શાસ્ત્રના અભ્યાસ કરનારમાં જે કાંઈ પ્રકૃતિની વિશેષતા હોય છે, તેના-

પર જ તેમના જયપરાજયનો સમસ્ત આધાર રહેલો હોય છે. વ્યાપાર ધંધામાં પણ સર્વ જનો વિજયને પ્રાપ્ત કરે છે જ, એવો નિયમ કયાં છે? છતાં સાધારણ વ્યવસાયમાં કદાચિત્ મંદિર માળિયાં ન બંધાય, તો પણ સર્વને દાળ રોટલો તો મળ્યા જ કરે છે. તે જ પ્રમાણે આ માર્ગમાં પડનારને પણ કદાચિત્ એમાંના સર્વસ્વની પ્રાપ્તિ ન થાય, તો પણ એ શાસ્ત્ર સત્ય છે અને અભ્યાસવડે કોઈ પણ એમાં વિજય અને તે પણ પૂર્ણ વિજય મેળવી શકે એમ છે, એટલો નિશ્ચય થવા પૂરતી પ્રાપ્તિ તો તેને થવાની જ.

અત્યાર સુધી કરેલું વિવેચન એ શાસ્ત્રની કેવળ રૂપરેખા બતાવવા પૂરતું જ છે. એ શાસ્ત્રની સત્યતાના અનુભવમાટે વિશેષ સાક્ષી પૂરાવાની અગત્ય નથી. પોતાની સત્યતાને સિદ્ધ કરવાને એ શાસ્ત્ર પોતે જ સદા તૈયાર છે. એને તમે ગમે તેવા રીતે તાવીને તપાસી જુઓ અને ઇચ્છા હોય તો તેની અન્ય કોઈ પણ શાસ્ત્ર સાથે તુલના કરી જુઓ. જગતમાં અનેક પ્રકારના ઢોંગીઓ વસે છે, નાક કાનના વૈદ્ય છે, જાદૂગરોની પણ વિપુલતા છે, લુચ્ચા લફંગાનો પણ ટોટો નથી અને આ શાસ્ત્રમાં તો તેમનો ભરાવો વળી સર્વ કરતાં વિશેષ છે. આમ કેમ વારુ? એનું કારણ એટલું જ કે, જે રોજગારમાં કમાણી વધારે હોય છે, તે ધંધામાં ભામટા અને ખીસાકાતરુઓનો ખળભળાટ પણ વધારે જ જોવામાં આવે છે. છતાં એક ધંધામાં લુચ્ચાઈ અને ઠગાઈ વધારે પ્રમાણમાં ચાલતી હોય, તેથી તે ધંધો જ ખોટો અથવા ત્યાજ્ય છે, એમ તો કદાપિ કહી શકાય જ નહિ.

હવે ધ્યાનમાં રાખવા યોગ્ય માત્ર એક જ વાર્ત્તા કહેવાની રહી છે અને તે એ કે, ચમત્કારો વિશે બૌદ્ધિક વિવેચન સાંભળવું અને તેમાટે જોઇતી બુદ્ધિના મલ્લસ્તંભપરના કૂદકાને જોવા, એ થોડી વારને માટે કદાચિત્ સુખદાયક પણ ભાસે, છતાં તેનો પ્રત્યક્ષ ઉપયોગ માત્ર વિશેષ નથી. જે કોઇની પણ એ શાસ્ત્રના અભ્યાસની ઇચ્છા હોય, તેને મરણ પર્યન્ત કેવળ વ્યાખ્યાનો સાંભળવાથી કશો પણ લાભ થવાનો નથી. આ વિષયો વ્યાખ્યાનના યોગે જ્ઞેય થાય તેવા નથી. એનો અભ્યાસ એટલે જડ બુદ્ધિથી આગળ વધી કૂદકો મારીને જીવાત્માનો મેળાપ કરવાનો છે. જીવાત્મા જ જીવાત્માને મળી શકે છે. જો તમારામાંથી કોઇનો પણ એ શાસ્ત્રના અભ્યાસ વિશેનો દૃઢ નિશ્ચય હોય, તો તેને મારાથી બનતી સહાયતા આપવાને હું આનંદથી તત્પર છું.

# ભારતવર્ષ અજ્ઞાનગ્રસ્ત દેશ છે કે શું?*

—

સ્વામી વિવેકાનન્દ અલ્પ સમય પૂર્વે 'ડેટ્રાઇટ્' નામક સ્થાનમાં ગયા હતા અને ત્યાં તેમનો પ્રભાવ પણ સારો પડ્યો હતો. સર્વ પ્રકારના લોકો તેમનું વ્યાખ્યાન સાંભળવાને એકત્ર થયા હતા, અને તેમાં પણ વિષશેતઃ વ્યવસાયી જનો અધિક હોઇને સ્વામીશ્રીની વિચારગંભીરતા તથા તર્કશુદ્ધ વિવેચન-પદ્ધતિનું શ્રોતાઓના હૃદયમાં બહુ જ ઉત્તમ પરિણામ થયું હતું. ભીડ એટલી બધી જામી હતી કે, વ્યાખ્યાન નાટકશાળામાં હતું, એટલું વળી સારું થયું; નહિ તો અન્ય કોઈ પણ સ્થાનમાં એટલા બધા શ્રોતાઓનો સમાવેશ કદાપિ થઈ શકે તેમ ન હોતું. અંગ્રેજી ભાષાપરનું સ્વામીનું પ્રભુત્વ પ્રશંસાપાત્ર હોઇને તેમનામાં શરીર તથા મન ઉભયના સૌન્દર્યની જોડી સાક્ષાત્ દેખાઈ આવતી હતી. 'ડેટ્રાઇટ્'માંનાં વર્ત્તમાન પત્રોએ તેમના વ્યાખ્યાનનો રિપોર્ટ વિસ્તારપૂર્વક પ્રસિદ્ધ કરેલો છે. "ડેટ્રાઇટ્ ઇવિનિંગ્ ન્યૂજ" કહે છે કે, 'આ નગરમાં સ્વામીજીએ જેટલાં વ્યાખ્યાનો આપ્યાં, તેમાંથી નાટકશાળામાંનું વ્યાખ્યાન સર્વોત્કૃષ્ટ હતું, એવો અહીંના લોકોનો સામાન્ય અભિપ્રાય છે. સ્વામીજીના મનમાં જે કાંઈ કહેવાનું હતું, તે તેમણે સર્વથા સ્પષ્ટ શબ્દોમાં કહી સંભળાવ્યું હતું. નાટકશાળામાંના તેમના વ્યાખ્યાનમાં જે મહાન્ ગુણ હતો, તે એ જ કે, તેમાં સંદિગ્ધતાનો પૂર્ણ અભાવ હતો. જેજ્સ્ ક્રાઇસ્ટનો કહેલો ધર્મ અને અત્યારનો ખ્રીસ્તી ધર્મ એ બન્ને પરસ્પર ભિન્ન છે, એમ તેમણે સ્પષ્ટ શબ્દોથી શ્રોતાઓના મનમાં ઠસાવ્યું હતું. તેઓ બોલ્યા કે;–"એ દૃષ્ટિથી વિચાર કરતાં હું પોતે ખ્રીસ્તી-ધર્માનુયાયી છું, પણ ખ્રીસ્તી નથી, એમ જ કહીશ!' જે ભેદ ખ્રીસ્તધર્મમાં અને ખ્રીસ્તી ધર્મમાં છે, તે જ ભેદ સનાતન હિન્દુ ધર્મમાં અને અત્યારના–ગચલિત–હિન્દુ ધર્મમાં છે, એ વાર્ત્તા પણ તેમણે સંકોચવિના કહી દીધી હતી. તેમણે કહ્યું કે;–

* પ્રસ્તુત વિષય તે યુનાઇટેડસ્ટેટ્સ, અમેરિકાના ડેટ્રાઇટ્ નામક નગરમાં સ્વામીશ્રીએ આપેલા વ્યાખ્યાનનો તા. ૫ મી એપ્રીલ ૧૮૯૪ના 'બોસ્ટન્ ઇવિનિંગ ટ્રેન્સ્ક્રિપ્ટ' નામક વર્તમાન પત્રમાં પ્રકટ થયેલો સંપાદકીય ટીકાત્મક રિપોર્ટ છે અને તે તેના યથાર્થ સ્વરૂપમાં જ અહીં લેવામાં આવ્યો છે.

હું સનાતન હિન્દુધર્માનુયાયી છું, પણ પ્રચલિત હિન્દુધર્માભિમાની નથી!" પોતાના ભાષણમાંના એક અન્ય મહત્ત્વના વિષયવિશે બોલતાં તેમણે જણાવ્યું કે;-"અમોને ખ્રીસ્તના મિશિનરી-ધર્મપ્રચારકો-ની આવશ્યકતા છે. એવા ખ્રીસ્તધર્મના પ્રચારકો શતાવધિ તો શું, પણ સહસ્રાવધિ આવે, તો પણ અમારા દેશને તેમની અગત્ય છે. ખ્રીસ્તના વર્ત્તનક્રમના રહસ્યને પોતાના આચરણમાં પ્રત્યક્ષ કરી બતાવીને તેનો હિન્દુઓના હાડમાંસમાં પ્રવેશ કરાવી શકે, એવા ધર્મપ્રચારકોની અમને અત્યંત આવશ્યકતા છે. ખ્રીસ્તના કહેલા સંદેશનો ઘોષ પ્રત્યેક ન્હાના ન્હાના ગામમાં પણ સંભળાવો જોઇએ." સ્વામીના આ કથનપર આક્ષેપ કરવાની કોઇની પણ ઇચ્છા થશે, એમ અમને તો જણાતું નથી.

મુખ્ય મુદ્દાવિશે આટલી સ્પષ્ટતા દર્શાવ્યા પછી, અન્ય કોઈ પણ વિષયવિશે તેમનામાં અને આપણામાં મતભેદ હોય, તો પણ તે વિષયો કેવળ પ્રકીર્ણ અને સાધારણ છે, એમ જ કહેવું જોઇએ. મૂર્ત્તિપૂજકોના દેશમાંનો એક પ્રતિમાપૂજાપ્રચારક આપણા દેશમાં આવીને યથાર્થતાથી ઉપર્યુક્ત ઉદ્ગારો કાઢી જાય, એના કરતાં વિશેષ લજ્જાસ્પદ ઘટના આપણામાટે બીજી શી હોઈ શકે વારુ? ગ્રીનલૅંડના બર્ફમાંના નિવાસીઓથી લઇને તે ભારતવર્ષના નિવાસી પર્યન્ત સર્વને અમે આધ્યાત્મિક જ્ઞાનનું દાન આપીએ છીએ, એવી બડાઇઓ હાંકનારને ઉપર્યુક્ત શબ્દોની યથાર્થતાને જોઈ અવશ્ય શર્મિન્દગી આવવી જ જોઇએ. અત્યારે જે અનેક 'સુધારણાઓ' સમસ્ત જગતમાં ચાલી રહી છે, તે સર્વની દશા વાસ્તવિક આવા પ્રકારની જ છે. જેમાં લજ્જાસ્પદ ભાગ સર્વથા નથી જ, એવી 'સુધારણા' બહુધા કોઈ પણ નહિ હોય. જેનામાંથી ખ્રીસ્તીધર્મનો ઉદ્ભવ થયેલો છે, તે અવતારી પુરુષવિશે જે કાંઈ કહેવાનું હતું, તે અત્યંત યોગ્ય શબ્દોમાં સ્વામીએ કહ્યું અને ત્યાર પછી અત્યારના ખ્રીસ્તી ધર્મપ્રચારકોને પણ તેમણે સમાધાનની ચાર વાતો સંભળાવી. મૂર્ત્તિપૂજક અને જંગલી દેશોમાં અમે ખ્રીસ્તના ચરિત્રનો પ્રસાર કરીએ છીએ, એમ ભાસ કરાવવાનો જે કોઈ પણ યત્ન કરતા હોય, તેમણે આ યોગ્ય અને અધિકારયુક્ત ઉપદેશનો વિચાર કરવો, એ તેમનામાટે બહુ જ ઉચિત છે. જેમ્સ્ હાર્ટરે એકવાર કહ્યું હતું કે;-"સુવર્ણ અથવા ચાંદીનો સંગ્રહ કરશો નહિ; અથવા પીતળનો પણ સંગ્રહ કરશો નહિ; તેમ જ અંગરખા અને જોડાને પણ સંગ્રહશો નહિ. જે કોઈ પણ શ્રમ કરે છે, તેનો યોગક્ષેમ પોતાની મેળે જ ચાલ્યા કરે છે." સ્વામી વિવેકાનન્દના આગમન પૂર્વે હિન્દુઓના ધાર્મિક ગ્રંથોસાથે જેમનો થોડો ઘણો પણ પરિચય

થયો હશે, તેમને સ્વામીના શબ્દોમાં અને ઉપર્યુક્ત ખ્રીસ્તવચનમાં વિલક્ષણ સામ્ય દેખાઈ આવ્યું હશે. સામાન્ય વ્યવહારમાંના કાર્યથી તે ધાર્મિક વિષયપર્યન્ત અત્યારે આપણામાં જે વ્યાપારી બુદ્ધિ દેખાઈ આવે છે, તે વણિગ્વૃત્તિવિશે પૌરસ્ત્યોના મનમાં કેટલો બધો તિરસ્કાર વસી રહ્યો છે, એ સ્વામીના શબ્દોમાં આપણને પ્રત્યક્ષ દેખાઈ આવે છે.

આપણા દેશમાંથી જે સેંકડો મિશનરી–ધર્મપ્રચારકો–પરદેશમાં જાય છે, તેમણે આ મુદ્દો અવશ્ય ધ્યાનમાં રાખવાનો છે. જંગલી દેવોની પૂજા કરનારા પૌરસ્ત્યોને સુધારવામાટેની જેઓ હામ ભીડે છે, તેમણે પોતાના વચન પ્રમાણેનું વર્તન અવશ્ય કરી બતાવવું જોઇએ અને એ તેમનામાટે અત્યંત આવશ્યકીય છે. આ જગતમાંના રાજ્યને, મહત્ત્વને તથા માનસન્માનને જોઇને મોહમુગ્ધ થશો નહિ; એ સર્વને તુચ્છ માનો, એવો જે પોતાના ગુરુનો ઉપદેશ છે, તેનું તેમણે સર્વથી પ્રથમ પાલન કરવું જોઇએ.

શુદ્ધ નીતિદૃષ્ટિથી વિચાર કરી જોતાં ભારતવર્ષ પૃથ્વીતલપરના સમસ્ત દેશો કરતાં એક અત્યંત નીતિમાન્ દેશ છે, એવો બંધુ વિવેકાનન્દનો અભિપ્રાય છે. આજે તે દેશ સ્વતંત્ર ન હોય, તોપણ તેમાંની ધાર્મિકતા અદ્યાપિ અવિચળ છે, એમ તેમને નિશ્ચયપૂર્વક ભાસે છે. નીતિ એટલે શું અને અનીતિ એટલે શું, એની વ્યાખ્યા કરતાં તેમણે કહ્યું હતું કે;–"અહંકાર તે અનીતિ છે અને વિશ્વવ્યાપકતા તે નીતિ છે. હિન્દુ લોકોની દૃષ્ટિથી નીતિ અને અનીતિની વ્યાખ્યા એ પ્રમાણેની છે." તેમના એકંદર વ્યાખ્યાનમાંનો મુખ્ય મુદ્દો એ જ હતો, અને સમસ્ત વ્યાખ્યાનની ઇમારત એ જ પાયાપર ચણવામાં આવી હતી. અર્થાત્ તેમના ભાષણનો માત્ર એ જ વિષય હતો, એમ કહીએ તોપણ તે ચાલી શકે તેમ છે. હિન્દુઓનું કથન એમ છે કે;–'કેવળ પોતામાટે ઘર બાંધવું, તે એકલપેટાપણાનું–કિંવા અહંકારનું–ચિહ્ન છે અને તેથી એ અનીતિનું કૃત્ય છે. અતિથિના સત્કારમાટે અને પરમેશ્વરના પૂજનમાટે જ ગૃહની રચના કરવી જોઇએ. કેવળ પોતામાટે જ પાકનિષ્પત્તિ કરવી, તે અતિશય પાપમૂલક છે અને તેથી જે પાકનિષ્પત્તિ કરવી તે અનાર્થી લોકોમાટે કરવી જોઇએ, એવી હિન્દુ લોકોની માન્યતા છે. જો કોઈ અતિથિ દ્વારમાં આવી લાગે, તો હિન્દુ પ્રથમ તેને જમાડે છે અને ત્યારપછી પોતે જમે છે. હિન્દુઓનો આ સ્વભાવ તમને પેશાવરથી તે કન્યાકુમારી પર્યન્ત એક સરખો મળી આવશે. કોઈ પણ ગૃહના દ્વાર પાસે જઇને તમે ઊભા રહો, તો ત્યાં રોટલો અને આડું પડખું કરવા જેટલી જગ્યા તમને અવશ્ય મળવાનાં જ !"

"જાતિભેદ અને હિંદુધર્મનો પરસ્પર અર્થતઃ કશો પણ સંબંધ નથી. પ્રત્યેક મનુષ્યનો વ્યવસાય વંશપરંપરાથી નિશ્ચિત થયેલો હોય છે. સુતારનો દીકરો સુતાર, સોનીનો દીકરો સોની અને ભિક્ષુકનો પુત્ર ભિક્ષુક, એ પ્રમાણેની પરંપરા ત્યાં ચાલી જ આવે છે."

"પ્રાણદાન અને વિદ્યાદાનનું મહત્ત્વ હિન્દુઓની દૃષ્ટિથી બહુ જ મોટું છે. તથાપિ એ બન્નેમાં પણ વળી વિદ્યાદાનને અધિક પુણ્યકારક ગણવામાં આવ્યું છે. કોઈ જો બીજાના જીવને બચાવે તો તે કૃત્ય પુણ્યકારક તો અવશ્ય છે જ; પરંતુ જો કોઈ વિદ્યાદાન કરે, તો તે કૃત્ય નિઃસંશય અધિક પુણ્યકારક મનાય છે. ધનમાટે વિદ્યાદાન આપવું, એ કૃત્યને ત્યાં પાપમય માનવામાં આવે છે. વિદ્યા કાંઈ વાણિજ્ય વસ્તુ સમાન, દેવા લેવાના વ્યાપારની વસ્તુ નથી, એવી અમારી માન્યતા હોવાથી કેવળ ધનના લાભમાટે વિદ્યાદાન કરનારને અમારા લોકો તુચ્છતાદર્શક દૃષ્ટિથી જ નિહાળે છે.'

"સુધરેલા દેશ અથવા સુધારણા–સંસ્કૃતિ ( civilization ) શબ્દનો અર્થ શો વારુ?" આ પ્રશ્ન સ્વામીએ અનેક દેશના લોકોને પૂછેલો છે. તેઓ સમસ્ત અમેરિકામાં ફરી વળ્યા છે અને અમેરિકામાં પણ અનેકવેળા એ પ્રશ્ન તેમણે અમેરિકાના લોકો સમક્ષ રજૂ કરેલો છે. એ પ્રશ્નનું કેટલાકોએ એવું ઉત્તર આપ્યું છે કે;–"અમે જે સ્થિતિમાં છીએ, તે સ્થિતિને સુધારણા–સંસ્કૃતિ (civilization)-ના નામથી ઓળખવી!" પરંતુ એ ઉત્તરથી સ્વામીશ્રીના મનનું સમાધાન થયેલું દેખાતું નથી. એક રાષ્ટ્રે સમુદ્રમાં પોતાના વર્ચસ્વને સ્થાપ્યું હોય, પંચમહાભૂતોને વશ કર્યાં હોય અને મનુષ્યનાં સુખસાધનોની અત્યંત વૃદ્ધિ કરી હોય, છતાં પણ પોતાપર અધિકાર ચલાવવાની જે વિદ્યા છે, તે જ અત્યુચ્ચ સંસ્કૃતિ છે, એ વાર્ત્તા એવાં રાષ્ટ્રોના સ્વપ્નમાં પણ આવી નહિ હોય. રાષ્ટ્રમાં એવા પ્રકારની વિભૂતિઓ નિર્માણ થવી, એ સત્ય સંસ્કૃતિનું પ્રથમ ચિન્હ છે. એ ચિન્હ હિન્દુ રાષ્ટ્રે આજ પર્યન્ત પ્રથમ પંક્તિએ મેળવ્યું છે અને અદ્યાપિ મેળવ્યા કરે છે. પૃથ્વીતલપરના અન્ય કોઈ પણ દેશે આ કાર્યમાં આર્યાવર્ત્તની સમાનતા કરી નથી, એમ સ્વામીજીનું કથનં છે. તેમના મત પ્રમાણે આર્યાવર્ત્તમાં પ્રથમ સ્થાન આધ્યાત્મિક ઉન્નતિને અપાયલું હોઇને દ્વિતીય સ્થાન ઐહિક શ્રેષ્ઠતાને આપવામાં આવ્યું છે. "સમસ્ત સૃષ્ટિનો જે અભ્યાસ કરવાનો છે, તે કેવળ સુખસાધનોને વધારવામાટે નહિ, કિન્તુ સૃષ્ટ પદાર્થમાંના પરમાત્મરૂપને જોવાની દૃષ્ટિથી જ કરવાનો છે," એવો હિન્દુઓનો

સ્વભાવ છે. હિન્દુઓની એ વિશેષ સંસ્કૃતિના યોગે જ તેઓ અત્યંત સહનશીલ બન્યા છે. દુઃખો સહન કરવાની કોઈ મર્યાદા છે જ નહિ, એમ જ તેમને ભાસે છે. દૈવના અનેક દુર્વિલાસોને તેઓ આનંદથી સહન કરે છે. પોતાનું જ્ઞાન અને આધ્યાત્મિક બળ પૃથ્વીમાંના સર્વ લોકો કરતાં નિઃસંશય શ્રેષ્ઠ છે, એ તત્ત્વને તેઓ સારી રીતે જાણે છે. એવા પ્રકારની જે દેશ અને લોકની કુલપરંપરા છે, ત્યાં પાસેના અને દૂરદૂરના સંત, મહંત અને તત્ત્વવેત્તાઓ દોડી આવે છે અને પોતાના દેહનો ત્યાં જ અંત લાવે છે, એ સર્વથા યોગ્ય જ છે.

એ વ્યાખ્યાનના આરંભમાં સ્વામીજીએ કહ્યું હતું કે;—"મને અનેક જનોએ અનેક પ્રશ્નો પૂછેલા છે. તેમાંના કેટલાક પ્રશ્નોનાં ઉત્તરો હું ખાનગી રીતે આપીશ, પણ તેમાંના ત્રણ પ્રશ્નો એવા પ્રકારના છે કે, તેમનાં ઉત્તરો વ્યાસપીઠપરથી આપવાં; એ જ વધારે સારું છે. તે ત્રણ પ્રશ્ન આ પ્રમાણેનાં છે;—"હિંદુ લોકો પોતાનાં બાળકોને ગંગાનદીમાંના મગરમચ્છના મોઢામાં નાખે છે, એ વાર્ત્તા સત્ય છે કે કેમ ? તેઓ પોતાને જગન્નાથના રથતળે નાખીને શરીરનો અંત લાવે છે, એ શી ઘટના છે? અને તેઓ વિધવા સ્ત્રીઓને જીવતી જ બાળી નાખે છે, એ વાત ખરી છે કે?" એમાંનો પ્રથમ પ્રશ્ન તો સ્વામીને વિચારવા યોગ્યજ જણાયો ન હોતો. કોઈ પણ દેશના લોકો અન્ય દેશના લોકો વિશે જે કેટલાક બાલિશ પ્રશ્નો પૂછ્યા કરે છે, તેમાંનો જ એ પ્રશ્ન હતો, એવો તેમનો અભિપ્રાય દેખાયો. એ પ્રશ્ન સાંભળીને સ્વામીજીએ માત્ર હાસ્ય કર્યું; એ જ તેનું ઉત્તર હતું. એ જ વેળાએ એક શ્રોતાએ કહ્યું કે;—"વિશેષતઃ પુત્રીઓને જ ગંગામાં નાખવામાં આવે છે, એમ કહેવામાં આવે છે, એ ખરું ને?" એના ઉત્તરમાં સ્વામીજીએ જણાવ્યું કે;—"બાલિકાઓનાં શરીરો કોમળ અને સ્નિગ્ધ હોય છે અને મગરોને પોતાના ભક્ષ્યને ભક્ષવામાં વધારે પરિશ્રમ ન પડે, એટલામાટે બાળિકાઓને જ ગંગાનદીના પ્રવાહમાં નાખવામાં આવે છે!" બીજા પ્રશ્નના ઉત્તરમાં સ્વામીજીએ જણાવ્યું કે;—"જગન્નાથના રથને ખેંચવો, એ એક મહા પુણ્યકૃત્ય છે, એવી અનેક યાત્રાળુઓની માન્યતા છે; એથી રથને ખેંચવામાટે કેટલાક લોકો ધક્કાધક્કી કરીને આગળ વધવાનો યત્ન કરે છે અને તેવામાં જો કોઈ ભીડમાં પડી જાય, તો તેનાપરથી રથનાં ચક્ર ફરી જવાનો સંભવ હોય છે ખરો. એવો બનાવ જો કોઇવાર બની જાય છે, એટલે રાઇનો પર્વત થઇને બીજાઓના કાનમાં જાય છે અને તેઓ પણ ગભરાઈને પાછા હટે છે." તૃતીય પ્રશ્નના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે;—"એ વાર્ત્તા સર્વથા અસત્ય છે. વિધવાઓ સતી

હતી, એ વાર્ત્તા સત્ય છે. અનેક પ્રકારે સમજાવ્યા છતાં કોઈ સ્ત્રી ન જ માને, તો તેને સતી થવાની આજ્ઞા આપવામાં આવતી હતી. પોતાનો પતિ જ્યાં ગયો ત્યાં જ પોતે પણ જવું, એ જ ઇચ્છા સતી થનારી સ્ત્રીના હૃદયમાં અત્યંત બળવતી થતાં તેનું જ એ પરિણામ આવતું હતું. એવી અવસ્થામાં સંત જનો તેને આત્મહત્યાથી પરાવૃત કરવાનો પોતાથી બની શકે તેટલો પ્રબળ યત્ન કરતા હતા; પણ જો તે પોતાના હઠને ન જ ત્યાગે, તો અંતે તે સ્ત્રીને એક દિવ્ય કામ કરવું પડતું હતું અને તે કર્યાપછી જ પતિની ચિતામાં પ્રવેશ કરવાની તેને આજ્ઞા મળતી હતી. પોતાના હસ્તને અગ્નિની જ્વાળામાં ધરીને તે બળીને કોયલો થઈ જાય ત્યાં સુધી તેને જો પોતાના મુખમંડળમાં દુઃખનું લેશ માત્ર પણ ચિહ્ન આવવા ન દેતાં બળવા દે, તો જ તે સ્ત્રીને સહગમનની અનુમતિ અપાતી હતી. પતિની પાછળ તત્કાળ કોઈ પણ રીતે દેહનો પાત કરનારી સ્ત્રીઓ કેવળ ભારતવર્ષના ભાગે જ આવી છે, એમ નથી; કિન્તુ એવી અબળાઓ સર્વ દેશમાં અને સર્વ કાળમાં થયેલી છે અને અત્યારે પણ છે. એને તમે અતિતાયિત્વ કહો અથવા એવું જ બીજું કોઈ નામ આપો, પણ એ ઘટનાઓ સર્વત્ર બનેલી છે, એ વાતની કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી. આર્યાવર્ત્તના લોકો વિધવાઓને જીવતી બાળી નાખતા નથી અથવા તો ચેટકીઓને પણ બાળતા નથી.''

એ ઉત્તરમાંનો છેવટનો ફટકો જરા ઠીક ચમચમાટવાળો છે. ચેટકીઓ કહીને નિરુપદ્રવી વૃદ્ધ સ્ત્રીઓને યૂરોપમાં પૂર્વે બાળી નાખવામાં આવતી હતી, એ ઇતિહાસજ્ઞોને નવેસરથી જણાવવાની અગત્ય નથી. એ હિંદુ તત્ત્વજ્ઞોના પ્રમેયવિષયક આધિક ગહન ઉદ્ઘાટનમાં પડવાનું અમને કશું પણ પ્રયોજન નથી. તેમાંનો મુખ્ય મુદ્દો એટલો જ છે કે, જીવાત્મામાંથી પરમાત્મરૂપ થવું, એ જ તેમનું સાધ્ય છે. રા. મુઝ્મદરે જે કાર્યનો આરંભ કરેલો છે, તેની પૂર્ત્તિ સ્વામી વિવેકાનન્દના વરદહસ્તે થાય, એ યોગ્ય જ છે. અનેક દૃષ્ટિથી સ્વામી વિવેકાનન્દ, એ વ્યક્તિ અલૌકિક છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ. બાકી હિંદુધર્મની દૃષ્ટિથી વ્યક્તિનું મહત્ત્વ હોતું નથી, કિંતુ કેવળ કાર્યનું જ મહત્ત્વ હોય છે. ધર્મમહાપરિષદ્‌માં સ્વામી વિવેકાનન્દને પ્રતિદિવસ અંતપર્યન્ત બેસાડી રાખવામાં આવતા હતા અને એ યુક્તિથી લોકો પણ છેવટસુધી બેસી રહેતા હતા. કોઈ દિવસ ઉષ્ણતા પણ વિશેષ હોય અને તેવામાં કોઈ વક્તા પોતાના કંટાળા ભરેલા ભાષણને લંબાવ્યા જ કરતો હોય, એટલે શ્રોતૃસમાજમાં મોટો ઘટાડો થવાનો આરંભ થઈ જતો હતો. એમ થતાંની સાથે સેક્રેટરી

ઊઠીને એમ દર્શાવે કે, આજના કાર્યક્રમની સમાપ્તિ પૂર્વે સ્વામી વિવેકાનન્દ એક લઘુ ભાષણ કરવાના છે, એટલે એ યુક્તિથી સહસ્રાવધિ જનો અંતપર્યન્ત સર્વથા ચિત્ર પ્રમાણે સ્થિર થઇને બેસી રહેતા હતા. પાંચ હજાર શ્રોતાઓ પોતાના હાથમાંના પંખાને હીલવતા આનંદ અને ઉત્કંઠાથી સ્વામી વિવેકાનન્દના વ્યાખ્યાનની વાટ જોયા કરતા હતા. સ્વામી વિવેકાનન્દના પાંચ સાત મિનિટના વ્યાખ્યાનના શ્રવણમાટે કલાક કે બબ્બે કલાક સૂધી બેસી રહેવાની શિક્ષાને તેઓ આનંદથી ભોગવતા હતા. અત્યંત સ્વાદિષ્ટ પકવાન્ન છેવટના ભાગમાં જ પીરસવું, એ આચાર્યની જૂની યુક્તિ ધર્મમહાપરિષદ્દના અધ્યક્ષ સારી રીતે જાણતા હોવા જોઇએ.



# વેદાન્તમતનું સામાન્ય નિરીક્ષણ*

આજકાલ સર્વત્ર એવી જ, માન્યતા થઈ ગયેલી છે કે, વેદાન્ત એટલે અદ્વૈત સિદ્ધાંત; પરંતુ 'વેદાન્ત' શબ્દથી કેવળ અદ્વૈત સિદ્ધાંતનો જ બોધ થતો નથી, કિંતુ તેના ગર્ભમાં આર્યાવર્ત્તના પ્રચલિત સર્વ મતો અને મતાન્તરોનો પણ સમાવેશ થઈ જાય છે. અત્યારના કાળમાં પણ ભારતવર્ષમાં અનેક મત અને અનેક પંથ પ્રચલિત છે. એમાંનો દ્વૈત સિદ્ધાંત સર્વથી નીચેના સોપાનરૂપ હોઇને અદ્વૈત સર્વથી ઉચ્ચતમ સોપાનરૂપ છે. તત્ત્વદર્શનોની જે મહા ભવ્ય ઇમારત આર્યોએ ચણી છે, તેના ભૂભાગરૂપ અદ્વૈત હોઇમે અદ્વૈત તેના કળશરૂપ છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી.

'વેદાન્ત' શબ્દનો 'વેદોનો અંત' એ પ્રમાણે પદશઃ અર્થ થાય છે. વેદો આર્યોના ધર્મગ્રંથ હોઇને તે કર્મકાંડ અને જ્ઞાનકાંડ નામક બે વિભાગમાં વિભક્ત થયેલા છે. એમાંના કર્મકાંડમાં યજ્ઞયાગાદિ આચારો કહેલા હોઇને જ્ઞાનકાંડમાં તત્ત્વ જ્ઞાનનું નિરૂપણ કરેલું છે. જ્ઞાનકાંડમાં ઉપનિષદોનો અંતર્ભાવ થાય છે. છતાં સર્વ ઉપનિષદો કર્મકાંડ પછી લખાયાં નથી, એટલે કે કેટલાક ઉપનિષદ્‌ભાગો કર્મકાંડમાં પણ મળી આવે છે. 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા' એક સ્વતંત્ર ગ્રંથ હોવા છતાં પણ એનો ઉપનિષદોમાં અંતર્ભાવ કરવાનો પરિપાઠ પડી ગયો છે. એ સર્વ ઉપનિષદો અને ગીતાને સમગ્રતાથી 'વેદાન્ત' સંજ્ઞા અપાયલી છે. 'શ્રુતિ' સંજ્ઞામાં કેવળ કર્મકાંડનો જ અંતર્ભાવ થાય છે, એવી પાશ્ચાત્ય પંડિતોની માન્યતા છે; પરંતુ અત્યારે આર્યાવર્ત્તમાં કર્મકાંડ બહુ અંશે પ્રચારમાંથી નીકળી ગયો છે અને શ્રુતિ એટલે 'વેદાન્ત' એવો જ અર્થ ત્યાં રૂઢ થઈ ગયો છે. કોઈ દર્શનકાર અથવા ટીકાકારને પોતાના મતના પુષ્ટિકરણમાટે શ્રુતિનો આધાર આપવાની આવશ્યકતા પડે, તો તે નિત્ય જ્ઞાનકાંડ પ્રતિ જ દોડી જાય છે. 'વેદાન્ત' શબ્દથી જે ઉપનિષદોનો બોધ થાય છે, તે સર્વ સંહિતા પછી જ લખાયાં કિવા રચાયાં નથી. ઉદાહરણાર્થ 'ઈશ' નામક જે ઉપનિષદ્ છે, તે યજુર્વેદ સંહિતામાંનું જ છે, તેમ જ બીજાં કેટલાંક ઉપનિષદો બ્રાહ્મણગ્રંથોમાં મળી આવે છે. એ ઉપરાંત કેટલાંક ઉપનિષદો સર્વથા સ્વતંત્ર પણ લખાયલાં છે. તથાપિ તે પણ

* સ્વામીશ્રીએ ઇ. સ. ૧૮૯૬ના માર્ચ માસની ૨૫ મી તારીખે 'હાર્વર્ડ યૂનિવર્સિટી'ના તત્ત્વસંશોધક મંડળ સમક્ષ આપેલું વ્યાખ્યાન.

આરંભથી જ સ્વતંત્ર ગ્રંથ હશે જ, એમ કહી શકાય તેમ નથી. કારણ કે, કેટલાક બ્રાહ્મણ ગ્રંથો કાળના ઉદરમાં નષ્ટ થવા વિશેનાં પ્રમાણો મળી આવ્યાં છે. કદાચિત્ એમાંનો ઉપનિષદ્‌ભાગ માત્ર અવશિષ્ટ રહીને બાકીનો ભાગ નષ્ટ થઈ ગયો હોય, એમ પણ સંભવે છે. ઉપનિષદોનું બીજું નામ 'આરણ્યક' છે.

એ ઉપરથી આર્યોએ અનેક ધર્મગ્રંથોને સમુચ્ચયરૂપે 'વેદાન્ત' નામ આપેલું છે, એમ આપના જાણવામાં આવી શકશે. પૂર્વપરંપરાને અનુસરીને જેણે પોતાના વિશિષ્ટ મતનું પ્રતિપાદન કરવાનું હોય, એવા પ્રત્યેક આચાર્યને સ્વમતના પુષ્ટિકરણમાટે એ વેદાન્ત ગ્રંથો પ્રતિ દૃષ્ટિપાત કરવો પડે છે. વાસ્તવિકતાથી બૌદ્ધ અથવા જૈન સર્વથા સ્વતંત્ર ધર્મ હોવા છતાં પણ તે ધર્મના આચાર્યો પણ પોતાને આવશ્યકતા હોય, તે વેળાએ પોતાના મતની પુષ્ટિ માટે વેદાન્ત ગ્રંથોનો આધાર લે છે. એથી આર્યાવર્ત્તમાં વેદાન્ત ગ્રંથોનું મહત્ત્વ કેટલું બધું મનાય છે, એનું યોગ્ય અનુમાન કરી શકાય એમ છે.

આર્યાવર્ત્તમાં અત્યારે અનેક મતો પ્રચલિત છે અને તે સર્વની રચના જો કે વેદાન્તગ્રંથોના આધારે થયેલી છે, છતાં પણ તે સર્વ મતોએ સ્વમતદર્શક ભિન્ન ભિન્ન વિશિષ્ટ નામો ધારણ કરેલાં છે. વ્યાસમત પણ એમાંનું જ એક હોઇને ભગવાન્ વ્યાસમુનિએ પોતાના મતની પુષ્ટિમાટે વેદાન્તગ્રંથોનો જેટલો આધાર લીધો છે, તેટલો આધાર બીજા કોઇએ પણ લીધો નથી. તે જ પ્રમાણે સાંખ્ય અને ન્યાય આદિ મતો તથા વેદાન્ત મતની એકવાક્યતા કરવાનો યત્ન પણ શ્રી વ્યાસથી પૂર્વે કોઇએ કર્યો નહોતો. ભગવાન્ વ્યાસે જે વેદાન્તસૂત્રો રચ્યાં છે, તેમના આધારે જ તે પછીના સર્વ વેદાન્ત ગ્રંથો લખાયલા છે. એ વ્યાસસૂત્રોપર પણ વળી અનેક સિદ્ધાંતકારોની અનેક ટીકાઓ થયેલી છે. સામાન્યતઃ વિચાર કરતાં આર્યાવર્ત્તમાં અત્યારે ત્રણ પ્રકારના મતો વિશેષ પ્રચલિત છે. એ ત્રણ મતોના પ્રવર્ત્તક આચાર્યોએ પોતપોતાના મતાનુસાર શ્રી વ્યાસસૂત્રની ટીકાઓ કરેલી છે. એ ત્રણ મતોને દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈત નામથી ઓળખવામાં આવે છે. દ્વૈત અને વિશિષ્ટાદ્વૈત એ બે મતના અનુયાયો આર્યાવર્ત્તમાં અધિક હોઇને તેમની સંખ્યા સાથે સરખાવતાં સત્ય અદ્વૈત મતવાદીઓની સંખ્યા ઓછી છે. હવે આપણે એ ત્રણે મતોનો વિચાર કરવાનો છે. એ ત્રણે મતો જો કે એક બીજાથી ભિન્ન છે, તોપણ તે સર્વનો પાયો એક જ છે, એ વાર્ત્તા વિશેષે કરીને ધ્યાનમાં રાખવા યોગ્ય છે; અને એ પાયો અન્ય કોઈ નહિ, પણ સાંખ્યદર્શન જ છે. ન્યાય અને વૈશેષિક એ બે દર્શનો સાથે

સાંખ્યદર્શનનું બહુ અંશે સામ્ય હોઇને જે કાંઈ પણ ભેદ છે, તે કેટલાક ક્ષુલ્લક વિષયોમાં જ માત્ર છે.

દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈત એ ત્રણે પ્રકારના વેદાન્તીઓનું ત્રણ વાર્ત્તાના સંબંધમાં મતૈક્ય છે, એટલે કે, પરમેશ્વરનું અસ્તિત્વ એ ત્રણે મતોને માન્ય છે; તે જ પ્રમાણે વેદગ્રંથો અપૌરુષેય છે, એ વાર્ત્તા પણ તેમને માન્ય હોઇને એ ત્રણે મતો કલ્પની કલ્પનાનો પણ એક સરખી રીતે જ અનુવાદ કરે છે. હવે કલ્પ એટલે શું, એનો વિચાર આ સ્થળે અવસ્ય કરવો જ જોઇએ. જે જે વસ્તુ આ વિશ્વમાં વ્યક્ત દશામાં આવેલી છે, તે પ્રત્યેક વસ્તુનું મૂલ દ્રવ્ય આકાશ જ છે. તેંજ પ્રમાણે ગુરુત્વાકર્ષણ, આકર્ષણ, પસારણ અથવા સજીવતા ઇત્યાદિમાં જે કાંઈ પણ શક્તિ દગ્ગોચર થાય છે, તે સર્વ પ્રકારની શક્તિઓનું મૂળ અધિષ્ઠાન પ્રાણ જ છે. પ્રાણનો આઘાત આકાશમાં થવાથી તે ઉભયના સંયોગથી વિશ્વ દશ્ય થવા માંડે છે. વિશ્વ નવીન નિર્માણ થતું નથી, કિન્તુ અવ્યક્ત રૂપમાંથી માત્ર વ્યક્ત રૂપમાં આવે છે, એ આર્યોની મુખ્ય ઉપપત્તિ છે. વિશ્વ નિર્માણ થાય છે, એવી જે કલ્પના પાશ્ચાત્યોમાં પ્રચલિત છે, તેનો અનુવાદ કરનાર એક પણ ધર્મ કિંવા પંથ હિંદુસ્તાનમાં નથી. વિશ્વ નિર્માણ થાય છે, એટલે તે નવીન નિર્માણ થતું નથી, કિંતુ પૂર્વની અવ્યક્ત દશામાંથી વ્યક્ત દશામાં આવે છે, એવું અમારું પ્રાતપાદન છે. કલ્પનો આરંભ થવા પૂર્વે આકાશ સર્વથા નિષ્પંદ અને અવ્યક્ત સ્થિતિમાં હોય છે. એ સ્થિતિ પછી પ્રાણનો તેની સાથે સંયોગ થવા માંડે છે અને તેના યોગે એક પછી એક પદાર્થ વ્યક્ત થવા માંડે છે. એ જ રીતથી વૃક્ષ, પશુ પક્ષી આદિ પ્રાણી, મનુષ્યો, તારા અને ગ્રહ આદિ આકાશસ્થ ગોલ આદિ સર્વની ઉત્પત્તિ થયેલી છે. એ વ્યક્ત સ્થિતિમાં કેટલોક કાળ વીત્યા પછી એ વ્યક્તાવસ્થાની સમાપ્તિ થતાં અવ્યક્ત દશાનો આરંભ થાય છે. જે ક્રમથી આ સમસ્ત વિશ્વ પ્રથમ ઉત્ક્રાંત થાય છે, તેથી વિરુદ્ધ ક્રમથી તે અપક્રાંત થવા માંડે છે. સ્થૂલ રૂપનું પૃથક્કરણ થતાં તે આધકાધિક સૂક્ષ્મ થતાં થતાં છેવટે આકાશરૂપને ધારણ કરે છે. તે જ પ્રમાણે વિશ્વમાં અનેક પ્રકારે દશ્યમાન થનારી શાક્તઓનું પણ આવરણ થતાં થતાં તેઓ પોતાના મૂળના પ્રાણરૂપમાં પ્રવેશ કરે છે. એવી રીતે એ અવ્યક્ત સ્થિતિ કેટલાક સમય પર્યન્ત રહ્યા પછી તેની સમાવસ્થામાં વિકાર થતાં નવીન કલ્પનો આરંભ થાય છે અને સમસ્ત વિશ્વ પુનઃ પૂર્વના કલ્પ પ્રમાણે સ્થૂલ રૂપથી પ્રતીત થવા માંડે છે. વિશ્વનાં મૂલ દ્રવ્યો જે પ્રાણ અને આકાશ, તે ઉભયનું મૂળ અધિષ્ઠાન મહત્ છે. કલ્પના આરંભથી પૂર્વે પ્રાણ અને આકાશ બન્ને એ

મહત્તત્ત્વમાં લીન હોય છે. મહત્તત્ત્વમાંથી પ્રાણુ અને આકાશ નવીન નિર્માણ થતાં નથી, કિંતુ મહત્તત્ત્વ જ એ ઉભયરૂપે પ્રતીત થાય છે. કલ્પ અને વિશ્વની ઉત્પત્તિવિશે અમો આર્યોની ઉપપત્તિ કેવા પ્રકારની છે, એ આ પ્રાતપાદનથી આપના જાણુવામાં આવી શકશે.

હવે મન, આત્મા અને પરમાત્મા વિશે જે કલ્પના પ્રચલિત છે, તે વિશે આપણે વિચાર કરીએ. એ ત્રયી વિશે જગતમાં જેટલા પ્રકારની ઉપપત્તિઓ અસ્તિત્વ ધરાવે છે, તે સર્વને ન્યૂન કે અધિક પ્રમાણમાં સાંખ્યદર્શનનો આધાર છે. સાંખ્યદર્શનનું મહત્વ એવી રીતે સર્વ તત્ત્વવેત્તાઓને માન્ય હોવાથી સાંખ્યદર્શનનું મત આ વિષયમાં શું છે, એનો પ્રથમ વિચાર કરવો સર્વથા ઇષ્ટ છે.

જે વેળાએ આપણી ઇન્દ્રિયોદ્વારા આપણે બાહ્ય જગતનું જ્ઞાન મેળવતા હોઇએ છીએ, તે વેળાએ તે ક્રિયામાં ત્રણુ ભિન્ન ભિન્ન ક્રિયાઓનો અંતર્ભાવ થયેલો હોય છે, એવો સાંખ્યોનો અભિપ્રાય છે. ઉદાહરણાર્થ, જ્યારે આપણે જોવાની ક્રિયા કરીએ છીએ, તે વેળાએ બાહ્ય વસ્તુનું ચિત્ર પ્રથમ આપણાં નેત્રોમાં ચિત્રિત થાય છે. એ બાહ્ય નેત્રની 'કરણુ' સંજ્ઞા છે. એ બાહ્ય કરણુની પાછળ એક દગ્જ્ઞાનતંતુ (Optic nerve) હોઇને તેનો ગોલક તેની પાછળ મસ્તિષ્કમાં છે. એ ગોલક તથા જ્ઞાનતંતુને સાંખ્યોએ 'ઇન્દ્રિય' નામ આપેલું છે. બાહ્ય વસ્તુનું જ્ઞાન થવામાં કરણુ તથા ઇન્દ્રિયના સંયોગની આવશ્યકતા હોય છે. એમાંનું એક પણુ સાધન જો નિષ્ક્રિય થઈ જાય તો બાહ્ય વસ્તુનું જ્ઞાન થઈ શકતું નથી. બાહ્ય વસ્તુનું જ્ઞાન થવામાં એ બે સાધનો ઉપરાંત એક તૃતીય ક્રિયાની પણુ અપેક્ષા હોય છે, એટલે કે, તેમાટે મન તથા ઇન્દ્રિયના સંયોગની પણુ આવશ્યકતા હોય છે. કરણુ અને ઇન્દ્રિયદ્વારા મનને જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે જ્ઞાનને મન બુદ્ધિપ્રતિ પહોંચાડે છે. બુદ્ધિ એટલે મનનું જ નિશ્ચયાત્મક સ્વરૂપ. બાહ્ય વસ્તુઓની ચૂંટણી કરીને આ વસ્તુ અમુક જ છે, એવો નિશ્ચય કરવો, તે બુદ્ધિનું કાર્ય છે. આ અમુક પદાર્થ છે, એવો બુદ્ધિનો નિશ્ચય થતાં તે નિશ્ચયને બુદ્ધિ મનપ્રતિ પાછો મોકલે છે અને તે જ વેળાએ પુરુષ–આત્મા–અહંકારરૂપ થઇને મનપ્રતિ દોડી જાય છે. આટલી પરંપરા પૂર્ણુ થતાં 'અમુક વસ્તુનું જ્ઞાન મને થઈ ચૂકયું' એમ આપણે કહીએ છીએ; વિશ્વમાંની પ્રત્યેક વસ્તુમાં પ્રતિક્ષણુ એ પરિવર્ત્તનનો વ્યાપાર ચાલતો જ રહે છે, એ સિદ્ધાન્ત હવે અર્વાચીન ભૌતિક શાસ્ત્રોને પણુ માન્ય થયેલો છે. વિશ્વમાંની પ્રત્યેક વસ્તુ અસ્થિર–કેવળ સ્પંદરૂપ–છે, એ સિદ્ધાન્તને અમારા આર્ય તત્ત્વવેત્તાઓએ પણુ સ્થાપિત કરેલો છે. એ

વિષયમાં અમારાં પ્રાચીન અને અત્યારનાં ભૌતિક શાસ્ત્રોની એકવાક્યતા છે. જેવી રીતે બાહ્ય વિશ્વમાંની પ્રત્યેક વસ્તુ સ્પંદરૂપ છે, તે જ પ્રમાણે આપણું શરીર, મન અને બુદ્ધિ આદિ પણ સ્પંદરૂપ જ છે. એમના ઘટકોમાં પણ પ્રત્યેક ક્ષણે પરિવર્ત્તન થયા કરે છે. બાહ્ય વસ્તુના સ્પંદો મન તથા બુદ્ધિદ્વારા, જે મૂળરૂપ પ્રતિ જાય છે, તે મૂળરૂપ પણ જો અસ્થિર હોય, તો પછી 'આ પદાર્થ અમુક જ છે,' એવો નિશ્ચય આપણાથી કદાપિ કરી શકાય તેમ છે જ નહિ. કારણ કે, જેનો નિશ્ચય કરવાનો છે, તે પદાર્થ પણ અસ્થિર અને જેણે નિશ્ચય કરવાનો છે તે મૂળરૂપ–અધિષ્ઠાન–પણ અસ્થિર; એવી અસ્થિર અવસ્થામાં નિશ્ચય થવો સર્વથા અશક્ય છે. એથી બાહ્ય પદાર્થોના સ્પંદો જ્યાં ચિત્રિત થાય છે, તે મૂળ અધિષ્ઠાન સ્થિર હોવું જોઇએ, એ પ્રકટ છે. એ સ્થિર અધિષ્ઠાનને સાંખ્યોએ **પુરુષ**–આત્મા–સંજ્ઞા આપેલી છે.

મનુષ્ય માત્રમાં બુદ્ધિરૂપે વ્યક્ત થનાર તત્ત્વ મહત્તત્ત્વનું જ એક વ્યક્ત રૂપ છે, એવો સાંખ્યોનો સિદ્ધાંત છે. મહત્તત્ત્વ એટલે વિશ્વમાંની વ્યક્ત બુદ્ધિનું સમવાયી અથવા મૂળરૂપ, એવો અર્થ સમજવાનો છે. મહત્તત્ત્વ સ્પંદરૂપ થતાં વિચારરૂપને ધારણ કરે છે. વિચારસ્પંદોમાંના કેટલાકોનું રૂપાંતર ઇન્દ્રિયાદિ સૂક્ષ્મ પદાર્થોમાં થાય છે અને અવશિષ્ટ સ્પંદોનું રૂપાંતર થતાં તેમાંથી જડ પદાર્થોના પરમાણુઓ નિર્માણ થાય છે. એવી રીતે એક જ મહત્તત્ત્વમાંથી આ સમસ્ત વિશ્વ શૃંગારાયલું છે. જેમાંથી એ મહત્તત્ત્વ નિર્માણ થાય છે, તે સ્થિતિને **અવ્યક્ત** અથવા **પ્રકૃતિ**ના નામથી સાંખ્યોએ ઓળખેલી છે. **પ્રકૃતિ**થી પણ પર અને તેથી સર્વથા ભિન્ન **પુરુષ**નું રૂપ છે, એવો સાંખ્યોનો અભિપ્રાય છે. પુરુષ અથવા આત્મા સર્વાન્તર્યામી હોઇને તે કોઈ પણ વિશિષ્ટ ગુણોથી યુક્ત નથી. પુરુષ પોતે કોઈ પણ ક્રિયાનો કર્ત્તા ન હોઇને કેવળ સાક્ષી જ હોય છે. ભિન્ન ભિન્ન રંગનાં પુષ્પોને એકત્ર કરીને તેમના સમૂહ સમક્ષ એક સ્ફટિકને રાખવામાં આવે, તો તે સ્ફટિકમાં ભિન્ન ભિન્ન રંગોનું મિશ્રણ દેખાય છે. સ્ફટિક શુદ્ધ શુભ્રવર્ણ હોવા છતાં તે અનેકરંગી છે, એવો જોનારના મનમાં ભ્રમ ઉત્પન્ન થઈ જાય છે. તે જ પ્રમાણે પુરુષમાં કોઈ પણ ક્રિયાનું કર્ત્તત્વ ન હોવા છતાં તે જ સર્વ ક્રિયા કરે છે, એમ ભાસે છે; અને એ ભ્રમ છે, એવો સાંખ્યોનો અભિપ્રાય છે. પ્રકૃતિ અને પુરુષ વિષયક સાંખ્યોની કલ્પનાઓ વેદાંતમતને માન્ય નથી. પ્રકૃતિ અને પુરુષ સ્વભાવતઃ જ ભિન્નધર્મીય હોવાથી એ ઉભયની એકતા સંભવતી નથી, એવી વેદાંતીઓની માન્યતા છે. એ ઉભયને સર્વથા ભિન્ન સ્વભાવનાં જ માનવામાં આવે, તો પછી

તેઓ એકત્ર શામાટે થવાં જોઇએ અને પ્રકૃતિની ઉપાધિ પુરુષને શામાટે લાગે, એવો વેદાંતીઓનો પ્રશ્ન છે. એ પ્રશ્નનું સમાધાનકારક ઉત્તર આપી શકાતું નથી. એટલામાટે પ્રકૃતિ અને પુરુષ અથવા વિશ્વ અને પરમાત્મા વસ્તુતઃ એકરૂપ જ છે, એવો વેદાંતીઓનો અભિપ્રાય છે. વેદાંતમતનું જે સર્વથા નીચું સોપાન દ્વૈતમત, તે દ્વૈતમતને પણ આ સિદ્ધાંત માન્ય છે. પરમેશ્વર સ્થૂલ અને સૂક્ષ્મ વિશ્વનું કારણ છે, એ સિદ્ધાંતને દ્વૈતવાદીઓ પણ સ્વીકારે છે. ભેદ માત્ર એટલો જ કે, આ તત્ત્વને તેઓ પ્રત્યક્ષ ન સ્વીકારતાં પર્યાયથી સ્વીકારે છે. પરમેશ્વર, આત્મા અને સૃષ્ટિ એ ત્રયીનું શાશ્વત અસ્તિત્વ છે, એ પ્રમાણે દ્વૈતમતનું પ્રતિપાદન છે. આત્મા અને સૃષ્ટિ પરમેશ્વરના દેહ સમાન છે, એવો દ્વૈતવાદીઓનો અભિપ્રાય હોવાથી એ ત્રણેનું વસ્તુતઃ ઐક્ય છે, એ વાર્ત્તાને તેઓ માને છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. તથાપિ એ ત્રણે અનંતકાલ પર્યન્ત એક બીજાથી વિભક્ત જ રહેવાનાં, એવું પણ વળી તેમનું કથન છે. કલ્પના આરંભ સાથે એ ત્રયી, સૃષ્ટિ, જીવાત્મા અને પરમેશ્વર, એ ત્રણરૂપે વ્યક્ત થાય છે અને કલ્પના અંત પછી તે સૂક્ષ્મરૂપમાં રહે છે; અને એવી રીતે કલ્પના આરંભમાં અથવા કલ્પપછી પણ એ ત્રયીનું ઐક્ય કદાપિ થતું નથી, એવું દ્વૈતમતવાદીઓનું પ્રતિપાદન છે. દ્વૈતવાદીઓનું એ પ્રતિપાદન અદ્વૈતવાદીઓને માન્ય નથી.

બહુધા સર્વ ઉપનિષદો અદ્વૈતમતનું સમર્થન કરનારાં હોવાથી અદ્વૈતમતની સમસ્ત રચના તેમના આધારે જ કરવામાં આવી છે. સર્વ ઉપનિષદોના આશયને જોઇએ તો તેઓ જાણે એક જ પ્રશ્નના ઉત્તરમાટે પ્રયત્ન કરી રહ્યા હોયની! એમ જ જણાય છે. જેને જાણ્યા પછી જાણવા યોગ્ય કાંઈ પણ અવશિષ્ટ રહેતું નથી, એવું જ્ઞાન કયું, એ એક જ પ્રશ્નના નિર્ણયમાટે સર્વ ઉપનિષદો નિર્માણ થયેલાં છે. એક ચોખાના કણને દાબી જોવાથી જેવી રીતે ખાંડી ભાતનું જ્ઞાન થઈ જાય છે, તે જ પ્રમાણે જે એકને જાણવાથી આ સૃષ્ટિના પ્રમેયનો અત્યંત સમાધાનકારક નિર્ણય થઈ જાય, એવું તે **એક તત્ત્વ** શું છે, એના શોધમાં જ સર્વ ઉપનિષદો ગુંથાયલાં છે. જેનામાંથી આ સર્વ વિશ્વ નિર્માણ થઇને અનેક પ્રકારે પ્રતીત થયું છે, તે અનેક પ્રકારોનું એક સામાન્ય મૂળરૂપ કયું છે અને શું છે, એ તત્ત્વને સિદ્ધ કરવામાટે જ અદ્વૈતમતનો જન્મ થયેલો છે. જ્યાં એ મૂળ રૂપ મળ્યું, એટલે વિશ્વનું આમૂલાગ્ર અવલોકન થઈ ચૂકયું, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. વિશ્વ જો કે અનેક રૂપોથી વિભૂષિત થયા સમાન દેખાય છે, તોપણ વસ્તુતઃ એક જ અસ્તિત્વે

આ અનેક રૂપોને ધારણ કરેલાં છે; એ પ્રમાણે અદ્વૈતવાદીઓનું મુખ્ય પ્રતિપાદન છે. પ્રકૃતિ નામક જે સાંખ્યતત્વ છે, તે અદ્વૈતમતને પણ માન્ય છે; પરંતુ પ્રકૃતિ પરમાત્માથી વિભક્ત ન હોઇને પરમાત્મા જ પ્રકૃતિરૂપે વ્યક્ત થયો છે, એ પ્રમાણેનો અદ્વૈતવાદીઓનો અભિપ્રાય છે. વિશ્વ, મનુષ્ય, જીવાત્મા અને ઇતર સર્વ પદાર્થોના રૂપે કેવળ સત્ જ દગ્ગોચર થયેલું છે. બુદ્ધિ અને મહત્ સુદ્ધાં પણ તે સત્નાં જ સ્વરૂપો છે. હવે અહીં એક એવી શંકા ઉદ્ભવે છે કે, અદ્વૈતવાદીઓની સત્ વસ્તુ જો એકરૂપ હોય તો પછી વિશ્વમાં તેનું આટલાં બધાં રૂપમાં રૂપાન્તર કેવી રીતે થઈ શકે વારુ? જે રૂપ કોઈ પણ પ્રકારના વિશિષ્ટ ગુણ કિંવા રૂપથી યુક્ત નથી, તે અનેક ગુણ અને અનેક રૂપે વ્યક્ત કેવી રીતે થાય છે વારુ? અદ્વૈતવાદીઓએ પોતાના વિવર્ત્તવાદવડે એ પ્રશ્નનું ઉત્તર આપેલું છે. વિવર્ત્ત એટલે દશ્યાભાસ. દૃષ્ટિભ્રમના યોગે બીજા જ સ્વરૂપનો ભાસ થવો, તેને અદ્વૈતમતની પારિભાષામાં 'વિવર્ત્ત' નામથી ઓળખવામાં આવે છે અર્થાત્ એ અદ્વૈતમતનો પારિભાષિક શબ્દ છે. મૂળ પ્રકૃતિમાંથી ઉત્ક્રાંતિવડે અત્યારની અનેકવિધ સૃષ્ટિ નિર્માણ થયેલી છે, એવું સાંખ્યોનું તથા દ્વૈતવાદીઓનું પ્રતિપાદન છે. તેમ જ પરમેશ્વરમાંથી આ ચરાચર સૃષ્ટિ નિર્માણ થયેલી છે, એમ માનનારા કેટલાક દ્વૈતવાદીઓ તેમ જ કેટલાક અદ્વૈતવાદીઓ પણ છે; અને ચરાચર સૃષ્ટિ પરમાત્મરૂપમાંથી ઉદ્ભવેલી દેખાય છે અથવા ભાસે છે એવો શ્રીશંકરાચાર્યનો અભિપ્રાય છે. એ અદ્વૈતમત છે. પરમાત્મા આ સમસ્ત સૃષ્ટિનું કારણ છે, એ વાર્ત્તા સત્ય; પરંતુ સૃષ્ટિ કેવળ એક ભાસ છે. જો આ વિશ્વ કેવળ ભાસ હોય, તો તેનો પ્રત્યક્ષ અનુભવ કેમ થાય છે, એવી એક શંકા અહીં ઉદ્ભવે છે. એનું સર્પરજ્જુન્યાયવડે અદ્વૈતવાદીઓએ સમાધાન કરેલું છે. અર્ધપ્રકાશયુક્ત સ્થાનમાં રજ્જુનો કકડો પડ્યો હોય, એટલે તેથી સર્પનો ભાસ થતાં તે ભયકારક થઈ પડે છે. ખરી રીતે રજ્જુએ સર્પનું રૂપ ધારેલું ન હોવા છતાં પણ કેવળ ભ્રમથી જેવી રીતે સર્પના પ્રત્યક્ષ દર્શન સમાન ભયનો ઉદ્ભવ થાય છે; તેવી જ રીતે બ્રહ્મ કેવળરૂપ હોવા છતાં તેનામાં વિશ્વનો આવિર્ભાવ થયેલો દેખાય છે. દેશ, કાલ અને નિમિત્ત અથવા નામ અને રૂપ આદિ ઉપાધિઓના યોગે બ્રહ્મમાં અનેકતાં હોવાનો ભ્રમ ઉત્પન્ન થાય છે. નામ અને રૂપના ઉપાધિથી જ 'આ અમુક વસ્તુ' અને 'તે અમુક વસ્તુ' એવી ભેદદષ્ટિનો ઉદ્ભવ થયેલો છે. નામરૂપની કલ્પનાનો સર્વથા લય થતાં ભેદદષ્ટિનો પણ લોપ થવાનો અને તેમ થતાંની સાથે જ સર્વત્ર એક જ કેવલરૂપ છે, એવો સાક્ષાત્કાર થવાનો. ભ્રમના સમયમાં રજ્જુમાં

સર્પનો ભાસ થાય છે અને ભ્રમનો નિરાસ થતાં સર્પ અદૃશ્ય થઈ જાય છે. એ સ્થળે સર્પની ઉત્પત્તિ કેવળ ભ્રમરૂપ છે. વાસ્તવિકતાથી જોતાં રજ્જુએ સર્પનું રૂપ કદાપિ ધર્યું જ ન હોતું, કિંવા ભ્રમના નિરાસ પછી સર્પનો ખરેખર નાશ થઈ ગયો, એમ પણ નથી. એ સ્થળે નવીન કાંઈ પણ ઉત્પન્ન કિંવા નષ્ટ થયેલું ન છતાં પણ સર્પ ઉત્પન્ન થયો અને નષ્ટ થયો, એવી બન્ને ક્રિયાઓનો સાક્ષાત્કાર થયેલો ભાસે છે; તે જ પ્રમાણે વિશ્વ નિર્માણ ન થતું હોવા છતાં પણ કેવળ અજ્ઞાનના યોગે વિશ્વના અસ્તિત્વ વિષયક ભ્રમનો ઉદ્‌ભવ થાય છે અને જ્યાં સુધી એ ભ્રમ અવશિષ્ટ હોય છે, ત્યાં સુધી બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી. જ્યાં સુધી સર્પનું અસ્તિત્વ ભાસે છે, ત્યાં સુધી ભયનો લોપ થતો નથી, તેવો જ આ પ્રકાર પણ જાણી લેવો. સર્પના ભ્રમનો નિરાસ થતાં જેવી રીતે સત્ય રજ્જુ દૃષ્ટિએ આવે છે અને સર્પનો નાશ થઈ જાય છે, તે જ પ્રમાણે અજ્ઞાનનો લોપ થતાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે અને વિશ્વનું અસ્તિત્વ અદૃશ્ય થઈ જાય છે. કેવલરૂપ બ્રહ્મમાં એવો ભ્રમ કેમ ઉત્પન્ન થાય છે, એ પ્રશ્નનું ઉત્તર અદ્વૈતમતે માયાવાદથી આપેલુ છે. માયા એટલે અજ્ઞાન અને એ અજ્ઞાન જ સર્વ ભ્રમનું કારણ છે. એ માયાનું સત્ય અથવા મિથ્યા કાંઈ પણ નિશ્ચિત સ્વરૂપ છે જ નહિ. તે છે એમ પણ કહી શકાય તેમ નથી અથવા તે નથી એમ પણ નિશ્ચયપૂર્વક બોલાય તેમ નથી. કારણ કે, જો તેનું નિશ્ચયાત્મક અસ્તિત્વ હોત, તો તો તે કદાપિ નષ્ટ થાત જ નહિ. અસ્તિત્વનું નાસ્તિત્વ થઈ શકતું નથી. તેમ જ જો તેનું અસ્તિત્વ ન જ હોત, તો તેના યોગે ભ્રમનો ઉદ્‌ભવ પણ થાત નહિ. પરંતુ ભ્રમ તો થાય છે જ અને તેનો નિરાસ થતાં તે નષ્ટ થાય છે, એ તો સત્ય જ છે. એટલામાટે માયાનું સ્વરૂપ અનિર્વચનીય છે, એવો અદ્વૈતમતનો સિદ્ધાંત છે. એટલામાટે માયા જ આ વિશ્વભાસનું કારણ છે. બ્રહ્મ સત્ય હોવાથી તે પ્રત્યેક વસ્તુનું અધિષ્ઠાન છે. તે વસ્તુઓમાંના 'અસ્તિત્વ'નું અસ્તિત્વ બ્રહ્મના યોગે જ ટકી રહ્યું છે. તેમ જ 'આ વસ્તુ અમુક છે' એવા નામરૂપનો માયાના યોગે તે અસ્તિત્વમાં ભાસ થાય છે. નામરૂપના યોગે તે વસ્તુને વિશિષ્ટતા તથા ભિન્નતાની પ્રાપ્તિ થાય છે. એવી રીતે એક જ સત્ વસ્તુમાં માયાના યોગે અનેક નામરૂપોનો આરોપ થતાં આ ચરાચર સૃષ્ટિ ભાસમાન થયેલી છે. પ્રત્યેક જીવાત્મા ભિન્ન છે, એ કલ્પનાને અદ્વૈતસિદ્ધાંતમાં સ્થાન અપાયલું નથી, એ તત્ત્વ તો હવે આપના જાણવામાં આવ્યું હશે જ. પ્રત્યેક જીવાત્મા ભિન્ન દેખાય છે, એનું કારણ માયા છે, એવું અદ્વૈતમતનું પ્રતિપાદન છે. જ્યારે સમસ્ત અસ્તિત્વ કેવળ એકરૂપ જ છે, તો 'હું,' 'તે,' અને 'તું' આદિ દ્વૈત

કલ્પનાઓનો સંભવ જ ક્યાં રહ્યો વારુ? આપણે સર્વ વસ્તુતઃ એકરૂપ જ છીએ. દ્વૈત કલ્પનાઓનો ઉદય થતાં જ હું, તે અને તું આદિનો ઉદય થાય છે અને એમના ઉદયની સાથે જ દુર્ગુણની સાક્ષાત્ પ્રતિમા શયતાનનો પણ જન્મ થાય છે. જગતમાં જે કાંઈ પણ 'અશુભ' વિશેષણથી ઓળખાય છે, તે પ્રત્યેકનું મૂળ દ્વૈતભાવમાં જ રહેલું છે, એમ નિઃસંશય તમારા જાણવામાં આવી શકશે. 'હું અમુક છું' એવા ક્ષુદ્ર દ્વૈતભાવની પોતા વિશે મારા મનમાં ઉત્પત્તિ થતાંની સાથેજ બાહ્ય વિશ્વસાથેનો મારો સંબંધ તૂટી જાય છે. હું બાહ્ય વિશ્વથી ભિન્ન થાઉં છું અને જ્યાં એમ થયું કે તે ક્ષણેજ મારા હૃદયમાં ભીતિનો પણ સંચાર થાય છે; અને જ્યાં ભીતિનો પ્રવેશ થયો, ત્યાં દુઃખનો આવિર્ભાવ થવો જ જોઇએ, એ નિર્વિવાદ છે.

આ તે, તું અને હું ઇત્યાદિ ભાવના ક્ષુદ્ર અને આકુંચિત છે. જે ભાવનામાં એવા પ્રકારનાં દ્વંદ્વો અવશિષ્ટ હોતાં નથી, તે જ ભાવના અત્યંત વિશાળ સર્વવ્યાપક હોઇને પરમાત્માનું રૂપ પણ તે જ છે. આકુંચિત ભાવના દુઃખનું જન્મસ્થાન હોઇને સર્વ વ્યાપક ભાવના સુખનું નિવાસસ્થાન છે.

વિશ્વગત વસ્તુઓમાં જે નાના રૂપો અને વિવિધ નામો પ્રતીત થાય છે, તે સર્વ ક્ષણભંગુર હોઇને મનુષ્યપ્રાણીનું સત્ય સ્વરૂપ તેમના યોગે આચ્છાદિત થયા સમાન દેખાય છે. તથાપિ એ આચ્છાદનનું સ્વરૂપ ચિરસ્થાયી નથી, એ અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ. એ આચ્છાદનના યોગે વસ્તુતઃ માનવપ્રાણીના સત્ય સ્વરૂપમાં લેશ માત્ર પણ પરિવર્ત્તન થતું નથી; માત્ર તેમાં પરિવર્ત્તનનો ભાસ જ થાય છે. અત્યંત ક્ષુદ્ર જંતુથી લઇને અત્યંત બુદ્ધિમાન્ માનવી પ્રાણી પર્યન્ત સર્વના અંતરમાં તે એક જ પરમાત્મરૂપનો વાસ થયેલો છે. માયાનું આવરણ વિશેષ ઘન હોવાથી ક્ષુદ્ર પ્રાણીમાંનું ઈશ્વરત્વ અધિક અંધુક દેખાતું હોઇને અત્યંત બુદ્ધિમાન્ પ્રાણીમાં એ આવરણ ઘનતામાં ન્યૂન હોય છે, એટલો જ એ ઉભયમાં વાસ્તવિક ભેદ રહેલો છે. પ્રત્યેક વસ્તુ માત્રમાં ઈશ્વરત્વ નિવાસ કરી રહ્યું છે, એ મૂલભૂત પાયાપર જ જગતમાંના એકંદર નીતિસિદ્ધાંતોની રચના થયેલી છે. બીજાને કદાપિ દુઃખ દેશો નહિ; તમારો પોતામાં જેટલો પ્રેમ હોય, તેટલો જ પ્રેમ બીજામાં પણ રાખજો; કારણ કે, તેમનામાં અને તમારામાં એક જ પરમાત્મરૂપનો નિવાસ છે. સર્વ વિશ્વ વસ્તુતઃ એકરૂપ જ હોવા છતાં તેમાં દ્વૈતની અસત્ય ભાવનાને ઉત્પન્ન કરીને અન્યને દુઃખ દેવું, એ કુબુદ્ધિ છે. બીજાને દુઃખ દેવું, તે પોતાનેજ દુઃખ દેવા સમાન છે અને અન્યમાં પ્રેમ રાખવો, તે પોતાને જ સુખી કરવા સમાન છે.

એકંદર અદ્વૈતસિદ્ધાંતમાંના નીતિતત્ત્વના સારને જો એક જ શબ્દમાં કહેવા ઇચ્છીએ, તો તે 'અહંકારવિસ્મૃતિ' એ શબ્દથી જ વ્યક્ત કરી શકાય છે. એક જ દેહમાં સર્વસ્વ સમાયલું છે, એમ માનનાર ક્ષુદ્ર અહંકાર જ સર્વ દુઃખોનું મૂળ કારણ છે. એ પ્રમાણે અદ્વૈતસિદ્ધાન્તનું પ્રતિપાદન છે. અહંકારના યોગે જ મને મારા વિશ્વરૂપની વિસ્મૃતિ થઈ જાય છે અને હું આ વિશ્વથી એક ભિન્ન પ્રાણી છું, એવો ભ્રમ મારામાં ઉત્પન્ન થાય છે. એવો ભ્રમ ઉદ્ભવતાં અસૂયા અને ક્રોધ ઇત્યાદિ ભાવનાઓ મારા અંતઃકરણમાં ગૃહ કરવા માંડે છે. એ ભાવનાઓ બળવતી થતાં પોત પોતાના સુખમાટે પરકીય સાથે યુદ્ધ આરંભાય છે અને તેથી તત્કાળ દુઃખની પ્રાપ્તિ આવીને મારાં નેત્રો સમક્ષ ઊભી રહે છે. એ અહંકારભાવના નષ્ટ થતાં એ યુદ્ધો બંધ થાય છે અને તેમની સમાપ્તિ સાથે દુઃખોની પણ પરિસમાપ્તિ થઈ જાય છે. એટલામાટે અહંકારનો ત્યાગ અવશ્ય કરવો જ જોઇએ. અત્યંત ક્ષુદ્ર પ્રાણીમાટે પણ આપણા દેહને જલાંજલિ આપવા જેટલી આપણી તત્પરતા હોવી જોઇએ. એટલી સીમા પર્યન્ત જેની તત્પરતા થયેલી હોય, તે મનુષ્ય વિશ્વવ્યાપક થવાના માર્ગે ચઢી ચૂકેલો છે, એવું અદ્વૈતસિદ્ધાંતનું પ્રતિપાદન છે. વિશ્વવ્યાપક થવું, એ જ અદ્વૈતમતનું સાધ્ય છે. ક્ષુદ્ર પ્રાણીના કલ્યાણમાટે પણ દેહને ત્યાગવા જેટલી જેની તત્પરતા હોય, તે મનુષ્યમાંનું માયાનું આવરણ દૂર થઇને તેને પોતાના પરમાત્મ-રૂપનો સાક્ષાત્કાર થઈ શકે છે; આ વર્ત્તમાન દેહમાંના નિવાસકાળમાં જ તેને પોતાના વિશ્વવ્યાપક સ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ પ્રાપ્ત થઈ શકે છે. આ સમસ્ત વિશ્વનું અધિ-ષ્ઠાન અને પોતાનું સત્ય સ્વરૂપ શું છે, એનો સાક્ષાત્કાર તેને તત્કાળ થઈ જાય છે. એ પ્રમાણે પોતાની વિશ્વવ્યાપકતાનો સાક્ષાત્કાર થવાથી વર્ત્તમાન દેહનો નાશ થઈ જાય છે, એમ માનવાનું નથી. વર્ત્તમાન દેહ પ્રારબ્ધ કર્મને આધીન હોવાથી તે કર્મોનો ક્ષય થતાં સુધી તો આ દેહ અવશ્ય રહેવાનો જ. આત્મસાક્ષાત્કાર પછી કેવળ કર્મક્ષયમાટે જ જેનો દેહબંધ રહેલો છે, એવા મનુષ્યને જીવન્મુક્તની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. જીવન્મુક્ત નર આત્મસાક્ષાત્કાર થયા પછી દેહ, અવશિષ્ટ રહેવા છતાં પુનઃ માયાના જાળમાં સપડાતો નથી, અને પુનઃ ક્ષુદ્ર અહંકાર પણ તેનામાં ઉદ્ભવતો નથી. મૃગજળના આભાસથી ફસાયલા કિવા ઠગાયલા મનુષ્યને પુનઃ મૃગજળનું દર્શન થતાં જેવી રીતે તે પાછો ઠગાતો નથી, તે જ પ્રમાણે વિશ્વવ્યાપક થયેલો પ્રાણી માયાજાળના આદર્શથી લોભાતો નથી. જ્યાં સુધી દેહ અવશિષ્ટ હોય, ત્યાં સુધી સામાન્ય મનુષ્ય પ્રમાણે જ જગત્ તેને દેખાયા કરવાનું; પરંતુ તેના દર્શનથી

તેનામાં મોહનો સંચાર થવાનો નહિ, એટલી જ માત્ર વિશેષતા. બ્રાહ્મી સ્થિતિમાં પ્રાપ્ત થયેલી જાગૃતિને મોહનિદ્રા પુનઃ વશ કરી શકતી નથી. એવી રીતે બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થયેલા જ્ઞાનીની દૃષ્ટિમાં જગતનું અસ્તિત્વ જ નષ્ટ થઈ જાય છે, દેહવાસના પર્યંત જીવન્મુક્તને જગતનો અનુભવ થતો રહે, તો પણ જગત્ દુઃખનું જન્મસ્થાન છે, એવો જે આપણો સામાન્ય મનુષ્યોનો અનુભવ છે, તે માત્ર તેનામાં સંભવશે નહિ. તે તો જગતને સચ્ચિદાનંદરૂપ જ કહેવાનો. પોતે સચ્ચિદાનંદરૂપ થવું, એ જ અદ્વૈત-તત્ત્વજ્ઞાનનું અંતિમ સાધ્ય છે.



# વેદાન્ત અને માનવી સંસ્કૃતિ*



લોકોમાં કેવળ વસ્તુઓના બાહ્ય જડસ્વરૂપને જોવાની જ યોગ્યતા રહેલી છે, એવા જડબુદ્ધિ જનોને એમ જ ભાસે છે કે, ભારતીયરાષ્ટ્ર તે જિતાયલા અને દુઃખી મનુષ્યોનો જ એક સમુદાય છે. જગતના કેવળ બાહ્ય આદર્શને જોઇને તદ્ૃ-વિષયક કરેલા અનુમાનમાં પ્રમાદ થાય, એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. આર્યરાષ્ટ્ર એટલે કેવળ સ્વપ્નસૃષ્ટિમાં ભ્રમણ કરનારા તત્ત્વવેત્તાઓનું જ રાષ્ટ્ર છે, એવો એ લોકોનો અભિપ્રાય થયેલો દેખાય છે. કેવળ ઐહિક દૃષ્ટિથી જોતાં આર્યરાષ્ટ્ર જિત રાષ્ટ્ર છે ખરું; તથાપિ ધર્મજ્ઞાનની દૃષ્ટિથી આર્ય લોકો સમસ્ત વિશ્વના વિજેતા છે, એ વસ્તુસ્થિતિ તે લોકોના જોવામાં આવતી નથી. હવે અન્ય એક દૃષ્ટિથી વિચાર કરતાં જો પાશ્ચાત્યો અને પૌરસ્ત્યો ઇચ્છે, તો તેમનાથી એક બીજાના સહવાસનો બહુ જ સારી રીતે લાભ લઈ શકાય તેમ છે. પાશ્ચાત્યોમાં રજોગુણની અધિકતા હોવાથી ચાપલ્ય અને ઉદ્યમશીલતાની પણ અધિકતા છે. એ ગુણો સાથે જો પૌરસ્ત્યોની વિચારશીલતા અને અંતર્મુખતા આવી મળે, તો એમાં તેમનું કલ્યાણ અને કલ્યાણ જ છે; તેમ જ પાશ્ચાત્યોના રજોગુણનો સંસર્ગ પૌરસ્ત્યોને પણ હિતાવહ જ થવાનો. હવે જો એ વિચારને કોરણે મૂકીએ, તોપણ અન્ય એક મહત્ત્વનો પ્રશ્ન અહીં ઉત્પન્ન થાય છે; અને તે એ કે;–જિત અને દુઃખી આર્ય તથા યહૂદી રાષ્ટ્રો કાળચક્રના આવા ભયાનક ઝંઝાવાતમાં પણ અદ્યાપિ પોતાનો ટકાવ કરી રહ્યાં છે તે કેમ? આર્ય રાષ્ટ્રના જન્મ પછી કેટલાંક રાષ્ટ્રો ઉર્જિત દશામાં આવીને પાછાં ધૂળમાં પણ મળી ગયાં છે; અર્થાત્ કેવળ તેમનાં નામો ઉપરાંત તેમના અસ્તિત્વનાં બીજાં કશાં પણ ચિહ્નો આજે જોવામાં આવી શકતાં નથી. આવાં સ્થિત્યંતરો થવા છતાં આર્યરાષ્ટ્રે આજ પર્યન્ત પોતાના અસ્તિત્વને અવિચળ રાખી બતાવ્યું છે, તે શાના બળથી, એ શું એક વિચારવાયોગ્ય પ્રશ્ન નથી કે ? આર્ય જનો આજે સર્વથા નિઃશબ્દ છે એ સત્ય; પણ તેઓ અદ્યાપિ અસ્તિત્વમાં તો છે જ; અને વર્તમાન કાળમાં યહૂદી લોકોની સંખ્યા, તેઓ જ્યારે પૅલેસ્ટાઇનમાં વસતા હતા, તે સમયની તેમની સંખ્યા કરતાં

---

* ઇંગ્લંડ, રિગ્વેગાર્ડન્સ્, એર્લ્‌લૉન્ડ્માં સ્વામીશ્રીએ આપેલા એક વ્યાખ્યાનમાંનો આ અમુક ભાગ છે.

પણ અધિક છે; અને આર્ય તથા યહૂદી લોકોના એ દઢ અસ્તિત્વનું કારણ તેમનું ધાર્મિક જીવન જ છે.

સમસ્ત સૃષ્ટિમાં આર્યતત્ત્વજ્ઞાનનો પ્રસાર થયેલો છે. દેશકાલાનુરૂપ તેના સ્વરૂપમાં પરિવર્ત્તન થયાની વાર્ત્તા સત્ય છે; છતાં સમસ્ત જગતના લોકોના અંગમાં તેનો રગેરગમાં પ્રવેશ થઈ ગયો છે; એ વાર્ત્તા પણ સત્ય જ છે. તેજ પ્રમાણે પૂર્વકાળમાં આર્યાવર્ત્તનો વ્યાપાર આફ્રીકા પર્યન્ત પહોંચ્યો હતો, એ પણ હવે પ્રબળ પ્રમાણોથી સિદ્ધ થઈ ચૂકયું છે. જે સમયમાં યૂરોપખંડના નામ માત્રનો પણ કયાંય ઉચ્ચાર થતો નહોતો, તેવા સમયમાં ભારતીય જનોએ સમસ્ત વિશ્વસાથે પોતાનો સંબંધ બાંધી દીધો હતો. એથી આર્યો પોતાના દેશને ત્યાગીને કોઈ અન્ય દેશમાં ગયા જ નહોતા, એ આક્ષેપમાટે હવે સ્થાન નથી રહ્યું. ભારતવર્ષમાં જે જે સમયે પરકીય જનોએ પોતાની સત્તા સ્થાપી હતી, તે તે સમયમાં તે તે જેતાઓને ઐહિક અને પારલૌકિક એવી રીતે ભારતવર્ષમાંથી ઉભય પ્રકારનો લાભ થયો હતો, એ પણ એક અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય ઘટના છે. તેમને જેમ પુષ્કળ ઐહિક સંપત્તિનો લાભ થયો હતો, તે જ પ્રમાણે તેમના ધર્મ વિષયક જ્ઞાનમાં પણ અનુપમેય તત્ત્વરત્નોની વૃદ્ધિ થઈ હતી (અને એ પ્રકાર અદ્યાપિ જેવોનો તેવો જ ચાલ્યા કરે છે).

સામાન્યતઃ પાશ્ચાત્યોની બુદ્ધિનું વલણ ઐહિક સુખોપ્રતિ અધિક હોય છે. કેવળ પોતાના ભોગવિલાસની વસ્તુઓ અધિક પ્રમાણમાં કેવી રીતે મેળવી શકાય અને તેમનો ઉપભોગ વિશેષ પરિમાણમાં કેવી રીતે લઈ શકાય; એ વિશેના વિચારમાં જ પાશ્ચાત્યોનું મન તલ્લીન થયેલું હોય છે. પરંતુ આર્યોની મનોભૂમિકા એથી સર્વથા ભિન્ન પ્રકારની છે. પોતાની આવશ્યકતાઓને દિવસાનુદિવસ કયા ઉપાયથી ઘટાડી શકાય, એ વિશેનો જ તેઓ નિરંતર વિચાર કરતા હોય છે.

વેદકાળથી જ આર્ય જનો ઈશ્વરના શોધમાં ગુંથાયલા હોવાનું આપણા જાણવામાં આવી શકે છે. તેમની એ શોધમાંની નિમગ્નતાનાં પ્રમાણો વેદગ્રંથોમાંથી પણ મળી આવે છે. એ શોધમાં તેઓ અનેક ભિન્ન ભિન્ન સોપાનપર ચઢતા ગયા છે, એમ પણ જોવામાં આવી શકે છે. પૂર્વજપૂજા, એ તેમનું સર્વથી પ્રથમ સોપાન છે. એ પછી અગ્નિ, ઈન્દ્ર અને વરુણ આદિની પૂજાનો પ્રકાર મળી આવે છે. વરુણને સર્વ દેવોથી શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે. પ્રથમ અનેક દેવદેવીઓની કલ્પનાનો પ્રચાર થાય છે અને અંતે સર્વવ્યાપક એક જ ઈશ્વરની કલ્પના અવશિષ્ટ રહે છે; એ પ્રકાર સર્વ ધર્મોની વૃદ્ધિમાં આપણા જોવામાં આવી શકે છે. મનુષ્યો

સમાજરચના કરીને રહેવા લાગ્યા, તે વેળાએ પ્રથમ ન્હાની ન્હાની ટોળીઓનો ઉદ્‌ભવ થયો હતો. એ સમુદાયોમાંના પ્રત્યેક સમુદાયનો પરમેશ્વર ભિન્ન હોવાનો અને તે સર્વશક્તિમાન્ હોવાનો, એટલો જ અર્થ 'એક ઈશ્વર' શબ્દથી સમજવામાં આવતો હતો. એ ઈશ્વર જગતનો ઉત્પાદક, નિયંતા અને સર્વસાક્ષી છે, એ પ્રમાણેની માન્યતા હતી. એ પ્રમાણે અનેક દેવદેવીની કલ્પના સંપુષ્ટમાં આવતાં આવતાં 'એક ઈશ્વર'ની કલ્પના રૂઢ થઈ. તથાપિ એ એકેશ્વર વિષયક કલ્પનાવડે આર્યોનું માત્ર સમાધાન થયું નહિ. એ કલ્પનાથી સર્વથા સામાન્ય માનવબુદ્ધિનું માત્ર સમાધાન થઈ શકે તેમ છે; પણ કેવળ ઈશ્વરના શોધમાં જેમણે પોતાના સમસ્ત આયુષ્યનો વ્યય કરી નાખ્યો હોય, તેમના મનનું એ કલ્પનાથી સમાધાન થઈ શકે તેમ નથી.

એ પછી કેવળ બાહ્ય જગતમાં ભ્રમણ કરવાથી પરમેશ્વરના અસ્તિત્વનો શોધ મળી શકે તેમ નથી, એમ આર્યોના જાણવામાં આવી ગયું અને તેથી આ બાહ્ય સૃષ્ટિને ત્યાગીને તેઓ અંતઃસૃષ્ટિના શોધમાં પ્રવૃત્ત થયા. એ અંતઃસૃષ્ટિના શોધનો આરંભ થતાંની સાથે જ પ્રથમ અંતઃસૃષ્ટિના સ્વરૂપ વિષયક પ્રશ્નનો ઉદ્‌ભવ થાય છે. અંતઃસૃષ્ટિના અસ્તિત્વનું સ્વરૂપ શું છે અને જેવું બાહ્ય સૃષ્ટિનું પ્રત્યક્ષ અસ્તિત્વ છે, તેવું જ અંતઃસૃષ્ટિનું પણ અસ્તિત્વ છે કે કેમ, એવા પ્રકારના પ્રશ્નોનો અનુક્રમે ઉદ્‌ભવ થાય છે. એ પ્રશ્નોના ઉત્તરોનો આપણે શોધ કરવા મંડીએ, એટલે અંતઃસૃષ્ટિના અસ્તિત્વનો બોધ 'હું છું' એટલી ભાવનામાં જ રહેલો છે, એમ આપણા જાણવામાં આવી શકે છે. સામાન્ય મનુષ્યની દૃષ્ટિને 'હું છું' એટલા બોધ ઉપરાંત અંતઃસૃષ્ટિનો અધિક શોધ મળી શકતો નથી. હવે જો એવા પ્રકારનો શોધ મળી જાય અને આત્મસાક્ષાત્કાર થતાં મનુષ્યને પોતાના સત્ય સ્વરૂપનો પરિચય થઈ જાય, તો સમસ્ત વિશ્વનો પણ તેને પરિચય થવાનો જ. પોતાને જાણવું, તે વિશ્વને જાણ્યા સમાન જ છે. પોતાનું જ્ઞાન પોતાને થયા વિના વિશ્વનું જ્ઞાન થવું સર્વથા અશક્ય છે. 'આરંભમાં શું હતું?' એ પ્રશ્ન આપણને ઋગ્વેદમાં પણ મળી આવે છે. એ પ્રશ્નનું વેદાન્તે ક્રમશઃ ઉત્તર આપેલું છે. વેદાન્તનું એવું ઉત્તર છે કે, 'આરંભમાં આત્મા હતો,' એનો અર્થ એ જ કે, જેને આપણે વિશ્વાત્મા, કેવલરૂપ અથવા પરમાત્મા આદિ નામોથી ઓળખીએ છીએ, તે જ તત્ત્વ જગતના આરંભમાં હતું. તેના યોગે જ સર્વ વસ્તુઓ દૃશ્યતાને પ્રાપ્ત થયેલી છે, થાય છે અને ભવિષ્યમાં પણ થતી રહેશે.

'આરંભમાં શું હતું;' એ પ્રશ્નનું ઉત્તર આપતાં તે જ સમયે એકંદર નીતિતત્ત્વોનું મૂળ શું છે, એ પ્રશ્નનું પણ આર્ય તત્ત્વજ્ઞોએ ઉત્તર આપી દીધું છે. 'હત્યા ન

કર; પરપીડન ન કર; ચોરી ન કર; અને પોતા સમાન જ પાડોશીમાં પણ પ્રેમ રાખ!' એવા પ્રકારના નીતિ સિદ્ધાંતો સર્વ ધર્મોમાં સ્થળે સ્થળે મળી આવે છે; 'પણ એમ અમારે શામાટે વર્ત્તવું?' એવો જો કોઈ સ્હામો પ્રશ્ન પૂછે, તો તે માટેનું ઉત્તર માત્ર તેમણે આપેલું નથી. 'જો મારા પાડોશીને પીડવાથી મને પોતાનો લાભ જણાતો હોય, તો મારે તેને પીડા શા માટે ન આપવી?' એ પ્રશ્નનું સમાધાનકારક અને પ્રતિપક્ષીને નિરુત્તર કરનાર ઉત્તર ખ્રીસ્તી ધર્મે આપેલું નથી. જડ અથવા બાહ્ય સૃષ્ટિને ત્યાગીને અંતઃસૃષ્ટિમાં વિહાર કરનારા આર્યોએ જ એ પ્રશ્નનું અત્યંત સમર્પક ઉત્તર આપેલું છે. અમુક કરવું અને અમુક ન કરવું, એવા પ્રકારનાં કેવળ વિધિ-નિષેધક વચનોવડે આર્યોનું કદાપિ સમાધાન થયું જ નથી.

આત્મા કેવળરૂપ ( Absolute), સર્વવ્યાપક, સર્વાન્તરાત્મા અને અનંત છે, એવો આર્ય જનોનો સિદ્ધાંત છે. અનંત અસ્તિત્વ એકથી અધિક હોય, એ અશકય છે. જેનો કયાંય અને કોઈ પણ પ્રકારનો અંત નથી, એવું અસ્તિત્વ એક જ હોવું જોઇએ; કારણ કે, જો એવાં બે આસ્તત્વોને માનવામાં આવે, તો તેઓ એક બીજાને મર્યાદિત કરશે અને તેથી 'અનંત' સંજ્ઞાને પાત્ર રહેશે નહિ, એ સર્વથા સ્પષ્ટ જ છે. એટલામાટે અનંતત્વ કેવળ એક જ છે, એવો અદ્વૈતનો સિદ્ધાંત છે. તે જ પ્રમાણે પ્રત્યેક દેહમાં ભિન્ન ભાસમાન થતો જીવાત્મા પણ અનંત પરમાત્માનો અંશ છે. એટલામાટે પરજનને પીડા આપવી, તે શું પોતાને જ પીડવા સમાન નથી કે? સર્વ નીતતત્ત્વોના મૂળમાં એ જ સિદ્ધાંત વિસ્તરેલો તમારા જોવામાં આવી શકશે.

મનુષ્ય પોતાના જીવનક્રમમાં અનેક પ્રકારના પ્રમાદ કરતો હોય છે અને એવી રીતે પ્રમાદ કરતો કરતો અંતે તે સત્યને મેળવી શકે છે, એવો અનેકોનો અભિપ્રાય છે. મનુષ્યનો માર્ગ અસત્યમાંથી સત્યપ્રતિ જવાનો છે, એવી એ લોકોની માન્યતા હોય છે; કારણ કે, કોઈ પણ મનુષ્ય જ્યારે કોઈ એક નવીન કલ્પનાનો સ્વીકાર કરે છે, ત્યારે તે અવશ્ય પૂર્વ કલ્પનાને ત્યાગી જ દે છે, એવું તેમનું પ્રતિપાદન છે. પરંતુ તેમની આ માન્યતા ભૂલભરેલી છે. અસત્ય સત્યના માર્ગને કદાપિ બતાવી શકતું નથી. જે અસત્ય તે ચિરકાલ અસત્ય જ હોય છે. સત્યસાથે અસત્યનો મેળાપ થવો કદાપિ શકય નથી. જીવાત્મા પોતાના મૂળરૂપપ્રતિ જતાં માર્ગમાં અનેક સ્થળે મુકામ કરે છે. તેના મુકામનાં અનેક સ્થળો છે; અને તે પ્રત્યેક સ્થળે થોડીવાર વિશ્રાંતિ લઇને તે પોતાના માર્ગમાં પાછો આગળ વધવા માંડે છે. હવે એમાં અમુક મુકામ ખરો અને અમુક ખોટો, એવો જે ભેદ માનવો, તે એક પ્રકારનો પ્રમાદ છે. બધાં મુકામો તેના માટે એકસરખાં ઉપયોગી હોવાથી ખરાં જ છે. એથી મનુષ્ય

અસત્યમાંથી સત્યપ્રતિ પ્રવાસ કરતો નથી, કિંતુ અંધુક પ્રકાશમાંથી અધિક પ્રકાશમાં–એક પ્રકારના સત્યમાંથી અન્ય પ્રકારના સત્યપ્રતિ–પ્રવાસ કરે છે, એમ જ સમજવાનું છે. ઉદાહરણાર્થ, આપણે એમ ધારીએ કે, એક મનુષ્ય સૂર્યપ્રતિ જવાને પ્રવાસ કરતો હોઇને ભિન્ન ભિન્ન વિશ્રામસ્થાનોમાંથી તે તે બિંબનાં છાયાચિત્રો લે છે. હવે તેના પાછા ફર્યા પછી જો આપણે તે ભિન્ન ભિન્ન છાયાચિત્રોને એક બીજા સાથે સરખાવી જોઇએ, તો તેઓ એક બીજાથી કેટલાં બધાં ભિન્ન દેખાશે, એ તો આપ જાણી શકો તેમ છે જ. પણ આવી ભિન્નતા પ્રત્યક્ષ દેખાતી હોવા છતાં પણ તેમાંનું અમુક છાયાચિત્ર અસત્ય છે, એમ આપણાથી કહી શકાશે ખરું કે? સર્વ ચિત્રો એક બીજાથી ભિન્ન હોવા છતાં તે સર્વ એક જ વસ્તુનાં ચિત્રો હોવાથી સર્વ સત્ય હોવાં જ જોઇએ; કારણ કે, તેમાં દેખાતી ભિન્નતા દેશકાળની ભિન્ન પરિસ્થિતિના યોગે જ આવેલી હોય છે. એ જ પ્રમાણે ભિન્ન પરિસ્થિતિના યોગે એક જ સત્ય ભિન્ન ભિન્ન માર્ગે પ્રકટ થયેલું છે. આર્યોએ એ જ સિદ્ધાંતનો પરિપક્વ પરિચય કરી લીધેલો હોવાથી તેઓ સર્વ ધર્મોને સત્ય જ માને છે. અમુક જંગલી લોકોના ધર્મથી તે ઠેઠ અદ્વૈતસિદ્ધાંત પર્યંતના સર્વ ધર્મો સત્ય જ છે, એવો આર્યોનો અભિપ્રાય છે. એ જ કારણથી, કેવળ ભિન્નધર્મીય હોવાથી અમુક વ્યષ્ટિ કિંવા સમષ્ટિનો છળ કરવો, એ બનાવ આર્યાવર્તમાં કદાપિ બન્યો નથી અને બનવાનો પણ નથી. પરધર્મ વિશે અત્યંત સહિષ્ણુતા જ નહિ, કિંતુ પૂજ્ય ભાવ દર્શાવનારા જો કોઈ પણ લોકો આ પૃથ્વીતલમાં હોય, તો તે કેવળ આર્યજનો જ છે, એ ખાસ કરીને ધ્યાનમાં રાખવા જેવી વાર્તા છે. અમુક એક મુસલ્માન વલીની તુરબતને કદાચિત્ મુસલ્માનો જોતા પણ નહિ હોય, પરંતુ આર્યજનો તે વલીની પૂજા અર્ચા કરતા તમારા જોવામાં આવી શકશે! આવા પ્રકારનાં અનેક ઉદાહરણો અત્યારે પણ આર્યાવર્તમાં તમારી દૃષ્ટિને આકર્ષી શકશે.

જે એકના શોધમાં સમસ્ત જગત્ પ્રવૃત્ત અને તલ્લીન છે, તેને શોધાય નહિ ત્યાં સુધી સ્વસ્થ થવું જ નહિ, એવી જાણે આર્યજનોએ દૃઢ પ્રતિજ્ઞા જ કરી હતી. પ્રત્યેક વસ્તુના મૂળ રૂપને શોધી કાઢવાનો આજનાં યૂરોપીયન ભૌતિક શાસ્ત્રો યત્ન કરી રહ્યાં છે. જે પરમાણુ અથવા અણુમાંથી અમુક પદાર્થને વર્તમાન દૃશ્ય સ્વરૂપ પ્રાપ્ત થયું છે, તે પરમાણુ અથવા અણુનો શોધ મળી આવે એટલે પછી તે શાસ્ત્રનો આગળ વધવાનો માર્ગ પોતાની મેળે જ બંધ થઈ જાય છે. તે જ પ્રમાણે અનેકશઃ ભાસમાન થતા જીવાત્માઓ એક જ પરમાત્મામાંથી ઉત્પન્ન થયેલા છે, એવા

પ્રકારનો જ્યાં નિશ્ચય થઈ ગયો, એટલે એની સાથે આપણા ધર્મસંશોધનનો પણ અંત આવી જાય છે. એ સિદ્ધ થયું, એટલે જગતમાં જે કાંઈ પણ દશ્યતાને પ્રાપ્ત થયેલું છે, તે એ એકનું જ સ્વરૂપ છે, એમ આપણા જાણવામાં આવી શકે છે. એવી રીતે ભૌતિક શાસ્ત્રોને જેનો પત્તો મળી શકયો નથી, તેનો પત્તો અધ્યાત્મવિદ્યા (Mataphysics) એ મેળવ્યો છે. જો કિંચિત્ વિચાર કરવામાં આવે, તો અધ્યાત્મસિદ્ધાંતની સહાયતા વિના ભૌતિક શાસ્ત્રથી જરા પણ આગળ વધી શકાતું નથી, એમ પ્રત્યક્ષ આપના જાણવામાં આવી જશે. 'પરમાણુ' શબ્દની વ્યાખ્યા ભૌતિક શાસ્ત્રોએ કેવી કરી છે, તે જરા જુઓ. જેનામાં લંબાઈ નથી અને પહોળાઈ પણ નથી એવો જ કણ તે પરમાણુ, એવી તેમણે એની વ્યાખ્યા કરેલી છે. હવે એવા પ્રકારનો કણ આપણાં ઇન્દ્રિયોનાં સાધનોવડે આપણને ગમ્ય થવાનો નહિ, એ તો સ્પષ્ટ જ છે, પણ લંબાઈ અને પહોળાઈ વગરનો કણું લંબાઈ અને પહોળાઇવાળા પદાર્થોની ઉત્પત્તિ કરે છે, એમ તે જ શાસ્ત્રો આપણને જણાવે છે! બીજું વળી એ કે, જ્યારે બે પરમાણુઓ એકત્ર થાય છે ત્યારે તેમની એકજીવતા કરનાર મધ્યસ્થ તો કોઈ હોવો જ જોઇએ. ત્યારે એ મધ્યસ્થ કોણ? હવે એ મધ્યસ્થ કોઈ તૃતીય પરમાણુ છે એવી કલ્પના કરીએ, તો પ્રથમના બે પરમાણુઓના આઘાતનું એ નવીન પરમાણુપર શું પરિણામ થયું, એ પ્રશ્ન તો અંતે અવશિષ્ટ રહે છે જ. આવો જ પ્રકાર પ્રત્યેક ભૌતિક શાસ્ત્રના મૂળમાં તમને દેખાઈ આવશે. ભૂમિતિશાસ્ત્રને જ લ્યો, અને ભૂમિતિશાસ્ત્રે 'બિન્દુ' શબ્દની શી વ્યાખ્યા કરી છે, તેનું અવલોકન કરો. જેના વિભાગો પાડી શકાતા નથી અથવા જેને પરિમાણુ નથી તે બિન્દુ. તે જ પ્રમાણે જેને લંબાઈ છે, પણ પહોળાઈ નથી તે રેષા. હવે એ રેષા અથવા બિન્દુની વ્યાપ્તિ આપણાં બાહ્યેન્દ્રિયસાધનોવડે આપણને કદાપિ પ્રતીત થાય એમ છે ખરું કે? તેમની વ્યાપ્તિને બાહ્યેન્દ્રિયથી પર મનવડે માત્ર જાણવાની છે. આથી જડ ભૌતિક શાસ્ત્રને પણ માનસશાસ્ત્રનો આધાર લેવો પડે છે, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. આપણા વિચારોની પરંપરાને આપણે એવી જ રીતે લંબાવીએ તો જગતમાં પ્રત્યેક વસ્તુનું જે કાંઈ સ્વરૂપ છે, તે સ્વરૂપ આપણે આપણા મનવડે જ આપેલું છે, એમ આપણા જાણવામાં તત્કાળ આવી શકશે. જગત્માંની પ્રત્યેક વસ્તુનું પોતાનું કાંઇ પણ સ્વરૂપ છે જ નહિ, કિન્તુ આપણા મને જ તેનામાં અમુક એક વિશિષ્ટ સ્વરૂપનો આરોપ કરેલો છે, એમ આપ તરત જોઈ શકશો. આપણે આજની સ્થિતિમાં એક વસ્તુના અમુક એક વિશિષ્ટ રૂપને જોઇએ છીએ; પણ જો આપણી

અત્યારની ઇન્દ્રિયોથી ભિન્ન એકાદ નવીન ઇન્દ્રિયની આપણને પ્રાપ્તિ થઈ જાય, તો તેજ વસ્તુના સ્વરૂપમાં આપણને ભિન્નતા દેખાવાનો સંભવ નથી કે શું? આજની સ્થિતિમાં મારા સમક્ષની આ વસ્તુને હું 'કુરસી'ના નામથી ઓળખું છું; પણ આવતી કાલે મારી ઇન્દ્રિયોમાં કોઈ કારણથી પરિવર્ત્તન થઈ જાય, તો એ જ પદાર્થને હું કોઈ બીજા જ નામથી ઓળખવાનો, એ સ્પષ્ટ જ છે. એથી દૃશ્ય પદાર્થોનું સ્વરૂપ દ્વિધા છે, એમ આપ જાણી શકશો. મારી ઇન્દ્રિયોથી બહાર કાંઈ પણ હોવું–અસ્તિત્વ–તે એક રૂપ; અને 'અમુક' છે એવા નામરૂપનો હું તેનાપર આરોપ કરું છું, એ તેનું બીજું સ્વરૂપ. એવી રીતે વિશ્વમાંના કેવળ જડ પદાર્થોનો જ વિચાર કરવામાં આવે, તો અંતે અધ્યાત્મવિદ્યાનો આધાર કેવી રીતે લેવો પડે છે, એ આપના ધ્યાનમાં આવી શકશે; અને ભૌતિક શાસ્ત્રના અંતિમ સિદ્ધાંતો અને અધ્યાત્મસિદ્ધાંત એક જ છે, એવો આપનો દૃઢ નિશ્ચય થઈ જશે. જેનો શોધ કરવામાટે આજે સર્વ શાસ્ત્રો મથી રહ્યાં છે, તેનો શોધ અમારા વેદાન્તે પ્રથમથી જ મેળવી રાખ્યો છે.



# શ્રુતિગત તત્ત્વજ્ઞાનની ઉત્ક્રાન્તિ

વાત્મા, પરમેશ્વર અને એવા જ પ્રકારના અન્ય આધ્યાત્મિક પ્રશ્નોનો વેદાન્તમાં કેવા પ્રકારે વિચાર કેરાયલો છે, એનું આપણે સામાન્ય નિરીક્ષણ કરવાનું છે, અને એ નિરીક્ષણનો આપણે પ્રથમ સંહિતાથી જ આરંભ કરીશું. મંત્ર અથવા સ્તોત્રોના એકત્ર સંગ્રહને 'સંહિતા' નામથી ઓળખવામાં આવે છે. કેવળ આર્યાવર્ત્તના જ નહિ, કિંતુ સમસ્ત વિશ્વમાંના ગ્રંથોમાં પણ સંહિતા સર્વથી પ્રથમ અને પ્રાચીનતમ ગ્રંથ છે. હવે એથી પણ પૂર્વના કેટલાક અલ્પસ્વલ્પ લેખો નહિ હોય, એમ તો નથી જ; પરન્તુ તે લેખોને ગ્રંથનું નામ આપી શકાય તેમ નથી. ગ્રંથ નામને પાત્ર જગતમાંનો પ્રથમ ગ્રંથ સંહિતા જ છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. એ ગ્રંથમાં આર્યોની કલ્પના, આકાંક્ષા અને વ્યવહારરૂઢિ ઇત્યાદિ અનેક વિષયોની માહિતીનો ભંડાર જ ભરેલો છે.

સંહિતાના આરંભમાં જ આપણને એક વિશિષ્ટ વાર્ત્તા મળી આવે છે, અને તે એ કે, સંહિતામાં બહુધા સ્તુતિમંત્રો હોઇને તેમાં દેવતાઓની સ્તુતિ કરેલી છે. એ દેવતા પણ અનેક છે અને એમાં ઇંદ્ર, વરુણ, મિત્ર તથા પર્જન્ય આદિ અનેક દેવતાઓનાં નામો જોવામાં આવે છે. તે જ પ્રમાણે ભિન્ન ભિન્ન દેવતા ભિન્ન ભિન્ન પ્રકારના સામર્થ્યને ધરાવતી હતી, એવા પ્રકારની કથા અને કલ્પનાઓ પણ સંહિતામાં સ્થળે સ્થળે વિસ્તરેલી છે. એક સર્પ જળને અટકાવવાથી વૃષ્ટિ ન થતાં ઇંદ્ર તે સર્પને પોતાના વજ્રથી મારે છે અને વૃષ્ટિ વર્ષાવે છે; તથા ત્યારપછી પર્જન્યથી સંતુષ્ટ થયેલા લોકો ઇંદ્રની સ્તુતિ કરીને હવનીય દ્રવ્યોવડે તેની પૂજા કરે છે; એવા પ્રકારની કલ્પનાઓ એ મંત્રોમાં મળી આવે છે. ઇંદ્રની પૂજા એટલે યજ્ઞ અથવા હવન, એટલો જ અર્થ સમજવાનો છે. યજ્ઞમાં અગ્નિને પ્રદીપ્ત કરીને તેમાં ઇંદ્રપ્રીત્યર્થ કોઈ પણ એક પ્રાણીના માંસની આહુતિ આપવામાં આવતી હતી; તે જ પ્રમાણે યજ્ઞના સમયમાં આર્યજનો સોમપાન પણ કરતા હતા અને તે જ સોમ ઇંદ્રને પણ સમર્પતા હતા. સોમ નામક વનસ્પતિ તે કાળમાં અતિશય લોકવિશ્રુત હોવાનું પ્રત્યક્ષ દેખાઈ આવે છે; પરંતુ આજે એ વનસ્પતિ શી હતી અને કઈ હતી, એનું કોઇને પણ જ્ઞાન રહ્યું નથી. એ વનસ્પતિ વિષયક જ્ઞાનનું નામનિશાન પણ અત્યારે બાકી રહ્યું નથી. એ વનસ્પતિને પીલવાથી તેમાંથી શ્વેત રંગનો રસ

નીકળે છે, એમ તે સમયના વર્ણનથી જણાય છે. એ રસનો પછીથી આસવ બનાવવામાં આવતો હતો. એ આસવ માદક થતો હતો, એમ તેના વર્ણનથી આપણા જાણવામાં આવી શકે છે. આર્ય લોકો પોતે પણ એ આસવનું પાન કરતા હતા અને ઇન્દ્રાદિ દેવતાગણને પણ એ આસવ અર્પતા હતા. કેટલીકવાર અતિશય સોમપાન કરવાથી ઈન્દ્ર ઉન્માદવશ થઈ ગયાનાં વર્ણનો પણ મળી આવે છે. એ જ પ્રમાણે આર્ય જનો પણ કેટલીકવાર અતિશય સોમપાન કરતા હતા, એવો ઉલ્લેખ પણ છે. એક સમયે અત્યંત સોમપાન કરીને ઈન્દ્ર ગમે તેમ બકવા લાગી ગયો હતો, એવું વર્ણન પણ એમાં કરેલું છે. ઈન્દ્ર સમાન બીજો એક વરુણ નામક દેવ છે. તે અત્યંત શક્તિમાન્ હોઇને પોતાના ભક્તોનું સંરક્ષણ કરે છે અને ભક્તો પણ તેને સોમરસ સમર્પે છે, એમ કહેવામાં આવ્યું છે. તેજ પ્રમાણે એક યુદ્ધદેવતા અને અન્ય અનેક પ્રકારની દેવતાઓનાં વર્ણનો એમાં મળી આવે છે.

એવી રીતે સંહિતામાં અનેક દેવદેવતા તથા અનેક દંતકથાઓનો અંતર્ભાવ થયેલો છતાં, એ દંતકથાઓના મૂળમાં એક મહત્ત્વની વાર્તા વિશેષે કરીને રહેલી જણાઈ આવે છે, એ તત્ત્વ અવશ્ય ધ્યાનમાં રાખવા યોગ્ય છે. તે વાર્તા એ કે, પ્રત્યેક દેવતાના વર્ણનમાં અનંતતાની કલ્પનાને પ્રાધાન્યથી ગુંથવામાં આવી છે. કેટલાંક સ્થળોમાં એ અનંતત્વનું વર્ણન 'આદિત્ય' શબ્દવડે કરાયલું છે; અને અન્ય કેટલાંક સ્થળે અનેક દેવતાઓના ગુણોમાં એ ગુણના અસ્તિત્વનો પણ ઉલ્લેખ કરાયલો છે. ઉદાહરણાર્થ, ઈન્દ્ર દેવનું જ અવલોકન કરીએ. ઈન્દ્ર શરીરધારી હોઇને અત્યંત બળવાન્, સુવર્ણકવચને ધરનારો, પોતાના ભક્તો સાથે અન્નપાનાદિ વ્યવહારને રાખનારો અને તેમના શત્રુઓ સાથે યુદ્ધ કરનારો છે, એવું વર્ણન મળી આવે છે; તેમ જ વળી અન્ય મંત્રમાં તે સર્વવ્યાપક, સર્વશક્તિમાન્ અને સર્વદ્રષ્ટા હોવાનું વર્ણન પણ કરાયલું છે. એ જ પ્રમાણે વરુણનું પણ વર્ણન કરેલું છે. એક સ્થળે વરુણને વાતાવરણ અને જળના આધિપતિ તરીકે ઓળખાવેલો છે, તો અન્ય પ્રસંગે તેને જ સર્વવ્યાપક કહેલો છે. જેમાં વરુણનું એ દ્વિતીય પ્રકારનું વર્ણન કરાયલું છે, એવું એક અવતરણ હું આપને વાંચી સંભળાવું છું, એટલે એથી મારા કથનનું તાત્પર્ય બરાબર આપના જાણવામાં આવી શકશે;—

"આ સર્વશક્તિમાન્ અને ઉચ્ચસ્થાનવાસી દેવ જાણે આપણી સમક્ષ જ હોયની! તે પ્રમાણે આપણાં સર્વ કૃત્યોને જુએ છે. મનુષ્યો ભલે પોતાનાં કૃત્યો પ્રકાશમાં ન આવે તો સારું, એવી ઇચ્છા ધરાવતા હોય, પણ તેમનાં સર્વ કૃત્યો

દેવતાના જાણવામાં આવી જાય છે. કોણ ઊભો રહે છે, કોણ ચાલે છે, ચોર પ્રમાણે કોણ એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં સંચાર કરે છે અથવા તો કોઈ ગુહામાં કોણ છૂપાઈ બેસે છે, એ સર્વ ચર્યાઓ દેવતાના જાણવામાં આવી જાય છે. બે મનુષ્યો સર્વથા એકાંત–નિર્મક્ષિક–સ્થાનમાં બેસીને કાંઈ યોજના કરતા હોય, તો પણ ત્યાં વરુણ તો તેમની સાથેનો સાથે હોવાનો જ; અને તે તેમની એ ગુપ્ત વાર્ત્તાને પણ સાંભળવાનો. આ સમસ્ત પૃથ્વી તેની જ છે અને અનંત આકાશ પણ તેનું જ છે. બન્ને સમુદ્રો તેના અંતરંગમાં જ રહેલા છે. આકાશથી પણ પરપ્રદેશનો કોઈ નિવાસી એની મર્યાદાને ઉલ્લંઘવાનો યત્ન કરે, છતાં તે પણ વરુણદેવના તઠાકામાંથી છૂટવાનો નહિ તે નહિ જ. વરુણરાજના દૂતો આકાશમાંથી નીચે ઊતરીને સમસ્ત વિશ્વમાં ફર્યા કરે છે અને તેમનાં સર્વદૃષ્ટિરૂપ નેત્રોને પૃથ્વીના અત્યંત દૂરના ખૂણામાંની વસ્તુઓ પણ દૃષ્ટિગોચર થયા કરે છે!"

એ જ પ્રમાણે અન્ય દેવતાઓનાં પણ જોઇએ તેટલાં ઉદાહરણો આપી શકાય તેમ છે. એ સર્વ દેવતાઓના વર્ણનનો એક જ પ્રકાર આપણને સર્વત્ર મળી આવે છે. પ્રથમ અમુક એક દેવતામાં મર્યાદિત ગુણોનો આરોપ કરીને ત્યાર પછી તે જ દેવતા અનંતસ્વરૂપ હોઇને તેનામાં આ સમસ્ત વિશ્વનો વાસ થયેલો છે અને તે સર્વસાક્ષી તથા વિશ્વનિયામક છે, એવી પદ્ધતિથી તેનું વર્ણન કરાયલું જોવામાં આવે છે. વરુણના વર્ણનમાં એક અન્ય કલ્પનાનો ઉદ્‌ગમ પણ મળી આવે છે; પણ એ કલ્પના હજી ઉદ્‌ગમથી બહારના વિસ્તારને પામી નહોતી, તેટલામાં તેનો ઉચ્છેદ થઈ ગયો છે, એ તત્ત્વ વિશેષતાથી ધ્યાનમાં રાખવા યોગ્ય છે. એ કલ્પના ભીતિની છે. 'અમે પાતકી છીએ અને તારે અમારાં પાતકોની ક્ષમા કરવી!' એવા પ્રકારની વરુણ પાસેથી યાચના કર્યાનું એક મંત્રમાં કથન છે; પણ ત્યાર પછી એવી કલ્પનાઓનો સર્વથા ક્ષય થઈ ગયો છે. આવી ભીતિવિષયક કલ્પનાઓને આર્યજનોએ પોતાની ભૂમિમાં કદાપિ પોષાવા દીધી નથી. આવી કલ્પનાઓ વિશે આર્યોનો આટલો બધો કટાક્ષ શા કારણથી હતો, એ આગળ ચાલતાં ધીમે ધીમે પોતાની મેળે જ આપના જાણવામાં આવી જશે. આ કલ્પનાઓનો તે કાળમાં ઉદ્‌ગમ થયો હતો, એટલું જ અત્યારે ધ્યાનમાં રાખવું બસ છે. પાપ અને ભીતિ એ કલ્પનાઓ એકેશ્વર-પંથવાળાઓની છે, એ વાર્ત્તા તો સર્વના જાણવામાં છે જ. આ કલ્પનાઓના વેદ-કાલીન અસ્તિત્વને જોતાં વેદકાળમાં એકેશ્વરમતનો ઉદય થતો હતો, એમ દેખાઈ આવે છે. વેદોના પૂર્વ ભાગમાં આ એકેશ્વરવિષયક કલ્પનાઓનું અસ્તિત્વ સર્વત્ર

વિસ્તરેલું દેખાઈ આવે છે; પણ એ મતથી આર્યોનું સમાધાન થયું નહિ અને તેથી તેઓ એ કલ્પનાઓને ત્યાગીને આગળ વધવા લાગ્યા. એ કલ્પનાઓ કેવળ બાલ્યબુદ્ધિને જ શોભાવનારી છે, એવો તેમનો નિશ્ચય થયેલો હોય, એમ પ્રત્યક્ષ જણાઈ આવે છે. વેદો વિશે યૂરોપીયન્ લોકોએ લખેલા લેખો અને કરેલી ટીકાઓને વાંચતાં તેમાં સ્થળે સ્થળે એ એકેશ્વરમતના ઉલ્લેખોને જોઇને અમો હિંદુઓને તે લેખકોની બાલબુદ્ધિ વિશે વારંવાર હસવું જ આવ્યા કરે છે. જો કોઈ પણ પરમેશ્વરવિષયક શ્રેષ્ઠતમ કલ્પના હોય, તો તે વ્યક્તિવિશિષ્ટ કિંવા પૌરુષેય પરમેશ્વર (Personal God) વિશેની કલ્પના જ છે, એવો જેમનો બાલ્યાવસ્થાથી જ નિશ્ચય કરાવવામાં આવ્યો હોય, તેમની બુદ્ધિ એ કલ્પનાથી આગળ વધવાનું ધૈર્ય કે સાહસ ન કરી શકે, તો તે સ્વાભાવિક જ છે. પાપ અને ભીત આદિ કલ્પનાઓ ક્ષુદ્ર હોવાથી તત્ત્વવેત્તા તથા અત્યંત પ્રગલ્ભ વિચારના પુરુષોને શોભાવનારી નથી, એવો અમારા આર્ય તત્ત્વવેત્તાઓનો સત્વર જ નિશ્ચય થતાં તેમણે એ કલ્પનાઓને એકદમ ત્યાગી દીધી અને તેઓ એમનાથી ઉચ્ચ પદવીના સિદ્ધાંતોપ્રતિ વળ્યા. એ સિદ્ધાંતોને સિદ્ધ કરવાના કાર્યમાં તેમણે પોતાની બુદ્ધિને અપાર પરિશ્રમ આપ્યાનું પ્રત્યક્ષ આપણા જોવામાં આવી શકે છે. 'સર્વ વિશ્વનું નિવાસસ્થાન' અને 'સર્વાન્તર્યામી' એવા પ્રકારનાં વિશેષણો તેમણે પોતાના ઇશ્વરને લગાડ્યાં હતાં, તથાપિ એકેશ્વરના અસ્તિત્વની કલ્પના તેમની બુદ્ધિને રુચિકર થઈ નહોતી, એ વાત તો ખરી જ. સર્વથા સામાન્ય માનવી બુદ્ધિમાટે એ કલ્પના યોગ્ય હોઇને તત્ત્વવેત્તાને શોભાવનારી નથી, એમ તેમને ભાસ્યું. આર્ય તત્વવેત્તાઓ નિઃસીમ ધૈર્યવાન્ અને ધીટ હતા, એ વાર્ત્તાને સ્વીકાર્યા વિના તો છૂટકો જ નથી. અમુક એક કલ્પનાથી આગળ ન જ વધવું, એવા પ્રકારની મર્યાદાથી તેમણે પોતાને કદાપિ બદ્ધ કર્યા ન હોતા, એ તેમનું અસામાન્ય ધૈર્ય ખરેખર અત્યંત પ્રશંસાને પાત્ર છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ. તેમની બુદ્ધિની પ્રતિભા એટલી બધી પ્રખર હતી કે, તેના માત્ર એક જ કિરણના દર્શનથી અત્યંત અહંભાવી પાશ્ચાત્ય પંડિતો આજે પણ અંજાઈ જાય છે. પ્રોફેસર મેકસ્મૂલરે એક સ્થળે એમ કહેલું છે કે;–"નિર્ભય અંતઃકરણથી અત્યુચ્ચ ગિરિશિખરનો પ્રવાસ કરવાને કેવળ આર્ય તત્ત્વવેત્તાઓ જ સમર્થ છે. ઉત્તુંગ શિખરપર શ્વાસોચ્છ્વાસ કરવાની શક્તિ કેવળ તેમના ફુફ્ફુસોમાં જ રહેલી છે. જો અન્ય જનો ત્યાં જાય, તો અવશ્ય ભયથી તેમનાં અંતઃકરણો ફાટી જવાનાં!" પ્રોફેસર મૅકસ્મૂલરના આ ઉદ્ગારો સર્વથા યથાર્થ છે. પોતાની વિવેચક બુદ્ધિને આર્ય તત્ત્વવેત્તાઓએ કદાપિ મર્યાદાબદ્ધ કરી ન હોતી.

તેમણે તેને સ્વતંત્રતાથી સંચાર કરવા દીધા હતા અને પોતે તેની પાછળ ચાલ્યા હતા. અમુક એક સામાન્ય કલ્પના પણ આપણ મનુષ્યોને કેટલી બધી પ્રિય હોય છે અને તેને આપણે કેટલા બળથી વળગી રહીએ છીએ, એનો વિચાર કરી જુઓ. અમુક એક સામાન્ય રૂઢિ વિરુદ્ધ વર્ત્તવાનો કોઈ વાર પ્રસંગ આવતાં આપણું કૃત્ય સારું હોવા છતાં આપણા મનની કેવી સ્થિતિ થઈ જાય છે, એ વિષયને જરા ધ્યાનમાં લાવો; એટલે અમારા પ્રાચીન તત્ત્વવેત્તાઓનું ધૈર્ય કેટલી સીમા પર્યન્ત અચળ અને દૃઢ હતું, એનું કાંઇક અનુમાન તમારાથી કરી શકાશે. બીજા લોકો આપણને શું કહેશે અને સમાજમાં આપણી નિંદા થશે, એની લેશ માત્ર પણ ચિંતા કે ભીતિ ન રાખતાં તેમ જ જનરૂઢિના ભયથી ન ચળતાં **'मनःपूतं समाचरेत्'** પ્રમાણેનું જ તેમણે વર્ત્તન કર્યું હતું. પોતાની સદસદ્વિવેકબુદ્ધિને જે કાંઈ પણ યોગ્ય જણાયું, તેનો તેમણે નિર્ભય અંતઃકરણથી બીજાઓને ઉપદેશ આપ્યો. આના કરતાં અધિક ધીરતા શી હોઈ શકે વારુ?

વેદકાલીન તત્ત્વવેત્તાઓની વિચારસરણીના પરીક્ષણના આરંભ પૂર્વે અન્ય એક બે વિષયોનો આપણે પ્રથમ વિચાર કરીશું. વેદમાંની પ્રત્યેક દેવતાને આરંભમાં સામાન્ય પદવીની કલ્પેલી હોઇને પછીથી તેની પદવી વધતાં તે અનંતશક્તિમાન્ પરમેશ્વરની પદવીએ પહોંચ્યા વિશેનો ઉલ્લેખ તો પ્રથમ કરેલો જ છે. એ પ્રમાણે વેદમાંની પ્રત્યેક દેવતાને તેના ભજકોએ સામાન્ય પદવીમાંથી અત્યુચ્ચ પદવી પર્યંત પહોંચાડેલી છે, એમ આપણા જોવામાં આવી શકે છે. વેદકાલીન દેવતાઓ વિશે એ એક વિશેષતા હોવાથી એ વિશેનો વિચાર આવશ્યક છે. અન્ય રાષ્ટ્રોમાંનાં ધર્મ અને દંતકથાઓનો વિચાર કરતાં તેમની સ્થિતિ એનાથી સર્વથા ભિન્ન હોવાનું દૃષ્ટિગોચર થાય છે, બૅબિલોનિયન્ દંતકથાઓનો વિચાર કરતાં તેમાં પણ આરંભમાં અનેક દેવતાઓની કલ્પના મળી આવે છે; પણ પછીથી એ કલ્પના સંપુટમાં આવતાં આવતાં અનેક દેવતાઓમાંની જે એક જ દેવતા અવશિષ્ટ રહી, તેને સર્વેશ્વરની પદવી મળ્યાનું જણાય છે. ગ્રીક દેવતાઓની પણ એ જ સ્થિતિ છે. તેમનામાંની પણ એક જ દેવતાને અગ્રેસરત્વ પ્રાપ્ત થઇને તેના સર્વેશ્વરના સિંહાસને આરૂઢ થયાનું અને અવશિષ્ટ સર્વ દેવતાઓના વિનાશનું આપણને દર્શન થઈ શકે છે. વેદકાલીન દેવતાઓની સ્થિતિ એથી સર્વથા ભિન્ન છે, અને તે એ કે, તેમનામાંની એક પણ દેવતા નામશેષ ન થતાં સર્વ દેવતાઓ પરમશક્તિમાનના પદપર આરૂઢ થયેલી છે. વેદકાલીન દેવતાઓ વિશેની એ વિશિષ્ટતા પ્રો. મૅકસ્મૂલરના ધ્યાનમાં આવી હતી; અને પાશ્ચાત્ય-

એકેશ્વરવિષયક મતથી એ મત સર્વથા ભિન્ન છે, એવો તેમનો અભિપ્રાય થતાં તેમણે એ આર્યમતને 'Henotheism' એવું એક વિશિષ્ટ નામ આપેલું છે. પાશ્ચાત્યો અને પૌરસ્ત્યોની કલ્પનામાં એ પ્રમાણેનો ભેદ શાથી ઉત્પન્ન થયો, એના કારણને શોધવા માટે વધારે દૂર જવાની આવશ્યકતા નથી. જે સ્થળે એ દેવતાઓને સર્વેશ્વરત્વનું દાન આપવામાં આવ્યું છે, તે સ્થળની પાસે જ તેનું કારણ પણ આપવામાં આવ્યું છે. જેવી રીતે ગ્રીક અને બેબિલોનિયન્ દેવતાઓમાંથી અંતે અક્કેકી દેવતા અવશિષ્ટ રહી અને તેને સર્વેશ્વરત્વ આપવામાં આવ્યું, તે જ પ્રમાણે બૌદ્ધ અને જૈનોએ પણ પોતાના મહાત્માઓમાંના એકને સર્વેશ્વરત્વનું દાન આપેલું છે. બૌદ્ધોનો ગૌતમ બુદ્ધ અને જૈનોનો જિનેન્દ્ર સર્વેશ્વરત્વના સ્થાને હોઇને બાકીનાં દેવદેવતાને તેમના હસ્તકોના સ્થાને યોજેલાં છે. એવી રીતે સમસ્ત વિશ્વની પ્રગતિ એકેશ્વરમતપ્રતિ હોવા છતાં માત્ર આર્ય તત્ત્વજ્ઞો જ અહીં ન અટકતાં આગળ વધ્યા છે. અર્થાત્ સમસ્ત જગતની રીતિમાં જો કોઇનો અપવાદ હોય તો તે માત્ર આર્ય તત્ત્વજ્ઞોનો જ છે. પણ આમ કેમ થયું, એનું કારણ પણ તેમણે આપેલું છે; અને તે કારણ એટલું બધું માન્ય થવા યોગ્ય છે કે, એના યોગે જ આર્યાવર્ત્તમાંના અનેક ધર્મવિચારોની ઉત્ક્રાન્તિ થયેલી છે; એટલું જ નહિ, પણ હવે પછી ભવિષ્યમાં પણ સર્વ ધર્મોમાં એના યોગે જ ક્રાન્તિ થવાનો સંભવ છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. **'एकं सद्विप्रा बहुधा वदंति'।** એ જ તે કારણ છે. 'જે કાંઈ પણ છે તે એક જ છે અને જ્ઞાતાઓ તેનાં અનેક નામ ઉચ્ચારે છે!' એ પ્રમાણેનો એનો અર્થ છે. અમુક એક વિશિષ્ટ દેવતાની સ્તુતિ કરતાં એક ઋષિ અથવા મંત્રપાઠક તે દેવતાને સર્વેશ્વરત્વનાં વિશેષણો લગાડે છે, તે વેળાએ તે વસ્તુતઃ એકની જ સ્તુતિ કરતો હોય છે, એમ સમજવું. માત્ર તે એકને પોતાની ઇચ્છા પ્રમાણે ભિન્ન નામ આપે છે, એટલો જ માત્ર ભેદ! 'જે કાંઈ છે તે એક જ છે અને જ્ઞાતાઓ તેને ભિન્ન ભિન્ન નામ આપે છે,' એ જ તત્વ એ સર્વમંત્રોના મૂળમાં રહેલું છે. એક જ વસ્તુને અનેક નામો આપવાથી તે વસ્તુના ગુણધર્મમાં ભેદ થતો નથી, એ તો પ્રકટ જ છે. **'एकं सद्विप्रा बहुधा वदंति।'** એ એક જ ચરણથી એકંદર સર્વ ધર્મોમાં–ધર્મવિચારોમાં–મહાપ્રચંડ ક્રાંતિ થયેલી છે. આર્યાવર્ત્તમાં ધર્મચ્છલ કદાપિ થયો જ નથી અને કોઈ પણ મનુષ્યને કેવળ તેની ધર્મભિન્નતાના કારણથી ઉપદ્રવ થયો નથી, એ જાણીને તમને તો કદાચિત્ મહદાશ્ચર્ય જ લાગશે. કેવળ ધર્મના કારણથી અન્ય દેશોમાં મહાભયંકર રક્તપાત થવા છતાં

માત્ર આર્યાવર્ત્ત દેશ જ એ પાતકથી સર્વથા આલિપ્ત કેમ કરીને રહી શક્યો હશે, એનું કોઇને પણ આશ્ચર્ય થાય તો તે સર્વથા સ્વાભાવિક જ છે. ઈશ્વરવાદી, નિરીશ્વરવાથી, અદ્વૈતી, દ્વૈતી, એકેશ્વરી અને અનેકેશ્વરી ઇત્યાદિ અનેક પંથો ભારતવર્ષમાં સુખસમાધાનથી એકત્ર નિવાસ કરી રહ્યા છે. કેવળ દેહવાદી ચાર્વાકપંથના લોકોને પણ બ્રાહ્મણોનાં મંદિરમાં જવાની મનાઈ કરવામાં આવી ન હોતી; એટલું જ નહિ, પણ બ્રાહ્મણોનાં દૈવત વિરુદ્ધ અને પરમેશ્વર વિરુદ્ધ સંભાષણો કરવાની પણ તેમને સંપૂર્ણ સ્વતંત્રતા અપાયલી હતી. પરમેશ્વરવિષયક કલ્પના એટલે કેવળ એક પ્રકારનો બુદ્ધિભ્રમ છે–ઉન્માદ છે, એવા પ્રકારનો ઉપદેશ કરતા ચાર્વાકપંથના લોકો સમસ્ત ભારતવર્ષમાં નિર્ભયતાથી ફર્યા કરતા હતા. બ્રાહ્મણોએ પોતાના પેટના ખાડાને ભરવામાટે આ ઈશ્વર નામના સાધનને ઉત્પન્ન કર્યું છે, એ દંભ છે અને પાખંડ છે; એમ તેઓ આનંદથી બોલતા ગમે ત્યાં વિચરતા હતા; છતાં એવા પંથના લોકોને પણ આર્યાવર્ત્તમાં ક્યાંય ઉપદ્રવને સહન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ન હોતો. ગૌતમ બુદ્ધની પણ એ જ પ્રમાણેની કથા છે. તે જ્યાં જ્યાં જતો હતો, ત્યાં ત્યાં તેણે બ્રાહ્મણધર્મના ઉચ્છેદનો યત્ન આદર્યો હતો, એટલું જ નહિ, પણ બ્રાહ્મણો જે વસ્તુઓને પૂજ્ય માનતા હતા તે વસ્તુઓના નાશનો પણ તેણે પોતાથી બની શકતો સર્વ પ્રયત્ન કર્યો હતો. વસ્તુસ્થિતિ આવી છતાં બુદ્ધ પોતાની વૃદ્ધાવસ્થા થતાં સુધી ભારતવર્ષમાં નિર્ભય હતો, એ તો આપના જાણવામાં છે જ. એ જ પ્રમાણે જૈન ઉપદેશકો બ્રાહ્મણના દેવતાઓ અને તેમની પરમેશ્વરવિષયક કલ્પનાનો ઉપહાસ કરતા સમસ્ત દેશમાં નિર્ભયતાથી ભ્રમણ કરતા હતા. પરમેશ્વરના અસ્તિત્વને માનનારા લોકો મૂર્ખ છે, એ તેમનો નિરંતર ધ્વનિ હતો. આવા પ્રકારનાં શતાવધિ ઉદાહરણો આપી શકાય તેમ છે. ઇસ્લામ ધર્મનો ઝંઝાવાત આર્યાવર્ત્તમાં આવ્યો, ત્યાર પહેલાં હિંદુ લોકો 'ધર્મચ્છલ' શબ્દના અર્થથી પણ સર્વથા અજ્ઞાત હતા. ધર્મચ્છલની ઘટનાઓનું જ્ઞાન ભારતીઓને પરકીયો પાસેથી જ મળ્યું હતું. વધારે દૂર શામાટે જાઓ છો વારુ? અત્યારે પણ ખ્રીસ્તી ચર્ચો બાંધવાના અને ખ્રીસ્તી ધર્મના પ્રચારના કાર્યમાં હિંદુઓની કેટલીબધી સહાયતા મળે છે, એનો જ માત્ર વિચાર કરી જુઓ! ધર્મના નામથી આર્યાવર્ત્તમાં કદાપિ રક્તપાત થયો નથી. હવે કેવળ હિન્દુ ધર્મને જ આ નિયમ લાગૂ પડે છે, એમ નથી; કિન્તુ આર્યાવર્ત્તમાં જન્મ પામેલા પ્રત્યેક ધર્મ તથા પંથને એ નિયમ લાગૂ છે. પરમતસહિષ્ણુતા આર્યાવર્ત્તના લોકોના રોમેરોમમાં વ્યાપી ગયેલી છે; પછી ભલેને તેમનો ધર્મ અથવા પંથ ગમે તે હોય! આપણે

બૌદ્ધધર્મનું જ ઉદાહરણ લઇશું. કેટલાક વિષયમાં બૌદ્ધ ધર્મ એક શ્રેષ્ઠ ધર્મ છે, એમાં તો શંકા નથી જ; પણ વેદાન્ત અને બૌદ્ધ ધર્મ એક જ છે, એમ કહેવું સર્વથા નિરર્થક છે. ખ્રીસ્તી ધર્મ અને મુક્તિફોજ વચ્ચે જેટલું સામ્ય છે, તેટલું જ વેદાંત તથા બૌદ્ધ ધર્મનું પરસ્પર સામ્ય છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. બૌદ્ધ ધર્મમાં પણ કેટલીક અત્યુત્કૃષ્ટ વસ્તુઓ છે; પણ તે જેમના હાથમાં આવી હતી, તેમનાથી તેમનું સારીરીતે રક્ષણ કરી ન શકાયું. મહાત્માના હૃદયમાંથી નીકળેલાં તત્ત્વરત્નો ગામડિયા ગમારના હાથમાં જઈ પડ્યા જેવું જ થયું. મૂળ કલ્પનાઓ ઉત્કૃષ્ટ–સર્વથા અનુપમેય–હતી; અને તે જેમના હાથમાં આવી હતી, તેમના હૃદયમાં ઉત્સાહ પણ પુષ્કળ હતો, એમાં શંકા નથી. તથાપિ તે કલ્પનાઓની યોગ્ય સંભાળમાટે એથી કાંઇક વિશેષ ગુણની આવશ્યકતા હતી; તેમની સંભાળમાટે વિચાર અને બુદ્ધિની જોડ આવશ્યક હતી. બૌદ્ધ ધર્મની કલ્પનાઓમાં 'સાર્વલૌતિક દયા'ની કલ્પના અતિશય શ્રેષ્ઠ છે. હવે ભૂતદયાની કલ્પના જ્યાં ગમારોના હાથમાં ગઈ, એટલે તેની ધૂળધાણી થવી જ જોઇએ, એ નિયમને અવશ્ય આપે ધ્યાનમાં રાખવાનો છે. વિદ્વત્તા અને બુદ્ધિમત્તાની સહાયતાથી જ એવી કલ્પનાની યોગ્ય ફળીભૂતતા થાય છે. એવા પ્રકારનો એ બૌદ્ધધર્મ ભારતવર્ષમાં જન્મ પામ્યો અને ત્યારપછી તે ધર્મના ઉપદેશકોએ અન્ય બાહ્ય દેશોમાં તેનો પ્રસાર કર્યો. પરકીય દેશોમાં પોતાના ધર્મના પ્રચારમાટે જનારા બૌદ્ધ ધર્મના ઉપદેશકો જ પ્રથમ હતા. તે સમયે પૃથ્વીતલપર જેટલા પણ નામાંકિત દેશો હતા, તે સર્વ દેશોમાં એ બૌદ્ધ ભિક્ષુક અથવા બૌદ્ધ ધર્મોપદેશકોએ બૌદ્ધ ધર્મનો પ્રસાર કર્યો હતો; પણ એ ધર્મપ્રસારનું કાર્ય ચાલતું હતું, તે વેળાએ ધર્મપ્રસારના નિમિત્તથી રક્તનો એક બિન્દુ પણ પૃથ્વીપર પડ્યો નહોતો, એ અવશ્ય અને ખાસ કરીને ધ્યાનમાં રાખવા યોગ્ય ઘટના છે. ચીનદેશમાં બૌદ્ધ ભિક્ષુઓનો કેટલોબધો છળ થયો હતો, એ ઇતિહાસના વાચનથી આપણા જાણવામાં આવી શકે છે. એક પછી એક અનુક્રમે બે ત્રણ ચીની બાદશાહોએ સહસ્રાવધિ બૌદ્ધ ભિક્ષુઓનો વધ કરાવ્યો હતો. પરંતુ એ પછીથી માત્ર સર્વ પરિસ્થિતિ બદલાઈ ગઈ, અને બૌદ્ધ ધર્મના સારા દિવસ આવી લાગ્યા. ભિક્ષુઓને છળનારાઓના પારિપત્યમાટે સમ્રાટ્ પોતે જ તૈયાર થઈ ગયો; પરંતુ બૌદ્ધ ભિક્ષુઓએ જ તેને એમ કરતો અટકાવ્યો. આર્યાવર્ત્તમાંના સર્વ ધર્મોની પરમતસહિષ્ણુતા એ પ્રમાણેની છે; અને તેમના અંગમાં એ પરમતસહિષ્ણુતા માત્ર **'एकं सद्विप्रा बहुधा वदंति'** એ એક ચરણના યોગે જ ઉત્પન્ન થયેલી છે. આ ચરણને વિશેષે

કરીને ધ્યાનમાં રાખવાની મેં જે સૂચના કરી હતી, તેનું કારણ પણ એ જ છે. અમારા આર્યઋષિઓએ ઈન્દ્ર, મિત્ર, વરુણ ઇત્યાદિ અનેક નામથી જેને સંબોધન કર્યું છે, તે એક જ છે. અર્થાત્ નામો ભલે અનેક હોય, પણ અભિપ્રેત વસ્તુ તો એક જ છે.

વેદગ્રંથ ક્યારે અને કયા કાળમાં લખાયા હતા, એનો અદ્યાપિ યોગ્ય નિર્ણય થયેલો નથી; એ કાળ ૮૦૦૦ વર્ષ પૂર્વનો હોવો જોઇએ, એવું અનુમાન કરાયલું છે. એ કાળને અર્વાચીનતા પ્રતિ ખેંચી લાવવાનો અર્વાચીન પંડિતો ગમે તેટલો યત્ન કરે, તો પણ એ કાળને આઠ નવ હજાર વર્ષથી આ બાજૂએ લાવી શકાતો નથી. વેદગ્રંથોમાં ઉપલબ્ધ થતાં તત્ત્વકુસુમો પ્રાચીન યુગમાંનાં હોવા છતાં તેમની તાજગી માત્ર અદ્યાપિ પ્રથમ પ્રમાણે જ કાયમ છે; એટલું જ નહિ, પણ તે કુસુમો આજે આગળ કરતાં પણ અધિક પ્રફુલ્લ થયેલાં દેખાય છે, એમ કહેવામાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી. કારણ કે, તે સમયમાં માનવ પ્રાણી અત્યાર જેટલી સંસ્કૃત સ્થિતિમાં નહોતો ! અમુક ક્ષુલ્લક મતભેદમાટે પ્રત્યક્ષ સહોદરના રક્તનું પાન કરવાની કળા માનવ પ્રાણીને તે વેળાએ અવગત થઈ નહોતી ! ક્ષુલ્લક વસ્તુના લોભથી પોતાના સહસ્રાવધિ બાંધવોનો વધ કરીને રક્તની સરિતાઓને વહેવડાવવાનો પાઠ તે વેળાએ તેને મળ્યો હતો ! સુધારણાના નામ નીચે પોતાનાં બંધુજનોનાં ગળાં રેંસવાનું જ્ઞાન તેને તે કાળમાં પ્રાપ્ત થયું નહોતું ! એ સર્વ કારણોથી વેદાન્તાંતર્ગત વચનોની મહત્તા પૂર્વ કરતાં આ કાળમાં જ સોગણી વધારે દેખાવા અને પ્રતીત થવા લાગી છે. **'एकं सद्विप्रा बहुधा वदंति'** એ શબ્દો જ્યારે પ્રથમ લખાયા હતા, તે કાળ કરતાં અત્યારે જ એમનો ઘોષ અધિક ઉચ્ચસ્વરથી કરવાની આવશ્યકતા ઉત્પન્ન થયેલી છે. હિન્દુ, બૌદ્ધ, મહમ્મદી અને ખ્રીસ્તી ઇત્યાદિ અનેક ધર્મો અસ્તિત્વમાં હોવા છતાં તે સર્વનો પરમાત્મા એક જ છે, એ નિત્ય લક્ષમાં રાખવાનું છે. કોઇનો પણ પરધર્મીય મનુષ્ય કહીને જે કોઈ પણ ઉપહાસ કરે છે, તે પ્રત્યક્ષ પોતાના પરમેશ્વરનો જ ઉપહાસ કરે છે, એમ જ કહેવું જોઇએ.

વેદકાળમાં એકેશ્વરમતનો ઉદય થવામાં હતો, એ તો ઉપર કહેલું જ છે. તેમ જ એ મતથી પ્રગલ્ભ બુદ્ધિનું સમાધાન થઈ શકતું નથી, એ પણ પ્રથમ કહેલું છે. આ સમસ્ત દૃશ્ય જગતના પ્રમેયનું એકેશ્વરમતથી સમાધાન થતું નથી. કિંબહુના, તેમ થવું સર્વથા અશક્ય જ છે, એ વાર્તા સત્વર જ આર્ય તત્ત્વજ્ઞોના ધ્યાનમાં આવી ગઈ અને તેથી તેમણે એ મતનો ત્યાગ કરી દીધો. પરમેશ્વર એક જ

હોઇને તે વિશ્વનો શાસ્તા છે, એમ માનવાથી વિશ્વમાંનાં અનેક પ્રમેયો અંત પર્યન્ત પ્રમેય જ રહી જાય છે. પરમેશ્વરની એ કલ્પનાથી તે પ્રમેયોનો નિર્ણય થતો નથી; તો પછી પરમેશ્વરને વિશ્વબાહ્ય માનવાથી તો તે પ્રમેયોમાં વળી વિશેષતા જ થાય, એ સ્વાભાવિક જ છે. તે પરમેશ્વર અત્યંત શક્તિમાન્ અને માનસોન્નતિકારક છે, એમ પણ ઘડીભર માની લઇએ, તો પણ આપણા પ્રમેયનું ઉત્તર કાંઈ એ નથી. આપણા સમક્ષ જે અત્યન્ત મહત્ત્વનો પ્રશ્ન અત્યારે આવી ઉભો છે અને જેનું મહત્ત્વ દિવસાનુદિવસ વધતું જ જાય છે, તે કલ્પનાનું સમાધાનકારક ઉત્તર એ કલ્પનાથી મળતું નથી. વિશ્વ કેવી રીતે ઉત્પન્ન થયું? તે કયાંથી ઉત્પન્ન થયું? તેનું અસ્તિત્વ શાના આધારપર રહેલું છે? એ પ્રમાણેના આપણા પ્રશ્નો છે. એ પ્રશ્નોનાં ઉત્તરો મેળવવામાટે આર્યતત્ત્વવેત્તાઓએ અત્યંત પરિશ્રમ કર્યાનું વેદમંત્રોથી દેખાઈ આવે છે. એ પ્રશ્નોનાં ઉત્તરો તેમણે અનેક સ્થળે અનેક પ્રકારથી આપેલાં છે. એ સર્વ મંત્રોમાં નિમ્ન અર્થનો જે મંત્ર છે, તેમાં એ ઉત્તર જેટલી સુંદર અને કાવ્યમય ભાષાથી અપાયલું છે, તેટલી સુંદર ભાષાથી તે અન્યત્ર કયાંય અપાયલું નથી. તે મંત્ર આ પ્રમાણે;—

"તે કાળમાં કાંઈ હતું એમ પણ નથી અથવા કાંઈ નહોતું એમ પણ નથી. તે સમયમાં હવા, પાણી અથવા બીજું કાંઈ પણ નહોતું. એ સર્વપર આવરણ શાનું હતું? એ સર્વનું અધિષ્ઠાન શું હતું? તે વેળાએ મૃત્યુ પણ નહોતો અને મૃત્યુવિરહિત અવસ્થા પણ નહોતી; તેમજ દિવસ પણ નહોતો અને નિશા પણ નહોતી."

આ અવતરણમાંની મૂળ શોભા ભાષાંતરમાં બહુધા નષ્ટ થયેલી છે. મૂળ સંસ્કૃત ભાષાના શબ્દોના કેવળ ધ્વનિ પણ મહા કર્ણમનોહર છે. "તે સમયમાં સર્વને આવૃત્ત કરનાર પરમેશ્વરનો શ્વાસ માત્ર હતો, પણ તેમાં ચલનવલનનો અભાવ હતો." "તેમનું અસ્તિત્વ કેવલરૂપ હતું અને તેનામાં ગતિનો અભાવ હતો." આ વાકય અત્યંત મહત્ત્વનું હોઇને વિશેષે કરીને ધ્યાનમાં રાખવા યોગ્ય છે. એ જ વાકયમાંથી આર્યોની વિશ્વોત્પત્તિવિષયક કલ્પના ત્યારપછી કેવી રીતે નિર્માણ થઈ અને આ સમસ્ત વિશ્વ કેવળ તરંગરૂપ છે, એમ તત્ત્વવેત્તાઓએ કેવી રીતે સિદ્ધ કર્યું, એ એના યોગે આપણા જાણવામાં આવી શકે એમ છે. આ સમસ્ત સ્પંદસમૂહ અત્યંત સૂક્ષ્મ રૂપને ધારણ કરે છે, અને કેટલાક કાળ પર્યંત તેની એ સ્થિતિ ટકી રહે છે. પૂર્વ કથિત મંત્રમાં એ જ કાળની સ્થિતિનું વર્ણન કરેલું છે. આ તરંગસમૂહ તે વેળાએ સર્વથા નિષ્પંદ સ્થિતિમાં હતો; અને તે ચલન વલન કરવા લાગ્યો, તે વેળાએ આ

સમસ્ત વિશ્વ દશ્યમાન થયું, એવી આર્યોની ઉપપત્તિ છે. જે કાંઈ દેખાય છે અથવા ભાસે છે, તે પ્રત્યેકનું અધિષ્ઠાન એ સ્પંદસમૂહ હોઇને એનાથી બાહ્ય હોય તેવું અન્ય કાંઈ પણ નથી; તેમ જ તે અત્યંત શાંત અને સ્વતંત્ર છે, એવી આર્ય તત્ત્વજ્ઞોની ઉપપત્તિ છે.

હિંદુસ્તાનમાં અથવા તેના જેવા જ કોઈ અન્ય ઉષ્ણકટિબંધમાંના પ્રદેશમાં જે કોઇએ પણ પ્રવાસ કર્યો હશે, તે ત્યાંના વાતાવરણમાંની એક વિશિષ્ટતાને અવશ્ય જાણતો જ હશે. વર્ષાનો આરંભ થવાના સમયમાં અચાનક એક દિવસે દશ દિશાઓ પ્રથમ ધુંધ થઈ જાય છે. તે વેળાએ કેટલાક સમયપર્યંત સર્વથા નિઃસ્તબ્ધતા વ્યાપતાં કેવળ ઉદાસીનતાનું સામ્રાજ્ય પ્રસરી જાય છે; વૃક્ષ અને વલ્લરીઓના પલ્લવ પણ સર્વથા સ્તબ્ધ–નિષ્પંદ–થયેલા દેખાય છે; તપનો ભયંકર પરિતાપ થવા માંડે છે; સમસ્ત સૃષ્ટિ ઉષ્ણતાથી ભુન્જાઈ જતી જણાય છે; અને ત્યાર પછી અલ્પ સમયમાં જ આકાશના અનંત વિસ્તારમાંના એક ખૂણામાં એક લઘુ મેઘસમૂહ દેખાવા માંડે છે; ત્યાર પછી અડધા કલાક કે કલાકમાં જ તે મેઘનો વિસ્તાર વધતાં વધતાં એટલો તો વધી જાય છે કે, સમસ્ત આકાશને તે વ્યાપી નાખે છે; ત્યારપછી વાદળાંપર વાદળાં આવવા માંડે છે અને જાણે વાદળાંના એક સ્તરપર બીજાં વાદળાંનાં પુટો જ ચઢતાં હોયની, તેવો જ દેખાવ થઈ રહે છે! ત્યાર પછી મૂષળધાર વર્ષાનો આરંભ થતાં સર્વત્ર જળ અને જળ જ દૃષ્ટિગોચર થાય છે; ઉદાસીનતાનો લોપ થતાં વૃક્ષ અને વલ્લરીઓ પુનઃ આનંદથી ડોલવા માંડે છે; અને સમસ્ત સૃષ્ટિને નવ જીવન પ્રાપ્ત થવા સમાન સ્થિતિ દૃષ્ટિગોચર થાય છે! એ જ સ્થિતિ પ્રત્યેક કલ્પના સમયમાં થાય છે, એમ વેદોએ વર્ણવેલું છે. "આરંભમાં કેવળ ઉદાસીનતા જ હતી." એવું એક વેદવચન છે; અને એ એક જ વાક્યમાં કલ્પારંભકાળની સ્થિતિનું સૂચન કરેલું છે. માત્ર એ એક જ વાક્યમાં અનંત અર્થનો ભંડાર ભરેલો છે. માત્ર ત્રણ ચાર શબ્દોમાં જ આટલા અર્થનો સમાવેશ થયેલો હોય, એવું બીજું એક પણ ઉદાહરણ તમને મળી શકે તેમ નથી. ત્રણ કવિઓએ એ જ પ્રકારની સ્થિતિનું વર્ણન કર્યાં વિશેનું મને સાંભરે છે;–" પ્રકાશ નહિ, કિન્તુ કેવળ અંધકાર જ વ્યક્ત થયો હતો" એમ મિલ્ટને કહેલું છે; "અંધકારના અંગમાં સૂર્યનો સંચાર થવો પણ અશક્ય હતો!" એ પ્રમાણેનું વર્ણન મહાકવિ કાલિદાસે કરેલું છે. પરંતુ એમાંના એક પણ વર્ણનમાં વેદવચનમાંના સ્વારસ્ય અને કાવ્યનો ભાવ જોવામાં આવતો નથી.

"ઉર્મિ" જ સૃષ્ટિનું મૂળ કારણ છે, એમ વેદમાં કહેલું છે. આરંભમાં જે કાંઈ પણ હતું, તેનું ઉર્મિમાં રૂપાન્તર થયું અને એ ઉર્મિનું રૂપાન્તર થઇને તે ઇચ્છા આ રૂપે વ્યક્ત થઈ. સર્વ ઉત્પત્તિ ઇચ્છામાંથી થયેલી નથી, કિન્તુ જે કાંઈ દેખાય છે, અથવા ભાસે છે, તેનું અસ્તિત્વ ઇચ્છાના યોગે જ છે, એ વિશેષે કરીને ધ્યાનમાં રાખવા યોગ્ય છે. "ઊર્મિ વેદાંત અને બૌદ્ધમતના મુખ્ય આધારસ્તંભ હોઇને પછીની આખી ઇમારત તેના જ આધારે ટકી રહી છે. એ પછી એ મતે જર્મનીમાં પ્રયાણ કર્યું અને એના જ આધારે સુપ્રસિદ્ધ જર્મન પંડિત શોપેનહૉરે પોતાના દર્શનની રચના કરેલી છે,

"મનનું આદ્ય સ્વરૂપ જે ઇચ્છા, તે હવે પ્રથમ ઉત્પન્ન થઈ. પોતાના પ્રજ્ઞાબળથી નિજ અંતઃકરણના શોધક ઋષિઓને, વ્યક્ત તથા અવ્યક્તને જોડનાર કડી મળી આવી!" એ વચનમાં એ તત્ત્વનો આપણુને પ્રથમ જ પરિચય થાય છે, અને એ પણુ એક ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય મંત્ર છે. "કદાચિત્ તેને પોતાને જ એનું જ્ઞાન થયું નહોતું" એવા અર્થનાં પદો મંત્રના અંતમાં છે. આ ભાષા પણ અત્યંત કાવ્યમય છે; પણ એમાંના કાવ્યરસના વિચારને એક બાજૂએ રાખીએ, તો પણ વિશ્વપ્રમેય બહુ અંશે એ વેળાએ જ્ઞાત થવાના સ્વરૂપને પ્રાપ્ત થયું હતું, એમ અવશ્ય જણાઈ આવે છે. મંત્રદ્રષ્ટા ઋષિઓનાં મનો એ સમયમાં કેટલી બધી પરિણતાવસ્થાને પહોંચ્યાં હતાં, તે અહીં સ્પષ્ટતાથી જાણવામાં આવી જાય છે. સામાન્ય મનુષ્યનું જેવા પ્રકારનાં ઉત્તરોથી સમાધાન થાય છે, તેવાં ઉત્તરોથી એ ઋષિઓનું સમાધાન ન થયું, તે યથાર્થ જ છે, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. એ પૂર્વે એક એક દેવતાને સ્વીકારીને તેનું અધિષ્ઠાન સર્વત્ર છે, અને તે સર્વવ્યાપક છે, એમ તેઓ કહેતા હતા; પણ એ એકેશ્વરીય કલ્પનાથી તેમના ચિત્તનું સમાધાન થયું નહિ. ત્યાર પછી અમુક એક કલ્પનાને સ્વીકારી તેનો શકય હોય, તેટલો વિસ્તાર કરવાની પદ્ધતિનો તેમણે સ્વીકાર કર્યો. અમુક એક વિશિષ્ટ કલ્પનાને પ્રથમ સ્વીકારીને તે જ સર્વનું અધિષ્ઠાન છે, એટલું જ નહિ, પણ તે કલ્પના જ પોતે વિશ્વરૂપ થયેલી છે, એમ તેઓ વ્યક્ત કરવા લાગ્યા. પ્રાણ જ સર્વનું અધિષ્ઠાન હોઇને સમસ્ત વિશ્વમાં જ્યાં પણ કાંઈ ચલન વલન દેખાય છે, તે તે સ્થળે પ્રાણ વ્યક્ત થયેલો છે; એમ તેઓ પ્રતિપાદન કરવા લાગ્યા. પ્રાણ કેવળ મનુષ્યના શરીરમાં જ હોય છે એમ નથી; કિંતુ સૂર્ય અને ચંદ્રમાં પણ તેની વ્યાપ્તિ હોઇને સમસ્ત વિશ્વની મૂળ ચાલક શક્તિ પ્રાણ જ છે, એવો તેમણે નિશ્ચય કરી લીધો. એ સમયમાં જે મંત્રો રચા-

થલા છે, તે અત્યંત કાવ્યમય અને હૃદયને તલ્લીન બનાવી દેનારા છે. વસ્તુની કલ્પના તો એટલી સુંદરતાથી વ્યક્ત થયેલી છે કે, તે વસ્તુ જાણે આપણા સમક્ષ જ હોયની એમ જ ભાસ્યા કરે છે. ત્યાર પછી 'ઇચ્છા' ની કલ્પનાનો ઉદય થયો; અને પૂર્વની કલ્પના પ્રમાણે તેનો વિસ્તાર વધતો જતાં તે વિશ્વવ્યાપક થઈ; તથાપિ એ કલ્પનાથી પણ ઋષિઓના મનનું સમાધાન થયું નહિ અને સત્યના શોધનું કાર્ય આગળ અને આગળ ચાલતું રહ્યું.

એ પછી એ ઇચ્છાને જ મુખ્ય પદ આપવામાં આવ્યું, અને ઇચ્છા જ સર્વનું અધિષ્ઠાન છે, તેનામાં સમસ્ત વિશ્વ વસે છે, તેના યોગે જ આ જીવાત્માઓ ઉત્પન્ન થયેલા છે, તે જ સર્વ શક્તિ આપનારી છે, સર્વ દેવો તેની જ પૂજા કરે છે, જીવિત અને મૃત્યુ એ તેની જ છાયા છે, હિમાલયનાં હિમધવલ શિખરો તેનાં જ સ્તોત્રો ગાયાં કરે છે અને સમુદ્ર પોતાના સકલ જલાશયથી તેનો જ જયજયકાર કર્યાં કરે છે; એવા પ્રકારનું તેનું વર્ણન કરાયલું છે. પરંતુ એ કલ્પનાથી પણ આર્યઋષિઓના મનનું સમાધાન થયું નહિ, એ તો પ્રથમ જણાવેલું જ છે.

હવે આ પ્રમેયનું સમાધાનકારક ઉત્તર કયાંથી મળે? આર્ય તત્ત્વવેત્તાઓના અહીં સૂધીના સર્વ પ્રયત્નો બાહ્યવર્ત્તી હતા. આ વિશ્વમાંના વસ્તુસમૂહમાંની કોઈ પણ એક વસ્તુદ્વારા એ પ્રમેયનું સમાધાનકારક ઉત્તર મેળવવાની તેમની મનીષા હતી. સૂર્ય, ચન્દ્ર અને નક્ષત્રથી તે વિશ્વમાંના અત્યંત ક્ષુલ્લક પદાર્થ પર્યંત સર્વની તેમણે તપાસ કરી લીધી, પણ એ સર્વેએ એક જ ઉત્તર આપ્યું અને તે એ કે;–"અમારો નિયંતા કયાંક પણ અમારાથી બાહ્ય છે." એથી વિશેષ સમાધાનકારક ઉત્તર તેમને મળી શકયું નહિ. આ વિશ્વનો કોઈ પણ કર્ત્તા છે, એમ માનીએ, તો અમુક શિલ્પશાસ્ત્રની કલ્પના મનમાં આવીને ઉભી રહે છે. એક શિલ્પશાસ્ત્રી જેવી રીતે પ્રથમ ઇમારતનો નકશો હૃદયમાં તૈયાર કરે છે અને ત્યાર પછી તે ચિત્ર અથવા નકશા પ્રમાણે જ ઇમારત બાંધે છે, તે જ પ્રમાણે આ વિશ્વની રચના થયેલી છે કે શું? બાહ્ય જગતમાં ગમે તેટલું ભ્રમણ કરવામાં આવે, તોય એ પ્રશ્નનું ઉત્તર 'હા' માં જ આવવાનું. પરંતુ એ ઉત્તર તર્કશાસ્ત્રની કસોટીપરથી ઉતરી શકે તેવું નથી. એ ઉત્તરથી બહુ તો બાલકબુદ્ધિનું સમાધાન થઈ શકે. તથાપિ બાહ્ય વસ્તુદ્વારા આપણને પરમેશ્વરવિષયક જે કાંઈ પણ જ્ઞાન થાય છે, તે માત્ર એટલું જ કે, તે (પરમેશ્વર) એક મહાચતુર શિલ્પશાસ્ત્રી હોવો જોઇએ, પરંતુ એ જ્ઞાનથી વિશ્વપ્રમેયનું ઉત્તર મળ્યું, એમ તો ન જ કહી શકાય. જો એમ કહીએ કે, પરમેશ્વરે આ વિશ્વને અનેક

વસ્તુઓમાંથી નિર્માણ કર્યું છે, તો તે વસ્તુઓ પરમેશ્વરથી પૂર્વે જ અસ્તિત્વ ધરાવતી હતી, એમ અવશ્ય માનવું જ જોઇએ. જગતને ઉત્પન્ન કરવામાટે પરમેશ્વરને પોતાને પણ કેટલીક વસ્તુઓની આવશ્યકતા પડે, એ ઘટના તેના સામર્થ્યમાં અવશ્ય ન્યૂનતા લાવનારી જ કહી શકાય. જેને સર્વસત્તાધીશ અને વિશ્વોત્પાદકના નામથી ઓળખવામાં આવતો હોય, તેની શક્તિ કેટલીક વસ્તુવડે આમ નિયમિત થાય છે, એવું જે વિધાન કરવું, તે પરમેશ્વરપર એક વિશિષ્ટ દૂષણનો આરોપ કર્યાં સમાન જ છે, એમાં તો સંશય જ નહિ. એકેશ્વરમતમાંનો મુખ્ય અને ભયંકર દોષ એ જ છે. આપણને જ્યારે પણ એકાદ ઘર બાંધવાનું હોય છે, ત્યારે ઘર બાંધવાની શરુઆત કર્યા પહેલાં તેમાટે જોઇતી સર્વ વસ્તુઓની આપણે પ્રથમ તૈયારી કરીએ છીએ. પ્રથમ વસ્તુ અને ત્યાર પછી કારીગર, એ પરંપરા આપણા સામાન્ય અનુભવમાંની છે. પરમેશ્વરે વિશ્વની રચના કરી, એ કલ્પનાનો સરળ અર્થ એટલો જ થવાનો કે, તે સમયની સિદ્ધ વસ્તુઓમાંથી જે કાંઈ પણ કરી શકાય તેમ હતું, તેટલું તેણે કર્યું; અર્થાત્ એમ કહેવાથી તેનું સામર્થ્ય વસ્તુવડે બદ્ધ થયા જેવું થતું નથી કે શું ? એક સત્તાધીશ પરમેશ્વરની કલ્પના એટલે વસ્તુઓની શક્તિથી જેની શક્તિ બદ્ધ છે–જે પોતે સ્વતંત્ર નથી–એવો વિશ્વનો રચનાર શિલ્પશાસ્ત્રી. વેદકાલીન ઋષિઓએ પણ એટલો જ શોધ પ્રથમ કર્યો હતો. જો તેઓ સામાન્ય બુદ્ધિના પુરુષ હોત, તો કદાચિત્ એ સ્થળે જ અટકી ગયા હોત. સામાન્ય બુદ્ધિના પુરુષો વિચાર કરતાં કરતાં થાકીને એ જ સ્થળે વિશ્રાંતિ લેતા નિત્ય આપણા જોવામાં આવ્યા કરે છે. આજપર્યંત ઇતર દેશોમાં એવું જ પરિણામ આવેલું પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થયા કરે છે. ઇતર દેશમાંના બુદ્ધિમાન્ પુરુષોએ એ વિશ્રાંતિસ્થાનને ઉલ્લંઘી જવાનો પ્રયત્ન કર્યો હતો ખરો, એ સ્થળે જ સ્વસ્થ થઇને બેસી રહેવાનું તેમની તરલ બુદ્ધિને રુચ્યું નહોતું; પરંતુ તેમની આસપાસનો સામાન્ય લોકસમુદાય અજ્ઞ હોવાથી તેમણે એ પંડિતોના ઉત્સાહનો ભંગ કરીને તેમને આગળ વધવા ન દીધા; અને તેથી તે દેશો ધર્મજ્ઞાનના વિષયમાં બહુ જ પાછળ રહી ગયા; પણ વિશ્વના સદ્ભાગ્યયોગે આર્યઋષિવર્ગ એવા પ્રકારનાં વિઘ્નોથી અટકી જાય તેવો અને તેટલો નિર્બળ નહોતો. આર્યઋષિઓએ એ વિશ્વપ્રમેયના સમાધાનકારક નિર્ણયને મેળવવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. બાહ્ય સૃષ્ટિનો ગમે તેટલો વિચાર કરવાથી આ પ્રમેયનો નિર્ણય થવાનો નથી, એવો તેમની બુદ્ધિનો નિશ્ચય થતાંની સાથેજ તેઓ ત્યાંજ ન થોભતાં અંતઃસૃષ્ટિના પ્રદેશપ્રતિ વળ્યા. આપણને જગતનું જે કાંઈ પણ જ્ઞાન થાય છે, તે ચક્ષુ આદિ બાહ્યેન્દ્રિયવડે થતું નથી. આ

તત્ત્વ અંતઃસૃષ્ટિના અભ્યાસથી પ્રથમ તેમના જાણવામાં આવ્યું. ઇંદ્રિયદ્વારા ભાસમાન થતી સૃષ્ટિના અભ્યાસથી આપણને ધર્મનું જ્ઞાન થવાનું નથી, એવો તેમનો નિશ્ચય થઈ ગયો. હવે ધર્મનું જ્ઞાન મેળવવામાં ન્યૂનતા શાની છે, એનો તેઓ વિચાર કરવા લાગ્યા. એ ન્યૂનતા આંતરિક તથા બાહ્ય એવી રીતે બે પ્રકારની છે, એ વાર્તા તેમના ધ્યાનમાં આવી ગઈ. "ઇંદ્રિયદ્વારા પ્રાપ્ત થનારી સંજ્ઞાઓના યોગે તમને ધર્મનું જ્ઞાન થવાનું નથી. કેવળ યજ્ઞયાગાદિ કરવાથી પ્રાપ્ત થનારું જ્ઞાન, તે જડ વિષયોનું જ્ઞાન છે. જડ વિષયોના જ્ઞાનથી આ વિશ્વના કારણનો પત્તો મળી શકવાનો નથી. માટે જડ વિષયોથી જે પર છે, તે પુરુષનો મેળાપ કરવો જોઇએ;" એ પ્રમાણેનું એક ઋષિવચન છે.

જેમ જેમ અધ્યાત્મજ્ઞાનની ઉન્નતિ થતી ગઇ, તેમ તેમ તેની સાથે બીજી પણ એક વસ્તુની ઉન્નતિ થયેલી છે; પણ તેનો આજે હું કેવળ નામનિર્દેશ જ કરવાનો છું; કારણ કે, તે વસ્તુનો આપણા પ્રસ્તુત વિષયસાથે વિશેષ સંબંધ નથી. યજ્ઞયાગાદિ બાહ્ય ઉપકરણોની ઉન્નતિ પણ ધર્મજ્ઞાનની ઉન્નતિ સાથે જ થયેલી છે. એક બાજૂએ ધર્મજ્ઞાનની વૃદ્ધિ ગણિતશ્રેણિથી થતી હતી અને તે જ સમયે બીજી તરફ યજ્ઞયાગાદિ બાહ્ય વિધિઓની વૃદ્ધિ ભૂમિતિશ્રેણિથી થતી હતી. કેટલાક આર્ય ઋષિઓ અંતઃસૃષ્ટિના શોધમાં પ્રવૃત્ત થઇને ધર્મની ઉન્નતિ કરતા હતા અને તે જ વેળાએ બીજી બાજૂએ બાહ્ય વિધિઓના વિશાળ અરણ્યનો વિસ્તાર થતો જતો હતો. એ અરણ્યની અંતે એટલી બધી વૃદ્ધિ થઈ ગઈ કે, તેથી તેમાંની હવા રુંધાઈ જતાં હિન્દુ લોકોનાં જીવન ભયમાં આવી પડવા જેવી પરિસ્થિતિ ઉત્પન્ન થવાનો પ્રસંગ આવી લાગ્યો. એ બાહ્ય વિધિઓ અમો હિંદુઓનાં હાડમાંસમાં એવા તો ઘર કરી ગયા છે કે, એમના યોગે અમારા જન્મસાથે જ અમારી આસપાસ કેટલાંક બંધનો બંધાઈ જાય છે અને અમે જન્મથી જ ગુલામ બની જઇએ છીએ; પરંતુ એમ હોવા છતાં એ વિધિબંધનોને તોડી નાખવામાટે કટિબદ્ધ થયેલો એક વિશિષ્ટ પક્ષ પણ આરંભથી જ દૃષ્ટિગોચર થયા કરે છે. અમુક સમયે અને અમુક પ્રકારે જ ભોજન લેવું, અમુક પ્રકારનાં વસ્ત્રો ધારણ કરવાં અથવા અમુક રીતિથી જ ઈશ્વર-પૂજા કરવી, ઇત્યાદિ બાહ્ય વિધિના યોગે કેવળ જડ પદાર્થવિષયક આસક્તિ માત્ર દેખાઈ આવે છે. ઇન્દ્રિયતૃપ્તિમાં જ જેમને મોક્ષ ભાસતો હોય છે, તેમને એ બાહ્ય વિધિ જ સંપૂર્ણ ભાસે છે. પરન્તુ ઇન્દ્રિયોને ત્યાગી પેલી તરફના પ્રદેશમાં પ્રયાણ કરવાની જેમની ઇચ્છા છે, તેમને તો એ બાહ્ય વિધિઓ શૃંખલા સમાન જ ભાસે

છે. બાહ્યવિધિની આસક્તિ તે ઇન્દ્રિયસુખોના આસક્તિની દ્યોતક છે, એ આક્ષેપ બાહ્યવિધિ વિરુદ્ધ સર્વથી પ્રથમ કરાયલો આપણા જોવામાં આવી શકે છે. વાસ્તવિક વિચાર કરતાં આપણો મનુષ્યોનો કૂદકો ઇન્દ્રિયજન્ય સુખોથી આગળ બહુધા જતો જ નથી. આપણા મનુષ્યોમાં આપણી સંસ્કૃતિના માર્ગમાં વિઘ્નરૂપ થનાર એ મહાદોષ રહેલો છે. ધર્મજ્ઞાનને તોળવામાટેની આપણી તુલા પણ એ ઇન્દ્રિયો જ છે. ધર્મ, ઇશ્વર અને તત્ત્વજ્ઞાનની વાતો કેટલાક દિવસ સુધી સાંભળવી અને પછી કહેવું કે;–"કેમ ભાઈ! આ શીખવાથી મને વધારે પૈસા મળવા માંડશે ખરા કે? મારા સુખોની વૃદ્ધિ થશે ખરી કે? મારો અમુક રોગ એથી મટી જશે કે કેમ?" આવા ઘણાક લોકો નિત્ય આપના જોવામાં આવ્યા કરતા હશે. જે મનુષ્યના હૃદયમાં ઇન્દ્રિયજન્ય સુખથી અતિરિક્ત અન્ય કોઈ કલ્પના જ કદાપિ ઉદ્ભવેલી ન હોય, તેને આમ ભાસે, એ સર્વથા સ્વાભાવિક જ છે. મનુષ્યના હૃદયમાં સામાન્યતઃ વિસ્તરેલી એ લાલસાના આધારે અમારા ઋષિઓએ એક નવીન સિદ્ધાન્ત શોધી કાઢ્યો છે, અને તે સિદ્ધાન્ત એ છે કે, ઇન્દ્રિયજન્ય સુખોની તૃપ્તિ જ આપણા અજ્ઞાનનું કારણ છે. સત્ય અને આપણો મેળાપ ન થઈ શકવામાટે વચ્ચે એ જ પડદો આડો આવી પડ્યો છે. બાહ્યવિધિની આસક્તિ અને તદ્દ્વારા ઇન્દ્રિયોની તૃપ્તિના યોગે સત્યની આડો એક પડદો ઉત્પન્ન થતાં સત્ય આપણને દેખાતું બંધ થઈ જાય છે. આ સિદ્ધાંતની સ્થાપના, તે ધર્મવિજયનું એક નવીન તોરણ જ બંધાયું છે. અમારા ધર્મવીરોએ આ એક મોટામાં મોટો મોરચો સર કર્યો છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. આ મોરચો તેમણે કેવી રીતે સર કર્યો અને ત્યાંથી આગળ વધીને માયાના નવીન રાજ્યની કેવા પ્રકારે સ્થાપના કરી, એનો ઇતિહાસ અતિશય જ્ઞાનપ્રદ છે. માયા અને તેના સ્વરૂપની ઉપપત્તિ, એ વેદાંતદુર્ગપરના મુખ્ય બુર્જ છે. સત્ય તમારી પાસે જ છે–કિંબહુના તમે જ સત્યસ્વરૂપ છો–પણ માયાના આવરણથી સત્યપર આવરણ આવ્યું હતું, આ વેદાંતનો અંતિમ સિદ્ધાંત પણ એ જ વેળા પછી સિદ્ધ થવાના માર્ગમાં લાગ્યો.

આ કાળ પછી અમારા પ્રાચીન આર્યોનું મન આ નવીન ઉપપત્તિના શોધમાં પ્રવૃત્ત થયું. બાહ્ય જગતમાં ભટકીને અને બાહ્યવિધિની પાછળ પડીને આપણા પ્રશ્નોનાં સમાધાનકારક ઉત્તર મેળવી શકાય તેમ નથી, એ વાર્તા સંપૂર્ણતાથી તેમના જાણવામાં આવી ગઈ. યુગોના યુગપર્યન્ત બાહ્યસૃષ્ટિમાં ભટકતા રહીશું, તોપણ તેનો કશોય ઉપયોગ થવાનો નથી, એવો તેમનો દૃઢ નિશ્ચય થઈ ગયો. આવો

નિશ્ચય થવાથી અર્થાત્ તેઓ નવીન દિશામાં શોધ કરવા લાગ્યા. અંતઃસૃષ્ટિનો અભ્યાસ કરતાં તેમના જાણવામાં આવ્યું કે, ઇન્દ્રિયજન્ય સુખોની લાલસા સત્યના આવરણરૂપ થઈ બેસે છે; અને તેથીજ અમને સત્યના દર્શનનો લાભ મળી શકતો નથી. યજ્ઞયાગ અને બાહ્યોપચારયુક્ત પૂજાવિધિ આદિ એ આવરણને દૂર કરવાના માર્ગ નથી, એવો પણ તેમનો નિશ્ચય થઈ ગયો. પોતાની મનઃશક્તિનો અભ્યાસ કરીને તેના પૃથક્કરણનો અને તે દ્વારા પોતામાં જ સત્યને શોધવાનો તેમણે અભ્યાસ કર્યો. એ જ વેદાંતતત્ત્વજ્ઞાનના ઉદયનો કાળ. અંતઃસૃષ્ટિનો અભ્યાસ જ વેદાંતનું પ્રમુખ અંગ છે. એ પછી એ શોધ કેવળ અંતઃસૃષ્ટિદ્વારા ચાલૂ રહ્યાનું આપણને દેખાઈ આવે છે. અમુક વિશિષ્ટ ધર્મમાર્ગમાં કિંવા મનમાં સત્ય અટવાઈ રહ્યું નથી, કિન્તુ એ સત્યનો શોધ તમને પોતાના અંતરંગમાં જ મળી શકશે, એમ તેઓ આરંભથી જ પ્રતિપાદન કરવા લાગ્યા. બાહ્યસૃષ્ટિમાંના કોઈ પણ ચમત્કારથી અત્યંત મહાન્ ચમત્કાર તે તમારો આત્મા જ છે. સર્વ જ્ઞાનનો આદિ ભંડાર તમારો આત્મા જ છે. જગતમાં સત્ નામક જે વસ્તુ છે, અને જેનાપર સમસ્ત વિશ્વના અસ્તિત્વનો આધાર રહેલો છે, તે સત્ તમારી પાસે જ છે. તેનો શોધ તમને પોતાની પાસેથી જ મળી શકશે, એમ આર્યતત્ત્વવેત્તાઓ કહેવા લાગ્યા. એમાં જેનો શોધ ન મળી શકે એવી વસ્તુ ત્રૈલોક્યમાં ક્યાંય પણ નથી, એમ તમો નિશ્ચયપૂર્વક માની લેજો. અંતઃસૃષ્ટિનો અભ્યાસ જેમ જેમ વધવા લાગ્યો, તેમ તેમ આ વાતો તેમના જાણવામાં આવતી ગઈ. બાહ્યસૃષ્ટિ તે અંતઃસૃષ્ટિનું અસ્પષ્ટ પરાવર્તન છે, એ વાર્તાને તેમણે એ પછી સિદ્ધ કરી. વિશ્વબાહ્ય પરમેશ્વર વિષયક કલ્પનાથી આરંભ કરીને તે ઈશ્વર પોતાના અંતર્ગત ભંડારમાં જ છે, ત્યાંસુધીનો શોધ તેમણે અનુક્રમથી આગળ વધીને કરી નાંખ્યો. સૃષ્ટિથી બાહ્ય રહેનાર પરમેશ્વરને તેમણે પોતાના હૃદયમાં જ વસવામાટેનું સ્થાન આપ્યું! એ સ્થળે સર્વ આત્માઓનો પરમાત્મા અને આપણામાંનું સત્યસ્વરૂપ તે જ છે, એમ તેમણે સિદ્ધ કરી બતાવ્યું.

આર્યોના વેદાન્તતત્ત્વજ્ઞાનના ભિન્ન ભિન્ન ભાગોને યથોચિત રીતિથી જાણવા હોય, તો તેમાટે આરંભથી તેના સર્વ સિદ્ધાંતોનો મનઃપૂર્વક અભ્યાસ જ કરવો જોઇએ. એ કેવળ પુસ્તકીય જ્ઞાન નથી, એ પ્રથમથી જ જાણી લેવાનું છે. વેદાન્ત એટલે અમુક એક વિશિષ્ટ તત્ત્વજ્ઞાનપંથનું પુસ્તક, એવો એનો અર્થ નથી. પાશ્ચાત્ય પંડિત કૅંટ્ અથવા હેગેલ આદિએ જેમ પોતાના મતોનું પ્રતિપાદન કરીને પોતાના તત્ત્વજ્ઞાનના ગ્રંથો તૈયાર કર્યા છે, તેવો વેદાન્તતત્ત્વજ્ઞાનનો પ્રકાર નથી, એ આરંભમાં

જ જાણી લેવાની આવશ્યકતા છે. ભિન્ન ભિન્ન કાળમાં અનેક તત્ત્વજ્ઞોએ અનેક ગ્રંથ લખીને વેદાન્તતત્ત્વજ્ઞાનના વર્ત્તમાન રૂપની નિષ્પત્તિ કરેલી છે. કેટલીકવાર અમુક એક ગ્રંથમાં પાંચ પચાસ ભિન્ન ભિન્ન વિષયો એકત્ર કરેલા તમારા જોવામાં આવશે. તેમાં કોઈ પણ વિશેષ પ્રકારની વ્યવસ્થિતતા તમને જણાશે નહિ. યદૃચ્છાથી ઉદ્ભવતા વિચારોનું એક ટાંચણ જ હોયની! એમ જ તમને દેખાશે. કેટલીકવાર અનેક પ્રકારના અસંબદ્ધ વિચારોના સમુદાયમાંથી અમુક અમૂલ્ય નવરત્ન તમને મળી આવશે. ઉપનિષદ્ગ્રંથોનો અભ્યાસ કરતાં એક વાર્ત્તા માત્ર વિશેષતાથી આપના લક્ષમાં આવ્યા વિના રહેવાની નથી, અને તે એ કે, ઉપનિષદ્માંની સર્વ કલ્પનાઓ એક પછી એક અનુક્રમે ઉચ્ચ પદવીની છે. ઉપનિષદો તે આર્યતત્ત્વજ્ઞાનની ઉત્ક્રાંતિનો એક નકશો જ છે. માનસિક અવસ્થા જે ક્રમથી બદલતી ગઈ, તે જ ક્રમથી ઉપનિષદોમાં તે વ્યક્ત કરાયલી છે. આરંભમાં સર્વથા અસંશોધિત કલ્પનાઓ મળી આવે છે. એ પછી તેમને ચાળતાં જેમ જેમ તેમનું શોધન થતું ગયું, તેમ તેમ એક કરતાં એક ચઢતી, એ પ્રમાણેની કલ્પનાઓની માલિકા જોવામાં આવી શકે છે અને એ સર્વના અંતમાં વેદાન્તતત્ત્વરત્નોની પ્રાપ્તિ થાય છે. અહીં જ એ સમસ્ત તત્ત્વજ્ઞાનપરંપરાને 'વેદાંત' નામક પારિભાષિક સંજ્ઞા પ્રાપ્ત થાય છે. પ્રથમ દેવ-દેવતાઓના શોધનો આરંભ થાય છે અને એ શોધ આગળ વધતો વધતો સમસ્ત વિશ્વના મૂળમાં જઈ પહોંચે છે. "સર્વત્ર જે કાંઈ ભરેલું છે, તે વાસ્તવિક એકરૂપ છે અને તેને જાણવાથી સર્વ કાંઈ જાણવામાં આવી જાય છે," એ વેદાંતનો અંતિમ સિદ્ધાંત છે. "यज्ज्ञात्वा नेह भूयोन्यज्ज्ञातव्यमवशिष्यते"॥



# વિશ્વને ભારતવર્ષનો સંદેશ



[ નિમ્ન ટિપ્પણ સ્વામી વિવેકાનન્દનાં કાગળિયાંમાંથી મળી આવ્યાં હતાં. તેમનો એક ગ્રંથ લખવાનો વિચાર હતો અને તેથી તેમણે બેંતાળીસ વિષયોની એક સારરૂપ સૂચિ તે ગ્રંથમાટે તૈયાર કરી હતી. પરંતુ એમાંના અમુક વિષયોનો સ્વામીજીએ ઉપોદ્ઘાતરૂપે વિસ્તાર કર્યો હતો અને ગ્રંથલેખનનું ત્યાર પછીનું કાર્ય અપૂર્ણ જ રહી ગયું હતું. અમે અહીં તેમનાં હસ્તલિખિત ટિપ્પણ જેવા સ્વરૂપમાં મળી આવ્યાં હતાં, તેવા જ સ્વરૂપમાં આપીએ છીએ. ]

## સાંક્ષિપ્ત સૂચિ

૧ પાશ્ચાત્યોને મેં પહોંચાડેલો સંદેશ ગંભીર છે; પરંતુ મારા દેશબાંધવોને મારે જે સંદેશ આપવાનો છે, તે વળી તેના કરતાં પણ વિશેષ ગંભીર છે.

૨ મહા આશ્ચર્યજનક પાશ્ચાત્ય દેશમાં ચાર વર્ષ પર્યન્ત નિવાસ કરવાથી આર્યભૂમિ વિશે મારા હૃદયમાં અધિક અને સ્વચ્છ પ્રકાશનો વિસ્તાર થયેલો છે. પાશ્ચાત્ય દેશમાંના નિવાસથી આર્યભૂમિમાંનાં અંધકારમય સ્થાનો ન્યૂન દેખાતાં ઉજ્જ્વલ ભાગ અધિક ઉજ્જવળતાથી દૃષ્ટિગોચર થવા લાગ્યા છે.

૩ સૂક્ષ્મ અવલોકનથી આર્યજનો અવનત થતા જાય છે, એ પ્રતિપાદન સત્ય જણાતું નથી.

૪ અનેક માનવી શાખાઓનું એકીકરણ કેવી રીતે થઈ શકે, એ પ્રમેયનો આર્યાવર્ત્ત પ્રમાણે સર્વ દેશોમાં વિસ્તાર થયેલો છે; પરંતુ આર્યભૂમિમાં તેનું ક્ષેત્ર અન્ય દેશો કરતાં અધિક વિસ્તૃત છે.

૫ ભાષા સૌકર્ય, એકચ્છત્રી રાજ્ય અને સર્વથી વિશેષ ધર્મ, એ ત્રણ એકીકરણનાં સાધનો છે.

૬ ઇતર દેશોમાં એ એકીકરણની ક્રિયા બળાત્કારના માર્ગથી કરવામાં આવી છે, એક વિશિષ્ટ શાખાના સંસ્કારોને બીજી એક શાખાના શિરપર બળાત્કારે ચઢાવવાની ચેષ્ટાઓ ત્યાં થયેલી છે; પરંતુ એ બળાત્કારનું પરિણામ તે શાખાના અકાળ તારુણ્ય, વાર્ધક્ય અને છેવટે નાશમાં જ આવે છે.

૭ આર્યાવર્ત્તમાં એ પ્રમેયનું સ્વરૂપ પ્રથમથી જ અત્યંત વિસ્તૃત થયેલું છે અને આ દેશના ઉપાયો પણ સૌમ્ય જ છે. સર્વથા આરંભથી જ અન્ય જનોની

રૂઢિ અને અન્ય જનોના ધર્મ આદિ વિશેની સહિષ્ણુતાનો હિંદુઓમાં દૃઢ નિવાસ થયેલો છે.

૮ જે સ્થાનમાં એ પ્રમેય અલ્પ પ્રમાણમાં હતું અને એકીકરણની ક્રિયામાટે જોઇતું સામર્થ્ય મહત્ હતું, તે સ્થાનમાં પરિણામ એવું થયું કે, દેશમાંની ભિન્ન ભિન્ન અને ન્હાની ન્હાની, છતાં બળવતી શાખાઓમાંના જીવનનો નાશ થઈ ગયો. તે જીવન માત્ર એક સામર્થ્યવતી પ્રમુખ શાખામાં જ રહ્યું. ન્હાની ન્હાની શાખાઓનો પ્રમુખ શાખામાંના થોડાક લોકોએ પોતાના હિતમાટે ઉપયોગ કરી લીધો અને બાકીના સામાન્ય સમૂહને તેમણે તેવી જ અવનત સ્થિતિમાં ત્યાગી દીધાથી તેની ઉન્નતિનો માર્ગ બંધ થઈ ગયો. અંતે પ્રમુખ શાખાનો બળ-વેગ પણ કાળના જવા સાથે ન્યૂન થતો ગયો અને તેના સ્થાનને ભરી નાખવાની કોઈ પણ શાખાના અંગમાં શક્તિ ન હોવાથી આ અત્યંત વિશાળ અને બાહ્યત: અભેદ્ય દેખાતી પ્રચંડ ઇમારત એકદમ જમીનપર તૂટી પડી. ઉદાહરણાર્થ, ગ્રીસ, રોમ અને નૉર્મન્.

૯ એક ભાષાથી સરળતા થવાનો સંભવ છે ખરો; પણ તેને પણ ઉપર્યુક્ત આક્ષેપ તો લાગૂ પડવાનો જ. કારણ કે, એક ભાષા થતાં અન્ય ભાષાઓની જીવનસક્તિનો સર્વથા સંહાર થઈ જવાનો.

૧૦ એવાં અનેક પ્રકારનાં વિઘ્નોના મધ્યમાં સરળતાયુક્ત માત્ર એક જ માર્ગ છે, અને તે એ કે, સર્વને પવિત્ર ભાસનારી એક મહાભાષા નિર્માણ કરવી અને અન્ય સર્વ ભાષાઓને તે જ ભાષાની શાખા તરીકે જીવિત રાખવી. સંસ્કૃત ભાષાએ એ જ કાર્ય કરેલું છે.

૧૧ દ્રાવિડી ભાષાઓનો ઉદ્‌ગમ સંસ્કૃતમાંથી થયો હોય કિંવા ન થયો હોય; પરંતુ તેમનું વર્ત્તમાન વ્યવહાર્ય રૂપ એવા પ્રકારનું થયેલું છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી જ. ધીમે ધીમે તેઓ પોતાના ધ્યેય પ્રતિ અખંડ પ્રગતિ કરતી રહી છે અને તેમ છતાં તેમણે આજ પર્યન્ત દૃઢતાથી સ્વત્વનું સંરક્ષણ કરી બતાવ્યું છે.

૧૨ મૂળસમાન કુળતાને શોધી કાઢવી; અને એ શાખા એટલે આર્ય શાખા છે, એમ નિશ્ચિત થઈ ચૂક્યું છે.

૧૩ મધ્ય એશયામાં બાલ્ટિક સમુદ્ર પર્યન્ત આર્ય નામક સર્વથા ભિન્ન માનવકુળનું અસ્તિત્વ હતું કે કેમ, એ વિશેનો ઊહાપોહ.

૧૪ આ અમુક કુળનો નમૂનો, એમ કહીને જે શાખાઓ બતાવવામાં આવે છે. તે નમૂના સર્વથા શુદ્ધ રહ્યા છે કે કેમ? શાખાઓ સદોદિત મિશ્ર જ હતી,

૧૫ ગૌરકુળ અને કૃષ્ણકુળ.

૧૬ ઐતિહાસિક કલ્પનાને ત્યાગીને સામાન્ય મનુષ્યની દૃષ્ટિથી વ્યવહાર્ય રૂપનો વિચાર. આર્યોના પુરાતન ગ્રંથોના આધારે તેમની વસતિ તુર્કસ્તાન, પંજાબ અને વાયવ્ય-તિબેટના મધ્યમાં હતી.

૧૭ એમાં અનેક શાખા અને ઉપશાખાઓ હોવાથી તેમના એકીકરણનો યત્ન કરાયો હતો. એ શાખા તથા ઉપશાખાઓની સંસ્કૃતિ ભિન્ન ભિન્ન પરિણામની હતી.

૧૮ જેવી રીતે સંસ્કૃત ભાષા સર્વ ભાષાઓના સામાન્ય મૂળના સ્થાને આવેલી છે, તે જ પ્રમાણે આર્યકુલ કુલત્વના સામાન્ય મૂળના સ્થાને આવેલું છે; અને એ જ રીતિથી બ્રાહ્મણત્વ ઇતરોને આદર્શવત્ થયું છે. સંસ્કૃતિનાં ભિન્ન ભિન્ન પરિણામોનું તેમ જ સમાજરચના અને રાજ્યરચનાનું ધ્યેય પણ બ્રાહ્મણત્વ જ છે.

૧૯ આર્યાવર્તનું અંતિમ સાધ્ય-બ્રાહ્મણત્વ.

૨૦ સંપત્તિહીન, અહંકારવિહીન, અને નિયમથી અબદ્ધ. નીતિ સિદ્ધાંત જ રાજા.

૨૧ વંશપરંપરા બ્રાહ્મણત્વ-અનેક શાખાઓએ પ્રયત્ન કરીને પૂર્વે બ્રાહ્મણત્વ મેળવ્યું હતું અને અત્યારે પણ મેળવે છે.

૨૨ જેમણે સત્ય મહત્કૃત્યો કર્યાં છે, તેમણે પોતાનો કોઈ પણ પ્રકારનો અધિકાર દર્શાવ્યો નથી. માત્ર આળસુ અને ભાર બોજ વગરના લોકોએ જ અધિકાર માટે કલહ કરેલો છે.

૨૩ બ્રાહ્મણત્વ અને ક્ષત્રિયત્વનો અધઃપાત. પુરાણોમાં એવું વર્ણન છે કે, કલિયુગમાં કેવળ બ્રાહ્મણો જ અવશિષ્ટ રહેશે. આ કથન અક્ષરશઃ સત્ય છે; દિવસાનુદિવસ એની સત્યતા વધારે અને વધારે પ્રકાશમાં આવતી જાય છે; તથાપિ બ્રાહ્મણો પણ બહુ જ થોડા બચ્યા છે અને તે પણ માત્ર ભારતવર્ષમાં જ.

૨૪ બ્રાહ્મણ થતાં વચ્ચે ક્ષત્રિયત્વનું સોપાન આવે છે. કેટલાકોએ પૂર્વ જન્મમાં જ એ સોપાનનું ઉલ્લંઘન કર્યું હશે; પણ તેનું સ્વરૂપ વર્તમાન જન્મમાં દૃષ્ટિગોચર થવું જોઇએ.

૨૫ એ એકીકરણની રચનાનો નકશો ધર્મમાં મળી શકે તેમ છે.

૨૬ એક જ કુળની ભિન્ન ભિન્ન શાખાઓના દેવ તે જ છે. એ દેવોની સંજ્ઞા એક જ છે. બૅબિલોનિયન્ કુળના "બેલ" દેવ અથવા હિબ્રુ કુળના "મોલૉકસ."

૨૭ સર્વ દેવોનું એકરૂપત્વ 'બેલમેરોડાક' નામક દેવમાં થાય, એ વિશે બૅબિલોનિયન્સ્‌ના પ્રયત્ન અને તે જ પ્રમાણે સર્વ 'મોલૉકસ્' નું 'યાવા' કિંવા 'યાહૂ' નામક દેવમાં રૂપાન્તર કરવામાટેના ઇજરલાઇટ્ લોકોના યત્નો.

૨૮ ઇરાની અને હિબ્રુ લોકોના હસ્તે બૅબિલોનિયન્સ્‌નો નાશ. તેમણે બૅબિલોનિયન પુરાણોને પોતાનાં કરી લીધાં; અને પોતાને અનુકૂળ થાય તેવું તેમનું રૂપાન્તર કરીને શુદ્ધ એકેશ્વરી ધર્મ નિર્માણ કર્યો.

૨૯ જેવી રીતે એકસત્તાક રાજ્યપદ્ધાત આજ્ઞાની તત્કાળ બજાવણી કરે છે, તે જ પ્રમાણે એકેશ્વરી ધર્મ પણ એકીકરણનું કાર્ય આવેશપૂર્વક કરે છે; પણ તેની વૃદ્ધિ અલ્પ વયમાં જ અટકી જાય છે, અને તેના યોગે પછીથી ક્રૂરતા અને છળ કરવાની બુદ્ધિનો ઉદય થાય છે. એના તડાકામાં સપડાયલાં રાષ્ટ્રોનો જેટલા વેગથી ઉદય થયો હતો, તેટલા જ વેગથી તેમનો અસ્ત પણ થઈ ગયો હતો.

૩૦ આર્યાવર્તે એ વિઘ્નોને સ્પષ્ટ ઉત્તર આપી દીધું કે;–"**एकं सद्विप्रा बहुधा वदंति**" એ પછી આર્યાવર્તમાં સસ્કૃતિની જે કાંઈ પણ ઉન્નતિ થઈ, તેનું મૂળ મડન એ જ છે. આખી કમાનમાંનો મધ્યવર્તી પાષાણ તે એ જ.

૩૧ વેદાંતીઓની અત્યંત આશ્ચર્યજનક સહિષ્ણુતા, તે એનું જ પરિણામ.

૩૨ તો પછી અત્યારે મુખ્ય કર્તવ્ય શું ? આ ભિન્ન ભિન્ન મૂલતત્ત્વોનો નાશ થવા ન દેતાં તેમની એકતા કરવી અને તેમને સાથે મેળવવાં.

૩૩ જે ધર્મની ઇમારત એક વ્યક્તિવિશેષના આધારે બાંધવામાં આવી હોય, તે ધર્મદ્વારા આ કાર્ય થવું સર્વથા અશકય છે. પછી ભલેને તે વ્યક્તિ સામાન્ય મનુષ્યવર્ગમાંની હોય કે સ્વર્ગીય હોય, છતાં પરિણામ તો એ જ.

૩૪ અદ્વૈત મતનું અત્યંત મહત્ત્વ છે તે કેવળ એ જ દૃષ્ટિથી; કારણ કે, અદ્વૈતમત તત્ત્વાનુગામી છે, વ્યકત્યનુગામી નથી. આમ હોવા છતાં પણ એણે સંસારી અને ઐકાંતિક ભક્ત ઉભયને સમાન કર્મસ્વાતંત્ર્ય આપેલું છે.

૩૫ સર્વકાલ એવું જ ચાલ્યા કરે છે. એ દૃષ્ટિથી જોતાં, દિવસાનુદિવસ આપણી પ્રગતિ જ થતી જાય છે. મુસલ્માની સત્તાના અવધિમાંના અવતારી પુરુષો.

૩૬ પૂર્વકાળમાં, આપણી દિશા કઈ છે, એ આપણે સારી રીતે જાણતા હતા અને અત્યારે એ સંવેદનાનો નાશ થઈ ગયો છે. કેવળ એ દૃષ્ટિથી જોતાં આપણું પતન થઈ ગયું છે.

૩૭ ભવિષ્યકાળમાં એ સવ સ્થિતિ સુધરી જવાની છે. એક જ શાખાના વર્ચસ્વના યોગે કેટલાક કાળ પર્યંત તો પૂર્વે રાષ્ટ્રનો વિલક્ષણ ઉત્કર્ષ થયો હતો. અહીં અત્યારે જે એકીકરણક્રિયા ચાલૂ છે અને ભિન્ન ભિન્ન શાખાઓ આપ્તત્વના સંબંધથી તથા સમાન કલ્પનાઓથી એકત્ર ભેળાય છે, તેના યોગે ભવિષ્યમાં જે ભવ્ય રાષ્ટ્રીય ઇમારત ઉભી થવાની છે, તેનો નકશો મારાં મનશ્ચક્ષુ સમક્ષ દેખાયા કરે છે. ભવિષ્યત્કાળનું આર્યાવર્ત્ત એટલે તારુણ્યના ઉત્સાહથી ઉભરાઈ જતું અને પૃથ્વીમાંનાં સવ રાષ્ટ્રોની પંક્તિમાં મુકૂટમણિના સ્થાને વિરાજવાની યોગ્યતાવાળું થશે. આમ થવા છતાં સર્વથી પુરાતન રાષ્ટ્ર પણ એ જ રહેવાનું.

૩૮ આ માર્ગ આપણે કેવી રીતે ક્રમવો ? સ્મૃતિશાસ્ત્રોના આધારે ઉત્પન્ન થયેલા રૂઢિવ્યવહાર મહાવિઘ્ન સમાન છે; પણ શ્રુતિની પદ્ધતિ માત્ર એથી સર્વથા ભિન્ન છે. કાળના પ્રવાહ સાથે સ્મૃતિઓનું પરિવર્તન થવું જ જોઇએ, એ નિયમ વિશે હવે શંકા રહી નથી.

૩૯ વેદાન્તધર્મનો પ્રસાર એકલા આર્યાવર્ત્તમાં જ ન કરતાં બાહ્ય દેશોમાં પણ કરવો જોઇએ. આપણા વિચારોએ પરકીયોની મનોઘટનામાં પણ પ્રવેશ કરવો જોઇએ. આ કાર્ય લેખોવડે ન કરતાં મનુષ્યોદ્વારા જ કરવું જોઇએ.

૪૦ કલિયુગમાંનું સત્કર્મ કેવળ દાન જ છે. કર્મવડે પૂર્વ શુદ્ધિ થયા વિના જ્ઞાનપ્રાપ્તિનો સંભવ નથી.

૪૧ ઐહિક અને આધ્યાત્મિક જ્ઞાનનું દાન.

૪૨ સંન્યાસ–સંન્યાસી–રાષ્ટ્રની યાચના !



## ઉપોદ્ઘાત

મારા પ્રિય દેશ બાંધવો ! પરકીય રાષ્ટ્રોને મેં પહોંચાડેલો સંદેશ ગંભીર હશે, પરંતુ તમને આપવાનો સંદેશ તેના કરતાં પણ અધિક ગંભીર છે. પ્રાચીન આર્યભૂમિનો સંદેશ નવીન પાશ્ચાત્ય રાષ્ટ્રોને પહોંચાડવાના કાર્યમાં મેં મારાથી બનતાં સુધી અવધિ કર્યો છે. એ કાર્ય મારા હાથે સારું થયું કે નઠારું થયું, એનો નિર્ણય ભવિષ્ય કાલ અવશ્ય કરવાનો જ. પણ ભવિષ્ય કાળના એ પ્રચંડ ધ્વનિનો સૂક્ષ્મ, પરંતુ સ્પષ્ટ નાદ આજે જ કર્ણગોચર થવા માંડ્યો છે. એ નાદ દિવસાનુદિવસ બળવાન્

થતો જાય છે. ભવિષ્યકાળમાં બનનારું આર્યરાષ્ટ્ર વર્ત્તમાન કાળના આર્યાવર્ત્તને જે સંદેશ આપે છે, તેનો આ પૂર્વધ્વનિ છે.

જે અનેક માનવશાખાઓનું મેં અવલોકન કર્યું છે, તેમાં અનેક પ્રકારની આશ્ચર્યજનક સંસ્થાઓ, કૌતુકાસ્પદ રૂઢિવ્યવહાર અને સત્તા તથા સામર્થ્ય આદિના પ્રદર્શનને નિહાળવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયેલું છે. એમાં જે એક વિશેષ વિશિષ્ટતા મારા જોવામાં આવી તે એ કે, રૂઢિવ્યવહાર, સંસ્કૃતિ અને સામર્થ્યપ્રદર્શન આદિમાં બાહ્યતઃ કદાચિત્ અનેક પ્રકાર દેખાતા હોય, તો પણ તેમના અંતરમાંનું માનવી અંતઃકરણ એક જ રૂપનું છે. તેનું રૂપ સર્વત્ર એક સમાન હોવાનો જ અનુભવ થયા કરે છે. એક જ પ્રકારના આનંદ કિંવા દુઃખથી તે અંતઃકરણ આનંદમગ્ન કિંવા દુઃખમગ્ન થાય છે. તેમાંના સામર્થ્ય અને દૌર્બલ્યનું સ્વરૂપ સર્વત્ર એક સમાન જ છે.

તેમ જ શુભ અને અશુભ અથવા ઉત્તમ અને કનિષ્ઠ પણ નિત્ય એક જ સ્થળમાં વસેલાં સર્વત્ર જોવામાં આવે છે. એ ઉભયના યોગે સમાજની તુલા સમતોલ રહેલી છે; અને એ સર્વનો અધિષ્ઠાતા જીવાત્મા પણ સર્વત્ર એકરૂપ જ છે. જેને તેની ભાષામાં બોલતાં આવડે છે, તે પ્રત્યેકના કથનને તે સારી રીતે સમજે છે. આ જગત્-માંની પ્રત્યેક માનવ શાખામાં કેટલાંક સ્ત્રીપુરુષરત્નો એવા સ્વરૂપનાં છે કે, તેમના અસ્તિત્વના યોગે તે તે શાખાને પરમેશ્વરના આશીર્વાદની પ્રાપ્તિ થાય છે. મહારાજા અશોકે એકવાર એવો ઉદ્‌ગાર કાઢ્યો હતો કે;—"પ્રત્યેક ભૂમિમાં બ્રાહ્મણ અને શ્રમણનો નિવાસ છે!" એ શબ્દોનું પ્રત્યંતર આજે પણ દૃષ્ટિગોચર થાય છે.

જે પાશ્ચાત્ય ભૂમિમાંનાં અનેકોએ કેવળ પ્રેમથી પ્રેરિત થઇને મને પોતાનો કર્યો છે, તે પાશ્ચાત્ય ભૂમિનો હું અત્યંત ઋણી છું. આવો પ્રેમ કેવળ શુદ્ધ નિઃસ્વાર્થ અંતઃ-કરણનો જ દ્યોતક છે. તથાપિ જે ભૂમિએ મને જન્મ આપ્યો છે, તે ભૂમિપ્રતિ એક-નિષ્ઠ રહેવું, એ મારું આદ્ય કર્ત્તવ્ય છે. મારા દેશબાંધવો, અને મિત્રો! જો મારા સહસ્રાવધિ જીવ હોત, તો પ્રત્યેક ક્ષણે તે સર્વ જીવોને તમારાં ચરણોમાં સમર્પિત કરીને, મેં તેમની સાર્થકતા કરી હોત!

આ દેહ, આ મન અને આ આધ્યાત્મિક વિચાર મને કેવળ આ દેશ પાસેથી જ પ્રાપ્ત થયેલાં છે; અને જો કોઈ પણ કાર્યમાં મને યશની પ્રાપ્તિ થઈ હોય તો તે સમસ્ત યશઃપ્રાપ્તિ તમારી જ છે. મિત્રો! એ યશના સ્વામી તમે છો, હું નથી. આ જગતમાં મારું પોતાનું જ ખાસ હોય એવું શું છે, એમ જો તમે પૂછશો તો તેના ઉત્તરમાં હું એટલું જ જણાવીશ કે, કેવળ દુર્બળતા અને અપયશ, એ બે વસ્તુઓ મારી છે.

અનેક કારણોથી અનેક પ્રસંગે ચિત્ત પોતાના મધ્યબિન્દુ પાસેથી ખસકી જાય છે, એનું કારણ હું જ છું. જન્મથી જ સહસ્રાવધિ સચ્ચરિતોની કથાઓ પ્રતિદિવસ સાંભળવાનું ભાગ્ય આ દેશમાંના પ્રત્યેક જન પ્રમાણે મને પણ ઉપલબ્ધ થવા છતાં જો મારું હૃદય દુર્બળ થઈ જાય, અને જો તે કથાઓમાંથી લેવાનું શિક્ષણ હું ન લઈ લઉં, તો તે દોષ મારો પોતાનો જ નહિ, તો બીજા કોનો વારુ? એ દુર્બળતા મારી પોતાની જ.

ધન્ય! મારી જન્મભૂમિ! તને ધન્ય છે!! જે કોઈ પણ આ પવિત્ર ભૂમિપર ઉભો રહેશે–પછી તે તેનો જ પુત્ર હોય કિંવા કોઈ પણ પરકીય હોય–તેને જગતમાંના અત્યંત પવિત્ર અને અત્યંત ઉચ્ચ હૃદયસમુદ્રમાંથી ઉદ્ભવતા વિચારતરંગો પોતાની આસપાસ ભ્રમણ કરી રહ્યા છે, એવો સાક્ષાત્કાર થવાનો જ. જેનામાં મનુષ્યત્વ હશે, તેને તો આ સાક્ષાત્કાર અવશ્ય થવાનો અને થવાનો જ. તેનું અંતઃકરણ અવનત થઇને પશુત્વની સમાનતાને પ્રાપ્ત થયું હોય, તો કાંઈ ન કહી શકાય. આજે સહસ્રાવધિ વર્ષથી એ પવિત્ર અંતઃકરણો પશુઓને દેવ બનાવવાના કાર્યમાં ગુંથાયલાં છે. તેમણે પોતાના એ કાર્યનો આરંભ ક્યારે કર્યો છે, એ વિશે ઇતિહાસ અને પુરાણો કાંઈ પણ કહી શકતાં નથી. મારી જન્મભૂમિનું સમસ્ત વાતાવરણ આધ્યાત્મિક વિચારો-વડે છલકાઈ ગયેલું છે. નીતિ અને અધ્યાત્મજ્ઞાનની જન્મદાત્રી એ જ ભૂમિ છે. મનુષ્યના પોતાની પશુવૃત્તિને ચોંટી રહેવાના દઢ પ્રયત્નો હોવા છતાં એવી અવસ્થામાં પણ આ ભૂમિમાં મધ્યન્તરે તેને વિશ્રાંતિનાં સ્થાનો મળી આવે છે. એ વૃત્તિને ત્યાગીને તે **'न जायते म्रियते वा कदाचित्'** ની પદવીપ્રતિ જવા માંડે, એટલે તેને યોગ્યમાર્ગદર્શકો પણ આ ભૂમિમાં જ મળી શકે છે. 'આ ભૂમિ સર્વ લૌકિક સુખોની જન્મભૂમિ છે,' એમ બોલવાનો એક કાળ આ ભૂમિમાં હતો. અત્યારે દુઃખોનું પાત્ર આકંઠ ભરાઇને ઉભરાઈ જાય છે; છતાં જે સમયમાં ઐહિક સુખોની સરિતા પૂરના પ્રવાહ સમાન વહન કરી રહી હતી, તારુણ્યનો વસંત કાળ ચાલતો હતો, પોતાનો યશોદુંદુભિ સમસ્ત વિશ્વમાં વાગી રહ્યો હતો અને જગતની સમગ્ર સત્તા એકત્રતાથી પોતાના હાથમાં રમી રહી હતી, તેવા કાળમાં પણ એ સર્વ પાશોનો ઉચ્છેદ કરીને માયા–ભ્રમ–ના જાળમાંથી પ્રથમ બહાર નીકળેલું રાષ્ટ્ર આ જ છે. સુખ અને દુઃખ; સામર્થ્ય અને દૌર્બલ્ય; સંપત્તિ અને વિપત્તિ; હાસ્ય અને રુદન; તથા જીવન અને મરણ ઇત્યાદિ દ્વંદ્વોનો પરસ્પર વિરોધી પ્રવાહ ઉચ્છૃંખલતાથી વહન કરી રહેલો હોવા છતાં શાંતિ અને સ્થિરતાને પ્રાપ્ત કરાવી આપનાર કર્મસંન્યાસનું તત્ત્વ પ્રથમ આ

માનવસમુદ્રમાંથી જ બહાર પડચું હતું. જે ભૂમિમાં જીવન તથા મરણનાં પ્રમેયોનો નિર્ણય કરાયલો છે, તે ભૂમિ આ જ છે. આજન્મ અટ્ટહાસ કરીને સુખોની પાછળ પડવું અને તેમ કરતાં દુઃખની ગર્તામાં ડૂબતા જવું, એ જ માનવી જીવનની ચાલૂ સ્થિતિ જોવામાં આવ્યા કરે છે. એવા જીવનમાં પ્રતિપળ અનુભવમાં આવતાં અગમ્ય પ્રમેયોનાં ઉત્તરો આ ભૂમિમાંથી જ મળેલાં છે. આવા પ્રકારનો પ્રયત્ન પૂર્વે ક્યાંય પણ થયો નથી અને એના કરતાં વિશેષ સરળ ઉત્તર કોઈ અન્ય સ્થળમાંથી મળનાર પણ નથી. જન્મ થવો એજ મહા દુઃખ છે અને જીવિતયાત્રા સત્ય વસ્તુની છાયા માત્ર છે, એ તત્ત્વનો શોધ પ્રથમ અહીં જ કરાયલો છે. ધર્મને પ્રત્યક્ષ અને વ્યવહાર્ય રૂપ છે, એ તત્ત્વનો પ્રથમ પરિચય આ ભૂમિમાં જ થયેલો છે. જેવી રીતે ઇતર દેશોમાંનાં સ્ત્રીપુરુષો ઐહિક સુખોના ઉપભોગમાટે સંસારસમુદ્રમાં નિઃશંક ભૂસ્કા માર્યા કરે છે અને પોતાના કરતાં વિશેષ દુર્બળ બંધુજનોપર મનસોક્ત અધિકાર ચલાવે છે, તે જ પ્રમાણે અનંત સુખની પ્રાપ્તિમાટે ગમે તેવી યાતનાઓના સમુદ્રમાં પોતાને ઝોકાવનારાં સ્ત્રીપુરુષો પ્રથમ આ જ ભૂમિમાં ઉત્પન્ન થયેલાં છે. આ ભૂમિમાં જ માનવી અંતઃકરણ વિસ્તારને પામતાં પામતાં એટલું બધું વિસ્તૃત થયું કે, તેમાં કેવળ મનુષ્યો જ સમાયાં એટલું જ નહિ, પણ પશુપક્ષી, વૃક્ષવલ્લરી અને પાષાણ આદિનો પણ તેમાં અંતર્ભાવ થઈ ગયો. અત્યંત ઉચ્ચ પદવીના દેવાધિદેવોથી તે તૃણના અંકુર પર્યન્ત સર્વનો એક માનવી અંતઃકરણ પોતામાં સમાવેશ કરી શકે છે અને પોતે અનંતરૂપ રહે છે. આ ઘટના પ્રથમ અહીં જ સિદ્ધ થયેલી છે. "સર્વ વિશ્વ હું જ છું, તેમાં ક્યાંય પણ ખંડ નથી, તેમાં ચાલતી પ્રત્યેક નાડી તે મારી જ નાડી છે," એવા પ્રકારનો અભ્યાસ માનવ પ્રાણીએ પ્રથમ આ ભૂમિમાં જ કર્યો છે.

હિંદુસ્તાનદેશ તે એક અવનાતને પ્રાપ્ત થયેલો અને અજ્ઞાનગ્રસ્ત દેશ છે, એવા પ્રકારના પ્રલાપો, આપણ સર્વના સાંભળવામાં અનેકવાર આવી ચૂકયા છે. આ કથન સત્ય છે, એવી એક સમયમાં મારી પોતાની પણ માન્યતા હતી. પણ આજે? અનુભવના ઉચ્ચ શિખરપરથી કરેલા અવલોકનના યોગે, અનનુકૂલ પૂર્વ ગ્રહોનાં નેત્રોપરનાં પટલ ગળી પડવાથી અને પરકીય દેશોનાં ભડકીલાં રંગનાં ચિત્રોની વસ્તુસ્થિતિને જોવાથી મારી પ્રથમ ધારણા પ્રમાદપૂર્ણ હતી, એનો અત્યારે હું મુક્તકંઠે સ્વીકાર કરું છું. મારા સમસ્ત અભિમાનને ત્યાગીને હું અવનત શિરથી કહું છું કે, મારી જન્મભૂમિવિષયક મારી ધારણા સર્વથા પ્રમાદયુક્ત હતી. હે આર્યોની

પવિત્ર ભૂમિ! અવનતિએ તને કદાપિ સ્પર્શ માત્ર પણ કર્યો નથી! સહસ્રાવધિ રાજદંડોના અહીં કકડે કકડા થઈ ગયા અને સામર્થ્ય તથા સત્તા એક દડા પ્રમાણે આ હાથમાંથી તે હાથમાં અને તે હાથમાંથી આ હાથમાં ઉડતાં રહ્યાં, પણ અહીં રાજદંડનો સ્પર્શ માત્ર લઘુ જનસમુદાયને જ થતો હતો. સમસ્ત જનસમુદાયમાં એનું વિશેષ પરિણામ કદાપિ થયું જ નથી. તેના ચાલતા પ્રવાહમાં કદાપિ ખંડ પડ્યો નથી. આ પ્રવાહ કોઈ વાર મંદ, તો કોઈ વાર પ્રચંડ અને કોઈ વાર સ્વમસમાન અર્ધસ્થિતિમાં તો કોઈ વાર સંપૂર્ણ જાગ્રદવસ્થામાં હતો. જ્યારે કેટલાંક અત્યન્ત દેદીપ્યમાન શતકો મને દૃષ્ટિગોચર થાય છે, તે વેળાએ મારી દૃષ્ટિ અંજાઈ જાય છે અને હૃદય કંપાયમાન થાય છે. એ સકળ શૃંખલામાંની એકાદ કડી જો મલિન દેખાય, તો બીજી કડી અતિશય તેજોમયી દેખાય છે. અહાહા! જુઓ, આ મારી માતા પોતાની ધીરોદાત્ત ગતિથી પોતાની પ્રગતિ જ કરતી જાય છે! એની પ્રગતિને કિંચિન્માત્ર પણ અટકાવવાનું કોનામાં સામર્થ્ય છે વારુ? મનુષ્યને તેની પશુવૃત્તિમાંથી બહાર ખેંચીને સ્વાનંદસામ્રાજ્યના સિંહાસનપર બેસાડવો, એ જ તેનું ઇષ્ટકાર્ય છે. એ ઇષ્ટકાર્ય તે કરે છે અને તેના એ કાર્યમાં વિઘ્ન કરી શકે, એવો કોઈ જીવ આ જગતમાં તો શું, પણ સ્વર્ગમાં કિંવા ઇતર કોઈ સ્થળમાં પણ ઉત્પન્ન થયો નથી!!

મારા પ્રિય દેશબાંધવો! ઉપનિષત્કાળથી લઇને સમસ્ત જગત્ સમક્ષ આપણે એક સૂત્ર રજૂ કરેલું છે; અને તે એ કે, **"न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्वमानशुः"** એટલે કે, 'ધનથી પણ નહિ અને સંતતિથી પણ નહિ; કિંતુ કેવળ ત્યાગવડે જ અમૃતસ્થિતિની પ્રાપ્તિ થાય છે!' તે કાળથી જ આપણે સમસ્ત જગત્‌નું આવાહન કરીને 'આ તત્ત્વના મિથ્યાત્વને સિદ્ધ કરી બતાવો!' એમ ભીષણ નાદથી કહ્યા કરીએ છીએ. અનેક માનવશાખાઓએ આપણા એ આવાહનને સ્વીકારીને તૃષ્ણાતૃપ્તિના ઉત્તરથી એ પ્રમેયના નિર્ણયનો યત્ન આદરી જોયો હતો. પૂર્વે જેમણે આ યત્ન કર્યો હતો, તેમનું અત્યારે નામ નિશાન પણ બાકી રહ્યું નથી. આપણને તૃષ્ણાતૃપ્તિનું ઉત્તર આપવાના ઉન્માદમાં પડીને તેમણે જે યત્ન કર્યો, તેના યોગે ઉત્પન્ન થયેલાં દુષ્ટત્વ અને દુઃખોના ઝંઝાવાતમાં સપડાઇને તે રાષ્ટ્રો પોતે જ નામશેષ થઈ ગયાં. કનક અને કામિનીની પાછળ પડવાથી એ વિના બીજા કયા પદાર્થની પ્રાપ્તિ થઈ શકે વારુ? જે રાષ્ટ્રો અત્યારે પુનઃ એ જ યત્ન કરે છે, તેમનો પાયો પોલો થઈ ગયો છે અને તેઓ આજ કે કાલમાં પડી જવાની તૈયારીપર આવીને અટક્યાં છે. અંતે યુદ્ધ કે અંતે

શાંતિ, એ પ્રશ્ન અદ્યાપિ નિર્ણયવિનાનો જ પડી રહ્યો છે. પરિણામે ગોર્દનો જય થશે કે, સ્નાયુનો વિજય થશે, એનો અદ્યાપિ કોઇએ કશો પણ નિર્ણય કર્યો નથી. છેવટે સંસાર ઉપયોગી થશે કે સંન્યાસ, એ પ્રશ્નનું અદ્યાપિ કોઇએ પણ ઉત્તર આપ્યું નથી. માત્ર આપણે આપણા પ્રમેયનો નિર્ણય કરીને સ્વસ્થ થઈ બેઠા છીએ. સુખના શૈલપર આરૂઢ હોઇએ કે દુઃખના સમુદ્રમાં ડૂબેલા હોઇએ, છતાં આપણે પોતાના ધ્યેયને દૃઢતાથી વળગી રહ્યા છીએ. કાળના અંત પર્યન્ત એને જ વળગીને બેસી રહેવાની આપણી ઇચ્છા છે. આપણું ઉત્તર એક જ છે અને તે એ કે, **ત્યાગ અથવા કર્મસંન્યાસ !**

આર્યોના જીવનક્રમની રચના, એ તત્ત્વને અનુલક્ષીને જ થયેલી છે. તેમના સમસ્ત સાહિત્યનું મંથન કરવામાં આવે, તો તેમાંથી સાર એ જ મળી આવવાનો. સમસ્ત જીવનયાત્રાનો હેતુ એક જ. નરનો નારાયણ કેમ થઈ શકે, એ એક જ પ્રશ્નનું આર્યભૂમિ અનેક પ્રકારે ઉત્તર આપી રહી છે. તેનો આ ક્રમ અખંડ ચાલતો આવ્યો છે, ચાલૂ છે અને ચાલતો રહેવાનો. રાજ્ય મુગલોનું હોય, તુર્કોનું હોય કિંવા અંગ્રેજોનું હોય, એની તેને લેશ માત્ર પણ ચિંતા નથી. તેનો એક જ ઉદ્યોગ અખંડ ચાલૂ છે.

આર્યરાષ્ટ્રના ઇતિહાસમાં એવો એક પણ કાળ મળી શકે તેમ નથી કે, જે કાળમાં જગતને હચમચાવી મૂકનાર કોઈ પણ બ્રહ્મનિષ્ઠનો સર્વથા અભાવ હોય ! જો એવો કોઈ કાળ હોય, તો કૃપા કરીને મને કોઈ તે બતાવો. એટલી વાર્ત્તા માત્ર સત્ય ખરી કે, તેમના આગમનમાટે કોઇએ વાદ્યધ્વનિ નહિ કર્યો હોય અને સૈનિકોએ સલામીનો આડંબર પણ નહિ કર્યો હોય. આર્યભૂમિનું કાર્ય એવા સ્વરૂપનું છે કે, તેમાં એવી ધામધૂમ અને એવા આડંબરના પ્રદર્શનની આવશ્યકતા જ નથી. તે કાર્યનો સંબંધ મૂક આધ્યાત્મિક વસ્તુઓ સાથે જ હોય છે. રાત્રે પડતા દવનો ધ્વાન જેમ કોઇના સાંભળવામાં આવતો નથી, તે જ પ્રમાણે આપણી આ આર્યભૂમિનો સર્વ કાર્યક્રમ સર્વથા નિઃશબ્દ જ ચાલતો હોય છે. એના વિશે કયાંય કશો પણ કોલાહલ સંભળાય તેમ નથી; પરંતુ આવા નિઃશબ્દ કાર્યથી જ આ પૃથ્વીમાંનાં અત્યંત સુગંધયુક્ત પુષ્પોનો ઉદ્ભવ થાય છે. એ કાર્ય સ્વાભાવિક જ કેવળ શાંતતારૂપ હોવાથી એનામાટે અનેક પ્રકારની અનુકૂલ પરિસ્થિતિઓ ઉત્પન્ન થવી જોઇએ છે અને જ્યાં એવી પરિસ્થિતિઓ એકત્ર થઈ જાય છે, એટલે પછી તેમાં એ કાર્યનો બાહ્ય દેશોમાં પણ આરંભ થઈ જાય છે. જો માત્ર આર્યાવર્ત્તના સંબંધમાં જ કહેવામાં આવે, તો અહીં તો તેનું એ કાર્ય અખંડ ચાલૂ જ છે. તાર્તાર, ઇરાની, ગ્રીક કિંવા

અરબ લોકોએ જે જે વેળાએ રાજ્યના લોભથી આ ભૂમિનો પરરાષ્ટ્ર સાથે સંબંધ સાંધ્યો હતો, તે તે સમયમાં અધ્યાત્મવિદ્યાના નવનીતગોલકનો સમસ્ત વિશ્વમાં પ્રસાર થયો હતો, એ ઘટના ઇતિહાસજ્ઞોના જાણવામાં તો હોવી જ જોઇએ. આજે આપણા સમક્ષ પણ એવો જ. પ્રસંગ ઉપસ્થિત થયેલો છે. સમુદ્ર અને પૃથ્વીપર અંગ્રેજોએ ગમનાગમનના વ્યવસાયમાટે મોટા મોટા રાજમાર્ગોને ખુલ્લા કરેલા હોઇને એક ન્હાનકડા બેટમાંના એ લોકોની આશ્ચર્યકારક કર્ત્તવ્યશીલતાના યોગે પુનઃ એકવાર વિશાળ વિશ્વસાથે આપણો સંબંધ સંધાયો છે; અને એવી સ્થિતિમાં આપણી આર્યભૂમિના કાર્યને પુનઃ એકવાર પ્રોત્સાહન મળે, એ સર્વથા સ્વાભાવિક છે. મારા આ શબ્દોને સારી રીતે ધ્યાનમાં રાખો. કાર્યનો માત્ર મંદ આરંભ થયેલો છે, અને મહતી ઘટનાઓ તો હજી હવે પછી જ.થવાની છે. અત્યારના ચાલૂ થયેલા કાર્યનું પારણામ આર્યાવર્ત્તની બાહ્ય ભૂમિઓમાં શું થશે, એ નિશ્ચયપૂર્વક મારાથી કહી શકાય તેમ નથી. તથાપિ અત્યંત નિશ્ચયાત્મક એક વાર્ત્તા માત્ર હું કહું છું, અને તે એ કે, વર્ત્તમાન જડવાદની ગર્ત્તામાંથી પોતાનો ઉદ્ધાર થાય, એટલામાટે લક્ષાવધિ–હા, લક્ષાવધિ–લોકો બાહ્ય દેશોમાં ચાતક પ્રમાણે યોગ્ય ઉદ્ધારકની માર્ગપ્રતીક્ષા કરતા બેસી રહ્યા છે. કનકકામિનીનો વર્ત્તમાન યુગ તેમને વેગપૂર્વક તે ગર્ત્તાપ્રતિ ધકેલતો જાય છે. ત્યાંના અનેક સામાજિક સુધારકોના જાણવામાં હવે આવી ગયું છે કે, આપણી સુધારણાઓને આધ્યાત્મિક બળની આવશ્યકતા છે, અને તે અત્યુચ્ચ પદવીના વેદાંતની સહાયતા વિના મળવું અશક્ય છે. અસ્તુ; એ વિશે મારે અંતમાં એક સ્વતંત્ર લેખ લખવાનો છે; એટલામાટે આપણા પોતાના દેશમાં જ આપણે જે કાર્યભાગ કરવાનો છે, તેનો જ પ્રથમ આપણે ઊહાપોહ કરીએ, એ જ અત્યારે ઇષ્ટ છે.

માત્ર અધ્યાત્મજ્ઞાનનો પ્રસાર કરવો, એટલું જ આપણું કર્ત્તવ્ય નથી; કિંતુ દેશમાં પરસ્પર વિરોધી સ્વભાવનાં જે અનેક તત્ત્વો છે, તે સર્વનું એકીકરણ કરવું, એ પણ આપણો કાર્યભાગ છે. ભિન્ન ભિન્ન શાખાઓને એકત્ર અને એકજીવ કરવાનો કાર્યભાગ પ્રત્યેક રાષ્ટ્રને કોઇને કોઇવાર પણ કરવાનો તો હોય છે જ.



# ડૉક્ટર્ પૉલ્ ડ્યસન્*

આ ઘટનાને લગભગ એક તપ જેટલો સમય વીતી ગયો છે. જર્મનીનો સુપ્રસિદ્ધ પ્રોફેસર્ લૅસન્ એક અપરિચિત ભાષાવિશે વ્યાખ્યાન આપતો હતો અને એક વિદ્યાર્થી તે વ્યાખ્યાનનું શ્રવણ કરતો હતો. એ વિદ્યાર્થીનો પિતા ધર્માધ્યક્ષ–પાદરી–નો વ્યવસાય કરીને પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવતો હતો. તેનાં આઠ સંતાનો હતાં અને એ વિદ્યાર્થી તે આઠમાંનો એક હતો. તે દિવસે પ્રો. લૅસન્‌ના વ્યાખ્યાનનો 'સંસ્કૃત ભાષા' એ વિષય હતો. એ વ્યાખ્યાન સાંભળવાને આવતા વિદ્યાર્થીઓને કાંઈ પણ ફી આપવી પડતી નહોતી. યૂરોપખંડમાં સંસ્કૃત વિદ્યાનો પ્રચાર ભલે વધતો જતો હોય, છતાં અદ્યાપિ સંસ્કૃત ભાષાનું જ્ઞાનદાન ગુરુના ચરિતાર્થનું સાધન થઈ શકતું નથી. કદાચિત્ કોઈ વિશ્વવિદ્યાલયનો તે ગુરુને આશ્રય મળી જાય, તો તે એક ભિન્ન વાર્તા છે.

જે ધીર પુરુષો સર્વથી પ્રથમ સંસ્કૃત વિદ્યાના બીજને જર્મનીમાં લઈ ગયા હતા, તેમનામાંનો પ્રો. લૅસન્ લગભગ છેવટનો જ પંડિત હતો. એ પંડિત ખરેખર અસામાન્ય કોટિમાંનો હતો, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. જર્મનીમાં આર્યવિદ્યાનો પ્રસાર કરવાથી તેને કોઈ પણ પ્રકારના લૌકિક લાભની આશા નહોતી. માત્ર પોતાના શુદ્ધ અને નિ:સ્વાર્થ અંત:કરણનું સમાધાન, એ જ એ કાર્યથી તેને મોટામાં મોટો લાભ હતો. કવિકુલગુરુ કાલિદાસના 'અભિજ્ઞાન શાકુન્તલ' નાટકનો કેટલોક ભાગ, પ્રો. લૅસન્ તે દિવસે કહી સંભળાવતો હતો. એ પ્રસંગે ત્યાં અનેક વિદ્યાર્થીઓ એકત્ર થયા હતા; પરંતુ આપણા એ તરુણ વિદ્યાર્થી જેટલું બીજા કોઈનું પણ ચિત્ત એ વિષયમાં એટલું બધું લીન થયું નહોતું. પ્રો. લૅસન્ નાટકના જે ભાગનું વિવરણ કરતો હતો, તે ભાગ જો કે અત્યંત ચિત્તવેધક હતો; પણ જે ભાષામાં તે નાટક લખાયલું હતું, તે ભાષા પૉલ્ ડ્યૂસન્‌ને અધિક ચિત્તવેધક જણાઈ. તેના હૃદયમાં વિષય કરતાં ભાષાસૌન્દર્યનું વિશેષ પરિણામ થયું. સંસ્કૃત ભાષાના અપરિચયના યોગે યૂરોપીયન્ પંડિતોને સંસ્કૃત ભાષામાંના વ્યંજનો અને જોડાક્ષરોને ઉચ્ચારવાનું કાર્ય કઠિન થઈ પડે છે અને કેટલીકવાર મોઢાં વાંકાં ચૂકાં પણ કરવાં પડે

* આ લેખ સ્વામીજીએ ઇ. સ. ૧૮૯૬માં 'બ્રહ્મવાદિન્' પત્રમાં લખ્યો હતો.

છે; અને એટલો પરિશ્રમ કરવા છતાં પણ તેમના ઉચ્ચારોમાંનું બોબડાપણું સર્વથા નષ્ટ તો નથી જ થતું. પ્રો. લૅસન્‌ને પણ એ વિઘ્ન તો હતું જ; પરંતુ તેવી સ્થિતિમાં પણ ભાષાના મૂળ ગાંભીર્યનું પૉલ્ ડ્યૂસન્‌ના હૃદયમાં યોગ્ય પરિણામ થયા વિના રહ્યું નહિ. સંસ્કૃત ભાષાએ તેને મોહમુગ્ધ બનાવી દીધો. વ્યાખ્યાનની સમાપ્તિ પછી પૉલ્ ઘેર આવ્યો; પણ આખી રાત તેના મનમાં સંસ્કૃત ભાષાના વિચારો જ ઘોળાતા રહ્યા. હૃદયની આતુરતાએ તેની નિદ્રાનો સર્વથા નાશ કરી નાખ્યો. તે દિવસ સુધી તેને જે ભૂમિ સર્વથા અજ્ઞાત હતી, તે ભૂમિના કોઈ એક સુંદર ભાગનું આપણને દર્શન થાય છે, એમ તેને ભાસવા લાગ્યું. અનેક દેશોનાં અનેક પ્રકારનાં ચિત્રો તેણે જોયાં હતાં; પરંતુ આ નવીન ચિત્રમાંના રંગોના મિશ્રણથી તેનું ચિત્ત આનંદ અને આશ્ચર્યમાં ડૂબી ગયું! આ ચિત્ર તેને સર્વથા અપૂર્વ દેખાયું.

પૉલ્ ડ્યૂસન્ અત્યંત ઉત્સાહી અને બુદ્ધિમાન્ વિદ્યાર્થી હતો; અને તેથી તે મહાપંડિત થશે અને કેવળ કીર્તિને જ નહિ, કિંતુ દ્રવ્યના લાભને પણ સારી રીતે મેળવશે, એવી તેના આપ્તેષ્ટ જનોને સંપૂર્ણ આશા હતી. ત્યારે શું તેમની એ આશાના ભંગનો પ્રસંગ આવી લાગ્યો કે? આજનું વ્યાખ્યાન તે બિચારાઓની આશાના માર્ગમાં વિઘ્નરૂપ થઈ પડ્યું. પૉલને ધ્યાનમાં, મનમાં અને સ્વપ્નમાં કેવળ સંસ્કૃત વિના અન્ય કાંઈ પણ દેખાતું નહોતું. તે સમયના યૂરોપીયન્ પંડિતોમાંના ઘણાકોએ તો સંસ્કૃત ભાષાનું નામ માત્ર પણ સાંભળ્યું નહોતું. તે ભાષાના અધ્યયનથી દ્રવ્યલાભની લેશ માત્ર આશા આજે પણ નથી, એ તો મેં પૂર્વે જણાવેલું જ છે; પરંતુ પૉલના હૃદયમાં એ ઉન્માદ એટલો બધો ભરાઈ ગયો કે, તેને સંસ્કૃત ભાષા વિના જગત્ શૂન્યવત્ દેખાવા લાગ્યું. અત્યારની પરિસ્થિતિમાં આપણે ભારતવર્ષીય જનો મનઃસ્થિતિના એ રહસ્યને યથાર્થતયા સમજી શકીએ તેમ નથી. જેમાં દ્રવ્યનો લાભ નથી, તે વિદ્યાનો અભ્યાસ કરવો? "**शांतं पापं, शांतं पापम्**" લક્ષ્મીના લાભની આશા વિના કોઈ પણ વિદ્યાની પાછળ પડનાર કોઈ પણ મૂર્ખશિરોમણિ આ સૃષ્ટિમાં હશે, એમ આપણને તો અત્યારે ભાસતું નથી; પરંતુ આજે પણ એવા મૂર્ખશિરોમણિ(?) આપણામાં જ થોડા ઘણા નહિ, કિન્તુ અનેક પડ્યા છે. કાશી અથવા નદિયા જેવાં સ્થાનોમાં કેવળ સંસ્કૃતવિદ્યાનો અભ્યાસ કરનારા લોકો—વિશેષતઃ સંન્યાસીઓ—આજે પણ અનેક મળી આવે છે. એમાંના કેટલાક તરુણ તો કેટલાક અત્યંત વૃદ્ધ પુરુષો પણ હોય છે. વૃદ્ધાવસ્થામાં સંસ્કૃતવિદ્યાનું અધ્યયન કરીને લક્ષ્મીનો લાભ મેળવી શકાય, એ તો અશક્ય જ છે. તેવામાં વળી એ

વિદ્યાર્થીઓની આર્થિક સ્થિતિને જોઇએ, તો તે પણ કાંઈ વિશેષ સમાધાનકારક હોતી નથી. યૂરોપીય વિદ્યાનો અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓના જીવન અને એ સંસ્કૃત વિદ્યાર્થીઓના જીવન તથા આચારવિચાર આદિમાં અવની અને આકાશ જેટલો અંતરાય રહેલો હોય છે. જૂના તેલ અને વાટવાળા મંદ મંદ બળતા દીવાના અંધુક પ્રકાશમાં રાતોની રાતો જાગીને તેઓ હસ્તલિખિત પુસ્તકો વાંચતા હોય છે. એ દીપકોનો પ્રકાશ એટલોબધો પ્રખર હોય છે કે, જો એ દીપકોનો ઉપયોગ કરે, તો આજકાલના વિલાયતી વિદ્યાર્થીઓ તો આંધળા ભીંત જ થઈ જાય! કોઈ દુષ્પ્રાપ્ય હસ્તલિખિત ગ્રંથમાટે કિંવા કોઈ મહાપંડિતના દર્શનમાટે સેંકડો માઇલની ચાલીને મુસાફરી કરવી અને ભિક્ષાવૃત્તિથી ઉદરનો નિર્વાહ કરવો; આવી અવસ્થા હોવા છતાં તેમનાં મન કદાપિ અભ્યાસના વિષયથી બહાર નીકળીને ભટકતાં નથી; એ મહદાશ્ચર્ય નથી કે શું? એવી રીતે અભ્યાસ કરતાં કરતાં કેટલાકોના કાળા વાળ ધોળા થઈ ગયા છે, છતાં તેમનો અભ્યાસક્રમ હજી ચાલૂ જ છે! પરમેશ્વરની કૃપાથી વિદ્યાના એવા સત્ય ભોક્તા આજની પરિસ્થિતિમાં પણ આપણા દેશમાં મળી આવે છે, એ એક મહાભાગ્યની ઘટના જ કહી શકાય! આપણી આવી અવસ્થામાં પણ જે વિદ્યાવિશે આપણને યથાર્થતાથી અભિમાન ભાસે છે, તે વિદ્યાને એવી પદ્ધતિથી શીખેલા મનુષ્યોએ જ આટલી પરિણતાવસ્થામાં લાવી બતાવી છે. આર્યભૂમિના એવા જ પુત્રોએ આ કાર્ય કરી બતાવ્યું છે. એથી વિરુદ્ધ હજારો રૂપિયાની હોળી કરીને, વર્તમાન કાળમાં મળતી અનેક પ્રકારની સહાયતાઓ લઇને અને કોઈ પણ પ્રકારનાં કષ્ટ સહન ન કરતાં આજે આપણા જે વિદ્યાર્થીઓ વિશ્વવિદ્યાલયના છાપ સાથે બહાર પડે છે, તેમની વિદ્વત્તા અને આ પ્રાચીન પદ્ધતિની વિદ્વત્તાની તુલના કરીએ, તો પરિણામ શું દેખાય છે વારુ? આપણો નિત્યનો અનુભવ જ એ પ્રશ્નનું સ્પષ્ટ ઉત્તર આપી દેશે. વિદ્યાના વિષયમાં આર્યાવર્તની એક કાળમાં જે સમસ્ત વિશ્વમાં ખ્યાતિ હતી, તે જ ખ્યાતિ આજે પણ હોવી જોઇએ, એવી જો આપણા આજના વિદ્યાર્થિવર્ગની ઇચ્છા હોય, તો તે ઇચ્છા ચાલૂ શિક્ષણપદ્ધતિના યોગે કદાપિ ફળીભૂત થાય તેમ નથી. કોઈ પણ પ્રકારની આશાને હૃદયમાં ન ધારતાં જે પરિશ્રમ સંસ્કૃતવિદ્યાના વિદ્યાર્થીઓ કરે છે, તે જ પ્રમાણે અર્વાચીન વિદ્યાર્થીઓએ પણ નિરલસતા અને બહુધા અહેતુક ચિત્તથી તેમનું અનુકરણ કરવું જોઇએ. સત્ય વિદ્વત્તાને પ્રાપ્ત કરવામાટે અનાસક્તિ, અત્યંત ઉત્સાહ અને ગમે તેવાં વિઘ્નો કિંવા અડચણોને સહન કરવાની શક્તિ, એ ત્રણ ગુણોની મુખ્યતઃ આવશ્યકતા છે.

અન્ય સર્વ રાષ્ટ્રોને જર્મની આજે વિદ્યાકળામાં પાછળ પાડી દેવાને યોગ્ય થઈ છે, એનું મૂળ કારણુ એ જ છે. જર્મનીમાં આજે એવા પ્રકારના વિદ્યાર્થીઓ છે. પૃથ્વીનાં સમસ્ત રાષ્ટ્રોમાં જર્મનીએ આજે જે અગ્રસ્થાન મેળવ્યું છે, તે એવા વિદ્યાર્થિવર્ગના પ્રતાપે જ મેળવ્યું છે. અસ્તુ.

પ્રારંભમાં કહ્યા પ્રમાણે પૉલ્ ડ્યુસનને સંસ્કૃતવિદ્યાનો મોહ લાગ્યો, અને તેણે એ ભાષાના અભ્યાસનો નિશ્ચય કર્યો. એ અભ્યાસનું કાર્ય કાંઈ સરળ અને સહજ નહોતું. આપણા પુરાતન પદ્ધતિના વિદ્યાર્થીઓને જે કષ્ટો ભોગવવાં પડે છે અને અમુક પ્રસંગે અકારણ એકાદશીવ્રતનું અવલંબન કરવું પડે છે, તેવી જ સ્થિતિ ડયૂસનની પણ થઈ. છતાં ધૈર્યનો ત્યાગ ન કરીને તેણે અભ્યાસ કર્યો અને પૂર્વ-પરંપરાને અનુરૂપ સત્ય વિદ્યા પણ પ્રાપ્ત કરી લીધી. પંડિત પૉલ્ ડયૂસન્ 'કીલ'ના વિશ્વવિદ્યાલયમાં અધ્યાત્મવિદ્યાનો અધ્યાપક છે અને સમસ્ત યૂરોપમાં તેની ધવલ-કીર્ત્તિનો પરિમલ પ્રસરેલો છે. ડૉક્ટર પૉલ્ ડયૂસનનું નામ જેના સાંભળવામાં ન આવ્યું હોય, એવો કોઈ હિન્દુ પંડિત પણ બહુધા ભાગ્યે જ હશે! મેં યૂરોપ અને અમેરિકામાં સંસ્કૃત ભાષાના અનેક પંડિતોને જોયા છે અને તેમનામાંના કેટલાકો વેદાન્તની અભિરુચિ ધરાવનારા પણ છે; તેમ જ તેમની બુદ્ધિની કુશાગ્રતા તથા તેમનો સંસ્કૃત ભાષામાંનો નિરપેક્ષ પ્રેમ આદિ પ્રશંસાને પાત્ર છે, એ સર્વ સત્ય; પણ પૉલ્ ડયૂસન્ (કે જેનું પ્રિયનામ દેવસેન છે) અને વૃદ્ધ પંડિત મૅક્સ્મૂલર (ભટ્ટ મોક્ષમૂલર) એ બે પંડિતો જ આર્યભૂમિના અને આર્યવિદ્યાના સત્ય અને નિઃસીમ ભક્ત છે, એવો મારો અભિપ્રાય છે. 'કીલ'માં જે દિવસે એ વેદાન્ત-વિજ્ઞનો અને મારો મેળાપ થયો, તે દિવસ મારા સ્મરણમાંથી કદાપિ લુપ્ત થવાનો નથી. મારા જીવનમાં જે અત્યંત આનંદદાયક પ્રસંગો આવેલા છે, તેમાંનો જ આ પણ એક પ્રસંગ છે. ડૉ. પૉલ્, તેની પત્ની અને તેની કન્યા સાથે મેં જર્મ-નીમાં કેટલાક સમય સુધી પ્રવાસ કર્યો હતો અને ત્યાર પછી લંડનમાં પણ કેટ-લીકવાર તેની મુલાકાતનો મને લાભ મળ્યો હતો. એ સર્વ પ્રસંગે મને અપૂર્વ આનં-દનો સાક્ષાત્કાર થયો હતો.

યૂરોપમાં સંસ્કૃતવિદ્યાનો પ્રચાર થયો, તે વેળાએ સર્વથી પ્રથમ જેમણે સંસ્કૃ-તના અભ્યાસનો આરંભ કર્યો હતો, તેમણે તે અભ્યાસ વિશેષ કુશાગ્ર બુદ્ધિથી કર્યો હતો, એમ કહી શકાય તેમ નથી. તેમનો એ અભ્યાસ બહુ અંશે કેવળ તેમના મનસ્તરંગ પ્રમાણે જ કરાયલો હતો. તેમનું જ્ઞાન સર્વથા અપૂર્ણ હતું; અને તે

અર્ધદગ્ધ જ્ઞાનમાંથી તેમણે મહાન્ ફળને મેળવવાની આકાંક્ષા રાખી હતી. એ કારણુથી, તેમનામાં જે કાંઈ અલ્પ જ્ઞાન હતું, તેનો પોતાથી બની શકે તેટલો મહાન્ આડંબર તેમણે કરી બતાવ્યો. તેમની કલ્પનામાં સંસ્કૃતવિદ્યાની નવીનતાનું અધિક પરિણામ થયેલું હોવાથી અલ્પસ્વલ્પ વસ્તુઓને પણ તેમણે યોગ્યતા કરતાં અધિક મહત્ત્વ આપી દીધું. 'શાકુન્તલ નાટક' એટલે આર્યતત્ત્વજ્ઞાનનો મહાગ્રંથ, એમ કહેવાની સીમાપર્યંત તેઓ પહોંચી ગયા હતા. તે કાળમાં આવા યૂરોપીય પંડિતોની સંખ્યા કાંઈ થોડી ન હોતી; પરંતુ એ લહરીને અટકાવનારી અન્ય પ્રતિસ્પર્ધીની લહરી સત્વર જ ઉત્પન્ન થઈ ગઈ. એ બીજા પંડિતોની દૃષ્ટિથી પૂર્વ ભૂમિમાંની કોઈ પણ વસ્તુ હોય તો તે ત્યાજ્ય જ દેખાવા લાગી. તેઓ એનો ઉપહાસ કરવા લાગ્યા. પરંતુ જે ભાષાની વિદ્યાની ટીકા કરવાના વ્રતને તેમણે સ્વીકાર્યું હતું, તે ભાષાવિષયક એમનું જ્ઞાન પણ અપૂર્વ જ હતું; એટલું બધું કે લગભગ મીંડું જ! સંસ્કૃતના અભ્યાસથી કશો પણ લાભ થવાનો નથી, એવો તેમનો પ્રથમથી જ નિશ્ચય થઈ ગયો હતો. કેવળ કલ્પનાના તરંગોમાં તણાઈ જવાથી પ્રથમ પેઢીના લોકોને સંસ્કૃત વિદ્યામાં જેવી રીતે ગુલાબના થાળ અને કસ્તૂરીનાં પાત્ર સર્વત્ર દેખાતાં હતાં, તે જ પ્રમાણે એ બીજી પેઢીના લોકોને સંસ્કૃતવિદ્યામાં સર્વત્ર ત્યાજ્ય ભાગ જ દેખાવા લાગ્યો. એમણે પૂર્વના સર્વ પંડિતોપર એકસરખા આક્ષેપો કરવાનો ઉદ્યોગ આરંભી દીધો; પરંતુ તેમના એ પ્રયત્નમાં તથ્ય જેવું કાંઈ પણ હતું જ નહિ; એટલું જ નહિ, પણ એ પ્રયત્ન ધૃષ્ટતાયુક્ત હતો, એમ પણ સાથે કહેતું જ જોઇએ. એવામાં વળી સંસ્કૃત ભાષાના યૂરોપીયન્ પુરસ્કર્તાઓનું અધ્યયન 'શાકુંતલ' નાટકથી વધારે આગળ વધેલું ન હોવાથી વિરુદ્ધ પક્ષીઓની ધૃષ્ટતામાં સ્ફુરણનો વિશેષ આવિર્ભાવ થયો; અને બીજું એ કે, જે શ્રોતૃસમુદાય સમક્ષ આક્રમણનું એ કાર્ય ચાલતું હતું, તેનો અધિકાર અને તેનો સંસ્કૃત ભાષાવિષયક જ્ઞાન ભંડાર કેટલો હતો, એમ પૂછવામાં આવે, તો તેનું ઉત્તર એટલું જ કે, તે શ્રોતાઓએ સંસ્કૃત ભાષાના એક શબ્દ માત્રનું પણ પોતાના સમસ્ત જીવનમાં શ્રવણ કર્યું ન હોતું. સંસ્કૃત ભાષાની ઉત્તમતા કે અધમતાનો નિર્ણય કરનાર ન્યાયાધીશ આવા પ્રકારના અને વાદિપ્રતિવાદી ઉપર્યુક્ત આકારના! આવી અવસ્થામાં જ્ઞાનરસનો પ્રવાહ કેવોક વહેતો હશે અને તેમાં કોણ તણાતો હશે અથવા બધા જ ગોથાં ખાતા હશે, એની કલ્પના કોણ કરી શકે વારુ? બધા જ ગડબડગોટો! એક સુપ્રભાતે આપણે અશરણ હિન્દુઓએ જાગીને જોયું તો એક વિલક્ષણ ચમત્કાર જોવામાં આવ્યો! અમારી અમારી કહીને જે

વસ્તુઓને આજસૂધી આપણે પ્રાણપ્રમાણે સંભાળી રાખી હતી, તે બધી વસ્તુઓ અચાનક ચોરાઈ ગઈ હતી! પૃથ્વીના ગર્ભમાંથી અચાનક ઉદ્ભવેલો એક સમુદાય આપણી સર્વ વસ્તુઓને પસાર કરી ગયો! બીજો એક સમૂહ આવ્યો, તે આપણી શિલ્પકળાને લૂટી ગયો અને ત્રીજા સમુદાયે આપણાં શાસ્ત્રોના અવશેષોને ચોરી જવાનું સાહસ કરી બતાવ્યું! ત્યારે હવે આપણું તે શું રહ્યું વારુ? ધર્મ? અરે નહિ રે નહિ; તે પણ તૃતીય સમુદાયના અધિકારમાં ચાલ્યો ગયો. ધર્મનો ઉદ્ભવ પ્રથમ આર્યાવર્ત્તમાં થયો છે, એમ કહો છો? ચૂપ—એવું કાંઈ ભૂલે ચૂકે પણ બોલશો નહિ. તે પણ તમે બીજાઓ પાસેથી જ ઉધાર લીધો છે અને હવે લુચ્ચાઈથી તે૫ર પોતાના અધિકારને સિદ્ધ કરવા નીકળ્યા છો! તે કાળમાં સર્વત્ર આવી જ ધમાચકડી ચાલી રહી હતી. સઘળા વિદ્વાન્ અને સર્વ શોધક! સર્વ જનો એક સંકુચિત સ્થાનમાં નાના પ્રકારના શોધ કરવા મંડી ગયા! અને ત્યાં તો કેવળ અંધકાર અને અંધકાર જ! એથી બન્યું એમ કે, તેઓ એક બીજા સાથે પોતપોતામાં જ અથડાવા લાગ્યા! પણ જ્વરની એ ભાવના સત્વર જ શીતલ થઈ ગઈ અને ભાવી આશાનો અરુણોદય થયો. પૌરસ્ત્ય વિષયો વિશે એકદમ અભિપ્રાય આપી દેવાનો કાળ હવે ચાલ્યો ગયો. પૂર્ણ વિદ્વત્તા અને કુશાગ્ર બુદ્ધિ વિના આ કાર્યમાં હસ્તાક્ષેપ કરવો, તે પોતાને હાસ્યાસ્પદ કર્યા સમાન છે, એ વાર્ત્તા હવે ઘણાકોના જાણવામાં આવી ગઈ. આર્યપરંપરાની કેવળ અવહેલના કરીને તેનામાં તુચ્છતાને લાવવાનો યત્ન કરવો, એ કાર્ય, દેખાય છે તેટલું સુરક્ષિત નથી, એમ તેઓ જાણી ગયા. સ્વપ્નમાં પણ ધ્યાનમાં ન આવનારાં રહસ્યો, એ આર્યપરંપરાના ગર્ભમાં રહેલાં છે, એવો તેમનો નિશ્ચય થઈ ગયો.

એ કાળ પછી યૂરોપમાં ઉદ્ભવેલો સંસ્કૃતભાષાનો વિદ્યાર્થિવર્ગ, અધિક લીન વૃત્તિવાળો, અધિક સાનુકંપ અને અધિક સુશિક્ષિત છે. જેમના અંગમાં વિદ્યાનો સંપૂર્ણ નિવાસ થયેલો છે, તેમની સ્થિતિ 'આમ્રતરુ નમતા ફલભારે!' એ પ્રમાણેની થાય, એ સર્વથા સ્વાભાવિક જ છે. તેમ જ તેમનામાં અનુકંપાનો વાસ હોય, એ પણ નૈસર્ગિક જ છે. કારણ કે, તેમનાં અંતઃકરણો જ્ઞાનરસના આકંઠપાનથી તૃપ્ત થયેલાં હોય છે. એ જૂના અને નવા પક્ષની શૃંખલાને સાંધનાર કુશળ કારીગર ભટ્ટ મોક્ષમૂલર (પ્રો. મૅકસમૂલર) જ છે. અન્ય કોઈ પણ પંડિત કરતાં એ વૃદ્ધ આચાર્યના અમો હિંદુઓપર અનેક ઉપકાર થયેલા છે. એ વીર નરે અત્યંત ઉત્સાહથી તારુણ્યના વસંતમાં હસ્તમાં લીધેલા કાર્યને શાંતિથી વૃદ્ધાવસ્થામાં પૂર્ણ કર્યું; એ તેના ઉત્સાહને જોઈએ છીએ, એટલે હૃદય આશ્ચર્યથી ચકિત થઈ જાય છે! કોઈની પણ

સહાયતા વિના જીર્ણ થયેલા હસ્તલેખો ઉકેલવા,—એ હસ્તલેખોમાંની લિપિ એવી હોય છે કે, કેટલીક વાર આપણા હિંદુઓને પણ દુર્બોધ્ય જણાય છે અને ભાષા એવી હોય છે કે જેના જ્ઞાનને મેળવવામાટે આખો જન્મારો પણ પૂરો નથી હોતો; એવી સ્થિતિમાં આવા મહા પ્રચંડ ઉદ્યોગને જેણે હાથમાં લઇને પાર પાડી બતાવ્યો, તેને ખરેખર કોટિશઃ ધન્યવાદ ઘટે છે! તેને કોઈ મહા પંડિતની સહાયતા તો નહોતી જ, પરંતુ કોઈ સાધારણ બુભુક્ષિત પંડિત પણ નામની સહાયતા લેવામાટે તેને મળી શકયો ન હોતો. અમેરિકામાં એવા અર્થની એક કહેવત છે કે, "મહિને સાત આઠ રૂપિયાનો ખર્ચ કરીએ, એટલે કોઈ પણ વિષયનો એકાદ 'વિદ્વાન્' મળી શકે છે;" અને બહુ તો પ્રસ્તાવનામાં આભાર માનવામાટે તેના નામનો ઉપયોગ કરી શકાય છે. પરંતુ આવા વર્ગમાંનો કોઈ પંડિત પણ પ્રો. મૅકસમૂલરને પ્રાપ્ત થયો ન હોતો. અમુક એક શબ્દ અથવા વાકયનો સાયનાચાર્યે શો અર્થ કરેલો છે અને સત્ય પાઠ શો છે, એ શોધી કાઢતાં તેના કેટલાક દિવસ અને કેટલીક વાર કેટલાક મહિના પણ વીતી જતા હતા. આ વાત તેણે પોતે જ મને કહી હતી. એવી રીતે જ્યાં કેવળ નિબિડ અરણ્યનો જ વિસ્તાર હતો ત્યાં જેણે મહાન્ રાજમાર્ગ નિર્માણ કરી દીધો, તે મહા પુરુષને જો ધન્યવાદ અપાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. આ પ્રચંડ ઉદ્યોગ જેણે સર્વથા નિરપેક્ષ બુદ્ધિથી કર્યો છે, તે સાધુના અમો હિન્દુઓપર અનંત ઉપકાર થયેલા છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારની અતિશયોક્તિનો સંભવ છે ખરો કે? પોતાના અનેક લેખોમાં તેણે દર્શાવેલાં સર્વ મતોને આપણે માન્ય કરી શકીએ તેમ નથી; અને કેટલેક સ્થળે તો તીવ્ર મતભેદ થવાનો પણ સંભવ છે; પરંતુ એમ હોવા છતાં તેના પરિશ્રમોનું મૂલ્ય લેશ માત્ર પણ ન્યૂન થઈ શકે તેમ નથી. મતભેદનો પ્રકાર તો નિત્ય ચાલ્યા જ કરે છે, પણ એ એક પંડિતે આપણા પૂર્વજોની વિદ્યાનો જેટલો શોધ કર્યો, તેનું રક્ષણ કર્યું અને તેનો પ્રસાર કર્યો; તેટલું કાર્ય આપણામાંના કોઈ પણ એકના હાથે થવાની આશા હતી ખરી કે? કીર્ત્તિ અથવા અન્ય કોઈ પણ વસ્તુના લોભનો અંતઃકરણમાં સર્વથા અભાવ છતાં કેવળ પ્રેમને વશ થઈ લીન અંતઃકરણથી તેણે આ કાર્ય અથવા કર્ત્તવ્યની પરિસમાપ્તિ કરી બતાવી છે.

પ્રાચ્ય વિદ્યાઓનો પ્રેમથી અભ્યાસ કરનાર પેઢીમાં જેવી રીતે અગ્રેસરત્વના માનને પ્રો. મૅકસમૂલર જ પાત્ર છે, તેજ પ્રમાણે પ્રાચ્ય વિદ્યાના ત્યાર પછીના અભ્યાસકોના અગ્રેસરોમાંના એક તરીકે ડૉ. પૉલ્ ડયૂસન્ માનને પાત્ર છે. પ્રારં-

ભમાં એ વિદ્યાપ્રતિ જેમનું મન આકર્ષાયું હતું, તેમણે ભાષાસામ્યની દૃષ્ટિથી જ એ વિદ્યાઓનો અભ્યાસ કર્યો હતો. પ્રાચીન કાળમાં કઈ ભાષાઓ પ્રચારમાં હતી, તેમનો પરસ્પર કયા પ્રકારનો સંબંધ હતો અને કઈ પ્રાચીન ભાષાઓમાંથી કઈ અર્વાચીન ભાષાઓનો ઉદ્ભવ થયેલો છે, એ વિષયોમાં તેમણે પોતાનું વિશેષ ધ્યાન પરોવ્યું હતું; પણ એનું પરિણામ એ થયું કે, એના યોગે વિચારરત્નોની પ્રભાને તથા તેમાંના અધ્યાત્મભાગને તેઓ સર્વથા ભૂલી જ ગયા, અથવા તો એ વસ્તુઓ તેમના જોવામાં જ ન આવી. મૅક્સમૂલરે એમાંનાં કેટલાંક રત્નોનું ચૂંટી કાઢીને પાશ્ચાત્યોને દર્શન કરાવ્યું. તેના ભાષાપાંડિત્યવિશે લોકોનો પ્રથમથી જ સારો અભિપ્રાય થઈ ગયેલો હોવાથી તેણે બતાવેલાં વિચારરત્નોમાં લોકોનું ચિત્ત પોતાની મેળે જ પરોવાયું. ભાષાના સામ્ય અને વૈષમ્યને જોતાં બેસી રહેવાની ડૉ. ડ્યૂસનને પ્રિયતા ન હોતી. પ્રથમથી જ તત્ત્વજ્ઞાનમાં તેનું વિશેષ ધ્યાન હતું. પ્રાચીન ગ્રીક અને અર્વાચીન તત્ત્વજ્ઞાનનો અભ્યાસ તેણે પ્રથમથી જ કરેલો હોવાથી તેનું હૃદય આર્યતત્ત્વજ્ઞાનમાં તત્કાળ સંશ્લિષ્ટ થઈ ગયું. ઉપનિષદ્ગ્રંથોના અત્યંત ગહન ભાગમાં તેણે ડૂબકી મારી. ઠેઠ તલભાગ પર્યંત પહોંચવામાં તેણે પાછી પાની કરી નહિ. ઉપનિષદ્માંનું તત્ત્વજ્ઞાન તેની કુશાગ્ર બુદ્ધિને સર્વથા સંતોષદાયક જણાયું અને તેથી તેના મનનું સંપૂર્ણ સમાધાન થયું. જે ધૈર્યથી તેણે એ કાર્યમાં હાથ નાખ્યો હતો, તે જ અને તેટલા જ ધૈર્યથી તેણે એ તત્ત્વજ્ઞાનની અલૌકિકતાનો લોકોને પણ પરિચય કરાવી દીધો. વેદાંતવિશે જે થોડાક પંડિતોએ અત્યંત સ્પષ્ટ ઉદ્ગાર કાઢ્યા છે, તેમનામાં ડૉ. પૉલ્ ડ્યૂસન્ની પ્રમુખતાથી ગણના કરવી જોઇએ. 'હું જો વેદાંતવિશે પ્રશંસાપૂર્ણ ઉદ્ગાર કાઢીશ, તો જૂના નામાંકિત પંડિતો મારા વિશે શું ધારશે?' એ ક્ષુદ્ર ભાવનાનો તેના હૃદયને સ્પર્શ માત્ર પણ થયો ન હોતો. સત્યને પણ આ જગત્માં ધૈર્યના પૃષ્ઠબળની આવશ્યકતા હોય છે. તેમાં વળી અત્યારે યૂરોપની સ્થિતિ એટલી બધી વિલક્ષણ થઈ ગઈ છે કે, પ્રસિદ્ધ તત્ત્વદર્શી અને પંડિતોને પણ લોકમતનો ભય રાખવો પડે છે. યૂરોપમાં આજે એવી અનેક પ્રકારની રૂઢિઓ અને અનેક પ્રકારના પંથો અસ્તિત્વમાં છે કે, તેમના વિશે ઘણા ખરા વિદ્વાનોના હૃદયમાં લેશ માત્ર પણ પૂજ્યભાવ અવશિષ્ટ રહ્યો નથી; છતાં પોતાના એ વિચારને સ્પષ્ટતાથી દર્શાવવાની હિંમત તેઓ કરી શકતા નથી; માત્ર એટલું જ નહિ, પણ જો કોઈ પંથમાંના કોઈ વિક્ષિપ્ત ભાગ વિશે કાંઈ બોલવું જ હોય, તો ગોળગોળ ભાષા વાપરીને અને વિલક્ષણ દ્રાવિડી પ્રાણાયામ

કરીને તેમને પોતાનું કથન અર્ધદગ્ધ ભાષામાં જ વ્યક્ત કરવું પડે છે. યૂરોપ ખંડમાં સામાન્ય લોકમતનું પ્રાબલ્ય એવા પ્રકારનું છે. આવી સ્થિતિમાં કેવળ સત્યને માટે લોકમતની જરા પણ પરવા ન રાખતાં જેણે આર્યતત્ત્વજ્ઞાનનો યૂરોપમાં પ્રસાર કરી દીધો, તે મૅક્સમૂલર અને પૉલ્ ડ્યૂસન્ અવશ્ય કોટિશઃ ધન્યવાદને પાત્ર છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી જ! જે અસામાન્ય ધૈર્યથી તેમણે આ કાર્ય યૂરોપમાં કરી બતાવ્યું છે, તે જ ધૈર્યથી તેમણે અમારા પ્રમાદોનું માપ પણ અમારા ખોળામાં નાખવું જોઇએ, એવી મારી ઇચ્છા છે. પ્રાચીન તત્ત્વરત્નોમાં પાછળથી કેવી સેળ-ભેળ થઈ હતી અને તે જ તત્ત્વોને પ્રત્યક્ષ વ્યાવહારિક રૂપ આપવામાં આપણે કેટલી સીમા સુધી ઠગાયા છીએ, એ પણ તેમણે બતાવી આપવું જોઇએ. અત્યારની આપણી વિપન્નાવસ્થામાં તો એવા નરશાર્દૂલોની જ આપણને અધિક આવશ્યકતા છે. એક બાજૂએ જોઇએ તો એક પક્ષ જૂનાની તરફદારી કરતો દેખાય છે અને તે પક્ષના અભિ-પ્રાય પ્રમાણે પાળીયા પૂળીયાની પૂજા પણ મહાશાસ્ત્રોક્ત અને પૂજ્ય જણાય છે. તેમની દૃષ્ટિને એમ જ ભાસે છે કે, જૂનું જે કાંઈ પણ મળે, તે રત્ન જ હોવું જોઇએ. જૂનાની ગુલામગીરીને ધારણ કરી બેઠેલો આ પક્ષ આર્યાવર્ત્તમાં બહુ જ મોટો છે. એ પક્ષમાંથી દૃષ્ટિને હટાવીને જો બીજી તરફ જોઇએ, તો ત્યાં વળી એક બીજો જ ચમત્કાર આપણા જોવામાં આવે છે. એ પક્ષના અભિપ્રાય પ્રમાણે આપણે કાંઈ કામના જ નથી અને આપણા જીવનમાં કશો અર્થ જ રહેલો નથી. આપણા સમસ્ત ઇતિહાસમાં યોગ્યતાવાળો એક પણ ભાગ તેમની દૃષ્ટિને દેખાતો નથી. આપણી સમાજરચના અને આપણ ધાર્મિક વિધિઓને એકત્ર બાંધી તોપના ગોળાથી ઉડાવી દેવાની શક્યતા હોય, તો એ કૃત્ય પણ તેઓ મહા આનંદથી કરવાના! તત્ત્વજ્ઞાન અને ધર્મની આ પ્રાચીન જન્મભૂમિવિશે તેમના હૃદયમાં કરુણાનો લેશ માત્ર પણ ઉદ્ભવ થવાની આશા નથી!



# ભગવાન્ બુદ્ધ*

પ્રત્યેક ધર્મમાં આત્મનિષ્ઠાનું કોઈ પણ એક અંગ અધિક પ્રમુખતાથી પરિણત થયેલું આપણા જોવામાં આવી શકે છે. બૌદ્ધ ધર્મમાં ફળની આશા વિના કર્મ કરવું, કાર્યમાટે જ કાર્ય કરવું, એ અંગ અત્યંત પરિણત થયેલું છે. બ્રાહ્મણધર્મ અને બૌદ્ધ ધર્મને એક જ માની લેશો નહિ. આ દેશમાં આપના હાથે એવો પ્રમાદ થઈ જાય, એ સર્વથા સ્વાભાવિક છે. બૌદ્ધ ધર્મ તે અમારા દેશમાંના નાનાવિધ ધર્મોમાંનો એક ધર્મ છે. એ ધર્મ કિંવા પંથની સ્થાપના મહાત્મા ગૌતમે કરી હતી. તે સમયના કદાપિ સમાપ્ત ન થનારા વાદવિવાદોથી, અવિચારયુક્ત ધર્મવિધિઓથી અને વિશેષતઃ વર્ણભેદથી તેના મનમાં અત્યંત ઉદ્વેગ ઉત્પન્ન થયો હતો. તેને એ વસ્તુઓનો બહુ જ કંટાળો આવી ગયો હતો. કેટલાક લોકોની એવી જ માન્યતા હતી કે, જન્મના યોગે જ અમને એક વિશિષ્ટ અધિકાર પ્રાપ્ત થયેલો છે અને તેથી જેમનો જન્મ અમારા સમાન નથી તેમના કરતાં અમે ઉચ્ચ પદવીના છીએ. એ જ જાતિભેદની કલ્પના. તેમ જ વળી ગૌતમ ધર્માધ્યક્ષના વિલક્ષણ અને ભયંકર છળોથી પણ વિરુદ્ધ હતો. આ કારણોથી તેણે એક ધર્મની સ્થાપના કરી કે, જેનામાં હેતુ-શક્તિનો સર્વથા અભાવ છે તેમ જ ઈશ્વર અથવા અન્ય અતીન્દ્રિય વસ્તુવિશે વિચાર કરવાની આપણને લેશ માત્ર પણ આવશ્યકતા નથી, એમ તે કહે છે. લોકો ભગવાન્ બુદ્ધને નિત્ય પૂછતા કે;–"પરમેશ્વર છે ખરો કે?" અને એના ઉત્તરમાં તે એટલું જ જણાવતો કે;–"હું તે જાણતો નથી!" સદ્વર્ત્તનના સંબંધમાં જ્યારે પણ તેને કોઈ પ્રશ્ન પૂછતું, ત્યારે તે એ જ ઉત્તર આપતો હતો કે;–"ઉત્તમ કર્મ આચરો અને ઉત્તમ થાઓ!" એકવાર પાંચ બ્રાહ્મણો તેની પાસે આવ્યા અને પોતાના વાદનો નિર્ણય કરી આપવામાટે તેની પ્રાર્થના કરવા લાગ્યા. એકે કહ્યું કે;–"મહારાજ! મારું ધર્મપુસ્તક કહે છે કે, ઈશ્વર આવો છે અને આવા પ્રકારના માર્ગથી તેની પ્રાપ્તિ થાય છે!" બીજો બોલ્યો કે;–"આનું કથન પ્રમાદપૂર્ણ છે; કારણ કે, મારા ધર્મપુસ્તકનું કથન આમ છે અને ઈશ્વરને પ્રાપ્ત કરી લેવાનો માર્ગ

---

* અમેરિકાના 'ડેટ્રૉઇટ્' નામક સ્થાનમાં એક વ્યાખ્યાન આપતા ભગવાન્ બુદ્ધાવિશે સ્વામીજીએ કેટલાક વિચાર દર્શાવ્યા હતા કે, જે તે વ્યાખ્યાનમાંથી અહીં ભિન્ન કાઢી લેવામાં આવ્યા છે.

આ પ્રમાણેનો છે!" સર્વ બ્રાહ્મણોએ એ પ્રમાણે જ કહ્યું. તે સર્વનું કથન બુદ્ધે શાંતિથી સાંભળી લીધું અને ત્યાર પછી સર્વને અનુક્રમે આ પ્રમાણેના પ્રશ્નો પૂછવા માંડ્યા;-"તમારાં ધર્મપુસ્તકોમાંના એકમાં દેવ કોપાયમાન થાય છે, તે અન્યને ઉપદ્રવ કરે છે, તે અશુદ્ધ છે, એમ કહેલું છે ખરું કે?" એના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે;-"નહિ, મહારાજ! એ સર્વ પુસ્તકોનું એ જ પ્રતિપાદન છે કે, ઈશ્વર શુદ્ધ છે અને ઈશ્વર દયાળુ છે!" એ ઉત્તર સાંભળીને બુદ્ધે કહ્યું કે;-"મારા મિત્રો! તમે શુદ્ધ અને શુચિ શામાટે નથી થતા કે, જેના યોગે તમારાથી ઈશ્વરને જાણી શકાય?"

હવે એટલું તો સત્ય છે કે, બુદ્ધનાં સર્વ મતો મને માન્ય નથી. મને મારા પોતામાટે વિશેષ અધ્યાત્મજ્ઞાન જોઇએ છે. અનેક વિષયોમાં મારી માન્યતા તેનાથી સર્વથા ભિન્ન છે. પરંતુ મારી માન્યતા ભિન્ન હોવાથી તે પુરુષમાંના સૌન્દર્યનું મારાથી અવલોકન નહિ જ કરી શકાય, એવો કાંઈ નિયમ નથી. પ્રત્યેક જન કોઈ પણ કાર્યમાં એક કે બીજા હેતુથી જ પ્રવૃત્ત થાય છે. હેતુના અધિકારથી સર્વથા જો કોઈ પણ મુક્ત હોય, તો તે કેવળ ગૌતમ બુદ્ધ જ હતો. બીજા પણ અનેક મહાપુરુષો થઈ ગયા છે, અને તે સર્વનું એ જ કથન હતું કે, તેઓ સાક્ષાત્ ઈશ્વરના અવતાર છે અને તેથી તેમનામાં જે કોઈ પણ વિશ્વાસ રાખશે તેઓ સ્વર્ગમાં જશે. પરંતુ સર્વથા અંતની ઘટિકા પર્યન્ત ભગવાન્ બુદ્ધે શું કહ્યું હતું વારુ? એ જ કે, "તારો કોઈ પણ સહાયક થવાનો નથી; એટલામાટે પોતાની ચિંતા તું પોતે જ રાખ અને પોતાની મુક્તિ કરી લે!" તેણે પોતાવિશે એવા ઉદ્ગાર કાઢ્યા હતા કે;-"અનંત જ્ઞાનને—આકાશ સમાન અનંત જ્ઞાન—ને બુદ્ધ કહેવામાં આવે છે. હું ગૌતમ તે સ્થિતિને પ્રાપ્ત થયેલો છું. જો તમે પણ પ્રયત્ન કરશો, તો સર્વ એ જ અવસ્થામાં વિરમી શકશો." બુદ્ધ પોતે નિર્હેતુક હોવાથી તેને સ્વર્ગમાં જવાની કિંવા દ્રવ્યપ્રાપ્તિની આવશ્યકતા જ નહોતી. તેણે પોતાના રાજમુકુટ અને ઇતર સર્વ પદાર્થોનો ત્યાગ કરી દીધો હતો અને સાગર સમાન વિશાળ હૃદયથી મનુષ્યોના અને ઇતર પ્રાણીઓના કલ્યાણમાટે ઉપદેશ આપતો આર્યાવર્ત્તના માર્ગોમાં '**भिक्षां देहि**' કરતો તે ફર્યા કરતો હતો. યજ્ઞવિધિને અટકાવવામાટે, પ્રાણિમાત્રના હિતાર્થે પોતાના જીવનને અર્પવામાટે જો કોઈ પણ મહાનુભાવ અષ્ટૌપ્રહર તૈયાર હોય, તો તે કેવળ 'ગૌતમ બુદ્ધ જ હતો. એકવાર તેણે એક રાજાને કહ્યું કે;-"એક અજના બલિદાનથી જ્યારે તમારા સ્વર્ગારોહણના કાર્યમાં સહાયતા મળી શકે છે, ત્યારે મનુષ્યબલિ આપવાથી તમારું એ કાર્ય સહજ સિદ્ધ થવાનું જ. અર્થાત્ તમારું કલ્યાણ થતું હોય તો મારા

શરીરનું જ યજ્ઞમાં બલિદાન આપો!" રાજા તેનાં આ વચનો સાંભળીને આશ્ચર્ય-ચકિત થઈ ગયો. અસ્તુ. હેતુ શી વસ્તુ છે, એ ગૌતમ બુદ્ધ જાણતો જ નહોતો. કાર્યકર્ત્તાની પરિપૂર્ણતાના તે પ્રત્યક્ષ ઉદાહરણરૂપ હતો; અને જે મહત્પદે તે જઈ પહોંચ્યો હતો, તે મહત્પદથી પ્રત્યક્ષ દેખાઈ આવે છે કે, કાર્યના સામર્થ્યથી આપણાથી પણ ઉચ્ચતમ બ્રહ્મમયતાના પદપર આરૂઢ થઈ શકાય તેમ છે.

ઈશ્વરના અસ્તિત્વમાં વિશ્વાસ રાખનારમાટે એ માર્ગ અધિક સરળ થાય છે. પરંતુ ભગવાન્ બુદ્ધના ચરિત્રથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, જે કોઈ ઈશ્વર છે કિંવા નથી, એ તત્ત્વને જાણવાનું કાર્ય કઠિન હોવાથી એ વિશે વિચાર માત્ર પણ કરતો નથી, જેનામાં આધ્યાત્મિકતાનો નિવાસ છે જ નહિ, જે કોઈ પણ ધર્મ પંથનો નથી કિંવા કોઈ દેવાલય કે ચર્ચમાં પણ જતો નથી અને જે સર્વથા જડવાદી તરીકે નિશ્ચિત છે; એવો મનુષ્ય પણ પરાસ્થિતિને પ્રાપ્ત કરી શકે છે. તેના વિશે વિચાર કરવાનો આપણો અધિકાર નથી. આહાહા! મારામાં જો શ્રીબુદ્ધના હૃદયનો અલ્પાંશ પણ હોત, તો પરમેશ્વરના અસ્તિત્વમાં બુદ્ધનો વિશ્વાસ હોય કિંવા ન હોય, એનો વિચાર મેં કદાપિ કર્યો જ ન હોત! અન્ય જનો ભક્તિમાર્ગ, યોગમાર્ગ કિંવા જ્ઞાન-માર્ગથી જે પૂર્ણતાની સ્થિતિને મેળવે છે, તે જ પૂર્ણતાની સ્થિતિમાં બુદ્ધ ગયેલો છે. કેવળ વિશ્વાસ કિંવા નિષ્ઠાથી જ પૂર્ણતા આવી શકતી નથી. વાદની તો કશી મહત્તા છે જ નહિ. શબ્દોના અર્થહીન ઉચ્ચાર તો શુકો પણ કરી શકે છે. કેવળ સંગરહિત કર્મના યોગે જ પૂર્ણતાની પ્રાપ્તિ થાય છે.

---

# જડભરતની કથા*



પૂર્વે આર્યાવર્ત્તમાં ભરત નામક એક મહત્ રાજા હતો. વિદેશીઓ જે ભૂમિને 'ઇન્ડિયા' નામથી ઓળખે છે, તેને જ તે ભૂમિનાં સંતાનો 'ભારતવર્ષ' નામથી ઓળખે છે. ભારતવર્ષમાં પ્રત્યેક હિન્દુને માટે એવો એક નિયમજ છે કે, જ્યારે વૃદ્ધાવસ્થાનું આગમન થાય, ત્યારે સર્વ સંપત્તિ પોતાના પુત્રને સ્વાધીન કરી સમસ્ત સાંસારિક વ્યવહારોને ત્યાગીને નિશ્ચિત થઈ પોતામાં જે કેવળ વસ્તુ આત્મા છે, તે આત્માના ચિંતનમાટે વનમાં જઇને વાસ કરવો અને એમ કરીને જીવબંધને તોડી નાખવો. રાજા, ધર્માધ્યક્ષ, કૃષિકાર, અનુચર, પુરુષ અને સ્ત્રી આદિ સર્વને એ નિયમ એકસરખી રીતે જ લાગૂ પડે છે; એ કર્ત્તવ્યના બંધનથી કોઈ પણ મુક્ત નથી. કારણ કે, ગૃહસ્થનાં સર્વ કર્ત્તવ્ય કર્મો–પુત્ર, બંધુ, પતિ, પિતા, પત્ની, પુત્રી, માતા અને ભાગની આદિનાં કર્ત્તવ્યો–જે વેળાએ આત્માને માયા સાથે બદ્ધ કરનારાં સર્વ બંધનો સદાને માટે ટૂટી જાય છે, તે વેળાએ તે એકજ ભૂમિકાપ્રતિ લઈ જવામાટેનાં સાધનોજ છે, એ અહીં ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે.

એ નિયમને અનુસરીને પ્રતાપી રાજા ભરતે પોતાનું સિંહાસન પોતાના પુત્રને આપીને પોતે વનવાસનો સ્વીકાર કરી લીધો. જે રાજા લક્ષાવધિ પ્રજાજનોનો સર્વ સત્તાધીશ સ્વામી હતો, જે રાજા સુવર્ણ અને રજતથી શૃંગારાયલા સ્ફટિકના મહાલયોમાં નિવાસ કરનારો હતો, અને જે નિત્ય રત્નજડિત પાત્રોમાં જલપાન કરનારો હતો; તેજ રાજાએ હૈમાલય અરણ્યમાં એક નદીના તીરપ્રાન્તમાં વંશ(વાંસ) અને તૃણની એક પર્ણકુટી પોતાના હાથે જ બાંધી; અને ત્યાં પોતાના હાથે જ લાવેલાં કંદમૂળ તથા આરણ્યક વનસ્પતિ આદિથી નિર્વાહ કરી, જે પરમાત્મા મનુષ્યના આત્મામાં નિરંતર વર્ત્તમાન છે, તે પરમાત્માના અખંડ ચિન્તનમાં પોતાના આયુષ્યને વીતાડવાના કાર્યનો આરંભ કરી દીધો. એવી રીતે દિવસ, માસ અને વર્ષ વીતી ગયાં. એક દિવસ જે સ્થળે એ રાજર્ષિ પરમાત્મચિંતનમાં નિમગ્ન થયેલો હતો, તે સ્થળે એક મૃગલી જળપાન કરવાને આવી. એજ ક્ષણે અલ્પ અંતરાયપરથી એક વનરાજ સિંહે ભયંકર ગર્જના કરી. સિંહની એ ગર્જનાથી મૃગી એટલી બધી

* સ્વામીજીએ કૅલિફૉર્નિયામાં આપેલું એક વ્યાખ્યાન.

ભયભીત થઈ ગઈ કે, પોતાની તૃષાને તૃપ્ત કર્યા વિનાજ નદીને ઉલ્લંઘી જવામાટે તેણે એક વિશાળ કૂદકો માર્યો. બનાવ એવો બન્યો કે, એ વેળાએ મૃગી ગર્ભવતી હતી, એટલે આ અસહ્ય પરિશ્રમ અને અચાનક ભયાઘાતનું પરિણામ એ થયું કે, તેણે તત્કાળ એક વત્સને જન્મ આપ્યો અને પોતે ત્યાં જ પ્રાણને ત્યાગી દીધા. તરતનું જન્મેલું મૃગબાળ નદીમાં પડ્યું અને જળના બળવાન્ પ્રવાહમાં તણાવા લાગ્યું. એટલામાં તે વનવાસી રાજાની દૃષ્ટિનો વિષય થવાથી રાજા પોતાના ચિંતનને ત્યાગીને ઉઠ્યો અને મૃગવત્સને જળપ્રવાહમાંથી કાઢી, પોતાની પર્ણકુટીમાં લાવી અગ્નિ પ્રદીપ્ત કરીને તેના પ્રાણ બચાવ્યા. એ પછી માયાળુ રાજાએ એ મૃગબાળને પોતાના રક્ષણમાં રાખ્યું અને મૃદુ તૃણશય્યામાં સૂવડાવીને તથા વનફલ ખવડાવીને તેનું પાલનપોષણ કરવા માંડ્યું. મૃગબાળ વાનપ્રસ્થ રાજાના રક્ષણમાં વૃદ્ધિગત થયું અને સમયના જવા સાથે એક સુંદર મૃગના સ્વરૂપમાં ફેરવાઈ ગયું. ત્યારપછી જે રાજાએ સત્તા, પદવી અને કુટુંબ આદિ સમસ્ત જીવનની આસક્તિને ત્યાગવામાં વૈરાગ્યનો પૂર્ણ પ્રભાવ બતાવ્યો હતો, તે જ રાજા નદીના પ્રવાહમાંથી બચાવેલા એ મૃગમાં આસક્ત થઈ ગયો. જેમ જેમ એ મૃગવિષયક તેનો આસક્તિમય પ્રેમ વધારે અને વધારે થતો ગયો, તેમ તેમ પરમાત્મચિંતનમાંની તેના મનની એકાગ્રતામાં અનુક્રમે દિવસાનુદિવસ ન્યૂનતા થવા લાગી. જ્યારે મૃગ અરણ્યમાં ચરવાને જતો અને તેના આગમનમાં જો વિલંબ થતો હતો, તો તરત રાજર્ષિ ભરતનું મન ઉદ્વિગ્ન અને ચિંતાતુર થઈ જતું હતું અને તે પોતાના મનમાં એમ કહેવા લાગતો હતો કે;–"અવશ્ય મારો એ પ્રિય મૃગ આજે કોઈ વ્યાઘ્રના પંજામાં સપડાઈ ગયો હશે અથવા તો અન્ય કોઈ સંકટમાં આવી પડ્યો હશે, નહિ તો તેના આવવામાં આટલો બધો વિલંબ કેમ થાય વારુ?"

આવા પ્રકારે કેટલાંક વર્ષ વીતી ગયાં; પરંતુ અંતે અંતિમ દિવસ આવી લાગ્યો અને વાનપ્રસ્થ રાજાએ મૃત્યુલોકમાંની પોતાની જીવનયાત્રાની સમાપ્તિની તૈયારી કરવા માંડી–તેના મૃત્યુનો સમય આવી લાગ્યો. પરંતુ અંતની ઘટિકાએ તેનું મન પરમાત્મમગ્ન હોવાને બદલે મૃગ વિશેના વિચારમાં જ નિમગ્ન થયેલું અને તેનાં નેત્રો મૃગના અવલોકનમાં જ લીન થયેલાં હોવાથી યોગભ્રષ્ટ અવસ્થામાં જ તેના આત્માએ શરીરનો ત્યાગ કરી દીધો. એ આસક્તિનું પરિણામ એ થયું કે, એ પછીના જન્મમાં તે મૃગયોનિમાં અવતર્યો; પરંતુ કોઈ પણ કર્મનો ક્ષય થતો નથી, એવો નિયમ હોવાથી તેણે પૂર્વ જન્મમાં શુભ અને મહત્ કૃત્યો કર્યાં હતાં, તે કર્મોએ પણ ફળ

ધારણ કર્યા. એ મૃગ **જાતિસ્મર** તરીકે જન્મ્યો હતો, અને તેથી તેની યોનિ પશુની હોવા છતાં અને તેનામાં વાચાશક્તિનો સર્વથા અભાવ હોવા છતાં પણ પોતાના પૂર્વ જન્મની તેને સંપૂર્ણ સ્મૃતિ હતી. પરિસ્થિતિ આવી હોવાથી તે નિરંતર પોતાના સહચર અન્ય મૃગોના યુત્થને ત્યાગી અગમ્ય રીતે આકર્ષાઇને ઋષિઓના આશ્રમોની નિકટમાં ચરવાને ચાલ્યો જતો હતો, કે જ્યાં નિરંતર યજ્ઞયાગાદિ વિધિ થતા રહેતા હતા અને ઉપનિષદોનાં પ્રવચન થયાં કરતાં હતાં.

મૃગના આયુષ્યના અવધિની સમાપ્તિ થતાં એ મૃગનું મરણ થયું; અને તે પછી તે એક ધનાઢ્ય બ્રાહ્મણના ગૃહમાં તેના સર્વથી લઘુ પુત્ર તરીકે અવતર્યો. એ જીવનમાં પણ તેને પોતાના પૂર્વ જન્મોનું સંપૂર્ણ સ્મરણ હોવાથી બાલ્યાવસ્થામાં પણ તેણે જીવનના શુભ અને અશુભ કર્મોમાં લિપ્ત ન થવાનો હૃદયમાં દૃઢ નિશ્ચય કરી લીધો હતો. એ બાળક જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ બળવાન્ અને આરોગ્યની પ્રતિમા સમાન દેખાવા લાગ્યો, પરંતુ મુખમાંથી તે કોઈ વાર એક શબ્દ માત્રનો પણ ઉચ્ચાર કરતો નહોતો અને સંસારવ્યવહારમાંની આસક્તિના ભયથી જડ અને ઉન્મત્તના જેવી અવસ્થામાં જ રહેતો હતો.* તેનું હૃદય નિરંતર પરમાત્મચિંતનમાં જ નિમગ્ન રહેતું હતું અને ગત પ્રારબ્ધ કર્મથી મુક્ત થવું, એટલો જ તેના જીવનનો ઉદ્દેશ હતો. કેટલાક કાળ પછી તેના પિતાનો પરલોકવાસ થયો અને સર્વ પુત્રોએ સંપત્તિ વહેંચી લીધી. એ સર્વથી કનિષ્ઠ બંધુને જડ અને નિરુપયોગી મનુષ્ય ધારીને એનો ભાગ પણ તેમણે પોતાના અધિકારમાં લઈ લીધો અને માત્ર એને જીવવા યોગ્ય સંપૂર્ણ અન્ન આપવા જેટલી ઉદારતા બતાવી. અન્ય બંધુઓની પત્નીઓ વારવાર તેના પ્રતિ ક્રૂરતા બતાવતી, બહુ જ કઠિન કાર્ય તેના હાથે કરાવતી અને જો તે તેમની ઇચ્છા પ્રમાણેનું કાર્ય ન કરી શકે, તો તેઓ તેનું અસહ્ય અપમાન પણ કરતી હતી. પરંતુ એથી તે ભયભીત પણ ન થયો અને કોપાયમાન પણ ન થયો; તે કદાપિ મુખમાંથી શબ્દ ઉચ્ચારતો જ નહિ. જ્યારે તેની એ ભાભીઓ તેને હદથી ઉપરાંત સતાવતી હતી, ત્યારે તે ઘરમાંથી ચુપ ચુપ બહાર નીકળી જતો

---

* "ઋષભદેવના પુત્ર **ભરતે** પોતાને ત્રીજે અવતારે બ્રાહ્મણને ઘેર જન્મ લીધો હતો. અહીં પણ તેનું નામ **ભરત** હતું. એની સ્થિતિ એવી હતી કે, કોઈ ખવાડે તો તે ખાય ને કોઈ મારે તો પણ તે બોલે નહીં. એ ઉપરથી સહુ તેને **જડભરત** કહેતા. એ પૂરા બ્રહ્મજ્ઞાની હતા અને માયાનો પાશ ન લાગે, માટે તેમણે જડવૃત્તિ રાખી હતી........."

**નર્મકથાકોષ** (૩ જી આવૃત્તિ) **પૃષ્ઠ ૧૦૧**

અને જ્યાં સુધી તેમનો કોપ શમાઈ જાય ત્યાં સુધી એક વૃક્ષતળે બેસી રહેતો અને ત્યાર પછી પાછો શાંતિથી ગૃહમાં પ્રવેશ કરતો હતો.

એક દિવસ તેની ભ્રાતૃજાયાઓએ તેનાપર અત્યંત અત્યાચાર કરવાથી તે કંટાળીને ગૃહમાંથી ચાલ્યો ગયો અને એક વૃક્ષની છાયામાં બેસીને વિશ્રાંતિ લેવા લાગ્યો. એવામાં બનાવ એવો બન્યો કે, ભોઈઓના સ્કંધભાગપરની એક પાલખીમાં બેસીને તે દેશનો રાજા ત્યાંથી પસાર થતો હતો. એટલામાં ત્યાં પાલખી ઉપાડનારામાંનો એક ભોઈ અચાનક માંદો થઈ ગયો અને તેથી તેના સ્થાનમાં યોજવામાટે રાજાના અનુચરો અન્ય કોઈ મનુષ્યને શોધવા લાગ્યા. તે અનુચરો ફરતા ફરતા જ્યાં ભરત વૃક્ષની છાયામાં વિશ્રાંતિ લેતો બેઠો હતો ત્યાં આવી લાગ્યા અને તે રાજાની પાલખી ઉપાડવાને રાજી છે કે કેમ, એ વિશે તેને પૂછવા લાગ્યા; કારણ કે, તે તરુણ અને બળવાન્ હોવાથી તે રાજસેવકોની આંખમાં તત્કાળ ભરાયો હતો. પણ ભરતે એનું કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ, એટલે તેને શક્તિમાન્ ધારીને રાજસેવકોએ તેને બળાત્કારે પકડી આણ્યો અને આન્દોલિકાનો દંડને તેના સ્કંધપર મૂકી દીધો.* એક પણ શબ્દ ન ઉચ્ચારતાં ભરત આન્દોલિકાને ઉપાડીને ચાલવા લાગ્યો. કિંચિત્ પંથ કપાયા પછી રાજાએ તત્કાળ પોકાર કર્યો કે;-"પાલખી હાલક ડૂલક થાય છે;" અને ત્યાર પછી પાલખીમાંથી મુખને બહાર કાઢી તેણે એ નવા આન્દોલિકાવાહકને સંબોધીને કહ્યું કે;-"મૂર્ખ! જરા વિશ્રાંતિ લે; જો તારા સ્કંધભાગમાં દુઃખ થતું હોય, તો જરા થોભીને વિશ્રાંતિ લઇ લે અને પછી આગળ ચાલ!" એ સાંભળતાં જ ભરતે પોતાના સ્કંધપરથી આન્દોલિકાદંડને નીચે ઉતારીને પોતાના જીવનમાં પ્રથમવાર જ ઓષ્ઠોને ઉઘાડીને બોલવા માંડ્યું કે;-

---

* આ કથામાં એ રાજાનું નામ શું હતું અને પાલખીમાં બેસીને તે ક્યાં તથા શા ઉદ્દેશથી કયા કાર્ય માટે જતો હતો, એ વિશેનો કશો પણ સ્પષ્ટ ઉલ્લેખ કરેલો નથી. પરંતુ 'નર્મકથાકોષ'માં આપેલા **જડભરત**ના સંક્ષિપ્ત ચરિત્રમાં એ વિશેનો જે વિશેષ ઉલ્લેખ મળી આવે છે, તે આ પ્રમાણે;—

"એક સમે રાજા **રહુગણ** પાલખીમાં બેસી **કપિલ મુનિ** પાસે જ્ઞાન લેવા જતો હતો. માર્ગમાં એક પાલખી ઉંચકનાર માંદો પડ્યો ત્યારે તેના માણસોએ રસ્તામાં બેઠેલા **જડભરત**ને પકડીને તેને પાલખી ઉંચકાવામાં સામેલ કર્યા. એ જીવજન્તુ જોઇને ચાલે, તેથી પાલખી ઊંચી નીચી થવા લાગી. રાજાએ ક્રોધાયમાન થઈ **જડભરત**ને ઘણાં તુચ્છકારનાં વચનો કહ્યાં ત્યારે એણે તેને જ્ઞાન સમજાવ્યું ........." ઇત્યાદિ.

**નર્મકથાકોષ** (૩ જી આવૃત્તિ) પૃષ્ઠ ૧૦૧

"હે રાજન્! તું મૂર્ખ કહીને કોને સંબોધે છે? આન્દોલિકાને ભૂમિપર ઉતારવાની આજ્ઞા તું કોને આપે છે? તું શ્રમિત કિંવા દુઃખી થયેલો કોને કહે છે? તું 'તું' કહીને કોને બોલાવે છે? હે ભૂપાલ! જો 'તું' શબ્દથી આ માંસના સમૂહને સંબોધવાનો જ તારો આશય હોય, તો જે તત્ત્વોનું તારું માંસમય શરીર છે, તે જ તત્ત્વો આ શરીરમાં પણ સમાયલાં છે; એ સંવેદનાહીન છે અને તેથી શ્રમ કિંવા દુઃખની એને લાગણી છે જ નહિ. જો 'તું' શબ્દને તું મનના અર્થમાં યોજતો હોય, તો જેવું તારું મન છે, તેવું જ મારું મન છે અને તે વિશ્વવ્યાપક છે. પરંતુ 'તું' શબ્દ આ શરીર અથવા મનથી પર જો કોઈ અન્ય પદાર્થના સંબંધમાં વપરાયો હોય, તો તે પદાર્થ આત્મા છે; અને એ સત્ પદાર્થ તારામાં તથા મારામાં સમાન છે; કિંબહુના, સમસ્ત વિશ્વમાં આત્મા એક જ છે. હે નૃપાલ! આત્મા શ્રમિત થાય છે, એવી તારી ધારણા છે ખરી કે? તેમ જ આત્મા થાકી જાય છે કિંવા ઘવાય છે, એવી તારી માન્યતા છે? હે ધરાધીશ! મારી—મારી કાયાની—એવી ઇચ્છા નહોતી કે, તેના પદસંચારથી માર્ગમાંના દીન જીવજંતુઓ ચગદાઈ જાય અને તેથી તેમને બચાવીને ચાલવા જતાં પાલખી ઊંચી નીચી થઈ હતી. પરંતુ આત્મા કદાપિ શ્રમિત કિંવા નિર્બળ થયો નહોતો અને તેણે આન્દોલિકાના દંડને સ્કધપર સહન કર્યો પણ નહોતો; કારણ કે, તે સર્વશક્તિમાન્ અને સર્વત્ર વ્યાપક છે."

આમ કહીને **જડભરતે** આત્માના સ્વભાવ અને ઉચ્ચતમ અધ્યાત્મજ્ઞાન વિશે અત્યંત વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું. રાજા કે જે અત્યાર સુધી પોતાનાં વિદ્યા, જ્ઞાન અને તત્ત્વજ્ઞાન આદિનો પૂર્ણ ગર્વ ધરાવતો હતો, તે પાલખીમાંથી નીચે ઊતર્યો અને **ભરતનાં** ચરણોમાં પડીને નમ્રતાથી કહેવા લાગ્યો કે;—

"હે મહાજ્ઞાનિન્! હું તમારી ક્ષમા માગું છું. જ્યારે તમને આન્દોલિકા ઉપાડવાની આજ્ઞા આપવામાં આવી, તે વેળાએ, તમે એક મહાસાધુ પુરુષ છો, એ વાર્તા મારા જાણવામાં નહોતી."

**ભરત** તેને આશીર્વાદ આપીને ત્યાંથી પ્રયાણ કરી ગયો. ત્યાર પછી તેણે પોતાના પૂર્વ જીવનના સમદર્શી ભાવને સ્વીકારી લીધો. એ શરીરને ત્યાગ્યા પછી **ભરત** સદાને માટે જન્મ અને મરણના બંધથી મુકત થઈ ગયો.



# પ્રહ્લાદની કથા


રણ્યકશિપુ દૈત્યોનો રાજા હતો. જો કે દૈત્યો જે વંશમાં દેવો જન્મેલા હતા તે જ વંશમાં ઉત્પન્ન થયા હતા, છતાં દેવ અને દાનવ નિરંતર પરસ્પર વિગ્રહમાં ને વિગ્રહમાં જ પ્રવૃત્ત રહ્યા કરતા હતા. મનુષ્યજાતિના યજ્ઞયાગાદિના હવિમાં કિંવા વિશ્વના અધિકારમાં દૈત્યો કિંવા દાનવોનો લેશ માત્ર પણ ભાગ ન હોતો. તો પણ કેટલીકવાર તેઓ બળવાન્ થઇને દેવોને સ્વર્ગમાંથી હાંકી કાઢતા અને સિંહાસનપર પોતાનો અધિકાર કરીને કેટલાક કાળપર્યન્ત રાજ્યના સ્વામી બની સત્તા ચલાવતા હતા. જ્યારે આવો પ્રસંગ આવતો ત્યારે પદભ્રષ્ટ થયેલા દેવો વિશ્વવ્યાપક વિષ્ણુ ભગવાન્‌ની પ્રાર્થના કરતા હતા અને વિષ્ણુ ભગવાન્‌ની સહાયતાથી તેમના સંકટનું નિવારણ થઈ જતું હતું; અર્થાત્ દૈત્યોને સ્વર્ગમાંથી હાંકી કાઢવામાં આવતા હતા અને પુનઃ એકવાર સ્વર્ગરાજ્યની સત્તા દેવોના હસ્તમાં આવતી હતી. અનુક્રમે દૈત્યપાત હિરણ્યકશિપુ પોતાના પિતરાઈ દેવોને પરાજિત કરવામાં ફાવ્યો અને પોતે સ્વર્ગના સિંહાસનપર વિરાજી ત્રણ લોકમાં પોતાની સત્તા ચલાવવા લાગ્યો. એ ત્રણ લોક–માનવ અને અન્ય પ્રાણીઓની વસતિવાળો મૃત્યુલોક; દેવોના નિવાસવાળો સ્વર્ગલોક અને દૈત્યોના નિવાસવાળો અધોલોક; અર્થાત્ એ ત્રણે લોક–ની સત્તાનો અધીશ્વર હિરણ્યકશિપુ થયો. એ સત્તા મેળવ્યા પછી હિરણ્યકશિપુએ પોતાને સમસ્ત લોકના ઈશ્વર તરીકે વ્યક્ત કરીને એવો ઢંઢેરો ફેરવી દીધો કે, 'હિરણ્યકશિપુ વિના અન્ય કોઈ ઈશ્વર છે જ નહિ અને તેટલામાટે કોઇએ પણ વિષ્ણુને તેની પૂજા અર્ચા કરીને નૈવેદ્ય આદિ ધરાવવાં નહિ; અને જે સેવા પૂજા કરવી હોય તે ત્રિલોકનાથ હિરણ્યકશિપુની જ કરવી.'

એ હિરણ્યકશિપુનો પ્રહ્લાદ નામનો એક પુત્ર હતો અને તે પોતાની બાલ્યાવસ્થાથી જ વિષ્ણુનો ભક્ત હતો. બાલ્યકાળથી જ તેનામાં ઈશ્વરની ભક્તિનાં ચિન્હો દેખાવા માંડ્યાં હતાં અને તેથી જે પાપને તે વિશ્વમાંથી જ કાઢી નાખવા ઇચ્છતો હતો, તે પાપનો ક્યાંક પોતાના કુટુંબમાં જ સંચાર ન થઈ જાય, એવો દૈત્યાધીશના હૃદયમાં પ્રબળ ભય થવા લાગ્યો. કેટલાક વિચાર પછી તેણે શંડ અને અમકર્ય નામક બે શિક્ષકોને બોલાવ્યા કે જે હિરણ્યકશિપુની નીતિના પરમ ભક્ત હતા અને વિષ્ણુને

ધિક્કારનારા હતા. પ્રહ્લાદને તેમના અધિકારમાં આપીને દૈત્યપતિએ તેમને કઠિન આજ્ઞા આપી દીધી કે, 'વિષ્ણુનું નામ માત્ર પણ એના સાંભળવામાં આવવું ન જોઇએ!'

એ શિક્ષકો પ્રહ્લાદને પોતાને ઘેર લઈ ગયા અને ત્યાં તેના સમવયસ્ક બીજા બાળકો સાથે તેને પણ અભ્યાસ કરવા બેસાડી દીધો. પરંતુ બાળક પ્રહ્લાદ પોતાના પુસ્તકમાંના પાઠ ભણવાને બદલે અન્ય બાળકોને 'વિષ્ણુની પૂજા અને ભક્તિ કેવી રીતે કરવી એ વિશેનો પાઠ ભણાવવામાં જ પોતાનો સમય વીતાડવા લાગ્યો. જ્યારે તેનો આ કાર્યક્રમ શિક્ષકોના જાણવામાં આવ્યો, એટલે તેઓ ભયભીત થઈ ગયા; કારણ કે, બળવાન્ દૈત્યનાથ હિરણ્યકશિપુનો ભય તેમના મસ્તકપર કાળ પ્રમાણે ઝઝૂમી રહ્યો હતો. તેમણે પ્રહ્લાદને એ વિષ્ણુભક્તિ ભણાવવાના કાર્યથી પરાવૃત્ત કરવાના પોતાથી બનતા સર્વ પ્રયત્નો કર્યાં પરંતુ પ્રહ્લાદ લેશ માત્ર પણ વિષ્ણુભક્તિના શિક્ષણથી અને વિષ્ણુની પૂજાથી વિમુખ થયો નહિ. પોતાને ભયથી મુક્ત કરવામાટે આ વાર્ત્તા શિક્ષકોએ દૈત્યાધીશને જણાવી અને કહ્યું કે;—"આપનો કુમાર કેવળ પોતે જ વિષ્ણુની ભક્તિ કરીને બેસી રહેતો નથી; કિંતુ બીજાં બાળકોને પણ વિષ્ણુભક્તિનો પાઠ ભણાવીને ભ્રષ્ટ કરવાનો ભયંકર વ્યવસાય આદરી બેઠો છે."

આ સમાચાર સાંભળીને દૈત્યનાથ બહુ જ કોપાયમાન થઈ ગયો અને તેણે પ્રહ્લાદને પોતા સમક્ષ બોલાવી મગાવ્યો. તેણે સૌમ્ય ઉપચારોથી તેનાં મનને વિષ્ણુની પૂજાથી વિરક્ત કરવાનો યત્ન કરી જોયો અને જણાવ્યું કે, 'કેવળ મારા વિના બીજો કોઈ પણ દેવ પૂજવાયોગ્ય નથી; તારે પૂજા કરવી હોય તો મારી પૂજા કર કે જેથી તને સુખ મળી શકે!' પરંતુ પ્રહ્લાદના હૃદયમાં એનું કશું પણ પરિણામ થઈ શકયું નહિ. પ્રહ્લાદે વારંવાર એ જ જણાવ્યું કે;—"વિશ્વવ્યાપક અને વિશ્વપતિ વિષ્ણુ જ કેવળ પૂજ્ય છે; કારણ કે, આપ પણ રાજા તરીકે સિંહાસનપર ત્યાંસુધી જ વિરાજો છો કે, જ્યાં સૂધી વિષ્ણુની આપપર કૃપા છે. તેની અવકૃપા થશે એટલે આ રાજ્ય અને સત્તા નિમેષ માત્રમાં જ ચાલ્યાં જશે!" પ્રહ્લાદનાં આ વચનો સાંભળતાં હિરણ્યકશિપુના ક્રોધનો અવધિ થયો અને ક્રોધના આવેશમાં તેણે તત્કાળ પોતાના પુત્રના વધની આજ્ઞા આપી દીધી. દૈત્યોએ પોતાના રાજાની આજ્ઞા પ્રમાણે તેના શરીરપર તીવ્રધારવાળાં શસ્ત્રોનો પ્રહાર કર્યો, પરંતુ પ્રહ્લાદનું હૃદય શ્રીવિષ્ણુમાં એટલું તો સંલગ્ન થયેલું હતું કે એ શસ્ત્રાઘાતથી તેને લેશ માત્ર પણ દુઃખની સંવેદના થઈ નહિ.

આવો પ્રકાર જોવાથી હિરણ્યકશિપુ ભયભીત થઈ ગયો, તોપણ દૈત્યના અત્યંત અધમ વિકારને આધીન થઇને પ્રહ્લાદના નાશમાટે તેણે અનેક પ્રકારનાં ભયંકર

સાધનોની યોજના કરી. તેણે પ્રથમ તેને હાથીના પગ તળે ચગદાવીને મારી નાખવાની આજ્ઞા આપી; પરંતુ એનું પરિણામ એ થયું કે, જેવી રીતે લોઢાના એક ઘણપર હાથીના ચાલવાની કશી અસર થઈ શકતી નથી, તેજ પ્રમાણે પ્રહ્લાદના શરીરમાં પણ એનું કશું પરિણામ થઈ શક્યું નહિ. અર્થાત્ તેને મારવાનો એ પ્રયત્ન પણ નિષ્ફળ નીવડ્યો. એ પછી દૈત્યપતિએ પોતાના પુત્રને પર્વતપરથી નીચે નાખીને મારી નાખવાની આજ્ઞા આપી; પણ એનું પણ એ પરિણામ આવ્યું કે, પ્રહ્લાદના હૃદયમાં વિષ્ણુનો નિવાસ હોવાથી જેવી રીતે તૃણશય્યાપર પુષ્પનું પતન થાય છે, તે પ્રમાણે પ્રહ્લાદના શરીરનું પૃથ્વીપર પતન થયું અને તેના શરીરને જરા પણ દુઃખની બાધા થઈ નહિ. ત્યાર પછી વિષ, અગ્નિ, અપવાસ, કૂપનિપાત અને તંત્રપ્રયોગ આદિ અનેક સાધનોનો અનુક્રમે તેના નાશમાટે ઉપયોગ કરવામાં આવ્યો, પરંતુ એ સર્વ ઉપાયો નિષ્ફળ અને નિષ્ફળ જ નીવડતા ગયા. જેના હૃદયમાં વિષ્ણુનો અવિચલ નિવાસ છે એવા પ્રહ્લાદને એ વિનાશક સાધનો કશી પણ બાધા કરી શક્યાં નહિ.

એવી રીતે પોતાના સર્વ પ્રયત્નોમાં પરાજિત થવાથી અંતે હિરણ્યકશિપુએ પાતાળમાંથી સર્પોને બોલાવ્યા અને પ્રહ્લાદને નાગપાશથી બાંધી સમુદ્રતલમાં નાખી તેની ઉપર મોટા મોટા પર્વતોને ખડકવાની આજ્ઞા પોતાના દૈત્ય અનુચરોને આપી દીધી. આમ કરવામાં તેની એવી ધારણા હતી કે, એથી તત્કાળ નહિ તો પણ કેટલાક સમય પછી તો અવશ્ય પ્રહ્લાદ મરી જવાનો. આવી દુર્દશામાં પણ પ્રહ્લાદે વિષ્ણુની પ્રાર્થનાનો આરંભ કરી દીધો. તે દીનતાથી કહેવા લાગ્યો કે; હે વિશ્વપતિ અને મહા સુંદર વિષ્ણુ! તને મારા નમસ્કાર છે!" એવી રીતે વિષ્ણુના વિચાર અને વિષ્ણુના ધ્યાનમાં નિમગ્ન થવાથી તેને જાણે ભગવાન્ વિષ્ણુ તેની સમક્ષ આવીને ઉભો હોયની! એવો ભાસ થવા લાગ્યો અને ત્યારપછી જાણે વિષ્ણુ જ તેનો આત્મા છે, એમ તેને જણાયું. એ એકાગ્રતા એટલી સીમા પર્યન્ત વધતી ગઈ કે, તે પ્રત્યેક સ્થળ અને પ્રત્યેક વસ્તુમાં વિષ્ણુને જોવા લાગ્યો અને અંતે પોતાને વિષ્ણુરૂપ થયેલો નિહાળવા લાગ્યો.

તેને આવા પ્રકારનો સાક્ષાત્કાર થતાંની સાથે જ તેનાં નાગબંધન અચાનક તૂટી ગયાં; તેના શિરપરના પર્વતોના ચૂરેચૂરા થઈ ગયા, સમુદ્ર ઊંચો ચઢ્યો અને તેણે તેને પોતાની લહરીપર બેસાડીને મૃદુતાથી તીરપ્રાંતમાં મૂકી દીધો. પ્રહ્લાદ જે વેળાએ તીરપ્રાંતમાં આવીને ઉભો રહ્યો તે વેળાયે તે એક દૈત્ય છે અને અશાશ્વત શરીર ધરાવે છે, એ વિષયનું તેને લેશ માત્ર પણ સ્મરણ હતું નહિ; તેનો તે

એવો જ ભાવ હતો કે, 'તે પોતે જ વિશ્વરૂપ છે, વિશ્વની સર્વ શક્તિઓ તેના પોતામાંથીજ નીકળેલી છે અને તેથી પ્રકૃતિમાં એવી કોઈ પણ શક્તિ નથી કે જે તેને કશી પણ હાનિ પહોંચાડી શકે. તે પોતે જ પ્રકૃતિનો ચાલક છે!' એવી રીતે આનંદના હર્ષોન્માદમાં કેટલોક કાળ વીતી ગયો અને ત્યાર પછી ધીમે ધીમે તેને ભાન આવવા લાગ્યું કે, તે શરીરધારી છે અને પ્રહ્લાદ નામ ધરાવે છે. જેવો તેનામાં દેહભાવનો આવિર્ભાવ થયો એટલે તેણે અંતર અને બાહ્ય ઈશ્વરને વ્યાપેલો જોયો અને પ્રત્યેક વસ્તુ તેને વિષ્ણુરૂપ દેખાવા લાગી.

જ્યારે પોતાના શત્રુ વિષ્ણુની ભક્તિમાં લીન થયેલા એ બાળકને મારી નાખવામાટેના સર્વ જડ ઉપાયોને હિરણ્યકશિપુએ સર્વથા નિષ્ફળ અને નિરુપયોગી થયેલા જોયા, એટલે તે મહાગંભીર અને ભયયુક્ત વિચારમાં પડી ગયો અને હવે એને મારવાનો અન્ય શો ઉપાય યોજવો એની તેને સૂઝ પડી નહિ. દૈત્યપતિએ પોતાના પુત્ર પ્રહ્લાદને પાછો એકવાર પોતાની પાસે બોલાવ્યો અને સૌમ્ય વાણીથી તેને પોતાના ઉપદેશને સાંભળી તે પ્રમાણે વર્તવાનો આગ્રહ કર્યો. પરંતુ પ્રહ્લાદે આગળ પ્રમાણેનું જ સ્પષ્ટ ઉત્તર આપ્યું. કદાચિત્ વય અને શિક્ષણની વૃદ્ધિ સાથે બાળકના આ બાલિશ વિચારો બદલાઈ જશે, એવી ધારણાથી તેણે પાછો પ્રહ્લાદને શંડ અને અમકર્યના અધિકારમાં સોંપી તેને રાજાનાં કર્તવ્યો શીખવવામાટેની તેમને આજ્ઞા આપી. પરંતુ રાજકર્તવ્યના શિક્ષણનું પણ પ્રહ્લાદના હૃદયમાં કશું પરિણામ થયું નહિ અને તે તો આગળની પેઠે પોતાના શાળામિત્રોને ભગવાન્ વિષ્ણુની ભક્તિના પાઠ જ શીખવતો રહ્યો.

પ્રહ્લાદના પિતાએ જ્યારે આ વાત સાંભળી એટલે ક્રોધના આવેશમાં તે ગાંડા જેવો બની ગયો અને પ્રહ્લાદને પોતા પાસે બોલાવી મારી નાખવાનો ભય બતાવી વિષ્ણુને અત્યંત મલિન ભાષામાં ગાળો ભાંડવા લાગ્યો. છતાં પણ પ્રહ્લાદે તો એ જ ઉત્તર આપ્યું કે;—"વિષ્ણુ ભગવાન્ વિશ્વનો નાથ, અનાદિ, અનંત, સર્વવ્યાપક અને સર્વશક્તિમાન્ હોવાથી કેવળ તે જ પૂજવાને યોગ્ય છે!" પ્રહ્લાદનું આ ઉત્તર સાંભળી ક્રોધવશ થઈ ભયંકર ગર્જના કરીને હિરણ્યકશિપુ કહેવા લાગ્યો કે;—"હે કુપુત્ર! જો તારો વિષ્ણુ સર્વત્રવ્યાપક છે, તો પેલા સ્તંભમાં તેનો નિવાસ કેમ નથી વારુ!" એના ઉત્તરમાં પ્રહ્લાદે જણાવ્યું કે;—"પિતાજી! મારા વિષ્ણુનો અણુ અણુમાં નિવાસ છે, તો આ સ્તંભમાં તેનો નિવાસ ન હોય એમ સંભવે જ નહિ." હિરણ્યકશિપુએ ગર્જનાપૂર્વક કહ્યું કે;—"જો એમ જ હોય, તો તેને તારા રક્ષણમાટે બોલાવ; કારણ કે, હું આ સ્થળે અને આ પળે જ આ કૃપાણવડે તારો વધ કરી નાખવાનો છું." એમ

કહેતાંની સાથે જ દૈત્યનાથ હસ્તમાં કૃપાણુ ધારીને પ્રહ્લાદ ભણી ધસ્યો અને સ્તંભપર કૃપાણુનો ભયંકર પ્રહાર કર્યો. તત્કાળ ત્રિલોકને કંપાવનારો એક ધ્વનિ સંભળાયો અને નિમેષ માત્રમાંજ ભગવાન્ વિષ્ણુ પોતાના ભયાનક નૃસિંહ–અર્ધ નર અને અર્ધ સિંહ–રૂપમાં સ્તંભમાંથી પ્રકટ થયેલા દેખાયા! ભયભીત થયેલા દૈત્યો સર્વ દિશામાં પલાયન કરવા લાગ્યા, પરંતુ હિરણ્યકેશિપુ તેની સાથે અંતપર્યન્ત લઢ્યો અને છેવટે નૃસિંહના હાથે તેના જીવનની સમાપ્તિ થઈ ગઈ!

એ સમયે સ્વર્ગમાંથી દેવો પૃથ્વીપર ઉતરી આવ્યા અને વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા. પ્રહ્લાદ પણ વિષ્ણુનાં ચરણોમાં પડીને તેની સ્તુતિ તથા ભક્તિનાં સ્તોત્રો ગાવા લાગ્યો. વિષ્ણુએ તેની આવી દઢ ભક્તિને જોઇને પ્રેમથી કહ્યું કે;–"મહાભક્ત પ્રહ્લાદ! તારી ઇચ્છા હોય તે વસ્તુ માગી લે; તું મારો અત્યંત પ્રિય બાળક હોવાથી તને તારી વાસના પ્રમાણેની કોઈ પણ વસ્તુ આપવાને હું તૈયાર છું." પ્રહ્લાદે ગદ્ગદ કંઠે એના ઉત્તરમાં નમ્રતાપૂર્વક જણાવ્યું કે;–"હે વિષ્ણુ! મને તમારા સાક્ષાત્કારનો અલભ્ય લાભ મળી ચૂક્યો છે એટલે હું હવે બીજી શી વસ્તુ માગું વારુ? મને કૃપા કરીને સાંસારિક કિંવા સ્વર્ગીય સુખોના વરદાનની લાલચમાં લપટાવીને મારાં મનને ચળાવવાનો યત્ન ન કરશો." પ્રહ્લાદે આમ કહ્યા છતાં વિષ્ણુએ પુનઃ આગ્રહપૂર્વક કહ્યું કે;–"આમ હોવા છતાં પણ મારા વત્સ! અવશ્ય કાંઈ પણ માગી લે!" એના ઉત્તરમાં પ્રહ્લાદ બોલ્યો કે;–"અજ્ઞ જનોનો સાંસારિક વસ્તુઓમાં જેવો અવિચળ પ્રેમ હોય છે, તેવો જ અવિચળ પ્રેમ હે ભગવન્! મારો તમારામાં બંધાય અને એ પ્રેમનો હેતુ માત્ર પ્રેમ જ હોય, એટલું જ માત્ર હું તમારી પાસેથી માગું છું!"

વિષ્ણુ ભગવાને કહ્યું કે;–"પ્રહ્લાદ! જે મારા અનન્ય ભક્તો છે તેઓ જો કે આ લોક કિંવા પરલોકમાં કોઈ પણ વસ્તુની ઇચ્છા ધરાવતા નથી; છતાં મારી તને એવી આજ્ઞા છે કે, વર્ત્તમાન કાળચક્રની સમાપ્તિ પર્યન્ત સંસારનાં સુખોને ભોગવ અને મારામાં પોતાના હૃદયને લીન રાખીને ધાર્મિક કૃત્યો કરતો રહે. આવી રીતે તારા આયુષ્યનો અંત થતાં તારા જડ શરીરના પંચભૂતમાં મળી જવા સાથે તું આવીને મારામાં મળી જશે." આવી રીતે પ્રહ્લાદને ઇચ્છિત વરદાન કિંવા આશીર્વાદ આપીને શ્રીવિષ્ણુ ભગવાન્ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા. ત્યાર પછી બ્રહ્માના અગ્રેસરત્વથી દેવોએ પ્રહ્લાદને તેના પિતાના સિંહાસને બેસાડ્યો અને તેને દૈત્યોનો રાજા બનાવી તેઓ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

# શ્રીમદ્ વિવેકાનન્દ સ્વામીનાં પત્રો



## દ્વિતીય ભાગ (ચાલૂ)

(ચતુર્થ પુષ્પના પૃષ્ઠ ૪૬૭ થી)

યુનાઇટેડ્ સ્ટેટ્સ્ ઑફ્ અમેરિકા
તા. ૨૬ મી ડિસેંબર ૧૮૯૪

પુનિત અને પ્રિયતમે,

* * * * *

મારા સાંભળવા પ્રમાણે મિશનરીઓનાં વર્ત્તમાનપત્રોમાં વારંવાર મારાપર અનેક પ્રકારના આક્ષેપો કરવામાં આવે છે, પરંતુ હું એ આક્ષેપાત્મક લેખોને જોવા માત્રની પણ ઇચ્છા રાખતો નથી. આપણા આર્યાવર્ત્તમાં મારાપર કરાયલા એવા આક્ષેપો જો તમો મારાપર મોકલશો, તો તેમને પણ હું કચરાની ટોપલીને આધીન કરી દઈશ. આપણા કાર્યમાટે કિંચિદ્ વિક્ષોભની આવશ્યકતા હતી, અને તે સંપૂર્ણ રીતે આપણે કરી શકયા છીએ. લોકો મારી નિંદા કરે કે સ્તુતિ કરે તે પ્રતિ તમે કદાપિ લક્ષ આપશો નહિ. તમે પોતાના કાર્યમાં જ પ્રગતિ કરતા રહો અને **'नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ।'** ('કલ્યાણ કરનારને કદાપિ દુર્ગતિની પ્રાપ્તિ થતી નથી') એ ગીતાવાકયને નિરંતર સ્મરણમાં રાખો.

પ્રતિ દિવસ અહીંના લોકો મારી યોગ્યતાને વધારે અને વધારે જાણતા જાય છે. પ્રત્યેક વસ્તુ ધીમે ધીમે જ આગળ વધી શકે છે......... મેં તમને પૂર્વે પણ લખેલું છે અને વળી પાછો અત્યારે પણ લખું છું કે, વર્ત્તમાનપત્રોમાં મારી કરાયલી પ્રશંસા તેમ જ મારાપર કરાયલા આક્ષેપો પ્રતિ હું લેશ માત્ર પણ ધ્યાન આપવાનો નથી. એવા પ્રશંસાત્મક કિંવા આક્ષેપાત્મક લેખોને મારે ત્યાં અગ્નિનારાયણના ભક્ષ બનાવવામાં આવે છે; અને તમારે પણ એ પ્રમાણે જ કરવું, એવો તમને મારો ઉપદેશ છે. વર્ત્તમાનપત્રોમાં આવતા મિથ્યા કટાક્ષ કિંવા ટીકા પ્રતિ કિંચિન્માત્ર પણ ધ્યાન આપશો નહિ. એકનિષ્ઠ થાઓ અને પોતાના કર્ત્તવ્યનું પાલન કરો. ધીમે ધીમે સહુ સારાં વાનાં થશે અને અંતે સત્યનો વિજય થવાનો જ...........

મિશનરીઓના મિથ્યાવાદાત્મક લેખો તમારી દૃષ્ટિથી દૂર જ રહેવા જોઈએ... સંપૂર્ણ મૌનવ્રત જ એનું ઉત્કૃષ્ટ પરાજયકારક ઉત્તર છે અને તેથી હું એમ જ ઇચ્છું છું

કે, તમે એ મૌનવ્રતનું જ અવલંબન કરો........મહાશય સ—ને તમારી સભાના અધ્યક્ષની પદવીથી વિભૂષિત કરજો. જે કેટલાક એકનિષ્ઠ અને ઉન્નત પુરુષો મારા જાણવામાં છે, તેમનામાંના જ એક એ છે અને એમનામાં બુદ્ધિ તથા હૃદયનું બહુ જ સુંદર મિશ્રણ થયેલું છે. મારાપર વિશેષ આધાર રાખ્યા વિના પોતાના કાર્યની પ્રગતિ કરતા રહો; પોતાના બાહુબળમાં જ શ્રદ્ધા રાખો........હવે મારા પોતાના વિષયપર આવતાં હું એટલું જ કહી શકું છું કે, હું પાછો ક્યારે ફરીશ તે અત્યારે હું પોતે પણ જાણતો નથી; હું અહીં તેમ જ આર્યાવર્ત્તમાં પણ કાર્ય કરી રહ્યો છું......

તમો સર્વનો નિરંતર પ્રેમી અને આશીર્વાદદાતા

વિવેકાનન્દ

---

ચિકાગો ૫૪૧ ડીયરબોર્ન્ એવેન્યૂ '૯૪

પ્રિય અ—

તમારું પત્ર અત્યારે જ મળ્યું........આ દેશમાં બે કિંવા ત્રણ વર્ષ પર્યન્ત વ્યાખ્યાનો આપવાથી ધન એકત્ર કરી શકાય તેમ છે. અદ્યાપિ મેં અલ્પ પ્રયાસ કર્યો છે, અને મારા કાર્યની પ્રજામાં જો કે બહુ જ પ્રશંસા થાય છે, પરંતુ મને તો એ સ્તુતિ સર્વથા પ્રતિકૂલ અને કર્ત્તવ્યભ્રષ્ટકારિણી જ ભાસે છે. * *

ભારતવર્ષીય વર્ત્તમાનપત્રો વિશે તમે જે કાંઈ જણાવો છો તે અત્યાર પૂર્વે જ મારા વાંચવામાં આવ્યું છે; તેમના આક્ષેપોથી હું અજાણ્યો નથી અને તેઓ આવા આક્ષેપો કરે એ સર્વથા સ્વાભાવિક જ છે. દાસત્વના બંધનમાં જકડાયલી જાતિનો જો કોઈ પણ મુખ્ય દુર્ગુણ હોય તો તે કેવળ ઇર્ષા જ છે. એ દ્વેષબુદ્ધિ તથા એકત્રતાના અભાવના યોગે જ દાસત્વનું આગમન થયેલું છે અને તેનું સ્થાયિત્વ પણ એમના યોગે જ થવાનું છે. જ્યાં સુધી તમે ભારતવર્ષમાંથી બહાર નહિ નીકળો, ત્યાં સુધી મારા આ વચનની સત્યતાનો તમને યોગ્ય પરિચય થવાનો નથી. એકત્રતાનું બળ એ જ પાશ્ચાત્યોના વિજયનું મુખ્ય રહસ્ય છે અને એ એકત્રતાનો આધાર પરસ્પર વિશ્વાસ તથા ગુણજ્ઞતાપર જ રહેલો છે. પ્રજા જેટલા પ્રમાણમાં અધિક નિર્બળ અને નિર્માલ્ય હોય છે, તેટલા વિશેષ પ્રમાણમાં એ પાપ તેનામાં દશ્યમાન હોય છે........પણ મારા વત્સ! તમારે દાસત્વને પ્રાપ્ત થયેલી જાતિપાસેથી કોઈ પણ વસ્તુની અપેક્ષા રાખવી નહિ. જો કે કાર્ય બહુધા નિરાશાજનક છે, છતાં તે કાર્યને તમારા સમક્ષ રજૂ કરવાની મારી ઇચ્છા છે. તે કાર્ય એ કે, જે સમાજ

બહુધા સર્વ નૈતિક ઉત્સાહ અને ભાવિ ઉન્નતિના વિષયમાં સર્વથા મૃત સમાન થઈ ગયો છે અને જે સમાજના લોકો તેમના કલ્યાણમાટે જે કોઈ પણ યત્ન કરે તેમના પર જ તૂટી પડવાને સદા શૂરાપૂરા છે; તે મૃત સમાજમાં તમે જીવનનો સંચાર કરી શકો એમ છે ખરું? એક બહુ જ તોફાની અને કાબૂમાં ન આવી શકે તેવા બાળકના ગળામાં બળાત્કારે ઔષધ રેડનાર વૈદ્યનું સ્થાન તમે લઈ શકશો ખરા કે?..........એક અમેરિકન્ કિંવા યૂરોપિયન્ સદા સર્વદા પોતાના દેશબાંધવોને વિદેશમાં પોતાથી બની શકતી સર્વ પ્રકારની સહાયતા આપે છે; (પરંતુ ભારતવર્ષીયોનો પ્રકાર એથી સર્વથા ભિન્ન પ્રકારનો જ જોવામાં આવે છે).

હું તમને પુનઃ સ્મરણ કરાવું છું કે, **"कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन"** અર્થાત્ કેવળ કર્મમાં જ તમારો અધિકાર છે, ફળમાં અધિકાર નથી. પર્વત સમાન દૃઢતાથી ઊભા રહો. સત્યનો જ સર્વદા વિજય થાય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસનાં બાળકોને આત્મનિષ્ઠ થવા દ્યો એટલે પછી સર્વ કાર્યો પોતાની મેળે જ સિદ્ધ થતાં રહેશે. એના પરિણામને આપણી પોતાની દૃષ્ટિથી જોવાને કદાચિત્ આપણે જીવીશું નહિ, તો પણ અત્યારના આપણા જીવિત્વ વિશે આપણો જેટલો નિશ્ચય છે, તેટલા જ નિશ્ચયથી જાણી લેવું કે, વહેલું કે મોડું એ પરિણામ આવવાનું તો ખરું જ. ભારતવર્ષને અત્યારે રાષ્ટ્રીયશિરામાં નૂતન ઉત્સાહમય બળને ઉત્પન્ન કરનાર નવીન વિદ્યુદગ્નિની આવશ્યકતા છે. આ કાર્ય પૂર્વે પણ મંદગતિયુક્ત હતું અને નિરંતર મંદ ગતિથી જ થવાનું છે. કાર્યમાં સંતુષ્ટ રહો અને નિરંતર આત્મનિષ્ઠ થાઓ. સંપૂર્ણતાથી પવિત્ર, દૃઢ અને એકનિષ્ઠ થાઓ, એટલે સર્વ કાર્યોની સિદ્ધિ થઈ જશે. જો તમે શ્રીરામકૃષ્ણ પરમહંસના શિષ્યોમાં કાંઈ પણ વિશિષ્ટતા જોઈ હોય તો તે એ જ છે કે, તેઓ સંપૂર્ણરીતે એકનિષ્ઠ છે. જો આવા એકસો મનુષ્યોને કેળવીને હું ભારતવર્ષમાં વિહરતા કરી દઉં, તો મારા કાર્યની સિદ્ધિ થઈ જશે અને હું સંતોષપૂર્વક મારા જડ શરીરનો ત્યાગ કરી શકીશ. અજ્ઞજનોને તેમની ઇચ્છા પ્રમાણેનો પ્રલાપ કરવા દ્યો. આપણે કોઈની સહાયતાને શોધતા પણ નથી અને સ્વાભાવિક સહાયતા આવી મળે તો તેનો અનાદર પણ કરતા નથી; કારણ કે, આપણે તે મહત્તમ પરમેશ્વરના સેવકો છીએ. ક્ષુદ્ર માનવોના ક્ષુદ્ર પ્રયત્નોપ્રતિ લક્ષ આપવાની આવશ્યકતા નથી. આગળ અને આગળ વધતા રહો; કારણ કે, જ્યારે પ્રયત્ન-યુદ્ધના યુગોના યુગો વહી જાય છે, ત્યારે જ એક ચારિત્ર્ય બંધાય છે. હતાશ થશો નહિ. સત્યનો એક પણ શબ્દ નષ્ટપ્રાય થતો નથી; કદાચિત યુગોના યુગો પર્યન્ત

તે કચરાથી ઢંકાયલો પડી રહેશે, છતાં અત્યારે કે પછી પણ તે સત્ય પોતે પ્રકાશમાં તો અવશ્ય આવવાનું જ. સત્ય, સદ્ગુણ અને શુદ્ધિ એ ત્રણે વસ્તુઓ શાશ્વત છે એટલે એમનો કદાપિ નાશ થતો જ નથી. મને એક–માત્ર એક જ શુદ્ધ મનુષ્ય આપો; કારણ કે, મને વિકૃત મનુષ્યોના સમુદાયોની આવશ્યકતા નથી. મારા વત્સ! દઢાગ્રહી થાઓ અને અન્ય જનની સહાયતાની આશા ન રાખો. સમસ્ત માનવી. સહાયતા કરતાં શું ઈશ્વર અનંતગણો મહાન્ નથી? પવિત્ર થાઓ–ઈશ્વરમાં વિશ્વાસ રાખો, સદાસર્વદા પરમાત્માપર જ આધાર રાખો એટલે તમે સત્ય માર્ગમાં છો એમ જાણવું; ત્યાં કોઈ પણ તમારી વિરુદ્ધતા કરી શકે તેમ છે જ નહિ........

આપણે નિરંતર એ જ પ્રાર્થના કરવાની છે કે;–'હે પરમાત્મન્! અમને અજ્ઞાનમાંથી જ્ઞાનના પ્રદેશમાં લઈ જા! "**तमसो मां ज्योतिर्गमय!**" અંધકારમાંથી પ્રકાશનું એક કિરણ આવશે અને તેમાંથી આપણને દોરી જવામાટે એક હસ્ત આગળ લંબાશે. હું તમારામાટે સદાસર્વદા પ્રાર્થના કર્યાં કરું છું; અને તેથી તમારે પણ મારામાટે પ્રાર્થના કરવી જ જોઇએ. આપણામાંના પ્રત્યેકે ભારતવર્ષમાંના દારિદ્ર્ય, ધર્માધ્યક્ષોના અત્યાચાર અને ક્રૂરતા આદિથી ચગદાયલા કોટયવધિ માનવ પ્રાણીઓ માટે દિવસ અને રાત પ્રાર્થના કરવાની છે; અને કુલીન તથા ધનાઢ્ય જનો કરતાં આવા અજ્ઞ અને દીન જનોને જ ધર્મનો ઉપદેશ આપવાની મને અધિક આવશ્યકતા જણાય છે. હું અધ્યાત્મજ્ઞાની, તત્ત્વવેત્તા કિંવા સંતપુરુષ નથી; કિંતુ હું એક દીન મનુષ્ય છું અને તેથી દીન મનુષ્યમાં સ્વાભાવિક જ મારો વિશેષ પ્રેમ છે. આ દેશના લોકો પોતાના દીન દેશબાંધવોને કયા નામથી બોલાવે છે અને તેમના માટે ખરી લાગણી ધરાવનારા અનેક લોકો છે, એ હું સારી રીતે જાણું છું. પરંતુ આપણા ભારતવર્ષમાં આના કરતાં કેટલીબધી ભિન્ન પરિસ્થિતિ છે; એ તો સર્વના જાણવામાં છે જ. ભારતવર્ષમાંનાં દારિદ્ર્ય તથા અજ્ઞાનમાં સદાને માટે ડૂબેલાં વિશકોટિ સ્ત્રી તથા પુરુષોમાટે ત્યાં ખરી લાગણી ધરાવનાર કોણ છે વારુ? એ દુર્દશામાંથી બહાર નીકળવામાટેનો તેમનામાટે માર્ગ ક્યાં છે અને તેમનામાટે લાગણી કોણ ધરાવે છે? તેમને પ્રકાશ કિંવા શિક્ષણની પ્રાપ્તિ થઈ શકતી નથી; તો પછી તેમને પ્રકાશની પ્રાપ્તિ કોણ કરાવશે–એ લોકોમાં શિક્ષણનો પ્રસાર કરવામાટે એક દ્વારમાંથી બીજા દ્વારમાં અને બીજા દ્વારમાંથી ત્રીજા દ્વારમાં, એવી રીતે પ્રવાસ કરવાનો પરિશ્રમ કોણ વેઠશે? એ લોકોને જ તમારા ઈશ્વર તરીકે માનો, એમનો જ વિચાર કરો અને એમના માટે જ કાર્યનો શ્રમ આદરો; એમના માટે અચળ પ્રાર્થના કરો એટલે ઈશ્વર

તમને એમના કલ્યાણનો માર્ગ બતાવશે. દીનજનોમાટે જેનું હૃદય વિદીર્ણ થાય છે, તેને હું 'મહાત્મા'ના નામથી બોલાવું છું અને દીન જનોમાટે જેનું હૃદય વિદીર્ણ થતું નથી તે એક 'દુરાત્મા' છે એમ જ હું માનું છું. દીન જનોના કલ્યાણમાટેની સતત પ્રાર્થનામાં આપણી ઇચ્છાઓને પરસ્પર સંબદ્ધ થવા દો. કદાચિત્ માનો કે, આપણે અજ્ઞાત અવસ્થાઓમાં, કોઈની કરુણાને મેળવવાના ભાગ્યવિના અને પાછળ કોઈ રડનાર કૂટનાર ન હોય એવી દશામાં મરી જઇએ; કોઈ પણ કાર્યને સિદ્ધ કર્યાં વિના સ્વર્ગવાસી થઇએ; તોપણ જે શુભ ભાવના છે તેનો કદાપિ નાશ થવાનો નથી. અત્યારે કે પછી પણ એ શુભ વિચારણાનું પરિણામ તો દગ્ગોચર થવાનું જ. મારી છાતી અત્યારે એટલીબધી ભરાઈ આવી છે કે, હું મારા મનોભાવને યથાર્થ રૂપમાં વ્યક્ત કરી શકતો નથી. આ સ્થિતિને તમે જાણો છો અને તમારાથી એની કલ્પના કરી શકાય એમ છે. જ્યાંસૂધી આર્યાવર્ત્તનાં કોટયવધિ મનુષ્યો બુભુક્ષિતતા અને અજ્ઞાનમાં જ જીવન ગાળતાં રહેશે, ત્યાંસૂધી જે મનુષ્ય તેમના ધનથી સુશિક્ષિત બની તેમના કલ્યાણપ્રતિ લેશમાત્ર પણ લક્ષ નથી આપતો તેવા પ્રત્યેક મનુષ્યને હું 'મહાદ્રોહી' ના નામથી જ ઓળખતો રહીશ. જે લક્ષ્મીપુત્રો દીન જનોને દમીને ધન મેળવી વૈભવવિલાસમાં નિમગ્ન રહે છે, તેઓ જ્યાંસુધી બુભુક્ષિત જંગલી મનુષ્યો કરતાં જેઓ વધારે સારી અવસ્થામાં નથી એવા વિંશકોટિ મનુષ્યોના કલ્યાણનો યત્ન નહિ આદરે, ત્યાંસુધી હું તેમને લક્ષ્મીપુત્ર નહિ, પણ ભૂમિના ભાર અને જનનીયૌવનવનકુઠાર જ ગણવાનો! આપણે દીન છીએ; મારા બાંધવો! આપણે કશી ગણનામાં જ નથી; પરંતુ સર્વશક્તિમાન્ પરમેશ્વરનાં કાર્યો કરવામાં આપણા જેવા દીન જનો જ નિરંતર સાધનભૂત થયેલા છે. ઈશ્વર તમો સર્વપર પોતાની કૃપાની છાયાને વિસ્તારો.

સર્વપ્રેમયુક્ત
**વિવેકાનન્દ**

---

યુનાઇટેડ્ સ્ટેટ્સ્ ઑફ્ અમેરિકા

પ્રિય દ—

* * * ગત શરદૃઋતુમાં કઠિન અને પ્રખર શૈત્ય હોવા છતાં આ દેશમાં મેં વિપુલ પ્રવાસ કર્યો હતો. મારી એવી ધારણા હતી કે, એનું પરિણામ કદાચિત્ ભયંકર આવશે, પરંતુ ઈશ્વરકૃપાથી તેવું કશું જણાયું નથી......હું આશા રાખું છું કે

તમારું શુભ કાર્ય વિજયી નીવડશે. જેનું (જે શ્રીરામકૃષ્ણ પરમહંસનું) **'बहुजनहिताय बहुजनसुखाय'** (બહુ જનોના હિત અને બહુ જનોના સુખમાટે) **આગમન થયું હતું, તે મહાપુરુષના તમે એક યોગ્યતાવાન્ સેવક છો.**

........ભારતવર્ષમાં જે ખ્રીસ્તી ધર્મનો ઉપદેશ કરાય છે, તે અહીં ઉપદેશાતા ખ્રીસ્તી ધર્મથી સર્વથા ભિન્ન છે; પ્રિય દ–તમે સાંભળીને આશ્ચર્યચકિત થશો કે, આ દેશમાં મારા જે મિત્રો છે, તેમાં ઍપીસ્કોપલ અને પ્રેસ્બિટીરિયન્ આદિ પંથના ધર્માધ્યક્ષોનો પણ સમાવેશ થયેલો છે કે જેઓ જેવા તમે પોતાના ધર્મમાં છો તેવા જ વિશાળદૃષ્ટિ, ઉદારચિત્ત અને એકનિષ્ઠ છે. જે સત્ય તત્ત્વજ્ઞ હોય છે, તે સર્વ સ્થળે વિશાળદૃષ્ટિવાળો જ હોય છે. તેનો પ્રેમ તેને વિશાળદૃષ્ટિ થવાની ફરજ પાડે છે. જેમના માટે ધર્મ માત્ર એક વ્યવસાયરૂપ છે, તેમને જગત્‌ની પ્રતિસ્પર્ધિની, વિવાદપ્રિય અને સ્વાર્થપરાયણ પદ્ધતિના ધર્મમાં પોતાનો પ્રવેશ થવાથી સંકુચિત અને કુચેષ્ટાપ્રિય થવાની ફરજ જ આવી પડે છે.

તમારો નિરંતર બંધુપ્રેમમંડિત,

**વિવેકાનન્દ**

---

યુનાઇટેડ્ સ્ટેટ્સ્ ઑફ્ અમેરિકા ૧૮૯૪

પ્રિય અ––

હું એક જૂની કથા કહું છું તે ધ્યાનથી સાંભળો. એક આળસુ મનુષ્યે માર્ગમાં આમ તેમ ભટકતાં એક વૃદ્ધ પુરુષને તેના ગૃહના દ્વારમાં બેઠેલો જોયો અને એક વિશિષ્ટ સ્થાનની પૃચ્છામાટે તે તેની પાસે ઊભો રહી ગયો. તેણે તે વૃદ્ધ પુરુષને પૂછ્યું કે, 'અમુક ગ્રામ અહીંથી કેટલું દૂર છે વારુ?' પરંતુ વૃદ્ધ પુરુષે કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ. તે આળસૂ મનુષ્યે એનો એ જ પ્રશ્ન અનેક વાર પૂછ્યો છતાં તે વૃદ્ધ પુરુષ પાસેથી એનું કશું પણ ઉત્તર મળી શકયું નહિ. છેવટે તેની નિરુત્તરતાથી કંટાળીને ત્યાંથી જવામાટે તે પ્રવાસી પાછો ફર્યો અને તે વેળાયે વૃદ્ધ પુરુષ ઊભો થયો અને કહેવા લાગ્યો કે;–"તે ગ્રામ અહીંથી કેવળ એક માઇલના અંતરપર જ આવેલું છે!" એ ઉત્તર સાંભળીને તે પ્રવાસીએ કહ્યું કે;–"જ્યારે તમને મેં પ્રથમ પૂછ્યું, તે વેળાયે તમે આ પ્રમાણે કેમ ન બોલ્યા વારુ?" એના ઉત્તરમાં વૃદ્ધ પુરુષે જણાવ્યું કે;–"તે વેળાયે તમે બહુ જ ઢીલા અને આગળ વધવાની દરકાર વગરના દેખાતા હતા એટલે આ ઉત્તરની તમને વધારે અગત્ય ન હોતી; પરંતુ

અત્યારે તમારામાં ગમનનો યોગ્ય ઉત્સાહ આવી ગયેલો હોવાથી! મારા ઉત્તરને મેળ-વવાનો તમને હવે સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત થઈ ચૂકયો છે!''

મારા વત્સ! તમે આ કથાને સ્મરણમાં રાખશો ખરા કે? કાર્યમાં પ્રવૃત થાઓ, એટલે અન્ય સાધનો પોતાની મેળે જ આવી મળશે. કારણ કે;—

"अनन्याश्चिन्तयन्तो मां ये जनाःपर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् "॥

ગીતા. અ. ૯; શ્લો. ૨૨

—"જે મનુષ્યો અનન્ય ભાવથી મારું જ ચિંતન કરતાં મને જ ભજે છે, તે એક-નિષ્ઠ જનોને તેમની પ્રાર્થના વિના પણ હું ધનાદિકનો લાભ, પ્રાપ્ત વસ્તુની સુરક્ષિ-તતા અને મોક્ષ આદિ આપું છું!'' એવું શ્રી કૃષ્ણનું વચન છે અને તે સ્વપ્નવત્ નહિ, કિન્તુ સર્વથા સત્ય છે.

* * વર્તમાન કાળમાં એ કાર્ય "ઉપદેશ અને સેવાના રૂપમાં જ થવાની આવશ્યકતા છે. એવું કોઈ સ્થળ શોધી કાઢો કે જ્યાં તમારાથી પ્રતિ સપ્તાહ એકત્ર થઈ પ્રાર્થના અને સટીક ઉપનિષદોનું વાંચન કરી શકાય; અર્થાત્ એવી રીતે ધીમે ધીમે શીખતા જાઓ અને કાર્યમાં આગળ વધતા જાઓ. જો શકટચક્રને તમારા સ્કંધનું બળ આપશો, તો તેથી તમારાં સર્વ કાર્યોની સિદ્ધિ થઈ જશે; તમારું કાર્ય-શકટ ઇચ્છિત સ્થાનમાં પહોંચી જશે,

* * * * *

હવે કાર્યમાં સંલગ્ન થાઓ! ગ—ની પ્રકૃતિ વિકારાવેગવાળી છે; અને તમારું મસ્તિષ્ક સમતોલ સ્થિતિને ધરાવનારું છે, એટલે સાથે મળીને કાર્ય કરો; કાર્ય-સરિતામાં નિમજ્જન કરો; કારણ કે, આ તો હજી કેવળ મંગળાચરણ જ છે. પ્રત્યેક રાષ્ટ્રે પોતે જ પોતાનું રક્ષણ કરવાનું છે; હિંદુધર્મના ઉદ્ધાર કિવા સંજીવન-માટે અમેરિકામાંના દ્રવ્યસાહાય્યપર આપણે લેશ માત્ર પણ આધાર રાખવો જોઇતો નથી; એવી રીતે આપણા સંજીવનમાટે બીજાપર આધાર રાખવો તે એક પ્રકારની ભ્રમણા જ છે. પોતાનું એક કેન્દ્રસ્થાન નિયત કરવું તે મોટામાં મોટી વસ્તુ છે; એટલામાટે મદ્રાસ જેવા એક વિશાળ નગરમાં એવા કેન્દ્રસ્થાનને સ્થાપવાનો યત્ન કરો અને સર્વ દિશામાં ચેતનશક્તિને વિસ્તારવાનો આરંભ કરી દ્યો. કાર્યનો ધૈર્ય અને શાંતિથી આરંભ કરો. થોડાઘણા ગૃહસ્થ ધર્મોપદેશકોવડે પ્રથમ કાર્યનું મંડાણ

કરો એટલે પછી ધીમે ધીમે બીજા પણ એવા પુરુષો આવી લાગશે કે જેઓ એ કાર્યમાં પોતાનાં સમસ્ત જીવનોને સમર્પી દેશે. સત્તાચાલક થવાનો યત્ન આદરશો નહિ. જે ઉત્તમતાથી અન્યની સેવા કરી શકે છે, તે જ સર્વનો ઉત્કૃષ્ટ સત્તાધીશ છે. પ્રાણાંતપર્યન્ત સત્યનિષ્ઠ રહો. આપણને જે આવશ્યકતા છે તે માત્ર કાર્યની જ છે. આપણે ધન, નામના કે કીર્ત્તિને ઇચ્છતા નથી......બહાદુર બનો......આપણા હેતુની સિદ્ધિમાટે મદ્રાસના લોકોને ધન એકત્ર કરવાના કાર્યમાં ઉત્સાહી બનાવવાનો યત્ન કરો અને ત્યારપછી આપણા મૂળ કાર્યનું મંગળાચરણ કરી દ્યો........સંપૂર્ણ નિસ્પૃહ થાઓ એટલે તમારો વિજય અવશ્ય થવાનો જ.

* * * * *

જો આવશ્યકતા આવી પડે તો પોતાના કાર્યની સિદ્ધિમાટે મારાં બાળકોએ ભભકતા અગ્નિમાં પડવાને પણ તૈયાર રહેવું જોઇએ. હવે માત્ર કાર્ય, કાર્ય અને કાર્ય જ કરતા રહો. આપણે જો વિરામ લેવો હશે અને આપણા કાર્યની ટીકાને તુલનાત્મક દૃષ્ટિથી તપાસવી હશે તો તે કાર્ય પછીથી કરીશું. ધૈર્ય, દૃઢાગ્રહ તથા પવિત્રતાને ધારણ કરો.

* * અત્યારે હિંદુ ધર્મ વિશે હું કોઈ પણ પુસ્તક લખતો નથી. હું માત્ર મારા વિચારોની જ નોંધ કરતો જાઉં છું. મારે મારા એ વિચારોને પ્રકટ કરવાના છે કે કેમ, એ વિશે અત્યારે હું કાંઈ પણ જાણતો નથી. પુસ્તકો પ્રકટ કરવાથી શો લાભ છે વારુ? એવી બાલિશ વસ્તુઓવડે સંસાર પ્રથમથી જ સંપૂર્ણ ભરેલો છે. જો તમારાથી વેદાંતવિષયને ચર્ચતી એક માસિકપત્રિકા પ્રકટ કરી શકાય એમ હોય, તો તેથી આપણા હેતુની સારી સિદ્ધિ થવાનો સંભવ છે. સ્વમતપ્રતિપાદક થાઓ; અન્યમતના નિષેધનો યત્ન આદરશો નહિ. લોકોને તમારો સંદેશ સંભળાવો અને જે કાંઈ શીખવવાનું હોય તે શીખવો અને ત્યાં જ અટકી જાઓ. એથી વિશેષ જે કાર્ય હોય તેનો ભાર પરમેશ્વરના શિરપર જ રહેલો છે, આપણો તેની સાથે કશો પણ સંબંધ નથી.

હવે મારાપર વિશેષ વર્તમાનપત્રો મોકલશો નહિ; કારણ કે, મારાપર ખ્રીસ્તી મિશનરીઓવડે કરાયલા આક્ષેપોને હું લેશ માત્ર પણ ધ્યાનમાં લેતો નથી; અને એ જ કારણથી અહીંની પ્રજા મને વિશેષ માનની દૃષ્ટિથી નિહાળે છે.

* * જો તમે સત્યતઃ મારાં જ બાળક હશો, તો કશાથી પણ ડરશો નહિ અને કોઈ પણ સ્થળે અટકશો નહિ. તમો વનરાજ-સિંહ સમાન થશો. આપણે

ભારતભૂમિ તેમ જ સમસ્ત વિશ્વને અવશ્ય જાગૃત કરવું જ જોઇએ. આપણામાં મંદતાનું નામ માત્ર પણ હોવું જોઇએ નહિ. અશકયતાને હું સ્વીકારવાનો નથી. તમે મારા મનોભાવને સમજી શકો છો ખરા કે? પ્રાણાંતપર્યન્ત સત્યનિષ્ઠ રહો...... આનું રહસ્ય ગુરુભક્તિ છે; અને તેથી મરણ થાય ત્યાંસુધી ગુરુમાં પરિપૂર્ણ શ્રદ્ધા રાખવાની આવશ્યકતા છે. તમારામાં એ શ્રદ્ધાનો નિવાસ છે ખરો કે? મારી અંતઃકરણપૂર્વક માન્યતા છે કે, તમારામાં એ શ્રદ્ધાનો નિવાસ છે અને તમારામાં મારો વિશ્વાસ છે એ પણ તમે સારીરીતે જાણો છો, એટલામાટે હવે કાર્યમાં નિમગ્ન થાઓ, અને જુઓ કે વિજય તમારો જ છે. મારી પ્રાર્થનાઓ અને મારા આશીર્વાદો તમારા પ્રત્યેક ચરણને અનુસરતા રહે છે. સંપ અને એકતાથી કાર્ય કરો; પ્રત્યેકની સાથે ધૈર્ય અને શાંતિથી વર્તો; કારણ કે પ્રત્યેક મનુષ્ય મારા પ્રેમનો સ્વામી છે. હું તમારા આચાર વિચારનું પરીક્ષકની દૃષ્ટિથી આવલોકન કર્યાં કરું છું. આગળ અને આગળ વધતા રહો; કારણ કે, આ તો કેવળ પ્રારંભ જ છે. તમે એ જાણો છો ખરા કે, અહીંનું મારું સ્વલ્પ કાર્ય ભારતવર્ષમાં મહાન્ પ્રત્યાઘાત પાડી રહ્યું છે? આ કારણથી હું ઉતાવળ કરીને ત્યાં પાછો ફરવાનો નથી. અહીં કાંઈ પણ કાર્યને દૃઢ તથા અવિચળ કરવાનો મારો મનોભાવ છે અને એ ઉદ્દેશથી જ હું દિવસાનુદિવસ અહીં કાર્ય કર્યાં કરું છું. હું પ્રતિદિવસ અમેરિકન્ પ્રજાના વધારે અને વધારે વિશ્વાસને મેળવતો જાઉં છું.......તમારાં હૃદય અને તમારી આશાઓને આ વિશાળ વિશ્વ સમાન વિસ્તૃત કરો. સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરો અને તેમાં પણ વિશેષતઃ વેદાન્તપરનાં ત્રણ ભાષ્યોનો અવશ્ય અભ્યાસ કરો. તૈયાર રહો; કારણ કે, મારી પાસે ભવિષ્યમાટેની અનેક યોજનાઓ તૈયાર છે. લોહચુંબક સમાન વક્તા થવાનો યત્ન આદરો. જો તમારામાં આત્મવિશ્વાસ હશે, તો તમને સર્વ વસ્તુઓ પોતાની મેળે જ આવીને પ્રાપ્ત થશે. આ વાર્ત્તા ક—ને જણાવશો તેમ જ મારા સર્વ બાળકોને સંભળાવજો. સમય આવતાં તેઓ એવાં મહાન્ કાર્યો કરી બતાવશે કે જેમના અવલોકનથી સમસ્ત વિશ્વ આશ્ચર્યચકિત થઈ જશે. અંતઃકરણ તથા કર્મને ધારણ કરો; અને તમે શું કરી શકો છો એનું મને નિરીક્ષણ કરવા દ્યો...... તમારા ઉદ્દેશમાં એકનિષ્ઠ રહો. અત્યાર સુધી તમે સારી આશા બતાવતા રહ્યા છો, એટલે પ્રગતિ કરો અને અત્યાર કરતાં મહત્તર અને મહત્તર કાર્ય કરવા માંડો.

* * * લોકો સાથે કલહ કરશો નહિ અને કોઇની સાથે વિરુદ્ધતા કિંવા વૈરભાવ આદરશો નહિ. જૅક્ કે જૉન્ ક્રિશ્ચિયન્સ્ થઈ જાય તો તેમની ચિંતા આપણે

શામાટે કરવી જોઇએ વારુ? તેમને જે ધર્મ અનુકૂળ આવતો હોય તે ધર્મનો તેમને સ્વીકાર કરવા દ્યો. તમે એ વિશેના વિવાદમાં શામાટે ભેળાઓ છો? પ્રત્યેકના નાનાવિધ વિચારોમાટે ક્ષમતા રાખો. ધીરતા, પવિત્રતા અને આગ્રહશીલતા એ ત્રણ વસ્તુઓ જ અંતે અવિચળ રહેવાની છે.

તમારો ઇત્યાદિ,

**વિવેકાનન્દ**

---

૫૪૧, ડાયરબૉર્ન્ એવેન્યુ

ચિકાગો તા. ૩ જી જાન્યુઆરી ૧૮૯૫

પ્રિય મહાશય—

તમારાપર આ પત્ર લખવામાટે હું જે મારી લેખિનીને ઉપાડું છું તે કેવળ મારા અંતઃકરણમાં ભરેલી તમારા વિશેની પ્રીતિ, કૃતજ્ઞતા અને શ્રદ્ધાનું જ પરિણામ છે. મને પ્રથમ એટલું કહી લેવા દ્યો કે, અત્યાર સુધીના મારા જીવન કાળમાં જે કેટલાક પ્રતીતિપરાયણ વિરલ પુરુષો મારા સમાગમમાં આવ્યા છે, તેમનામાંના જ તમે એક નરરત્ન છો. તમે અનુકંપા અને જ્ઞાનના અદ્ભુત સંમિશ્રણના અખંડ આત્મિક અધિકારને ધરાવો છો તેમ જ પોતાના વિચારોને આચારના રૂપમાં લાવવાની તમારામાં આશ્ચર્યકારક વ્યાવહારિક યોગ્યતા વસેલી છે. અને એ સર્વથી વિશેષ જે ગુણ તમારામાં રહેલો છે તે તમારી એકનિષ્ઠતા છે અને તમારી એ ગુણશીલતાના યોગે જ વિશ્વાસપૂર્વક હું આજે તમને મારા કેટલાક વિચારો જણાવવાનું સાહસ કરી શકું છું.

ભારતવર્ષમાં કાર્યનો આરંભ બહુ જ સારો થયો છે; અને તેથી હવે એ કાર્યને એમને એમ ચાલૂ રાખવાની આવશ્યકતા છે, એટલું જ નહિ, પણ અત્યંત વેગપૂર્વક એ કાર્યને આગળ વધારવાની અગત્ય છે. સમય અત્યારનો જ છે અથવા તો છે જ નહિ. વસ્તુ સ્થિતિનો વિશાલ તથા ઉદાત્ત વિચાર કર્યા પછી અત્યારે નિમ્ન યોજનામાં મારું મન એકાગ્ર થયેલું છે. પ્રથમ તો મદ્રાસમાં એક આધ્યાત્મિક વિદ્યાલય (Theological College) ની સ્થાપના થાય તો તે હિતાવહ થવાની; અને ત્યારપછી ધીમે ધીમે એના ક્ષેત્રને વિશાળ કરવું. એ આધ્યાત્મિક વિદ્યાલયની સ્થાપના નવયુવકોને વેદ, ભિન્ન ભિન્ન ભાષ્ય, તત્ત્વજ્ઞાન અને વિશ્વના અન્ય ધર્મોના જ્ઞાનનું શિક્ષણ આપવામાટે કરવાની છે. એ આધ્યાત્મિક વિદ્યાલયની સ્થાપના સાથે

વિદ્યાલયના વાજિંત્ર તરીકે અંગ્રેજી અને દેશભાષામાં એક સામયિક પત્રિકા કાઢવાની પણ અગત્ય છે.

આપણે જે પ્રથમ પગલાં લેવાનાં છે તે આ છે; કારણ કે, આવાં સ્વલ્પ કાર્યોમાંથી જ પછીથી વિશાળ કાર્યોનો ઉદ્ભવ થાય છે......અત્યારે મદ્રાસ જીવનનાં પ્રાચીન તથા અર્વાચીન ઉભય સ્વરૂપોની ગુણગ્રાહકતાના યોગે સુવર્ણ સાધનને અનુસરે છે અને એ કારણથી આપણા કાર્યમાટેનું એ સર્વથી ઉત્તમ ક્ષેત્ર છે).

આર્યાવર્તના સુશિક્ષિત વર્ગના સમાજની સૂક્ષ્મ નિરીક્ષા કરવાની આવશ્યકતા વિશેના અભિપ્રાય સાથે હું સર્વાંશે સંમત થાઉં છું. પરંતુ એ નિરીક્ષા કેવી રીતે કરવી? સુધારકોની અત્યાર સૂધીની વિઘાતક યોજનાઓ સર્વથા નિષ્ફળ જ નીવડી છે, અને તેથી એમાટેની મારી યોજના આ પ્રમાણેની છે;—ભૂતકાળમાં આપણે કાંઈ અધમ સ્થિતિમાં રહ્યા નથી, એ હું દઢતાપૂર્વક કહી શકું છું. આપણો સમાજ અધમ નથી, કિન્તુ ઉત્તમ છે; માત્ર હું તેને વિશેષ ઉત્તમ બનાવવા ઇચ્છું છું. આ પ્રમાદમાંથી સત્યમાં કિંવા અધમતામાંથી ઉત્તમતામાં જવાનો વિષય નથી; કિંતુ સત્યમાંથી મહત્ સત્યમાં અથવા તો ઉત્તમતામાંથી ઉત્કૃષ્ટતા અને ઉત્કૃષ્ટતામાંથી અલૌકિકતામાં જવાનો જ વિષય છે. હું મારા દેશબાંધવોને કહું છું કે, જેવી રીતે તેમણે યોગ્ય કાર્ય કરી બતાવ્યું છું, તે જ પ્રમાણે હવે યોગ્યતર કાર્ય કરવાનો સમય આવી લાગ્યો છે. હવે આપણે જાતિવિશેના પ્રશ્નનો ઊહાપોહ કરીએ. સૃષ્ટિવિષયક પ્રથમ ભાવના કિંવા વિચારણા તે જાતિ છે, એવો સંસ્કૃત ભાષામાં એનો અર્થ કરેલો છે. જાતિ એટલે વિચિત્રતા અને વિવિત્રતા સૃષ્ટિનું પ્રથમ સ્વરૂપ હોવાથી જાતિ એટલે સૃષ્ટિ એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ નથી. "હું એક છું અને હું અનેક થાઉં છું! (**'एकोऽहं बहु स्याम्'**) એમ સર્વ વેદોમાં કહેલું છે. સૃષ્ટિની પૂર્વે એકતા હોય છે અને પછીથી જે બહુતા થાય છે તેને જ સૃષ્ટિ કહેવામાં આવે છે. હવે જો એ બહુતા થતી અટકી જાય, તો તેની સાથે સૃષ્ટિનો પણ નાશ થઈ જાય, એ તો સ્પષ્ટ જ છે. જ્યાંસૂધી કોઈ પણ જાતિ બળયુક્ત અને કર્મરત છે, ત્યાંસૂધી તો તે નાના વિધતાને જન્મ આપવાની જ, એવો નિયમ જ છે. જ્યારે એ નાનાવિધતાને પોષતી તે અટકી જાય છે તે વેળાયે પછી તેનો પોતાનો પણ સ્વર્ગવાસ થઈ જાય છે. હવે જાતિનો મૂળ ઉદ્દેશ એ હતો કે, વ્યક્તિને પોતાના સ્વભાવ, પોતાની પ્રકૃતિ અને પોતાની જાતિને દર્શાવવાની સ્વતંત્રતા આપવી; અને એ જ કારણથી એ જાતિસંસ્થા સહસ્રાવધિ વર્ષ પર્યન્ત આવચળ

ટકી રહી હતી. અર્વાચીનમાં અર્વાચીન પુસ્તકોમાં ભિન્ન જાતિઓના પરસ્પર ભોજન-વ્યવહારનો નિષેધ કરવામાં આવ્યો નથી; તેમ જ પ્રાચીનતર ગ્રંથોમાં ભિન્ન જાતિના પરસ્પર લગ્નવ્યવહારનો નિષેધ કરાયલો નથી. તો પછી ભારતવર્ષના અધઃપાતનું કારણ શું હતું વારુ? જાતિના મૂળ ઉદ્દેશનો ત્યાગ કરવામાં આવ્યો એ જ આર્યાવર્ત્તના અધઃપાતનો મૂળ હેતુ હતો, ગીતામાં કહેલું છે કે, જાતિના વિનાશ સાથે આ વિશ્વનો પણ વિનાશ થઈ જવાનો. અત્યારે એ સત્ય જ જણાય છે કે, આ નાનાવિધતાનો અંત થતાંની સાથે જ અવશ્ય વિશ્વનો નાશ થવાનો. વર્ત્તમાન જ્ઞાતિ અથવા જાતિ તે સત્ય જાતિ નથી, કિંતુ જાતિની પ્રગતિને અટકાવનારી પ્રતિબંધ-રૂપિણી સંસ્થા છે. વર્તમાન જાતિસંસ્થાએ તો વાસ્તવિક રીતે જાતિની સ્વતંત્ર કર્મ-શીલતા—નાનાવિધતા—ને અટકાવી દીધી છે. કોઈ પણ પ્રબળ રૂઢિ, અધિકાર કિંવા વંશપરંપરાથી અધિકારાપન્ન વર્ગ કોઈ પણ સ્વરૂપમાં સત્વતઃ જાતિને પૂર્ણ પ્રફુલ્લ થતી કિંવા વિસ્તરતી અટકાવે છે અને જ્યારે કોઈ પણ રાષ્ટ્ર પ્રખર વૈવિધ્યને ઉપજાવતું અટકી જાય છે, ત્યારે તેનો નાશ થવો જ જોઇએ, એવો દૃઢ નિયમ છે. એટલામાટે મારા દેશબાંધવો! મારે જે કાંઈ પણ તમને કહેવાનું છે તે એ જ છે કે;—તમે જાતિનો પ્રતિબંધ અને ઉચ્છેદ કર્યો, એ કારણથી આર્યાવર્ત્તનો અધઃપાત થયો. પ્રત્યેક સંક્રાન્ત ધનાઢ્ય વર્ગ કિંવા અધિકારાપન્ન વર્ગ તેની પોતાની કોઈ જાતિ ન હોવાથી જાતિને એક વિઘાતક આઘાત સમાન જ છે. જાતિને તેના વિસ્તારમાં આગળ વધવા ઘો અને જાતિના માર્ગમાં ઉપસ્થિત થતા પ્રત્યેક બંધનને તોડી નાખો એટલે એથી આપણો ઉદય થવાનો જ. યૂરોપ પ્રતિ દૃષ્ટિપાત કરો. જ્યારે યૂરોપે જાતિને સ્વતંત્ર અવકાશ આપવામાં વિજય મેળવ્યો અને વ્યક્તિઓના માર્ગમાં જે બંધનો વિસ્તરેલાં હતાં તે સર્વ બંધનોને બહુધા તોડી નાખ્યાં—પ્રત્યેક વ્યક્તિ પોતાની જાતિનો વિકાસ કરવા લાગી—ત્યારે જ યૂરોપની ઉન્નતિ થઈ શકી છે. અમેરીકામાં તો વળી જાતિના વિકાસમાટેનું યૂરોપ કરતાં પણ વિશાળ ક્ષેત્ર છે અને તેથી ત્યાંની પ્રજા મહતી ગણાય છે. પ્રત્યેક હિંદુઓ તો સારીરીતે જાણે છે કે, આપણા દેશના જ્યોતિર્વેત્તાઓ બાળક કિંવા બાળાનો જન્મ થતાંની સાથેજ તેની જાતિના નિર્ણયનો યત્ન કરવા મંડી જાય છે. સત્ય જાતિ કિંવા વ્યક્તિત્વ એ જ છે, અને જ્યોતિઃશાસ્ત્રે એનો સ્વીકાર કરેલો છે. આપણે એને પુનઃ સંપૂર્ણ વિકાસનો અવકાશ આપીશું, તો જ આપણી ઉન્નતિ થવાની છે, અન્યથા ઉન્નતિની આશા ખપુષ્પ સમાન છે. એ વૈવિધ્યને, કોઇ પણ પ્રકારની વિષમતા કિંવા વિશિષ્ટ અધિકાર, એવો અર્થ થતો નથી. મારી પદ્ધતિ એ છે કે, તેમને માત્ર

એટલું બતાવી આપવું કે, તેમણે પોતાની કોઈ પણ વસ્તુનો ત્યાગ કરવાનો નથી; કિંતુ આપણા પૂર્વજ ઋષિમહર્ષિઓએ જે માર્ગરેષા આંકી રાખી છે તે માર્ગરેષામાં ચાલવાનું છે અને દાસત્વના શતાવધિવર્ષોનાં પરિણામરૂપ જડત્વને સર્વથા ત્યાગી દેવાનું છે. મુસલ્માન રાજ્યકર્ત્તાઓની અત્યાચારમયી રાજસત્તાના કાળમાં આપણે આપણી પ્રગતિને અટકાવી દેવી પડી હતી; કારણ કે, તે સમયમાં પ્રગતિનો પ્રશ્ન મહત્ત્વનો નહોતો, કિન્તુ જીવન અને મરણનો પ્રશ્ન જ વિશેષ મહત્તા ધરાવતો હતો. હવે અત્યારે તે અત્યાચારનો યુગ ચાલ્યો ગયેલો હોવાથી આપણે હવે પ્રગતિશીલ થવું જ જોઇએ; પરંતુ તે ધર્મભ્રષ્ટ જનો અને ક્રિશ્ચિયન્ ધર્માધ્યક્ષોની દર્શાવેલી વિનાશક રેષાને અનુસરીને નહિ; કિન્તુ આપણી પોતાની રેષાને અનુસરીને અને આપણા પોતાના રાજમાર્ગમાં ગમન કરીને આપણે એ પ્રગતિ કરવાની છે. સમસ્ત આગાર અપૂર્ણ હોવાથી તેમાંની પ્રત્યેક વસ્તુ ભયંકર દેખાય, એ સ્વાભાવિક છે. અત્યાચારના શતાવધિ વર્ષના કાળમાં નિરુપાયવશ આગારને રચવાનું કાર્ય આપણે ત્યાગી દેવું પડ્યું હતું; પરંતુ હવે શાંતિનો સમય હોવાથી આગારરચનાના કાર્યની સમાપ્તિ કરો એટલે પછી પ્રત્યેક વસ્તુ પોતપોતાના સ્થાનમાં સુંદર અને મનોહર દેખાશે. મારી સમસ્ત યોજના આ છે, અને આ યોજના અવશ્ય ફળીભૂત થશે, એવો મારો દૃઢ નિશ્ચય છે. પ્રત્યેક રાષ્ટ્રના જીવનમાં એક મુખ્ય પ્રવાહ વહન કરતો હોય છે અને એ નિયમ અનુસાર ભારતવર્ષના જીવનમાં ધર્મનો પ્રવાહ પ્રમુખતાથી વહન કરી રહ્યો છે. એ પ્રવાહને બળવાન્ બનાવો એટલે ઉભય તીરનાં જળ તે પ્રવાહની સાથે પોતાની મેળે જ ચાલવા માંડશે. મારા વિચારની શ્રેણીનું આ એક સ્વરૂપ છે અને સમય આવતાં મારા સર્વ વિચારોને પ્રકાશમાં લાવવાની હું આશા રાખું છું; કારણ કે, અત્યારે મને જણાય છે કે, મારે આ દેશમાં પણ કાંઈક કાર્ય કરવાનું છે. વિશેષતઃ હું આ દેશમાં સહાયતાની આશા રાખું છું અને તે આ દેશની સહાયતાની જ. છતાં અત્યાર સુધી કેવળ મારા વિચારોને પ્રસારવાના કાર્ય ઉપરાંત હું વિશેષ કાંઈ પણ કરી શકયો નથી. મારી હવે એવી ઇચ્છા છે કે, આવા જ પ્રકારનો પ્રયત્ન ભારતવર્ષમાં પણ થવો જોઈએ...... હું ભારતવર્ષમાં પાછો કયારે આવીશ, એ વિશે અત્યારે હું પોતે પણ કાંઈ જાણતો નથી. હું પરમાત્માના સૂત્રને અનુસરું છું; હું ઈશ્વરના હસ્તમાં છું.

"આ વિશ્વમાં ધનને શોધવા જતાં હે પરમાત્મન્! મને મળેલો તું જ એક અમૂલ્ય હીરો છે, એમ મારા જાણવામાં આવ્યું છે. હું મારા આત્માનું તને બલિદાન આપું છું."

"પ્રેમ સમર્પવામાટે કોઇને શોધવા જતાં મારા જાણવામાં આવ્યું કે, પ્રેમ રાખવા યોગ્ય માત્ર તું જ છે. હું તને મારા આત્માનું બલિદાન આપું છું." (યજુર્વેદ સંહિતા).

પરમાત્મા તમારું સદા સર્વદા કલ્યાણ કરો, એવા આશીર્વાદનો

દાતા તમારો સદાનો ઉપકૃત,

વિવેકાનન્દ

---

ચિકાગો, તા. ૧૧ મી જાન્યુઆરી ૧૮૯૫

પ્રિય ગ.—

તમારું પત્ર હમણાં જ મળ્યું........ધર્મનાં અન્ય સ્વરૂપોપર ક્રિશ્ચિયન્ ધર્મની વર્ચસ્વતાને સિદ્ધ કરવાના ઉદ્દેશથી ધર્મમહાપરિષદ્ (The Parliament of Religions) ની રચના કરવામાં આવી હતી; છતાં તત્ત્વપૂર્ણ હિંદુધર્મ પોતાના મહદ્ પદને જાળવી રાખવાને સમર્થ થયો હતો. ડૉક્ટર બ—અને તેમના વિચારને અનુસરીને ચાલનારા લોકો જીર્ણમતાગ્રહી છે અને તેથી હું તેમની સહાયતામાટે તેમના પ્રતિ દૃષ્ટિપાત પણ કરતો નથી........પરમાત્માએ આ દેશમાં મારા માટે અનેક મિત્રોને મોકલી આપ્યા છે અને દિનપ્રતિદિન તેમની સંખ્યા વધતી જ જાય છે.....પરમાત્મા તેમનું કલ્યાણ કરો. હું આ દેશના બે કેન્દ્રસ્થાન બોસ્ટન્ અને ન્યૂયૉર્ક્નો વારંવાર પ્રવાસ કર્યા કરું છું; એમાંનું બોસ્ટન્ નગર બુદ્ધિમત્તાના ભંડારરૂપ છે અને ન્યૂયૉર્ક લક્ષ્મીના ભંડારરૂપ છે. એ ઉભય નગરોમાં મને અસાધારણ વિજય મળી ચૂકયો છે. વર્ત્તમાનપત્રોમાં મારા વિશે જે કાંઈ લખાય છે, તે જોવા કે જાણવાની હું કશી દરકાર રાખતો નથી અને તેથી હું એવાં વર્ત્તમાનપત્રો તમારાપર મોકલી આપીશ, એવી તમારે આશા માત્ર પણ રાખવી નહિ. કાર્યના આરંભમાટે એક સ્વલ્પ ગર્જનાની આવશ્યકતા હતી; અને હવે આપણે એ ગર્જના આવશ્યકતા કરતાં અધિક પ્રમાણમાં કરી ચૂકયા છીએ.

હું મ—ને જે કાંઈ લખવાનું હતું તે લખી ચૂકયો છું અને તમને પણ જે સૂચનાઓ આપવાની હતી તે અત્યારપૂર્વે જ આપી ચૂકયો છું. **હવે તમે શું કરવાને શક્તિમાન છો, તે મને બતાવી આપો.** હવે બાલિશ વાદવિવાદની આવશ્યકતા નથી, કિંતુ સત્ય કાર્યની આવશ્યકતા છે; હિન્દુઓએ પોતાની વાણીને સત્ય કાર્યનું પૃષ્ઠબળ આપવું જોઈએ; જો તેમનાથી આમ ન કરી શકાય, તો પછી તેઓ કોઈ પણ વસ્તુને મેળવવામાટે યોગ્ય નથી; આટલી સૂચના જ સંપૂર્ણ છે........હવે

જો મારા વિશે પૂછો, તો હું સર્વને સત્યનું શિક્ષણ આપવા માગું છું; અને તે શિક્ષણ અહીં અપાય કે અન્યત્ર અપાય, એની મને દરકાર નથી.

લોકો મારા કે તમારા વિરુદ્ધ કિંવા પક્ષમાં જે કાંઈ પણ બોલે, તેની હવે પછી કશી પણ ચિન્તા રાખશો નહિ અને તે પ્રતિ ધ્યાન આપશો નહિ. કાર્ય કરતા રહો, વનરાજ સિંહ થાઓ અને ઈશ્વિર તમારું અવશ્ય કલ્યાણ કરશે જ. મારા મરણ પર્યન્ત હું વિશ્રાંતિ લીધા વિના સતત કાર્ય કરતો રહીશ અને મરણ પશ્ચાત્ પણ જગતનાં કલ્યાણમાટે હું પ્રયત્ન કર્યાં કરીશ. અસત્ય કરતાં સત્ય અનંતગણું ભારશીલ છે; અને ભદ્રતાનો પણ તેવો જ પ્રકાર છે. જો તમારામાં આ બે સદ્‌ગુણોનો નિવાસ હશે, તો એ સદ્‌ગુણો પોતાની શુદ્ધ ગુરુતાવડે જ પોતાના વિકાસનો માર્ગ કરી લેશે.

* * * સહસ્ત્રાવધિ ઉત્કૃષ્ટ મનુષ્યો મારો આદર કરે છે; અને તમે એ જાણો છો, એટલામાટે પરમાત્મામાં શ્રદ્ધા રાખો. વર્ત્તમાનપત્રોના ઉદ્‌ઘોષ મારા પ્રભાવનો વિસ્તાર કરે તેના કરતાં બહુ જ વિશેષ પ્રમાણમાં ધીમે ધીમે આ દેશમાં હું પોતે જ મારા પ્રભાવનો વિસ્તાર કર્યાં કરું છું. * * *

ચારિત્ર્ય, પવિત્રતા, સત્ય અને વ્યક્તિત્વનું બળ તે એક અલૌકિક વસ્તુ છે. જ્યાં સુધી આ ચાર સદ્‌ગુણોનો મારામાં નિવાસ છે, ત્યાં સુધી મારા વિશે તમારે કોઈ પણ પ્રકારની ચિન્તા કરવી નહિ; કારણ કે, એ બળનો પ્રભાવ એવો છે કે, કોઈનાથી મારો એક વાળ પણ વાંકો કરી શકાય તેમ નથી. જો કોઈ પણ મને હાનિ પહોંચાડવાનો યત્ન કરશે, તો પોતાના એ યત્નમાં તેઓ નિષ્ફળ જ થવાના, એમ પરમાત્મા કહે છે........ગ્રંથો અને કલ્પનાઓથી શો લાભ થવાનો છે વારુ? જો પ્રજાનાં હૃદયોને જાગ્રત કરવાનો કોઈ પણ ઉચ્ચતમ અને કેવળ માર્ગ હોય તો તે માત્ર જીવન જ છે; જીવનમાં વ્યક્તિગત લોહચુંબકતા સમાયલી છે, અને તે સર્વનાં હૃદયોને આકર્ષે છે............પરમાત્મા મને દિનપ્રતિદિન ગહન અને ગહન આંતરિક દૃષ્ટિ આપતો જાય છે. કાર્ય, કાર્ય અને કાર્ય જ કરતા રહો........બાલિશ વાગ્યુદ્ધનો અંત લાવો અને પરમાત્મવિષયક વાણીવિલાસમાં નિમગ્ન થાઓ. છળ કપટના મિથ્યા વાર્ત્તાલાપમાં ખર્ચી શકાય એટલી આ જીવનની વિશાળતા નથી; અર્થાત્ જીવન સ્વલ્પ હોવાથી તેનો યોગ્ય કાર્યમાં જ વ્યય થવો જોઇએ.

તમારે નિરંતર એ તો સ્મરણમાં રાખવું જ જોઇએ કે, પ્રત્યેક રાષ્ટ્રે પોતાનું સંરક્ષણ પોતે જ કરવાનું છે; અને તે જ પ્રમાણે પ્રત્યેક વ્યક્તિએ પણ પોતાનું રક્ષણ પોતે જ કરવું જોઇએ; સહાયતામાટે અન્ય કોઇનું મોઢું જોઇને બેસી રહેશો નહિ.

અવિશ્રાંત કાર્યના યોગે અહીં કાંઇક સુદૃઢ થઇને તમને તમારા કાર્યમાટે કાંઇક ધનની સહાયતા વારંવાર મોકલવાને હું સમર્થ થઇશ; અને હું જે કાંઈ પણ કરી શકીશ તે માત્ર એટલું જ. જો તમે મારા તરફથી એના કરતાં કાંઈ વિશેષ મેળવવાની આશા રાખતા હો; તો કાર્યને અત્યારે જ બંધ કરી દ્યો, એ વધારે સારું છે. વળી એ પણ જાણી રાખજો કે, મારા વિચારોમાટે આ દેશ તે એક વિશાળ ક્ષેત્ર છે; અહીંના નિવાસી હિંદુ, મુસલ્માન કિંવા ક્રિશ્ચિયન્સ્ હોય એની મને દરકાર નથી; કારણ કે, ઈશ્વરમાં જેઓ પ્રેમ રાખનારા છે તે સર્વને મારી સેવાને પ્રાપ્ત કરવાનો સંપૂર્ણ અધિકાર છે.

* * * હું શાંતિ અને મૌનથી કાર્ય કરવા ઇચ્છું છું 'અને પરમાત્મા સદા સર્વદા મારા સંગમાં છે; જો તમારી ઇચ્છા હોય, તો એકનિષ્ઠ, સંપૂર્ણ સ્વાર્થરહિત અને સર્વપ્રકારે પવિત્ર થઇને મારું અનુસરણ કરો. હું નિરન્તર તમને આશીર્વાદો આપ્યા કરું છું. આ અલ્પ જીવનમાં પરસ્પર ધન્યવાદોની આપ લે કરવામાં વીતાડી શકાય એટલો સમય આપણી પાસે નથી. યુદ્ધની પરિસમાપ્તિ પછી આપણે આપણાં કાર્યોની તુલના કરી એક બીજાને આપવા ઘટશે તેટલા ધન્યવાદો આપણું હૃદય ભરાઈ જશે ત્યાં સૂધી આપીશું. વિશેષ વાચાળતામાં વેળા ન વીતાડો કિંતુ કાર્ય, કાર્ય અને કેવળ કાર્ય જ કરતા રહો. તમે ભારતવર્ષમાં કાંઈ પણ સ્થાયિ કાર્ય કર્યું હોય, તમે કોઈ પણ સ્થળને પોતાનું કેન્દ્રસ્થાન બનાવ્યું હોય, તમે કોઈ દેવમંદિર કિંવા સદન બંધાવ્યું હોય, કિંવા કોઈ તમારી સાથે હાથ મેળવીને કાર્ય કરતું હોય; એવી પરિસ્થિતિ અદ્યાપિ મારા જોવામાં આવી શકતી નથી. કારણ કે, ત્યાં જોઈએ તેના કરતાં બહુ જ વધારે કેવળ વાચાળતા અને વાચાળતાનો વ્યવહાર જ ચાલ્યા કરે છે. 'અમે મહાન્ છીએ, અમે મહાન્ છીએ!' એમ બોલવામાં જ બધી મહત્તા આવી ભરાય છે; પણ એ વસ્તુતઃ મિથ્યા આલાપ કિંવા પ્રલાપ છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો અસત્ય વાદ થવાનો ભય નથી. સર્વથા સત્ય વાર્ત્તા તો એ જ છે કે, આપણે સર્વથા કર્ત્તવ્યહીન હોવાથી ષંઢ સમાન જ છીએ. નામના, કીર્ત્તિ અને એવી જ બીજી કેટલીક હાસ્યાસ્પદ વસ્તુઓને મેળવવામાટેના વલખાં—એ સર્વ શું? આ વસ્તુઓની મારે શી અગત્ય છે વારુ? હું માત્ર એ જ દૃશ્યને જોવામાં પ્રસન્ન છું કે પરમાત્મપ્રીત્યર્થ સર્વસ્વસમર્પક શતાવધિ મનુષ્યો બહાર નીકળી આવે! આવા વિરલ મનુષ્યો ક્યાં છે? મને તેમની આવશ્યકતા છે; હું તેમને જોવા ઇચ્છું છું. તમારે આવા મનુષ્યોને ગમે-ત્યાંથી પણ અવશ્ય શોધી કાઢવા જ જોઇએ. માત્ર તમે જ મને નામ તથા કીર્ત્તિનું દાન આપો છો. આવાં નામ અને કીર્ત્તિસાથેના સંબંધને પૂરો કરો; અને મારા વીર

પુરુષો! માત્ર તમારા કાર્યમાં અને કાર્યમાં જ પ્રવૃત્ત રહ્યા કરો. તમે અદ્યાપ મારામાંની જ્યોતિને પોતામાં ધારી નથી–તમે અદ્યાપિ મારા આશયને સમજતા નથી. તમે અદ્યાપિ આલસ્ય અને વિલાસોની જૂની ગાડાવાટમાં જ દોડ્યા કરો છો. સમસ્ત આલસ્યને ત્યાગી દ્યો અને ઐહિક તેમ જ પારલૌકિક સર્વ વૈભવ વિલાસની લાલસાનો પરિત્યાગ કરો. કર્ત્તવ્યના પ્રજ્વલિત પ્રચંડ પાવકમાં પ્રવેશ કરો અને જનસમાજને પરમાત્મપ્રદેશમાં ખેંચી લાવો.

તમે મારામાંની જ્યોતિને પોતામાં ધારી શકો, તમે અત્યંત એકનિષ્ઠ થાઓ, અને યુદ્ધભૂમિમાં તમે વીરોચિત મરણને મેળવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકો, એવી તમારામાટે નિરંતર અને અખંડ પ્રાર્થના કરતો—

વિવેકાનન્દ

**તા. ક:—અ—,ક —, ડૉ. બ—,** અને અન્ય સર્વને જણાવજો કે, **માધવજી મરહૂમ, માવજી મતું** મારનારા કે **ગગજીભાઈ** ગોરખોદૂ આપણા પક્ષમાં કે આપણી વિરુદ્ધ જે કાંઈ બોલે તે લેશમાત્ર પણ સત્ય માનશો નહિ અને તમારામાં જે કાંઇ શક્તિ રહેલી છે, તે સર્વ શક્તિની માત્ર કાર્ય અને કાર્યમાં જ એકાગ્રતા કરજો.

વિવેકાનન્દ

---

તા. ૧૨ મી જાન્યુઆરી ૧૮૯૫

* * * * *

હું સદાને માટે મારો અંતિમ નિશ્ચય જણાવી દઉં છું તે જાણી લ્યો કે, મારા હૃદયમાં નામના, કીર્ત્તિ અને એવી જ અન્ય મિથ્યા વસ્તુઓની લેશ માત્ર પણ અભિલાષા નથી. કેવળ વિશ્વના કલ્યાણમાટે મારા વિચારોને પ્રસારવાની જ મને એક માત્ર અભિલાષા છે. તમે એક મહત્ કાર્ય કર્યું છે, પરંતુ એનું પરિણામ એટલું જ થયું છે કે, એ કાર્યના યોગે મને નામના અને કીર્ત્તિ આદિ પ્રાપ્ત થયાં છે. માત્ર જગતની પ્રશંસા મેળવવામાં જ જેનો વ્યય કરી શકાય તે કરતાં મારું જીવન કાંઇક વિશેષ મૂલ્યવાન્ છે. આવી બાલિશતામાં વીતાડવા જેટલો સમય મારી પાસે નથી. આપણા વિચારોનો વિકાસ કરી તેમના પદ્ધતિ પુરઃસર પ્રચારમાટેનું ભારતવર્ષમાં તમે અત્યાર સુધીમાં શું કાર્ય કર્યું છે વારુ? એનું ઉત્તર એ જ આવવાનું કે, કાંઈ નહિ, કાંઈ નહિ અને કાંઇ જ નહિ.

હિન્દુઓને પરસ્પર સહાયક થવાના તેમ જ પરસ્પર ગુણજ્ઞતાને ધારવાના તત્ત્વનું શિક્ષણ આપી શકે, એવી એક વ્યવસ્થિત સંસ્થાની અત્યંત આવશ્યકતા છે. આ

દેશમાંના મારા કાર્યક્રમની પ્રશંસા કિંવા ગુણજ્ઞતાને વ્યક્ત કરવામાટે કલકત્તામાં જે એક સભા મળી હતી તેમાં પાંચ હજાર માણસોએ પોતાની હાજરી આપી હતી, એ બહુ જ યોગ્ય અને ઉત્તમ છે! પણ તે પાંચ હજાર માણસોમાંના દરેકને તમે જો એક એક આનો આપવાનું કહ્યું હોત, તો તેઓ તે આપત ખરા કે? અર્થાત્ આપણું સમસ્ત રાષ્ટ્રીયચારિત્ર્ય કેવળ બાલિશ પરાવલંબનરૂપ જ થઈ ગયું છે. જો ભોજનને તેમના મુખસમક્ષ લાવવામાં આવે, તો તેનો સ્વાદ લેવાને ભારતવર્ષીયો સદા સર્વદા તત્પર રહે છે, અને તેમનામાં કેટલાક તો વળી એવા પણ છે કે, જ્યારે કોળિયો તેમના મુખમાં નાખીએ, ત્યારેજ તેઓ ખાય!...........જો તમારાથી પોતાના પોતે જ સહાયક થઈ શકાય તેમ ન હોય, તો તમે કોઈ પણ પ્રકારે જીવવાની યોગ્યતા ધરાવતા નથી, એમ જ કહેવું જોઇએ.

હાલ તરત બહુજનસમાજને શિક્ષણ આપવાની મારી યોજનાને મેં બંધ રાખી છે; ધીમે ધીમે એનો વિકાસ થશે. મને અત્યારે માત્ર ઉત્સાહની જ્યોતિથી પ્રજ્વલિત ઉપદેશકોના એક સમુદાયની અતિશય અગત્ય છે. તુલનાત્મક શૈલીથી ધર્મો, સંસ્કૃતભાષા, વેદાંતનાં ભિન્ન ભિન્ન દર્શન અને કેટલીક યૂરોપીયન્ ભાષાઓનું શિક્ષણ આપવામાટે મદ્રાસમાં આપણું એક મહાવિદ્યાલય (College) હોવું જ જોઇએ; તેજ પ્રમાણે આપણું એક મુદ્રાલય પણ હોવું જોઇએ અને ઇંગ્લિશ્ તેમ જ દેશભાષામાં આપણી કેટલીક સામયિક પત્રિકાઓ પણ પ્રકાશિત થવી જોઇએ. જો આ કાર્ય થઈ જાય, તો જ હું જાણીશ કે તમે કાંઇક કાર્યસફળતા કરી શકયા છો. રાષ્ટ્રને એમ બતાવવા દ્યો કે તેઓ કાર્ય કરવાને તત્પર છે. જો ભારતવર્ષમાં તમે આવા પ્રકારનું કાંઈ પણ કાર્ય કરી ન શકો, તો પછી મને એકલાને જ મારાથી કરી શકાય તેટલું કાર્ય કરવા દ્યો. મારે મારો સંદેશ આપવાનો તો છે જ; એટલે જે લોકો તેની પ્રશંસા કરે છે અને જે લોકોના હસ્તે એના વિકાસનો સંભવ છે, તેવા લોકોને જ એ સંદેશ આપવા દ્યો. એ સંદેશને સ્વીકારનાર ગમે તે હોય તેની મને દરકાર નથી. 'જે કોઈ પણ મારા પિતાની અભિલાષાને પૂર્ણ કરે;' તે મારો પોતાનો જ છે. * *

મારા પોતાના નામને અગ્રભાગે લાવવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, મારી માત્ર એટલી જ અભિલાષા છે કે, માત્ર મારી ભાવનાઓ ફળીભૂત થાય અને મારા વિચારો વ્યવહારમાં યોજાય! સર્વ ધર્મસંસ્થાપકોના અનુયાયિ જનોએ નિરંતર પોતાના ગુરુના વિચારોને ગુરુના વ્યક્તિત્વ સાથે એટલી બધી દઢતાથી મેળવી દીધા છે કે, અંતે ગુરુના વ્યક્તિત્વમાટે ગુરુના વિચારોનો તેમણે વધ જ કરી નાખ્યો

છે. આવો પ્રમાદ પોતાના હાથે ન થાય, એની શ્રી રામકૃષ્ણ પરમહંસના શિષ્યોએ બહુ જ સંભાળ રાખવાની છે. ભાવના કિંવા વિચારમાટે કાર્ય કરો; વ્યક્તિમાટે નહિ. પરમાત્મા તમારું કલ્યાણ કરો.

તમારો નિરંતર આશીર્વાદદાતા,—

**વિવેકાનન્દ**

---

તા. ૨૩ મી જાન્યુઆરી ૧૮૯૫

પ્રિય અ—

* * * * *

જે મનુષ્યો મને અનુસરવામાં મરણ પર્યન્ત સત્યનિષ્ઠ અને વિશ્વસનીય રહે, તેવા મનુષ્યોનીજ માત્ર મને આવશ્યકતા છે. હું વિજય કિંવા પરાજયની ચિંતા રાખતો નથી........મારે પોતાની ગતિને સર્વથા પવિત્ર રાખવી જ જોઇએ, અને જો તેમ ન થાય, તો પછી કાંઈ ન કરવું તે જ અધિક ઉત્તમ છે......

તમારો—

**વિવેકાનન્દ**

તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૮૯૫

પ્રિય અ—

* * કાર્ય અત્યંત કઠિન છે અને જેમ જેમ તે કઠિનતર થતું જાય છે, તેમ તેમ વિશેષ સુંદર દેખાય છે. મને દીર્ઘ વિશ્રાંતિની બહુ જ અગત્ય છે; છતાં અદ્યાપિ ઈંગ્લૅંડમાં મારે પ્રચંડ કાર્ય કરવાનું બાકી છે......મારા વત્સ! ધૈર્ય ધારો-તમારી ધારણાઓ કરતાં એ કાર્યનો અત્યંત વિશેષ પ્રમાણમાં વિકાસ થશે...... પ્રત્યેક કાર્યને સફળતા પ્રાપ્ત થવા પૂર્વે શતાવધિ વિઘ્નોમાંથી પસાર થવું પડે છે અને તેથી જેઓ ખંતથી પોતાના કાર્યમાં નિમગ્ન રહે છે, તેઓ વહેલા કે મોડા, પણ સફળતાના પ્રકાશને નિહાળવાને અવશ્ય ભાગ્યશાળી થાય છે. * *

અમેરિકાની સંસ્કૃતિના હૃદયરૂપ ન્યૂયૉર્કને જાગૃત કરવાના મારા પ્રયત્નમાં મેં વિજય મેળવ્યો છે, પરંતુ એ વિજય મેળવતાં ભયંકર પરિશ્રમ મારે વેઠવો પડ્યો છે........આ ન્યૂયૉર્કમાંના તેમ જ ઈંગ્લૅંડમાંના કાર્યમાં મેં મારી સર્વ શક્તિઓનો

વ્યય કરી નાખ્યો છે અને તેથી હવે અત્યારે વસ્તુસ્થિતિ એવા સ્વરૂપમાં છે કે હવે પછી તેનો વિકાસ પોતાની મેળે જ થતો રહેશે.

હિન્દુઓના વિચારોનું અંગ્રેજી ભાષામાં પ્રતિપાદન કરવું, તેમ જ નીરસ તત્ત્વજ્ઞાન–દર્શન–, ગૂઢ પુરાણ અને વિલક્ષણ વિસ્મયકારક માનસશાસ્ત્ર આદિનું દોહન કરી તેમાંથી સરળ, સાદા, લોકપ્રિય થઈ શકે તેવા ધર્મને અને તે જ વેળાયે બુદ્ધિમત્તાના શિખરરૂપ પુરુષોનાં હૃદયને પણ સંતુષ્ટ કરી શકે તેવા ધર્મને ખેંચી કાઢવો એ કાર્ય કેટલું બધું કઠિન છે, એની કલ્પના માત્ર જેમણે એ દિશામાં પ્રયત્ન કર્યો હોય તે મહાનુભાવો જ કરી શકે એમ છે. નિગૂઢ અદ્વૈત જીવિત, કાવ્યમય અને નિત્યના વ્યવહારમાં યોજાય તેવું થવું જોઇએ; બહુ જ ગુંચવાડાભરેલા પુરાણમાંથી દશ્ય નૈતિક સ્વરૂપોનો ઉદ્ભવ થવો જ જોઇએ; સંભ્રામક યોગવિદ્યામાંથી અત્યંત વૈજ્ઞાનિક અને વ્યાવહારિક માનસશાસ્ત્રનું પ્રકટીભવન થવું જ જોઇએ અને એ સર્વને એવા સ્વરૂપમાં મૂકવાં જોઇએ કે એક બાળક પણ તેના આશયને સમજી શકે; આ કાર્ય કેટલું અને કેવું કઠિન છે, એની કાંઇક કલ્પના તમે કરી શકશો; અને એ જ મારા જીવનનું કાર્ય છે. આમાં હું કેટલી સીમાપર્યન્ત વિજયી થઇશ, એ તો માત્ર પરમાત્મા જ જાણે છે. આપણો અધિકાર માત્ર કર્મમાં જ છે, તેના ફળમાં આપણો અધિકાર નથી. એ કઠિન કાર્ય છે, મારા વત્સ! એ બહુ જ કઠિન કાર્ય છે. કામ અને કાંચનના ઝંઝાવાતના ઝપાટામાં પોતાને સ્થિર રાખવાનું અને જ્યાં સુધી આપણા શિષ્યો આપણી ભાવનાઓ કિંવા આપણા આદર્શોના સાક્ષાત્કારને તથા સંસારના સંપૂર્ણ વૈરાગ્યને ધારવાની યોગ્યતાવાળા થાય ત્યાં સુધી પોતાના આદર્શોને દઢતાથી વળગી રહેવું. એ કાર્ય ખરેખર બહુ જ ગહન અને ભયાનક છે. પરમાત્માનો આભાર માનો કે, અત્યાર પૂર્વે જ આપણને આપણા કાર્યમાં મહાન્ વિજય મળી ચૂકયો છે. ખ્રીસ્તી ધર્મગુરુઓ અને જે બીજા કેટલાકો મારા આશયને સમજી શકતા નથી, તેમને હું દોષ આપતો નથી; કારણ કે, જે પુરુષ કામિની અને કાંચનની લેશ માત્ર પણ લાલસા રાખતો નથી એવો પુરુષ અત્યાર સૂધીમાં ભાગ્યે જ તેમના જોવામાં આવ્યો હશે, એટલે મારા વિચારો તેમને આશ્ચર્યજનક લાગે એ સર્વથા સ્વાભાવિક જ છે. અર્થાત્ આ કારણથી પ્રથમ તો તેમનો મારી આ અનાસક્તિમાં વિશ્વાસ જ બંધાતો નહોતો; અને બંધાય પણ કેવી રીતે વારુ? પાશ્ચાત્યોની પાતિવ્રત્ય કિંવા બ્રહ્મચર્ય અને પવિત્રતાવિષયક ભાવનાઓ આર્યોની ભાવનાઓ પ્રમાણેની જ છે, એમ તમે કદાપિ ધારશો નહિ. પાશ્ચાત્યોમાં બ્રહ્મચર્ય તથા પવિત્રતાના સમાનાર્થદર્શક ગુણ તે સદ્ગુણ (Virtue)

અને ધૈર્ય કિંવા પૌરુષ (Courage) છે......લોકો સમુદાયબદ્ધ થઇને મારી પાસે આવે છે. હવે શતાવધિ લોકોનો દઢ નિશ્ચય થઈ ગયો છે કે, પોતાની શારીરિક વાસનાઓને ખરેખરી રીતે પોતાની સત્તામાં રાખનાર પુરુષો પણ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવે છે તેમ જ બ્રહ્મચર્ય અને પવિત્રતા આદિ નિયમો વિશે તેમની પૂજ્યભાવના અને માનની લાગણી દિવસે દિવસે વધતી જાય છે. જે પુરુષ ધૈર્યનું અવલંબન કરે છે, તેને સર્વ વસ્તુઓ આવી મળે છે. તમારું સદા સર્વદા કલ્યાણ થાઓ.

તમારો—

**વિવેકાનન્દ**

૧૯ ડબ્લ્યુ. ૩૮ સ્ટ્રીટ. ન્યૂયૉર્ક. ૯૫

પ્રિય અ—

* * કહેવાતી સામાજિક સુધારણા સાથે સંમિશ્ર થશો નહિ; કારણ કે, સર્વથી પ્રથમ આત્મિક સુધારણા કર્યા વિના કોઈ પણ પ્રકારની અન્ય સુધારણા થવાનો સંભવ નથી......કેવળ પરમાત્મતત્ત્વનો જ ઉપદેશ કરો. લોકોની અંધશ્રદ્ધા અને તેમના અવગુણોની સ્તુતિ પણ કરશો નહિ અને નિંદા પણ કરશો નહિ...... નિરાશ થશો નહિ અને પોતાના ગુરુમાંની તેમ જ સર્વશકિતમાન્ પરમાત્મામાંની પોતાની શ્રદ્ધાને ત્યાગશો નહિ. આશા, ગુરુશ્રદ્ધા અને પરમાત્મશ્રદ્ધા એ ત્રણ વસ્તુઓ જ્યાં સુધી તમારામાં છે, ત્યાં સુધી હે મારા વત્સ! તમારી કોઇથી કશી પણ હાનિ કરી શકાય તેમ નથી. હું પ્રતિ દિવસ વધારે અને વધારે બળવાન્ થતો જાઉં છું. મારા વીર બાળકો! કાર્યના પ્રદેશમાં પ્રગતિ કરતા રહો.

તમારો નિરંતર આશીર્વાદદાતા,

**વિવેકાનન્દ**

તા. ૬ ઠ્ઠી માર્ચ ૧૮૯૫

પ્રિય અ—

* * એક ક્ષણ માત્રને માટે પણ હૃદયમાં એ ધારણાને લાવશો નહિ કે, યાન્કીઓ ( અમેરિકન્સ ) ધર્મના વિષયમાં વ્યાવહારિક છે; ધર્મના વિષયમાં જો કોઈ પણ વ્યાવહારિક હોય તો તે માત્ર હિન્દુઓ જ છે. અમેરિકનોની વ્યાવહારિકતા માત્ર ધનોપાર્જનમાં જ આવી રહી છે..........એ કારણથી આ દેશને ત્યાગવા પૂર્વે

હું મારા ચરણતળેની અહીંની ભૂમિને સંપૂર્ણતાથી દૃઢ કરી લેવા ઇચ્છું છું. પ્રત્યેક કાર્ય દૃઢ અને પરિપકવ જ થવું જોઇએ, એવો મારો અભિપ્રાય છે.............. શ્રીરામકૃષ્ણના મતને ઉપદેશવાના કાર્યમાં તમારે આગ્રહ રાખવાની આવશ્યકતા નથી. જો કે હું સારી રીતે જાણું છું કે, લોકો પ્રથમ વ્યક્તિને અને ત્યારપછી તેના વિચારોને ઇચ્છે છે, છતાં હું કહું છું કે, પ્રથમ આપણા વિચારોનો જ પ્રચાર કરો.........પ્રથમ મોટી મોટી યોજનાઓને જનોસમક્ષ મૂકશો નહિ; કિંતુ ધીમે ધીમે આરંભ કરો અને તમારી ભૂમિકા કેટલા પ્રમાણમાં દૃઢ થયેલી છે તે જોતા રહો.

* * મારા વીર સંતાનો! કાર્યના પ્રદેશમાં આગળ અને આગળ વધતા રહો; કારણ કે, એમ કરવાથી કોઈ દિવસ પણ આપણે પ્રકાશને જોવાના જ.

એકતા અને શાંતિ.........કાર્યનો ધીમે ધીમે વિકાસ થવા દ્યો. રોમનગર કાંઈ એક દિવસમાં બંધાઈ રહ્યું નહોતું. આપણી મહતી આશાઓમાંની એક આશા—માઇસોરના મહારાજા—નો સ્વર્ગવાસ૦ થયો છે! હશે—પરમાત્મા મહાન્ છે અને તે બીજાઓને આપણી સહાયતામાટે મોકલી આપશે.

જો તમારાથી મોકલી શકાય તો થોડાંક કુશાસનો મોકલી આપશો.

તમારો નિરંતર આશીર્વાદદાતા,

**વિવેકાનન્દ**

---

મારા પ્રિય અ—

તમારું પત્ર આ ક્ષણે જ મળ્યું. કોઈ પણ મને હાનિ પહોંચાડવાનો યત્ન કરે, તો તેથી તમે ભયભીત થશો નહિ. જ્યાં સુધી પરમાત્મા મારો સંરક્ષક છે, ત્યાં સુધી હું સર્વથા નિઃશંક અને નિર્ભય છું. અમેરિકા વિશેના તમારા વિચારો બહુ જ સંકીર્ણ છે............આ અમેરિકા એક વિશાળ દેશ છે અને તેમાંનો બહુજન સમાજ ધર્મ વિશે વિશેષ ચિંતા રાખનારો નથી.........ક્રિશ્ચિયન્ ધર્મ કેવળ સ્વદેશ-પ્રેમના રૂપમાં જ ટકી રહ્યો છે, એથી વિશેષ તેમાં બીજુ કાંઈ પણ નથી......... હવે મારા વત્સ! ધૈર્યને પરિહરશો નહિ...........મારાપર વેદાન્તસૂત્ર અને સર્વ પંથોનાં ભાષ્યો મોકલી આપશો............

હું પરમાત્માના હસ્તમાં છું. ભારતવર્ષમાં મારા પુનરાગમનથી શો લાભ થવાનો છે? ભારતવર્ષ મારા વિચારોને વિકસિત અને પ્રગતિશીલ કરી શકે તેમ નથી. આ

દેશ મારા વિચારોને માયાળુતાથી સ્વીકારે છે. જ્યારે હું અહીં પૂર્ણ સત્તાચાલક થઇશ, ત્યારેજ ભારતવર્ષમાં પાછો આવીશ. ત્યાં સુધી તમો સર્વ સૌમ્યતા અને શાંતિથી કાર્ય કરતા રહો. જો કોઈ પણ મનુષ્ય મારાપર આક્રમણ કરે, તો તેના અસ્તિત્વને જ વિસારી દેજો........તમે એક એવી સંસ્થાની સ્થાપના કરો કે, જેમાં લોકોને વેદ અને વેદાન્ત આદિનું તેમની ટીકાઓ અને તેમનાં ભાષ્યસહિત શિક્ષણ મળી શકે; એવી મારી પરમ આકાંક્ષા છે. અત્યારે આ માર્ગરેષામાં કાર્યરૂપે સંચરો...........એ સારી રીતે જાણી લેજો કે, જે જે સમયે તમે પોતે પોતાને નિર્બળ ધારો છો, તે પ્રત્યેક વેળાયે તમે કેવળ પોતાની જ હાનિ કરતા નથી, કિંતુ આપણા ઉદ્દેશની પણ સાથે હાનિ કરતા રહો છો. અનંત શ્રદ્ધા અને અનંત બળ એ જ વિજયપ્રાપ્તિનું એક માત્ર રહસ્ય છે.

આનંદમગ્ન થાઓ......તમારી પોતાની ભાવનાને દૃઢતાથી વળગી રહો...... બીજાના માર્ગદર્શક કિંવા સત્તાચાલક થવાનો પ્રયત્ન કદાપિ કરશો નહિ. સર્વના સેવક થવામાં જ કૃતાર્થતા માનજો.

તમારો નિરંતર આશીર્વાદદાતા,

**વિવેકાનન્દ**

તા. ૬ ઠ્ઠી મે ૧૮૯૫

પ્રિય અ—

આજે પ્રભાતમાં તમારું અંતિમ પત્ર અને તમે મોકલેલા **રામાનુજાચાર્યકૃત** ભાષ્યનું પ્રથમ પુસ્તક મને મળ્યાં........જો સર્વ હિન્દુઓ નિદ્રાધીન થયેલા હોય, તો પછી હિન્દુધર્મના બચાવમાં મારે મારી સર્વ શક્તિઓનો નિરર્થક વ્યય શામાટે કરી નાખવો જોઇએ વારુ? તમો ત્રીસ કરોડ ભારતવાસીઓ અને વિશેષતઃ જેઓ પોતાના વિદ્યા આદિ ગુણોથી મદોન્મત્ત થયેલા છે તેઓ સર્વ ત્યાં બેઠા બેઠા શો વ્યવસાય કરો છો? મને શિક્ષણ અને ઉપદેશ આપવાના કાર્યમાટે મુક્ત રાખીને એ યુદ્ધના કાર્યને તમે તમારા પોતાના મસ્તકપર શામાટે નથી ઉપાડી લેતા વારુ? અહીં વિદેશીઓના મધ્યમાં હું દિવસ અને રાત પ્રયાસ કર્યો કરું છું........ભારતવર્ષ મને શી સહાયતા પાઠવે છે? ભારતવર્ષ કરતાં ન્યૂન સ્વદેશપ્રેમિ રાષ્ટ્રને આ સૃષ્ટિએ કદાપિ જોયું છે ખરું કે? જો તમે માત્ર બાર મનુષ્યોને જ-સુશિક્ષિત અને સબળ બાર મનુષ્યોને જ—ધર્મનો ઉપદેશ આપવામાટે યૂરોપ અને અમેરિકામાં મોકલો

અને થોડાંક વર્ષ પર્યંત તેમને નિર્વાહનાં સાધનો પૂરાં પાડી શકો એમ હોય, તો અવસ્ય તમે નૈતિક અને રાજકીય દૃષ્ટિથી આપણી જન્મભૂમિ ભારતવર્ષની બહુ જ પ્રચંડ સેવા કરી કહેવાશે. તે પ્રત્યેક મનુષ્ય કે જે નૈતિક દૃષ્ટિથી ભારતવર્ષપ્રતિ અનુકંપા ધરાવે છે, તે ભારતવર્ષનો રાજકીય મિત્ર થવાનો જ. પાશ્ચાત્ય પ્રજામાંના અનેક જનો ભારતવર્ષને અર્ધનગ્ન વનવાસીઓનું રાષ્ટ્ર માનતા હોવાથી સંસ્કૃતિમાં લાવવામાટે ભારતીય પ્રજાને પ્રતોદના પ્રહારને યોગ્ય માને છે! ત્યારે હવે સત્ય સ્થિતિ એથી વિરુદ્ધ છે, એમ તમે તેમને શામાટે બતાવી નથી દેતા? બહુ દૂરની ભૂમિમાં વસતો એકલો એકાદ મનુષ્ય વિશેષ શું કરી શકે વારુ? એટલું જ નહિ, પણ મેં જે કાંઈ પણ અત્યાર સુધીમાં અલ્પસ્વલ્પ કર્યું છે, તેને પણ તમે પાત્ર નથી. * *

અત્યાર સુધીમાં જે હિન્દુઓ પાશ્ચાત્ય ભૂમિમાં આવી ગયા છે, તેમણે પાશ્ચાત્યોની પ્રશંસા અને પાશ્ચાત્યો પાસેથી ધન મેળવવામાટે વારંવાર પોતાના ધર્મની અને પોતાના દેશની નિંદા માત્ર જ કરેલી છે. એ તો તમે સારી રીતે જાણો જ છો કે, હું અહીં કાંઈ નામના અને ખ્યાતિ મેળવવાના લોભથી આવ્યો નહોતો; કિંતુ મારે ન છૂટકે જ અહીં આવવું પડ્યું હતું. મારે ભારતવર્ષમાં પાછું શામાટે આવવું વારુ? મને ત્યાં કોણ સહાયતા આપશે? ધર્મનો ઉપદેશ આપવામાટે સંસારને ત્યાગી દેવાને તૈયાર હોય, એવા પુરુષો મદ્રાસમાં કયાં છે વારુ? હું એકલો જ એવો પુરુષ છું કે જેણે પોતાના દેશની પ્રતિષ્ઠાને જાળવવાનું અહીં સાહસ કર્યું છે અને મેં પાશ્ચાત્યોને એવી એવી ભાવનાઓ આપી છે કે, જે ભાવનાઓ એક હિન્દુ પાસેથી મેળવવાની તેમણે સ્વપ્નમાં પણ આશા રાખી નહોતી. આ દેશમાં એવા સહસ્રાવધિ જનો છે કે જે મારા મિત્રો છે અને શતાવધિ જનો એવા પણ છે કે, જેઓ મરણ પર્યન્ત મારા એકનિષ્ઠ અનુયાયી થઈ રહેવાના; પ્રતિવર્ષ એમની સંખ્યા વધતી જશે, અને જો હું તેમની સાથે જ વસીને કાર્ય કરતો રહીશ, તો જીવન અને ધર્મવિષયક સંમસ્ત ભાવનાઓ ફળીભૂત થશે. મારા તાત્પર્યને તમે સમજી શકો છો ખરા કે?

અમેરિકામાં જે એક 'વિશ્વધર્માલય' (Temple Universal) નામક ભવન બંધાવાનું હતું, તે વિશે અત્યારે કાંઈ વિશેષ સંભળાતું નથી; છતાં પણ અમેરિકન્ જીવનનાં મુખ્ય કેન્દ્ર ન્યૂયૉર્ક્‌માં મારાં મૂળ ઉંડાં પેસી ચૂકયાં છે અને તેથી મારા કાર્યનો યોગ્ય વિસ્તાર થવાનો જ. હું મારા શિષ્યોમાંના કેટલાકોને ગ્રીષ્મઋતુમાં વિશ્રાંતિમાટેના કોઈ શીતલ અને શાંત સ્થાનમાં તેમના યોગ, ભક્તિ અને જ્ઞાન આદિના અભ્યાસની પૂર્ણાહુતિમાટે લઈ જાઉં છું; એટલે પોતાના અભ્યાસની પૂર્ણાહુતિ પછી

તેઓ મને સહાયતા આપવાને અને કાર્યને આગળ વધારવામાટે સમર્થ થઈ શકશે. હવે મારા વત્સો! કાર્યમાં નિમગ્ન થાઓ.

બહુધા એક માસમાં તે પત્રિકાના પ્રારંભમાટે હું થોડા પૈસા મોકલવાની સ્થિતિમાં આવીશ. હિંદુ ભિક્ષુકો પાસે ભિક્ષા માગવાને જશો નહિ. હું એ કાર્ય મારી પોતાની બુદ્ધિમત્તા અને મારી પોતાની બળવતી દક્ષિણ ભુજાના બળથી જ કરીશ. હું અહીંના કે ભારતવર્ષમાંના કોઈ પણ મનુષ્યના સાહાય્યની અપેક્ષા રાખતો નથી...... શ્રીરામકૃષ્ણને અવતાર તરીકે સિદ્ધ કરવાના કાર્યપર વિશેષ ભાર આપશો નહિ.

હવે મેં જે શોધ કર્યો છે તે હું તમને જણાવીશ. વેદાંતમાં એટલે કે વેદાન્તની દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈત નામક ત્રણ ભૂમિકાઓમાં જ સર્વ ધર્મનો સમાવેશ થયેલો છે. એ ભૂમિકાઓ એક પછી એક અનુક્રમથી આવે છે. મનુષ્યમાંની આત્મિક ઉન્નતિની એ ત્રણ આનુક્રમિક ભૂમિકાઓ છે; અને એમાંની પ્રત્યેક ભૂમિકા આવશ્યકીય છે. એ ધર્મનો નિષ્કર્ષ છે. વેદાંતને નાનાવિધ જાતિ, રૂઢિ અને ભારતવર્ષના પંથો સાથે લાગૂ પાડતાં તેનું જે સ્વરૂપ થયું છે તે જ હિન્દુધર્મના નામથી ઓળખાય છે. એમાંની પ્રથમની જે દ્વૈત નામક ભૂમિકા છે તેને જો યૂરોપના ભિન્ન ભિન્ન સમાજોના આચાર વિચાર સાથે લાગૂ પાડવામાં આવે, તો તે મિશ્રણથી ખ્રીસ્તી ધર્મનો ઉદ્‌ભવ થાય છે; એજ ભૂમિકાનું સેમેટિક પ્રજાના આચાર વિચાર સાથે સંમેલન થતાં મુસલ્માન ધર્મ (ઇસ્લામ) ની ઉત્પત્તિ થાય છે. અદ્વૈતને તેના યોગદર્શનના રૂપમાં મેળવી દેવાથી બૌદ્ધ ધર્મનો ઉદય થાય છે; ઇત્યાદિ. અત્યારે ધર્મનો અર્થ 'વેદાન્ત' જ થાય છે; ભિન્ન ભિન્ન રાષ્ટ્રોની ભિન્ન ભિન્ન આવશ્યકતાઓ, પરિસ્થિતિઓ અને અન્ય સંયોગો અનુસાર વેદાન્તના તેમની સાથેના સંબંધોમાં ભિન્નતા હોવીજ જોઇએ, એ એક જૂદી વાત છે; પણ વેદાન્ત શબ્દથી સાધારણતઃ ધર્મનો અર્થ નીકળે છે, એમાં તો કશો પણ સંશય નથી જ. જો પ્રયત્ન કરશો તો તમને જણાઈ આવશે, કે તત્ત્વજ્ઞાન એકજ હોવા છતાં શાકતો અને શૈવો ઇત્યાદિ તેને પોતાના વિશિષ્ટ પંથ કિંવા ધર્મસ્વરૂપો સાથે સંબદ્ધ કરી દે છે. એ દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈત નામક ત્રણ પ્રણાલિકાપર તમારા માસિકપત્રમાં એક પછી એક લેખ લખજો અને તેમાં એક પ્રણાલિકા બીજીને અનુસરે છે અને તેથી એમનામાં કશી ભિન્નતા છેજ નહિ અર્થાત્ ત્રણેની એકતા જ છે એમ દર્શાવજો; અને એ દર્શાવતી વેળાએ વિધિનિષેધનાં સ્વરૂપોને સર્વથા દૂરનાં દૂર જ રાખજો; એ વિધિનિષેધના પ્રપંચમાં કદાપિ પડશો નહિ. અર્થાત્ મારા કથનનો આશય એટલો જ છે કે; માત્ર તત્ત્વજ્ઞાન—આધ્યા-

ત્મિક વિભાગનો-જ ઉપદેશ આપો અને લોકોને તે આધ્યાત્મિક જ્ઞાનને પોતાનાં ધર્મ-સ્વરૂપો સાથે અનુકૂળ કરી લેવા દ્યો. મારે આ વિષયનો એક ગ્રંથ લખવાનો છે અને એટલામાટે જ મને ત્રણે ભાષ્યોની આવશ્યકતા પડી હતી; કે જેમાંના રામાનુજાચાર્યકૃત ભાષ્યનું માત્ર એક જ પુસ્તક મને અદ્યાપિ પ્રાપ્ત થઈ શક્યું છે.

* * એ તો તમે સારી રીતે જાણો છો કે, હું કાંઈ વિખ્યાત લેખક નથી; તેમ જ દ્વારે દ્વારે ભિક્ષામાટે ભટકવાની મને ટેવ નથી. હું શાંત થઇને બેસી રહું છું અને યદચ્છાથી જે કાંઈ આવે તેને મારી પાસે આવવા દઉં છું-અર્થાત્ યદચ્છાથી જે કાંઈ મળે છે તેને સ્વીકારી લઉં છું......મારાં સંતાનો! જો હું એક સાંસારિક દંભમૂર્ત્તિ પુરુષ હોત, તો અહીં વ્યવસ્થિતિના માર્ગમાં અત્યાર સૂધીમાં હું મહાભારત વિજય મેળવી શક્યો હોત. અહીંની ધર્મસર્વસ્વતા કેવળ લક્ષ્મી અને કીર્ત્તિમાં જ સમાયલી છે; અર્થાત્ અહીંના ધર્મગુરુ અને ગૃહસ્થ સમાનતાથી લક્ષ્મી અને લંપટતાની લાલસામાં લપટાયલા છે, અને ખરેખર એ એક મહાખેદનો વિષય છે. અહીં હું જે મનુષ્યો ઈશ્વરના એકનિષ્ટ માનનારા હોય અને જેમનામાં સંસારની લેશ માત્ર પણ આસક્તિ ન હોય, એવા મનુષ્યોના એક સર્વથા નવીન સમાજની સ્થાપના કરવા ઇચ્છું છું. આ કાર્ય અત્યંત મંદ ગતિથી થવાનું છે, એટલે મધ્ય અવકાશમાં તમે તમારા કાર્યને કરતા રહો અને હું મારી નૌકાને શિરોભાગે સીધી હંકારીશ. તમારું સામયિક પત્ર આડંબરશીલ અને ક્ષણિક નહિ, પણ દૃઢ, શાંત અને ઉચ્ચ આશયને વ્યકત કરનારું હોવું જોઇએ......ઉત્તમ અને દૃઢાસન લેખકોના સમુદાયને હસ્તગત કરો......સંપૂર્ણ નિસ્પૃહ થાઓ, દૃઢ થાઓ અને કાર્યના પ્રદેશમાં આગળ વધો. સર્વના સેવક થાઓ અને બીજાઓપર સત્તા કિંવા અધિકાર ચલાવવાનો કિંચિન્માત્ર પણ પ્રયત્ન ન કરો. જો એવી સત્તા ચલાવવાનો યત્ન કરશો, તો તેથી બીજાઓના મનમાં દ્વેષનો ઉદ્ભવ થશે અને તે તમારાં સર્વ કાર્યોનો નાશ કરી નાખશે......પ્રગતિ કરો. તમે જે કાંઈ કર્યું છે તે અતિશય ઉત્તમ છે. મારા વત્સ! તમે આત્મશ્રદ્ધ, એકનિષ્ઠ અને ધૈર્યાવલંબી થાઓ એટલે આપણે સર્વ કાર્યોની સિદ્ધિ કરી શકીશું. મારા અન્ય મિત્રો સાથે શત્રુભાવ રાખશો નહિ અને સર્વની સાથે સમભાવથી વર્ત્તજો. મારો સર્વને શાશ્વત પ્રેમ જણાવશો.

તમારો નિરંતર આશીર્વાદદાતા,

વિવેકાનન્દ

**તાં.** ક—જો તમે પોતે એક નેતા તરીકે આગળ આવશો, તો કોઇ પણ તમને સહાયતા આપશે નહિ .....જો તમારી વિજય મેળવવાની આકાંક્ષા હોય, તો પ્રથમ અહંભાવને વિદારી નાખો.

વિવેકાનન્દ

---

ન્યૂયૉર્ક તા. ૧૪ મી મે ૧૮૯૫

પ્રિય અ—

*　　*　　*　　*　　*

મેં હવે ન્યૂયૉર્કમાં સંપૂર્ણ અધિકાર મેળવી લીધો છે, અને હું આશા રાખું છું કે, જ્યારે હું આ દેશને ત્યાગીશ તે સમયે અહીં કાર્યને આગળ ચલાવી શકે એવા કર્મશીલ મનુષ્યોનો એક સ્થાયિ સમુદાય મને મળી શકશે. મારા વત્સ! એ તારે નિશ્ચય પૂર્વક જાણી રાખવું કે, વર્ત્તમાનપત્રોમાંની ખ્યાતિ સર્વથા મિથ્યા છે. આ દેશને ત્યાગી જવા પૂર્વે પાછળ સ્થાયિ પરિણામને મૂકી જવાની યોગ્યતા મારે મેળવવી જ જોઇએ; અને હું ધારૂં છું કે, પરમાત્માની કૃપાથી મારી એ આશા સત્વર જ સફળ થઈ જશે......વિશ્વમાંના વિશાળ વસુકોષ કરતાં મનુષ્યો અધિક મૂલ્યવાન્ છે.

મારાવિશે તમારે કશી પણ ચિંતા કરવી નહિ. પરમાત્મા મારું નિરંતર સંરક્ષણ કરતો રહે છે. મારું આ દેશમાંનુ આગમન અને મારા સર્વ પરિશ્રમો વ્યર્થ તો ન જ થવા જોઇએ.

પરમાત્મા દયાળુ છે અને જો કે પોતાથી બની શકતા કોઈ પણ ઉપાયથી મને હાનિ પહોંચાડવાનો યત્ન કરનારા મનુષ્યો ઘણા છે; તો પાછા એવા બીજા પણ અસંખ્ય લોકો છે કે, જેઓ મારા મિત્ર થઈ મને અંત સુધી વળગી રહેનારા છે. અનંત ધૈર્ય, અનંત પવિત્રતા અને અનંત એકનિષ્ઠતા કિંવા પ્રયત્નશીલતા એ જ ઉત્તમ ઉદ્દેશમાં વિજયને પ્રાપ્ત કરવાનાં મૂળ સાધનો છે.

તમારો નિરંતર આશીર્વાદદાતા,

**વિવેકાનન્દ**

---

૧૯ ડબ્લ્યુ. ૩૮ સ્ટ્રીટ ન્યૂયૉર્ક
તા. ૨૨ મી જૂન ૧૮૯૫

પ્રિય ક—

એક પંક્તિ અત્યારે લખવાને બદલે થોડા સમય પછી હું તમારાપર એક સમગ્ર પત્ર લખીશ. તમે પ્રગતિશીલ થતા જાઓ છો એ જાણીને મને અતિશય આનંદ થાય છે. હું ભારતવર્ષમાં પાછો નથી જ આવવાનો, એમ ધારવામાં તમારી ભૂલ થાય છે; કારણ કે, હું સત્વર જ ત્યાં આવવાનો છું. અહીં મારા પ્રયત્નોની નિષ્ફળતા થઈ નથી; અહીં મેં બીજનું આરોપણ કર્યું છે અને તે બીજ વૃક્ષના સ્વરૂપને ધારણ

કરતું જાય છે; કારણ કે, અવશ્ય તેમ થવું જ જોઇએ. માત્ર મને એટલો જ ભય થયા કરે છે કે, જો યોગ્ય સમય આવ્યા પૂર્વે જ હું તેને ત્યાગી દઇશ, તો તેથી કદાચિત્ તેની વૃદ્ધિના કાર્યમાં બાધા આવી પડશે. * *

હે તાત ! કાર્યમાં પ્રવૃત્ત રહો. રોમ નગરની રચના એક દિવસમાં થઈ નહોતી; અર્થાત્ ગુરુ કાર્યની સિદ્ધિમાટે દીર્ઘ કાળની આવશ્યકતા હોય છે. મારો માર્ગદર્શક પરમાત્મા છે અને તેથી પરિણામે પ્રત્યેક કાર્ય યોગ્ય વિજયને પામશે જ.

તમારો કલ્યાણેપ્સુ

વિવેકાનન્દ

---

તા. ૧ લી જૂલાઈ ૧૮૯૫

* * * * *

પ્રિય અ—મારે તમને એટલું જ કહેવાનું છે કે, તમારો બચાવ તમારે પોતે જ કરવાનો છે. તમો બાળક સમાન વર્તન શામાટે રાખો છો વારુ? જો તમારા ધર્મપર કોઈ આક્ષેપરૂપ આઘાત કરે, તો તેવા આઘાતથી તમે પોતાના ધર્મનું રક્ષણ શામાટે નથી કરતા? મારા પોતા વિશે તમારે કશી પણ ચિંતા રાખવાની આવશ્યકતા નથી, કારણ કે, અહીં મારા શત્રુઓ છે તેમના કરતાં મારા મિત્રોની સંખ્યા વિશેષ છે. આ દેશમાં વસતિનો એક તૃતીયાંશ ભાગ ક્રિશ્ચિયન્ છે, અને સુશિક્ષિત જનોમાં તો એવા ઘણા જ થોડા નીકળશે કે જેઓ ખ્રીસ્તી ધર્મોપદેશકોના વચનમાં શ્રદ્ધા રાખતા હોય. એમાં પણ વળી બીજી એક વિશેષતા એ છે કે, ખ્રીસ્તી ધર્મોપદેશકો (મિશનરીઓ) જે વસ્તુ પ્રતિ પોતાનો વિરોધ દર્શાવે છે, તેજ વસ્તુ સુશિક્ષિતોને તેમના વિરોધના કારણથી જ વિશેષ પ્રિય થઈ પડે છે; કારણ કે, સુશિક્ષિતોનો એવો જ અભિપ્રાય થએલો છે કે, મિશનરીઓ જે વસ્તુની નિંદા કરે, તે વસ્તુ અવશ્ય ઉપયુક્ત અને સુંદર હોવી જ જોઇએ. અહીં અત્યારના સમયમાં મિશનરીઓની સત્તા બહુ જ ન્યૂન થએલી છે અને તેમાં પણ વળી દિવસે દિવસે વધારે અને વધારે ન્યૂનતા થતી જાય છે. જો તેમના આક્ષેપોથી તમને વેદના થતી હોય, તો તમે પોતે એક દુઃશીલ બાળક પ્રમાણે શામાટે વર્ત્તો છો અને તે વેદનાના કારણનું પોતે જ નિવારણ કરવાને બદલે તે વિશેના સમાચાર મને શામાટે સંભળાવો છો, તે હું સમજી શકતો નથી......નિર્માલ્યતા સદ્ગુણ નથી.

અહીં મારા અનેક પ્રતિષ્ઠિત અનુયાયી થઈ ચૂકયા છે અને આવતા વર્ષમાં હું એવા પ્રકારની વ્યવસ્થા કરીશ કે ત્યાર પછી આપણું કાર્ય સારી રીતે ચાલ્યા કરશે.

**અહીં મારા એવા મિત્રો પણ છે કે, હું જ્યારે ભારતવર્ષમાં પાછો આવીશ, તે વેળાએ પણ તેઓ અહીં પણ મને પૃષ્ઠબળ આપ્યા કરશે એટલું જ નહિ, પણ ત્યાં ભારતવર્ષમાં પણ જોઇતી સહાયતા આપતા રહેશે; એટલે તમારે ભય રાખવાનું કાંઈ પણ કારણ નથી. જ્યાં સુધી મિશનરીઓના પ્રયત્નોને જોઇને તમે આક્રન્દ કરતા રહેશો અને તેમના પ્રતિકારનો કાંઈ પણ પ્રયત્ન કરશો નહિ, ત્યાં સુધી હું તમારો ઉપહાસ જ કર્યાં કરીશ અને એમ જ ધારીશ કે, તમે મનુષ્ય નહિ પણ કાષ્ઠ અથવા મૃત્તિકાની નિર્જીવ પ્રતિમાઓ જ છો......વૃદ્ધ બાળકોમાટે સ્વામી પોતે શું કરી શકે એમ છે વારુ?**

મારા પુત્ર! હું એ સારી રીતે જાણું છું કે, મારે ત્યાં આવવું જ પડશે અને તમારા સમુદાયમાંથી '**મનુષ્યો**' ઉત્પન્ન કરવા પડશે. એ તત્ત્વ પણ સારી રીતે મારા જાણવામાં છે કે, આર્યાવર્ત્તમાં અત્યારે કેવળ સ્ત્રીઓ અને પંઢોનો જ નિવાસ છે. મારા આ કથનથી તમે કોપાયમાન થશો નહિ. (ભારતવર્ષમાં) કાર્ય કરવામાટેનાં સાધનો તો મારે મેળવવાં જ પડશે. હું મને પોતાને નિર્વીર્ય મનુષ્યોના હસ્તમાં મૂકવા ઇચ્છતો નથી. પરંતુ તમારે એ વિશેની ચિંતા રાખવાની નથી; તમે તમારાથી જે કાંઈ પણ અલ્પસ્વલ્પ કાર્ય કરી શકાય તે કર્યાં કરો. નખથી શિખા પર્યન્ત મારે એકલાએ જ કાર્ય કરવાનું છે........"નિર્માલ્ય મનુષ્યોને આત્મપ્રાપ્તિ થવી સર્વથા અશક્ય છે." મારા વિશે તમારે કાંઈ પણ ભય રાખવો જ નહિ; કારણ કે, મારો ઈશ્વર મારી સાથે છે. તમે કેવળ પોતાનું જ રક્ષણ કરો અને તમે પોતે પોતાનો બચાવ કરી શકો છો એટલું મને બતાવી આપો એટલે એથી જ હું સંતુષ્ટ થઇશ; કોઈ પણ મનુષ્ય મારા વિશે કાંઈ પણ બોલતું હોય, તે વાર્ત્તા મને જણાવીને વિના કારણ મને કંટાળો આપશો નહિ. કોઈ મૂર્ખ મનુષ્યના મારા વિશેના અભિપ્રાયને જાણવાની વાટ જોઇને હું બેસી રહ્યો નથી. હે બાળકો! મહત્ કાર્યનાં મહત્ પરિણામો કેવળ મહત્ ધૈર્ય, મહત્ પુરુષાર્થ અને મહત્ પ્રયત્નવડે જ મેળવી શકાય છે......**કે**—નું મન વારંવાર બદલાતું જાય છે, એવો મને ભય રહ્યા કરે છે. * *

કેવળ શૂર નરો જ મહાન્ કાર્યો કરી શકે છે; નિર્માલ્ય અને ભયભીત મનુષ્યોથી કાંઈ પણ કરી શકાતું નથી. હે અશ્રદ્ધ મનુષ્યો, એ તત્ત્વને સદાને માટે જાણી રાખજો કે, હું પરમાત્માના કરકમલમાં છું. જ્યાં સુધી હું પવિત્ર છું અને પરમાત્માનો પરિચારક છું, ત્યાં સુધી કોઇથી મારો એક વાળ પણ વાંકો કરી શકાય તેમ નથી......રાષ્ટ્રના કલ્યાણમાટે કાંઈક કરો, એટલે પ્રજાજનો તમારા સહાયક થશે અને

એ પછીજ રાષ્ટ્ર તમારી સાથે રહેશે. શૂર થાઓ; કારણ કે, મરણ માત્ર એકજવાર થવાનું છે. મારા અનુયાયીઓએ કોઈ પણ કાળમાં કાપુરુષ તો થવું ન જ જોઇએ.

તમારો પ્રેમયુક્ત

**વિવેકાનન્દ**

---

(ખેત્રીના મહારાજાને લખેલા પત્રમાંનો કેટલોક ઉદ્ધૃત ભાગ)

તા. ૯ મી જૂલાઈ ૧૮૯૫

* * ભારતવર્ષમાં મારા પાછા આવવા વિશેનો ખરો ખુલાસો આ પ્રમાણેનો છે. આપ મહાનુભાવ સારી રીતે જાણો છો તેમ હું એક ખંતીલો અને હાથમાં લીધેલા કાર્યને મરણ પર્યન્ત અપૂર્ણ દશામાં ન ત્યાગનાર. કાર્યકર્ત્તા છું. આ દેશમાં મેં એક બીજ વાવ્યું છે; તેણે રોપાનું રૂપ ધારણ કર્યું છે અને મારી ધારણા છે કે, અલ્પ કાળમાં તેનું એક વૃક્ષના રૂપમાં પરિવર્તન થઈ જશે. સેંકડોની સંખ્યામાં અહીં લોકોને હું મારા અનુયાયી કરી શકયો છું, તેમનામાંના કેટલાકોને હું સંન્યાસી બનાવીશ અને ત્યાર પછી મારા કાર્યનો ભાર તેમના શિરપર નાખીને હું પાછો હિંદુસ્તાનમાં આવીશ. જેમ જેમ ક્રિશ્ચિયન્ ધર્મગુરુઓ મારી સાથે વિશેષ વિરોધ કરે છે, તેમ તેમ તેમના દેશમાં આપણો શાશ્વત છાપ પાડી જવા વિશેનો મારો વધારે અને વધારે નિશ્ચય થતો જાય છે......લંડનમાં અત્યાર પૂર્વે જ મારા કેટલાક મિત્રો થઈ ગયા છે અને ઑગસ્ટ માસના અંતમાં હું ત્યાં જવાનો છું........કોઈ પણ પ્રકારે આ શરદ્ઋતુનો કેટલોક ભાગ મારે લંડનમાં અને કેટલોક ભાગ ન્યૂયૉર્કમાં વીતાડવો પડશે અને ત્યાર પછી ભારતવર્ષમાં આવવામાટે હું મુક્ત થઇશ. આ શિયાળો વીતી જવા પછી અહીં કાર્યને ચલાવવામાટે મનુષ્યો સંપૂર્ણ સંખ્યામાં મળી રહેશે. પ્રત્યેક કાર્યને હાસ્યાસ્પદતા, વિરુદ્ધતા અને સ્વીકાર્યતા એ ત્રણ અવસ્થાઓમાંથી પસાર થવું પડે છે. જે કોઈ પણ મનુષ્ય પોતાના સમયની પરિસ્થિતિ કરતાં વિચારના પ્રદેશમાં આગળ વધી જાય છે, તેના યથાર્થ સ્વરૂપને લોકો ઓળખી શકતા નથી અને તેથી પ્રથમારંભે વિરુદ્ધતા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક જ છે. અર્થાત્ એ વિરોધ અને અત્યાચાર અભિનંદનીય છે. મારે જે કાંઈ કરવાનું છે તે માત્ર એટલું જ કે, દૃઢ તથા પવિત્ર રહેવું અને ઈશ્વરમાં અતિશય શ્રદ્ધા રાખવી. આટલું જ્યાં થયું એટલે એ વિરોધ અને અત્યાચાર આદિનો તત્કાળ લોપ થઈ જવાનો. * * *

ઑગસ્ટ ૧૮૯૫

પ્રિય અ–જે વેળાયે આ પત્ર તમને પહોંચશે, તે વેળાયે હું પૅરિસમાં હોઈશ...... આ વર્ષમાં મેં પુષ્કળ કાર્ય કર્યું છે અને આવતા વર્ષમાં હું એથી પણ અધિક કાર્ય કરવાની આશા રાખું છું. મિશનરીઓ વિશેના વિચારમાં મસ્તકને ભ્રમાવશો નહિ. તેઓ બૂમાબૂમ મચાવી મૂકે, એ સર્વથા સ્વાભાવિક જ છે. જ્યાં રોટલાની તંગી આવી પડે ત્યાં કોણ પોકાર નથી કરતું વારુ? ગત બે વર્ષના કાલાવધિમાં મિશનરીઓના ફંડમાં જબરો ખાડો પડ્યો છે અને તે ખાડો દિવસે દિવસે વધારે અને વધારે ઊંડો થતો જાય છે. આમ છતાં પણ હું મિશનરીઓનો સર્વ પ્રકારે વિજય જ ઇચ્છું છું. જ્યાં સુધી ઈશ્વર તથા ગુરુમાં તમારો પ્રેમ છે, અને સત્યમાં તમારો વિશ્વાસ છે, ત્યાં સુધી હે મારા તાત! તમારું કોઈ પણ અકલ્યાણ કરી શકે તેમ નથી. પરંતુ એમાંની એક પણ વસ્તુનો જો અભાવ હોય, તો તે સ્થિતિ માત્ર મહા ભયંકર થઈ પડે છે. તમે એ તો યોગ્ય્ કલ્પના જ કરી છે કે, ભારતવર્ષ કરતાં પશ્ચિમમાં કાર્ય કરવાની મારી વિશેષ ઉત્કટ ઇચ્છા છે......ભારતવર્ષે અત્યારસુધીમાં મારા માટે જે કાંઈ પણ કર્યું હોય, તેના કરતાં ભારતવર્ષમાટે મેં બહુ જ વિશેષ કર્યું છે. સત્યમાં મારી શ્રદ્ધા છે અને તેથી હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં ઈશ્વર મારા માટે અનેક કાર્યકર્ત્તાઓને મોકલી આપે છે......અને તેઓ શુષ્ક શિષ્યો જેવા નથી, કિંતુ તેઓ પોતાના ગુરુમાટે પોતાના પ્રાણ અર્પવાને પણ તૈયાર છે. સત્ય મારો પરમેશ્વર છે, અને વિશ્વ મારો દેશ છે. કર્ત્તવ્યમાં મારી શ્રદ્ધા નથી. કર્ત્તવ્ય સંસારીમાટે શાપ સમાન છે, પણ સંન્યાસીમાટે શાપ સમાન નથી. કર્ત્તવ્ય એક પ્રકારનો મિથ્યા વાદ છે. હું મુક્ત છું, મારા બંધો તૂટી ગયા છે; તો પછી આ દેહ ક્યાં જાય છે અને ક્યાં નથી જતો, એની મને શી ચિંતા કિંવા સંવેદના હોય વારુ? તમોએ મને સારી રીતે સહાયતા આપી છે, અને તમને તેનો બદલો પરમાત્મા આપશે. મેં ભારતવર્ષમાંથી કે અમેરિકામાંથી પ્રશંસા મેળવવાની આકાંક્ષા પ્રથમથી રાખી જ નથી અને અત્યારે પણ હું એવા પરપોટાને ઇચ્છતો નથી. હું પ્રભુનો બાળક છું અને સર્વને સત્યનું શિક્ષણ આપવાની જ મારી પરમ મનીષા છે. જે ઈશ્વરે મને સત્ય આપ્યું છે, તે ઈશ્વર જ વિશ્વમાંના ઉત્કૃષ્ટ અને શૂરતમ કાર્યશીલોમાંના અનેકોને મારું કાર્ય કરવામાટે મોકલી આપશે. થોડાં વર્ષોમાં જ તમો હિન્દુઓ જોશો કે, પશ્ચિમ પ્રદેશોમાં ઈશ્વર શી ચમત્કૃતિ કરી બતાવે છે. તમો જૂના વખતના જ્યૂ–યહૂદીઓ–(અહીંના મારવાડીઓ) જેવા–ઘાસપરના શ્વાન જેવા–છો, એટલે પોતે ખાતા નથી અને બીજાને

ખાવા દેતા નથી. તમારો કોઈ ધર્મ છે જ નહિ; રસોડું તમારો ઈશ્વર છે અને તમારું ધર્મશાસ્ત્ર તે રાંધવાનાં વાસણો છે. તમો થોડાક ઉત્સાહી અને વીર કુમાર છો. બાળકો! દૃઢ રહો; કારણ કે, મારા બાળકોમાં એક પણ પંઢ બાળક હોવો ન જ જોઇએ........ કોઈ પણ મહત્ કાર્ય કદાપિ સહજમાં થઈ શકયું છે ખરું કે? અર્થાત્ મહત્ કાર્યની સફળતામાટે નિરંતર સમય, ધૈર્ય અને અવિચળ ઇચ્છાશક્તિની આવશ્યકતા હોય છે. હું તમને એવી અનેક વાર્ત્તાઓ કહી શકું એમ છે કે, જેમના શ્રવણથી તમારાં અંતઃકરણ તત્કાળ ઉછળી પડે; પરંતુ તે કહેવાની હું આવશ્યકતા જોતો નથી. મને લોહસમાન ઇચ્છા અને વજ્ર સમાન અંતઃકરણને ધરાવનારા વીરોની આવશસ્યકતા છે અને તે વીરો પણ કેવા કે જેમના શબ્દકોષમાં 'કંપ' શબ્દનો સર્વથા અભાવ હોય. શાંત રહો અને ઈશ્વર તમારું કલ્યાણ કરશે.

તમારો નિરંતર આશીર્વાદદાતા

વિવેકાનન્દ

---

પૅરિસ તા. ૯ મી સપ્ટેંબર ૧૮૯૫

પ્રિય અ—

* * મિશનરીઓના મિથ્યા વાદ કિંવા પ્રલાપથી તમને આટલી બધી વેદના થાય છે, એ જાણીને હું અતિશય આશ્ચર્યચકિત થઈ ગયો છું........ જો ભારતવાસીઓની મને સર્વથા આપણા હિંદુ આહારના આધારે જ રાખવાની ઇચ્છા હોય, તો કૃપા કરીને તેમને કહો કે, એક રસોઇઓ અને તે રસોઇયાને રાખવામાટેનાં નાણાં સત્વર મોકલી આપો. એ મૂર્ખાનંદો સત્ય સહાયતાનો એક અંશમાત્ર પણ આપ્યા વિના ગમે તેવા પ્રલાપો કર્યાં કરે છે, તે જોઇને મને હસવું જ આવ્યા કરે છે. હવે જો મિશનરીઓ તમને એમ કહેતા હોય કે, સંન્યાસીનાં બે પ્રધાન વ્રત પવિત્રતા અને અકિંચનતાનો મેં ભંગ કર્યો છે, તો તેમને જણાવજો કે, 'તમો મહા અસત્યવાદી છો, જૂઠા છો.' કૃપા કરીને મિશનરી એચ–પર એક પત્ર લખજો અને તેમાં જણાવજો કે,–'સ્વામી વિવેકાનંદમાં જે કાંઈ પણ અસદ્ વર્ત્તનો તમને દેખાયાં હોય, તે કૃપા કરીને અમને જણાવો અથવા તો તમને જેમણે એ વાર્ત્તા જણાવી હોય તેમનાં નામો અમને આપો. તેમ જ એ વાર્ત્તા એક જ મનુષ્યના મુખથી તેના જાણવામાં આવી છે કે તેણે ઉડતી અફવા જ સાંભળી છે, એ જાણી લેવાની પણ ખાસ અગત્ય છે. આમ કરવાથી સમસ્ત પ્રશ્નનું પોતાની મેળે જ નિરાકરણ થઈ જશે અને જે કાંઈ સત્ય હશે, તે યથાર્થ રૂપમાં જણાઈ રહેશે.'

મારા વિશે જો કાંઈ પણ પૂછતા હો તો સત્ય વાર્તા એ છે કે, મારો કોઇ સત્તાધીશ છે જ નહિ અને તેથી હું બીજા કોઈની ઇચ્છા કે આજ્ઞા પ્રમાણે ચાલતો જ નથી. મારા જીવનના મૂળ ઉદ્દેશને હું સારી રીતે જાણું છું અને તેથી હું મારી ઇચ્છા પ્રમાણે જ વર્ત્તું છું. જેટલો મારાપર ભારતવર્ષનો અધિકાર છે, તેટલો જ સમસ્ત વિશ્વનો અધિકાર છે; અર્થાત્ હું વસુવાવાસી છું. એટલામાટે એવિશે મિથ્યા વાદની આવશ્યકતા નથી......મારાથી આપી શકાય તેટલી સહાયતા હું તમને આપી ચૂકયો છું. હવે તમારે પોતે જ પોતાને સહાયતા આપવાની છે. એવો કયો દેશ છે કે, જે મારાપર પોતાના વિશિષ્ટ અધિકારને સ્થાપી શકતો હોય? શું હું કોઈ પણ એક દેશનો દાસ છું? હે અશ્રદ્ધ નિરીશ્વરવાદીઓ! હવે કોઈ પણ પ્રકારનો મિથ્યા પ્રલાપ કરશો જ નહિ.

મેં અત્યંત પરિશ્રમપૂર્વક કાર્ય કર્યું છે અને જે કાંઈ નાણું મને મળ્યાં હતાં તે સર્વ કલકત્તા તથા મદ્રાસ મોકલી આપ્યાં છે. આટલું બધું કર્યા છતાં પણ શું હું તેમની આજ્ઞાનો વશવર્ત્તી દાસ થવાને બંધાયલો છું કે? તમે લજાતા નથી? શું હું તેમનો દેવાદાર છું? મને તેમની સ્તુતિ કિંવા નિંદાની લેશ માત્ર પણ પરવા છે ખરી કે? મારા પ્રિય પુત્ર! હું એક વિલક્ષણ વ્યક્તિ છું, અને તમે પોતે પણ અદ્યાપિ મને મારા સત્ય સ્વરૂપમાં ઓળખવાની શક્તિ ધરાવતા નથી. તમે તમારા કાર્યમાં નિમગ્ન રહો, અને જો તમારાથી પોતાનું કાર્ય ન કરી શકાય, તો શાંત થઈ જાઓ; પરંતુ મને પોતાના મિથ્યા પ્રલાપોથી સતાવવાનો યત્ન ન કરો. મનુષ્ય કરતાં કોઈ એક મહત્તર શક્તિને હું મને પૃષ્ઠબળ આપતી પ્રત્યક્ષ નિહાળી શકું છું; પછી તે ઈશ્વર હોય કે પિશાચ હોય, પણ મનુષ્ય કરતાં તો મહત્તર શક્તિ છે જ. મને કોઇની પણ સહાયતાની આવશ્યકતા નથી. મારા જીવનકાળમાં હું અન્યજનોને સહાયતા આપતો જ રહ્યો છું.........તેમની ભરતભૂમિએ અત્યાર સૂધીમાં ઉપજાવેલા અત્યંત મહત્તમ પુરુષોમાં પણ અગ્રભાગે વિરાજતા અલૌકિક પુરુષના કાર્યને સહાયતા આપવા-માટે તેઓ થોડાક રૂપિયા પણ એકઠા કરી શકતા નથી; અર્થાત્ શ્રીરામકૃષ્ણ પરમહંસના કાર્યમાટે તેઓ કાંઈ પણ કરી શકતા નથી; અને મૂર્ખવાદ કર્યા કરે છે, તેમ જ જેના માટે તેમણે પોતે કાંઈ પણ કર્યું નથી અને જેણે તેમના માટે સર્વ કાંઈ કર્યું છે, તે એક મનુષ્યને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવવા માગે છે! વિશ્વ આવું કૃતઘ્ન છે!

શું તમારા કથનનો એવો જ આશય છે કે, જેવી રીતે સુશિક્ષિત હિન્દુઓમાં જ્ઞાતિબદ્ધ, અંધશ્રદ્ધ, દયાહીન, દંભમૂર્ત્તિ અને નાસ્તિક ભીરુઓ આજકાલ મળી આવે

છે, તેમનામાંના જ એક વ્યક્તિ તરીકે હું જીવવા અને મરી જવામાટે આ સંસારમાં ઉત્પન્ન થયો છું? હું ભીરુતાને ધિક્કારું છું. ભીરુજનો તેમ જ રાજકીય પ્રલાપો સાથે મારો કોઈ પણ પ્રકારનો સંબંધ નથી, કોઈ પણ પ્રકારની રાજનીતિમાં મારી શ્રદ્ધા છે જ નહિ. સંસારમાં જો કોઈ પણ રાજનીતિ હોય તો તે કેવળ ઈશ્વર અને સત્ય જ છે; અને એથી ભિન્ન પ્રત્યેક વસ્તુ મિથ્યા છે.

હું આવતી કાલે લંડનના પ્રવાસે જાઉં છું. * * *

તમારો આશીર્વાદદાતા

· વિવેકાનન્દ

---

લંડન તા. ૨૪ મી ઑક્ટોબર ૧૮૯૫

* * અહીં મારું પ્રથમ વ્યાખ્યાન અત્યાર પૂર્વે થઈ ગયું છે અને તેનો કેટલો તથા કેવો સત્કાર થયો છે તે 'સ્ટૅન્ડર્ડ્' પત્રમાં તે વિશેના લેખથી તમારા જાણવામાં આવી શકે એમ છે. 'સ્ટૅન્ડર્ડ્' પત્ર તે કૉન્જર્વૅટિવ્ પક્ષનાં અત્યંત પ્રતિષ્ઠિત પત્રોમાંનું એક વર્ત્તમાનપત્ર છે. હું લંડનમાં એક માસ પર્યન્ત નિવાસ કરવાનો છું, ત્યાર પછી હું અમેરિકા જઇશ અને પાછો આગામિ ગ્રીષ્મ ઋતુમાં અહીં આવીશ. મારાથી બની શકે ત્યાં સૂધી ઈંગ્લૅંડમાં મેં બીજ તો સારું જ વાવ્યું છે, એટલું તો તમે પણ કહી શકશો. * *

આત્મબળને ધારો અને કાર્યમાં પ્રવૃત્ત રહો. ધૈર્ય અને દૃઢ કાર્ય એ જ કેવળ સત્ય માર્ગ છે. આગળ વધો, અને ધૈર્ય, પવિત્રતા, દૃઢતા તથા અખંડ કાર્યનું સ્મરણ રાખો. જ્યાં સૂધી તમો પવિત્ર છો, ત્યાં સૂધી તમારો પરાજય છે જ નહિ. માતા તમને કદાપિ ત્યાગવાની નથી અને તેના આશીર્વાદોની તમારાપર અવિરત વૃષ્ટિ થતી રહેશે.

તમારો

વિવેકાનન્દ

લંડન તા. ૧૮ મી નવેમ્બર ૧૮૯૫

પ્રિય—

* * ઈંગ્લૅંડમાંનું મારું કાર્ય ખરેખર અત્યંત સફળ થયું છે અને તે એટલી સીમા પર્યન્ત કે હું પોતે પણ તેથી આશ્ચર્યચકિત થઈ ગયો છું. અંગ્રેજ લોકો

વર્ત્તમાનપત્રોમાં વધારે લખતા કે બોલતા નથી, કિન્તુ તેઓ મૌન ધારીને પોતાનું કાર્ય કર્યા કરે છે. અમેરિકા કરતાં પણ ઇંગ્લૅંડમાં કાર્યની વિશેષ સફળતા થશે, એવો મારો સંપૂર્ણ નિશ્ચય છે. મનુષ્યોના સમુદાયોના સમુદાય મારી પાસે આવે છે અને તે સર્વને બેસાડવામાટેની જગ્યા પણ મારી પાસે હોતી નથી. એટલે સ્ત્રી અને પુરુષ સર્વ બિચારાં પલાંઠીવાળીને જમીનપર જ બેસી જાય છે. હું તેમને ભારત-વર્ષમાંના એક વિશાળ વટવૃક્ષની છાયામાં જાણે તેઓ બેઠાં છે, એવી કલ્પના કરવાનું કહું છું અને એ કલ્પનાથી તેઓ અતિશય પ્રસન્ન થાય છે......આગામિ સપ્તાહમાં મારે અહીંથી પ્રયાણ કરવાનું છે; અને એથી તેઓ અત્યંત શોકાતુર થઈ ગયાં છે. કેટલાકોનો એવો અભિપ્રાય છે કે, જો હું આટલી શીઘ્રતાથી ચાલ્યો જઈશ, તો તેથી મારા અહીંના કાર્યમાં કાંઇક ભંગાણ પડી જશે. પરંતુ મારી પોતાની એવી ધારણા નથી. મારો આધાર મનુષ્યો અથવા વસ્તુઓપર નથી. મારો આધાર કેવળ ઈશ્વરપર જ છે અને તે જ મારાદ્વારા કાર્ય કરી રહ્યો છે.

* * દાંભિક અને ભીરુ થયા વિના પ્રત્યેક મનુષ્યને પ્રસન્ન કરો. તમારા પોતાના વિચારોને બળ તથા પવિત્રતાપૂર્વક વળગી રહો અને અત્યારે તમારા માર્ગમાં જે કાંઈ પણ વિઘ્ન ઉપસ્થિત હોય, તે સર્વનો કાંઈ પણ વિચાર ન કરો; કારણ કે, ગમે તેવાં વિઘ્ન છતાં કાળના વહન સાથે વિશ્વ તમારા ઉપદેશને ધ્યાનપૂર્વક સાંભળવાનું જ, એ નિશ્ચિત છે.

આપણા બંગાળીઓ કહે છે તે પ્રમાણે અત્યારે અહીં મને મરવાનો પણ અવકાશ નથી. હું અહીં નિરંતર કાર્ય, કાર્ય અને કાર્ય જ કરતો રહું છું, મારો રોટલો પોતે જ પેદા કરું છું અને મારા દેશને સહાયતા આપું છું; અને એ સર્વના બદલામાં મને મળે છે શું? માત્ર શત્રુ તેમ જ મિત્રોની ભિન્ન ભિન્ન આક્ષેપાત્મક ટીકાઓ અને વાગ્બાણના પ્રહારો! વારુ; જે થાય છે તે વાહ વાહ; તમે અદ્યાપિ બાળક છો અને મારે તો આ સર્વ સહન કરવું જ પડશે......મેં એક સંન્યાસીને કલકત્તેથી અહીં બોલાવ્યો છે અને તેને લંડનમાં કાર્ય કરવામાટે છોડી જવાનો મારો વિચાર છે. એ જ પ્રમાણે અમેરિકામાં કાર્ય કરવામાટે મને એક વિશેષ સંન્યાસીની આવશ્યકતા છે,—મને મારો પોતાનો મનુષ્ય જોઇએ છે. સમસ્ત આત્મિકવિકાસનો મૂળ પાયો ગુરુભકિત છે.

* * અવિશ્રાંત પરિશ્રમથી વસ્તુતઃ હું થાકી ગયો છું. જેવો કઠિન પરિશ્રમ મેં કર્યો છે, તેવો અને તેટલો કઠિન પરિશ્રમ જો કોઈ બીજા હિંદુએ કર્યો હોત તો

અવશ્ય તે યમરાજનો ભક્ષ થઈ ગયો હોત......દીર્ઘ વિશ્રામમાટે મારી ભારતવર્ષમાં આવવાની ભાવના છે.

તમારો સદાનો પ્રેમયુક્ત આશીર્વાદદાતા

વિવેકાનન્દ

---

૨૨૮. ડબ્લ્યુ. ૩૯

તા. ૨૦ મી ડિસેમ્બર ૧૮૯૫

પ્રિય—

* * ધૈર્ય રાખો અને મૃત્યુ પર્યન્ત શ્રદ્ધાવાન્ રહો. કદાપિ પરસ્પર આંતરિક વિગ્રહ ન કરો. વસુના વ્યવહારમાં પરિપૂર્ણ પવિત્ર રહો........આપણે હજી પણ મહત્ કાર્યો કરીશું........જ્યાં સુધી તમારામાં શ્રદ્ધા, પ્રામાણિકતા અને ભક્તિનો નિવાસ છે અથવા હશે, ત્યાં સુધી આપણો પ્રત્યેક પ્રયત્ન વિજયશીલ થવાનો જ.

* * સૂક્તોનો અનુવાદ કરવામાં ભાષ્યકારોનાં વચનોમાં ખાસ લક્ષ રાખજો અને અત્યારના જે પૌરસ્ત્ય વિદ્યાના પંડિતો (Orientalists) છે તેમના કથન કિંવા અભિપ્રાયનો લેશ માત્ર પણ વિચાર કરશો નહિ. તેઓ આપણા શાસ્ત્ર વિશે કાંઈ પણ જાણતા નથી. તત્ત્વજ્ઞાન તથા ધર્મને તેમના યથાર્થ રૂપમાં સમજી લેવાનું કાર્ય શુષ્ક ભાષાશાસ્ત્રીઓનું નથી......ઉદાહરણ તરીકે, ઋગ્વેદમાંના **'आनीदवातम्'** શબ્દનું 'તે શ્વાસ લીધા વિના જીવતો હતો!' એ પ્રમાણેનો અંગ્રેજી અનુવાદ કરવામાં આવ્યો હતો. સત્ય સ્થિતિ તો એ છે કે એ સ્થળે એ શબ્દ 'મહાપ્રાણ'ના અર્થમાં જ યોજાયલો છે. **'आनीद्'** શબ્દનો અચલ એટલે કે, આંદોલનહીન, એવો અને એટલો જ ધાત્વર્થ થાય છે. એ શબ્દ કલ્પના આરંભ પૂર્વે જે કાળમાં સર્વવ્યાપક વિશ્વશક્તિ કિંવા પ્રાણ જે સ્થિતિમાં રહે છે તે સ્થિતિને જ દર્શાવે છે. વિશેષતામાટે જુઓ ભાષ્યકારોનો અભિપ્રાય. આપણા મહર્ષિઓના કથન પ્રમાણે જ અર્થવિવરણ કરો અને યૂરોપીયન પાશ્ચાત્યશાસ્ત્રવેત્તા પંડિતોનાં વચનોને કદાપિ પ્રમાણ તરીકે સ્વીકારશો નહિ; કારણ કે, તેઓ આપણા શાસ્ત્ર વિશે એટલું તે શું જાણે છે વારુ?

* * ગંભીર અને નિર્ભય રહો એટલે તમારો માર્ગ નિષ્કંટક થવાનો જ. તમો એ સારી રીતે જાણી લ્યો કે, *ટી*—ઓ સાથે તમારો કોઈ પણ પ્રકારનો સંબંધ નથી. જો તમો સર્વ મારી પંક્તિમાં ઉભા રહેશો અને ધૈર્યને ત્યાગશો નહિ, તો હું તમને નિશ્ચયપૂર્વક કહી શકું છું કે, હજી પણ આપણે મહત્ કાર્ય કરી શકીશું. હે

મારા તાત! આ મહત્ કાર્ય ધીમે ધીમે ઇંગ્લંડમાં જ થશે. મને એમ લાગે છે કે, કેટલીકવાર તમે નિરાશ થઈ જાઓ છો તેમ જ મને ભય થયા કરે છે કે તમે ટી–ઓના હાથોમાં રમવામાટે પણ આકર્ષાઓ છો. એનો તો નિશ્ચય જ રાખજો કે, ગુરુભક્ત જ વિશ્વવિજેતા થશે—આ ઇતિહાસનું એક પ્રમાણ છે......મનુષ્યને સિંહ બનાવનાર એક માત્ર શ્રદ્ધા જ છે. મારે કેટલું બધું કાર્ય કરવાનું છે, એનું તમારે અવશ્ય સ્મરણ રાખવું જ જોઇએ. કેટલીકવાર તો એક દિવસમાં મારે બબ્બે અને ત્રણ ત્રણ વ્યાખ્યાનો આપવાં પડે છે—અને એવી રીતે સર્વ વિઘ્નોના મધ્યમાંથી હું મારો માર્ગ કરી લઉં છું—ખરેખર એ અત્યંત પરિશ્રમયુક્ત કાર્ય છે; જો મારા સ્થાનમાં કોઈ નિર્બળ મનુષ્ય હોય, તો અવશ્ય પરલોકમાં જ પ્રયાણ કરી જાય.

* * નિરંતર શ્રદ્ધા તથા બળને ધારણ કરો; અને સત્યનિષ્ઠ, પ્રામાણિક તેમ જ પવિત્ર થાઓ અને પોતપોતામાં વિગ્રહ ન કરો. ઇર્ષા જ આપણી પ્રજા અથવા જાતિના નાશનું મૂળ કારણ છે.

આપણા સર્વ મિત્રો પ્રતિ પ્રેમભાવ ધરાવતો

વિવેકાનન્દ

---

બોસ્ટન્. તા. ૨૩ મી માર્ચ ૧૮૯૬

પ્રિય અ—

* * મારા અભિનવ સંન્યાસીઓના સમુદાયમાં ખરેખર એક અબળા સંન્યાસિની છે......બીજાઓ પુરુષ સંન્યાસી છે. ઇંગ્લંડમાં હજી પણ કેટલાક વધારે સંન્યાસીઓ મારે બનાવવાના છે અને તે સર્વને ભારતવર્ષમાં લઈ આવવાનો મારો મનોભાવ છે. હિંદુસ્તાનમાં હિંદુ સંન્યાસી કરતાં એ શ્વેતવદન સંન્યાસીઓનો પ્રભાવ વધારે પડશે;–માત્ર એટલું જ નહિ પણ હિન્દુ અને યૂરોપીયન્ સંન્યાસીમાં જે બીજો ભેદ છે તે એ કે, યૂરોપીયન્ સંન્યાસીઓ ચૈતન્યમંડિત છે અને હિન્દુ સંન્યાસીઓ મૃતસમાન થઈ ગયા છે. કેવળ સમુદાયબદ્ધ દીનપ્રજામાં જ આર્યાવર્ત્તના ઉદયની સર્વ આશા સમાયલી છે. ઉચ્ચ કિંવા ધનાઢ્ય વર્ગના લોકો શારીરિક તેમ જ નૈતિક દૃષ્ટિથી સર્વથા મૃતસમાન બની ગયા છે, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિનો સંભવ નથી. * *

મારા વિજયનું કારણ મારી લોકપ્રિય શૈલી જ છે–ભાષાની સરળતામાં જ ઉપદેશની મહત્તા સમાયલી હોય છે.

* * હું આગામિ માસમાં ઇંગ્લંડ જવાનો છું; મને ભય રહ્યા કરે છે કે, મેં અહીં કાર્યનો અત્યંત પરિશ્રમ કરેલો છે; અને એ દીર્ઘ તથા અવિશ્રાંત પરિશ્રમયુક્ત કાર્યથી મારા જ્ઞાનતંતુઓ બહુધા તૂટી ગયા છે. તમે મારા વિશે અનુકંપા કિંવા સહાનુભૂતિ દર્શાવો, એટલામાટે હું આ લખતો નથી, કિંતુ આમ લખવાનું કારણ કેવળ એટલું જ છે કે, 'તમારે હવે મારા તરફથી વિશેષ કાર્યની આશા રાખવાની નથી. તમને જે માર્ગ અત્યંત પ્રશસ્ત જણાય તે માર્ગમાં કાર્ય કરતા રહો. હવે હું પોતે કોઈ પણ મહત્ કાર્ય કરવાને શક્તિમાન્ થઇશ, એવી મારા હૃદયમાં બહુ જ અલ્પ આશા છે. છતાં મારાં વ્યાખ્યાનો લેખનયંત્રદ્વારા લખાયાં છે અને તેમાંથી અમુક પ્રમાણમાં એક પ્રકારનું ઉત્તમ સાહિત્ય નિર્માણ થયું છે, એથી મને સંતોષયુક્ત આનંદ થાય છે. ચાર ગ્રંથો તૈયાર છે......વારુ, મેં શુભકાર્યમાટે મારાથી બની શકતા સર્વ ઉત્કટ પ્રયત્ન કર્યાં છે, એથી હું સંતુષ્ટ છું અને જ્યારે હું કાર્યથી મુક્ત થઈ ગુહામાં જઇને બેસીશ ત્યારે પણ એથી મારું અંતઃકરણ શુદ્ધ જ રહેવાનું.

સર્વનો પ્રેમી અને આશીર્વાદદાતા

**વિવેકાનન્દ**

---

માર્ચ ૧૮૯૬

પ્રિય અ—

* * કાર્યના પ્રદેશમાં આગળ અને આગળ વધતા રહો. મારાથી જે બની શકશે તે સર્વ હું કરીશ......જો પરમાત્માની ઇચ્છા હશે તો કાષાયવસ્ત્રધારી સંન્યાસીઓ અહીં અને ઇંગ્લંડમાં સર્વસાધારણ થઈ પડશે. મારા બાળકો! કાર્ય અને કાર્ય જ કરતા રહો.

એ તો દૃઢતાથી માની લે જો કે, જ્યાં સુધી તમારા ગુરુમાં તમારી શ્રદ્ધા હશે, ત્યાં સુધી તમારા માર્ગમાં કોઈ પણ વિઘ્ન લાવી શકવાનું નથી. પાશ્ચાત્ય દેશવાસીઓની દૃષ્ટિમાં ત્રણ ભાષ્યોનાં ભાષાંતરો એક મહત્ વસ્તુરૂપ જણાશે.

* * ધૈર્ય ધારો, મારા બાળકો! ધૈર્ય ધારો અને કાર્ય કરતા રહો. ધૈર્ય, ધૈર્ય......યોગ્ય અવસરે હું પ્રજાસમક્ષ અચાનક ઉપસ્થિત થઇશ. * *

તમારો

**વિવેકાનન્દ**

---

ન્યૂયૉર્ક્. તા. ૧૪ મી એપ્રિલ ૧૮૯૬

ડૉક્ટર્—યોગ્ય

આજે પ્રભાતમાં તમારી પત્રિકા મળી. આવતી કાલે હું ઇંગ્લંડ જવાને વિદાય થતો હોવાથી આજે હું અંતઃકરણપૂર્વક માત્ર થોડી પંક્તિઓ જ લખીશ, વિસ્તૃત પત્ર લખી શકાય તેમ નથી. તમે જે બાળકોમાટે માસિકપત્રિકા પ્રકટ કરવા ઇચ્છો છો, તે પ્રતિ મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે અને તેને હું મારાથી બની શકશે તેટલી સહાયતા આપીશ. તમારે એને બ—ની ગતિનું અનુસરણ કરીને સ્વતંત્ર બનાવવાની છે, છતાં એમાં વિશેષ લોકપ્રિય શૈલી તથા વિષયોનો સમાવેશ કરવો જોઇએ. ઉદાહરણ તરીકે, સંસ્કૃત સાહિત્યમાં સર્વત્ર જે આશ્ચર્યજનક અને અદ્ભુત વાર્ત્તાઓ આમ તેમ વિખરાયલી પડી છે, તે સર્વ વાર્ત્તાઓને જો નવીનતાથી લખીને પ્રકટ કરવામાં આવે, તો તમને જેની સ્વપ્નમાં પણ કલ્પના આવી નહિ હોય, તેટલા પ્રમાણમાં તે વાર્ત્તાઓ લોકપ્રિય અને મનોરંજક થઈ પડે એમ છે. તમારા માસિકપત્રની એ એક મહતી વિશિષ્ટતા હોવી જોઇએ. જો મને સમય મળી શકશે, તો મારાથી લખી શકાશે તેટલી વાર્ત્તાઓ હું પોતે જ લખીશ. એ પત્રિકાને વિદ્વદ્ભોગ્ય બનાવવાના સર્વ પ્રયત્નોને ત્યાગી દેજો; કારણ કે, બ–વિદ્વદ્ભોગ્ય પત્રની આવશ્યકતાને પૂર્ણ કર્યાં કરે છે–અને કાળના વહન સાથે, મારો નિશ્ચય છે કે, સમસ્ત વિશ્વમાં તેનો પ્રસાર થઈ જશે, બની શકે તેટલી સરલતમ ભાષાની યોજના કરો, અને એથી જ તમારા પ્રયત્નની સફળતા થશે. કથાઓ અથવા વાર્ત્તાઓદ્વારા તત્ત્વોનું શિક્ષણ આપવું, એ જ એનો પ્રધાન ઉદ્દેશ હોવો જોઇએ. એ પત્રિકાને આધ્યાત્મિક તો બનાવશો જ નહિ......ભારતવર્ષમાં માત્ર એકજ વસ્તુની ન્યૂનતા છે અને તે વસ્તુ તે ઐક્યશક્તિ કિંવા વ્યવસ્થાશક્તિ જ છે, અને એ શક્તિનું પ્રથમ રહસ્ય આજ્ઞાધારકતા છે.

* * વીરતાથી પ્રગતિ કરો. માત્ર એક દિવસ કિંવા એક વર્ષમાં જ વિજયની આશા ન રાખો. નિરંતર ઉચ્ચતમ ભાવોને જ ધારણ કરી રહો. દૃઢ થાઓ. દ્વેષ અને સ્વાર્થપરાયણતાને ત્યાગો. સત્ય મનુષ્યતા અને તમારા દેશના કારણ પ્રતિ નિરંતર વિશ્વાસભાજન અને આજ્ઞાધારક રહો, એટલે પછી તમે સમસ્ત સૃષ્ટિને પણ હચમચાવી શકશો. એ નિરંતર સ્મરણમાં રાખજો કે, સત્તા કિંવા શક્તિનું રહસ્ય તે કેવળ વ્યક્તિ કિંવા જીવન વિના અન્ય કાંઈ પણ નથી. આ પત્રને જાળવી રાખજો, અને જ્યારે પણ તમે પોતાને શ્રમિત કિંવા ઇર્ષાળુ થયેલા જુઓ, તે

વેળાએ આ પત્રની અંતિમ પંક્તિઓ વાંચજો. દાસત્વના બંધનમાં જકડાયલા લોકોની અધોગતિનું મૂળ કારણ દ્વેષભાવ જ છે. આપણા દેશના નાશનું મૂળ કારણ પણ એ જ છે. એને સદા ત્યાગો. તમારાપર સર્વ આશીર્વાદ વર્ષો અને તમને વિજયની પ્રાપ્તિ થાઓ.

તમારો સ્નેહનિષ્ઠ
**વિવેકાનન્દ**

---

૧૮૯૬
૧૪ ગ્રેકોટ્ ગાર્ડન્સ્
વેસ્ટ્ મિન્સ્ટર્, લંડન.

પ્રિય અ—

સ્વિટ્ઝર્લૅંડથી પાછા ફર્યાંને આજે ત્રણ સપ્તાહ થયા........લંડનમાંનું મારું કાર્ય ધીમે ધીમે વૃદ્ધિંગત થતું જાય છે, અને વર્ગમાં શિષ્યોની સંખ્યા વધતી જાય છે......વેદાન્ત અને યોગમાં અમેરિકન્ લોકોની સંલગ્નતા વિશેષ અને વિશેષ થતી જાય છે અને અત્યારે જો વીસ સંન્યાસીઓ પણ ત્યાં જઇને રહે, તો તે સર્વનું કાર્ય સારી રીતે ચાલી શકે, એટલો વિશાળ શિષ્યવર્ગ અત્યારે ત્યાં તૈયાર છે. બળવાન્ અને સત્ય મનુષ્યોની માત્ર અમુક સંખ્યા જ મળી જાય, તો કેવળ દશ વર્ષના અવધિમાં આપણે અમેરિકાના અર્ધ ભાગને પાદાક્રાંત કરી શકીએ એમ છે. પરંતુ તેવા મનુષ્યો જ ક્યાં છે? તમારા પ્રતિ દૃષ્ટિપાત કરીએ, તો કેવળ મૂર્ખનો સમુદાય જ જોવામાં આવે છે. તમે કેવળ સ્વદેશાભિમાનનો મુખવાદ કરનારા અને ધર્મની દંભ જેવી લાગણી ધરાવનારા સ્વાર્થપરાયણ કાપુરુષો જ છો! મદ્રાસીઓમાં માત્ર સ્થિરતા અને પોતાના અશ્વને આગળ ચલાવી જવાની વિદ્યા વિશેષ પ્રમાણમાં છે; પરંતુ ત્યાં વળી એ અડચણ છે કે, પ્રત્યેક પુરુષ ત્યાં વિવાહિત હોવાથી ચતુર્ભુજ હોય છે.

...........અનાસક્ત ગૃહસ્થાશ્રમી હોવાને હું અયોગ્ય માનતો નથી, પરંતુ મદ્રાસમાં અનાસક્ત ગૃહસ્થાશ્રમની આવશ્યકતા અત્યારે નથી; કિંતુ અત્યારે ત્યાં તો કેવળ કૌમાર અને બ્રહ્મચર્યની જ આવશ્યકતા છે.

મારા વત્સ! અત્યારે મને લોહના સ્નાયુ, ફૌલાદના જ્ઞાનતંતુ અને વજ્રનાં મનવાળાં મનુષ્યોની જ આવશ્યકતા છે. જેમનામાં ક્ષત્રિયોના વીર્ય અને બ્રાહ્મણોના તેજની એકત્રતા થયેલી હોય એવા પુરુષસિંહોની જ મને આવશ્યકતા છે. આજે

મારી દૃષ્ટિ સમક્ષ એવાં લક્ષાવધિ બાળકો રમ્યા કરે છે. મારી આશાને પૂર્ણ કરનારો અંકુર તેમનામાં રહેલો છે, એમ પ્રત્યક્ષ મારા જોવામાં આવ્યા કરે છે. અરે રે, શું કરું? કારણ કે, વસ્તુસ્થિતિ આવી હોવા છતાં એ અત્યંત સુંદર બાળકોનું લગ્નના હોમકુંડમાં બળિદાન અપાઈ જશે; અને મારી આશાના અંકુરો નષ્ટ થશે. જો એમ ન થાય તો જ મારી આશાઓ ફળીભૂત થઈ શકે. હે પરમાત્મન્! મારી દીનવાણીનું શ્રવણ કર! ઓછામાં ઓછા એકસો મદ્રાસીઓ જો સંસારસુખમાં અગ્નિ પ્રજળાવવાને તૈયાર થશે અને સત્યમાટે કટિબદ્ધ થઇને વિશ્વના વિશાળ રણાંગણમાં આવીને ઉભા રહેશે,-તે વેળાયે જ મદ્રાસમાં જાગૃતિનો આવિર્ભાવ થશે. પ્રત્યેક દેશમાં ભ્રમણ કરીને સત્યની વતી એ યુદ્ધો કરવાં જ જોઇએ. આજનો સમય એવો છે કે, બીજા દેશમાં કરેલું એક કાર્ય પોતાના દેશમાંનાં સહસ્ર કાર્યોની બરાબરી કરી શકે છે. જો પરમાત્માની ઇચ્છા હશે, તો હજી પણ એવો યોગ બની આવશે.

* * મૅકસ્‌મૂલર મારા પ્રતિ વિશેષ અને વિશેષ પ્રેમભાવ રાખતા જાય છે. બે વ્યાખ્યાન કરવામાટે હું સત્વર જ ઑક્સફર્ડપ્રતિ જવાનો છું.

હું હાલ તરત વેદાન્તવિષયક એક પ્રચંડ ગ્રંથ લખવાના કાર્યમાં પ્રવૃત્ત છું. દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈત વિશેનાં શ્રુતિવચનોને એકત્ર કરવાના કાર્યમાં હું ગુંથાયલો છું. સંહિતા, બ્રાહ્મણ, ઉપનિષદ્‌ગ્રંથ અને પુરાણોમાંથી એ ત્રણે મતોનાં પોષક વચનોને જો તમે કોઈ ચૂંટી કાઢશો, તો મારામાટે તે અતિશય ઉપયોગી થઈ પડશે. આવાં વચનો તારવીને તેમનું વર્ગીકરણ કરવું, અને તે તે વિષયમાં તેનો સમાવેશ કરી ગ્રંથનું નામ, તથા અધ્યાય આદિના આંકડા નીચે લખવા. ગ્રંથરૂપે આપણા તત્ત્વજ્ઞાનના ચિહ્નને પાછળ મૂકયા વિના આ દેશને છોડી જવાનું મને યોગ્ય લાગતું નથી.

અષ્ટોત્તરશત (એક સોને આઠ) ઉપનિષદો તામીલ લિપિમાં છપાયલાં છે અને તે માઇસોરમાં પ્રકટ થયેલાં છે. એની એક પ્રત મેં પ્રોફેસર ડ્યૂસન્‌ના ગ્રંથસંગ્રહાલયમાં જોઈ હતી. જો દેવનાગરી લિપિમાં છપાયલો એવો ગ્રંથ મળી આવે, તો તે અવશ્ય મારાપર મોકલી આપશો. પણ જો તે ન મળે, તો એ તામીલ ગ્રંથ મોકલી તેની સાથે એક કાગળપર તામીલ અક્ષરો અને તેમની સામે દેવનાગરી લિપિમાં તે જ અક્ષરો લખીને મોકલી આપજો, એટલે હું તામીલ અક્ષરોનો પરિચય પોતાની મેળે જ કરી લઇશ.

* * મદ્રાસમાંનાં ઍંગ્લો-ઇંડિયન્ વર્તમાનપત્રોમાં અગ્રેસર મનાતા '**મદ્રાસમેલ**' નામક પત્રમાં મારા '**રાજયોગ**' નામક પુસ્તક વિશે અત્યંત અનુકૂળ અભિ-

પ્રાય આવેલો છે, એમ થોડા દિવસ પૂર્વે લંડનમાં મળતાં ડો. સત્યંધને જણાવ્યું હતું. એ ગ્રંથમાં મેં જે કાંઈ પણ નવીન વિધાનો કરેલાં છે, તેમના પ્રતિ કેટલાક પ્રમુખ અમેરિકન્ ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓનાં મન આકર્ષાયાં છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે. એથી વિરુદ્ધ ઇંગ્લંડમાંના કેટલાક શાસ્ત્રજ્ઞોએ મારો અટ્ટાહાસ પણ કર્યો છે. જે કાંઈ થયું છે તે ઠીક જ થયું છે. મારાં કેટલાંક વિધાનો ભયાનક ધૃષ્ટતાથી ભરેલાં છે અને તેમાંનાં ઘણાંક વિધાનો કદાચિત્ અંતપર્યન્ત અર્થશૂન્ય જ રહેવાનાં! તથાપિ એ ગ્રંથમાંની કેટલીક સૂચનાઓ એવી છે કે, તે તરફ અર્વાચીન ઇંદ્રિયવિજ્ઞાનવેત્તાઓનું ધ્યાન જેટલું સત્વર જાય તેટલું વધારે સારું છે. અસ્તુ; એકંદર રીતે જે થયું તે ઠીક જ થયું છે, એમ જ માનવું જોઇએ. મારા વિરુદ્ધ જો કોઈ મનુષ્ય ચાર નઠારા ઉદ્ગારો કાઢે, તો તેની મને ચિંતા નથી. સારી કે નઠારી, પણ આ વિષયની સર્વત્ર ચર્ચા થાય, એટલી જ મારી આકાંક્ષા છે.

* * મારા વીર યુવકો! ખંત રાખો; કારણ કે, હજી તો આપણે માત્ર આપણા કાર્યનો આરંભ જ કરેલો છે; એટલે જો આરંભમાં જ આપણે નિરાશ થઈ જઇશું, તો સફળતાને કેવી રીતે મેળવી શકીશું વારુ? 'જે થયું તે બહુ થયું.' એમ કદાપિ બોલશો નહિ. હવે તો આપણે આપણા ઉદ્દેશને વળગી જ રહેવું જોઇએ. જેવો કોઈ પણ મનુષ્ય આ પાશ્ચાત્ય દેશમાં આવે છે અને નાના દેશો કિંવા રાષ્ટ્રોનું અવલોકન કરે છે, એટલે તત્કાળ તેનાં નેત્રો ઉઘડી જાય છે. એવી રીતે ભ્રમણ કરતાં કરતાં જ મેં મારા સાહાય્યકારીઓ મેળવ્યા છે. આપણા આર્યાવર્ત્તમાં કઇ વસ્તુઓ અપૂર્વ છે અને ત્યાં શાની ન્યૂનતા છે, એનો વ્યાવહારિક રીતે સ્પષ્ટ પરિચય કરાવ્યા પછી જ મને મારા અત્યારના સહાયકો અથવા કાર્યકર્ત્તાઓ પ્રાપ્ત થયેલા છે. માત્ર મોઢાની મોટી મોટી વાતોથી અહીં કોઈની દાળ ગળે એમ દેખાતું નથી. ખરેખર જો દશ કે બાર લાખ હિંદુઓ જગતના ભિન્ન ભિન્ન ભાગોમાં પ્રવાસ કરે, તો તેથી આપણા અતિશય હિતનો સંભવ પ્રત્યક્ષ દેખાય છે.

તમારો પ્રેમધારક

વિવેકાનન્દ

---

તા. ૧૪ મી જુલાઈ ૧૮૯૬

પ્રિય ડૉકટર ન—

ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવે, પણ જેવી અંગ્રેજી ભાષા એક અંગ્રેજ લખી શકશે, તેવી અંગ્રેજી ભાષા કોઈ પણ વિદેશીય મનુષ્ય લખી શકવાનો નથી. અંગ્રેજોનાં પોતાનાં લખેલાં પુસ્તકોમાંની કલ્પનાઓનો પ્રસાર જેટલો શીઘ્ર થશે, તેટલો પ્રસાર હિંદુ 'અંગ્રેજી' ગ્રંથોમાંની કલ્પનાઓનો થનાર નથી. એમાં પણ અંગ્રેજી ભાષામાં નિબંધ લખવાનું કાર્ય એટલું બધું કઠિન નથી; પરંતુ એક નવલકથા કિંવા વાર્તા લખવાનું કાર્ય અત્યંત કઠિન અને અસાધ્ય છે......

વિદેશીયોની સહાયતાપર લેશ માત્ર પણ આધાર રાખશો નહિ. વ્યક્તિ પ્રમાણે રાષ્ટ્ર પણ પોતે જ પોતાના સહાયક થવાનું છે. સ્વાવલંબન એ જ સત્ય સ્વદેશાભિમાન છે. પોતાના મરણ વિના સ્વર્ગમાં જઈ શકાતું નથી, એ કહેવત સર્વત્ર એકસરખી જ લાગૂ પડી શકે છે. જે દેશ સ્વાવલંબનમાં પશ્ચાત્ હોય, તેની ઉન્નતિનો સમય અદ્યાપિ આવ્યો નથી, એમ જ સમજવું જોઇએ. અર્થાત્ એવા દેશે કેટલાક કાળ પર્યન્ત યોગ્ય સમયની માર્ગપ્રતીક્ષા કરવી જોઇએ. આપણે સમસ્ત ભારતવર્ષમાં પ્રકાશનો ઉદ્ભવ કરવો જ જોઇએ; અને એ દૃષ્ટિથી જ આપણે આપણા કાર્યમાં પ્રવૃત્ત થવું જોઇએ. * *

કમળ પુનરુત્થાનનું ચિહ્ન છે. સાધારણ વિવિધકલામાં અને તેમાં પણ વિશેષતઃ ચિત્રકળામાં તો આપણે બહુ જ પાછળ પડી ગયેલા છીએ. નવીન કલ્પનાઓને ચિત્રિત કરવાના કાર્યને આપણે જરા પણ જાણતા નથી. નિબિડ અરણ્યમાં એક ન્હાનું તળાવ છે અને તેમાં નવીન કમળોનો ઉદ્ભવ થવા માંડ્યો છે, એવો એક દેખાવ તૈયાર કરવામાં આવે, તો તે કેટલો બધો મનોહર થઈ પડે વારુ? એવા જ પ્રકારની બીજી પણ શતાવધિ કલ્પનાઓ ચિત્રરૂપે અંકિત કરી શકાય તેમ છે; પરંતુ એ સર્વ ધીમે ધીમે જ થવાનું. * *

આવતા રવિવારે હું સ્વીટ્ઝરલૅંડ તરફ જવાનો છું અને ત્યાંથી બહુધા વર્ષાઋતુમાં લંડન તરફ પાછો ફરીશ, અને પુનઃ મારા કાર્યમાં લાગીશ......એ તો તમે જાણો જ છો કે, અત્યારે હવે વિશ્રાંતિની મને અત્યન્ત આવશ્યકતા છે.

તમારો આશીર્વાદદાતા ઇત્યાદિ

વિવેકાનન્દ

સ્વીટ્ઝરલૅંડ્ તા. ૬ ઠ્ઠી ઑગસ્ટ ૧૮૯૬

પ્રિય અ—

* * ભયભીત ન થાઓ. મારા બાળક! આપણા હાથે હજી તો ઘણાં મહત્ કાર્યો થવાનાં છે. ધૈર્યને ધારણ કરો.

તે (મૅકસમૂલર્) મારાપર ઘણાં જ સારાં પત્રો લખે છે અને શ્રીરામકૃષ્ણ પરમહંસનું એક ઉત્તમ જીવનચરિત્ર લખવાનો તેમનો ઉદ્દેશ હોવાથી તેમાટેનાં સાધનોની તેમને આવશ્યકતા છે. * *

હવે વર્ત્તમાનપત્રોમાંના ઢોલ વગાડનારાઓનો મને પૂરેપૂરો કંટાળો આવી ગયો છે. જગત્ના મૂર્ખજનોના પ્રલાપને સાંભળવામાટે પ્રથમ કાનોને બધિર બનાવી આપણે આપણા કાર્યમાં લાગી જવું જોઇએ; કારણ કે, સત્યના માર્ગમાં કોઈ પણ આડું આવી શકે તેમ નથી.

તમે જાણો છો તેમ અત્યારે હું સ્વીટ્ઝરલૅંડમાં છું અને અહીં પણ હું કાંઈ એક જ ગ્રામમાં બેસી રહેતો નથી, કિંતુ ભિન્ન ભિન્ન ગ્રામોમાં નિરંતર ભ્રમણ કર્યા કરું છું. અમુક લેખ લખવાનું કાર્ય મારાથી થવાનું નથી અને અત્યારે મારે તે કરવું પણ ન જોઇએ. હાલમાં વિશેષ વાચન પણ ઉપયોગી નથી. આવતા માસમાં હું લંડન જઈશ એટલે ત્યાં પણ મારું કાર્ય મારા આવવાની માર્ગપ્રતીક્ષા કરતું જ બેઠું હશે. શરદૃઋતુમાં હું પાછો ભારતવર્ષમાં આવીશ અને ત્યાં યોગ્ય વ્યવસ્થા કરવાનો મારાથી બનતો પ્રયત્ન કરીશ.

મારો તમો સર્વમાં સમાન પ્રેમ છે. શૂર હૃદયો! કાર્યના પ્રદેશમાં આગળ વધો, નિરાશ ન થાઓ અને 'ન' શબ્દનો ઉચ્ચાર માત્ર પણ ન કરો; કાર્ય કરો,— આપણા કાર્યની પાછળ પરમેશ્વર ઊભો છે. મહાશક્તિ તમારી સાથે છે.

તમારો પ્રેમી અને આશીર્વાદદાતા

વિવેકાનન્દ

---

ખેત્રી, તા. ૨ જી એપ્રિલ ૧૮૯૩

પ્રિય ડૉકટર—

આપનું પત્ર હમણાં જ મને મળ્યું. મારા જેવા એક ક્ષુદ્ર મનુષ્યમાં આપ આટલો બધો પ્રેમ રાખો છો, તે માટે હું આપનો અત્યંત આભારી છું. બિચારા બી. ના પુત્રનો સ્વર્ગવાસ થયો, એ જાણીને મને અતિશય શોક થયો છે. 'જે ઈશ્વરે આપ્યું

હતું તે ઈશ્વરે જ લઈ લીધું છે; ઈશ્વરના નામનો જયજયકાર હો!' **"નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સત:"** એ સિદ્ધાંત આપણા જાણવામાં તો છે જ; એટલામાટે આપણા હાથમાં જે કાંઈ છે તે એટલું જ કે, આવેલા પ્રસંગ સમક્ષ મસ્તક નમાવવું અને સંપૂર્ણ શાંતિથી પ્રસંગને સહન કરી લેવો એ જ આપણું કાર્ય છે. જ્યાં સેનાપતિએ તોપના મોઢામાં દોડી જવાની આજ્ઞા આપી એટલે તે આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરવું, એ જ શૂર સૈનિકનું કર્ત્તવ્ય છે; તે વેળાયે બડબડાટ કરવાનો કિંવા અસંતોષ દર્શાવવાનો સૈનિકનો લેશ માત્ર પણ અધિકાર હોતો નથી. પરમાત્મા આ શોકના સમયમાં બી. ને શાંતિ આપો અને સર્વ દયામયી જગજ્જનની તેને વક્ષ સાથે ચાંપો.

આપનો ઇત્યાદિ

વિવેકાનન્દ

તા. ૮ મી ઑગસ્ટ ૧૮૯૬

પ્રિય અ— * * * *

અત્યારે આપણને અનેક વસ્તુઓની આવશ્યકતા છે. પ્રથમ તો સર્વ પ્રકારના વ્યવહારમાં ચોખવટ–અતિશય ચોખવટ–હોવી જોઇએ. તમારામાંથી કોઈ પણ અપ્રામાણિક છે, એવું મારા કથનનું તાત્પર્ય નથી; તેમ જ એવી ભાવના મારા સ્વપ્નમાં પણ આવવાની નથી. પણ આપણા હિંદુઓને આ બાબતમાં કેટલીક નઠારી ટેવો પડી ગયેલી છે. આપણા લોકોના એકંદર વ્યવહારમાં અવ્યવસ્થિતતાનું પ્રમાણ બહુ જ ભયંકર હોય છે. રોજનો રોજ હિસાબ લખી તેના સરવાળામાં એક પાઈની પણ ભૂલ રહેવા ન દેવી અને સર્વ વ્યવહાર નિયમાનુસાર કરવો, એ વિષયનું સ્વપ્ન માત્ર પણ આપણા લોકોને આવ્યું નથી.

અન્ય એ કે કોઈ પણ કાર્યને હાથમાં લીધું એટલે હૃદયમાં તદ્વિષયક અવ્યભિચારિણી ભક્તિને ધારણ કરવી જોઇએ. તે કાર્યને ઉત્તમ રીતિથી પાર પાડ્યા વિના આપણને મુક્તિ મળવાની નથી, એમ આપણને દૃઢતાપૂર્વક ભાસવું જોઇએ. જે માસિક પત્રિકાનો તમે આરંભ કરેલો છે, તેની જ ઇષ્ટદેવતાના સ્થાનમાં સ્થાપના કરો એટલે પછી યશનું આગમન કેવી રીતે થાય છે, તે તત્કાળ તમારા જોવામાં આવી જશે. અત્યંત પવિત્રતા અને ગુરુમાં નિઃસીમ આજ્ઞાધારકતા, એ જ બે યશનાં પ્રમુખ સાધનો છે, એવું કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ.

* * * *

અમુક ધાર્મિક વર્તમાનપત્રનો પરદેશમાં ઘણો જ સારો ઉઠાવ થશે, એવી વ્યર્થ આશાને હૃદયમાં ધારણ કરશો નહિ. જો હિંદુઓમાં કાંઇક પણ સદ્‌ગુણ અને કૃતજ્ઞતાનો નિવાસ હોય, તો તેમણે જ આવાં પત્રોને આશ્રય આપવો જોઇએ.

તમે પોતાના માસિક પત્રદ્વારા વેદાન્તનો પ્રસાર તો અવશ્ય કરો જ; પરંતુ ધર્મના વિષયમાં કોઈ કાંઈ નવીન કલ્પના કાઢે અથવા તો કોઈ નવીન શોધ કરાય, તો તેનો સમાવેશ પણ અવસ્ય તમારા માસિકમાં થવો જ જોઇએ.

મિસિસ્ ઍની બેસંટે ભક્તિ વિશે વ્યાખ્યાન આપવામાટે મને પોતાના થિઑસૉફીમંદિરમાં બોલાવ્યો હતો અને તેના આમંત્રણને સ્વીકારી મેં એક વ્યાખ્યાન આપ્યું હતું. એ પ્રસંગે કર્નલ્ ઑલ્કૉટ્ પણ ઉપસ્થિત હતા. સર્વ પ્રકારના પંથો સાથે મારી સહાનુભૂતિ છે, એ દર્શાવવામાટે જ મેં વ્યાખ્યાનમાટેના નિમંત્રણનો સ્વીકાર કર્યો હતો. આપણા લોકોએ એક વાર્તા નિરંતર લક્ષમાં રાખવાની છે અને તે એ કે, ધાર્મિક વિષયમાં તો ગુરુની પદવીના અધિકારી આપણે જ છીએ, અર્થાત્ પરકીયજનો એ વિષયમાં કદાપિ આપણા શિક્ષણદાતા-ગુરુ થઈ શકે તેમ નથી. માત્ર સાંસારિક વ્યાવહારિક જ્ઞાન આપણે તેમની પાસેથી જ મેળવવાનું છે અને એ વિષયમાં તેઓ ગુરુપદે આવી શકે તેમ છે.

મૅક્સમૂલરનો લેખ મેં વાંચ્યો. જ્યારે ૭ માસપૂર્વે એ લેખ તેમણે લખ્યો ત્યારે મજમૂદારના લઘુ પુસ્તક વિના તેમની પાસે એ વિશેનાં (શ્રી રામકૃષ્ણ પરમહંસના ચરિત્ર વિશેનાં) અન્ય વિશેષ સાધનોનો અભાવ હતો; છતાં પણ લેખ એકંદર સારો જ લખાયો છે. તેઓ શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર લખવાના છે, એમ તેમણે મને પત્રદ્વારા જણાવ્યું છે, અને એ કાર્યમાં મેં જો કે કેટલીક સહાયતા તેમને આપેલી છે; છતાં અદ્યાપિ એની વિશેષ સામગ્રી તમારી પાસેથી આવવી જ જોઇએ.

પોતાના કાર્યને અખંડ ચાલૂ રાખો; શૂરવીર થાઓ અને કોઈ પણ કાર્ય કિંવા પ્રત્યેક કાર્ય, વિઘ્નની લેશ માત્ર પણ ચિંતા રાખ્યા વિના, કરવાને સાહસથી તૈયાર થઈ જાઓ.

* * આ સંસાર કેવળ દુઃખરૂપ છે, એ શું તમે નથી જાણતા કે? અર્થાત્ સંસાર અસાર છે, એ તત્ત્વને કદાપિ ભૂલશો નહિ.

તમારો આશીર્વાદદાતા અને પ્રેમી

**વિવેકાનન્દ**

---

c/o મિસ્. એચ્. મૂલર્
એઅર્લી લૉજ્, રિજવે ગાર્ડન્સ્,
વિમ્બલેડન્. ઈંગ્લૅંડ્.
તા. ૨૨ મી સપ્ટેંબર ૧૮૯૬

પ્રિય અ—

* * પ્રોફેસર્ ડ્યૂસન્‌ના સહવાસમાં જર્મનીમાંનો મારો સમય આનંદમાં વીતી ગયો હતો. ત્યારપછી ત્યાંથી તે અને હું સાથે જ લંડનમાં આવ્યા અને અમે અત્યાર પૂર્વે જ એક બીજાના પરમ મિત્ર થઈ ચૂકયા છીએ.

* * હજી તો ઘણાંક કાર્યો કર્યાં વગરનાં પડી રહ્યાં છે. ઉદાહરણાર્થ, તુલસીદાસ, કબીર, ગુરુ નાનક અને દક્ષિણના કેટલાક સાધુ સંતોનાં જીવનચરિત્રો અવશ્ય લખાવાં જ જોઇએ; એટલું જ નહિ, પણ એ જીવનચરિત્રો વિસ્તૃત, સૂક્ષ્મ-દૃષ્ટિયુક્ત અને વિદ્વદ્ભોગ્ય શૈલીમાં લખાવાં જોઇએ; છિન્નવિચ્છિન્ન કિંવા કામ ચલાઉ રીતિથી લખાવાં ન જોઇએ.

* * સમસ્ત શકિતસહિત કાર્યના પ્રદેશમાં આગળ વધો.

તમારો
વિવેકાનન્દ

---

c/o ઈ. ટી. સ્ટર્ડી એસ્કવાયર
૩૯ વિકટોરિયા સ્ટ્રીટ, લંડન
તા. ૨૮ મી ઑક્ટૉબર ૧૮૯૬

પ્રિય અ—

* * હું કયા મહિનામાં હિંદુસ્તાનમાં આવી પહોંચીશ એ વિશે અત્યારે નિશ્ચયપૂર્વક મારાથી કાંઈ પણ કહી શકાય તેમ નથી. હવે પછીના પત્રમાં હું એ વિશે લખી જણાવીશ. નવીન સ્વામીએ એક મિત્રમંડળની સભામાં ગઈ કાલે પોતાનું પ્રથમ વ્યાખ્યાન આપ્યું હતું. વ્યાખ્યાન ઉત્તમ હતું અને મને તે ગમ્યું પણ ખરું; એ મહાશય આગળ જતાં એક સારા વક્તા કિંવા વ્યાખ્યાતા થશે, એવો મારો દૃઢ નિશ્ચય છે.

* * તમે અદ્યાપિ—છાપ્યું નથી, ભારતવર્ષમાં પુસ્તકોનો વિશેષ પ્રસાર કરવો હોય તો પુસ્તકોનું મૂલ્ય સ્વલ્પ હોવું જોઇએ અને ટાઇપ પણ મોટા વાપરવા

જોઇએ કે જેથી પ્રજાને સંતોષ મળવાનો સંભવ રહે........નામક પુસ્તકની તમે સસ્તી આવૃત્તિ કાઢી શકો એમ છે. અત્યાર પૂર્વે જ એ ગ્રંથની સસ્તી આવૃત્તિ છપાવીને પ્રકટ ન કરવામાં તમે અવસરને ખોઈ નાખવાની એક મોટામાં મોટી ભૂલ કરી છે; પરંતુ આપણા હિંદુઓની ગતિ એવી તો મંદ છે કે, જ્યારે ચોર ચોરી કરીને ન્હાસી જાય ત્યારે જ આપણે દરવાજા વાસવાને ઉઠીએ છીએ. અર્થાત્ આપણું કાર્ય જ્યારે તૈયાર થાય છે, ત્યારે અવસર ચાલ્યો ગયેલો હોય છે. આ કારણથી જ આપણને અનેકવાર ભયંકર હાનિઓ સહન કરવી પડે છે. એક વર્ષની વાગ્ગર્જના પછી તમારું—નામક પુસ્તક બહાર પડ્યું. અર્થાત્ પાશ્ચાત્ય લોકો કલ્પાંત પર્યન્ત તમારા ગ્રંથની વાટ જોતાં બેસી રહેશે, એવી જ તમારી માન્યતા છે કે શું? તમારા આલસ્ય કિંવા માંદ્યના યોગે એ પુસ્તકના વેચાણમાં પોણોસો ટકાનો ઘટાડો થઈ ગયો છે...........પેલો એચ્. તો મૂર્ખ જ છે, તમારા કરતાં વધારે આળસુ છે અને તેનું છાપવાનું કૌશલ્ય જોઇને મને તો ઉલટી જ આવી જાય છે. આવા રૂપમાં પુસ્તકોને પ્રકટ કરવાથી કશો પણ ઉપયોગ થવાનો નથી, લોકોને આવાં છાપેલાં પુસ્તકો આપવાં તે તેમને ઠગવાનો ધંધો જ કહી શકાય અને એટલામાટે એવાં પુસ્તકો છાપવાં પણ નહિ અને વેચવાં પણ નહિ, એ જ સર્વથી શ્રેષ્ઠ માર્ગ છે. બહુધા હું મિસ્ટર અને મિસિસ્ સેવીઅર, કુમારિકા મૂલર્ અને મિસ્ટર ગુડ્વિન્ સાથે જ હિંદુસ્તાન તરફ પાછો ફરીશ. મિસ્ટર અને મિસિસ્ સેવીઅર કેટલાક સમયને માટે બહુધા આલ્મોરામાં સ્થાયિ રહેવાનો મનોભાવ રાખે છે અને મિસ્ટર ગુડ્વિન્ સંન્યાસી થવાના છે, અને મારી જોડે રહીને સર્વત્ર પ્રવાસ કરવાના છે. આપણાં પુસ્તકો પ્રકાશને પામી શકયાં, એમાટે આપણે ખરો આભાર કેવળ મહાશય ગુડ્વિન્નો જ માનવાનો છે. તેમણે મારાં વ્યાખ્યાનો લઘુ લીપિમાં ઉતારી લીધાં હતાં અને તેથી જ આપણે વ્યાખ્યાનગ્રંથોને પ્રકટ કરી શકયા છીએ; કારણ કે, મેં તો તત્કાળ કોઈ પણ પ્રકારની તૈયારી વિના જ વ્યાખ્યાનો આપ્યાં હતાં, એટલે જો એ ટિપ્પણ ન હોત, તો પુસ્તકો પ્રકટ થાત જ નહિ. ગુડ્વિન્ મહાશય હવે હમેશને માટે મારી સાથે જ રહેવાના છે. તેઓ એક દૃઢ વનસ્પત્યાહારી છે.

પ્રેમયુક્ત તમારો ઇત્યાદિ

વિવેકાનન્દ

૧૪ ગ્રેકોટ્ ગાર્ડન્સ્
વેસ્ટ્ મિન્સ્ટર્ એસ્. ડબ્લ્યુ.
તા. ૧૧ મી નવેમ્બર ૧૮૯૬

પ્રિય અ—

હું બહુધા ડિસેંબર માસની ૧૬ મી તારીખે અથવા તો તેથી એક બે દિવસ મોડો અહીંથી નીકળીશ. અહીંથી પ્રથમ હું ઈટલી જવાનો છું અને ત્યાંનાં કેટલાંક સ્થળોનાં નિરીક્ષણ પછી નેપલ્સ્ જઇને હું અગ્નિનૌકામાં બેસીશ. * *

'રાજયોગ'ની પ્રથમ આવૃત્તિની સર્વ પ્રતો વેચાઈ ગઈ છે અને તેની બીજી આવૃત્તિ છપાય છે. પ્રથમ આવૃત્તિનું વધારેમાં વધારે વેચાણ બહુધા અમેરિકા અને હિંદુસ્તાનમાં જ થયેલું છે. * *

તમારો પ્રેમી અને આશીર્વાદદાતા
**વિવેકાનન્દ**

---

૩૯ વિકટોરિયા સ્ટ્રીટ
લંડન એસ્. ડબ્લ્યુ.
તા. ૨૦ મી નવેમ્બર ૧૮૯૬

પ્રિય અ—

ડિસેંબરની ૧૬મી તારીખે હું અહીંથી નીકળીને ઇટલી જાઉં છું અને ત્યાં ગયા પછી નેપલ્સમાંથી જર્મન્ લૉયડ સ્ટીમર પ્રિંજ્ રીજન્ટ્ લિયોપોલ્ડમાં હિંદુસ્તાન તરફ આવવામાટે નીકળીશ. એ બાષ્પનૌકા જાન્યુઆરીની ૧૪ મી તારીખે કોલંબોના બંદરે પહોંચવાની છે. સીલોનમાં કેટલુંક ભ્રમણ કર્યાં પછી હું મદ્રાસ જવાનો છું.

* * મહાશય સેવીયર અને તેમનાં પત્ની આલ્મોરાની પાસે એકાદ જગ્યા લેવાનાં છે અને એ સ્થળે આપણા હિમાલયમાંના મઠને સ્થાપવાનો મારો વિચાર છે. આપણા પાશ્ચાત્ય બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓ બહુધા એ મઠમાં જ નિવાસ કરશે. મહાશય ગુડ્વિન્ એક અવિવાહિત તરુણ છે અને એક સંન્યાસી જેવા જ છે. એઓ મારી સાથે પ્રવાસ કરવાના છે અને મારી સાથે જ રહેવાના છે.

ભગવાન્ રામકૃષ્ણ પરમહંસની જન્મતિથિના ઉત્સવથી પ્રથમ જ કલકત્તામાં આવી જવાની મારી ઉત્કટ ઇચ્છા છે...........આપણા કાર્યના આરંભ તરીકે સર્વથી પ્રથમ કેન્દ્રરૂપ બે મઠોને સ્થાપવાનો મારો મનોભાવ છે. એમાંના એક મઠની

સ્થાપના કલકત્તામાં અને દ્વિતીયની મદ્રાસમાં કરવાની છે. એ મઠોમાં તરુણ ઉપદેશકોને તૈયાર કરવાના છે. કલકત્તાના મઠની સ્થાપના કરી શકાય એટલી દ્રવ્યસામગ્રી મારી પાસે છે. પ્રથમ મઠ કલકત્તામાં જ સ્થપાવો જોઇએ; કારણ કે, ભગવાન્ રામકૃષ્ણ પરમહંસના જીવનકાર્યની ભૂમિ એ જ છે, અને એ જ તેનાં અવતારકૃત્યોની ભૂમિકા છે. મદ્રાસમાંના મઠમાટે જોઇના દ્રવ્યની સહાયતા બહુધા ભારતવર્ષમાંથી જ મળી રહેશે, એવી સંપૂર્ણ આશા છે.

ઉપર્યુક્ત ત્રણ કેન્દ્રસ્થાનોમાં આપણે આપણા કાર્યનો આરંભ કરીશું અને ત્યાર પછી ધીમે ધીમે આપણે મુંબઈ અને અલ્લાહબાદ આદિ સ્થાનોમાં પ્રવેશ કરીશું, આટલું કાર્ય ત્યાં થઈ ગયા પછી હિંદુસ્તાનમાં તો શું, પણ પ્રત્યેક દેશમાં–દેશો દેશમાં–આપણે આપણા તત્ત્વપ્રચારકોને મોકલી શકીશું. પરંતુ એ વિશેની આજે જ અધિક ચર્ચા કરવાની આવશ્યકતા નથી. પરમેશ્વરની ઇચ્છા હશે તો સર્વ સારું જ થશે. માત્ર આપણું પ્રથમ કર્તવ્ય એ જ હોવું જોઇએ. અંતઃકરણપૂર્વક કાર્યની ગતિને સતત ચાલતી બનાવો.

* * હવે અંગ્રેજી ભાષામાં એક માસિક પત્ર પ્રકટ કરવાનો આપણો મનોભાવ નિશ્ચિત થયેલો છે. આપણે કેટલાંક માસિકો દેશી ભાષામાં પણ પ્રકટ કરી શકીએ તેમ છે......આવા પ્રકારનાં પત્રોનો આશ્રયદાતા વાચકવર્ગ અતિશય વિશાળ નથી, એ તો પ્રકટ જ છે, એટલે આપણા અંગ્રેજી માસિકને સંભાળવાનું કાર્ય પ્રથમ તો આપણા હિંદુ લોકોએ જ કરવાની આવશ્યકતા છે. અમુક એક પત્રનો જો સર્વ દેશમાં સમાન વિસ્તાર કરવો હોય તો તેમાટે સર્વ દેશના લેખકોનો સારો સમુદાય હોવો જોઇએ અને એ સર્વનો ભાવાર્થ એ જ કે, એ કાર્યમાટે પ્રતિ વર્ષ એક લાખ રૂપિયા ખર્ચવાની શક્તિ હોવી જોઇએ.

* * તમારે એ તો કદાપિ ભૂલવું જ નહિ કે, મારું કાર્યક્ષેત્ર કેવળ ભારતવર્ષ નથી, કિન્તુ સમસ્ત વિશ્વ જ મારા કાર્યનું ક્ષેત્ર છે. વિમ્બલ્ડનવાસિની કુમારિકા એમ. નોબલ્ એક મહતી કાર્યકર્ત્રી અબળા છે. * *

સર્વપ્રેમમંડિત અને આશીર્વાદદાતા

તમારો ઇત્યાદિ

વિવેકાનન્દ

સ્વીટ્ઝર્લૅન્ડ્, તા. ૨૬ મી ઑગસ્ટ ૧૮૯૬

ડૉકટર્ ન—

તમારું પત્ર આ ક્ષણે જ મને મળ્યું. અત્યારે હું ભ્રમણવ્યવસાયમાં છું. હાલમાં હું પાર્વતીય પ્રદેશમાં ભ્રમણ કરું છું, આલ્પ્સ્ પર્વતમાં મેં બહુ પ્રવાસ કર્યો છે અને હવે જર્મની તરફ જવાની તૈયારી ચાલી રહી છે. પ્રોફેસર ડ્યૂસને કીલમાં પોતાને મળવામાટેનું નિમંત્રણ મારાપર મોકલ્યું છે. ત્યાંથી પાછો હું ઈંગ્લૅંડ જઇશ. આગામી શરત્કાળમાં હું બહુધા ભારતવર્ષમાં આવીશ.

———માસિકમાટે તૈયાર કરેલા મુદ્રાલેખનું ચિત્ર મને જરા પણ ગમ્યું નહિ, તે કેવળ તેની વિદ્રૂપતા માટે જ નહિ, પણ તે ઉપરાંત તેમાં કેટલીક નિરર્થક બાબતો પણ ઘુસાડી દેવામાં આવી છે. આવા પ્રકારનું ચિત્ર બની શકે તેટલું સાદું લઘુ અને વિશેષ હેતુને દેખાડનારું હોવું જોઇયે. ચિત્રને જોતાં જ તેમાંનો ભાવ જોનારના ધ્યાનમાં આવી જવો જોઇયે. બાકીનું કાર્ય ઠીક ચાલી રહ્યું છે, એનો હું મહા આનંદપૂર્વક સ્વીકાર કરું છું.

* * છતાં પણ હું તમને એક ઉપદેશ આપવાની ઇચ્છા ધરાવું છું. હિંદુસ્તાનમાંના પાંચ પંદર મનુષ્યો એકત્ર થઇને ઉદ્યોગ કરવા માંડે છે તે વેળાએ તેઓ બહુધા જે એક ભૂલ નિત્ય કરતા રહે છે તે ભૂલ છેવટે તેમને ગોથું ખવડાવી દે છે અને તેમના કાર્યનું પણ સત્યાનાશ વાળી નાખે છે. આપણામાં અદ્યાપિ સત્ય વ્યાપારિતત્ત્વનો પ્રવેશ જ થયો નથી. વ્યાપાર કહ્યો એટલે વ્યાપાર જ; તે સમયમાં વ્યાપાર જ પરમેશ્વર હોવાથી સ્નેહસંબંધ તેમાં આડો આવવો ન જ જોઇએ; એ લક્ષણ આપણામાં અદ્યાપિ લેશ માત્ર પણ દેખાઈ આવતું નથી. 'આ તો મારા અમુક સંબંધી થાય એટલે એમની શર્મ કેમ તોડી શકાય!' 'આ તો મુજ બૈરીનો ભાઈ; ભૂલી કેમ શકાય સગાઈ!' આવા પ્રકારની આંખમીચામણીનો જ્યાં ઉદ્યોગપર આઘાત થવા માંડ્યો, એટલે પછી ઉદ્યોગના ચૂરેચૂરા થઈ જવામાં વિલંબ શાનો હોય વારુ? આવી નિરર્થક લજ્જાને પ્રથમ ત્યાગી દ્યો, હમેશાં હિસાબ ચોખ્ખો રાખો; કારણ કે, આપણા તાબામાં જે કાંઈ દ્રવ્ય હોય તેનો પઇએ પઇનો હિસાબ બરાબર રાખવો જ જોઇએ. જે કાર્યમાટે જે દ્રવ્ય એકઠું થયું હોય, તે દ્રવ્યનો તે કાર્યમાટે જ ઉપયોગ થવો જોઇએ. જો ભૂખે મરવાનો વખત આવે તો તેવા સમયમાં પ્રાણના રક્ષણમાટે પણ તેમાંની એક પાઇને સુદ્ધાં આંગળી અડકવી ન જોઇએ. તે એક જ કાર્ય વિના અન્ય કોઈ પણ કાર્યમાં તેમાંની એક કોડી માત્રનો પણ વ્યય કરવો નહિ. એને જ

વ્યવહારની ચોખવટ કહેવામાં આવે છે. આ ચોખવટ આપણામાં ક્યારે આવશે વારુ? ખોટી શર્મને તોડવાની કળા આપણે ક્યારે શીખીશું? બીજી જે મહત્ત્વની વસ્તુ તે ખંત છે. જે કાર્ય એક વાર હાથમાં લીધું તેને છેવટ સુધી ખંતથી વળગી જ રહેવું જોઇએ. ધ્યાન, મન તથા સ્વપ્નમાં તે એક જ વિષય નિરંતર રમવો જોઇએ. તે વિષયની અવ્યભિચારિણી ભક્તિ કરવી, કારણ કે, જ્યાં તેને ત્યાગીને મન અન્ય વિષયમાં ગયું કે તરત વ્યભિચારનું પાતક આવીને ગળે બાઝ્યું જ સમજી લેવું. એ માસિક જ હવે તમારો પરમેશ્વર છે અને એવી ભક્તિ હશે તો માની લેજો કે, યશ અને વિજય અવશ્ય તમારા જ છે.

આ અંગ્રેજી માસિકને ચલાવવાના કાર્યમાં તમે યશસ્વી થાઓ, એટલે પછી દેશી ભાષામાં પણ એવો જ પ્રયત્ન કરવાની આવશ્યકતા છે. તામીલ, તેલગુ, અને કાનડી ઇત્યાદિ ભાષાઓમાં નવાં માસિકો અથવા પત્રોને પ્રકટ કરવાનો આરંભ કરવો જોઇએ. મદ્રાસી લોકો બુદ્ધિમાન્ છે અને તેમનામાં કર્ત્તવ્યશીલતાનો નિવાસ છે. પરંતુ જે ભૂમિમાં આદ્ય શંકરાચાર્યનો જન્મ થયો હતો, તે ભૂમિમાંથી માત્ર સંન્યસ્તવૃત્તિ અત્યારે પલાયન કરી ગઈ છે, એમ પ્રત્યક્ષ દેખાઈ આવે છે.

આપણામાંની એ વૃત્તિનો અસ્ત થવાથી જ સ્થળે સ્થળે ખાડા પડી ગયા છે, એટલામાટે મારા બાળકોએ એ ખાડાને પૂરી નાખવા જ જોઇએ. તેમણે ક્ષણિક સંસારસુખોને ત્યાગી દેવાં જોઇએ અને જો એમ થશે તો જ હવે પછી જે ઇમારત ચણવાની છે તેનો પાયો તૈયાર થઈ શકશે.

હવે વીરતાથી કાર્યમાં સંલગ્ન થાઓ—હાલ તરત ચિત્ર જેવા ક્ષુદ્ર વિષયોમાં વિશેષ ધ્યાન આપવાની કે વ્યર્થ વેળા વીતાડવાની આવશ્યકતા નથી—"ઘોડો જ્યાં હાથમાં આવ્યો એટલે તેની સાથે લગામ પણ હાથમાં આવશે જ." મરણ પર્યન્ત કાર્ય કરતા રહો—હું સદા સર્વદા તમારા સમક્ષ જ છું અને જ્યારે મારો આ જડ દેહ ચાલ્યો જશે તે વેળાયે મારો આત્મા તમારી સાથે રહીને કાર્ય કરશે. જીવન આવે છે અને જાય છે. સંપત્તિ, કીર્ત્તિ અને ઇતર ભોગ્ય વસ્તુઓ અલ્પ કાળ ટકનારી છે. સંસાર કૂપમાં વસી એક ક્ષુદ્ર કીટ પ્રમાણે મરણને આધીન થવા કરતાં સત્યનું સમર્થન કરતાં કરતાં કર્ત્તવ્યના રણક્ષેત્રમાં વીરોચિત મરણથી મરી જવું, એ લક્ષાવધિવાર વિશેષ ઉત્તમ છે. ચાલો ત્યારે ઊઠો અને વધો આગળ!

તમારો પ્રેમી અને આશીર્વાદદાતા

વિવેકાનન્દ

મુંબઈ, તા. ૨૦ મી સપ્ટેંબર ૧૮૯૨

પ્રિય પંડિતજી મહારાજ,

આપનું પત્ર યોગ્ય સમયે મને મળ્યું. મારી આટલી બધી અવાસ્તવિક પ્રશંસા શા કારણથી કરવામાં આવે છે, તે હું સમજી શકતો નથી. "કેવળ પરમાત્મા વિના સર્વ પ્રકારે પ્રશંસાને પાત્ર અન્ય કોઈ છે જ નહિ;" એમ ભગવાન્ જેજસ્ ક્રાઇસ્ટે કહેલું છે. બાકીનાં આપણે સર્વ મનુષ્યો તેના (પરમેશ્વરના) હસ્તમાંનાં સાધન માત્ર છીએ. સ્તુતિને પાત્ર માત્ર પરમાત્મા જ છે. તે જ પ્રમાણે સ્તુતિને પાત્ર કેટલાક મનુષ્યો પણ છે એ સત્ય છે; પરંતુ અન્યના મુખે સ્તુતિ કરાવવા જેટલી પાત્રતા મારા પોતામાં તો નથી જ. એક અનુચર પોતાના કર્તવ્યનું પાલન કરતો હોય તેમાં તેની સ્તુતિ કરવા જેવું શું હોય વારુ? વિશેષતઃ મારા જેવા સંન્યાસીને તો સ્તુતિપર કોઈ પણ પ્રકારનો અધિકાર છે જ નહિ.

* * હવે મારે એક અન્ય વિષય વિશે તમને કાંઇક કહેવાનું છે. આપણા હિન્દુઓનાં મનો પ્રથમથી જ સિદ્ધાંતોની ચર્ચા પ્રતિ વધારે પ્રમાણમાં વળેલાં છે. બાહ્યસૃષ્ટિમાંથી અંતઃસૃષ્ટિપ્રતિ જવાનું તેમનું વધારે વલણ નથી. અમુક એક સિદ્ધાન્તને પ્રથમ ગૃહીત કરીને પછી તે વિશે શિખા તૂટી જાય ત્યાં સૂધી વાદવિવાદ ચલાવવાની પદ્ધતિ આપણા સર્વ તત્ત્વગ્રંથોમાં મળી આવે છે; પરંતુ કેટલીકવાર જે સિદ્ધાન્તોથી આવાં રણકંદનો ઉત્પન્ન થાય છે, તે સિદ્ધાન્ત એવા તો બાલિશતાથી ભરેલા હોય છે, કે ખરેખર તેમની ઉપેક્ષા જ આદરણીય કહી શકાય. એ સિદ્ધાન્તની વાસ્તવિક યોગ્યતા શી છે, એનો અદ્યાપિ કોઇએ પણ શોધ કર્યો નથી. એ કારણથી આપણી સ્વતંત્ર વિચારશક્તિ બહુધા નષ્ટ થયા જેવી જ દેખાય છે. સૂક્ષ્મ નિરીક્ષણ કરીને સિદ્ધાંત બાંધનારાં શાસ્ત્રોની આપણામાં જે મહતી ન્યૂનતા છે, તેનું કારણ પણ એ જ છે. પરંતુ એમ કેમ થયું વારુ? આ આપત્તિનાં બે કારણો છે. આપણા દેશના વાતાવરણમાં કિંવા વાયુમાનમાં ઉષ્ણતા વિશેષ હોવાથી આપણા સ્વભાવમાં કાર્યવ્યાપૃતિ કરતાં સ્વસ્થતાથી વિચાર કરવાની અધિક પ્રવૃત્તિ થયેલી છે. બીજું કારણ એ કે, બ્રાહ્મણોએ દૂર દૂરના પ્રદેશમાં ધર્મગુરુ તરીકેના સંબંધથી કદાપિ પ્રવેશ કર્યો નથી. તે સમયમાં અનેક લોકો પ્રવાસ કરતા હતા અને દૂર દૂરના દેશોમાં જતા હતા, એ જો કે સત્ય છે; પરંતુ તે સર્વ વ્યાપારીઓ જ હતા. કેવળ ધનની દૃષ્ટિથી લાભ થાય, એ ઉદ્દેશથી જ તેમણે પ્રવાસના પરિશ્રમનો સ્વીકાર કર્યો હતો. દ્રવ્ય-તૃષ્ણાના યોગે તેમની બુદ્ધિની વૃદ્ધિ થતી અટકી ગઈ હતી અને તેથી તેમના પ્રવાસના

યોગે માનવના જ્ઞાનમાં વૃદ્ધિ થવાને બદલે તે જ્ઞાન વિકૃતિને જ પ્રાપ્ત થઈ ગયું. તેમની નિરીક્ષણશક્તિ કનિષ્ઠ પ્રકારની હતી અને તેમણે પોતાના પ્રવાસનાં જે કાંઈ વૃત્તાંતો કહી સંભળાવ્યાં તે એટલાં તો વધારીને અને વિકૃત કરીને કહી સંભળાવ્યાં હતાં કે તેમના યોગે મૂળનું સ્વરૂપ ઓળખી જ ન શકાય તેટલું બધું બદલાઈ ગયું.

એટલામાટે આપણે પુષ્કળ પ્રવાસ કરીને નાનાવિધ દેશોમાં અટન કરવું જોઇએ. ઇતર દેશોમાં સમાજનું યંત્ર કઈ પદ્ધતિથી ચાલે છે, એનું આપણે સૂક્ષ્મ અવલોકન કરવું જોઇએ. જો આપણી પુનઃ રાષ્ટ્રની પદવીપર ચઢવાની આકાંક્ષા હોય તો ઇતર રાષ્ટ્રમાંના મહાપુરુષો શું કરે છે, એનો શોધ આપણે કરવો જ જોઇએ. આપણે સર્વથા ઉદારતાથી બાહ્ય દેશો સાથે સંઘટ્ટન રાખવું જોઇએ. તેમ જ સમાજમાંની ભયંકર વિષમતાને પણ આપણે બંધ કરવી જોઇએ. આપણી અત્યારની સમાજરચના કેટલી બધી હાસ્યાસ્પદ થયેલી છે, તે જુઓ! એક ભંગી જો કોઇની પાસે જાય, તો પ્લેગથી પીડાતા રોગી પ્રમાણે તેને દૂર ખસેડવામાં આવે છે; પરંતુ એક પાદરી પ્રાર્થનાની થોડીક બડબડ કરી એક પંચપાત્ર ભરીને પાણી તેના માથાપર રેડે અને તેની પીઠને એક ફાટેલા તૂટેલા વસ્ત્રનો સ્પર્શ કરાવે, એટલે તે જ ભંગી તે જ ક્ષણે એક જૂદા પ્રકારનો પ્રાણી જ બની જાય છે. એવી રીતે બદલાઈ ગયેલો એ પ્રાણી જો પાકા કર્મકાંડી હિન્દુ પાસે જાય, અને તેની સાથે હસ્તધૂનન કરી તેને બેસવામાટે તે હિન્દુ ફુરસી ન આપે, એ બનવાજોગ છે ખરું કે? જો એવો કોઈ હિન્દુ માઇનો પૂત હોય, તો મને બતાવી આપો. આના કરતાં અધિક વિલક્ષણતા ક્યાંય મળી શકશે ખરી કે? પાદરી લોકો દક્ષિણમાં શું કાર્ય કરી રહ્યા છે, તે જુઓ. શૂદ્ર અને અતિશૂદ્ર જાતિના લક્ષાવધિ લોકોને તેઓ ખ્રીસ્તી ધર્મની દીક્ષા આપે છે. ત્રાવણકોર ભિક્ષુકોવડે ઉભરાઇ જતો પ્રાંત છે. ભિક્ષુકોની એટલી મોટી એકત્ર વસતિ એ પ્રાંત વિના અન્યત્ર ક્યાંય પણ મળી શકશે કે નહિ, એની શંકા જ છે. એ પ્રાંતમાંની બહુધા સઘળી જમીન અને જાગીરપર કેવળ બ્રાહ્મણોનો જ અધિકાર છે અને સારા સારા કુળની કુલીન સ્ત્રીઓ પણ બ્રાહ્મણોના ગૃહમાં ઉપસ્ત્રીઓ તરીકે રહેવામાં પોતાનાં મહાભાગ્ય માને છે. બ્રાહ્મણોની ત્યાં એટલી બધી પ્રતિષ્ઠા છે અને આશ્ચર્ય તો એ કે ત્યાંની જ લગભગ ચતુર્થાંશ પ્રજા ખ્રીસ્તી થઈ ગઈ છે! એ સ્થિતિમાટે નીચા વર્ગના લોકોને દોષ આપવાનો નથી. તેમની સ્થિતિ કેવી છે એનો તમે પોતે જ વિચાર કરી જુઓ. હે પરમાત્મન્! જે દિવસે સર્વ મનુષ્યોમાં સમતાનો સંબંધ ઉત્પન્ન થઈ ગયેલો હોય, એવા દિવસનું દર્શન તું ક્યારે કરાવીશ વારુ?

તમારો

**વિવેકાનન્દ**

કે. ઑ. જ્યૉર્જ ડબ્લ્યુ. હેલ એસ્કવાયર
૫૪૧ ડીયરબૉર્ન એવેન્યુ, ચિકાગો.
તા. ૨૮ મી ડિસેમ્બર ૧૮૯૩

પ્રિય હ,—

મારાં ચિકાગોમાં થયેલાં વ્યાખ્યાનો ભારતવર્ષનાં વર્તમાનપત્રોમાં પ્રકટ થયાં છે, એ અત્યંત આશ્ચર્યકારક ઘટના છે; કારણ કે મારા પ્રત્યેક કાર્યને પ્રકાશમાં ન આવવા દેવાનો હું મારાથી બની શકતો શક્ય પ્રયત્ન કર્યાં કરું છું. અહીંની ઘણીક વસ્તુઓ મને ખાસ ધ્યાનમાં રાખવા જેવી જણાય છે. એ તો સ્પષ્ટતાથી કહી શકાય એમ છે કે, આ દેશમાં નિર્ધનતા કિંવા દીનતા જેવી વસ્તુ સર્વથા અસ્તિત્વ ધરાવતી જ નથી. આ દેશના જેવી શિષ્ટ અને સુશિક્ષિત સ્ત્રીઓ અન્ય કોઈ પણ દેશમાં મારા જોવામાં આવી નથી. આપણા દેશમાં સુશિક્ષિત પુરુષો તો છે, પરંતુ કોઈ પણ સ્થાનમાં અહીંના જેવી સુશિક્ષિત અબળાઓ તો ભાગ્યે જ તમને મળી શકશે. એ તો સત્ય વાર્તા જ છે કે, સદ્‌ગુણશીલ પુરુષોના પ્રાસાદમાં સાક્ષાત્ દેવીઓ પોતે જ નિવાસ કરતી હોય છે. જેમનાં અંતઃકરણો સર્વથા હિમસમાન વિશુદ્ધ અને નિષ્કલંક છે એવી સહસ્રાવધિ સુંદરીઓને મેં અહીં જોયેલી છે. અહા તેઓ કેવી અને કેટલી સ્વતંત્ર છે! સામાજિક અને સભ્યતાવિષયક કર્ત્તવ્યોને નિયમનમાં રાખનારી તેઓ જ છે. અહીં શાળાઓ અને મહા વિદ્યાલયો (કૉલેજો) કેવળ સ્ત્રીઓવડે જ ઉભરાઈ જતાં હોય છે. અને આપણા દેશમાં એવો પ્રકાર હોય છે કે, સ્ત્રીઓને માર્ગમાં એકલાં ચાલવા માત્રની પણ છૂટ આપી શકાતી નથી. અહીંના સ્ત્રી વર્ગની મારા પ્રત્યેની માયાળુતા નિઃસીમ છે. જ્યારથી આ દેશમાં મારું આગમન થયું છે, ત્યારથી તેમના ગૃહમાં તેમના હસ્તે મારો યોગ્ય સત્કાર થતો જ રહ્યો છે. તેઓ મને ભોજન આપે છે, મારા વ્યાખ્યાનમાટેની વ્યવસ્થા કરે છે, મને બજારમાં લઈ જાય છે અને મારાં સુખ તથા સગવડમાટે પોતાથી જે કાંઈ પણ બને તે કરી છૂટે છે. મારા શિરપર તેમના ઉપકારનો જે ભાર ચઢેલો છે, તેનો લેશ માત્ર પણ બદલો હું કદાપિ વાળી શકીશ કે નહિ, એની શંકા જ છે.

સત્ય 'શક્ત કિંવા' 'શક્તિપૂજક' કોણ છે, તે તમો જાણો છો ખરા કે? અર્થાત્ જે ઈશ્વર આ વિશ્વમાંની સર્વવ્યાપક શક્તિ છે એમ જાણે છે અને જે સ્ત્રીઓમાં એ શક્તિના પ્રકટીભવનને નિહાળે છે, તે જ સત્ય શક્તિપૂજક છે. અહીંના અનેક પુરુષો પોતાની સ્ત્રીઓને એ દૃષ્ટિથી જ નિહાળે છે. મનુએ પણ એ જ પ્રમાણે કહેલું છે કે;–

**'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः'** અર્થાત્ "જ્યાં સ્ત્રીઓ પૂજાય છે ત્યાં જ દેવતાઓ રમમાણ થાય છે!" અહીંના પુરુષો સ્ત્રીઓને સારામાં સારી ઇચ્છી શકાય તેટલી સભ્યતાથી વર્તાવે છે અને એ કારણથી જ અહીંની સ્ત્રીઓ આટલી સીમાપર્યન્ત ઉન્નતિશીલ, સુશિક્ષિત, સ્વતંત્ર અને વીર્યશાલિની જોવામાં આવે છે. પરંતુ આપણે જે દાસ સમાન, દુઃખી અને મૃતપ્રાય થઈ ગયા છીએ તે શા કારણથી વારુ? એનું ઉત્તર સર્વવિશ્રુત અને સ્પષ્ટ હોવાથી વિશેષ બોલવાની કશી પણ આવશ્યકતા નથી.

અને અહીંની અબળાઓ કેટલી બધી પવિત્ર અને નિષ્કલંક છે, એની તમારાથી કલ્પના માત્ર પણ કરી શકાય તેમ નથી. વીસ કિંવા પચીસ વર્ષના વયથી પૂર્વે પરણેલી હોય એવી અહીં થોડી સ્ત્રીઓ જ નીકળશે અને તે અબળાઓ નભઃ-સંચારી પક્ષીઓ સમાન મુક્ત અને સ્વતંત્ર છે. તેઓ બજારમાં, શાળામાં અને મહાવિદ્યાલયમાં જાય છે, ધનોપાર્જન કરે છે અને સર્વ પ્રકારનાં કાર્યો દક્ષતાથી કરી આવે છે. જે સ્ત્રીઓ અહીં સાધનસંપન્ન છે, તેઓ પોતાના સમયનો દીનજનોના કલ્યાણકાર્યમાં જ વ્યય કરે છે. અને આપણે શું કરીએ છીએ વારુ? કદાચિત્ આપણી બાળાઓ ભ્રષ્ટ અને અનીતિમાર્ગગામિની થઈ જશે, એવા ભયથી આપણી બાળાઓને અગિયાર વર્ષના વયમાં જ પરણાવી દેવાના કાર્યમાં આપણે બહુ જ નિયમિત રહ્યા કરીએ છીએ. પણ મનુની આપણને શી આજ્ઞા છે વારુ? એ જ કે,—"જેટલી સંભાળ અને જેટલા ધ્યાનથી પુત્રોનું પાલન કરવામાં આવે છે અને તેમને શિક્ષણ આપવામાં આવે છે તે જ પ્રમાણે કન્યાઓના પાલન અને શિક્ષણની પણ પુત્રવત્ વ્યવસ્થા થવી જોઇએ." જેવી રીતે ત્રીસ વર્ષના વય પર્યંત બ્રહ્મચર્યનું પાલન કર્યાં પછી પુત્રોને પરણાવવાની અગત્ય છે, તે જ પ્રમાણે કન્યાઓએ પણ બ્રહ્મચર્યને પાળવાની અને પિતૃમાતૃદ્વારા સુશિક્ષિત થવાની આવશ્યકતા છે. કર્ત્તવ્ય આ હોવા છતાં આપણે ખરી રીતે શું કરીએ છીએ વારુ? તમે તમારી સ્ત્રીઓની સ્થિતિને સુધારી શકો એમ છે ખરું કે? જો તમે તમારી સ્ત્રીઓની સ્થિતિને સુધારી શકશો, તો જ કલ્યાણની કાંઇક આશા રાખી શકાશે; અને નહિ તો જેવા તમે અત્યારે છો તેવા ને તેવા અધોગતિમાં જ પડ્યા રહેશો, એ નિશ્ચયપૂર્વક જાણી રાખો.

આપણા દેશમાં જે કોઈ પણ નીચ જાતિમાં જન્મ્યું એટલે તેનું સદાને માટે જ આવી બન્યું જાણી લેવું, એવો પ્રકાર ચાલ્યા કરે છે; અર્થાત્ તેનામાટે ઉન્નતિની કોઈ પણ પ્રકારની આશા હોતી જ નથી. આ સર્વ શામાટે વારુ? આ કેવો ભયાનક અત્યાચાર! આ દેશમાંની પ્રત્યેક વ્યક્તિમાટે ઉન્નતિની શક્યતા, વેળા અને આશા

હોય છે. જે મનુષ્ય આજે સર્વથા દીન અને નિર્ધન હોય છે, તેજ મનુષ્ય આવતી કાલે ધનાઢ્ય, વિદ્વાન્ અને પ્રતિષ્ઠિત થઈ શકે છે. અહીંનો પ્રત્યેક મનુષ્ય દીનજનને સહાયતા આપવામાટે તત્પર રહ્યા કરે છે. આજકાલ આર્યાવર્ત્તમાં એવો એક અખંડ અને ભયંકર પોકાર સંભળાયા કરે છે કે, આપણે દીન છીએ, પરંતુ હું એમ પૂછવા માગું છું કે, દીનજનોના કલ્યાણમાટેનાં પરોપકારક મંડળો ત્યાં કેટલાંક છે વારુ? ભારતવર્ષમાં લક્ષાવધિ દીનજનોનાં સંકટો અને શોકોમાટે અંતઃકરણપૂર્વક કેટલાક લોકો રુદન કરીને અશ્રુ વર્ષાવે છે વારુ? શું આપણે મનુષ્ય છીએ? તે દીનજનોની દુર્દશાને સુધારવામાટે અને તેમના નિર્વાહમાટે આપણે શા પ્રયત્નો કરીએ છીએ વારુ? આપણે તેમને સ્પર્શ માત્ર પણ કરતા નથી અને તેમના સમાગમથી છેટા ને છેટા જ રહીએ છીએ; એટલે પાછો એ જ પ્રશ્ન આવીને ઊભો રહે છે કે, આપણે મનુષ્ય છીએ ખરા કે? ભારતવર્ષમાં જે સહસ્રાવધિ બ્રાહ્મણો છે, તેઓ નીચ જાતિના અથવા હીનસ્થિતિના લોકોના કલ્યાણમાટે શું કરી નાખે છે? 'અસ્પર્શ,' અને 'અસ્પર્શ' એ એક જ રૂઢિવાક્ય નિરંતર તેમના મુખમાં રમી રહેલો દેખાયા કરે છે. એવા એ બ્રાહ્મણોના હસ્તમાં પડીને આપણો શાશ્વત ધર્મ કેટલો બધો નીચ અને અવનત થઈ ગયો છે, એની કલ્પના તમે પણ કરી શકો એમ છે. અત્યારે આપણો ધર્મ શામાં આવીને સમાયો છે વારુ? કેવળ અસ્પર્શ વિના અન્યત્ર ક્યાંય આપણો ધર્મ મળી શકે તેમ છે જ નહિ.

હું આ દેશમાં મારી જિજ્ઞાસાને તૃપ્ત કરવામાટે કિંવા નામના તથા કીર્ત્તિને મેળવવામાટે આવ્યો નથી; પણ ભારતવર્ષમાંનાં સાધનહીન દીનજનોનાં પાલનપોષણમાટેનાં સાધનો મળી શકે છે કે કેમ તે જોવામાટે જ આવ્યો છું. જો ઈશ્વર મને સહાયતા કરશે, તો એ સાધનો શાં અને કેવા પ્રકારનાં છે, તે સમય આવતાં ધીમે ધીમે તમે સારી રીતે જાણી શકશો.

અધ્યાત્મવિદ્યાના વિષયમાં અમેરિકનો આપણા કરતાં બહુ જ ઉતરતા છે, પરંતુ તેમનો સમાજ આપણા કરતાં ઘણો જ ચઢિયાતો છે. આપણે તેમને આપણી અધ્યાત્મવિદ્યાનું શિક્ષણ આપીશું, અને તેમના સમાજમાંની ઉત્કૃષ્ટતાને આપણા સમાજ સાથે મેળવી દઈશું.

તમારો પ્રેમી અને અત્યંત શુભેચ્છક

**વિવેકાનન્દ**

---

યુનાઇટેડ્ સ્ટેટ્સ્ ઑફ્ અમેરિકા
તા. ૧૧ મી જુલાઈ ૧૮૯૪

પ્રિય અ—

* * વ્યવસાયપદ્ધતિ શીખો, મારા તાત! એટલે ભવિષ્યમાં આપણે મહાન્ કાર્યો કરીશું! ગતવર્ષમાં મેં કેવળ બીજારોપણ જ કર્યું હતું; અને આ વર્ષમાં તે વાવેલાને લણવાનો મારો મનોભાવ છે. આ કાર્ય થાય ત્યાં સૂધી ભારતવર્ષમાં શક્ય હોય તેટલા ઉત્સાહને ટકાવી રાખો. કે—ને તેની પોતાની ઇચ્છા પ્રમાણે તેના માર્ગમાં ચાલવા દ્યો; કારણ કે, સમય આવતાં તે પોતાની મેળે જ સરળ અને સત્ય માર્ગમાં આવી જશે. તેના માટેની જવાબદારી મેં મારા માથાપર લઈ લીધી છે. પોતાના અભિપ્રાયમાં દૃઢ રહેવાનો તેનો સંપૂર્ણ અધિકાર છે. તેની પાસે પત્રમાટે લેખ લખાવતા રહેશો; કારણ કે, એ ઉદ્યોગ તેના સ્વભાવને યોગ્ય શાંતિમાં રાખ્યા કરશે! હું તેને આશીર્વાદ આપું છું.

* * **બોસ્ટનની હાર્વર્ડ્ યૂનિવર્સિટીના પ્રોફેસર્ જે. એચ. રાઇટ્** મારા મિત્ર તરીકે અહીં મારા પડખામાં ઊભા રહેનાર પ્રથમ પુરુષ હોવાથી એ વિશેના ઉપકારને દર્શાવનાર એક પત્ર તેમનાપર લખજો અને તેની સાથે આપણી પત્રિકા પણ તેમનાપર મોકલજો.

ડિટ્રોઈટ્માંના વ્યાખ્યાન પ્રસંગે મને ૯૦૦ સેંટ્ એટલે કે ૨૭૦૦ રૂપિયા મળ્યા હતા. બીજાં વ્યાખ્યાનોમાંની પ્રાપ્તિ આ પ્રમાણેની છે; એક વ્યાખ્યાનમાં ૨૫૦૦ સેંટ્ એટલે ૭૫૦૦ રૂપિયા; માત્ર એક જ કલાકમાં આવ્યા, પણ તેમાંથી માત્ર ૨૦૦ ડૉલર મને મળી ચૂકયા છે! અને બાકીના મળવાની આશા નથી; કારણ કે, વ્યાખ્યાન કરાવનારી એક ધૂર્તસંસ્થાએ મને છેતર્યો છે અને તેથી હવે મેં એવાં વ્યાખ્યાન કરવાનું માંડી વાળ્યું છે.

આગામિ વર્ષમાં મારે ઘણા લેખ છપાવવા પડશે. હવે હું નિયમિત રીતે કાર્ય કરવાનો છું..........પ્રબળ ઇચ્છાશક્તિ પ્રત્યેક કાર્યને સિદ્ધ કરશે........જેની સભાઓ નિયમિત રીતે મળ્યા કરે એવા એક સમાજની અવશ્ય તમારે સ્થાપના કરવી જ જોઇએ અને તે વિશે તમારાથી બની શકે તેટલીવાર વારંવાર મને લખી જણાવતા રહેશો. વસ્તુતઃ તમારાથી પ્રાપ્ત કરી શકાય તેટલા ઉત્સાહને પ્રાપ્ત કરજો. માત્ર જૂઠાણાથી ચેતીને ચાલજો. મારા બાળકો! કાર્યમાં પ્રવૃત્ત થાઓ એટલે ઉત્સાહનો અગ્નિ અવશ્ય તમારામાં પ્રજ્વલિત થશે! વ્યવસ્થાકારિણી શક્તિનો આપણ

સ્વભાવમાં સર્વથા અભાવ છે, પરંતુ તેનો આવિર્ભાવ કરવાની અત્યંત આવશ્યકતા છે. ઇર્ષાંનો અભાવ, એ જ કાર્યસિદ્ધિનું મૂળ રહસ્ય છે. તમારા બાંધવોના અભિપ્રાયપ્રતિ સહિષ્ણુતા રાખવામાં નિરંતર તત્પર રહેજો અને સદા સર્વદા સમાધાનને જાળવવાનો પ્રયત્ન કરજો; કારણ કે, કાર્યસિદ્ધિનું સમસ્ત રહસ્ય એ જ છે. વીરતાથી યુદ્ધ કરતા રહો! જીવન સ્વલ્પ હોવાથી તેનો કોઈ મહત્ કારણમાટે જ વ્યય કરો...... આપણને કોઈ પણ પંથ કિંવા સંપ્રદાયમાં ભળી જવાની આવશ્યકતા નથી; છતાં આપણે પ્રત્યેક સંપ્રદાયપ્રતિ સહાનુભૂતિ દર્શાવી તે પ્રત્યેકની સાથે રહીને કાર્ય કરવાની આવશ્યકતા છે.........કાર્ય અને કાર્ય જ કરતા રહો અને પોતાના પ્રેમશસ્ત્રવડે સર્વપર વિજય મેળવી લ્યો.

વિકસિત થવાનો પ્રયત્ન કરો. ગતિ અને વૃદ્ધિ જ જીવનનું એક માત્ર લક્ષણ છે, એ તત્ત્વને નિરંતર સ્મરણમાં રાખો...........દૃઢતાથી આગળ ધસતા રહો. અત્યાર સુધીમાં આપણે આશ્ચર્યકારક કૃતિઓ કરી ચૂક્યા છીએ. વીર આત્માઓ! આગળ વધો અને વિજય આપણે જ મેળવીશું. સમાજોની સ્થાપના તથા વ્યવસ્થા કરો અને કાર્યમાં નિમગ્ન થાઓ; કારણ કે, એ જ આપણી ઉન્નતિનો સત્ય માર્ગ છે.

આ વર્ષના અત્યારના પ્રચલિત સમયમાં મારે વિશેષ વ્યાખ્યાનો આપવાનાં નથી, એટલામાટે લેખિનીના ઉપયોગમાં પ્રવૃત્ત થવાનો અને કાંઇક લખવાનો મારો મનોભાવ છે. અવિશ્રાંતતાથી બહુધા મારો સર્વ સમય હું લેખનકાર્યમાં વીતાડીશ અને ત્યાર પછી જ્યારે શરત્કાળ આવશે અને લોકો પોતાના ગૃહપ્રતિ પાછા ફરશે, તે સમયે પુનઃ હું મારા વ્યાખ્યાનવ્યવસાયનો આરંભ કરીશ અને સાથે કેટલીક સંસ્થાઓની સ્થાપના પણ કરીશ.

હું તમો સર્વને પ્રેમપૂર્વક આશીર્વાદ આપું છું. જો કે હું સર્વને વારંવાર પત્ર લખી શકતો નથી, તો પણ મને નિરંતર સર્વનું સ્મરણ તો થયા જ કરે છે. વળી અત્યારે હું એક સ્થાનમાંથી અન્ય સ્થાનમાં સતત પ્રવાસ કર્યાં કરું છું અને તેથી મારાં પત્રો મને ભિન્ન ભિન્ન સ્થળે જ મળે છે.

કઠિનતાથી કાર્ય કરો; અને પવિત્ર તથા શુદ્ધ થાઓ એટલે તમારા હૃદયમંદિરમાં ઉત્સાહજ્યોતિનો પ્રકાશ પોતાની મેળે જ આવી જશે.

તમારો પ્રેમનિષ્ઠ

**વિવેકાનન્દ**

---

યુનાઇટેડ્સ્ટેટ્સ્ ઑફ્ અમેરિકા
તા. ૩૧ મી ઑગસ્ટ ૧૮૯૪

પ્રિય અ—

* * * * * *

કૅટ તરફથી એક પત્ર મને મળ્યું છે, પરંતુ તેણે પત્રમાં કરેલી પૃચ્છાઓનાં ઉત્તરમાટે એક પુસ્તક લખવાની જ આવશ્યકતા છે. એટલામાટે તમારાદ્વારા હું તેને માત્ર મારા આશીર્વાદ જ પાઠવું છું. તેને એ વિષયનું પુનઃ સ્મરણ કરાવશો કે, મતભેદના વિષયમાં આપણે સંમત છીએ.—અને પરસ્પરવિરોધિ તત્ત્વોમાં પણ શી એકવાક્યતા રહેલી છે, તેના નિરીક્ષણના વિષયમાં આપણો લેશ માત્ર પણ મતભેદ નથી. અર્થાત્ તેની માન્યતા શી છે અને તે શામાં શ્રદ્ધા ધરાવે છે, એ વિશે આપણે કશો પણ વિચાર કરવાનો નથી; કાર્ય જ માત્ર તેણે કોઈ પણ રીતે અવશ્ય કરવાનું છે.

બ,——ગ. ગ., ક—ડૉક્ટર, અને આપણા સર્વ મિત્રો તેમ જ જે મહાન્ અને દેશાભિમાની આત્માઓ પોતાના દેશના કલ્યાણમાટે પોતાના મતભેદો કિંવા પોતાની ભિન્નતાઓને જલસમાધિ આપવાની વીરતા તથા ઉદારતા બતાવી શક્યા છે તે સર્વને મારો સ્નેહ અર્પજો.

* * હવે વ્યવસ્થાપૂર્વક એક લઘુ મંડળની સ્થાપના કરો........તમારે આ સર્વ હીલચાલનો ભાર એક નેતા તરીકે નહિ, કિંતુ એક સેવક તરીકે પોતાના શિરપર ઉપાડવાનો છે. નેતૃત્વનું લેશ માત્ર દશ્ય પણ ઇર્ષાને ઉપજાવનારું થઈ પડે છે અને સમસ્ત પ્રયત્નનો નાશ કરી નાખે છે, એ તમે નથી જાણતા કે શું?...... વિચારોને સર્વ દિશામાં સંપૂર્ણતાથી વિસ્તારીને શનૈઃ શનૈઃ કાર્ય કરો......કાળના વહન સાથે માઇસોર આપણા કાર્યનો એક પ્રબળ દુર્ગ થઈ પડશે........મદ્રાસમાં જેમાં એક પુસ્તકાલયનો જૂદો ઓરડો હોય, કાર્યાલયમાટેનો એક જૂદો ઓરડો હોય, સંન્યાસી થયેલા ઉપદેશકોમાટે અને અભ્યાગત વૈરાગીઓમાટેના ઓરડાની વ્યવસ્થા હોય એવું એક મંદિર બાંધવામાટે માઇસોર તથા અન્ય સ્થાનોમાંથી નાણાં એકઠાં કરો. આવી રીતે તસુ તસુ આગળ વધતાં આપણે પ્રગતિ કરી શકીશું......મારા વીર બાળક! અત્યાર સૂધી તમે જે કાંઈ કર્યું છે તે યોગ્ય જ કર્યું છે. તમને સમસ્ત પ્રકારના બળની પ્રાપ્તિ થશે. * *

આ મારા કાર્યમાટેનું મહત્ ક્ષેત્ર છે અને અહીંનું પ્રત્યેક કૃતકાર્ય ઇંગ્લૅંડમાંના મારા ભાવિ કાર્યના માર્ગને જ તૈયાર કરે છે. * *

તમે જાણો છો કે, મારામાટે જો કોઈ પણ વિશેષમાં વિશેષ આપત્તિ હોય, તો તે ધનને રાખવાની અને તેને સ્પર્શવાની જ આપત્તિ છે; કારણ કે, એ કાર્ય ગ્લાનિજનક અને અવનતિકારક છે. એટલામાટે એ વ્યાવહારિક અને દ્રવ્યવિષયક વિભાગની સત્તાને સંભાળી લે, એવી એક સંસ્થાને અવશ્ય તમારે સ્થાપવી જ જોઇએ. અહીં મારા કેટલાક એવા મિત્રો છે કે જેઓ મારા આવશ્યક વિષયોની સંભાળ રાખે છે. જો મને આ ધન સંબંધના ભયંકર વ્યવહારથી તમે મુક્ત કરશો, તો તેના યોગે મને આ આશ્ચર્યકારક વિશ્રામ મળવાનો સંભવ છે, એ તમે જાણો છો ખરા કે? એટલામાટે તમે જેટલી શીઘ્રતાથી એ સંસ્થાની સ્થાપના કરો અને તે સંસ્થાના સેક્રેટરી તથા કોષાધ્યક્ષ તરીકે મારા અહીંના મિત્રો તથા અનુકંપકો સાથે સીધો પત્રવ્યવહાર ચલાવવામાં જેટલી શીઘ્રતા કરશો; તેટલું તે કાર્ય મારા તથા તમારા–ઉભય–માટે વિશેષ લાભકારક થશે. આ કાર્ય સત્વર કરી નાખો અને એ વિશે મને લખી જણાવો. એ સંસ્થાને કોઈ પણ પંથ કિંવા સંપ્રદાયથી સર્વથા અલિપ્ત હોય તેવું જ કોઈ નામ આપજો. * *

* * તમારા કરણમાટે અનેક મહત્ કૃત્યો તૈયાર છે........હું ધીમે ધીમે તમને કૉલેજના કાર્યથી મુક્ત કરવાની આશા રાખું છું, કે જેથી તમે પોતાનો અને પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવવાની ચિંતાથી મુક્ત થઇને આપણા કાર્યમાટે જ પોતાના સમસ્ત આત્માને સમર્પી શકો. અતએવ કાર્ય કરો, મારા બાળકો! કાર્ય કરો. કાર્યનો જે ખડબચડો ભાગ હતો તે સરળ અને ગોળાકાર ઘડાઈ ગયો છે, એટલે હવે દિવસાનુદિવસ વધારે અને વધારે આગળ ગબડ્યા કરશે. અને જ્યાં સુધી હું પાછો ભારતવર્ષમાં આવું ત્યાં સુધી જો તમે કાર્યને સારા રૂપમાં ચાલતું ને ચાલતું રાખી શકો, તો પછીથી એ કાર્ય અત્યંત વેગપૂર્વક આગળ વધતું રહેશે. તમે આટલું બધું કાર્ય કર્યું છે એટલામાટે હર્ષને ધારણ કરો. જ્યારે તમને કાંઇક પણ ખિન્નતા થતી જણાય, ત્યારે ગત વર્ષમાં શું શું કરવામાં આવ્યું છે, એ વિશેનો વિચાર કરો. કાંઈ નહોતું તેમાંથી આપણે એટલા બધા આગળ વધ્યા છીએ કે, અત્યારે આપણે સમસ્ત વિશ્વની દૃષ્ટિને આપણા પ્રતિ ખેંચાયલી રાખવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યા છીએ. કેવળ ભારતવર્ષ જ નહિ, કિંતુ ભારતવર્ષથી બાહ્ય સમસ્ત સૃષ્ટિ આપણી પાસેથી મહત્ કૃત્યોની આશા રાખે છે.

* * સત્ય સ્નેહ અને એકનિષ્ટતાનો કોઇથી પણ પ્રતિકાર કરી શકાય તેમ નથી. તમે એકનિષ્ઠ છો ખરા કે? મરણ પર્યન્ત નિઃસ્વાર્થ છો ખરા કે? તેમ જ

અંતિમ ઘટિકા પર્યન્ત સ્નેહાલુ છો ખરા કે? જો એમ જ હોય, તો પછી મૃત્યુની ભીતિ પણ રાખશો નહિ. આગળ વધો, કારણ કે, મારા વીર યુવકો! સમસ્ત વિશ્વને પ્રકાશની આવશ્યકતા છે, અને તેની સર્વત્ર માર્ગપ્રતીક્ષા કરાય છે. એ પ્રકાશથી મંડિત હોવાનું માન કેવળ ભરતભૂમિજ ધરાવે છે. એ પ્રકાશ જાદૂ, મંત્રવિદ્યા કિંવા ચમત્કારોમાં રહેલો નથી, કિંતુ ઉચ્ચતમ આધ્યાત્મિક સત્ય–સત્યધર્મના આત્માની મહત્તા–ના શિક્ષણમાં જ રહેલો છે. આ કારણથી જ અનેક પ્રકારના આઘાતોમાંથી નિર્વિઘ્ન પાર પાડીને પરમાત્માએ આજ પર્યન્ત ભારતીય પ્રજાને સુરક્ષિત રાખી છે. હવે સમય આવી લાગ્યો છે. મારા બાળકો! દૃઢ શ્રદ્ધા રાખો કે, તમો સર્વ મહત્ કાર્યો કરવામાટે જ જન્મ્યા છો! ગલુડિયાંના ભસવાથી ભયભીત થશો નહિ, એટલું જ નહિ, પણ આકાશમાંના વજ્રના પ્રહારથી પણ ડગી જશો નહિ અને દૃઢતાથી ઊભા રહીને કાર્ય કર્યાં કરજો.

તમારો સદાનો પ્રેમનિષ્ઠ

**વિવેકાનન્દ**

યુનાઇટેડ્ સ્ટેટ્સ્ ઑફ્ અમેરિકા

તા. ૨૧ મી સપ્ટેંબર ૧૮૯૪

પ્રિય અ—

* * હું આજકાલ એક સ્થળેથી બીજે સ્થળે અખંડ પ્રવાસ અને વ્યાખ્યાન આપવા તથા વર્ગો ચલાવવા ઇત્યાદિ કાર્યો સતત કર્યાં કરું છું.

જે ગ્રંથ લખવાની મેં ધારણા રાખી હતી, તે ગ્રંથની એક પંક્તિ માત્ર પણ હું લખી શક્યો નથી; પણ કદાચિત્ હવે પછી એ ગ્રંથલેખનના કાર્યને હું હાથમાં લઈ શકીશ. અહીંના કેટલાક ઉદારાત્મા તેમ જ પુરાણા વિચારના લોકોમાંના કેટલાકોને મેં મારા ઘણા જ સારા મિત્ર બનાવી લીધા છે. મારો હવે સત્વર જ ભારતવર્ષપ્રતિ પાછા ફરવાનો વિચાર છે. આ દેશમાં મારો જેટલો નિવાસ થયો છે તેટલો પરિપૂર્ણ છે; કારણ કે, અહીંના કાર્યનો અતિશય ભાર મને અશક્ત કરતો જાય છે. અનેક સાર્વજનિક વ્યાખ્યાનો આપવાથી અને તેમાટે વારંવાર ઉતાવળ કરવાથી મને આ અશક્તતા કિંવા નિર્બળતા પ્રાપ્ત થયેલી છે......આ કારણથી જ હું હવે સત્વર ભારતવર્ષમાં આવીશ. જેને હું અતિશય પ્રિય થઈ પડ્યો છું એવો અહીંનો એક જનવર્ગ છે અને તેમની સંખ્યા નિત્ય વધતી જાય છે; અને તેઓ જો હું નિરંતર

અહીં જ રહું તો અતિશય પ્રસન્ન થાય એમ છે. પરંતુ મારી ધારણા એવી છે કે, સાર્વજનિક વર્તમાનપત્રોમાં મારી જે પ્રશંસા અને મારા સાર્વજનિક જીવનની જે નિન્દા અત્યાર સુધીમાં થઈ છે તે પૂર્ણ છે; અને હવે મને એની લેશ માત્ર પણ અપેક્ષા નથી.

* * કોઈ પણ દેશમાં મનુષ્યોની મોટી સંખ્યા કેવળ અનુકંપા દર્શાવવાથી જ કોઈનું કાંઈ કલ્યાણ કરી શકતી નથી. ક્રિશ્ચિયન્ દેશોમાં જે અલ્પસંખ્ય જનો ધનદાન કરે છે, તે બહુધા અમુક પ્રકારના વિશિષ્ટ સ્વાર્થમય ઉદ્દેશથી કિંવા નરકવાસના ભયથી જં કરતા હોય છે. આપણી બંગાળી ભાષામાં એક કહેવત છે કે;–"ગાયને મારી નાખો, તેના ચામડાના જોડા બનાવરાવો અને પછી તે જોડા એક બ્રાહ્મણને દાન તરીકે આપો!" એવો જ પ્રકાર અહીં અને પ્રત્યેક સ્થળે ચાલ્યા કરે છે; અને તેમાં પણ વળી આપણી સાથે સરખાવતાં પાશ્ચાત્યો એ વિષયમાં વિશેષ લોભિષ્ટ વૃત્તિ ધરાવનારા છે. મારી એ એકનિષ્ઠ માન્યતા છે કે, એશિયાટિક લોકો આ વિષયમાં વિશ્વમાંની અન્ય સર્વ પ્રજાઓ કરતાં અત્યંત ઉદાર અને પરોપકારી છે; તેમનામાં ન્યૂનતા માત્ર એટલી જ છે કે, તેઓ દીન અને સાધનહીન છે.

થોડા માસ મારો ન્યૂયૉર્કમાં રહેવાનો વિચાર છે. આ નગર મસ્તક, હસ્ત અને ધનભંડાર છે, એટલે કે, આ નગરમાં વિદ્વાનો, પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને ધનાઢ્ય જનો આદિ સર્વનો સમાન નિવાસ છે. બોસ્ટન્ નગર બ્રાહ્મણપુરીના નામથી ઓળખાય છે અને અહીં અમેરિકામાં એવા લક્ષાવધિ મનુષ્યો છે કે, જેઓ મારા પ્રતિ પૂર્ણ સહાનુભૂતિ ધરાવે છે......ન્યૂયૉર્કનિવાસી જનો અતિશય નિષ્કપટ છે. ત્યાં મારા કેટલાક અત્યંત પ્રભાવશાળી મિત્રો હોવાથી ત્યાં મારાથી શું કરી શકાય છે, તે હવે મારે જોવાનું છે. આ વ્યાખ્યાનના વ્યવસાયનો હવે છેવટે મને કંટાળો આવતો જાય છે. ઉચ્ચતર અધ્યાત્મવિદ્યાના રહસ્યને યથાર્થતાથી પાશ્ચાત્યો સમજી શકે, એ ઘટનાને અતિશય દીર્ઘકાળની આવશ્યકતા છે. તેમના માટે જો કાંઈ પણ સર્વસ્વ હોય, તો તે કેવળ પાઉંડ, શીલીંગ અને પેન્સ જ છે, એટલે કે, કેવળ લક્ષ્મી અને લક્ષ્મી વિના અન્ય કોઈ પણ વસ્તુ તેમને પ્રિય નથી. જો ધર્મ તેમને ધન, આરોગ્ય, સૌંદર્ય અને દીર્ઘ આયુષ્ય આદિ વસ્તુઓ લાવી આપે એમ હોય, તો જ તેઓ ધર્મની આસપાસ આવીને એકઠા થવાના; અને જો તેમ ન હોય, તો ધર્મની તેમને આવશ્યકતા જ નથી. * *

બ—, ગ, ગ, અને આપણા અન્ય સર્વ મિત્રોને મારો ઉચ્ચતમ પ્રેમ આર્પશે.

તમારો શાશ્વત સ્નેહમંડિત
**વિવેકાનન્દ**

યુનાઇટેડ્ સ્ટેટ્સ્ ઑફ્ અમેરિકા
તા. ૨૧ મી સપ્ટેંબર ૧૮૯૪

પ્રિય ક—

આટલી શીઘ્રતાથી સંસારને ત્યાગી દેવાના તમારા નિશ્ચયના સમાચાર સાંભળી હું અત્યંત શોકાતુર થયો છું. જ્યારે ફળ પરિપક્વ થાય છે, ત્યારે જ તે વૃક્ષપરથી નીચે પડે છે. તે જ પ્રમાણે યોગ્ય સમયની માર્ગપ્રતીક્ષા કરો અને થોભી જાઓ. ઉતાવળા ન થાઓ. તેમ જ વળી પોતાનાં બાલિશ કૃત્યોથી અન્યજનોને દુઃખી કરવાનો કોઇને કશો પણ અધિકાર છે જ નહિ. થોભો, ધૈર્યને ધારો, એટલે સમય આવતાં સર્વ યોગ્ય વ્યવસ્થા થઈ જશે. * *

તમારો આશીર્વાદદાતા
**વિવેકાનન્દ**

યુનાઇટેડ્ સ્ટેટ્સ્ ઑફ્ અમેરિકા
તા. ૨૭ મી સપ્ટેંબર ૧૮૯૪

પ્રિય અ—

* * કલકત્તામાં, મારાં વ્યાખ્યાનો અને વચનોનાં જે પુસ્તકો પ્રકટ થયાં છે, તેમાંનાં કેટલાંક પુસ્તકો એવા પ્રકારે છાપવામાં આવ્યાં છે કે, જેમાંથી રાજનૈતિક વિચારોનો ગંધ આવ્યા કરતો હોયની ! એવો ભાસ કદાચિત્ થઈ જાય; પરંતુ સત્ય વાર્ત્તા તો એ છે કે, હું રાજનીતિજ્ઞ (Politician) નથી તેમ જ રાજકીય વિક્ષોભનો ઉત્પાદક પણ નથી. હું કેવળ આત્માનો જ પ્રતિપાદક છું, અને જો આત્મા વ્યવસ્થિત હશે, તો પછી પ્રત્યેક વસ્તુ પોતાની મેળે જ વ્યવસ્થિત થઈ રહેશે..... એટલામાટે કલકત્તાના લોકોને તમારે એ ચેતવણી અવશ્ય આપી જ દેવી કે, મારા કોઈ પણ લેખ કિંવા વચનમાં અસત્ય રીતે રાજનૈતિક વિષયનું લેશ માત્ર ચિહ્ન પણ સંમિશ્રિત થવું ન જોઇએ. આ તે વળી શી મૂર્ખતા !........મેં સાંભળ્યું છે કે,

રેવરંડ્ કાલીચરણ બૅનરજીએ ક્રિશ્ચિયન ધર્મોપદેશકો (મિશનરીઓ) સમક્ષ આપેલા પોતાના એક વ્યાખ્યાનમાં એમ કહ્યું હતું કે, હું રાજકીય વિષયનો એક પ્રતિનિધિ છું. જો પ્રસિદ્ધ રીતે આમ બોલવામાં આવ્યું હોય, તો તે જ પ્રમાણે પ્રસિદ્ધ રીતે (વર્ત્તમાનપત્રદ્વારા) મારીવતી બાબૂ સાહેબને એમ જણાવો કે, 'તમે કરેલા આ આક્ષેપને કલકત્તામાંના કોઈ પણ વર્ત્તમાનપત્રમાં લેખ લખીને સપ્રમાણ સિદ્ધ કરી આપો, અને તેમ ન કરી શકાય તો પોતાના એ બાલિશ વિધાનને પાછું ખેંચી લ્યો!' આ તેમની એક પ્રકારની પ્રપંચયુક્તિ છે! સામાન્ય ભાવે ક્રિશ્ચિયન્ રાજસત્તાઓ વિશે પ્રામાણિકતાથી ટીકા કરતાં મેં થોડાક કર્કશ શબ્દોનો ઉચ્ચાર કર્યો હતો, પરંતુ એનો અર્થ એવો થતો નથી કે, રાજકીય વિષયો અથવા એવી અન્ય વસ્તુઓ સાથે મારો કોઈ પણ પ્રકારનો સંબંધ છે, અથવા તો હું એવા વિષયોનો જ ઇચ્છનારો છું. મારાં તે વ્યાખ્યાનોમાંનાં કેટલાંક અવતરણોને છાપવામાં જેઓ પોતાની મહત્કૃતિ થયેલી માને છે અને એમ કરીને જેઓ મને રાજકીય ઉપદેશક તરીકે સિદ્ધ કરવાની ઇચ્છા ધરાવે છે, તેમને માત્ર હું એટલું જ કહું છું કે, "હે પરમાત્મન્! મારા મિત્રોથી મને બચાવ!!" * *

* * મારા મિત્રોને જણાવજો કે, મારા અધઃપાતને ઇચ્છનારાઓપ્રતિ સમાન મૌન એ જ મારું ઉત્તર સર્વસ્વ છે. જો હું તેમની સાથે '**शठं प्रति शाठ्यं कुर्यात्**' અથવા 'થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ'ના તત્ત્વ પ્રમાણે વર્ત્તીશ, તો તે કૃતિ આપણને તેમની સમાન કક્ષામાં જ લાવી મૂકશે. તેમને કહેજો કે, સત્ય પોતાની મેળે જ ઉપર તરી આવશે અને તેથી મારામાટે કોઇની સાથે પણ વિગ્રહ કરવાની કશી પણ આવશ્યકતા નથી. તેમણે અદ્યાપિ બહુ બહુ શીખવાનું છે; કારણ કે, તેઓ અદ્યાપિ કેવળ બાળકો છે—અદ્યાપિ બાલિશતાયુક્ત સ્વર્ણસ્વપ્નોના મિથ્યા ભાસમાં ભટકયા કરે છે.

* * આ પ્રસિદ્ધ જીવનના મિથ્યાત્વ તથા વર્ત્તમાનપત્રોમાંની પ્રશંસાઓથી હું સંપૂર્ણ કંટાળી ગયો છું. હું શાંત રીતિથી પાછો હિમાલયમાં જવાને આતુર થઈ રહ્યો છું.

તમારો શાશ્વત સ્નેહનિષ્ઠ

વિવેકાનન્દ

વૉશિંગ્ટન્. તા. ૨૩ મી ઑક્ટોબર, ૧૮૯૪

પ્રિય વ—

* * અત્યારે હવે હું તેમના પોતાના ઉપદેશકોમાંનો જ એક ઉપદેશક થઈ ગયો છું. તેઓ સર્વ મને તથા મારા આપેલા શિક્ષણ કિંવા ઉપદેશને ચાહે છે......જેવી રીતે ભારતવર્ષમાં મારી પ્રથા હતી તે જ પ્રમાણે અહીં પણ ઉપદેશ તથા શિક્ષણ આપતો હું એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં એવી રીતે સમસ્ત દેશમાં પ્રવાસ કર્યા કરું છું. લક્ષાવધિ મનુષ્યોએ મારાં વ્યાખ્યાનો લક્ષપૂર્વક સાંભળ્યાં છે અને અત્યંત માયાળુતાભરેલા ઉત્સાહથી મારી ભાવનાઓનો સ્વીકાર કર્યો છે. આ દેશ જો કે અત્યંત ખર્ચાળ છે, છતાં પણ હું જ્યાં જાઉં છું ત્યાં સર્વત્ર પરમાત્મા મારી સર્વ પ્રકારની વ્યવસ્થા જાળવી લે છે.

તમારો અને મારા (લિંબડી, રાજપૂતાનામાંના) સર્વ મિત્રોનો પ્રેમયુક્ત

વિવેકાનન્દ

---

યુનાઈટેડ્ સ્ટેટ્સ્ ઑફ્ અમેરિકા.

તા. ૨૦ મી મે, ૧૮૯૫

મારા પ્રિય સ—

* * હવે હું તમને એક વિલક્ષણ સત્ય વાર્ત્તા જણાવું છું, અને તે એ કે, જ્યારે તમારામાંથી કોઈ પણ રુગ્ણ થાય, ત્યારે તેણે પોતે પોતાને અથવા તો તમારામાંના કોઇએ તેને પોતાની દૃષ્ટિ સમક્ષ ખડો કરવો અર્થાત્ મનશ્ચક્ષુ સમક્ષ ખડો કરવો અને ત્યાર પછી મનોવાણીથી એવો ઉચ્ચાર કરવો અથવા તો એવી અત્યંત સબળ કલ્પના કરવી, કે તે સર્વથા આરોગ્યભોક્તા જ છે. આ ઉપચાર તે ક્ષણે જ તેને રોગમુક્ત કરી નાખશે. તે રુગ્ણ મનુષ્યના જાણવામાં પણ ન આવે તેવી રીતે અથવા તો તેના અને તમારા વચ્ચે સહસ્રાવધિ માઇલોનો અંતરાય હોય તોય એ ઉપચાર સહજ સ્વભાવે તમારાથી કરી શકાય તેમ છે. આ તત્ત્વને સ્મરણમાં રાખો અને કદાપિ રુગ્ણ ન થાઓ * *

પોતાની પુત્રીઓનાં લગ્નના કારણથી સ—આટલો બધો દુઃખી શામાટે છે, તે હું સમજી શકતો નથી. અંતે, જે સંસારબંધનથી તે પોતે મુક્ત થવાની આકાંક્ષા રાખે છે, તે જ મલિન સંસારના બંધનમાં તે પોતાની પુત્રીઓને બદ્ધ કરવાને તૈયાર થયો છે. કેવળ ધિક્કાર, એ જ તેના વિશેનો મારો એક માત્ર અભિપ્રાય હોઈ શકે!

લગ્ન, પછી તે પુત્રનું હોય કે કન્યાનું હોય, પણ હું તો લગ્નના નામ માત્રને જ ધિક્કારું છું. શું તમે એમ કહેવા માગો છો કે, કોઈ પણ પ્રાણીને બંધનમાં નાખી દેવાના કાર્યમાં મારે સહાયતા કરવી? જો તમે એમ ધારતા હો, તો તમે મૂર્ખ છો !! જો મારા બંધુ મ—પરણશે, તો હું મારી સાથેના તેમના સંબંધને તોડી નાખીશ. એ વિશે હું અત્યંત દૃઢ નિશ્ચયપર આવી ચૂકયો છું. * *

તમારો પ્રેમમગ્ન

**વિવેકાનન્દ**

લંડન, ૧૮૯૬

[ ઈ. સ. ૧૮૯૬ ના અંતમાં જ્યારે ડૉકટર બૅરોજ્ ભારતવર્ષમાં વ્યાખ્યાન આપવામાટે પ્રવાસે આવ્યા હતા, તે વેળાએ સ્વામીજીએ કલકત્તામાંના 'ઇન્ડિયન્ મિરર્'—ભારતીય દર્પણ—નામક વર્તમાનપત્રમાં એક પત્રદ્વારા એ માનનીય અતિથિને પોતાના દેશબાંધવોને પરિચય કરાવ્યો હતો અને તેમને એ અતિથિનો યોગ્ય સત્કાર કરવા વિશેનો ઉપદેશ આપ્યો હતો. પોતાના એ પત્રમાં તેમણે અન્ય વિષયો સાથે નીચે પ્રમાણે લખ્યું હતું:— ]

**મિસ્ટર સી. બોની** 'જગત્મેળા'માં પરિષદ્ ભરવામાટેની પોતાની મહતી યોજનાને પાર પાડવામાટે અને તેમાં સંપૂર્ણ વિજય મેળવવામાટે જે અત્યંત યોગ્યતાવાન્ યોદ્ધાને ચૂંટી શકયો હતો, તે અન્ય કોઈ નહિ, પણ એ જ ડૉકટર બૅરોજ્ હતો; અને એ જગત્મેળાના પ્રસંગે જે જે પરિષદો ભરવામાં આવી હતી, તેમાંની એ ડૉકટર બૅરોજ્ના અગ્રેસરત્વ કિંવા નેતૃત્વતળે ભરાયલી પરિષદ્ કેવી સર્વોત્કૃષ્ટ અને અદ્વિતીય હતી, એ તો હવે એક ઐતિહાસિક સત્ય સમાન ઘટના જ થઈ પડી છે.

પાર્લામેન્ટ જે એક મહા વિજયરૂપ થઈ પડી, તે કેવળ એ ડૉકટર બૅરોજ્ના મહાન્ આત્મબળ, અશ્રાંત ઉદ્યોગ, અવિભંગ ધૈર્ય અને અપ્રતિહત સહિષ્ણુતા તથા સભ્યતાનું જ પરિણામ હતું.

અત્યાર સુધીમાં ભારતવર્ષ, ભારતવાસી અને તેમની ભાવનાઓ જેટલા પ્રમાણમાં જગત્નાં જાણવામાં આવ્યાં હોય, તેના કરતાં તે વસ્તુઓ ચિકાગોમાં મળેલા આશ્ચર્યકારક સંમેલનદ્વારા અત્યંત દૃઢતાથી જગત્ના જાણવામાં આવી છે; અને એ રાષ્ટ્રીય લાભમાટે તે સંમેલનમાંની અન્ય કોઈ પણ વ્યક્તિ કરતાં અવશ્ય આપણે ડૉકટર બૅરોજ્ના જ અત્યંત આભારી છીએ.

વળી તે આપણી પાસે ધર્મના નામ સાથે અને માનવજાતિના મહાન્ શિક્ષકોમાંના એકના નામ સાથે આવે છે અને તેથી મારો દૃઢ નિશ્ચય છે કે, નાઝ્‌રથના પયગંબરની ધર્મપદ્ધતિનો તેના મુખથી ઉદાર અને ઉચ્ચાશયયુક્ત પ્રકાશ જ બહાર પડશે. આ પુરુષ ક્રાઇસ્ટની શક્તિને ભારતવર્ષમાં લાવવા ધારે છે; પરંતુ તેમાં ભેદ એટલો જ કે, તે જે ક્રાઇસ્ટશક્તિને ત્યાં લાવવા ધારે છે, તે શક્તિ સર્વથા અસહનશીલ અને પોતા વિના અન્ય સર્વ વસ્તુઓપ્રતિ ધિક્કારથી ભરેલી અને કેવળ પોતાને જ ઉચ્ચ તરીકે ઓળખાવનારી નીચ શક્તિ નથી; કિંતુ તે એક એવા પ્રકારની બંધુશક્તિ છે કે, પ્રથમથી જ ભારતવર્ષમાં જે વિવિધ શક્તિઓ કાર્ય કરી રહી છે તેમની સાથે એક સહકારિણી તરીકે મળી એક બંધુ તરીકેના સ્થાનને મેળવવા ઇચ્છનારી કલ્યાણી શક્તિ છે. આ સર્વ ઉપરાંત આપણે એ તત્ત્વનું પણ દૃઢતમ સ્મરણ રાખવાનું છે કે, કૃતજ્ઞતાભાવ અને અતિથિસત્કાર, એ આપણ ભારતવર્ષીયોના સર્વથા ઉત્તમ અને વિશિષ્ટ સદ્‌ગુણો છે; અને તેથી હું મારા દેશબાંધવો પાસેથી એટલી જ યાચના કરું છું કે, તેમણે એવા પ્રકારનું વર્ત્તન કરી બતાવવું કે, જેના યોગે ભૂગોલના અન્ય ભાગમાંથી આવતો એ વિદેશીય પુરુષ સારી રીતે જોઈ શકે કે, અત્યારે જો કે આપણે દુઃખ, દીનતા અને અવનતિના ભયંકર ચક્રમાં આવી પડ્યા છીએ; છતાં જે પુરાતન કાળમાં ભારતવર્ષની સંપત્તિ એક કહેવત સમાન હતી અને ભારતવર્ષ આર્યોની ભૂમિ હતી, તે સમયની ઉષ્ણતાનો આજે પણ ભારતીયોના હૃદયમાં તેવો જ નિવાસ છે; અર્થાત્ અમારા તે કાળના સદ્‌ગુણો અન્ય વસ્તુઓના જવા સાથે ચાલ્યા ગયા નથી.

---

(એક અમેરિકન્ અબળાને લખાયલું પત્ર)

લંડન, તા. ૧૩ મી ડિસેંબર ૧૮૯૬

પ્રિય શ્રીમતિ,—

આપણે કેવળ નીતિક્રમની ભાવનાને સ્વીકારી લેવાની છે એટલે એના યોગે અન્ય સર્વ વસ્તુઓ સ્પષ્ટ થઈ જાય છે.

ત્યાગ, અપ્રતિકાર અને અહિંસા, એ સર્વ સાંસારિકતા, પ્રતિકાર અને હિંસાબુદ્ધિની આનુક્રમિક ન્યૂનતાદ્વારા પ્રાપ્ત કરવાની આદર્શ ભાવનાઓ છે. આ આદર્શભાવનાને દૃષ્ટિ સમક્ષ સ્થિર રાખો અને તદનુસાર કૃતિ કરતા રહો. કોઈ પણ મનુષ્ય વિશ્વમાં પ્રતિકાર, હિંસા અને આસક્તિ વિના રહી કે જીવી શકતું નથી. ઉપર્યુક્ત

આદર્શભાવનાનો સમાજમાં સાક્ષાત્કાર કરી શકાય, તેટલી ઉચ્ચ અવસ્થામાં અદ્યાપિ આ સૃષ્ટિ આવેલી નથી.

વિશ્વની પોતાના દુર્ગુણોદ્વારા થતી પ્રગતિ જો કે ધીમે ધીમે પરંતુ દૃઢતાપૂર્વક વિશ્વને એ આદર્શભાવનામાટે યોગ્ય બનાવતી જાય છે. બહુજનસંખ્યાને તો એ મંદગતિથી જ ઉન્નતિના પ્રદેશમાં જવું પડશે,—અને જેઓ અપવાદરૂપ મનુષ્યો હશે, તેઓ જ માત્ર વસ્તુઓની વર્ત્તમાનસ્થિતિમાં જ એ આદર્શ ભાવનાનો સાક્ષાત્કાર કરવામાટે સમુદાયમાંથી બહાર નીકળી શકશે.

સમયાનુસાર કર્ત્તવ્યનું પાલન કરવું, એ સર્વોત્કૃષ્ટ માર્ગ છે; અને જો માત્ર કર્ત્તવ્ય ધારીને જ એ કર્ત્તવ્યનું પાલન કરવામાં આવે, તો તેથી આપણામાં આસક્તિનો ઉદ્ભવ થતો નથી.

સંગીત સર્વથી શ્રેષ્ઠકળા છે, અને જેઓ તેને સમજે છે તેમના માટે તે સર્વોત્કૃષ્ટ ઉપાસના છે.

અજ્ઞાન અને દુર્ગુણને નષ્ટ કરવામાટેના આપણે આપણાથી બની શકતા સર્વ પ્રયત્નો કરવા જોઇએ. આપણે માત્ર એટલું જ શીખવાનું છે કે, સદ્ગુણની વૃદ્ધિથી દુર્ગુણનો સર્વથા નાશ થઈ જાય છે.

તમારો પ્રેમનિષ્ઠ

**વિવેકાનન્દ**

આલ્મોરા. તા. ૨૯ મી મે, ૧૮૯૭

મારા પ્રિય ડૉકટર સ—

તમારું પત્ર અને તમે મોકલેલી દવાની બે બાટલીઓ મને વખતસર મળ્યાં. ગત સંધ્યાકાળથી મેં તમારી ઔષધિ લેવાનો આરંભ કર્યો છે. એક ઔષધ કરતાં બે ઔષધોનું મિશ્રણ, હું આશા રાખું છું કે, કાંઇક વધારે સારું પરિણામ નિપજાવશે.

* * પ્રભાત અને સંધ્યાકાળ ઉભય સમયે અશ્વારોહણ કરી વિશેષ વ્યાયામનો મેં આરંભ કરી દીધો છે; અને એ વ્યાયામના આરંભ પછી ખરેખર આગળ કરતાં મારી પ્રકૃતિમાં ઘણી જ સારી સુધારણા થતી જાય છે. એ વ્યાયામના આરંભના પ્રથમ સપ્તાહમાં જ મને એટલી બધી સ્વસ્થતા જણાઈ હતી કે, જ્યારે હું બાલ્યકાળમાં 'કુસ્તી' કરતો હતો, તે પછીના અત્યાર સુધીના કાળમાં એવી સ્વસ્થતાનો મને ભાગ્યે જ સાક્ષાત્કાર થયો હશે. એ ઔષધિના સેવનથી મને વસ્તુતઃ એવો જ

ભાસ થવા માંડ્યો કે, શરીરને ધારણ કરવું તે પણ ખરેખર એક પ્રકારનો અલૌકિક આનંદ જ છે. મારી પ્રત્યેક ગતિમાં મને બળનો આવિર્ભાવ થયેલો જણાયો હતો, અને સ્નાયુની પ્રત્યેક ગતિ આનંદદાયિની હતી. જો કે મારી પૂર્વની આનંદમય લાગણી કેટલેક અંશે શમી ગઈ છે, છતાં મને લાગે છે કે, મારામાં બળ આવતું જાય છે. બળની પરીક્ષા કરતાં મેં ગ, ગ અને ન—ને એક ક્ષણ માત્રમાં જ નીચે પછાડી નાખ્યા હતા. દાર્જીલિંગમાં મને નિરંતર એવો જ ભાસ થયા કરતો હતો કે, હું તે જ મનુષ્ય નથી; એટલે કે, મારા આગળના અને અત્યારના શરીરમાં અતિશય પરિવર્તન થઈ ગયું છે. અહીં મને એમ લાગ્યા કરે છે કે, મારામાં રોગનો કશો પણ અંશ છે જ નહિ, પરંતુ તે ઉપરાંત પણ મારામાં એક લક્ષમાં રાખવા જેવું પરિવર્તન થયું છે. શય્યામાં પડતાંની સાથે જ નિદ્રા આવી જાય, એ સ્થિતિનો મને મારા સમસ્ત જીવનમાં એકવાર પણ પરિચય થયો નહોતો. મારા માટે એવો જ નિયમ હતો કે, શય્યામાં પડ્યા પછી પણ ઓછામાં ઓછા બે કલાક તો મારે પાસાં બદલવામાં વીતાડવા જ જોઇએ. (પ્રથમ માસમાં) કેવળ મદ્રાસથી દાર્જીલિંગ સુધી એવી અવસ્થા હતી કે, મસ્તકને ઓશીકાનો સ્પર્શ થતાંની સાથે જ તત્કાળ નિદ્રા આવી જતી હતી. એ તત્કાળ નિદ્રિત થઈ જવાનો સ્વભાવ અત્યારે હવે સર્વથા ચાલ્યો ગયો છે અને મારી પાસાં બદલવાની જૂની ટેવ તથા રાત્રિના ભોજન પછી ઉષ્ણતા થવાની સ્થિતિ પાછી આવીને મારા આગળ ઊભી રહી છે. દિવસના ભોજન પછી મને લેશ માત્ર પણ ઉષ્ણતા જણાતી નથી. અહીં એક ફલારણ્ય હોવાથી અહીં આવતાંની સાથે તરત જ મેં હમેશના કરતાં વિશેષ પ્રમાણમાં ફલાહાર કરવાનો આરંભ કર્યો હતો. પરંતુ અત્યારે હવે અહીં કેવળ અખરોટ વિના બીજી જાતનું ફળ મળી શકતું નથી, અને એટલામાટે બીજી વિવિધ જાતિનાં ફળો નૈનિતાલથી મંગાવવાનો હું પ્રયત્ન કરું છું. જો કે અહીં દિવસના સમયમાં ભયંકર ઉષ્ણતા હોય છે, છતાં પણ મને જળની તૃષા લાગતી નથી........એકંદર વિચાર કરતાં મને પોતાને તો એમ જ લાગ્યા કરે છે કે, મારામાં દિવસે દિવસે અત્યંત બળ, પ્રફુલ્લતા અને ઉત્સાહવર્ધક આરોગ્યતા આદિનો પુનરુદ્ભવ થતો જાય છે; માત્ર મને જે ભય થાય છે, તે એટલો જ કે, અતિશય દુગ્ધનો આહાર કરવાથી મારા શરીરમાં મેદની વૃદ્ધિ થતી જાય છે. જે—જે કાંઇ પણ લખતો હોય, તેનું લેશ માત્ર પણ શ્રવણ કરશો નહિ; કારણ કે, તે પોતે વિષણ્ણ ચિત્તનો મનુષ્ય છે અને પ્રત્યેક મનુષ્યને પોતાના જેવો જ બનાવવા ઇચ્છે છે. મેં બરફીના ચોસલાનો લખનૌમાં માત્ર સોળમો ભાગ

ખાધો હતો અને આલ્મોરામાં મને જે અસ્વસ્થતા પ્રાપ્ત થઈ, તે કેવળ એ બરફી ખાવાનુંજ પરિણામ હતું, એવો જે–મહાશયનો અભિપ્રાય હતો. જે––અલ્પકાળમાં જ અહીં આવવાનો છે, અને હવે તેને મારા હાથમાં લેવાનો મારો વિચાર છે. કદાચિત્ ધીમે ધીમે મારા શરીરમાં મેલેરિયા જ્વરનો અધિકાર થશે, એવી મારા હૃદયમાં શંકા રહ્યા કરે છે. આલ્મોરામાં પ્રથમ સપ્તાહમાં મારી પ્રકૃતિ જરાક અસ્વસ્થ રહી હતી, એનું અમુક અંશે મેં 'તિરાઈ'ના માર્ગે પ્રવાસ કર્યો, એ જ કારણ હોવું જોઈએ. ગમે તેમ હોય, પણ અત્યારે હવે મારા શરીરમાં બળનો વિશેષ અને વિશેષ આવિર્ભાવ થતો જાય છે. જે વેળાએ હું નિસર્ગસૌન્દર્યથી મંડિત હિમશિખરના અગ્ર ભાગમાં ધ્યાનમગ્ન અવસ્થામાં ઉપનિષદોમાંના,––**"न तस्य मृत्युर्न जरा न व्याधिः प्राप्तं हि योगाग्निमयं शरीरम्!"**––"તેને મૃત્યુ, જરા કિંવા વ્યાધિ છે જ નહિ; કારણ કે, તેણે યોગના અગ્નિથી વ્યાપ્ત દેહને પ્રાપ્ત કરેલો છે!" ઇત્યાદિ વાક્યોને ગંભીરતાથી ઉચ્ચારતો હોઉં, તે વેળાયે, ડૉકટર! તમારે મારું અવલોકન કરવાની આવશ્યકતા છે.

કલકત્તામાં રામકૃષ્ણ મિશનની સભાઓની થયેલી કૃતકાર્યતાને જાણીને મને અતિશય આનંદ થયો છે. એ મહત્ કાર્યમાં જેઓ સહાયતા આપે છે, તેમનાપર સર્વ આશીર્વાદોની વૃષ્ટિ થાઓ. * *

તમારો પરમાત્મમય સ્નેહમંડિત

**વિવેકાનન્દ**

(શ્રી રામકૃષ્ણની ગીતાનાં પૃષ્ઠો વિશે મ—ને લખેલું પત્ર.)

દેહરાદૂન. તા. ૨૪મી નવેમ્બર, ૧૮૯૭

મારા પ્રિય મ—

તમારા દ્વિતીય નિબંધમાટે હું તમને અનેક ધન્યવાદ આપું છું. એ નિબંધ વસ્તુતઃ આશ્ચર્યજનક છે. તમારું વલન સર્વથા નૂતન પ્રતિભાથી મંડિત છે; તમે અત્યારે જેવું જીવનચરિત્ર લખો છો, તેવા પ્રકારનું લેખકના મનોવિકારના સ્પર્શથી સર્વથા અલિપ્ત અને નિષ્કલંક રહેલું કોઈ પણ મહાન્ ઉપદેશકનું જીવનચરિત્ર અદ્યાપિ જનસમાજની દૃષ્ટિ સમક્ષ આવ્યું નથી. એ ઉપરાંત તમારી ભાષા પણ નૂતન, તીવ્ર અને સ્પષ્ટ હોવાથી અતિશય પ્રશંસનીય છે, એમાં લેશ માત્ર પણ શંકા નથી.

મને શ્રીરામકૃષ્ણગીતાનાં એ પૃષ્ઠો વાંચીને જે આનંદ તથા હર્ષ થયો છે, તે હું યોગ્ય શબ્દોમાં અત્યારે દર્શાવી શકું તેમ છે જ નહિ. જ્યારે પણ હું એ પૃષ્ઠોનું વાંચન કરું છું, ત્યારે જાણે હું કોઈ અન્ય લોકમાં જ વિચરતો હોઉંની! એવો જ મને ભાસ થયા કરે છે; અને એ આશ્ચર્યજનક ઘટના નથી કે શું? આપણા એ ઉપદેશક અને સ્વામી એવા તો પ્રતિભાસંપન્ન હતા કે, આપણામાંના પ્રત્યેકને પ્રતિભાસંપન્ન થવું પડશે અથવા તો અસ્તિત્વહીન થઈ જવું પડશે. આપણામાંના કોઇએ પણ અત:પૂર્વ એમનું જીવનચરિત્ર લખવાનો પ્રયત્ન શા કારણથી ન કર્યો, તે હવે મારા સમજવામાં આવે છે. આ મહત્ કાર્ય કરવાનું, આ જીવનચરિત્ર લખવાનું તમારામાટે જ રાખી મૂકવામાં આવ્યું હતું. તેઓ પ્રત્યક્ષ તમારી સાથે જ છે.

તમારો પ્રેમ અને નમસ્કારયુક્ત

વિવેકાનન્દ

**તા. ક.**—સૉક્રેટિસના સંવાદોમાં સર્વત્ર પ્લેટો અને પ્લેટો જ વ્યાપ્ત છે; તમે સર્વથા આવૃત્ત થઈ ગયા છો. આમ છતાં એમાંનો નાટ્યભાગ અતિશય સુંદર છે, અને એ વાંચીને અહીંના તેમજ પાશ્ચાત્યજનો એક સરખી રીતે પ્રસન્ન થાય છે.



# ગીતા વિશે કેટલાક વિચારો

[ જ્યારે ઇ. સ. ૧૮૯૭ માં સ્વામીજી કલકત્તામાં હતા, તે વેળાએ તેઓ બહુધા રામકૃષ્ણ મિશનના મઠમાં જ વસતા હતા કે જે મઠ આલમબાજાર નામક સ્થાનમાં હતો. તે સમયમાં અનેક તરુણ ગૃહસ્થો ત્યાં અભ્યાસમાટે આવતા હતા. તેમણે બ્રહ્મચર્ય તથા સંન્યાસની પ્રતિજ્ઞા કરી હતી અને સ્વામીજી તેમને પોતાના ભાવિ કાર્યાર્થે તૈયાર કરવામાટે યોગ્ય શિક્ષણ આપતા હતા. તેઓ ભગવદ્‌ગીતા અને વેદાંતનું ઉદ્‌ઘાટન કરી તેમને યોગમાર્ગના અભ્યાસની શિક્ષા પણ આપતા હતા. એ પ્રસંગે તેમણે બંગાળી ભાષામાં ભગવદ્‌ગીતા વિશે એક વ્યાખ્યાન આપ્યું હતું કે જેનો સારાંશ મઠમાંની નિત્યની નોંધપોથીમાં નીચે પ્રમાણે આપેલો છે. ]

'ગીતા' નામથી વિખ્યાત જે ગ્રંથ ઉપલબ્ધ છે, તે **મહાભારત**નો એક ભાગ છે. **ભગવદ્‌ગીતાના** રહસ્યને યથાર્થતાથી સમજી લેવામાટે પ્રથમ કેટલીક અન્ય વસ્તુઓને જાણી લેવાની આવશ્યકતા છે. હવે **ગીતા** એ **મહાભારતમાંનો** જ એક ભાગ છે કે કેમ, એ આપણે જોવું જોઇએ. ગીતાનો કર્તા વેદવ્યાસ જ હતો કે પછી કોઇએ પાછળથી આ ભાગ **મહાભારતમાં** ઘુસેડી દીધો છે, એનો વિચાર આપણે પ્રથમ કરવો જોઇએ. તે જ પ્રમાણે શ્રીકૃષ્ણ નામક કોઈ પણ વ્યક્તિ અસ્તિત્વમાં હતી કે એ એક કલ્પનાસૃષ્ટિમાંની જ વ્યક્તિ છે, એનું પણ આપણે નિરીક્ષણ કરવું જોઇએ. તૃતીય પ્રશ્ન એ છે કે, **ગીતામાં** વર્ણવ્યા પ્રમાણે કુરુક્ષેત્રમાં ખરેખર જ યુદ્ધ થયું હતું કે કેમ તેમ જ અર્જુન તથા ઇતર પાત્રો ખરેખર જ ઐતિહાસિક છે કિંવા નહિ, એનો વિચાર પણ આપણે અવશ્ય કરવો જ જોઇએ.

હવે આવા પ્રકારની વિચારપૂર્વક પૃચ્છાની એટલી બધી તે શી આવશ્યકતા છે, એ પ્રથમ દર્શાવવું જોઇએ. વેદવ્યાસ નામની અનેક વ્યક્તિઓ થઈ ગયેલી છે એ તો આપણે જાણીએ છીએ જ; એટલે હવે એમનામાંનો બાદરાયણ **વ્યાસ** જ ગીતાનો કર્તા હતો કિંવા દ્વૈપાયન **વ્યાસ** હતો, એનો નિર્ણય અવશ્ય થવો જ જોઇએ. **વ્યાસ** એ તો કેવળ એક ઉપપદ જ છે. કોઇએ પણ જ્યાં એક નવીન પુરાણની રચના કરી એટલે તે પુરાણનો રચયિતા **વ્યાસના** નામથી ખ્યાતિમાં આવતો. **વિક્રમાદિત્ય** પણ એવા જ પ્રકારનું એક સામાન્ય નામ છે. **ગીતાના** વિષયમાં એક બીજો મુદ્દો પણ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે, અને તે એ કે, તેની શ્રી આદ્ય શંકરાચાર્યે

પોતાની વિખ્યાત ટીકા કરીને તેને પ્રસિદ્ધિમાં લાવવાનો યત્ન કર્યો, ત્યાં સુધી સામાન્ય જનોમાં ગીતાવિશે એટલો બધો પૂજ્યભાવ અસ્તિત્વ ધરાવતો નહોતે. તેની પૂર્વે બોધાયને કરેલી ગીતાની ટીકા ઉપલબ્ધ હતી, એ વાર્ત્તા સિદ્ધ થાય તો ગીતાનું પ્રાચીનત્વ અને વ્યાસનું ગીતાકર્તૃત્વ સિદ્ધ થવાનો માર્ગ વિશેષ સરળ અને સુલભ થવાનો સંભવ છે. બોધાયને વેદાંતસૂત્રપર ભાષ્ય લખ્યું હતું; અને એ ભાષ્યના આધારે જ શ્રીરામાનુજે પોતાના શ્રીભાષ્યની રચના કરી હતી. શ્રીશંકરાચાર્યે પણ પોતાના ભાષ્યમાં એ ભાષ્યનો નામનિર્દેશ કરીને સ્થળે સ્થળે તેમાંનાં અવતરણો પણ આપેલાં છે. એ ભાષ્યવિશે સ્વામી દયાનંદે પણ અનેકવાર વાદવિવાદ કર્યો હતો; પરંતુ સમસ્ત આર્યાવર્ત્તમાં પ્રવાસ કર્યા છતાં મને એની માત્ર એક પ્રત પણ મળી શકી નથી. જે પ્રતના આધારે શ્રીરામાનુજે પોતાનું ભાષ્ય લખ્યું હતું, તે પ્રત પણ ઉદ્ધઇની ખાધેલી હતી, એમ કહેવામાં આવે છે. બોધાયનકૃત વેદાંતસૂત્રના ભાષ્ય વિશેની આવી સ્થિતિ હોવાથી ગીતાપરના તેના ભાષ્યના અસ્તિત્વને સિદ્ધ કરવાનો યત્ન સર્વથા વ્યર્થ જ છે. કેટલાકોનો વળી એવો પણ આક્ષેપ છે કે, શ્રી આદ્ય શંકરાચાર્યે જ ભગવદ્ગીતાની રચના કરેલી હોઇને તેમણે જ તેને મહાભારતમાં મેળવી દીધી છે.

ભગવાન્ શ્રીકૃષ્ણ નામક વ્યક્તિના અસ્તિત્વના સંબંધમાં પણ સંશયને વિપુલ સ્થાન મળી શકે એમ છે. છાંદોગ્યોપનિષદ્માં, દેવકીનો પુત્ર કૃષ્ણ ઘોરનામા નામક યોગી પાસેથી અધ્યાત્મવિદ્યા શીખતો હતો, એવા પ્રકારનો ઉલ્લેખ છે; અને મહાભારતમાંનો કૃષ્ણ દ્વારિકાનો રાજા હતો. વિષ્ણુપુરાણમાંનો કૃષ્ણ આપણને ગોપીઓ સાથે ક્રીડા કરતો દેખાય છે; અને તે જ પ્રમાણે ભાગવતમાં કૃષ્ણની રાસલીલાનો સવિસ્તર વૃત્તાંત લખાયલો મળી આવે છે. પ્રાચીન કાળમાં આપણા દેશમાં 'મદનોત્સવ' નામનો જે એક ઉત્સવ ઊજવવામાં આવતો હતો તે જ ઉત્સવનું વર્ણન બહુધા શ્રીકૃષ્ણના ગળામાં બાંધી દેવાયલું હોવું જોઇએ. તે જ પ્રમાણે રાસલીલા તેમ જ અન્ય અનેક કથાઓનાં જાળાં તેની આસપાસ નહિ જ રચાયાં હોય, એનો નિશ્ચય કોણ કરાવી શકે એમ છે વારુ? પ્રાચીન કાળમાં કોઈ પણ વિષયની ઐતિહાસિક દૃષ્ટિથી ચર્ચા કરીને તેની સત્યાસત્યતાના નિર્ણયની પ્રવૃત્તિનો આપણામાં બહુધા અભાવ જ હતો અને એટલામાટે કોઈ પણ પ્રકારના પ્રમાણ વિના જ પોતાની બુદ્ધિમાં આવે તે વાર્ત્તા કોઈ પણ ગમે તે રૂપમાં રજૂ કરી દે, એવી એક પ્રકારની પદ્ધતિ જ પડી ગઈ હતી. તે જ પ્રમાણે તે કાળમાં બહુધા મોટા નામની કિંવા કીર્તિની પણ કોઇને વિશેષ અપેક્ષા રહેતી નહોતી. એટલામાટે કોઈ પણ એક ગ્રંથ લખે અને તેને

પોતાના ગુરુ અથવા તો અન્ય કોઇના પણ નામથી પ્રકટ કરે, એવો જ પ્રકાર થયા કરતો હતો. એવા પ્રકારની પરિસ્થિતિમાં કોઈ પણ વિષયની ઐતિહાસિક દૃષ્ટિથી ચર્ચા કરીને સત્યને શોધી કાઢવા ઇચ્છનારમાટે ઘણી ઘણી અડચણો એ માર્ગમાં આવીને ઉભી રહે, એ સર્વથા નિર્વિવાદ છે. પ્રાચીન કાળમાં ભૂગોલનું જ્ઞાન અત્યંત અલ્પ પ્રમાણમાં હતું. તે કાળમાં કેવળ કલ્પનાને યથેચ્છ વિહરવાની પૂર્ણ સ્વતંત્રતા મળેલી હતી. મધુસમુદ્ર, ક્ષીરસમુદ્ર, ઘૃતસમુદ્ર અને દધિસમુદ્ર આદિ એ ઇતસ્તતઃ ભટકતી કલ્પનાનાંજ ફળો છે. પૂર્વે મનુષ્યનું આયુષ્ય દશ હજાર વર્ષનું થતું હતું, એવું વર્ણન પુરાણોમાં મળી આવે છે. તેમ જ પુરાણોમાં કોઈ કોઇને તો વળી લક્ષાવધ વર્ષોનું આયુષ્ય પણ અપાયલું છે. **"शतायुर्वै पुरुषः"** ('પુરુષનું આયુષ્ય સો વર્ષનું છે,') એવો વેદોનો અભિપ્રાય છે. એવી સ્થિતિમાં સત્યનું શું શોધન કરી શકાય વારુ ? એ રીતે શ્રીકૃષ્ણના સંબંધમાં પણ નિશ્ચયપૂર્વક કાંઈ પણ કહી શકાય તેમ નથી જ.

કોઈ પણ મહાપુરુષના સત્ય ચારિત્ર્યમાં અનેક પ્રકારના કાલ્પનિક અને લોકોત્તર ગુણોનો આરોપ કરવો જ, એ માનવ સ્વભાવ જ બની ગયો છે. શ્રીકૃષ્ણના સંબંધમાં પણ એમ જ થયેલું હોવું જોઇએ; તથાપિ શ્રીકૃષ્ણ એક રાજ્યાભિષિક્ત પુરુષ હતો, એ માત્ર સર્વથા સંભવનીય છે; કારણ કે, પ્રાચીનકાળમાં આપણા દેશમાં રાજાઓ જ વિશેષતઃ બ્રહ્મજ્ઞાનનું સંપાદન કરતા હતા. અહીં એક બીજો મુદ્દો પણ ખાસ કરીને ધ્યાનમાં રાખવા યોગ્ય છે અને તે એ કે, ભગવદ્‌ગીતાનો કર્ત્તા ભલે ને ગમે તે હોય, તથાપિ તેમાંનું વિવેચન તો સમસ્ત મહાભારતના આશય સાથે સુસંગત છે જ. એથી મહાભારતકાળમાં કોઈ પણ મહાપુરુષનો ઉદ્‌ભવ થયેલો હોઇને તે સમયના જનસમાજને તેણે ગીતાના રૂપે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરેલો હોવો જોઇએ, એટલું અનુમાન આપણાથી કોઈ પણ પ્રકારના સંશય વિના કરી શકાય એમ છે. બીજો પણ એક ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય વિષય એ છે કે, પ્રાચીન કાળમાં જેમ જેમ ભિન્ન ભિન્ન પંથો અસ્તિત્વમાં આવવા લાગ્યા, તેમ તેમ તેઓ પોતપોતાનાં ભિન્ન ભિન્ન શાસ્ત્રોનો પણ પ્રચાર કરતા ગયા. કાળે કરીને એ પંથો કાળના ઉદરમાં અદૃશ્ય થયેલા હોવા જોઇએ અને તેમનાં શાસ્ત્રોનો પણ લોપ થયેલો હોવો જોઇએ, અથવા તો પંથોનો લોપ થતાં કેવળ શાસ્ત્રગ્રંથો જ અવશિષ્ટ રહેલા હોવા જોઇએ. ગીતા એવા જ પ્રકારના કોઈ એક પંથનો શાસ્ત્રગ્રંથ હોય, તો તે વાર્તા શક્ય છે. અર્થાત્ તે પંથે એ ગ્રંથના રૂપે પોતાની ઉચ્ચ અને ઉદાત્ત કલ્પનાઓની ગુંથણી કરેલી હોવી જોઇએ.

હવે કુરુક્ષેત્રમાં થયેલા યુદ્ધ સંબંધના ત્રીજા મુદ્દા તરફ આપણે વળીએ. એ વિશેનો કયાંય પણ કશો વિશેષ પૂરાવો આપવામાં આવ્યો નથી; તથાપિ કુરુ અને પાંચાલ એ ઉભય વચ્ચે એક યુદ્ધ થયું હતું, એ વાર્તા માત્ર નિઃસંશય છે. એના સંબંધમાં બીજા પણ એક મુદ્દાની ચર્ચા ચાલ્યા કરે છે અને તે એ કે, જે સ્થાનમાં ઉભય સૈન્યો કેવળ યુદ્ધારંભની સૂચનાની જ માર્ગપ્રતીક્ષા કરતાં ઉભાં હોય તેવા સ્થાનમાં જ્ઞાન, ભકિત અને યોગ સમાન ગહન વિષયો વિષયક વાદવિવાદ થાય, એ શકય છે ખરું કે? તેમ જ રણભૂમિના પ્રચંડ નાદમાં કૃષ્ણ અને અર્જુનના પરસ્પર ચાલેલા સંવાદને શબ્દશઃ ઉતારી લેવામાટે ત્યાં કોઇ લઘુ લિપિ લેખક ઉપસ્થિત હતો કે શું? કેટલાકોનો તો એવો જ અભિપ્રાય છે કે, કુરુક્ષેત્રમાંનું એ યુદ્ધ તે કેવળ એક રૂપક જ હોવું જોઇએ. તેમના મત પ્રમાણે માનવી મનમાં શુભ અને અશુભનું જે નિરંતર યુદ્ધ ચાલ્યા કરે છે, તે જ એ મહાભારતીય યુદ્ધ છે અને ગીતામાં એ જ અંતસ્થ અર્થ વ્યક્ત કરાયલો છે, એવું કેટલાકોનું કથન છે. હવે જો એવા અર્થને સ્વીકારવામાં આવે, તોપણ તે યુક્તિવાદથી વિરુદ્ધ તો નથી જ.

આપણા ચોથા મુદ્દા વિશેનો વિચાર કરતાં અર્જુન તથા અન્ય વ્યક્તિઓ ઐતિહાસિક હતી કે કેમ, એ વિશે શંકાને ધારણ કરવાનો સંપૂર્ણ અવકાશ છે, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. 'શતપથ બ્રાહ્મણ' એક પ્રાચીન ગ્રંથ છે, અને અશ્વમેધ યજ્ઞ કોણે કોણે કર્યો છે, તે સર્વની સૂચી એ ગ્રંથમાં આપેલી છે. એટલે કે, એ સૂચીમાં અર્જુન અને અન્ય વ્યક્તિઓનો કયાંય નામનિર્દેશ સુદ્ધાં પણ મળી શકતો નથી. તથાપિ એ ગ્રંથમાં અર્જુનના પૌત્ર અને પરીક્ષિતના પુત્ર જનમેજયનું નામ મળી આવે છે. યુધિષ્ઠિર, અર્જુન અને અન્ય કેટલીક વ્યક્તિઓએ અશ્વમેધ યજ્ઞ કર્યા વિશેનો ઉલ્લેખ મહાભારતમાં છે.

આ સ્થળે અન્ય પણ એક વાર્ત્તા વિશેષે કરીને ધ્યાનમાં રાખવા યોગ્ય છે, અને તે એ કે, આપણા પ્રધાન હેતુ સાથે આવા પ્રકારની ઐતિહાસિક ચર્ચાનો કોઇ પણ પ્રકારનો સંબંધ નથી. ધર્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી, એ જ આપણો પ્રધાન ઉદ્દેશ છે. કદાચિત્ ઐતિહાસિક દૃષ્ટિથી એ સર્વ વાર્ત્તાઓ એકવાર સર્વથા અસત્ય જ સિદ્ધ થઈ જાય, તોપણ આપણી દૃષ્ટિથી એથી આપણી કિંચિન્માત્ર પણ હાનિ થવાનો સંભવ નથી. જ્યારે આમ જ છે, તો પછી આવા પ્રકારની ઐતિહાસિક ચર્ચા આપણે કરવી જ શામાટે, એવો એક પ્રશ્ન કદાચિત્ તમે ઉપસ્થિત કરશો, તો તેનું ઉત્તર એટલું જ કે, આપણે સત્યને શોધવાનું છે. અજ્ઞાનજાળમાં અટવાઇને બીજી જ કલ્પ-

નાને છાતી સાથે બાંધી લેવાનું આપણને કાંઈ પણ કારણ નથી. આવા પ્રકારની ચર્ચાને આપણા દેશમાં કોઈ વિશેષ માન આપતું નથી. અનેકોને કલ્યાણકારક થનાર શાસ્ત્રોપદેશ કરવો હોય, તો તેમાં અસત્ય બોલવાથી પણ કશો વાંધો આવતો નથી, એવી કેટલાક પંથોની માન્યતા છે. જો એમ કરવાથી શાસ્ત્રોપદેશનું કાર્ય અધિક સુલભતાથી થવાનો સંભવ હોય, તો અસત્ય વાદમાં વિશેષ પાતક નથી, એવો તેમનો અભિપ્રાય છે. તેમની દૃષ્ટિથી અંતિમ સિદ્ધિ જ મહત્ત્વની છે અને સાધનો ગૌણ છે. એ કારણથી જ અનેક તંત્રગ્રંથોના આરંભમાં "મહાદેવે પાર્વતીને કહ્યું;—" એવા પ્રકારનું વાક્ય જોવામાં આવે છે; છતાં પણ સત્યનું શોધન, એ આપણો પ્રધાન આશય હોવો જોઇએ. જે કેવળ સત્ય હોય, તેનો જ સ્વીકાર કરવો, એવી દૃષ્ટિ આપણે રાખવી જોઇએ. અંધવિશ્વાસની એટલી બધી સત્તા છે કે, જેજ઼સ્ ક્રાઇસ્ટ્, મહંમદ પયગંબર અને એવા જ બીજા મહાપુરુષો પણ એ અંધવિશ્વાસના સપાટામાંથી બચી શકયા નથી. અર્થાત્ પુરાતન કાળની કલ્પનાઓનો તેમનાથી પણ ત્યાગ કરી શકાયો નથી. એટલામાટે આપણે કેવળ સત્યમાં જ દૃષ્ટિ રાખીને અંધવિશ્વાસનો સંપૂર્ણ ત્યાગ કરી દેવો જોઇએ.

હવે ગીતાગ્રંથમાં શું કહેવાયું છે, એ વિશેનો આપણે વિચાર કરવો જોઇએ. ઉપનિષદ્ગ્રંથોનું અવલોકન કરતાં અનેક પ્રકારના વિષયોના ગુંચવાડામાંથી એકાદ મહત્તત્ત્વ તત્કાળ આપણને મળી આવે છે. અમુક એક ઘનઘોર અરણ્યમાં ભટકતાં કાંટાના જાળામાં કિંવા ઝાંખરામાં ગુંચવાઈ ગયેલું એકાદ ગુલાબનું ફૂલ અચાનક દેખાય છે, તે જ પ્રમાણે અનેક અસંબદ્ધ વિષયોના ખીચડામાંથી એકાદ સુંદર તત્ત્વ ઉપનિષદ્ગ્રંથોમાં આપણને મળી આવે છે; પરંતુ ગીતાની વાર્તા ઉપનિષદ્ગ્રંથોથી સર્વથા ભિન્ન છે. જેવી રીતે અનેક સુંદર પુષ્પોને સુંદરતાથી ગુંથીને એક મહાસુંદર સુમનમાળા તૈયાર કરવામાં આવે છે, તે જ પ્રમાણે ગીતાએ એ સર્વ તત્ત્વરત્નોને યથાયોગ્ય સ્થળે ગુંથીને તેમની નયનમનોહર તત્ત્વમાળા જ તૈયાર કરેલી છે. ઉપનિષદોમાં સ્થળે સ્થળે શ્રદ્ધા વિશેનું વિવેચન મળી આવે છે; પરંતુ ભક્તિનો બહુધા તેમાં કયાંય કશો પણ ઉલ્લેખ છે જ નહિ. ગીતામાં ભક્તિનો વારંવાર ઉલ્લેખ કરાયલો છે; એટલું જ નહિ, પણ ભક્તિમાર્ગના રહસ્યની અત્યુચ્ચ પરિસીમા કેવળ ગીતામાં જ પ્રાપ્ત થઈ શકે છે.

હવે ગીતામાં પ્રમુખત્વથી કયાં તત્ત્વોનું પ્રતિપાદન કરાયલું છે, તે આપણે જોઇએ. ગીતા કાળથી પૂર્વે જે તત્ત્વગ્રંથો અસ્તિત્વમાં હતા, તેમના કરતાં ગીતામાં

વિશેષ શું છે, એ વિશેના ઊહાપોહની અતિશય આવશ્યકતા છે. ગીતાના કાળથી પૂર્વે પણ યોગ, જ્ઞાન અને ભક્તિ ઈત્યાદિ અનેક પંથો અસ્તિત્વમાં હતા અને તેવા પ્રત્યેક પંથના પુષ્કળ અનુયાયી પણ હતા. આપણો માર્ગ સર્વથી અધિક શ્રેષ્ઠ છે, એ ઝગડો એ સર્વ પંથોમાં પ્રતિદિવસ ચાલ્યા જ કરતો હતો. એ સર્વ માર્ગોની એકવાક્યતા કરવાનો યત્ન કદાપિ કોઇએ કર્યો નહોતો. પરંતુ ગીતાના કર્ત્તાએ સર્વથી પ્રથમ એ એકીકરણનો પ્રયત્ન કર્યો. ગીતાકાળમાં અસ્તિત્વ ધરાવતા સર્વ પંથોમાં જે જે ઉત્કૃષ્ટ તત્ત્વો હતાં, તે સર્વને અંગીકારીને તેમની માળા ગુંથવાનું કાર્ય ભગવદ્ગીતાના કર્ત્તાએ કર્યું છે. પરંતુ જે સ્થળે ભગવાન્ શ્રીકૃષ્ણનો આ સમન્વયનો યત્ન સિદ્ધ થયો નથી; તે સ્થળે તેની પૂર્તિ શ્રી રામકૃષ્ણ પરમહંસે આ ઓગણીસમી સદીમાં સંપૂર્ણતાથી કરેલી છે.

નિષ્કામ કર્મ, એ ગીતામાંનું બીજું પ્રધાન તત્ત્વ છે. નિષ્કામ કર્મ એટલે શું, એ વિશે ભિન્ન ભિન્ન લોકોની ભિન્ન ભિન્ન માન્યતા છે. કેટલાક લોકો એમ કહે છે કે, જેમાં કોઈ પણ ધ્યેય કિંવા સાધ્યને સાધવાનું ન હોય, તે નિષ્કામ કર્મ. નિષ્કામ કર્મનો અર્થ જો ખરેખર એવો જ હોત, તો અંતઃકરણશૂન્ય પશુ અથવા ભીંત આદિ નિષ્કામ કર્મના કરનારનાં ઉત્કૃષ્ટ ઉદાહરણ જ થઈ પડત; બીજા કેટલાક લોકો નિષ્કામ કર્મના વિષયમાં જનક રાજાનું ઉદાહરણ આપે છે, અને તેઓ પોતે જાણે જનકતુલ્ય હોયની! એવો જ ભાસ કરાવતા હોય છે! કેવળ અનેક બાળકોના જન્મદાતા થઇને જ જનક રાજાએ એ પદવી મેળવી નથી; પણ આપણા આજકાલના નિષ્કામ કર્મ કર્ત્તાઓ કેવળ અડધો ડજન કે ડજન બાળકોના પિતા થઇને જ જનકની પદવીને પડાવી લેવાની ચેષ્ટા કરતા હોય છે! નહિ, 'નિષ્કામ કર્મ'નો આવો અર્થ છે જ નહિ. પશુસમાન કર્મ કરવું, પાષાણ સમાન નિશ્ચલ હોવું, અથવા તો અંતઃકરણશૂન્ય બની જવું, તે નિષ્કામતા નથી. નિષ્કામવૃત્તિ તામસી નહિ, પણ સત્ત્વગુણપ્રધાન છે, એ ધ્યાનમાં રાખવું જોઇએ. જે પુરુષ ખરેખર નિષ્કામ થયેલો હોય, તેના હૃદયમાં જગત્માંની યચ્ચયાવત્ વ્યક્તિઓ વિશે પ્રેમ અને અનુકંપાનો વાસ હોવો જ જોઇએ. તેના ચિત્તની એ સ્થિતિનું સત્ય રહસ્ય બહુધા સામાન્ય જગત્ના સમજવામાં આવતું નથી. અનેક માર્ગોનું એકીકરણ અને નિષ્કામ કર્મ, એ ગીતામાંનાં બે પ્રધાન તત્ત્વો છે.

હવે આપણે ગીતાના દ્વિતીય અધ્યાયમાંથી થોડુંક વાંચન કરીએ.

**संजय उवाच ॥**

**"तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।**
**विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः" ॥ १ ॥**

**श्रीभगवानुवाच ॥**

**"कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।**
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्त्तिकरमर्जुन ॥ २ ॥**
**क्लैब्यं मास्मगमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप "॥ ३ ॥**

સંજયે કહ્યું કે;–"દયા તથા શોકથી ઉભરાઈ જતા, અશ્રુધારાથી મંદદષ્ટિ થયેલા અને ખેદાતુર અર્જુનનેં મધુસૂદને આ વચનો કહ્યાં;–" (૧)

શ્રી ભગવાને કહ્યું કે;—"હે અર્જુન! અયોગ્ય સમય તથા અયોગ્ય સ્થાનમાં, અનાર્ય લોકોએ સેવેલું, સ્વર્ગપ્રાપ્તિને અટકાવનારું તથા અપકીર્ત્તિ કરાવનારું' આ પાપ તને ક્યાંથી આવીને વળગ્યું? (૨)

"હે પાર્થ! નપુંસકતાને પ્રાપ્ત ન થા; આ તારામાં શોભતું નથી; તેથી હે પરંતપ! આ હૃદયની દુર્બળતાને ત્યાગીને તું ઊભો થા."

**"तं तथा"** ઇત્યાદિ શબ્દોથી આરંભેલા આ શ્લોકમાં અર્જુનની સત્ય સ્થિતિનું ચિત્ર કેટલી સહૃદયતાથી આલેખાયલું છે, એનો તમો જ વિચાર કરી લ્યો. એ પછી ભગવાન્ શ્રી કૃષ્ણે **"क्लैब्यं मास्मगमः"** આદિ શબ્દોથી અર્જુનને યુદ્ધમાં પ્રવૃત્ત કરવાનો યત્ન કર્યો છે. આ શબ્દોવડે ભગવાન્ અર્જુનને શા કારણથી યુદ્ધમાં પ્રવૃત્ત કરે છે, એમ જો કોઈ પ્રશ્ન કરે, તો તેનું ઉત્તર એજ છે કે, અર્જુનને જે યુદ્ધવિન્મુખતા પ્રાપ્ત થઈ હતી, તે સત્ત્વગુણમાંથી પ્રવૃત્ત થઈ નહોતી, તેનામાં સત્ત્વગુણની અધિકતા નહોતી, કિંતુ તેની એ પ્રવૃત્તિ કેવળ તમોગુણપ્રધાના જ હતી. જેની બુદ્ધિમાં સત્ત્વગુણ પ્રમુખતાથી આરૂઢ થયેલો હોય, તેને જીવન કિંવા આયુષ્યમાંના સર્વ પ્રસંગો એકસરખા જ ભાસતા હોય છે. તેની સંપત્તિ તથા વિપત્તિના સમયમાં સમાનસ્થિતિ જ હોય છે અને તેની શાંતિનો કદાપિ ભંગ થતો જ નથી. પરંતુ અર્જુનની મનઃસ્થિતિ એવા પ્રકારની નહોતી; તેના હૃદયમાં દુર્બળતાએ પ્રવેશ કર્યો હતો. તેની યુદ્ધ કરવાની ઇચ્છા નહોતી, એમ તો નહોતું જ; તે યુદ્ધ કરવામાટે જ રણભૂમિમાં આવ્યો હતો, એ એક જ ઘટનાથી તેના મનની સ્થિતિનું પરીક્ષણ થઈ શકે એમ છે. આપણા જેવા સામાન્ય મનુષ્યોના જીવનકાળમાં પણ એવા

પ્રસંગો અનેકવાર આવતા કિંવા ઉદ્‌ભવતા હોય છે. એવા પ્રસંગે, આપણે સાત્ત્વિક છીએ, એવો ભ્રમ પુષ્કળ લોકોને થતો હોય છે; પરંતુ ખરી રીતે તેઓ સાત્ત્વિક હોવાને બદલે તામસી જ હોય છે. મલિનતાથી વર્ત્તનારા અનેક લોકો પોતાને પરમહંસ સમજતા હોય છે; કારણ કે, પરમહંસની અવસ્થામાં મનુષ્યો ઉન્મત્ત સમાન અથવા તો ગલીચ માણસ પ્રમાણે વર્ત્તતા હોય છે, એવું શાસ્ત્રોનું કથન છે. પરમહંસો બાળવૃત્તિના હોય છે, એમ શાસ્ત્રોએ તો કહેલું છે; પણ એ તુલના કેવળ એકપક્ષીય છે. એનું વિસ્મરણ થવા દેવું ન જોઇએ. પરમહંસ અને અલ્પવયસ્ક બાળકો સર્વ પ્રકારે સમાન જ છે, એવો ભ્રમ કદાપિ થવા દેશો નહિ. કેવળ બાહ્યતઃ તેમની વૃત્તિઓ સમાન દેખાતી હોય છે; પરંતુ તત્ત્વતઃ પરમહંસ અને બાળક એક બીજાથી દક્ષિણ ધ્રુવ અને ઉત્તર ધ્રુવ જેટલા અંતરપર હોય છે. પરમહંસ જ્ઞાનથી પણ પર સ્થિતિમાંના હોય છે, અને બાળકને જ્ઞાનની રૂપરેષા પણ અવગત હોતી નથી. પ્રકાશકિરણોનાં અત્યંત મંદ અને અત્યંત તીવ્ર એ બન્ને આંદોલનો આપણા દૃષ્ટિમાર્ગથી બાહ્ય જ હોય છે; પરંતુ તીવ્ર આંદોલનમાં ઉષ્ણતાની અતિશય પરસીમા થયેલી હોઇને મંદ આંદોલનમાં ઉષ્ણતાનો વિશેષ અંશ માત્ર પણ હોતો નથી. એ સ્થિતિ સત્ત્વ અને તમ એ બે ગુણોનાં સ્વરૂપને લાગૂ પડે છે. કેવળ બાહ્યતઃ તેમનું સ્વરૂપ કેટલેક અંશે સમાન દેખાય છે, પરંતુ તેમના સત્ય સ્વરૂપમાં અવની અને આકાશ જેટલો અંતરાય રહેલો છે, એ સ્મરણમાં રાખવું જ જોઇએ. તમોગુણની સત્ત્વગુણના વેશમાં વિહરવાની વારંવાર મોહાત્મક ઇચ્છા થઈ આવે છે; અને એ નિયમ પ્રમાણે અર્જુનમાં દયાના રૂપે તમોગુણનો ઉદ્‌ભવ થયો હતો.

અર્જુનના હૃદયમાં જે તમોગુણની વ્યાપ્તિ થઈ હતી અને તેના યોગે તેને જે મોહ પ્રાપ્ત થયો હતો, તેને કાઢી નાખવામાટે ભગવાને કેવો ઉપાય કરેલો છે તે જુઓ. કોઈ એક મનુષ્ય પાપી હોય, તો તેને 'તું પાપી છે,' એવો ઉપદેશ આપીને તેને હીણવાથી કશો પણ લાભ થતો નથી, એમ હું તમને વારંવાર કહ્યા કરું છું, એ તો તમારા સ્મરણમાં હશે જ. એથી વિરુદ્ધ એવા મનુષ્યમાં જે અંતસ્થ ચૈતન્યશક્તિ રહેલી હોય છે, તે શક્તિમાં આપણે તેના ચિત્તને એકાગ્ર કરવું જોઇએ. ભગવાન્ અર્જુનને કહે છે કે;–"આ નપુંસકતા તને શોભતી નથી. તું અવિનાશી આત્મા છે; તારા એ સત્ય આત્મભાવનું તને વિસ્મરણ થઈ ગયું છે, અને તેના યોગે તું પોતાને પાપી માને છે, તેમ જ શરીર તથા મનનાં કષ્ટોવડે દુઃખને પ્રાપ્ત થાય છે." ભગવાન્ વળી આગળ વધીને કહે છે કે; "क्लैब्यं मास्मगमः पार्थ"।

"હે પાર્થ! તું તારા પોતામાં નિર્વીર્યતાનો સંચાર થવા દઇશ નહિ. જો ખરેખર જ પાપ નામને યોગ્ય કોઈ પણ એક સ્થિતિ હોય, તો તે સ્થિતિ કેવળ દુર્બળતા જ છે; અર્થાત્ દુર્બળતા એ જ એક પાપ છે. તારામાં રહેલું ગુપ્ત ચૈતન્ય જે જે કાર્યવડે વ્યકત દશાને પ્રાપ્ત થાય છે, તે સર્વ કાર્ય પુણ્યરૂપ છે; અને જેના યોગે તારા મન અથવા શરીરમાં દુર્બળતાનો ઉદ્ભવ થાય છે, તે કાર્ય પાપ રૂપ છે, એ તારે નિરંતર ધ્યાનમાં રાખવું. એટલામાટે સર્વથી પ્રથમ તું હૃદયમાંના એ દૌર્બલ્યને ત્યાગી દે. તું વીર હોવાથી તારામાં આ નપુંસકતા શોભતી નથી." મારા બાળકો! "**क्लैब्यं मास्मगमः पार्थ नैतत्त्वय्युपपद्यते**"। એ એક જ ઉપદેશનો જો તમે સમસ્ત વિશ્વમાં ઘોષ કરો, તો જગત્‌માંના સર્વ રોગ, દુઃખ અને પાતકો આ અવનીતલપરથી ત્રણ દિવસના અલ્પ અવધિમાં જ પલાયન કરી જશે! દૌર્બલ્યવિષયક એ સમસ્ત કલ્પનાઓ તત્કાળ ભૂતલશાયી થઈ જશે! અત્યારે એ દૌર્બલ્યના કંપો સર્વત્ર ઉદ્ભવ્યા કરે છે, એટલે એ કંપના પ્રવાહને આપણે પાછો વાળી દેવો જોઇએ. જો એ પ્રવાહ પાછો વળી જાય, તો શો ચમત્કાર થવાનો સંભવ છે તે જરા જુઓ! તમો સર્વશકિતમાન્ છો; એટલે પછી તમે સાક્ષાત્ તોપના મોઢામાં પણ ચાલ્યા જાઓ, તોપણ તમને શાની ભીતિ છે વારુ? કોઈ એક મહાભયંકર પાપી હોય, તોપણ તેના વિશે કદાપિ દૂષણબુદ્ધિને ધારશો નહિ. તેના બાહ્ય આવરણમાં લાગી રહેલી તમારી દષ્ટિને અંતર્વર્ત્તિની કરી નાખો. તે આવરણના અંતર્ભાગમાં જે પરમાત્મા રહેલો છે, તેનો સાક્ષાત્કાર કરો. સમસ્ત વિશ્વને ઉચ્ચ ઘોષથી માત્ર એટલુંજ કહો કે; "તમે પાપી નથી અને તમારામાં દુઃખનો વાસ નથી. વિશ્વમાંના સકળ સામર્થ્યના ઝરણ તમે જ છો. જાગૃત થાઓ અને તમારામાંના એ સામર્થ્યને વ્યકત દશામાં લાવો."

"**क्लैब्यं मास्मगमः पार्थ नैतत्त्वय्युपपद्यते।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप**"॥

—એ એકજ શ્લોક જો કોઈ વાંચે, તો માત્ર તેટલાથીજ તેને ગીતાના પાઠનું પુણ્ય પ્રાપ્ત થાય એમ છે. ગીતામાં જે અનેક તત્ત્વોનો ઊહાપોહ કરવામાં આવ્યો છે, તે સર્વનું રહસ્ય આ એકજ શ્લોકમાં સમાવિષ્ટ થયેલું છે.

# ભક્તિ*



આ વિશ્વમાં અનેક ધર્મો અસ્તિત્વ ધરાવે છે, તેમના માત્ર પૂજનના પ્રકારોમાંજ ભેદ હોય છે; પરંતુ વસ્તુતઃ તે સર્વ ધર્મોની એકવાક્યતા જ છે. કેટલેક સ્થળે લોકો દેવાલયો બંધાવે છે અને પૂજા કરે છે, કેટલાંક સ્થાનોમાં અગ્નિપૂજાનો પ્રઘાત છે, અને અન્ય કેટલાંક સ્થાનોમાં અનેક દેવદેવતાઓની પ્રતિમાઓ બેસાડીને તેમને દંડવત્ પ્રણામ કરવામાં આવે છે. એ ઉપરાંત કેટલાક નિરીશ્વરવાદીઓ પણ છે. એ સર્વ પંથો વસ્તુતઃ ખરા જ છે; કારણ કે, એમનામાંના પૂજાપ્રકારના અંતસ્થ હેતુ અને અંતસ્થ ધર્મમાં જ તમે ધ્યાન આપો, તો એ સર્વમાં કેવળ એક જ સત્ય વ્યાપી રહેલું છે, એમ તરત તમારા જોવામાં આવી શકે એમ છે. કેટલાક ધર્મો એવા છે કે, તેમનામાં પરમેશ્વરના પૂજનના પ્રકારનો સર્વથા અભાવ છે; એટલું જ નહિ પણ પરમેશ્વરનું અસ્તિત્વ પણ તેમને માન્ય નથી; પરંતુ એ ધર્મોમાં પણ જે કેટલાક મહાપુરુષો થઈ ગયા છે, તેમનું પૂજન પરમેશ્વર પ્રમાણે જ થતું હોય છે. એવા પ્રકારના ધર્મોનું જો કોઈ સારામાં સારું ઉદાહરણ હોય, તો તે બૌદ્ધ ધર્મ જ છે. ભક્તિની વ્યાપ્તિ સર્વ ધર્મોમાં છે. પછી તે ભક્તિ પરમેશ્વરવિશેની હોય કિંવા મહાપુરુષોવિશેની હોય, તે એક જૂદી વાત છે. સારાંશ કે, ઉપાસનાને સર્વ ધર્મોએ પ્રમુખ સ્થાન આપેલું છે અને જ્ઞાન કરતાં ભક્તિનો માર્ગ અધિક સુખકર પણ છે. દ્રવ્યસંપાદનમાટે વિશેષ પ્રકારની અનુકૂલ પરિસ્થિતિ અને દીર્ઘ પરિશ્રમની આવશ્યકતા હોય છે. હવે જો યોગનો વિચાર કરીએ, તો અત્યંત સુદૃઢ પ્રકૃતિ અને સાંસારિક બંધનોથી સંપૂર્ણ મુક્તતા એ બે વસ્તુઓ વિના

---

* પંજાબમાંના સિયાલકોટ નગરમાં સ્વામીએ આપેલું વ્યાખ્યાન. પંજાબ તથા કાશ્મીરમાંથી આવેલા આમંત્રણને સ્વીકારી સ્વામી વિવેકાનંદે કેટલાક દિવસ તે ભાગોમાં પ્રવાસ કર્યો હતો. કાશ્મીરમાં તેઓ એક માસ સૂધી રહ્યા હતા અને કાશ્મીરના મહારાજા તથા તેમના બંધુઓ સ્વામીશ્રીના કાર્યની અત્યંત પ્રશંસા કરી હતી. ત્યાંથી તેઓ મૂરી, રાવલપિંડી, અને જમ્મૂ આદિ સ્થાનોમાં ગયા હતા; અને એ સર્વ સ્થાનોમાં તેમણે વ્યાખ્યાનો આપ્યાં હતાં. એ પછી તેઓ સિયાલકોટમાં આવ્યા અને ત્યાં એક અંગ્રેજીમાં અને એક હિંદી ભાષામાં એવી રીતે તેમણે બે વ્યાખ્યાનો આપ્યાં. સિયાલકોટમાં તેમણે હિંદી ભાષામાં આપેલા વ્યાખ્યાનનો વિષય 'ભક્તિ' હતો અને તે વ્યાખ્યાનનો જ આ અનુવાદ છે.

યોગવિદ્યા કદાપિ સાધ્ય થતી નથી; પરંતુ ભક્તિમાર્ગમાં એવી કોઈ પણ પ્રકારની અડચણ ન હોઈને સંસારમાંની સર્વ પરિસ્થિતિઓમાં એ ભક્તિને સાધ્ય કરી શકાય છે. 'ઈશ્વરમાં પરમ અનુરાગ' એ પ્રમાણેની ભક્તિની વ્યાખ્યા **શાંડિલ્ય** ઋષિએ કરેલી છે. **પ્રહ્લાદ**ની વ્યાખ્યા પણ એ જ અર્થને સૂચવનારી છે. એક દિવસ એક મનુષ્યને અન્ન ન મળે, તો તેની શી સ્થિતિ થાય છે; અથવા તો જો કોઇનો પુત્ર મરી જાય તો તેના હૃદયમાં કેવા પ્રકારની વેદનાઓ થાય છે, એ ઘટનાને ધ્યાનમાં લાવો. સત્ય પરમેશ્વરભક્તના હૃદયમાં પરમેશ્વરના દર્શનમાટે નિરંતર એવા જ પ્રકારની વેદનાઓ થતી હોય છે. ભક્તિનો સત્ય ઉપયોગ ચિત્તશુદ્ધિ છે. જ્યાં પરમેશ્વર વિષયક સત્ય ભક્તિ નિર્માણ થઈ, એટલે પછી ચિત્તશુદ્ધિમાટે અન્ય ઉપાયોની આવશ્યકતા જ નથી. ભક્ત કહે છે કે:-"હે પરમેશ્વર! તું અનંત નામોથી ઓળખાય છે; તથાપિ તેમાંના પ્રત્યેક નાંમમાં તારુંજ સામર્થ્ય ભરેલું હોઇને, તારું પ્રત્યેક નામ અત્યંત ગૂઢ અને ગહન અર્થથી ભરેલું છે." ભક્તિને કોઈ પ્રકારના ઉપાધિની આવશ્યકતા નથી. કાળ અથવા સ્થળના વિચારને ચિત્તમાં ન લાવતાં આપણે નિરંતર પરમેશચિંતનમાં જ લીન રહેવું જોઇએ.

પરમેશ્વરનું સ્વરૂપ અનેક નામોથી ઓળખવામાં કિંવા જાણવામાં આવતું હોય, તો પણ એ ભેદ કેવળ બાહ્ય છે, એ તો આરંભમાં જ મેં કહેલું છે. પોતપોતાના માર્ગવિશે પ્રત્યેકને, કેવળ આપણો માર્ગ જ મુક્તિલાભનો નિશ્ચિત ઉપાય છે, એવો પોતપોતાના ધર્મ કિંવા પંથવિશે ભાસ થતો હોય છે; પરંતુ એ સર્વના મૂળમાં શું રહેલું છે, એનો વિચાર કરીએ, તો ત્યાં તો કેવળ એક જ સત્યનો નિવાસ આપણને મળી આવે છે. શૈવો શિવને જ સર્વશકિતમાન્ માને છે; વૈષ્ણવોના અભિપ્રાય પ્રમાણે કેવળ વિષ્ણુ જ સર્વશક્તિમાન્ છે અને દેવીભકતોની માન્યતા અનુસાર માત્ર દેવીમા જ વિશ્વના સર્વ સામર્થ્યની એકત્રતા થયેલી હોય છે. દ્વેષબુદ્ધિ ભક્તિના માર્ગમાં ભયંકર પ્રતિબંધરૂપ છે. જેના ચિત્તમાંથી દ્વેષબુદ્ધિનો સર્વથા લોપ થઈ ગયેલો હોય છે, તેને જ પરમેશ્વરની પ્રાપ્તિ થાય છે; પરંતુ એવી સ્થિતિમાં પણ પોતાના ઇષ્ટદેવનું પૂજન જ આવશ્યક છે. હનુમાન્ કહે છે કે:-"**શિવ**, **વિષ્ણુ** અને **રામ** એ સર્વ એક જ છે, એ હું સારી રીતે જાણું છું; તથાપિ મેં તો કમલનેત્ર **રામચંદ્ર**ને જ મારા હૃદયમાં ધારણ કરેલા છે!" પ્રત્યેક મનુષ્યને જન્મથી જ તેના પોતાના વિશેષ ભાવો પ્રાપ્ત થયેલા હોય છે, અને તેના તે ભાવો મરણપર્યન્ત અવિચળ રહે છે. "**स्वभावो दुरतिक्रमः**" એ વચન તો તમારા જાણવામાં હશે જ. વિશ્વમાં અનેક

ધર્મોની ઉત્પત્તિ થવાનું મૂળ કારણ એ જ છે. ઈશ્વર કરે અને સમસ્ત વિશ્વનો એક જ ધર્મ થવાની વેળા ન આવે તેમાં જ કલ્યાણ છે. જો સમસ્ત વિશ્વનો એક જ ધર્મ થઈ જાય, તો સર્વત્ર તેથી અસમાધાન અને અશાંતિનો જ ઉદ્દ્ભવ થવાનો. અત્યારની અનેકતામાં પણ જે એકતાનતા મળી આવે છે, તે વિશ્વૈકધર્મની દશામાં કદાપિ મળી આવશે નહિ. પ્રત્યેક જન પોતપોતાના ઇષ્ટ માર્ગમાં ચાલ્યો જાય એ જ અધિક યોગ્ય છે. તે એવા માર્ગમાં ચાલ્યો જતો હોય અને તેવામાં તે જ માર્ગમાં આગળ વધેલો કોઈ ગુરુ તેને મળી જાય, તો તે તેને આગળનો માર્ગ બતાવી દે છે. પ્રત્યેકના જે કાંઈ અંતસ્થ ભાવો હોય, તે ભાવોને વળગી રહીને જ પ્રત્યેક પોતાની ઉન્નતિ કરી લેવી જોઇએ. કોઈ એક મનુષ્ય પોતાના વિશિષ્ટ માર્ગમાં ચાલ્યો જતો હોય અને આપણે તેને કોઈ એક બીજા જ માર્ગમાં ચઢાવી દઇએ, તો તેની એથી માત્ર "**अतो भ्रष्टस्ततो भ्रष्टः**" જેવી જ અવસ્થા થવાનો સંભવ છે. શરીરના સ્વરૂપમાં પણ એક મનુષ્ય તંતોતંત બીજા મનુષ્ય જેવો જોવામાં આવી શકતો નથી. એવી રીતે પ્રત્યેક મનુષ્યની પ્રકૃતિ ભિન્ન હોય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી પ્રત્યેકને તેના પોતાના માર્ગમાં જ જવા દેવો, એ જ અધિક યોગ્ય નથી કે શું? નદીનો પ્રવાહ પોતાના વિશિષ્ટ માર્ગમાં ચાલ્યો જતો હોય, અને તેવામાં જો આપણે તે માર્ગને વિશેષ સરળ કરીએ તો તેથી તે પ્રવાહનું વિશેષ વેગથી વહન થવા માંડે છે; પરંતુ જો તેને બીજી જ દિશામાં વાળવાનો યત્ન આપણે આદરીએ, તો તેથી ઇષ્ટ કાર્ય માત્ર અધિક દુષ્કર અને કઠિન થઈ જાય છે. આપણું આયુષ્ય અતિશય મૂલ્યવાન્ છે; એટલામાટે આપણે તેનો આપણામાંના વિશિષ્ટ ભાવોના પોષણમાટે જ વ્યય કરવો જોઇએ. આર્યાવર્ત્ત દેશમાં ધર્મદ્વેષ કદાપિ અસ્તિત્વમાં હતો જ નહિ, સર્વ ધર્મો પરસ્પર દ્વેષ વિના એકત્ર વિહાર કરતા હતા. આપણો જ માર્ગ માત્ર સત્ય અને જેની તેનામાં શ્રદ્ધા ન હોય તે મૂર્ખ, એવી કલ્પનાઓ જ્યાં ચિત્તમાં ઉદ્દ્ભવી, એટલે ત્યાં દ્વેષના બીજનું આરોપણ થાય છે. જે કોઈ પણ તેના પોતાના માર્ગને અનુસરતો નથી, તે સર્વથા દાંભિક જ હોવો જોઇએ, એવો જ તેને ભાસ થવા માંડે છે.

વિશ્વમાંના સર્વ લોકોએ એક જ ધર્મ પાળવો જોઇએ, એવી જો પરમેશ્વરની ઇચ્છા હોત, તો આટલા બધા ધર્મો ક્યાંથી નિર્માણ થાત વારુ? સર્વના શિરપર એક ધર્મને લાદવાના પ્રયત્નો આજ સુધીમાં અનેકવાર થયેલા છે અને તે સર્વથા નિષ્ફળ પણ થઈ ગયા છે. કેટલીકવાર એવા પ્રકારના પ્રયત્નોમાં અસિધારાનો ઉપ-

યોગ પણ કરાયો હતો, પરંતુ એના યોગે વિશ્વનો એક ધર્મ ન થતાં તેના બદલામાં બીજા નવા દશ ધર્મો માત્ર ઉત્પન્ન થયા હતા, એમ ઇતિહાસ આપણને પોકાર કરીને કહી રહ્યો છે. એક જ ધર્મ સર્વને એકસરખો ઉપયોગી થઈ શકશે, એવો નિયમ નથી. જગત્‌માં ક્રિયા અને પ્રતિક્રિયા એવી રીતે બે શક્તિઓ નિરંતર ચાલ્યાજ કરે છે, અને એના યોગે જ મનુષ્યને વિચારશક્તિ પ્રાપ્ત થયેલી છે. એના યોગે જ વિવિધતાનો ઉદ્ભવ થયેલો છે. એવા પ્રકારની શક્તિઓ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતી ન હોત, તો મનુષ્યને વિચારશક્તિની પ્રાપ્તિ પણ ભાગ્યેજ થઈ હોત. મનુષ્ય વિચારશૂન્ય પ્રાણી છે. મનુષ્યને મન છે અને એ મન જો નષ્ટ થઈ જાય, તો તેની વિચારશક્તિનો પણ લોપ થાય છે અને તે પશુની પદવી પર્યન્ત જઈ પહોંચે છે. એવા પ્રકારનું મનુષ્યપ્રાણી કોને પ્રિય થઈ શકે એમ છે વારુ? પરમેશ્વર કરો અને આર્યાવર્ત્તને એવી અવસ્થા કદાપિ પ્રાપ્ત ન થાઓ! વિશ્વમાંની એકતાનતામાં વિવિધતા હોય, એ અત્યંત ઇષ્ટ છે. મનુષ્યપ્રાણીમાં જે કાંઈ પણ સામર્થ્ય આજે જોવામાં આવે છે, તે કેવળ એ વિવિધતાનું જ પરિણામ છે. સર્વ પ્રકારની પરિસ્થિતિમાં વિવિધતા તો હોવી જ જોઇએ. જ્યાં સુધી વિવિધતા છે ત્યાં સુધી જ વિશ્વના અસ્તિત્વની શકયતા છે. આ નીચ અને આ ઉચ્ચ, એટલો જ 'વિવિધતા' શબ્દનો અર્થ સમજવાનો નથી. પોતપોતાની પરિસ્થિતિમાં પ્રત્યેક મનુષ્ય જો પોતાના જીવનમાંનાં કર્ત્તવ્યોનું પરિપૂર્ણ પાલન કરે, તો તેના યોગે એ વિવિધતા પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે. પ્રત્યેક ધર્મમાં ભદ્ર અને કાર્યકારક મનુષ્યો ઉત્પન્ન થયેલા છે અને તેમના યોગે જ તેમના ધર્મને માનયુક્ત પદવી પ્રાપ્ત થયેલી છે. અર્થાત્ પ્રત્યેક ધર્મમાં એવા પ્રકારના પૂજ્ય પુરુષો નિર્માણ થાય છે, તેટલામાટે જ કોઈ પણ ધર્મવિશે દ્વેષભાવ રાખવાનું આપણને કાંઈ પણ કારણ નથી. હવે જો કોઈ ધર્મ અનીતિપ્રવર્ત્તક હોય, તો તે ધર્મવિશે પણ પૂજ્યબુદ્ધિ રાખવી કે શું, એવો પ્રશ્ન કેટલાકો રજૂ કરે છે. એવા પ્રશ્નનું નિશ્ચિત ઉત્તર એ જ છે કે, 'કદાપિ નહિ.' એવા પ્રકારના ધર્મ કિંવા પંથના યોગે કલ્યાણ કરતાં અકલ્યાણ થવાનો અધિક સંભવ હોવાથી, એવા પંથોને વિશ્વમાંથી નષ્ટ કરી નાખવા, એમાં જ અધિક લાભ સમાયલો છે. પ્રત્યેક ધર્મના પાયામાં નીતિ અને આચાર એ બે વસ્તુઓ તો અવશ્ય હોવી જ જોઇએ. આચાર એટલે કેવળ બાહ્ય વર્ત્તન એવો આચાર શબ્દનો અર્થ સમજવાનો નથી. શરીર તથા મનની જે શુદ્ધિ, તેનું જ નામ આચાર છે. શાસ્ત્રકથિત રીતિથી જળ અને ઇતર વસ્તુઓની સહાયતાથી શરીરશુદ્ધિ પ્રાપ્ત કરી શકાય

છે; અને સત્ય ભાષણ અને નીતિમાર્ગનું અવલંબન, એ ઉભયના યોગે મનઃશુદ્ધિને પ્રાપ્ત કરી લેવી જોઇએ. તે જ પ્રમાણે પરોપકાર પણ મનઃશુદ્ધિમાટે આવશ્યક પદાર્થ છે. તમે જો કાંઈ પણ પાતક ન કર્યું હોય, અસત્ય ન બોલ્યા હો, મદિરાપાનથી અલિપ્ત રહ્યા હો અથવા ચોરીનું સ્વપ્ન પણ ન જોયું હોય, તો તો તે સારું જ છે; પણ તેટલાથી જ તમે મહતી સ્થિતિને પાત્ર થઈ ગયા, એમ માત્ર નથી; કારણ કે, એવા પ્રકારના વર્ત્તનથી તમે કેવળ પોતાનું કર્ત્તવ્ય જ કર્યું છે અને કરો છો. એટલામાટે પરોપકાર અત્યંત આવશ્યક છે. તમે જેવી રીતે પોતાના હિતને જુઓ છો, તે જ પ્રમાણે બીજાના હિતને પણ તમારે જોવું જોઇએ. આ સ્થળે મારે ભોજનના સંબંધમાં ચાર શબ્દો કહેવાના છે. આપણા જૂના રીતિ રિવાજો નષ્ટ થઈ ગયા છે અને તેમના સ્થાનમાં આજે "આ અથવા તો તે પંક્તિથી બહાર" એટલી જ કલ્પના માત્ર અવશિષ્ટ રહી છે. શતાવધિ વર્ષ પૂર્વે આપણાં પૂર્વજોએ જે નિયમો કરી રાખ્યા હતા, તેમાંની શુચિતાનું તત્ત્વ અદ્યાપિ અવશિષ્ટ છે. શાસ્ત્રદૃષ્ટિથી ત્રણ પ્રકારનું અન્ન ત્યાજ્ય માનવામાં આવ્યું છે. તેમાંનો જાતિદોષ એ પ્રથમ પ્રકાર છે. લસણ અથવા ડુંગળી ઇત્યાદિ પદાર્થો પ્રમાણે જેમાં સ્વભાવતઃ જ દોષો હોય છે, એવા પદાર્થોને શાસ્ત્રે ત્યાજ્ય માનેલા છે. એવા પ્રકારના પદાર્થોનું અધિક ભક્ષણ કરવામાં આવે, તો તેના યોગે રજોગુણની વૃદ્ધિ થાય છે અને તેમ થતાં મનુષ્યના હાથે નીતિનો અતિક્રમ થવાનો સંભવ હોય છે. તેજ પ્રમાણે અશુદ્ધ સ્થાનમાં પણ અન્નનું ભક્ષણ કરવું નહિ, એમ શાસ્ત્રમાં કહેલું છે. ભોજન લેવામાટેનું સ્થાન સ્વચ્છ અને પવિત્ર હોવું જોઇએ. તેમજ જેને દુષ્ટ મનુષ્યનો સ્પર્શ થયો હોય, એવા અન્નને પણ શાસ્ત્રે સર્વથા ત્યાજ્ય માનેલું છે. એવા પ્રકારના અન્નના સેવનથી આપણા ચિત્તમાં અશુભ કલ્પનાઓના ઉદ્ભવનો સંભવ હોય છે. જો કોઈ પણ એક મનુષ્ય જાતિનો બ્રાહ્મણ હોવા છતાં અનીતિમાન્ હોય, તો તે બ્રાહ્મણના હસ્તના અન્નના સેવનનો પણ નિષેધ છે.

આ નિયમમાં જે તત્ત્વો અંતર્ભૂત થયેલાં છે, તેમને આપણે ભૂલી ગયા છીએ. એ નિયમમાંના આંતરિક રહસ્યનો નાશ થયો છે અને તેના માત્ર બહારના મિથ્યા અર્થનેજં આપણે વળગી રહ્યા છીએ. એના યોગે વિપર્યાસ એવો થયો છે કે, કોઈ મનુષ્ય ગમે તેવો બુદ્ધિમાન્ અને પવિત્ર હોય, છતાં જો તે ઉચ્ચ વર્ણનો ન હોય, તો તેના હાથના રાંધેલા અન્નનું આપણે સેવન કરતા નથી. જો આપણા પુરાતન નિયમોની ઉપેક્ષાનું સંપૂર્ણ નિરીક્ષણ કરવું હોય, તો તે વર્ત્તમાનકાળનાં વિશ્રાંતિગૃહો

અથવા કંદોઇની દુકાનોમાં ઉત્તમ રીતિથી કરી શકાશે. વિશ્રાંતિગૃહો કિંવા કંદોઇની દુકાનોમાંના ખાદ્ય પદાર્થોપર માખોના થરના થર ગગણાટ કરતા હોય છે અને અધૂરામાં પૂર્ત્તિ કરવામાટે રસ્તામાંની ધૂળના ગોટના ગોટ વળી તેમના પર હલ્લો કરતા હોય છે; તેમજ એ પદાર્થોની સ્વચ્છતાને બરાબર શોભાવે તેવી વળી તેમના વેચનારાઓની પોતાની સ્વચ્છતા હોય છે. આવા પ્રકારની દુકાનોનો ગ્રાહકોએ સંપૂર્ણ રીતે બહિષ્કાર કરવો જોઇએ. આવી રીતે બનાવાયલા પદાર્થોનું વેચાણ જો બંધ થાય, તો કૉલેરા, પ્લેગ અને એવાજ અન્ય અનેક રોગોના જંતુઓના પ્રસારનો પોતાની મેળે જ અટકાવ થઈ જાય એમ છે. પુરાતનકાળ કરતાં વર્ત્તમાનકાળમાં વસ્તુતઃ આપણી અધિક સુધારણા થવી જોઇએ, પરંતુ તેમ થવાને બદલે આપણે દિવસાનુદિવસ માત્ર વધારે અને વધારે પાછળ અને પાછળજ હટતા જઇએ છીએ. જળમાં થૂકવું નહિ એમ મનુ કહે છે; પરંતુ ગૃહમાંનો બધો કચરો કૂચરો નદીમાં નાખી દેવાની આપણી ચાલૂ રૂઢિ છે. આપણા એકંદર જીવનવ્યવહારને જોતાં શરીરશુદ્ધિની આપણને અત્યંત આવશ્યકતા છે, એમ પ્રત્યક્ષ દેખાઈ આવે છે. શાસ્ત્રકારો આ સર્વ વાર્ત્તાને જાણતા હતા અને તેથીજ તેમણે શુચિતાના નિયમો કરી દીધા હતા; પરંતુ પૂર્વે કહ્યા પ્રમાણે તેમનામાંના રહસ્યનો લોપ થતાં કેવળ અક્ષરોજ આપણી પાસે અવશિષ્ટ રહી ગયા છે. ચોર, દારૂડિયા અને બીજા અનેક પ્રકારના આતતાયી લોકો આપણા જ્ઞાતિબંધુ થઈ શકે છે અને તેમની સાથે આપણો ભોજનવ્યવહાર પણ ચાલ્યા કરે છે, પરંતુ જો કોઈ મનુષ્ય બીજા કોઈ સત્ત્વશીલ, પરંતુ ઉતરતી જાતિના મનુષ્ય સાથે બેસીને જમે, તો તેની પોતાની ઉચ્ચ જાતિ નષ્ટ થઈ જાય છે અને તેને જાતિ બહિષ્કારની ભયંકર શિક્ષા ભોગવવી પડે છે. આવા પ્રકારની સમાજપદ્ધતિએ આપણા દેશની મહાભયંકર હાનિ કરી છે. એટલામાટે આપણે સ્પષ્ટતાથી માત્ર એટલું જ ધ્યાનમાં રાખવાનું છે કે, પાપીના સ્પર્શથી આપણે પાપી થઇએ છીએ અને પુણ્યશીલના સ્પર્શથી આપણે પુણ્યશીલ થઈ શકીએ છીએ. દુષ્ટ મનુષ્યને સ્પર્શ ન કરવો, એજ બાહ્યશુદ્ધિનો ઉપાય છે. અંતઃશુદ્ધિ એના કરતાં કઠિન છે. સત્ય વચન અને પરોપકાર ઇત્યાદિ અંતઃશુદ્ધિના માર્ગો છે. આપણે સદા સર્વદા સત્યજ બોલીએ છીએ કે શું? કોઈ એક મનુષ્ય પોતાના કાર્યમાટે કોઈ ધનાઢ્ય પુરુષને ત્યાં જાય છે અને આપ મહાપરોપકારી છો, ઉદાર છો અને વિક્રમાદિત્યના અવતાર છો! એવી તેની મિથ્યા સ્તુતિ કરે છે. પરંતુ કેટલીક વાર સત્ય પ્રકાર એવો હોય છે કે, તે ધનાઢ્ય પુરુષ સ્વાર્થમાટે અનેક જનોનાં ગળાં નિર્દયતાથી રેંસનારો જ હોય છે! આવી સ્તુતિ તે

સર્વથા અસત્ય વચન અને અસત્ય ભાષણ નથી કે શું? આવા પ્રકારના પ્રલાપોથી આપણે આપણા મનને બગાડીએ છીએ, એ અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ. બાર વર્ષ પર્યંત ચિત્તને કોઈ પણ પ્રકારની અશુભ કલ્પનાનો સ્પર્શ ન થવા દેતાં જેણે એવી રીતે અંતઃશુદ્ધિની પ્રાપ્તિ કરેલી હોય તેના મુખમાંથી નીકળતો પ્રત્યેક શબ્દ સત્ય જ સિદ્ધ થવાનો, એમાં લેશ માત્ર પણ શંકા નથી. સત્યનો પ્રભાવ આવા પ્રકારનો છે. એવી રીતે બાહ્યશુદ્ધિ અને અંતઃશુદ્ધિનો સંયોગ જેનામાં થયેલો હોય, તે જ ભક્તિમાર્ગમાં પદસંચાર કરવાને યોગ્ય થઈ શકે છે; પરંતુ સત્ય ભક્તિ પોતે જ એટલી બધી સામર્થ્યવતી છે કે, તે મનઃશુદ્ધિના કાર્યને મહત્ પ્રમાણમાં સિદ્ધ કરી શકે છે. બાહ્યશુદ્ધિનો યહૂદી, મુસલ્માન અને ક્રિશ્ચિયન્સ્ આદિને હિંદુઓ જેટલો વિચાર કદાચિત્ નહિ હોય, તોપણ થોડા ઘણા પ્રમાણમાં તો તેઓ પણ બાહ્ય-શુદ્ધિના તત્ત્વને સ્વીકારે છે જ. યહૂદી લોકોમાં મૂર્ત્તિપૂજાનો નિષેધ છે, તથાપિ તેમનું પણ એક દેવાલય બંધાયલું હતું. તે દેવાલયમાં એક મોટી પેટી રખાયલી હતી અને તે પેટી 'આર્ક'ના નામથી ઓળખાતી હતી. તે પેટીમાં નીતિગ્રંથો રાખવામાં આવ્યા હતા; અને તેમના પર દેવોની બે પ્રતિમાઓ હોઇને પરમેશ્વર તે પ્રતિમામધ્યે મેઘના રૂપે અવતરે છે, એવી તેમની માન્યતા હતી. તે દેવાલયના વિનાશને જો કે પુષ્કળ કાળ વીતી ગયો છે; પરંતુ તે પછીથી જે નવીન દેવાલયો બંધાયાં અને બંધાય છે, તે પણ એ જ પદ્ધતિ પ્રમાણેનાં છે. રોમન્ કૅથૉલિક્ અને ગ્રીક્ ખ્રીસ્તીઓમાં પણ એક કે બીજા પ્રકારની મૂર્ત્તિપૂજાનો પ્રકાર ચાલૂ જ છે. જેઝ્સનાં માતા પિતાની પ્રતિમાઓનું તેઓ પૂજન કરતા હોય છે. પ્રૉટેસ્ટંટ્ ખ્રીસ્તી લોકોમાં પ્રતિમાપૂજાનો અભાવ છે, તથાપિ વ્યક્તિવિશિષ્ટ પરમેશ્વરની અર્ચા તેઓ કરે છે. એટલામાટે એ પણ મૂર્ત્તિપૂજાનો જ એક પ્રકાર છે, એમ કહેવું સર્વથા યોગ્ય જ છે. પારસી અને ઇરાની લોકોમાં અગ્નિપૂજાનો પ્રકાર પ્રચલિત છે. મુસલ્માનોમાં આદ્ય ગુરુ (પયગંબર) અને સંત જનો (અવૂલિયા)ની પૂજા કરવામાં આવે છે. એ સર્વ ઘટનાઓનો વિચાર કરતાં આપણને એમ સ્પષ્ટ જણાઈ આવે છે કે, માનવપ્રાણી જ્યારે ધર્મમાર્ગના પ્રથમ સોપાનપર આરૂઢ થાય છે, તે વેળાએ તેને કોઈ પણ એક પ્રકારના બાહ્ય ઉપચારની આવશ્યકતા હોય છે. બાહ્યોપચારથી અંતઃશુદ્ધિની પ્રાપ્તિ થઈ ગયા પછી અધિક નૈરુપાધિક તત્ત્વોપ્રતિ તેનું ધ્યાન આકર્ષાય છે. જીવનો બાહ્ય સાથે સંબંધ જોડીને જ્ઞાનમાર્ગમાં આરૂઢ થવું તે મધ્યમ ઉપાસના છે. જપને અધમ ઉપાસના માનેલી હોઇને કેવળ બાહ્યોપચાર તે પૂજનનો અધમાધમ પ્રકાર છે; પરંતુ એ અધમાધમ

પ્રકારનો આચાર કરવો પણ અનિષ્ટ નથી, એ તો અવશ્ય ધ્યાનમાં રાખવું જ જોઇએ. પ્રતિમાપૂજન પાતક નથી, એનું નિરંતર સ્મરણ રાખવું. પોતાના હસ્તે જે કાંઈ પણ થવા જેવો હોય, તે આચાર પ્રત્યેકે કરવો, એ જ ઇષ્ટ છે. તેના માર્ગમાંથી તેને નષ્ટ કરવામાં આવે, તો તે વળી તૃતીય માર્ગને જ સ્વીકારવાનો. એટલામાટે પ્રતિમા-પૂજકોની આપણે અનિષ્ટ બોલીને નિંદા કરવાની નથી; કારણ કે, તેમના સોપાન પ્રમાણે કદાચિત્ તેમના માટે પ્રતિમાપૂજા જ યોગ્ય હશે. એવા મનુષ્યોને અધિક બુદ્ધિમાનોએ સહાયતા આપીને વિશેષ ઉત્તમ માર્ગ બતાવવો; પણ એવા પ્રકારની નાનાવિધ પૂજા-વિશે કેવળ કલહ અને વિવાદ જગાવીને બેસવું, એ તો ઇષ્ટ નથી જ.

કેટલાક લોકો સંપત્તિમાટે પરમેશ્વરની પૂજા કરતા હોય છે; તેમ જ અન્ય કેટલાકો સંતતિમાટે પણ ભક્તિ કરતા હોય છે; અને એ લોકો પણ પોતાને '**ભાગવત**' નામથી ઓળખાવે છે. પરંતુ વાસ્તવિકતાથી જોતાં એ ભક્તિ પણ નથી, અને એવી ભક્તિના કરનારા ખરા '**ભાગવત**' પણ નથી. હું કીમિયો કરું છું એમ કહેનાર કોઈ વૈરાગી જો તેમને મળી આવે તો તેઓ તરત તેની પાસે દોડી જાય છે. આવા લોકોને '**ભાગવત**' નામ કદાપિ આપી શકાય તેમ નથી. સંતતિ કિંવા સંપત્તિમાટે પરમેશ્વરનું પૂજન કરવું, એનું નામ ભક્તિ નથી; એટલું જ નહિ, પણ સ્વર્ગની આશાથી જે ભક્તિ કરવામાં આવે છે, તે સુદ્ધાં પણ ખરી ભક્તિ નથી. નરકયાતનામાંથી છૂટવામાટે કરેલી ભક્તિ પણ સત્ય ભક્તિ નથી. અર્થાત્ મુખ્ય તત્ત્વ એ જ છે કે, ભીતિ કિંવા આશાના કારણથી જે ભક્તિનો ઉદ્ભવ થાય છે, તે સત્ય ભક્તિ છે જ નહિ. સત્ય ભગવદ્ભક્તના શા ઉદ્ગારો હોય છે, તે જુઓ. તે કહે છે કે; "હે પરમાત્મન્! મને સુંદર સ્ત્રી, જ્ઞાન કિંવા મુક્તિ આદિની લેશ માત્ર પણ આવશ્ય-કતા નથી; કિન્તુ મને શતાવધિ જન્મ પ્રાપ્ત થાય અને જન્મોજન્મમાં મારા હાથે તારી સેવા કરવાનો અવસર મને મળતો રહે, એટલી જ મારી ઇચ્છા છે." એવા પ્રકારની પદવીને જે પ્રાપ્ત કરે છે અને જેને પ્રત્યેક વસ્તુમાં પરમેશ્વરના સ્વરૂપનો સાક્ષાત્કાર થયા કરે છે, તે જ માત્ર પૂર્ણ ભક્ત છે. એવા ભક્તને તૃણના અંકુરથી તે બ્રહ્મ પર્યન્ત સર્વત્ર કેવળ પરમેશ્વરનો નિવાસ જ દેખાતો હોય છે. એવી સ્થિતિમાં વસ્તુમાત્ર કેવળ પરમેશ્વરનું જ વ્યક્ત રૂપ છે, એવો તેને પ્રત્યય થઈ જાય છે. પરમેશ્વર વ્યતિરિક્ત કોઈ પણ વસ્તુનું આ વિશ્વમાં અસ્તિત્વ જ નથી, એ તત્ત્વને તે નિહાળી શકે છે. એવી સ્થિતિમાં ખરી રીતે આપણે કેટલા બધા ક્ષુદ્ર છીએ, એ આપણને જણાઈ આવે છે; અને એવી સ્થિતિમાં જ ભક્તના સત્ય અંતઃકરણથી તે પરમેશ્વરપૂજન કર્યાં

કરે છે. તેની સ્થિતિમાં તીર્થાટન આદિ બાહ્ય પૂજોપચારવિધિ પાછળ પડી ગયેલા હોય છે; કારણ કે, પ્રત્યેક મનુષ્ય પોતે જ બોલતું ચાલતું દેવાલય છે, એમ જ તેને દેખાતું હોય છે. શાસ્ત્રોમાં ભકિતનું અનેક પ્રકારે વર્ણન કરાયલું છે. પરમેશ્વર પિતા છે અથવા પરમેશ્વર માતા છે, ઇત્યાદિ પ્રકારનાં વર્ણનો શાસ્ત્રોમાં કરાયલાં છે. આવા પ્રકારના સંબંધોને સર્વના ચિત્તમાં ઉત્પન્ન કરીને પરમેશ્વરવિષયક આપણા ભકિતભાવને અધિક દૃઢતર કરવો, એવો જ શાસ્ત્રોનો ઉદ્દેશ છે; અને એવી દૃષ્ટિથી પરમેશ્વરને એ નામો આપવાનું કાર્ય ન્યાયપુરઃસર છે. સત્ય ભક્તના અંતઃકરણમાં પરમેશ્વર-વિશેનો જે ઉમળકો આવ્યા કરે છે, તેને દર્શાવવામાટે જ એ નામોની યોજના કરાયલી છે. રાસલીલામાંની રાધા અને કૃષ્ણની કથાનું અવલોકન કરો. ભક્તિના સત્ય રહસ્યનો એ કથામાં સંપૂર્ણ સમાવેશ કરાયલો છે. સ્ત્રી અને પુરુષ મધ્યે જે પરસ્પર પ્રેમ ઉદ્ભવી શકે છે, તેના કરતાં અન્ય કોઈ પણ ઉચ્ચતર પ્રેમ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતો નથી. સ્ત્રીપુરુષના પ્રેમમાં ભીતિનો અંશ લેશ માત્ર પણ હોતો નથી. સ્ત્રીપુરુષના પ્રેમમાં તે ઉભયને અભેદ્ય રીતિથી બાંધનારો જે સંબંધ હોય છે, તે વિના અન્ય કોઈ પણ ભાવનાને તેમાં સ્થાન મળી શકતું નથી. માતા પિતાવિશે પુત્રના હૃદયમાં જે પ્રેમ હોય છે, તેમાં આદરબુદ્ધિના યોગે ઉદ્ભવતી ભીતિનું મિશ્રણ હોય છે. પરમેશ્વર આપણો રક્ષક છે, એ વિના બીજો કોઈ પણ ભાવ આપણા હૃદયમાં હોવો ન જોઇએ. જગતમાં આપણા પ્રેમનો સંગ્રહ માત્ર એક પરમેશ્વર જ છે, એ તત્ત્વને લક્ષમાં રાખીને ચિત્તને ભીતિનો લેશ માત્ર પણ સ્પર્શ ન થવા દેતાં આપણે તેની ભકિત કરવી જોઇએ. જે વેળાએ સર્વ પ્રકારની વાસનાઓનો આપણા ચિત્તમાંથી લોપ થઈ જાય છે, કેવળ પરમેશ્વરપ્રાપ્તિ વિના અન્ય કોઈ પણ આશા આપણા ચિત્તમાં અવશિષ્ટ રહેતી નથી અને જ્યારે આપણે કેવળ પરમેશ્વરની પાછળ જ ઉન્મત્ત થઈ જઇએ છીએ; તે વેળાએ જ પરમેશ્વરવિષયક સત્ય પ્રેમનો આપણા ચિત્તમાં ઉદ્ભવ થાય છે. કોઈ મનુષ્યના મનમાં પોતાના પ્રીતિપાત્રવિશેનો જેવો પ્રેમ હોય છે, તેવો જ પરમેશ્વરવિશેનો પ્રેમ આપણા અંતઃકરણમાં ઉત્પન્ન થવો જોઇએ. રાધાના હૃદયમાં કૃષ્ણવિશે કેવા પ્રકારનો પ્રેમ હતો, એ ગ્રંથોમાં વાંચો એટલે એથી તમે પરમે-શ્વરવિષયક સત્ય પ્રેમની યથાર્થ કલ્પના કરી શકશો. પણ રાધાની ભકિતનું રહસ્ય કેટલાકોના જાણવામાં આવી શકે છે વારુ? જેમના રોમરોમમાં વિષયાગ્નિની જ્વાળા ભડકેલી હોય છે અને જેમને નીતિની અંધુક કલ્પના પણ હોતી નથી, એવા મનુષ્યો એ રહસ્યને કેમ કરીને અને કેવી રીતે જાણી શકે વારુ? ચિત્તમાંથી સર્વ

લૌકિક વિચારોને બહિષ્કાર આપીને કેવળ નૈતિક અને ધાર્મિક વાતાવરણુમાં જ જેઓ સંચાર કરતા હોય છે, તેવા લોકોને માટે અત્યંત ગહન વિચારો પણ પોતાની મેળે જ સુલભ થઈ પડે છે. એવા લોકો અશિક્ષિત હોવા છતાં પણ મહાપંડિત બની જાય છે; પણ એવા સ્વભાવના લોકો કેટલીક સંખ્યામાં મળી શકે એમ છે વારુ? માનવ પ્રાણી પોતાના લાભમાટે ધર્મતત્ત્વોની અવહેલના કરીને પોતાને ગમે તેવું સ્વરૂપ તેમને આપતો હોય છે. આવા પ્રકારનો ગડબડગોટો જેમાં ન કરી શકાય, એવો એક પણ ધર્મ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતો નથી. ઉદાહરણાર્થ, આત્મા અને દેહ ભિન્ન છે, એમ આપણા ધર્મમાં કહેલું છે. આવી સ્થિતિમાં અમુક એક મનુષ્ય પાતક કરે છે અને કહે છે કે, આત્મા અને દેહ ભિન્ન હોવાથી દેહનાં પાતકોના યોગે આત્મા લેપાતો નથી. જો સર્વ જનો પોતપોતાના ધર્મનું સત્ય અંતઃકરણપૂર્વક પાલન કરે, તો તેથી પ્રત્યેકને ચિત્તશુદ્ધિની પ્રાપ્તિ થઈ શકે તેમ છે. પછી તે હિંદુ હોય, મુસલ્માન હોય કે ખ્રીસ્તી હોય; પણ પ્રત્યેક મનુષ્ય પોતાની પ્રકૃતિ અનુસાર વર્ત્તન કરતો હોય છે, એનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી. પરમેશ્વરનું નામ શ્રવણોમાં અથડાતાંની સાથે જ ભાન ભૂલી જનારા લોકો પણ આ જગત્માં હોય છે. પરમેશ્વરના નામનો શ્રવણોને સ્પર્શ થતાંની સાથે જ જેમનાં નેત્રોમાંથી આનંદાશ્રુના પ્રવાહનું વહન થવા માંડે છે, તેઓ જ માત્ર ખરા ભગવદ્ભક્ત છે, બીજા નહિ.

જ્યારે ભકત ભક્તિના પ્રથમ સોપાનપર હોય છે, તે વેળાએ પરમેશ્વર આપણો સ્વામી છે અને આપણે તેના સેવક છીએ, એવી ભાવના ભકતના હૃદયમાં હોય છે. આપણા આયુષ્યક્રમમાંની આવશ્યકીય વસ્તુઓ પણ પરમેશ્વર જ આપણને પૂરી પાડે છે, એમ જ તેને ભાસે છે. આવા પ્રકારના વિચારોને ચિત્તમાંથી દૂર કરો. વિશ્વમાંની યચ્ચયાવત્ વસ્તુઓની ચાલાકશકિત એક જ છે અને તે શક્તિ પરમેશ્વર છે. એ જ શક્તિની આજ્ઞાથી સૂર્ય, ચન્દ્ર અને ઇતર વસ્તુઓ પરિભ્રમણ કરે છે. વિશ્વમાં જે કાંઈ પણ ઉત્તમ કિંવા અધમ હોય, તે સર્વ તેનું જ છે. આપણા જીવનક્રમમાં જે કાંઈ પણ શુભ અશુભ બની આવે છે, તે સર્વ આપણને પરમેશ્વર સંનિધ લઈ જાય છે. પોતાની અમુક એક ઇચ્છાને તૃપ્ત કરવામાટે એક મનુષ્ય અન્ય મનુષ્યનો વધ કરે છે. પરંતુ એ કૃતિના મૂળમાં પણ પ્રેમનો જ નિવાસ રહેલો છે. તે પ્રેમ તેનામાં પોતા વિશેનો હોય છે કે પછી બીજા કોઈ વિશેનો હોય છે, પણ પ્રેમ તો નક્કી હોય છે જ. આપણે એક ઉત્તમ અથવા અધમ કૃત્ય કરીએ,

તોપણ તે કૃત્યમાટે ઉત્તેજિત કરનારી તો પ્રેમશક્તિ જ હોય છે. એક વાઘ એક બળદને મારી નાખે, તો તે કૃત્ય તેણે પોતાના કિંવા પોતાનાં બાળકના પ્રેમમાટે જ કરેલું હોય છે. પરમેશ્વર કેવળ પ્રેમરૂપ છે અને વસ્તુ માત્રમાં તે વ્યાપ્ત છે. આપણા જાણવામાં આવે કે ન આવે, તોપણ આપણે સર્વ એક સરખી રીતે પરમેશ્વરપ્રતિ જ ચાલ્યા જઇએ છીએ. એક અબળાનો તેના પતિમાં પ્રેમ હોય છે, પણ વસ્તુતઃ તે પ્રેમ તેનામાંના અંતર્ભૂત પરમેશ્વરસ્વરૂપમાં જ હોય છે, એ તત્ત્વ તેના જાણવામાં આવી શકતું નથી. પરમેશ્વરનું એ પ્રેમમય સ્વરૂપ સર્વત્ર નિરખવું, એ જ પરમેશ્વરનું સત્ય પૂજન છે. પરમેશ્વર કેવળ ઉત્પાદક અને રક્ષક છે, એટલી જ ભાવના હૃદયમાં હોય, તો કેવળ ઔપચારિક પૂજા વિના અન્ય પ્રકારની પૂજા આપણાથી કરી શકાય તેમ નથી. પરમેશ્વરના પ્રેમમય સ્વરૂપનો જ્યારે આપણને સર્વત્ર પરિચય થાય છે અને જ્યારે આપણે તેને સર્વ વસ્તુઓમાં નિહાળી શકીએ છીએ, તે જ વેળાએ 'સત્ય ભક્ત' નામને આપણે પાત્ર થઇએ છીએ.



# કોલમ્બોથી અલ્મોરા

[ પશ્ચિમમાંના પોતાના કાર્યની સમાપ્તિ કરીને જ્યારે સ્વામી વિવેકાનન્દ ત્યાંથી પાછા ફર્યાં તે વેળાયે તેઓ પ્રથમ તા. ૧૫ મી જાન્યુઆરી ૧૮૯૭ ને દિવસે કોલંબોમાં ઉતર્યાં અને ત્યાં તેમનો ત્યાંના હિંદુજનસમાજદ્વારા એક રાજાસમાન સત્કાર કરાયો. તે વેળાયે સ્વાગતદર્શક નિમ્ન માનપત્ર તેમને અર્પણ કરાયું હતું. ]

શ્રીમદ્ વિવેકાનન્દ સ્વામી—

પરમપૂજ્ય સ્વામિ મહારાજ,

કોલંબો નગરના હિંદુ મહાજનોની સભામાં પાસ થયેલા ઠરાવ પ્રમાણે અમો આપનું અંતઃકરણપૂર્વક સ્વાગત કરીએ છીએ. પાશ્ચાત્ય દેશોમાંના પોતાના અત્યંત મહત્ત્વના કાર્યની સમાપ્તિ કરીને આપ સ્વદેશમાં પાછા પધારતાં આપના સત્કાર અને સ્વાગતનું પ્રથમ માન અમોને મળ્યું છે, એથી અમે પોતાને મહાભાગ્યશાળી માનીએ છીએ.

પરમાત્માની કૃપાથી આપનો પ્રયત્ન ત્યાં યશસ્વી નીવડ્યો, તે જોઇને અમને અત્યંત આનંદ તથા કૃતજ્ઞતા થયા કરે છે. પાશ્ચાત્યોને આપે હિંદુઓના વિશ્વવ્યાપક ધર્મતત્ત્વોનો પરિચય કરાવ્યો; હિંદુધર્મ સર્વ ધર્મોની કેવી રીતે એકવાક્યતા કરે છે, એ બતાવી આપ્યું; અને પોતાની આવશ્યકતા અનુસાર સ્વતંત્ર ધર્મમાર્ગમાં સંચાર કરીને મુક્ત થવામાટેની હિંદુ ધર્મે પ્રત્યેક જીવાત્માને કેવા પ્રકારની સગવડ કરી આપી છે, એ પણ આપે ઉચ્ચ ઘોષથી કહી સંભળાવ્યું છે. અત્યંત પુરાતન કાળથી અનેક મહાત્માઓએ શોધી રાખેલાં ધર્મતત્ત્વો અને તેમના પ્રત્યક્ષ આચારનો આપે વિશ્વને સાક્ષાત્કાર કરાવી દીધો છે. એ જ મહાત્માઓના પદરજવડે આપણી આર્યભૂમિ પવિત્ર થયેલી છે. અનેક શતકોના પરિભ્રમણમાં આર્યભૂમિ ડોલાં ખાતી હોવા છતાં પણ તેનો જ્ઞાનદીપ સોજ્વલ રહી શક્યો છે, તેનો હેતુ પણ એ પુણ્ય પુરુષોનો આશીર્વાદ જ છે.

શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ પણ એવા પ્રકારની વિભૂતિઓમાંની જ એક વિભૂતિ હતી. તેમના પ્રસાદ અને આપના નિઃસ્વાર્થપૂર્ણ ઉત્સાહના યોગે જે અલભ્ય લાભ પાશ્ચાત્ય રાષ્ટ્રોને મળ્યો છે, તેમાટે તેમણે નિરંતર આપના ઋણી રહેવું જ જોઇએ. તેમને આપના વિના આર્યભૂમિના ધર્મજ્ઞાનની કદાપિ પ્રાપ્તિ થાત નહિ. તે જ

પ્રમાણે પાશ્ચાત્ય સંસ્કૃતિના ઝગમગાટથી અંધ થયેલા આપણામાંના કેટલાક લોકોને પણ આપણી પાસેના વડિલોપાર્જિત સંચયનું મૂલ્ય કેવળ આપના યોગે જ જાણવામાં આવ્યું છે.

આપે જે પુણ્યપ્રદ કાર્ય કરી બતાવ્યું છે, તેના યોગે આપે સમસ્ત માનવ-જાતિપર એક મહદુપકાર જ કર્યો છે. આ ઉપકારનો બદલો તેનાથી વાળી શકાય તેમ છે જ નહિ. તેમજ આપણી આ માતૃભૂમિમાં પણ આપે એક નવીન દીપ પ્રજ્વલિત કરી દીધો છે. આપપર સદોદિત પરમાત્માની કૃપા રહે અને આપના કાર્યને જગન્નિયંતા નિરંતર યશ આપતો રહે, એ જ તેનાં ચરણોમાં અમારી અભ્યર્થના છે.

કોલંબોની હિંદુપ્રજાના પ્રતિનિધિ
**પી. કુમારસ્વામી**
સીલોનની લેજિસ્લેટિવ કાઉન્સિલના મેમ્બર
અને જાહેર હિંદુસભાના અધ્યક્ષ.
**એ. કુલવીરસિંહમ્**, સેક્રેટરી.

કોલંબો જાન્યુઆરી ૧૮૯૭.

એ માનપત્રનું સ્વામીશ્રીએ સંક્ષિપ્ત ઉત્તર આપ્યું અને પોતાને અપાયલા માન-માટે તેમણે તે લોકોનો આભાર માન્યો. તેઓ બોલ્યા કેઃ–"આજનું આ માનપત્ર કોઈ સૈનિક, રાજનીતિજ્ઞ કિંવા કોઈ મહાધનાઢ્ય લક્ષ્મીપુત્રને આપવામાં આવતું નથી, કિંતુ એક અકિંચન સંન્યાસીને આપવામાં આવે છે, એ વાર્તા વિશેષતઃ ધ્યાનમાં રાખવાયોગ્ય છે. તેમની આ કૃતિથી હિંદુ લોકોના મનની ધર્મમાં કેટલી સીમા પર્યન્ત પ્રવૃત્તિ છે, એનો સ્પષ્ટ સાક્ષાત્કાર થઈ જાય છે. કેવળ ધર્મ અને ધર્મ જ હિંદુ રાષ્ટ્રનો તારક મંત્ર છે. જો એક રાષ્ટ્ર તરીકે જીવિત રહેવાની આપણી આકાંક્ષા હોય, તો આપણી સર્વ પ્રકારની હીલચાલના મૂળમાં ધર્મનું અસ્તિત્વ હોવું જ જોઇએ. આપે મને આજે જે માન આપ્યું છે તે એક વ્યક્તિને આપ્યું છે, એવી મારી માન્યતા નથી, કિંતુ આપે એ માન કેવળ આપણા ધર્મતત્ત્વને જ આપ્યું છે, એવી જ મારી ધારણા છે."

* * * * *

તા૦ ૧૬ મી જાન્યુઆરીએ 'ફ્લોરલ્ હૉલ્' નામક સ્થાનમાં સંધ્યા સમયે સ્વામિશ્રીએ એક પ્રસિદ્ધ વ્યાખ્યાન આપ્યું હતું અને તે આ પ્રમાણે;–

"પાશ્ચાત્ય દેશોમાં જે કાંઈ કાર્ય મારા હસ્તે થયું છે, તે કેવળ મારા પોતાના સામર્થ્યથી થયું નથી, કિન્તુ મને મારી જન્મભૂમિ તરફથી જે પ્રોત્સાહન અને જે આશીર્વાદ મળ્યાં હતાં તેના યોગે જ એ કાર્ય મારા હાથે પાર પડી ગયું છે. મારા પર્યટનથી પાશ્ચાત્ય પ્રજાને પણ કાંઇક લાભ થયો હશે, એ સત્ય છે; તથાપિ ત્યાંના પ્રવાસથી મને પોતાને પણ અતિશય લાભ થયો છે, એમાં તો જરા પણ સંશય નથી જ. મારી જન્મભૂમિ તે એક પુણ્યભૂમિ છે, એમ મને નિરંતર ભાસ્યા કરતું હતું. કદાચિત્ કેવળ જન્મભૂમિના પ્રેમને લીધે જ પ્રથમ મને એમ ભાસતું હશે; પરંતુ એ પ્રવાસ પછી એ માન્યતા વિશે મારો પરિપકવ નિશ્ચય જ થઈ ગયો છે. એ વિશેનો મારો નિશ્ચય એટલો બધો દૃઢ થયો છે કે, જો કોઈના પણ મનમાં એ વિશે કાંઈ પણ શંકા હોય, તો તેની શંકાનું નિવારણ કરી નાખવામાટે આ પળે જ હું તૈયાર છું. ભારતવર્ષ પુણ્યભૂમ છે, એવી સમસ્ત હિંદુઓની માન્યતા છે અને તેથી જો મારી પણ તેવી જ માન્યતા હોય. તો તેમાં આશ્ચર્ય જેવું શું હોય વારુ? પરંતુ તે વેળાયે મારી માન્યતાને કોઈ મહત્ત્વનો આધાર નહોતો; પણ આજે પ્રત્યક્ષ અનુભવ લીધા પછી હું આપ સમક્ષ ઉભો રહીને કોઇ પણ પ્રકારના સંકોચ વિના અને પ્રતિજ્ઞાપૂર્વક કહી શકું છું કે, ભારતવર્ષ અવશ્ય પુણ્યભૂમિ છે. જો પુણ્યભૂમિ નામને પાત્ર કોઈ પણ ભૂમિ આ બ્રહ્માંડમાં અસ્તિત્વ ધરાવતી હોય, તો તે માત્ર આપણી પરમપવિત્ર ભરતભૂમિ જ છે. પોતપોતાના કર્મની પૂર્તિ કરવામાટે; પોતાનાં કર્મોનો હિસાબ પૂરો કરવામાટે આ જગત્માંના સર્વ જીવાત્માઓએ આ ભૂમિમાં જ આવવું જોઇએ. પરમેશ્વરપ્રતિ જવામાટે નીકળેલા પ્રત્યેક જીવાત્માની અંતિમ કર્મભૂમિ આ જ છે. આ ભૂમિમાં જન્મ ધારણ કરવાથી જ તેને મુક્તિલાભ મળવાનો સંભવ છે. વિશ્વગત અત્યંત વિશાળ સૌજન્ય, ઔદાર્ય, પાવિત્ર્ય અને શાંતિની અત્યુચ્ચ દશા આ ભૂમિ વિના અન્યત્ર કયાંય પણ મળી શકવાની નથી. જગત્માં કયાંય પણ જો અંતર્મુખતા અને ધર્મનો નિવાસ હોય, તો તે કેવળ ભરતભૂમિમાં જ છે. અધ્યાત્મવિદ્યાના સજીવન ઝરણમાંના જ્ઞાનજળની ઇતર દેશોમાં વૃષ્ટિ કરનાર મેઘો આ ભૂમિમાંથી જ નીકળ્યા છે. પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર એ ચારે દિશામાં અધ્યાત્મવિદ્યાસાગરની ભરતીની લહરીને પહોંચાડી ચાર્વાકવાદી રાષ્ટ્રોની સંસ્કૃતિના પ્રવાહને ધાર્મિક સંસ્કૃતિપ્રતિ વાળવાનું કાર્ય આ જ રાષ્ટ્ર આજ પર્યંત કરતું આવ્યું છે; અને વર્ત્તમાન મન્વંતરમાં પણ આ જ રાષ્ટ્રે એ કાર્ય બજાવવાનું છે. ભયંકરતાથી, પ્રજળેલા ભોગાગ્નિની તૃષ્ણામાં ઇતર દેશોમાંના જે લક્ષાવધિ લોકોના કંઠ હોમા-

વાની તૈયારીમાં છે, તેમને શાંતિજલનો સંચય આ ભૂમિમાંથી જ મળી શકશે. મિત્રો! મારું આ ભવિષ્યકથન સત્ય જ સિદ્ધ થશે, એ આપ નિશ્ચયપૂર્વક માનજો.

મેં જે કાંઈ પણ જોયું છે, તેપરથી આ પ્રમાણે થવાનું જ, એ વિશે મને તો લેશ માત્ર પણ શંકા નથી; પરંતુ આપનામાંથી જેમણે પણ માનવકુલના ઇતિહાસનો અભ્યાસ કર્યો હશે, તેમનો પણ મારા આ ભવિષ્યકથન વિશે નિશ્ચય હોવો જ જોઇએ. આપણી જન્મભૂમિએ આજ સુધીમાં જગત્પર અનેક ઉપકારો કરેલા છે. જો આ જગત્ની સમસ્ત માનવજાતિના ઇતિહાસનું અવલોકન કરીએ, તો સર્વ કરતાં, શાંત અને સાત્વિક હિંદુ જાતિએ જ, જગત્નું અધિક કલ્યાણ કરેલું છે, એમ જ આપણા જાણવામાં આવી શકશે. હિંદુ જાતિનું સૌજન્ય કેટલીક વાર તેના ઉપહાસનું કારણ પણ થઇ પડ્યું છે. તેના સૌજન્યપર અનેકવાર દુર્બળતાનો આરોપ મૂકવામાં આવ્યો છે. પરંતુ એ ' દુર્બળતા ' માટે આપણો કોઈ ગમે તેટલો ઉપહાસ કરે, તોપણ જો કોઈ પણ જાતિ ઈશ્વરના નિરંતર પ્રેમને પાત્ર હોય, તો તે કેવળ આપણી હિંદુ જાતિ જ છે." જગત્ના ઇતર ભાગોમાં પૂર્વકાળમાં અનેક સંસ્કૃત રાષ્ટ્રો થઈ ગયાં છે. પૂર્વકાળમાં અને અત્યારે પણ મહાન્ અને બળવાન્ રાષ્ટ્રોમાંથી વિશાળ કલ્પનાઓ ઉદ્ભૂત થયેલી છે અને થાય છે. પૂર્વકાળમાં અને અત્યારે પણ એક રાષ્ટ્રમાંની વિશાળ કલ્પનાઓનો પ્રવાહ બીજા રાષ્ટ્ર તરફ વહેતો ગયો છે અને જાય છે; પૂર્વકાળમાં અને અત્યારે પણ સત્ય પ્રમેયોનું બીજારોપણ એક રાષ્ટ્રે બીજા રાષ્ટ્રમાં કરેલું છે. આ સર્વ વાર્તાઓ સત્ય છે; પરંતુ આપે એ સારી રીતે ધ્યાનમાં રાખવું કે, આ સર્વ કાર્યો રણદુંદુભિની ગર્જનામાં અને રણવાદ્યોના કર્કશ ધ્વનિમાં જ સિદ્ધ થયેલાં છે! પ્રત્યેક પ્રમેયનું જાણે માનવરક્તમાં તેને તરબોળ કરીને જ આરોપણ કરવામાં આવ્યું છે! લક્ષાવધિ લોકોના રક્તની નદીના પ્રવાહમાંથી જ આ પ્રમેયો ચાલી ગયાં છે! અમુક એક નવીન કલ્પનાનું આરોપણ થયું, એટલે તેની સાથે લક્ષાવધિ લોકોનો રુદનસ્વર આવી મળ્યો છે; લક્ષાવધિ નિરાધાર બાળકોએ અશ્રુ વર્ષાવ્યાં છે; અને લક્ષાવધિ ચૂડાઓના ચૂરા થતાં વિધવાઓના આક્રોશથી આકાશમંડળ ભરાઈ ગયું છે, એમ જ આપણા જોવામાં આવ્યા કરે છે. સર્વ રાષ્ટ્રોની સંસ્કૃતિના ઇતિહાસને ચાળી જોઇએ, તો સર્વત્ર એ જ પ્રકાર વિસ્તરેલો દેખાઈ આવે છે. અર્થાત્ સર્વત્ર આવી સ્થિતિ હોવા છતાં પણ કેવળ આર્યભૂમિ જ એવી ભૂમિ છે કે જે નિરંતર શાંતિના સરોવરમાં વિહાર કર્યા કરે છે! ગ્રીસ નામક રાષ્ટ્રનું જે સમયમાં અસ્તિત્વ પણ નહોતું, તે સમયમાં

આર્યભૂમિ કાર્યમગ્ન હતી. જે વેળાયે રેમન કલ્પનાની સીમામાં પણ આવ્યું નહોતું, તે વેળાયે આર્યભૂમિ પોતાનું કાર્ય કરતી હતી! જે વેળાયે અત્યારના યૂરોપીયનોના પિતા અને પિતામહો અંગને રંગ લગાડીને અરણ્યમાં ભટકતા હતા, તે વેળાયે આર્યભૂમિ સત્ય પ્રમેયોના ઉદ્‌ઘાટનમાં લીન થયેલી હતી! ઇતિહાસ એટલે શું એની જે વેળાયે કોઇને કલ્પના માત્ર પણ નહોતી, તેવા સમયમાં પણ, અને જે જૂના કાળની અંધકારમયી ગુહામાં ઇતિહાસ ડોકિયું પણ કરી શકતો નથી, તે પુરાતન—અત્યંત પ્રાચીન—કાળમાં પણ આર્યભૂમિનું માનવસંસ્કૃતિનું કાર્ય ચાલૂ જ હતું. તે કાળથી તે અત્યારના વર્ત્તમાન ક્ષણ પર્યન્ત તેનું એ કાર્ય અવ્યાહત ચાલૂ છે. તે કાળથી ચાલૂ ક્ષણ પર્યન્ત તેનામાંથી અનેક વિશાળ પ્રમેયો બહાર નીકળીને પ્રસરતાં જાય છે અને તે પ્રત્યેક પ્રમેય સાથે આશીર્વાદ તથા શાંતિ પણ રહેલાં હોય છે. આપણા રાષ્ટ્રે જગદ્દિજયનું કાર્ય કર્યું નથી કિંવા કૃપાણધારાથી તેણે બીજા કોઈ રાષ્ટ્રને જીત્યું નથી; કિંતુ આપણા રાષ્ટ્રે સર્વ રાષ્ટ્રોને કેવળ 'ચિરંજીવ' એટલો આશીર્વાદ જ આપ્યો છે. આપણે આજ સુધી જીવનને ધારણ કરી રહ્યા છીએ, એનું કારણ એ જ છે. ગ્રીક લોકોના ચતુરંગ સૈન્યનો પદધ્વનિ સાંભળતાં જ સમસ્ત જગત્ ભયથી થરથર કંપી જતું હતું એવો પણ એક કાળ આવી ગયો; પરંતુ તે જ ગ્રીક લોકોની શી સ્થિતિ થઈ વારુ? એ જ કે, તેની કથા કહેનાર પણ કોઈ અવશિષ્ટ રહ્યું નહિ! આ જગત્‌માં અધિકાર મેળવવા યોગ્ય જે જે વસ્તુઓ હતી, તે પ્રત્યેક વસ્તુ રોમન રાષ્ટ્રની ગરુડચિહ્નાંક્તિ પતાકાના અધિકારમાં ગઈ હતી; આ જગત્‌ની અખિલ માનવ-જાતિના ગળાપર રોમન લોકોની ધૂંસરી એક કાળમાં પડેલી હતી અને માત્ર 'રોમ' એ શબ્દના ઉચ્ચારથી જ સમસ્ત વિશ્વ કંપી જતું હતું. જે કેપિટોલ્ નામક ટેકરીપર શતાવધિ રોમન્ વીરોનાં પૂતળાં તેમના અતુલ શૌર્ય અને જગજ્જેતૃત્વની સાક્ષી આપતાં ઉભાં હતાં, જે ટેકરીપર શતાવધિ દેવાલયો અસ્તિત્વ ધરાવતાં હતાં અને જ્યાંનો વૈભવ રોમન રાષ્ટ્રની મહત્તાનો પરિચય કરાવતો હતો, તે જ સ્થાન કાલવશાત્ આજે કેવળ મૃત્તિકા અને પાષાણનું જ નિવાસસ્થાન થઈ પડ્યું છે. જે સ્થળમાં એક કાળમાં સીજરનો રાજદંડ વિહરતો હતો, તે જ સ્થળમાં આજે શૃગાલો સંકોચ વિના પોતાના રાજ્યને સ્થાપતા દેખાય છે! રોમ અને ગ્રીસ પ્રમાણે જ બીજાં પણ કેટલાંક રાષ્ટ્રો ઉદય પામીને અસ્તંગત થઈ ગયાં છે. જળમાંની લહરીઓનો લોપ થતાં જેમ તેમના અસ્તિત્વનું કાંઈ પણ ચિહ્ન અવશિષ્ટ રહેતું નથી, તે જ પ્રમાણે એ રાષ્ટ્રોના અસ્તિત્વનું એક પણ ચિહ્ન આજે અવશિષ્ટ રહ્યું નથી. માનવજાતિના ઇતિહાસમાં

એ રાષ્ટ્રોના નામનિર્દેશ ઉપરાંત એમના સંબંધમાં બીજી કોઈ મહત્ત્વની ઘટના મળી શકે તેમ છે જ નહિ. સમસ્ત વિશ્વમાં આવા પ્રકારની ધૂમશ્રક્રી ચાલૂ હોવા છતાં આપણે અદ્યાપિ જીવનને ધારી રહ્યા છીએ, એટલું જ નહિ, પણ આપણે આ પૂર્વસ્થિતિનો ત્યાગ પણ કર્યો નથી. મનુ જો આપણી આ ભૂમિમાં પાછો અવતરે, તો 'હું કોઈ અન્ય અથવા પરકીય સ્થાનમાં આવ્યો છું,' એવો ભાસ તેને કદાપિ થાય તેમ નથી. પૂર્વકાળના નિયમો અથવા ધારાઓ આજે પણ અસ્તિત્વ ધરાવતા તેના જોવામાં આવી શકે એમ છે. સહસ્રાવધિ વર્ષોના અનુભવથી તે ધારાઓને સ્થિરતાની પ્રાપ્તિ થયેલી કદાચિત્ તેને દેખાશે. સહસ્રાવધિ વર્ષોના અનુભવથી તપી ઘડાઇને પરિપક્વ થયેલા રીતિરિવાજો કાલસ્થલાતીત કાયદા પ્રમાણે અચલ રહેલા છે, એમ જ તે અનુભવશે. આપણા રીતિરિવાજો આજે હજારો વર્ષથી કાળના હજારો પ્રચંડ આઘાતોને સહન કરતા આવ્યા છે; પરંતુ એ આઘાતોનું પરિણામ કેવળ એટલું જ થયું છે કે, તે રીતિરિવાજો વધારે બળવાન્ અને દૃઢ જ થઈ ગયા છે. એ આપણી એકંદર સ્થિતિનું મૂળ કારણ એ છે કે, અંતઃકરણની જે શુદ્ધ સ્થિતિ હોવી જોઇએ તે આપણી પાસે આજે પણ છે. બાહ્ય દેશોમાં પ્રવાસ કરી આવ્યા પછી જે કાંઈ પણ પ્રત્યક્ષ અનુભવ મને પ્રાપ્ત થયેલો છે તેને સ્મરીને જ અત્યારે હું આ બોલું છું, એ આપે ધ્યાનમાં રાખવું. ઇતર દેશો ધર્મના સંબંધમાં બહુધા ઉદાસીન જ છે. નિત્યના જીવનક્રમમાં જે અનેક કૃતિઓ કરવી પડે છે, તેમાંની જ એક વસ્તુ ધર્મ પણ છે, એમ જ ત્યાંના લોકો ધારે છે. તેમની દૃષ્ટિમાં ધર્મનું મૂલ્ય એથી અધિક નથી. જેવી રીતે આપણે રાજકારણનાં કિંવા સામાજિક કેટલાંક કાર્યો કરીએ છીએ અથવા તો જેવી રીતે દ્રવ્યદ્વારા પ્રાપ્ત થનારી અનેક વસ્તુઓનો ઉપભોગ લઇએ છીએ, તે જ પ્રમાણે એ સર્વ વિષયોમાં ધ્યાન આપવા સાથે ધર્મના એકાર્ધ વિષયમાં પણ સગવડ પ્રમાણે કોઇક પ્રસંગે થોડું ઘણું ધ્યાન અપાય તો તેમાં અડચણ જેવું કાંઈ નથી, એવી જ ત્યાંના લોકોની માન્યતા છે. ભલે ને તેમની હીલચાલો અનેક પ્રકારની દેખાતી હોય છતાં તેમની સર્વ પ્રવૃત્તિઓનું પર્યવસાન મુખ્યતઃ ઇન્દ્રિયપ્રવૃત્તિને વધારવા તરફ જ હોવાનું. પરંતુ આપણા લોકોની સ્થિતિ તેમનાથી સર્વથા ભિન્ન પ્રકારની છે. કેવળ ધર્મ જ આપણું જીવિતસર્વસ્વ, એવો જ આપણો નિશ્ચય છે. જીવિતનો એક માત્ર હેતુ ધર્મ જ છે, એવો આપણો નિશ્ચયાત્મક અભિપ્રાય થઈ ગયો છે. ચીન અને જાપાન એ બે દેશો વચ્ચે પરસ્પર એક મોટું યુદ્ધ થયું હતું, એ વાર્તાને આપનામાંના કેટલાક જન જાણે છે વારુ?

દેશમાં સમસ્ત સમાજની ક્રાંતિ થઈ જાય તેવી ઘટનાઓ થતી હોય છે, તેની આપનામાંના કેટલાકોને માહિતી હોય છે વારુ? ઘણાકોને તો એ ઘટનાઓનો ગંધ માત્ર પણ હોતો નથી; પરંતુ અમેરિકામાં સર્વ ધર્મોની એક ધર્મમહાપરિષદ્ ભરાઈ હતી અને તે પરિષદ્‌માં એક સંન્યાસીએ વ્યાખ્યાન આપ્યું હતું, એ વાર્ત્તા અહીંનાં આબાલવૃદ્ધોના જાણવામાં આવી ગઈ છે. આ ઘટનાથી હિંદુરાષ્ટ્રની મનોવૃત્તિનું સામાન્ય ધોરણ બાંધી શકાય છે, અને હિંદુરાષ્ટ્રના જીવનક્રમનો પ્રધાન હેતુ શો છે, એનું પણ દિગ્દર્શન થઈ જાય છે. અનેક દેશોમાં ફરી વળેલા પાશ્ચાત્ય પ્રવાસીઓનાં લખેલાં પુસ્તકોને વાંચવાનો મને બહુ જ નાદ હતો. એ પુસ્તકોમાં આપણા પૌરસ્ત્યોના અજ્ઞાન વિશે સ્થળે સ્થળે ખેદપૂર્ણ ઉદ્‌ગારો કાઢેલા હતા. હવે તેમનું કથન જો કે અંશતઃ સત્ય છે; તથાપિ તેમાં અસત્ય વાર્ત્તાઓ પણ પુષ્કળ છે, એ તો અવશ્ય સ્મરણમાં રાખવું જ જોઈએ. કોઈ એક જર્મન્, ફ્રેંચ, અમેરિકન્ અથવા અંગ્રેજ કૃષિકારને "તું કયા પક્ષનો છે?" એવો પ્રશ્ન જો પૂછવામાં આવે, તો તે 'લિબરલ્' 'કૉન્જર્વેટિવ્,' 'ડિમૉક્રૅટ્' કિંવા 'રિપબ્લિકન્' એમાંના એકાદ નામનો તત્કાળ ઉચ્ચાર કરશે અને તે કયા પક્ષને મત આપનાર છે એનો પણ ખુલાસો આપી દેશે; પણ તેને જ જો કોઈ પ્રશ્ન ધર્મના સંબંધમાં પૂછવામાં આવે, તો તે માત્ર એટલું જ ઉત્તર આપવાનો કે, 'હું અમુક વિશિષ્ટ પંથનો છું.' એ પછી તેને જો એમ પૂછીએ કે, 'તું પોતાને અમુક પંથના તરીકે શા કારણથી ઓળખાવે છે?' તો એનું ઉત્તર તેનાથી કદાપિ આપી શકાશે નહિ; કારણ કે, આવા વિચારો તેના મસ્તિષ્કમાં કદાપિ ઉદ્‌ભવતા જ નથી. બજારમાં ચાંદીના ભાવની વધઘટ શા કારણથી થાય છે, એ કદાચિત્ તે કહી શકશે, પરંતુ ધર્મના વિષયમાં તો તે કેવળ અરણ્યપંડિત જ રહેવાનો.

હવે આપણે જો આપણા આ દેશની સ્થિતિનું અવલોકન કરીએ, તો તે એથી સર્વથા વિરુદ્ધ હોવાનું જ દેખાઈ આવે છે. જો કોઈ હિંદુ કૃષિકારને રાજકીય વિષયનો કોઈ પ્રશ્ન પૂછવામાં આવે, તો એમાં તે એક બાળક જેવો જ અજ્ઞ જણાશે! તેમ જ સામાજિક વિષયમાં પણ તેના જ્ઞાનનું પ્રમાણ સાધારણ જ દેખાવાનું. ધનવાન્ અને મજૂરોનો સંબંધ અથવા તો અર્થશાસ્ત્રમાંના બીજા પણ કેટલાક વિષયો છે કે જે વિશેના જ્ઞાનનો કિંચિદ્ અંશ પણ તેનામાં હોવો અશક્ય છે. શ્રમ કરવો અને નિર્વાહનાં સાધનો મેળવવાં, એટલું જ માત્ર તે જાણતો હોય છે. પરંતુ તેને જ તમે ધર્મના સંબંધમાં કોઈ પ્રશ્ન પૂછો, એટલે તે તેનું ઉત્તર એટલી તો સ્પષ્ટતાથી આપશે કે તેને ધર્મના વિષયનું સારું જ્ઞાન છે, એવો જ તત્કાળ તમારો નિશ્ચય

થઈ જાય. આ વિશેનો ઘણીકવાર મને પોતાને પ્રત્યક્ષ અનુભવ મળી ચૂકયો છે. એક રાષ્ટ્ર તરીકે આપણામાં શા શા ગુણદોષ રહેલા છે, એ તો કેટલીક સામાન્ય બાબતોથી જ જણાઈ આવે છે. 'જેટલી વ્યક્તિ તેટલી પ્રકૃતિ' અથવા 'ભાલે ભાલે મતિર્ભિન્ના' એ કહેવતો તો અનેકવાર આપના સાંભળવામાં આવી હશે જ. પ્રત્યેક મનુષ્યનો ભિન્ન ભિન્ન રીતિથી વિકાસ થતો હોય છે. કોઈ પણ વિષયમાં એક જ પદ્ધતિ સર્વને એક સરખી રીતે લાગૂ કરી શકાય તેમ નથી. પૂર્વ કર્મોની અનેક પરંપરાઓ પ્રત્યેક વ્યક્તિની પાછળ હોય છે; અને ભાવિ માર્ગક્રમણ એ પરંપરાને અનુસરીને જ અંકાયલું હોય છે. પૂર્વ કર્માનુસાર વિશિષ્ટ પરિસ્થિતિમાં તેનો જન્મ થયેલો હોય છે અને પોતાની વર્ત્તમાન સ્થિતિનો જેવો ઉપયોગ કરે છે, તેવો જ ભાવિ જન્મ તેને પ્રાપ્ત થાય છે. એવી રીતે આ જગત્માં જન્મ પામનાર પ્રત્યેક વ્યક્તિનો એક વિશિષ્ટ માર્ગ હોય છે. પ્રત્યેક વ્યક્તિનું એક વિશિષ્ટ જાતિનું વલણ હોય છે. પ્રત્યેકની દિશા ભિન્ન હોય છે અને તે પોતાની વિશિષ્ટ દિશામાં અપરિહાર્યતાથી જતો હોય છે. તેનો સમસ્ત જીવનક્રમ તે વિશિષ્ટ દિશામાં જ ચાલતો હોય છે. જે નિયમ એક વ્યક્તિને લાગૂ પડે છે, તે જ નિયમ એક સમસ્ત રાષ્ટ્રને અથવા તો સમસ્ત માનવજાતિને પણ લાગૂ પડી શકે છે. પ્રત્યેક રાષ્ટ્રના વિકાસના માર્ગો વિશિષ્ટ હોય છે અને તેનો વિકાસ તે જ માર્ગથી થવાનો હોય છે. પ્રત્યેક રાષ્ટ્રે આ વિશ્વમાં એક વિશિષ્ટ કર્ત્તવ્ય બજાવવાનું હોય છે અને તેનો જન્મ એ વિશિષ્ટ કર્ત્તવ્યની પૂર્ત્તિમાટે જ થયેલો હોય છે. પોતાના વિશિષ્ટ અથવા નિયત માર્ગમાં ચાલીને જ તે રાષ્ટ્રે પોતાના કર્ત્તવ્યની પૂર્ત્તિ કરવાની હોય છે. રાજકીય મહત્ત્વ મેળવવું, એ આપણું કર્ત્તવ્ય નથી. એક પછી એક અનેક દેશોને જીતી લેવા, એ કર્ત્તવ્ય આપણું નથી; પૂર્વ કાળમાં પણ એ કર્ત્તવ્ય કદાપિ આપણા શિરે આવ્યું નહોતું અને અત્યારે પણ એ કર્ત્તવ્ય આપણા ભાગે આવેલું નથી; કેવળ એટલું જ નહિ, પણ ભવિષ્યકાળમાં પણ એ કર્ત્તવ્યનો ભાર આપણા શિરપર કદાપિ આવી પડવાનો નથી. આ મારા નિશ્ચયાત્મક કથનને અવશ્ય આપે ધ્યાનમાં રાખવું. પૂર્વ કાળથી જ આપણા રાષ્ટ્રને બીજા એક પ્રકારની કર્ત્તવ્યશીલતા સોંપાયલી છે, અને તે એ કે, આધ્યાત્મિક બળની એકત્રતા કરવી, તેનું રક્ષણ કરવું, તેનુ કેન્દ્રીકરણ કરવું અને યોગ્ય કાળે તથા યોગ્ય સ્થળે તે આધ્યાત્મિક શક્તિની લહરીનો સમસ્ત પૃથ્વીમાં પ્રસાર કરવો, એ જ આપણી કર્ત્તવ્યશીલતા છે. ઇરાની, ગ્રીક, રોમન, અરબ અથવા અંગ્રેજોએ યુદ્ધ સામગ્રીને સજ્જ કરી પૃથ્વીપરના દેશોને જીતી લેવા અને અનેક દેશોને એક સૂત્રમાં બાંધી દેવાનો યત્ન

કર્યાં કરવો, એ તેમનું કર્ત્તવ્ય છે. તે જ પ્રમાણે જે જે રાજ્યમાં યોગ્ય પ્રસંગ અથવા અવસર મળે ત્યાં ત્યાં આધ્યાત્મિક જ્ઞાનની લહરીને પહોંચાડી દેવી, એ આપણો કર્ત્તવ્યભાગ છે. માનવવિકાસના અનેક માર્ગો છે. હિંદુઓ પોતાની શાંતતાપ્રિય બુદ્ધિથી એ સંસ્કૃતિના વિકાસને સહાયતા આપતા રહે, એ જ તેમના માટે યોગ્ય છે. ભારતવર્ષમાંથી વિશ્વને પ્રાપ્ત થવા યોગ્ય જે પદાર્થ છે, તે કેવળ અધ્યાત્મજ્ઞાનનો પ્રકાશ જ છે.

હવે જ્યારે પૂર્વકાલના ઇતિહાસનું આપણે અવલોકન કરીએ છીએ, ત્યારે એક વિશિષ્ટ ઘટના આપણા જોવા અને જાણવામાં આવી શકે છે. કોઈ પણ એક વિજેતા રાષ્ટ્રના અનુષંગથી જ્યારે જ્યારે પણ ભારતવર્ષને ઇતર દેશો સાથે સંબંધમાં આવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે અને આર્યાવર્ત્તને જ્યારે પણ પોતાના અજ્ઞાતવાસનો ભંગ કરવાની વેળા પ્રાપ્ત થયેલી છે, તે તે વેળાયે ભરતભૂમિમાંના અધ્યાત્મસાગરની લહરી દૂરદૂરના દેશોમાં જઈ પહોંચી છે, એ તત્કાળ આપણા જોવામાં આવી શકે છે. કૃપાણધારા ચલાવીને વિશ્વમાંના દેશોને જીતી લેવાની પોતાની આકાંક્ષા ન હોવાથી આપણી ભરતભૂમિને વારંવાર અજ્ઞાતવાસને સ્વીકારવાની એક ટેવ જ પડી ગઈ છે. ઇતર દેશોના અનુષંગથી તેના એ અજ્ઞાતવાસનો ભંગ થાય છે; અને અજ્ઞાતવાસનો ભંગ થતાં જ તેના અધ્યાત્મસાગરમાં ભરતી આવતાં તેની લહરીઓ પરદેશમાં પણ જઈ પહોંચે છે. ઓગણીસમી સદીના આરંભમાં જર્મનીમાં શૉપેનહેર નામક એક વિખ્યાત પંડિત હતો. એણે વેદોનો અનુવાદ વાંચ્યો હતો. એ અનુવાદ વિશેષતઃ શુદ્ધ નહોતો, કિંતુ વેદોના એક ફારસી ભાષામાંના અનુવાદનો એક ફ્રેંચ મનુષ્યે લૅટિન્ ભાષામાં અનુવાદ કર્યો હતો અને તે જ અનુવાદ એ જર્મન્ મહાપંડિતના વાંચવામાં આવ્યો હતો. એ ભાષાંતરનો ઉલ્લેખ કરતાં શૉપેનહેર કહે છે કે;–"ઉપનિષદ્ગ્રંથોનું વાચન મનુષ્યમાટે અત્યંત કલ્યાણપ્રદ અને પ્રકાશક છે. એના વિના સમસ્ત જગત્‌માંની કોઈ પણ વિદ્યાનો અભ્યાસ શ્રેયસ્કર નથી. મારા જીવનક્રમમાં એ ઉપનિષદોના અભ્યાસે જ મને શાંતિનો લાભ આપ્યો છે અને મારા મૃત્યુની વેળાયે પણ એજ મને અચલ શાંતિ આપશે!", જ્યારે પ્રાચીન ગ્રીક વાઙ્મયના સંશોધનનું કાર્ય થવા માંડ્યું, તે વેળાયે યૂરોપીયન્ પંડિતોમાં અત્યંત વેગપૂર્વક વિચારસંશોધન અને વિચારસંક્રમણ થવા પામ્યું હતું; પરંતુ તેના કરતાં પણ મોટા પ્રમાણમાં વિચારસંક્રમણ થવાનો કાળ વધારે અને વધારે નિકટમાં આવતો જાય છે, એવું ભવિષ્ય એ જર્મન આચાર્યે ભાખ્યું હતું. તેનું

એ ભવિષ્યકથન સત્ય સિદ્ધ થવાનો સમય હવે આવી લાગેલો દેખાય છે. યૂરોપના ચાલૂ વ્યવહારને જે કોઈ પણ ખુલ્લી આંખોથી જોતા હશે, પાશ્ચાત્ય જનસમાજની મનોવૃત્તિમાં થતું પરિવર્ત્તન જેમના જાણવામાં આવતું હશે અને જેઓ વિચારપૂર્વક પાશ્ચાત્યોની મનોભૂમિકાનો અભ્યાસ કરતા હશે, તેમને એવા પ્રકારના વિચારસંક્રમણનો તત્કાળ સાક્ષાત્કાર થઈ શકે એમ છે. આર્યતત્ત્વજ્ઞાનના ઝરણનું જળ પાશ્ચાત્ય દેશમાં ધીમે ધીમે પણ અનિવાર્યતાથી શમતું જાય છે અને તેના યોગે પાશ્ચાત્યોની સમાજશાસનપદ્ધતિમાં અને તેમના વિચારોમાં સંક્રમણ થતું જાય છે, એ વાર્ત્તા બુદ્ધિમાનોના ધ્યાનમાં આવ્યા વિના રહે તેમ નથી. પરંતુ એવા પ્રકારનું સંક્રમણ થતું હોવા છતાં બીજી પણ એક વિશેષ વાર્ત્તા ખાસ કરીને ધ્યાનમાં રાખવાયોગ્ય છે, અને તે એ કે, એ વિચારસંક્રમણ અત્યંત શાંતતાથી થાય છે. એ વિચારસંક્રમણ સાથે યુદ્ધનો કર્કશ ધ્વનિ ઉદ્ભવતો નથી, એ વિચારસંક્રમણ સાથે તલ્વારનો ચમકાટ જોવામાં આવતો નથી અથવા તો સર્વનાશક તોપ આદિની ગર્જના પણ તેની સાથે સંભળાતી નથી. આપણા આર્યતત્ત્વજ્ઞાનનો પ્રસાર કેવી રીતે થાય છે, એ જો એક જ અંગ્રેજી શબ્દમાં જણાવવું હોય, તો તે કેવળ 'Fascination' શબ્દથી જ જણાવી શકાય તેમ છે. એ શબ્દનો અર્થ છે, 'મોહકતા'. પાશ્ચાત્ય સંસ્કૃતિ જ્યારે પણ કોઈ અન્ય સ્થાનમાં જાય છે, તે વેળાયે પ્રથમ ત્યાં મહાભયંકર વિક્ષોભ ઉત્પન્ન થાય છે. કોઈ પણ ઘટના અચાનક થતાં જેમ મનુષ્ય ગભરાઈ જાય છે, તે જ પ્રમાણે પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રથમ આગમનને જોતાં જ સમાજ એકદમ ગભરાટમાં પડી જાય છે. પરંતુ આર્યતત્ત્વજ્ઞાનના સંક્રમણનો પ્રકાર એથી સર્વથા વિરુદ્ધ છે. સમાજના જાણવામાં પણ ન આવે, એવી રીતે તે તેનામાં પ્રવેશ કરે છે. તેના પ્રથમ સ્પર્શથી જાણે કે સમાજ મોહમુગ્ધ જ બની જાય છે. હિંદુતત્ત્વવિચારોનો જેમને સર્વથા અપરિચય હોય છે, તેવા પરકીય મનુષ્ય પ્રથમ 'હિંદુ' શબ્દથી જ ચકરાવામાં પડી જાય છે. હિંદુતત્ત્વજ્ઞાન, હિંદુરૂઢિ, હિંદુસમાજરચના અને હિંદુસાહિત્ય ઇત્યાદિ સર્વ પ્રકારના 'હિંદુ' વસ્તુસંઘનો તેઓ તિરસ્કાર કરવા માંડે છે. કેવળ 'હિંદુ' એટલા શબ્દથી જ તેમના કપાળની ચામડીમાં અઢાર કરચોળીયો પડી જાય છે. પરંતુ કેટલાક સમય પર્યન્ત ધૈર્ય ધારીને જો તેઓ આપણી વિચારપદ્ધતિ સાથે પરિચિત થઈ જાય, તેનું પરિશીલન કરે અને આપણી આચારકલ્પનાઓના ગર્ભમાં કયાં મહત્તત્ત્વો સમાયલાં છે, તે જાણી લે, તો તેમની પૂર્વ ભાવના બદલાઈ જતાં તેમના હૃદયમાં કૌતુકનો ઉદ્ભવ થશે અને સોમાંના નવ્વાણું તેનાથી અવશ્ય મોહમુગ્ધ બની જશે,

એવો મારો દૃઢ નિશ્ચય છે. રાત્રિના સમયે પડતા દવબિન્દુઓનો ધ્વનિ કોઇના પણ સાંભળવામાં આવતો નથી; અને તે પડતી વેળાયે કોઇને પણ દેખાતા નથી; તથાપિ તેઓ જેવી રીતે વનસ્પતિપોષણનું મહત્કાર્ય કરે છે, તેજ પ્રમાણે આપણા આ શાંત, સહનશીલ, સહિષ્ણુ અને ધર્મૈકજીવી હિંદુકુળે પોતાનું કાર્ય નિઃશબ્દતાથી જ કરી બતાવ્યું છે.

એ પૂર્વેતિહાસની પુનરાવૃત્તિ થવાનો કાળ હવે આવી લાગ્યો છે. અર્વાચીન કાળનાં ભૌતિકશાસ્ત્રોના આઘાતે પૂર્વકલ્પનાઓના દુર્ગમાંની મોરચાની જગ્યાઓને અત્યારે સર કરી લીધી છે અને તેથી તેમાંના મજબૂત બુર્જ ઠેઠ મૂળમાંથી તૂટી ગયા છે. માનવજાતિએ ધર્મના વિષયમાં અમુક એક વિશિષ્ટ પરંપરાનો જ અંગીકાર કરવો જોઇએ, એ પૂર્વ ભાવનાનો સમૂળ લોપ થઈ ગયો છે. ચીનાઇ માટીનાં વાસણો જેવી રીતે મોટા ઘણના આઘાત તળે કડાકડ તૂટી જાય છે, તેજ પ્રમાણે પ્રાચીન વસ્તુસંશોધનના આઘાતથી જૂની ભોળાપણની માન્યતાઓના ચૂરેચૂરા થતા જાય છે. યૂરોપમાં અત્યારે ધર્મ સંપૂર્ણ રીતે કેવળ અશિક્ષિત જનસમૂહના અધિકારમાં જ ચાલ્યો ગયો છે. ધર્મનું કોઈ પણ પ્રકારનું અસ્તિત્વ હોવું જ જોઇએ, એમ જો ત્યાં કોઇને પણ ભાસતું હોય, તો તે કેવળ અજ્ઞ જનસમુદાયનેજ ભાસે છે. ત્યાં જેઓ પોતાને સજ્ઞાન તરીકે ઓળખાવે છે, તેઓ અમુક વસ્તુની તે ધાર્મિક હોવાના કારણથીજ અવહેલના કરે છે. આવી સ્થિતિમાં આર્યતત્ત્વજ્ઞાનના પ્રસારને અવસર મળે, એ સર્વથા યોગ્યજ છે. હિંદુઓની મનોભૂમિકામાંથી બહાર પડતી અત્યંત વિશાલ ધાર્મિક કલ્પનાઓ તેમાં ગુંથાયલી મળી આવે છે, અને તેજ પ્રમાણે અધ્યાત્મવિદ્યાના સિદ્ધાંતોનો પ્રત્યક્ષ આચાર પણ ત્યાં દૃષ્ટિગોચર થાય છે. અધ્યાત્મવિદ્યાના કેટલાક સિદ્ધાંતો આપણા લોકોના અસ્થિ અને માંસમાં વ્યાપી ગયેલા છે અને આપણા સામાન્ય વ્યવહારમાં પણ તેનું પ્રત્યક્ષ રૂપ ડગલે ને પગલે દેખાઈ આવે છે. અત્યારના ગોટાળામાંથી કોઇને પણ સુરક્ષિતતાથી બહાર કાઢવામાટે કેવળ આપણા આર્યતત્ત્વજ્ઞાન વિના અન્ય કોઈ પણ તત્ત્વજ્ઞાન ઉપયોગી થઈ શકે તેમ નથી, એ વાર્ત્તા સર્વથા નૈસર્ગિક છે. અનંત ગોટાળાના ગર્ભમાં એકતાનતા રહેલી છે, એ તત્ત્વને નિઃશંકતાથી સ્થાપિત કરનાર, મૃત્યુનું સામ્રાજ્ય નિત્યના અનુભવથી સિદ્ધ હોવા છતાં વિશ્વની નિઃસીમતાને સિદ્ધ કરનાર, માનવી જીવનની ક્ષણભંગુરતા અનુભવસિદ્ધ હોવા છતાં આત્માની અમરતાને સિદ્ધ કરનાર, પ્રત્યેક ક્ષણે જગતના પરિવર્તિત થતા સ્વરૂપની પાછળ તેનું સ્થિર રૂપ રહેલું છે એમ સિદ્ધ કરનાર અને

આ વિશ્વની અનંતતાને નિર્વિવાદ સિદ્ધ કરનાર જો કોઈ પણ શાસ્ત્ર હોય, તો તે જ અત્યારની આ ઝોટીંગ બાદશાહીના કાળમાં ઉપયોગી થઈ શકે એમ છે. આ જગત્ પંકથી ભરેલું એક નાનું ખાબોચિયું છે, એવી કલ્પના પુરાતન કાળમાં હતી. આપણા જૂના પુરાણા ગ્રંથોમાં પણ એવા પ્રકારનો ઉલ્લેખ મળી આવે છે. તેજ પ્રમાણે વિશ્વ ક્ષણભંગુર છે અને એકંદર કાળ પણ તેટલો જ આકુંચિત છે, એવી કલ્પના પણ પૂર્વ કાળમાં અસ્તિત્વ ધરાવતી હતી; પરંતુ આપણા તેજ ગ્રંથોમાં કાળ અને સ્થળના અનંતત્વની અને માનવી આત્માના અનંત વૈભવની કલ્પના પણ ઉદય પામતી હોવાનું દેખાઈ આવે તેમ છે. ધર્મશાસ્ત્રોના વિષયમાં એ પછી જે જે શોધો થયા હતા, તે સર્વના અંતરમાં એજ અનંતત્વની કલ્પનાનો નિવાસ હતો. અત્યારના કાળમાં ઉત્ક્રાંતિશાસ્ત્રે અને ઇતર ભૌતિકશાસ્ત્રોએ જૂની પુરાણી ઈશ્વરવિષયક કલ્પનાઓની સર્વથા છિન્નવિચ્છિન્નતા કરી નાખી છે. એટલે આવા સમયમાં કેવા પ્રકારનું શાસ્ત્ર માનવજાતિને ઉપયોગી થઈ શકે તેમ છે વારુ? એવો એક સ્વાભાવિક પ્રશ્ન ઉદ્‌ભવે છે; અને તેનું ઉત્તર એ છે કે, જે શાસ્ત્રના સિદ્ધાંતોના પ્રસારવડે માનવી મનની આકુંચિતતામાં ન્યૂનતા થવાનો સંભવ હોય, જે શાસ્ત્રના સિદ્ધાંતોવડે સંશયનિવૃત્તિ થઈ શકતી હોય અને જે શાસ્ત્રના સિદ્ધાંતોથી અંતઃકરણમાંની ક્ષુદ્ર વૃત્તિઓનો અસ્ત અને ઔદાર્યનો ઉદય થઈ શકે, તેવા જ શાસ્ત્રની અત્યારે માનવ-જાતિને આવશ્યકતા છે, એ તો સર્વથા સ્પષ્ટ જ છે; અને એવું જો કોઈ પણ શાસ્ત્ર હોય તો તે કેવળ વેદાન્ત જ છે. વેદાંતમાં માનવી આત્માનું અત્યંત આશ્ચર્યકારક અને ઉજ્જવલ રૂપ દૃષ્ટિગોચર થાય છે અને એમાં જ પરાવાણીના મધુર નાદને સાંભળી શકાય છે.

હવે અહીં એક બીજી વાર્તાને પણ વિશેષે કરીને ધ્યાનમાં રાખવી જોઇએ, એ કહેવું આવશ્યકીય છે. હિંદુધર્મના પ્રસારની આવશ્યકતા વિશે જે વિવેચન અત્યાર સુધી કરાયું છે, તેમાંના 'હિંદુધર્મ' શબ્દથી કેવળ તત્ત્વસિદ્ધાંતોનો જ બોધ થાય છે, એમ જ સમજવાનું છે. જે મૂલતત્ત્વ અને સિદ્ધાંતોના પાયાપર હિંદુધર્મની ઇમારત ચણવામાં આવી છે, તે સિદ્ધાંતોના સંબંધમાં જ આ વિવેચન કરાયું છે, એમ જ માનવાનું છે. એ સિદ્ધાંતોનો આપણે પાશ્ચાત્યોને સ્વીકાર કરાવવો જોઇએ, એ જ મારા કથનનો આશય છે. હિંદુધર્મનું જે કાંઈ પણ બાહ્ય સ્વરૂપ આજે દેખાય છે, તેનું અનુકરણ (નકલ) તેમણે કરવું જોઇએ, એવો મારા બોલવાનો ભાવાર્થ નથી. બાહ્ય ઉપાધિઓનો નહિ, કિંતુ કેવળ નૈરુપાધિક સિદ્ધાંતોનો જ સ્વીકાર

કરવાનો છે. એ જ મારા બોલવાનો દૃઢ મથિતાર્થ છે. કેટલાંક શતકોના અનુભવના યોગે જે વિશિષ્ટ પ્રકારનાં સમાજબંધનો, રીતિનીતિ, રૂઢિ અથવા સમાજઘટના આદિ આજે હિન્દુકુળમાં દૃષ્ટિગોચર થાય છે, તેમનો શુદ્ધ ધર્મતત્ત્વો સાથે અવિભાજ્ય સંબંધ છે, એમ તો નથી જ. જ્ઞાનકાંડ અને કર્મકાંડ અથવા શ્રુતિ અને સ્મૃતિ એવા બે સ્પષ્ટ વિભાગો આપણા શાસ્ત્રમાં પણ પાડેલા છે, એ તો આપ જાણો છો જ. એમાંથી જ્ઞાનકાંડ કાલસ્થલાતીત સિદ્ધાંતોનું શાસ્ત્ર હોવાથી તેની સત્યતા કાળ અને સ્થળના અનુષંગથી બાધિત થઈ શકતી નથી. મનુષ્યસ્વભાવ, આત્મપ્રતીતિ, જીવાત્મા તથા પરમાત્માનો નિત્યસંબંધ, પરમાત્માનું રૂપ અને મુક્તિ ઇત્યાદિ વસ્તુઓના પાયાપર એ શાસ્ત્રનું મંડાણ થયેલું હોવાથી તેના સિદ્ધાંતો પણ સર્વ કાળમાં અને સર્વ સ્થળમાં અબાધિત હોવા જ જોઇએ, એ સ્વભાવસિદ્ધ છે. તે જ પ્રમાણે સૃષ્ટિ-રચના, સૃષ્ટિ રચનાની અનાદ્યનન્તતા અથવા તો સૃષ્ટિની ઉત્ક્રાંતિ અને પ્રતિક્રાંતિ ઇત્યાદિનું વિવેચન કાલસ્થલાતીત નિયમોને અનુસરીને જ કરાયલું હોવાથી તે સર્વ કાળમાં અને સર્વ સ્થળમાં એક સરખી રીતે લાગૂ પાડી શકાય તેમ છે. એ પછી સ્મૃતિશાસ્ત્ર નિર્માણ થયું. એ શાસ્ત્રમાં સામાન્ય વ્યવહારમાંના આચારોનું વિવેચન કરેલું છે. એનો ધર્મતત્ત્વમાં અંતર્ભાવ કરી શકાય તેમ નથી. એમાંના સિદ્ધાંતો સામાજિક પરિસ્થિતિવડે બદ્ધ હોવાથી તેમને કાલસ્થલાતીત તરીકે ઓળખાવી શકાય તેમ છે જ નહિ. આપણા પોતાના આ દેશમાં પણ સ્મૃતિસિદ્ધાંતો વારંવાર બદલાયા કરે છે, એ વાર્ત્તા તો આપણા નિત્યના અનુભવની જ છે. એક યુગમાંની નીતિ રીતિનું બીજા યુગમાં દર્શન થતું નથી; અને જેવી રીતે યુગોનું સંક્રમણ થાય છે, તે પ્રમાણે એ કલ્પનાઓમાં પણ અવશ્ય પરિવર્તન થતું રહે છે. યોગ્ય કાળમાં મહાપુરુષ અને મહાઋષિઓ આપણા સામાન્ય જનોના મધ્યમાં અવતાર ધારણ કરે છે અને તે તે કાળની પરિસ્થિતિને અનુરૂપ સમાજરચનાને એટલે કે સ્મૃતિને નિર્માણ કરે છે.

જીવાત્મા, પરમાત્મા અને સૃષ્ટિ સંબંધી અત્યંત વિસ્મયકારક અને ઉન્નતિકારક સિદ્ધાંતો આ દેશમાં જ પ્રકટ થયેલા છે. 'મારો માર્ગ ખરો કે તારો માર્ગ ખરો' એવા ક્ષુદ્ર વિષયોમાટે ભારતવર્ષે કદાપિ ઝગડો જગાવ્યો નથી. ધર્મના કારણથી જ્યાં કદાપિ રક્તપાત થયો જ નથી, એવો જો કોઈ પણ દેશ હોય તો તે કેવળ ભારતવર્ષ જ છે. આપણને આવી ક્ષુદ્ર કલ્પનાઓનો કદાપિ સ્પર્શ માત્ર પણ થયો નથી. આપણાં ધર્મતત્ત્વો સનાતન અને સ્વભાવસિદ્ધ હોવાથી તેમનું કલ્યાણકારિત્વ સર્વદા

એકસરખા પ્રમાણમાં અવિચલ છે. સહસ્રાવધિ વર્ષ પૂર્વે તેમનો ઉદય થયો હતો અને તે કાળમાં માનવજાતિનું તેમણે જે કલ્યાણ કર્યું હતું, તે જ કલ્યાણ કરવાનું સામર્થ્ય આજે પણ તેમના અંગમાં અવિચલ છે. જ્યાં સુધી આ સૃષ્ટિ અસ્તિત્વ ધરાવશે, જ્યાં સુધી કર્મના નિયમો અબાધિત ચાલતા રહેશે અને જ્યાં સુધી આપણે મનુષ્યો સ્વકર્માનુસાર બદ્ધ રહીશું, ત્યાં સુધી એ સિદ્ધાંતોનો અધિકાર આપણાપર અવ્યાહત ચાલતો રહેવાનો, એમાં તો તિલમાત્ર પણ શંકા નથી. જ્યાં સુધી આપણું કલ્યાણ બીજાથી કરી શકાય તેમ નથી અને જ્યાં સુધી આપણે પોતાના બળથી જ મુક્તિ મેળવવાની છે; ત્યાં સુધી સનાતન ધર્મ પણ અબાધ્ય જ રહેવાનો.

આપણી પાસે જગતને આપવા યોગ્ય જે કાંઈ પણ છે તે એ જ છે. ભિન્ન ભિન્ન માનવજાતિના વિકાસનું જો આપણે અવલોકન કરીએ, તો એક વાર્ત્તા વિશેષતાથી આપણા ધ્યાનમાં આવે છે અને તે એ છે કે, તે જાતિઓની બાલ્યાવસ્થાના કાળમાં તેમની ભિન્ન ભિન્ન શાખાઓના ભિન્ન ભિન્ન દેવો હોવાના, એવો એક નિયમ જ પડી ગયો હતો. જો એ શાખાઓમાં પરસ્પર પ્રેમભાવ પ્રવર્ત્તતો હોય, તો એ સર્વદેવોનો એક જ નામમાં અંતર્ભાવ થતો હતો. સર્વ બૅબિલોનિયન્ દેવદેવતા એક જ નામથી ઓળખાતાં હતાં. બૅબિલોનિયનોની અનેક શાખાઓ હતી અને તે શાખાઓના તેમની સંખ્યા પ્રમાણે જ અનેક દેવો હતા; તો પણ તે સર્વનો 'બાલ્'ના એક જ નામમાં સમાવેશ થતો હતો. તે જ પ્રમાણે યહૂદી કુળોની અનેક શાખાઓની અનેક દેવતાઓનો સમાવેશ 'મોલૉક્' એ એક જ નામમાં થતો હતો. તે પછી એમાંની અમુક એક શાખા પ્રબળ થઇને તે બીજી શાખાઓપર પોતાનું વર્ચસ્વ ગર્જાવવા માંડે તો તેનો પોતાનો રાજા બીજી શાખાઓના રાજાઓ કરતાં શ્રેષ્ઠ છે, એમ તે શાખાના લોકો કહેતા હતા; અને તે જ પ્રમાણે પોતાના વિશિષ્ટ દેવને પણ તેઓ બીજી શાખાઓના દેવો કરતાં શ્રેષ્ઠ તરીકે ઓળખાવતા હતા. 'બાલ-મરોડાક' નામક દેવ સર્વ દેવો કરતાં શ્રેષ્ઠ છે, એમ એક બૅબિલોનિયન્ શાખા કહેવા લાગી હતી. તે જ પ્રમાણે 'મોલૉક્-યાવા' જેવો અન્ય કોઈ પણ શ્રેષ્ઠ છે જ નહિ, એમ એક યહૂદી-શાખા કહેવા લાગી હતી. જ્યાં દેવોની શ્રેષ્ઠતા વિશે ભિન્ન ભિન્ન શાખાઓમાં આવા વિગ્રહો થવા માંડે, ત્યાં તેનું અંતિમ પરિણામ '**धर्मक्षेत्रे कुरुक्षेत्रे**' માં જ થવાનું, એ સર્વથા સ્વાભાવિક જ સમજી લેવાનું છે. આપણામાં પણ આરંભમાં એવો જ કાંઈક પ્રકાર બનેલો હોવો જોઈએ, એમ માનવાનાં કેટલાંક કારણો છે. અનેક દેવોમાં શ્રેષ્ઠતા વિશે પરસ્પર સ્પર્ધા ચાલતી હોવાનું આપણા જોવામાં આવી

શકે છે; પરંતુ આપણી આ આર્યભૂમિનાં એટલાં પુણ્ય મોટાં કે, અહીં એવી એક અશરીરિણી વાણી થઈ કે;—"**एकं सद्विप्रा बहुधा वदन्ति**" જે કાંઈ છે તે વસ્તુતઃ એક જ હોવા છતાં પંડિતો તેને જ ભિન્ન ભિન્ન નામોથી સંબોધે છે. તમે તે તત્ત્વને વિષ્ણુ કહો, શિવ કહો અથવા બીજાં પણ હજાર નામો આપો, પણ તે તત્ત્વ એકરૂપજ છે, એ સિદ્ધાંત અહીં પ્રસ્થાપિત થવાથી એ વિગ્રહના મૂળપર જ કુઠારનો આઘાત પડી ગયો. ભારતવર્ષમાંના ધર્મવિકાસનો ઇતિહાસ એ એક જ વાક્યમાં સમાવિષ્ટ થયેલો છે. એ એક જ મૂલભૂત સિદ્ધાંતની આસપાસ પ્રચંડ ગ્રંથરત્નોના પ્રાકારો બાંધવામાં આવ્યા છે. એ એક જ તત્ત્વનો ઉચ્ચ ઘોષ એવા પ્રકારે થયેલો છે કે, તેનો જનતાના તલપર્યન્ત પ્રવેશ થઈ ગયો છે. સર્વથા સામાન્ય લંગોટાઓના રક્તમાંસમાં પણ એ તત્ત્વ રમવા લાગ્યું અને એવી રીતે એ તત્ત્વ હિંદુજનસમાજના જીવન સાથે સર્વથા એકરૂપ થઈ ગયું છે. આ કારણથીજ આપણને જન્માદારભ્ય પરમતસહિષ્ણુતા પ્રાપ્ત થયેલી છે. બહારથી ગમે તેટલા નવા ધર્મ અને નવીન પંથો આવે, તોપણ તેઓ આપણી આદિ માતાને મળવામાટે જ અહીં આવે છે, એમ જ આપણને જણાય છે. સર્વ ધર્મો અને પંથો સાથે આપણો સહોદરસંબંધ છે, એમજ આપણને નિત્ય ભાસતું હોય છે.

આપણા પોતાના આ દેશમાં પણ આજે અનેક ધર્મ અને પંથો અસ્તિત્વમાં હોવા છતાં તેઓ સર્વ સુખ અને સમાધાનપૂર્વક એકત્ર વિહાર કરી રહ્યા છે. આમ કેમ બની શકે છે, એ પ્રશ્નનું ઉત્તર '**एकं सद्विप्रा बहुधा वदिन्त**' એ એક વચનમાંથીજ મળી આવે છે. અમુક એક મનુષ્ય અદ્વૈતવાદી હોય અને બીજો મનુષ્ય દ્વૈતવાદી હોય; અર્થાત્ એક એમ કહેતો હોય કે,–'હું જ પરમેશ્વર છું,' અને બીજો એમ કહેતો હોય કે, 'હું સદૈવ પરમેશ્વરનો ભક્ત છું!' આવો મતભેદ ચાલતો હોવા છતાં પણ એ બન્ને ખરેખરા હિંદુ જ કહેવાય છે. એનું કારણ બીજું કાંઈ નહિ, પણ કેવળ '**एकं सद्विप्रा बहुधा वदन्ति**' એજ છે. મારા પ્રિય બાંધવો! આપણે એ જ તાત્ત્વિક વાક્યનું સૃષ્ટિને શિક્ષણ આપવાનું છે. પરકીય દેશોમાંના મોટા મોટા વિદ્વાન્ કહેવાતા લોકો પણ માત્ર 'હિંદુધર્મ' એટલો શબ્દ સાંભળતાં જ નાક મોઢું વકોડે છે અને કહે છે કે;–'હિંદુધર્મ એટલે મૂર્તિ–માટી અને પાષાણ–ની પૂજા!' મિત્રો! તેમના આ ઉદ્‌ગારો મેં પોતે અનેકવાર સાંભળ્યા છે. પરંતુ બીજાઓની આંખમાંના કુશને જોનાર એ ઘમંડાનંદોને તેમની પોતાની આંખોમાં કેવડું મોટું મૂશળ હતું, એની લેશ માત્ર પણ શુદ્ધિ નથી. અત્યારે પણ

ત્યાં ધર્મોન્માદનો સર્વથા લોપજ થઈ ગયો છે, એવી સ્થિતિ તો નથીજ. વિશિષ્ટ ધર્મ અથવા પંથ વિશેની યૂરોપિયન્ લોકોના મનની આકુંચિતતા હજી પણ ગઈ નથી. તેમના પોતા પાસે જે કાંઈ છે તેજ સર્વોત્કૃષ્ટ છે, એમ જ અદ્યાપિ તેમને ભાસે છે. કેવળ કનક અને કામિની એ જ માત્ર પૂજ્ય વસ્તુઓ છે, એજ તેમની માન્યતા છે. પોતાની સંપત્તિ ઉપરાંત જગત્માં પ્રાપ્ત કરવા જેવી બીજી પણ કોઈ વસ્તુ હશે અથવા હોવી જોઇએ, એનું તો તેમને સ્વપ્ન પણ આવતું નથી. કોઈ એક મનુષ્ય મૃત્તિકા અથવા પાષાણની એક વસ્તુ બનાવે અથવા તો એકાદ લોહયંત્ર તૈયાર કરે, તો તેના તે કાર્યમાટે તેની પૂજા કરવામાં માત્ર કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. શિક્ષણનો આટલા મોટા પ્રમાણમાં પ્રસાર થવા છતાં પણ સમસ્ત જગત્માં આજે એજ સ્થિતિ કાયમ રહી છે. વસ્તુતઃ સત્ય શિક્ષણનો અદ્યાપિ આરંભ થયો જ નથી. જે દિવસે એ સત્ય શિક્ષણનો આરંભ થાય, તેને જ આપણે પર્વદિવસ માનવાનો છે! તેમ જ સત્ય સંસ્કૃતિ વિશે પૂછો તો તેનો પણ અદ્યાપિ ક્યાંય પ્રારંભ થયો નથી. આજની તિથિએ પણ સોમાંથી નવ્વાણું માણસો ઓછા કે વધારે પ્રમાણમાં જંગલી અવસ્થામાં જ છે. આજે પુસ્તકી જ્ઞાન, પુસ્તકી સંસ્કૃતિ અને પુસ્તકી સહિષ્ણુતાનો જ માત્ર વધારે સળવળાટ ચાલી રહ્યો છે; પરંતુ એમનો પ્રત્યક્ષ આચારમાં સાક્ષાત્કાર થઈ શકશે,એવી આશા રાખવી સર્વથા વ્યર્થ છે. હું આ ગમે તેવો પ્રલાપ કરું છું, એમ કદાપિ ધારશો નહિ. મને જે કાંઈ પણ પ્રત્યક્ષ અનુભવો મળી ચૂક્યા છે, તેમના આધારે જ હું આ સર્વ બોલું છું. આજે સેંકડે નવ્વાણું લોકો એવા છે કે, તેઓ આ વિષયનો કદાપિ વિચાર માત્ર પણ કરતાં નથી. ધર્મમતો માટે થતો છળ હજી પણ ચાલૂ છે. કોઈ પણ એક નવી વસ્તુને શીખવાનો વિચાર કોઇના મનમાં આવે, તો જૂના કાળની બધી અડચણો આજે પણ તેના માર્ગમાં આવીને ઊભી રહે છે. જો અલ્પ પ્રમાણમાં પણ આ જગત્માં ક્યાંય પરમતસહિષ્ણુતા હોય તો તે કેવળ આપણા દેશમાં જ છે; આર્યભૂમિ વિના અન્યત્ર ક્યાંય પણ તેનો નિવાસ નથી. મસ્જિદો અથવા તો ખ્રીસ્તી ચર્ચો–દેવાલયો–બાંધવામાટે તેમને હિન્દુઓની સહાયતા નિરંતર મળ્યા કરે છે અને એ કાર્ય કેવળ આ ભરતભૂમિમાં જ શક્ય છે તમે મુસલ્માનોના અથવા તો ખ્રીસ્તીઓના દેશમાં જઇને જો એક હિંદુ દેવાલય ત્યાં બાંધવામાટે તેમની સહાયતા માગો, તો મારા કથનની સત્યતાનો ત્યાં તમને પ્રત્યક્ષ અનુભવ મળી શકે એમ છે. તમારા દેવાલયનો તો ઠીક; પણ જો બની શકે તો તેઓ તમારો પોતાનો નાશ કરી નાખવામાં પણ આગળ પાછળનો વિચાર કરે તેમ

નથી. સમસ્ત વિશ્વે આપણા હિંદુ લોકો પાસેથી શીખવાયોગ્ય જો કોઈ પણ પાઠ હોય, તો તે એજ છે કે, પરકીયો વિશે કેવળ સહિષ્ણુતા જ નહિ, કિંતુ સહાનુકંપા પણ રાખવી જોઇએ. મહિમ્નસ્તોત્રમાં શિવની સ્તુતિ કરતાં કવિ કહે છે કે;–"જેવી રીતે ભિન્ન ભિન્ન પર્વતશિખરોમાંથી ભિન્ન ભિન્ન નદીઓનો ઉદ્‌ગમ થાય છે; અને તેઓ વક્ર અથવા સરળ ગતિથી ચાલવા છતાં અંતે સમુદ્રમાં મળીને એકત્ર થાય છે; તે જ પ્રમાણે ભિન્ન ભિન્ન મનોવૃત્તિઓને અનુસરીને મનુષ્યો ભિન્ન ભિન્ન માર્ગમાં ચાલતા હોય છતાં અંતે તેઓ તારામાં જ આવી મળે છે!"

સર્વના માર્ગો આજે કદાચિત્ ભિન્ન ભિન્ન દેખાતા હોય, તોપણ તેમનું અંતિમ વિશ્રામસ્થાન તો એક જ છે. કોઈ વક્ર માર્ગમાં ચાલતા હશે કિંવા કેટલાકો સરળ માર્ગમાં ગમન કરતા હશે; તો પણ તે સર્વ તે એક જ સ્થાનમાં જઇને એકરૂપ થવાના. આ સર્વ એકરૂપ છે, એમ જે દિવસે તમે જોઈ શકશો, તે દિવસે જ તમારી ભક્તિ અને શિવ એ ઉભય એકરૂપ થઈ જશે. શિવનો કેવળ લિંગાકૃતિમાં જ નહિ, કિંતુ સર્વત્ર નિવાસ છે, એવો જે દિને તમને અનુભવ થશે, તે દિને તમારી ભક્તિનો અંત થઈ જશે. હરિ સર્વભૂતાન્તરાત્મા છે, એવો જેને સાક્ષાત્કાર થાય છે, તે જ ખરો હરિભક્ત છે. જો તમે ખરેખરા શિવભક્ત હશો, તો વસ્તુ માત્રમાં શિવનો નિવાસ છે, એવો અનુભવ તમને અવશ્ય થવાનો જ. કોઈ ભલે ગમે તે માર્ગે પૂજન કરતો હોય, તોપણ તે તેનું જ પૂજન કરે છે, એમ તમને અંતઃકરણ-પૂર્વક ભાસવું જોઇએ. કોઈ નમાજ પઢતો હોય, કોઈ ખ્રીસ્તી દેવાલયમાં જઈ ગોઠણ-મંડીએ પડીને પ્રાર્થના કરતો હોય અથવા તો કોઈ બૌદ્ધ મંદિરમાં જઇને પ્રાર્થના કરતો હોય; તોપણ તે શિવનું પૂજન કરે છે, એવી જ તમારી ભાવના થવી જોઇએ. અનેક લોકો અનેક નામો ઉચ્ચારતા હોય, તેથી શું શિવસ્વરૂપ બદલાઈ જવાનું હતું કે? તેઓ ભલે ભિન્ન ભિન્ન સ્થળોમાં પુષ્પો ચઢાવતા હોય, તોપણ છેવટે તે સર્વ પુષ્પો શિવના મસ્તકપર આવીને જ એકત્ર થવાનાં; કારણ કે, તે '**સર્વવ્યાપક સર્વ ભૂતાન્તરાત્મા**' છે. આ વિશ્વને વસ્તુત; શાની આવશ્યકતા છે, તે તમારા અને અમારા કરતાં તે જ અધિક જાણે છે. સર્વ ભેદો આજે જ નષ્ટ થઈ જાય એમ બનવું સર્વથા અશક્ય છે. ભેદ છે એટલે સૃષ્ટિ પણ છે, અને ભેદનો નાશ થશે એટલે સાથે સૃષ્ટિનો પણ નાશ થઈ જવાનો. ભેદોના અસ્તિત્વથી વિચારસંપત્તિમાં પણ વૃદ્ધિ થતી જાય છે અને ભેદોના હોવાથી જ ગતિ તથા પ્રકાશને પણ ચાલન મળે છે. પરસ્પર અત્યંત વિસંવાદી હોય એવા પ્રકારના ભેદોનું પણ અસ્તિત્વ તો રહેવાનું જ.

પણ એથી કાંઈ આપણે એક બીજાનો દ્વેષ કરવો અને દ્વેષ્ટા બની જવું, એમ સિદ્ધ થતું નથી. ભેદ છે એટલા માટે આપણે સદોદિત એક બીજા સાથે વિગ્રહ જ કરવો જોઇયે, એવો એનો અર્થ નથી. અર્થાત્ એટલામાટે આપણે આપણા તત્ત્વવાક્ય અથવા મુદ્રાલેખને નિરંતર ધ્યાનમાં રાખવાની આવશ્યકતા છે. જે વાક્ય કેવળ આપણી આ જન્મભૂમિમાં જ ઉચ્ચારાયું છે, તે વાક્યનો આપણે સમસ્ત સૃષ્ટિમાં પ્રસાર કરવો જોઇએ. એ વાક્ય કેવળ આપણા ગ્રંથોમાં જ મળી આવે છે એમ નથી, કિંતુ તે આપણાં અસ્થિ અને માંસમાં મળી ગયેલું છે, અને આપણા વર્ત્તનમાં પણ તે નિત્ય દૃષ્ટિગોચર થયા કરે છે. એ વાક્યનો પ્રત્યક્ષ આચાર માત્ર આ દેશમાં જ થાય છે, એ જે કોઈ પણ ખુલ્લાં નેત્રોથી નિહાળશે તેના જોવામાં આવી શકે તેમ છે. આપણી પાસે અન્ય પણ અનેક તત્ત્વરત્નો છે; પરંતુ તે કેવળ વિદ્વાનો-માટે જ ઉપયોગી છે. સૌજન્ય, સહિષ્ણુતા, સહાનુકંપા અને બંધુભાવ એ ભાવ-નાઓને કોઈ પણ મનુષ્ય ગમે તેની પાસેથી શીખી શકે એમ છે; એમાં જાતિ, ગોત્ર, વર્ણભેદ કિંવા લિંગભેદ આદિની બાધા આવે તેમ નથી. અંતે સર્વેએ મુખ્યત્વે કરીને જે કાંઈ શીખવાનું અને પોતાના વ્યવહારમાં યોજવાનું છે તે માત્ર એજ કે; **"एकं सद्विप्रा बहुधा वदन्ति !"**

---

## જાફનામાં સ્વામીજીને અર્પાયલું માનપત્ર અને સ્વામીજીનું વેદાંતધર્મવિષયક વ્યાખ્યાન



જાફનાના હિંદુ સમાજે નિમ્નલિખિત સ્વાગતદર્શક માનપત્ર સ્વામી વિવેકા-નન્દને સમર્પિત કર્યું હતું;—

**શ્રીમદ્વિવેકાનન્દ સ્વામી**

પરમ પૂજ્ય સ્વામી મહારાજ,

લંકાના આ ભાગમાં આપ પધારો એવી ઇચ્છા અમે દર્શાવી હતી અને અમારી તે ઇચ્છાને માન આપી આપ જાફનામાં પધાર્યા અને અમને દર્શનનો લાભ આપ્યો, એ માટે જાફનાના અમો સર્વ હિન્દુઓ આપના અત્યંત ઋણી છીએ. અમારું નગર તે લંકામાંના હિંદુ નિવાસીઓનું એક પ્રમુખસ્થાન છે.

લગભગ બે હજાર વર્ષ પૂર્વે અમારા પૂર્વજો દક્ષિણ હિન્દુસ્તાનમાંથી લંકામાં આવ્યા હતા અને તેમણે અહીં નિવાસ કર્યો હતો. જાફનામાં તે વેળાયે તામીલ રાજાઓ રાજ્ય કરતા હતા. અને અમારા પૂર્વજોની સાથે આવેલા હિંદુધર્મને એ રાજાઓ તરફથી યોગ્ય પ્રોત્સાહન મળ્યું હતું. પરંતુ કાળાંતરે એ રાજાઓના અધિકારનો અંત થયો અને અહીં પોર્ટુગીજ તથા ડચ લોકોની સતાની સ્થાપના થતાં આપણી ધર્મક્રિયાઓ સારી રીતે થતી અટકી ગઈ. સાર્વજનિક ધર્મોત્સવો બંધ થયા; અત્યંત નામાંકિત ગણાતા બે ત્રણ દેવાલયોનો નાશ કરવામાં આવ્યો; ખ્રીસ્તીધર્મને અંગીકારવામાટે અમારા પૂર્વજોપર અનેક પ્રકારના અત્યાચારો પણ કરવામાં આવ્યા અને એ સર્વ છળોને તેમણે મૂકમુખથી સહન કરી લીધા, પણ પોતાના ધર્મનો ત્યાગ ન કર્યો. હવે તેમણે આ કીમતી વારસો અમારે હવાલે કર્યો છે. પ્રભુકૃપાથી આ પ્રાંત ગ્રેટ્બ્રિટનના અધિકારમાં ગયા પછી સર્વ પ્રકારના તત્ત્વજ્ઞાન અને વિદ્યાઓને ઉત્તેજન મળ્યું છે; તેમ જ આગળની જમીનદોસ્ત થયેલી ઇમારતો પાછી ચણાવવામાં આવી છે અને ચણાતી જાય છે.

અમેરિકામાં ભરાયલી ધર્મમહાપરિષદ્માં આપણા પરમપૂજ્ય ધર્મની વતીએ ઉપસ્થિત રહીને વેદાન્તર્ગત સત્યનું આપે નિરપેક્ષ બુદ્ધિથી કથન કર્યું છે, એ માટે અમો આપનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. આર્યાવર્ત્તમાં જન્મ પામેલી પરાવિદ્યાનો આપે અમેરિકન તથા અંગ્રેજ લોકોને પરિચય કરાવ્યો છે અને એના યોગે પ્રાચ્ય તથા પાશ્ચાત્ય રાષ્ટ્રોના એકીકરણના કાર્યમાં આપે સહાયતા કરી છે. હિંદુધર્મમાંનાં પ્રમેયોનો તેમને પરિચય કરાવતાં બીજો જે એક લાભ થયો છે તે એ છે કે, એથી તેમને સહજ સ્વભાવે હિંદુઓના અંતઃકરણનો પણ પરિચય થઈ જાય તેમ છે. અત્યારનો યુગ ચાર્વાકવાદીઓના પ્રાબલ્યનો છે. શ્રદ્ધાની અવનતિ થતી જાય છે અને ધર્મપ્રમેયો વિશે સર્વત્ર ઉદાસીનતા પ્રસરેલી છે. એવા સમયમાં આપણા સનાતન ધર્મના પુનરુજ્જીવનના કાર્યનો આપે આરંભ કર્યો છે, એ માટે આપનો અમે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો જ થવાનો.

આપે આપણા સનાતન ધર્મમતના ઔદાર્યનો પાશ્ચાત્યોને પરિચય કરાવ્યો, એટલું જ નહિ, પણ પાશ્ચાત્યોના તત્ત્વજ્ઞાનને જે પ્રમેયોનું સ્વપ્નમાં પણ દર્શન થયું નથી, એવા અનેક પ્રમેયોનું વિવેચન આપણાં અનેક દર્શનોમાં ઉત્તમ પ્રકારે કરેલું છે, એ વાર્તાનું પણ આપે તેમને ભાન કરાવી દીધું. એ આપના કાર્યમાટે આપની યોગ્ય પ્રશંસા કરી શકાય તેવા શબ્દોનું સામર્થ્ય ભાષામાં નથી.

પાશ્ચાત્ય દેશોમાં આપ જે કાર્ય કરી રહ્યા હતા તેને અમો કુતૂહલપૂર્ણ દૃષ્ટિથી જોયા કરતા હતા અને સનાતનધર્મના કાર્યમાં આપ જે વિજય મેળવતા હતા, તેના નિરીક્ષણથી અમને અતિશય આનંદ થતો હતો, એ આપને નવીનતાથી જણાવવાની આવશ્યકતા નથી. ત્યાંનાં વર્ત્તમાનપત્રોમાં આપના વિશે સ્તુતિપૂર્ણ લેખો આવતા હતા. બૌદ્ધિક, માનસિક અને ધાર્મિક ઉન્નતિમાટેના પ્રયત્નો જ્યાં દિવા રાત ચાલૂ છે, એવાં પ્રમુખ નગરોમાંના વિદ્વજ્જનોએ પણ આપની સ્તુતિના પાઠ ગાયા છે એથી આપે પોતાના હાથમાં લીધેલા કાર્યના મહત્ત્વનું અને તેમાં આપે મેળવેલા વિજયનું સ્વરૂપ સ્પષ્ટ થઈ જાય છે.

અમારી આ ભૂમિમાં પધારીને આપે અમને પોતાના દર્શનનો જે અલભ્ય લાભ આપ્યો છે, તે માટે અમે પુનઃ એકવાર આપનો આભાર માનીએ છીએ. સત્ય ધર્મજ્ઞાનનો પાયો વેદોએ નાંખેલો છે, એવો આપની પેઠે અમારો પણ અભિપ્રાય છે. આપના દર્શનનો લાભ અમને વારંવાર મળતો રહે, એટલી જ અમારી ઇચ્છા છે.

જે પરમાત્માની કૃપાથી આપના મહત્કાર્યમાં આપને આટલી સીમા પર્યન્ત યશોપ્રાપ્તિ થઈ છે, તે પરમાત્મા આપને ઉદ્દંડ આયુષ્ય, તથા આપના નિયત કાર્યમાં જોઇતું સામર્થ્ય અને ઉત્સાહ આપે, એટલી જ અમો તે પરમાત્માનાં ચરણોમાં મનોભાવથી પ્રાર્થના કરીએ છીએ.

અમે છીએ, પરમપૂજ્ય સ્વામીજી,

જાફનાના હિંદુસમાજની વતી

આપના શ્રદ્ધાળુ ભક્ત

* * * *

એ માનપત્રનું સ્વામીશ્રીએ પ્રતિભાયુક્ત ઉત્તર આપ્યું અને ત્યારપછી બીજે દિવસે સ્વામીશ્રીએ **'વેદાંતધર્મ'** વિશે એક વ્યાખ્યાન આપ્યું કે જે નીચે આપવામાં આવે છે:—

આજના વ્યાખ્યાનનો વિષય અત્યંત વિસ્તૃત હોવાથી તેનું સવિસ્તર વિવેચન એક જ વ્યાખ્યાનમાં અને અલ્પ સમયમાં કરી શકાય, એ કલ્પના સર્વથા અશક્ય છે. એટલામાટે એમાંના મુખ્ય અને મહત્ત્વના વિષયોનું આજે હું બની શકશે તેટલી સરળ ભાષામાં આપ સમક્ષ વિવરણ કરવાનો છું. આપણ સર્વને 'હિંદુ' એવું જે જાતિવાચક એક વિશેષ નામ પ્રાપ્ત થયેલું છે, તેની અત્યારે તો કશી પણ સાર્થકતા રહેલી નથી; કારણ કે, સિંધુનદની પેલી તરફ વસતા લોકોને જ પ્રથમ એ નામ

પ્રાપ્ત થયું હતું. જૂના કાળના ઇરાની લોકોએ 'સિંધુ' શબ્દનો અપભ્રંશ કરીને તેનું 'હિંદુ' રૂપ કર્યું અને તેમાંથી આ નામનો ઉદ્ભવ થયો. સિંધુનદના પરતીરપ્રાંતમાં વસતા સર્વ લોકોને તેમણે 'હિંદુ' નામ આપ્યું હતું. એવા પ્રકારની એ નામની ઉત્પત્તિ છે; અને તે કાળથી આજપર્યન્ત એ નામ ચાલતું આવ્યું છે. ત્યાર પછી આ દેશમાં મુસલ્માનોની સત્તાનો આરંભ થયો અને ત્યારથી આપણે પોતે પણ પોતાને હિંદુ નામથી ઓળખાવવા લાગ્યા. આ નામમાં કાંઈ ખરાબી છે, એમ દર્શાવવાનો મારો આશય નથી; તથાપિ એ નામમાંના પૂર્વના અર્થનો માત્ર લોપ થઈ ગયો છે, એટલું જ મારા કથનનું તાત્પર્ય છે. કારણ કે, સિંધુનદના આ તીરપ્રાંતમાં વસતા જૂના લોકો જે ધર્મના હતા, તે જ ધર્મને તેઓ અત્યારે પણ પાળે છે, તેમ નથી. એટલામાટે અત્યારના 'હિંદુ, શબ્દમાં કેવળ હિંદુધર્માનુયાયિઓનો જ સમાવેશ થતો નથી, કિંતુ તેમાં ખ્રીસ્તી, મુસલ્માન, જૈન અને અન્યાન્ય ધર્માનુયાયિઓનો પણ સમાવેશ થઈ જાય છે. એટલામાટે આપણા ધર્મના લોકોના સંબંધમાં બોલતાં હું સહસા 'હિંદુ' શબ્દનો ઉપયોગ કરતો નથી. એ માટે કોઈ પણ વિશેષ શબ્દયોજના કરવી જોઇએ, એ જ મને યોગ્ય લાગે છે. આપણા લોકોના સંબંધમાં બોલતાં 'વૈદિક' કિંવા 'વેદાન્તી' એમાંના કોઈ પણ એક શબ્દની યોજના મને યોગ્ય જણાય છે. આપણે વેદોના અથવા વિશેષતઃ વેદાન્તના અનુયાયી હોવાથી એ શબ્દો અધિક સાર્થ થઈ પડે તેમ છે. વિશ્વમાં જે ધર્મો આજે વિશેષ પ્રસિદ્ધ છે, તેમાંના પ્રત્યેક ધર્મની ઇમારત અમુક એક વિશિષ્ટ ગ્રંથના પાયાપર ચણવામાં આવી છે. એ ગ્રંથોમાંના પ્રમેયો પ્રત્યક્ષ પરમેશ્વર પાસેથી અથવા તો અવતારી પુરુષો પાસેથી પ્રાપ્ત થયેલાં છે, એવો તે તે ધર્મના અનુયાયિજનોનો વિશ્વાસ છે. એવા પ્રકારના સર્વ ધર્મગ્રંથોમાં હિંદુઓના વેદગ્રંથો પ્રથમ છે, એવો યૂરોપીયન્ તજ્જ્ઞોનો અભિપ્રાય છે. એટલામાટે વેદોવિશેનું જ્ઞાન પ્રથમ મેળવી લેવું એ આપણા માટે ઇષ્ટ છે.

'વેદ' નામથી જે એક વિસ્તૃત ગ્રંથસંગ્રહનો ઉલ્લેખ કરાય છે, તે સંગ્રહને મનુષ્યોએ નિર્માણ કર્યો નથી. વેદગ્રંથોનો કાળ નિશ્ચિત કરાયલો નથી અને તેમના કાળને નિશ્ચિત કરી શકાય તેમ છે પણ નહિ. આપણી માન્યતા પ્રમાણે વેદ અનાદિ છે. હવે એક મહત્વની વાર્ત્તા હું આપને જણાવવાનો છું અને તે વાર્ત્તા વિશેષે કરીને ધ્યાનમાં રાખવાયોગ્ય છે, એ પણ હું તમને પ્રથમથી જ સૂચવી દઉં છું. તે વાર્ત્તા એ જ કે, વૈદિક ધર્મ વિના ઇતર ધર્મના અનુયાયીઓ પોતપોતાના ધર્મને તે પ્રત્યક્ષ ઈશ્વરદત્ત છે અથવા તો ઈશ્વરાવતારી પુરુષપાસેથી પ્રાપ્ત થયેલો છે, એમ

જ માને છે. ઈશ્વરે કોઈ એક દેવદૂતદ્વારા અથવા તો ખાસ અવતારી પુરુષદ્વારા વિશ્વને આપણો ધર્મ આપેલો છે, એવો તેમનો દૃઢ વિશ્વાસ છે. પરંતુ વૈદિક ધર્માનુયાયીઓની એવી માન્યતા નથી. વેદગ્રંથો કોઈ વિશિષ્ટ વ્યક્તિના લખેલા ગ્રંથ નથી. તે ગ્રંથો એક અવતારી પુરુષના લખેલા હોવાથી તેમને પ્રમાણભૂત માનવાના છે, એમ નથી; કિંતુ તેમનામાં પરમેશ્વરવિષયક જ્ઞાન હોવાથી તેઓ પોતે જ પ્રમાણભૂત છે; અને વિશિષ્ટ વ્યક્તિમાંથી તેમની ઉત્પત્તિ ન હોવાથી તેઓ અનાદિ છે, એવી તેમની માન્યતા છે. તે ગ્રંથો અમુક વેળાયે જ લખાયા છે, એમ નથી; તેમ જ તેમની બીજા કોઇએ ઉત્પત્તિ કરેલી છે, એમ પણ નથી; કિંતુ કાળની ઉત્પત્તિ સાથે જ તેમની પણ ઉત્પત્તિ થયેલી છે. જેવી રીતે આ વિશ્વરચના અનાદ્યનન્ત છે અને તેને જેવી રીતે કોઇએ નિર્માણ કરી નથી; તેજ પ્રમાણે પરમાત્માનું જ્ઞાન પણ અનાદ્યનન્ત હોઇને તેને કોઈએ ઉત્પન્ન કરેલું નથી, તેમ જ તેનો કદાપિ નાશ પણ થવાનો નથી. એવા ગુણથી વિશિષ્ટ જે જ્ઞાન, તે એક માત્ર 'વેદ' શબ્દથી જ ઓળખાય છે. 'વેદ' શબ્દ 'વિદ્' એટલે જાણવું, એ ધાતુમાંથી નીકળેલો છે. 'વેદાન્ત' શબ્દથી જે વિશિષ્ટ પ્રકારના જ્ઞાનનો બોધ થાય છે, તે જ્ઞાનને ઋષિઓ પ્રત્યક્ષ પ્રકાશમાં લાવ્યા હતા. ઋષિઓને મંત્રદ્રષ્ટાના અન્ય નામથી પણ ઓળખવામાં આવે છે. 'મંત્રદ્રષ્ટા' એ શબ્દયોજના જ કેટલી અને કેવી સમર્પક છે, તે જુઓ! મંત્ર અને તદ્ગત જ્ઞાનનો ઋષિઓમાંથી ઉદ્ભવ થયો નથી; એટલે કે, એ જ્ઞાનના જન્મદાતા પિતા ઋષિઓ નથી. એમનું અસ્તિત્વ તો પૂર્વથી જ હતું; અને ઋષિઓએ તેને જોયું અને તેનો પ્રકાશ કર્યો. 'અમુક એક ઋષિએ અમુક એક વેદવાક્યનું કથન કર્યું,' એને એવો અર્થ થતો નથી કે, ઋષિએ તે વાક્ય લખ્યું; કિંતુ એનો એટલો જ અર્થ થાય છે કે, પ્રથમથી જ અસ્તિત્વ ધરાવતા વાક્યનું તેમણે પુનરુચ્ચારણ કર્યું. આ અર્થ ખાસ કરીને ધ્યાનમાં રાખવાયોગ્ય છે. તે મંત્રનું કિંવા વાક્યનું ઉત્પત્તિસ્થાન ઋષિનું મન નથી. તે મંત્ર અનાદિ કાળથી સૃષ્ટિની સાથે જ અસ્તિત્વમાં હતો અને તે ઋષિઓને ગોચર થયો, એટલું જ. જે વિચાર ગુપ્ત રૂપમાં હતો, તેને ઋષિઓ પ્રકટ રૂપમાં લાવ્યા. ઋષિઓ મંત્રના કર્તા અથવા ઉત્પાદક નહિ, કિંતુ કેવળ મંત્રદ્રષ્ટા જ છે.

વેદગ્રંથોના મુખ્યત્વે કરીને બે ભાગ છે. એમાંનો એક ભાગ કર્મકાંડ અને બીજો ભાગ જ્ઞાનકાંડના નામથી ઓળખાય છે. કર્મકાંડમાં નાના પ્રકારના યજ્ઞયાગો અને હોમહવનોનું વિવેચન કરેલું છે. અત્યારના યુગને અનનુરૂપ હોવાથી વર્ત્તમાન-

કાળમાં યજ્ઞયાગાદિ ક્રિયાઓનો લોપ થઈ ગયો છે; પરંતુ જ્ઞાનકાંડ માત્ર એક કે બીજા રૂપે આજપર્યન્ત પ્રત્યક્ષ અસ્તિત્વને ધારણ કરી રહેલો છે. કદાચિત્ કર્મકાંડ-માંના યજ્ઞયાગાદિનો આજના કાળમાં લોપ થઈ ગયો હોય, તોપણ તેમાંના કેટલાક પ્રમુખ આચારો આજ સૂધી આપણા સમાજમાં ટકી રહ્યાછે. કર્મકાંડમાં કહેલા બ્રહ્મચારી, ગૃહસ્થ અને સંન્યાસીના ધર્મો આજ પર્યન્ત યથાર્થતાથી પળાય છે. તથાપિ એ ઉભય કાંડોમાં જ્ઞાનકાંડ મુખ્ય છે અને તેમાં જ વેદાન્તનું વિવરણ કરાયલું છે. 'વેદાન્ત' એટલે 'વેદોનો અંત' અથવા તો વેદોનું અંતિમ સાધ્ય જેમાં કથાયલું છે, તે ભાગ. વેદોમાંનો પ્રધાન અને અત્યંત મહત્ત્વનો ભાગ એ જ છે. એમાં ઉપનિષદ્ ગ્રંથોનો અંતર્ભાવ થાય છે. આપણા દેશમાં પણ અનેક પંથો અસ્તિત્વ ધરાવે છે; પરંતુ 'હિંદુ' એ સામાન્ય નામમાં જે જે પંથોનો અંતર્ભાવ થાય છે તે સર્વ ગ્રંથો ઉપનિષદ્ગ્રંથોને એકસરખી રીતે પ્રમાણભૂત માને છે; કિંબહુના, એ ગ્રંથોનું પ્રામાણ્ય જેમને માન્ય નથી, તે પંથો સનાતન ધર્મમાર્ગી થઈ કે હોઈ શકતા જ નથી. કોઈ દ્વૈતવાદી હોય, અદ્વૈતવાદી હોય કે વિશિષ્ટાદ્વૈતવાદી હોય; અથવા તો કોઈ શૈવ, વૈષ્ણવ, શાક્ત, સૌર, કિંવા ગાણપત્ય હોય, પરંતુ તેણે—તે સર્વેએ—વેદોના પ્રામાણ્યને તો માન્ય કરવું જ જોઇએ. તેઓ જો ઇચ્છામાં આવે, તો વેદોના પોતાના મતને અનુકૂળ થાય તેવી પદ્ધતિથી અર્થો કરે; પરંતુ વેદોના પ્રામાણ્યનો તો તેમણે સ્વીકાર કરવો જ જોઇએ. એ કારણથી જ 'હિંદુ' નામના સ્થાનમાં 'વેદાન્તી' નામનો ઉપયોગ અથવા વ્યવહાર અધિક સમર્પક છે, એમ મેં પૂર્વે કહ્યું હતું. પૂર્વપરંપરાને અનુસરીને ચાલેલા સર્વ દર્શનકારોએ વેદોના પ્રામાણ્યને સ્વીકારેલું છે. એ કારણથી આપણામાં ગમે તેટલા ભિન્ન ભિન્ન પંથો અસ્તિત્વ ધરાવતા હોય, કેટલાક પંથો બાહ્યતઃ ગમે તેવા અજ્ઞાનપૂર્ણ દેખાતા હોય, અથવા કેટલાક પંથોમાંના આચારોની મીમાંસા આજે આપણને પ્રત્યક્ષ ન દેખાતી હોય, તોપણ જો તે પંથોનો આપણે ધ્યાનપૂર્વક અભ્યાસ કરીએ, તો તે પંથો મૂળ ઉપનિષદ્ગ્રંથોના આધારે જ સ્થપાયલા છે, એમ આપણા જાણવામાં આવ્યા વિના રહે તેમ નથી. ઉપનિષદ્ગ્રંથોમાંનાં કેટલાંક તત્ત્વો આપણા અસ્થિમાંસમાં એટલાં બધાં વ્યાપી ગયાં છે કે, જો આપણે કોઈ એક ગ્રામ્ય (અસભ્ય) પંથનો અભ્યાસ કરીએ, તો તેમાંના વિશિષ્ટ આચારોમાં પણ વેદાન્તમાંનાં કેટલાંક તત્ત્વો ગુંથાયલાં આપણને મળી આવશે. આચારો બાહ્યતઃ સર્વથા ગ્રામ્ય, બુદ્ધિહીનતાયુક્ત અને અર્થશૂન્ય ભાસતા હોય, તો પણ તે અવ્યક્ત વેદાન્ત પ્રમેયોનાં વ્યક્ત રૂપો હોય છે, અને તે જ

પ્રમાણે વિશિષ્ટ પંથોની મૂર્તિઓ સુદ્ધાં પણ વિશિષ્ટ પ્રમેયોનાં વ્યક્ત રૂપો હોય છે, એમ આપણા જાણવામાં આવી શકે છે. આપણા ઘરમાં અનેક પ્રકારની પ્રતિમાઓની આપણે પૂજા કરીએ છીએ. એમાંની કેટલીક મૂર્ત્તિઓ સર્વથા આડા અવળા આકારની અને બાહ્યતઃ સર્વથા અર્થશૂન્ય જ ભાસે છે; પરંતુ એ સર્વ મૂર્તિઓ વેદાન્ત-પ્રમેયોનાં મૂર્ત્ત સ્વરૂપો જ છે. એવી રીતે આપણાં ઘરબારમાં પણ અત્યંત મહત્ત્વનાં પ્રમેયોનો પ્રવેશ થઈ ગયો છે. એવી રીતે આપણ નિત્યના વ્યવહારમાં આવતાં મૂર્તિ અને ચિહ્નો આદિ સર્વ વેદગ્રંથોમાંથીજ આવ્યાં છે. એ ચિહ્નો તથા મૂર્તિઓની સાથે વેદાંતસિદ્ધાંતોનો પણ પ્રસાર થતો ગયો છે અને તે સિદ્ધાંતો જનસમાજના સર્વથા ગહનમાં ગહન તલભાગ પર્યન્ત પહોંચી ગયા છે અને સામાન્ય વ્યાવહારિક રૂપે તેઓ હવે આપણી સાથે સર્વથા એકજીવ થઈ રહેલા છે.

વેદગ્રંથો પછીના એટલે કે શ્રુતિ પછીના જો કોઈ પણ મહત્ત્વના ગ્રંથો હોય તો તે સ્મૃતિગ્રંથો છે. સ્મૃતિગ્રંથો પણ ઋષિપ્રણીત છે; તથાપિ તેમનું પ્રામાણ્ય શ્રુતિથી બીજી પંક્તિનું એટલે કે, લગભગ સમાન જેવું જ છે. ખ્રીસ્તી લોકોમાટે જેવું બાયબલ, મુસલ્માનોમાટે જેવું કુરાન, તે જ પ્રમાણે આપણા હિંદુઓમાટે સ્મૃતિ પ્રમાણભૂત છે. સ્મૃતિઓને ભિન્ન ભિન્ન ઋષિઓએ નિર્માણ કરેલી છે. જેવી રીતે બાયબલ અને કુરાન તે તે વિશિષ્ટ ધર્મપ્રવર્ત્તકોએ નિર્માણ કર્યાં છે, તે જ પ્રમાણે સ્મૃતિઓ પણ ઋષિઓવડે નિર્માણ કરાયલી છે. પરંતુ એ સ્મૃતિઓનો અધિકાર શ્રુતિ કરતાં કાંઇક ન્યૂન પદવીનો છે. અંતિમ પ્રામાણ્ય સ્મૃતિનું નહિ, કિંતુ શ્રુતિનું જ છે. જો શ્રુતિને અસંમત હોય એવું કોઇ વચન સ્મૃતિગ્રંથોમાં હોય, તો તેનો નિઃસંકોચ ત્યાગ કરી દેવો. એવા પ્રસંગે સ્મૃતિની નિયામક સત્તા સર્વથા નષ્ટ થઈ જાય છે. ભિન્ન ભિન્ન સ્મૃતિઓ ભિન્ન ભિન્ન કાળમાં નિર્માણ થયેલી-લખાયલી-છે. તે જ પ્રમાણે ભિન્ન ભિન્ન કાળમાં ભિન્ન ભિન્ન સ્મૃતિઓપાસે લોકનિયામકત્વનો અધિકાર હોવો જોઇએ, એવા ઉલ્લેખો પણ મળી આવે છે. એક સ્મૃતિનો અધિકાર સત્યયુગમાં, બીજી સ્મૃતિનો અધિકાર ત્રેતાયુગમાં, ત્રીજી સ્મૃતિનો અધિકાર દ્વાપર-યુગમાં અને ચોથી સ્મૃતિનો અધિકાર કલિયુગમાં ચાલે છે. લોકવ્યવહારો કાળે કરીને બદલાય છે, અને પ્રથમ પરિસ્થિતિનો લોપ થતાં તેના સ્થાનમાં બીજી પરિ-સ્થિતિનું આગમન થાય છે. વ્યવહારમાં આવી રીતે પરિવર્ત્તન થયું એટલે નીતિ-રીતિમાં પણ પરિવર્ત્તન થાય છે અને સ્મૃતિઓનું અસ્તિત્વ એ નીતિરીતિઓના નિયમનમાટે જ હોવાથી, તેમાં પણ પરિવર્ત્તન થઈ જાય, એ સર્વથા સ્વાભાવિક જ

છે. આ વિષયમાં આપે વિશેષ ધ્યાન આપવું, એવી હું આપને ખાસ સૂચના કરું છું. વેદાન્તના સિદ્ધાંતો કાલસ્થલાતીત હોવાથી નિરંતર એકરૂપ જ હોય છે. તેમાં કોઈ પણ કાળમાં અને કોઈ પણ સ્થળે પરિવર્ત્તન થવાની શકયતા જ નથી. જે તત્ત્વો અખિલ માનવજાતિમાં જ નહિ, પણ સમસ્ત ચરાચર સૃષ્ટિમાં સર્વત્ર વ્યાપેલાં છે, તે તત્ત્વોના આધારે જ વેદાંતસિદ્ધાંતની ઇમારતને ઊભી કરવામાં આવી છે. લક્ષાવધિ વર્ષ પૂર્વે જીવાત્માવિશેના અને મુક્તિવિશેના જે સિદ્ધાંતો હતા, તે જ સિદ્ધાંતો આજે પણ અવિચલ જ છે; અને હવે પછી લક્ષાવધિ વર્ષનો કાળ વીતી જશે, તોપણ એ સિદ્ધાંતો તો અબાધિત જ રહેવાના; પરંતુ ધર્માચરણ તરીકે જે વિશિષ્ટ આચારોનું આજે આપણે પાલન કરીએ છીએ, તે જ આપણે લક્ષાવધિ વર્ષ પછી પણ પાળીશું જ, એ માત્ર શકય નથી. આજના ધાર્મિક આચાર આજની પરિસ્થતિને અનુરૂપ છે; એટલે લક્ષાવધિ વર્ષ પછી ચાલુ પરિસ્થિતિમાં કેટલું બધું રૂપાન્તર થઈ જશે, એ કોનાથી કહી શકાય એમ છે વારુ? પરિસ્થિતિનું રૂપાન્તર થતાંની સાથે જ પૂર્વના અનનુરૂપ આચારો પણ અવશ્યમેવ નષ્ટ થવાના જ. એટલામાટે સ્મૃતિવચનો માત્ર તે તે કાળ પૂરતાં જ સત્ય છે. કાલાન્તરે તેમની અનુરૂપતાનો નાશ થઈ જાય, એમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. અમુકે અમુક પ્રકારના અન્નનું જ ભક્ષણ કરવું, એવી સ્મૃતિની આજ્ઞા તે વિશિષ્ટ કાળ પૂરતી જ માત્ર યોગ્ય હોઇ શકે; પરંતુ વાતાવરણમાં પણ કાલાંતરે પરિવર્ત્તન થતું હોવાથી અને વ્યવહારનું રૂપ પણ બદલાતું હોવાથી તે તે કાળને અનુરૂપ ભક્ષ્યાભક્ષ્યના નિયમોમાં પણ પરિવર્ત્તન કરવું સર્વથા ઇષ્ટ છે. એટલામાટે જ ભિન્ન ભિન્ન સ્મૃતિઓએ ભિન્ન ભિન્ન કાળને અનુલક્ષીને વિહિતાવિહિત કર્મોના નિયમો કહેલા છે. આપણી અત્યારની પરિસ્થિતિમાં વ્યાવહારિક નિયમોની રચનામાં પરિવર્ત્તન કરવું જો ઇષ્ટ હશે, તો કોઈ પણ મહાપુરુષ આવીને તે પરિવર્ત્તનનું કાર્ય કરશે; પણ આપણાં ધર્મતત્ત્વોમાં તે કિંચિન્માત્ર પણ પરિવર્ત્તન કરવાનું કોઇનામાં સામર્થ્ય છે જ નહિ, એ તો અત્યાર સુધીના મારા કરેલા વિવેચનથી આપના જાણવામાં આવી ગયું હશે જ; કારણ કે તે તત્ત્વો ત્રિકાલાબાધિત અને નિર્વિકાર્ય છે.

ધર્મની દૃષ્ટિથી લોકવ્યવહારનું નિયમન કરનારા તૃતીય પંક્તિનાં સાધન પુરાણગ્રંથો છે. **'पुराणं पंचलक्षणम्'** એવું એક શાસ્ત્રવચન છે. એનો અર્થ એવો થાય છે કે, પુરાણગ્રંથ પાંચ લક્ષણોથી યુક્ત હોય છે. પુરાણમાં ઇતિહાસ અને સૃષ્ટિરચનાનો અંતર્ભાવ થાય છે; તે જ પ્રમાણે અનેક પ્રકારની કથાઓના રૂપે અને

દેવતાઓનાં ચરિત્રોના રૂપે તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોને પણ પુરાણુમાં વિશદ કરેલા હોય છે. વેદાન્તર્ગત ધર્મનાં વ્યાવહારિક રૂપોને દર્શાવવામાટે જ પુરાણોની રચના થયેલી છે. પરોક્ષ ધર્મતત્ત્વોને સમાજના સર્વથી નીચેના સોપાન પર્યન્ત પહોંચાડવાનું કાર્ય પુરાણોએ જ કરેલું છે. વેદગ્રંથોની ભાષા અત્યંત પ્રાચીન છે અને વેદોનો કાળ કયો હોવો જોઇએ, એ વિશેનો વાદવિવાદ કરતાં કરતાં મોટા મોટા પંડિતોની બુદ્ધિ પણ બાધર થઈ ગઈ છે. પુરાણો તે તે કાળની વ્યાવહારિક ભાષામાં જ રચાયલાં છે. પુરાણગ્રંથો પંડિતોમાટે નહિ, કિંતુ સામાન્ય પંક્તિના વ્યાવહારિક જનોમાટે જ લખાયલાં હતાં. સામાન્ય જનોને તત્ત્વજ્ઞાનનો વિષય રૂક્ષ લાગતો હોવાથી તેમાંનાં તત્ત્વોને તેમને ગળે ઉતારવાનું કાર્ય અત્યંત કઠિન છે, એટલામાટે સંત ચરિત્રોનાં, રાજાઓનાં અથવા તો ઇતર પુરુષોનાં ચરિત્રોના રૂપે અને ઇતિહાસમાંના પ્રસંગોના કથનથી એ તત્ત્વોને સામાન્ય જનસમાજનાં હૃદયમાં ઠસાવી શકાય છે. સામાન્ય લોકોથી ત્રિકાલાબાધિત સિદ્ધાંતોનો સ્વીકાર કરી શકાય, એટલામાટે જ પુરાણલેખકોએ આ માર્ગને શોધી કાઢ્યો હતો.

એ પછી તંત્રગ્રથોનો ઉલ્લેખ આવશ્યકીય છે. એ ગ્રંથો કેટલાક વિષયમાં પુરાણો જેવા જ છે. એમાંના કેટલાક ગ્રંથોમાં કર્મકાંડાન્તર્ગત હોમહવનાદિ ક્રિયાકલાપનું પુનરુજ્જીવન કરવાનો યત્ન કરાયો હોય, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે.

'હિંદુધર્મગ્રંથ' એ એક જ વાકયમાં એ સર્વ ગ્રંથપરંપરાનો અંતર્ભાવ થઈ જાય છે. જે માનવકુલે પોતામાંની બહુધા સમસ્ત કર્તવ્યશીલતાનો ધર્મ તથા તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં જ કેટલાક શતકોપર્યન્ત વ્યય કરીને આટલા પ્રકારના અનેક ધર્મગ્રંથો નિર્માણ કર્યાં છે, તે માનવકુલમાં અનેક મતો અને અનેક પંથો પ્રચલિત હોય એ સર્વથા સ્વાભાવિક જ છે. ભરતભૂમિમાંની આર્યશાખા કેટલાં શતકો અથવા સહસ્રકોથી આ અભ્યાસ કરતી આવી છે, એનો અદ્યાપિ કોઇથી નિશ્ચય કરી શકાયો નથી. વાસ્તવિકતાથી જોતાં એ સહસ્રાવધિ વર્ષોના વિકાસક્રમમાં બીજા પણ સેંકડો કે હજારો પંથો નિર્માણ થવા જોઇતા હતા; છતાં તે કેમ ન થયા, એનું જ મને વારંવાર આશ્ચર્ય થયા કરે છે. એ ભિન્ન ભિન્ન પંથોનાં મતોમાં શા શા ભેદો રહેલા છે, એના સામાન્ય દિગ્દર્શનમાટેનો પણ અત્યારે આપણી પાસે સમય ન હોવાથી કેવળ મૂળતત્ત્વોની દૃષ્ટિથી જ એ વિષયનો આપણે વિચાર કરીશું.

સૃષ્ટિરચનાનો વિચાર અર્થાત્ જ પ્રથમ કરવો જોઇએ. જેને અર્વાચીન ભાષામાં 'નિસર્ગ' (Nature) કહેવામાં આવે છે, તે જ અર્થમાં આપણા પ્રાચીન તત્ત્વ-

વેત્તાઓએ 'પ્રકૃતિ' અથવા 'માયા' એ બે શબ્દોની યોજના કરેલી છે. પ્રકૃતિ અનાદિ અને અનંત છે. આ સૃષ્ટિ અમુક એક દિવસે નિર્માણ થઈ છે, એમ તો નથી જ. ઈશ્વર નામનો કોઈ એક પ્રાણી આવ્યો અને તેણે આ જગત્ ઘડયું અને ત્યાર પછી તે નીરાંતે ઉંઘી ગયો, એવો કશો પણ પ્રકાર છે જ નહિ. કારણ કે, એમ થવું સર્વથા અશક્ય અને અસંભવનીય જ છે. જે મૂલભૂત શક્તિના યોગે સૃષ્ટિ નિર્માણ થાય છે, તે શક્તિ સદૈવ અખંડરૂપ છે. તે શક્તિ–અથવા તો ભલે તેને પરમેશ્વર કહો–સદૈવ કાર્યમગ્ન છે. ભગવાન્ શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કેઃ–"**उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्मचेदहम् ॥**" એટલે કે, "જો હું કર્મ ન કરું, તો આ સર્વ લોકોનો નાશ થઈ જશે." આપણી આસપાસ વિશ્વશક્તિનું કાર્ય અહર્નિશ ચાલૂ છે. જો એ કાર્ય ક્ષણ માત્રને માટે પણ બંધ પડી જાય, તો સર્વ વિશ્વરચનાનો તત્કાળ વિધ્વંસ થઈ જાય તેમ છે. વિશ્વશક્તિનું કાર્ય બંધ પડી જાય, એવી વેળા આ જગત્‌માં કદાપિ હોતી જ નથી. તેનું કાર્ય પ્રત્યેક ક્ષણે ચાલતું જ હોય છે. આવી સ્થિતિ હોવા છતાં કેટલાક મર્યાદિત કાળ પછી પ્રલય થતાં કેટલાક કાળપર્યંત વિશ્વ પાછું પોતાના અવ્યક્તરૂપમાં જાય છે. પૂર્વે કશાનું પણ અસ્તિત્વ હોતું નથી અને વિશ્વ સર્વથા નવીન જ ઉત્પન્ન થાય છે, એવો આપણો સિદ્ધાંત નથી. એટલામાટે અંગ્રેજીમાંનો 'Creation' શબ્દ આપણા સિદ્ધાન્તને યથાર્થતાથી વ્યક્ત કરી શકતો નથી. એ અંગ્રેજી શબ્દમાં નાસ્તિત્વમાંથી અસ્તિત્વ ઉત્પન્ન થયું, એવા અર્થનો ધ્વનિ રહેલો છે, અને આપણી દૃષ્ટિથી એ કલ્પના સર્વથા અશાસ્ત્ર છે. આ સમસ્ત વિશ્વનું નિરંતર અસ્તિત્વ છે. કેટલાક કાળપર્યન્ત તેના સ્થૂલરૂપનું સૂક્ષ્મરૂપમાં રૂપાન્તર થાય છે અને કેટલાક કાળપર્યન્ત તે સર્વથા નિષ્પંદ અવસ્થામાં હોય છે. તે સ્થિતિમાં, જાણે કે, તે વિશ્રાંતિ જ લેતું હોય છે. ત્યારપછી તેની એ નિષ્પંદાવસ્થાનો ભંગ થાય છે અને પાછું તે પોતાના જડરૂપથી વ્યક્ત થાય છે. તેના વ્યક્ત થવાની ક્રિયા ચાલૂ થતાંની સાથે જ પૂર્વ કલ્પ પ્રમાણે જ ઉત્ક્રાંતિની સર્વ ક્રિયાઓ પાછી ચાલૂ થઈ જાય છે. તે વેળાએ પુનઃ તે જ નાનાવિધ આકારો પ્રતીત થાય છે. એવી રીતે વ્યક્ત અને અવ્યક્ત એ બે અવસ્થાઓની રેંટમાળા અખંડ ચાલ્યા જ કરે છે. સમુદ્રમાં જેવી રીતે ક્ષણેક્ષણે લહરીઓનું ઉત્પન્ન થવું અને શમાઈ જવું ચાલૂ જ હોય છે, તે જ પ્રમાણે વિશ્વમાં પણ ભાંજઘડનો પ્રકાર નિરંતર ચાલ્યા જ કરે છે. દેશ, કાળ અને નિમિત્ત, એ ઉપાધિઓનો આ પ્રકૃતિમાં જ અંતર્ભાવ થાય છે. એટલામાટે વિશ્વ અમુક વેળાએ 'ઉત્પન્ન' થયું હતું, એ કથન અશાસ્ત્ર હોવાથી મૂર્ખતાદર્શક જ કહી શકાય. જેવી રીતે તે કદાપિ ઉત્પન્ન

થયું નથી, તેજ પ્રમાણે તેનો કદાપિ અત્યંત નાશ પણ થવાનો નથી. અર્થાત્ જે વેળાએ વિશ્વનો 'આરંભ' અથવા 'અંત' એ શબ્દો આપણા તાત્ત્વિક વાઙ્મયમાં જોવામાં આવે, તે તે વેળાએ 'કલ્પનો આરંભ' અથવા 'કલ્પનો અન્ત' એટલોજ તેમનો અર્થ સમજવાનો છે; એથી વિશેષ એ શબ્દોનો બીજો કશો પણ અર્થ છેજ નહિ.

આ વિશ્વને કોણે ઉત્પન્ન કર્યું, એ પ્રશ્નનું અંગ્રેજીમાં એટલુંજ ઉત્તર આવવાનું કે, ઈશ્વરે. આમાં અંગ્રેજી 'ગૉડ્' (God) શબ્દનોજ ઉપયોગ કરાય છે, પરંતુ એ અંગ્રેજી ગૉડ્ શબ્દ અને આપણા **પરમેશ્વર** શબ્દમાં બહુ જ અંતરાય રહેલો છે, એ અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ. આપણી કલ્પનાને વ્યક્ત કરવામાટે અંગ્રેજી ભાષામાં એ ગૉડ્ કરતાં બીજો કોઈ વધારે સારો શબ્દ છેજ નહિ; અને આપણો પારિભાષિક શબ્દ '**બ્રહ્મ**' છે. આ સમસ્ત વિશ્વ બ્રહ્મના કારણથીજ વ્યક્ત દશામાં આવે છે. બ્રહ્મ અનંત, અવિકાર્ય, સદૈવ ચિદ્રૂપ, સર્વસમર્થ, સર્વજ્ઞ, સર્વવ્યાપક, નિરાકાર અને અવિભાજ્ય છે. બ્રહ્મના યોગે જ વિશ્વમાં શક્તિનો નિવાસ છે. જ્યારે સદૈવ એકરૂપ બ્રહ્મ જ વિશ્વનું કારણ છે અને તેના યોગેજ વિશ્વને પ્રત્યક્ષાવસ્થા પ્રાપ્ત થાય છે, તો પછી તેમાં નાનાવિધ ભેદ અને ન્યૂનાધિકતાનો અનુભવ કેમ થાય છે વારુ? એવો એક પ્રશ્ન અહીં સંભવે છે. વિશ્વમાં અસમતા હોવાનો આપણને પદે પદે અનુભવ મળ્યા કરે છે. એક મનુષ્ય જન્મથીજ સુખી હોય છે, તો બીજો મનુષ્ય જન્મથીજ દુઃખી હોય છે; અને એક શ્રીમાન્ હોય છે તો બીજો દરિદ્રી હોય છે. એવા પ્રકારની અસમાનતા સર્વત્ર વિસ્તરેલી દેખાઈ આવે છે. પરંતુ એ અસમાનતાની આટલેથીજ સમાપ્તિ થતી નથી; કિંતુ પ્રેમમય ઈશ્વરના રાજ્યમાં નિર્દયતાનો પણ સાક્ષાત્કાર થયા કરે છે, અને એ વળી વિશેષ વિસ્મયકારક નથી કે શું? દુઃખના નિઃશ્વાસો અને રોદનના તારસ્વરો એકત્ર સંભળાય છે, તે શામાટે વારુ? એક પ્રાણી ઉઠે છે અને તે બીજાને ફાડી ખાય છે. માનવી પ્રાણીઓમાં પણ એ જ પશુવૃત્તિનું અનુકરણ પ્રચલિત છે. બીજાની હાનિ અને પોતાનો લાભ કરવાના પ્રસંગને પ્રત્યેક મનુષ્ય શોધ્યા કરે છે. પ્રતિસ્પર્ધા, દુષ્ટતા, ભીતિ અને રોદનસ્વરનું સામ્રાજ્ય સર્વત્ર અને સર્વકાળમાં પ્રચલિત હોવાનો પરિચય થયા કરે છે. દયામય પરમેશ્વરે જ જો આ સૃષ્ટિને નિર્માણ કરી હોય, તો તેની આ દયા 'ક્રૂરતા' કરતાં પણ અધિક અધમ છે, એમજ કહેવું જોઇએ; તેની એ ક્રૂરતા ખરેખર આપણી કલ્પનાની મર્યાદાથી બહારની છે. આપણે ગમે તેવી અને ગમે તેટલી ભયંકર ક્રૂરતાની કલ્પના કરીએ, તોપણ તે ક્રૂરતાનું તેજ આ ક્રૂરતા સમક્ષ અવશ્ય ઝાંખું જ પડી જવાનું. આવા પ્રકા-

રની પ્રશ્નપરંપરાનું આપણે વેદાન્ત એવું ઉત્તર આપે છે કે, આ અસમતા અને અહમહમિકા પરમેશ્વરનિર્મિત નથી; કિંતુ એમને તમે પોતે જ નિર્માણ કરી છે. એ સ્થિતિને નિર્માણ કરનાર બ્રહ્મદેવના અવતાર તમે પોતે જ છો! આકાશમાંથી જ્યારે મેઘો જલવૃષ્ટિ કરવા માંડે છે, ત્યારે તેઓ સર્વત્ર સમાન દૃષ્ટિથી જ જલદાન કરે છે; પરંતુ જે ભૂમિની ખેડ સારી થયેલી હોય છે, તેને જ એ મેઘવૃષ્ટિનો લાભ મળી શકે છે. પથરીલી અથવા તો પડતર જમીનને એથી કશો પણ ફાયદો મળી શકતો નથી. હવે જો એવી ખડકાળ કે પડતર જમીનમાં પાક ન થાય, તો તે દોષ મેઘનો ગણવો કે શું? એ ભિન્ન ભિન્ન ભૂમિમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં ફળો ઉત્પન્ન થાય તો સારું, એવો મેઘનો ઉદ્દેશ કિંવા પ્રયત્ન હોતો જ નથી અને તેથી એ ભેદનો આરોપ આપણાથી મેઘના શિરપર કદાપિ મૂકી શકાય તેમ છે જ નહિ. તેજ પ્રમાણે પરમેશ્વરની દયા સર્વત્ર સમપ્રમાણમાં વ્હેંચાયલી હોવાથી તેમાં જે ભેદ અને અસમતા દૃષ્ટિગોચર થાય છે, તે આપણે મનુષ્યોએ જ નિર્માણ કરેલી છે. હવે એ વિશે એક પ્રશ્ન ઉદ્ભવે છે કે, જે અસમતા જન્મના આરંભથી જ દૃષ્ટિગોચર થાય છે તેનો હેતુ કોણ છે? વર્ત્તમાન આયુષ્યમાં તો કાંઈ પણ કુકર્મ કિંવા સત્કર્મ તેના હાથે થયેલું હોતું નથી, એ સત્ય; પરંતુ વર્ત્તમાન આયુષ્ય પૂર્વજન્માર્જિત કર્મોની જ ફલભૂમિ છે.

એ પછી સર્વ પૌરસ્ત્ય ધર્મોની જેના વિશે એકવાક્યતા છે, એવો બીજો પણ એક મુદ્દો છે. જીવાત્માઓ અનંત છે, એ વિશે બૌદ્ધ, જૈન અને હિંદુ તત્ત્વવેત્તાઓની એકવાક્યતા છે. જીવાત્મા નાસ્તિત્વમાંથી નવીન ઉત્પન્ન થયો નથી; કારણ કે, તેમ થવું શક્ય નથી; અને નાસ્તિત્વમાંથી ઉત્પન્ન થતા જીવિતનો ઉપયોગ પણ શો હોઈ શકે વારુ? જેનો આરંભ છે, તેનો અંત પણ નિશ્ચયપૂર્વક આવવાનો જ. કોઈ પણ કાર્યનો જ્યાં આરંભ થાય, એટલે તેનો અંત પણ તે જ વેળાએ નિશ્ચિત થઈ જાય છે. આપણા જીવનનો આજે આરંભ થયો છે, એમ માની લઇએ, એટલે આવતી કાલે તેનો અંત પણ થવાનો જ અને એ અંત એટલે પુનઃ નાસ્તિત્વ અથવા તો શૂન્યાવસ્થા. નાસ્તિત્વમાંથી અસ્તિત્વની ઉત્પત્તિ અશક્ય હોવાથી ચાલૂ જીવિતથી પૂર્વે પણ આપણું જીવિત હોવું જ જોઇએ, એ સર્વથા સ્પષ્ટ જ છે. આ સિદ્ધાંત હવે એવી તો નિર્વિવાદ રીતિથી સિદ્ધ થયો છે કે, એ વિશેની વિશેષ ચર્ચા કરવાનું લેશ માત્ર પણ પ્રયોજન રહ્યું નથી. વિશ્વમાંના દૃશ્ય પદાર્થોના શોધની પાછળ પડેલાં આધુનિક ભૌતિકશાસ્ત્રો જ આપણાં જૂનાં પુરાણાં શાસ્ત્રોમાંની વાર્ત્તાને પ્રત્ય-

ક્ષતાથી સિદ્ધ કરવા લાગ્યાં છે. અનંત એવા પૂર્વકાળમાંના કર્માનુરોધવડે જ આપણામાંના પ્રત્યેકની વર્ત્તમાન કાળમાં ઉત્પત્તિ થયેલી છે, એ તો આપણે જાણીએ છીએ જ. બાળક જન્મે છે તે સર્વથા કોરું ધાકોર હોય છે, એમ તો નથી જ. બાળક નિર્વિકાર છે અને શુદ્ધ છે, એવા પ્રકારની કલ્પનાઓ કવિજનો ભલે કર્યાં કરે અને જોઇએ તો તેનાપર કાવ્યો પણ રચી નાખે; પરંતુ એ કલ્પનાઓ નિરંકુશ કવિઓને જ શોભી શકે તેવી છે! શાસ્ત્રજ્ઞોમાટે એ કલ્પનાઓ કશા પણ ઉપયોગની નથી. બાળક જ્યારે આ વિશ્વમાં અવતરે છે, ત્યારે સહસ્રાવધિ શુભાશુભ કર્મફળોને તે પોતાની સાથે લેતું આવે છે અને તે સર્વ ફળોનો ઉપભોગ તેણે લેવો જ જોઇએ, એમ શાસ્ત્રજ્ઞો તો કહેવાના જ. વિશ્વમાં સર્વત્ર અસમતાનો વિસ્તાર જોવામાં આવે છે, તેનું કારણ પણ એ જ છે. કર્મનો એ અનુલ્લંઘનીય નિયમ છે. આપણામાંના પ્રત્યેકની સાથે તેનાં કર્મફળો આવેલાં જ છે. અમુક ઘટના અમુકના ભાગ્યથી જ બની, એવા પ્રકારની ભાષા આપણે નિત્ય સાંભળ્યા કરીએ છીએ; પરંતુ એ ભાષા સર્વથા અશાસ્ત્ર અને મૂર્ખતાયુક્ત છે. કર્મના નિયમને તોડી શકે, એવો સમર્થ પુરુષ આ વિશ્વમાં કોઇ પણ જન્મ્યો નથી. એ નિયમનો તોક જેના ગળામાં ન પડેલો હોય, એવો એક પણ પ્રાણી અસ્તિત્વ ધરાવતો નથી. અર્થાત્ આવા પાકા બંદોબસ્તમાંથી ભાગ્ય પોતાનો માર્ગ કાઢીને છટકી જઈ શકે, એ ધારણા જ ભૂલભરેલી છે. એટલામાટે કોઈ પણ મહદ્દુઃખની પ્રાપ્તિ થતાં પરમેશ્વરના નામપર અથવા તો ગરીબ બિચારા ભાગ્યના નામપર ઠીકરું ફોડવું, એ અવશ્ય બાલિશતાનું જ લક્ષણ છે. જે જે સુખદુઃખ આપણને પ્રાપ્ત થાય છે, તે સર્વ આપણા પોતાના જ કર્મનું ફળ હોય છે. એના દોષનું બીજાના શિરપર આરોપણ કરવામાટેનું એમાં લેશ માત્ર સ્થાન હોતું નથી. આપણો જે કાંઈ પણ વર્ત્તમાન જીવનક્રમ હોય, તેનાં કારણ આપણે જ છીએ. એટલે કે, કારણ અને કાર્ય બન્ને આપણે પોતે જ છીએ. જ્યારે કારણ અને કાર્ય બન્ને આપણા જ હાથમાં છે, તો પછી ગમે તે કરવાને આપણે સ્વતંત્ર છીએ, એમ કહેવામાં શી અડચણ છે વારુ? જો આજે હું સુખી હોઉં, તો તેનું કારણ હું પોતે જ છું. એથી જો મારી ઇચ્છા હોય તો હું સુખી થઈ શકું છું, એમ સિદ્ધ નથી થતું કે શું? જો હું અશુદ્ધ હોઉં તો તેનું કારણ પણ હું પોતે જ છું. એથી જો મારી ઇચ્છા હોય તો મારાથી પવિત્ર થઈ શકાય તેમ છે, એમ સ્વાભાવિક જ સિદ્ધ થઈ જાય છે. માનવી ઇચ્છા પરિસ્થિતિથી પર છે અને તેથી તેને પરિસ્થિતિ બદ્ધ કરી શકતી નથી. તે જ્યારે બુદ્ધ થાય છે, ત્યારે પરિસ્થિતિવડે બદ્ધ થતી નથી, કિંતુ તે પોતાની ઇચ્છાથી જ બદ્ધ થાય છે. આ આપણી શક્તિ

એવી તો પ્રચંડ છે કે, એની આજ્ઞા સમક્ષ વિશ્વમાંના સર્વ પ્રકારના નિયમોએ મસ્તક નમાવવું જ જોઇએ; તેમણે એની આગળ આજ્ઞાધારક દાસાનુદાસ પ્રમાણે હસ્તદ્વય જોડીને ઉભા રહેવું જ જોઇએ.

હવે એ પછી એક એવો પ્રશ્ન ઉદ્દ્ભવે છે કે, એવા પ્રકારના એ જીવાત્માનું સ્વરૂપ કયા પ્રકારનું છે? જીવાત્માના સ્વરૂપને જાણ્યા વિના પરમાત્માના સ્વરૂપને જાણી શકાય તેમ નથી. આ સૃષ્ટિનો અભ્યાસ કરી તદ્દ્વારા તેના પરતત્ત્વનું ઝાંખું દર્શન કરવું, એટલા આશયથી જ આજ સુધી કેટલાકોએ પ્રયત્નો કરેલા છે. એ પ્રયત્ન કરનારા પુરુષો કેવળ આર્યાવર્તમાં જ હતા, એમ નથી; કિંતુ પાશ્ચાત્ય દેશોમાં પણ એવા અનેક વીરો થઈ ગયા છે અને અત્યારે છે પણ ખરા; પરંતુ આ સૃષ્ટિ-પ્રકૃતિ-નું સ્વરૂપ એવું તો માયાવી છે કે, તેના અભ્યાસના આરંભ સાથે જ તે આપણા પગમાં એક વધારે સાંકળ નાખતું જાય છે, એટલે પછી પરમતત્ત્વના દર્શનની તો વાત જ ક્યાં રહી વારૂ? સૃષ્ટિના અભ્યાસનો આરંભ કરવા પૂર્વે તે પરમતત્ત્વના દર્શનની આપણા મનમાં જે થોડીક ઇચ્છા હોય છે, તેનો પણ ત્યાર-પછી અસ્ત થઈ જાય છે! સૃષ્ટિનો અભ્યાસ કરવો, એ તત્ત્વદર્શનનો માર્ગ જ નથી. અંતઃકરણને શુદ્ધ કરીને જો આપણે જીવાત્માદ્વારા જઇએ, તો જ આપણે પરમાત્મદર્શનનો લાભ મેળવી શકીએ છીએ. પરમાત્મા વિશે બાહ્યસૃષ્ટિ આપણને કાંઈ પણ શીખવી શકતી નથી. એ માર્ગમાં જવાથી અનંતનો શોધ કદાપિ કરી શકાય તેમ નથી. એ કાર્યમાટે જો આપણી પાસે કોઇ પણ માર્ગ ઉપલબ્ધ હોય, તો તે કેવળ અંતર્ગત અભ્યાસ જ છે. અંતઃસૃષ્ટિના અવલોકનથી તથા અભ્યાસથી આપણે જો જીવાત્માનો શોધ કરીએ, તો આપણને પરમાત્મમાર્ગ પોતાની મેળે જ મળી આવે છે. જીવાત્માના સ્વરૂપવિશે ભિન્ન ભિન્ન વૈદિક પંથોનાં ભિન્ન ભિન્ન મતો છે; તથાપિ કેટલાક વિષયમાં તેમની એકવાક્યતા પણ છે. જીવાત્માને આદિ પણ નથી અને અંત પણ નથી, એ વિશે આપણ સર્વની એકવાક્યતા છે. તેમ તે સ્વભાવતઃ જ અમર્ત્ય છે, એ વિશે પણ આપણો કશો વાદવિવાદ નથી. તે જ પ્રમાણે સર્વ પ્રકારની શક્તિઓનું, મંગળોનું, પાવિત્ર્યનું, સર્વ શક્તિમત્ત્વનું અને સર્વસાક્ષિત્વનું બીજ તેના અંતરંગમાં રહેલું છે, એ વિશે પણ આપણ સર્વનાં મતોની એકતા જ છે. આ અંતિમ સિદ્ધાંત અત્યંત મહત્ત્વનો છે, એ અવશ્ય ધ્યાનમાં રાખવાયોગ્ય છે. પ્રત્યેક મનુષ્યમાં અને પ્રત્યેક પ્રાણીમાં સુદ્ધાં સર્વસાક્ષિત્વ અને સર્વ શક્તિમત્તાનું બીજ રહેલું છે. એક પ્રાણી મોટો હોય અને બીજો પ્રાણી નાનો હોય,

અને ત્રીજો દુષ્ટ હોય તથા ચોથો અશક્ત હોય, તોપણ તે સર્વમાં એ બીજ તો છે જ. તેમાં જે બાહ્યતઃ ભેદ દેખાય છે, તેનું કારણ આત્મરૂપમાંનો ભેદ નહિ, કિંતુ જે ઉપાધિના યોગે આ આત્મરૂપ વ્યક્ત થયેલું છે, તે ઉપાધિમાંનો ભેદ જ આ દૃશ્ય ભેદનો હેતુ છે. જે આત્મબીજ મારામાં છે, તે જ આત્મબીજ એક ક્ષુદ્ર કીટમાં પણ રહેલું છે. તેનામાં અને મારામાં જે ભેદ બાહ્યતઃ દેખાય છે, તેનું કારણ બાહ્યોપાધિનો ભેદ જ છે. વસ્તુતઃ તે ક્ષુદ્ર પ્રાણીમાં અને મારામાં કશો ભેદ છે જ નહિ. તેનો આત્મા અને મારો આત્મા એકરૂપ હોવાથી તે કીટ સાથે પણ મારો બંધુત્વનો સંબંધ છે. આપણી આર્યભૂમિમાં નિર્માણ થયેલાં આ તત્ત્વરત્નો કોહેનૂર સમાન છે. જ્યારે યૂરોપીય પંડિતો સર્વત્ર બંધુભાવ હોવો જોઇએ એમ કહે છે, ત્યારે તેઓ કેવળ માનવજાતિ વિશે જ બોલતા હોય છે; પરંતુ વિશ્વમાંની પ્રત્યેક વસ્તુ બીજી વસ્તુ સાથે બંધુભાવથી જોડાયલી છે, એ કલ્પનાનો તેમને સ્પર્શ માત્ર પણ થતો નથી. ગજરાજથી લઇને તે એક ક્ષુદ્ર કીડી પર્યન્ત સર્વ દૃશ્ય દેહોમાં એક જ આત્મરૂપ વિલસતું હોવાથી દૃશ્ય ભેદ અસત્ય છે, એ આપણી આર્યમાતાએ જ સર્વથી પ્રથમ વિશ્વને શીખવ્યું છે.

આપણા દેશમાં દીન અને દુર્બળ જનો વિશે, પશુપક્ષીઓ વિશે તે જ પ્રમાણે એકંદર રીતે સર્વ વસ્તુજાત વિશે જે દયાની ભાવના સર્વસામાન્યતાથી મળી આવે છે, તેનું મૂળ પણ એ તત્ત્વમાં જ સમાયલું છે. એ તત્ત્વ હિંદુ લોકોનાં અસ્થિ અને માંસમાં સર્વત્ર પ્રસરી ગયું છે. આત્મસ્વરૂપ વિશેનો જે કલ્પનાસમૂહ આપણા લોકોમાં સર્વત્ર મળી આવે છે, તેમાંનું જ આ પણ એક તત્ત્વ છે, એ અવશ્ય ધ્યાનમાં રાખવું જ જોઇએ.

હવે આની પછી પરમાત્મરૂપ વિશેનો વિચાર કરવો ઇષ્ટ છે; તથાપિ જીવાત્માના સંબંધમાં યૂરોપમાં જે કલ્પનાઓ પ્રચલિત છે, તે વિશે થોડીક સૂચના આપને આપવી, એ પણ આવશ્યકીય છે. જેઓ અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરતા હશે, તેઓ Soul અને Mind એ શબ્દોથી અનેકવાર ભ્રમણામાં પડી જાય, એ સ્વાભાવિક હોવાથી આ સૂચના આપવાની મને અધિક આવશ્યકતા ભાસે છે. આપણી ભાષામાંના 'આત્મા' શબ્દથી જે અર્થ વ્યક્ત થાય છે, તે અર્થ અંગ્રેજી ભાષામાંના 'Soul' શબ્દથી વ્યક્ત થતો નથી. આપણે જે વસ્તુને 'મન' સંજ્ઞાથી ઓળખીએ છીએ તે જ વસ્તુ અંગ્રેજીમાં 'Soul' સંજ્ઞાથી ઓળખાય છે. જીવાત્માના વાસ્તવિક સ્વરૂપ વિશેની યોગ્ય કલ્પના પાશ્ચાત્યોના મસ્તિષ્કમાં બહુ જ થોડાં વર્ષો પૂર્વે જ

આવી છે; અને તેમને એ કલ્પનાની પ્રાપ્તિ આપણા સંસ્કૃત તત્ત્વગ્રંથોદ્વારા જ થયેલી છે. શરીર તે પ્રત્યક્ષ દશ્ય વસ્તુ છે અને મન તેથી પર છે. મન અદશ્ય હોવા છતાં પણ મન તે જ આત્મા નથી. મન અત્યંત સૂક્ષ્મ પરંતુ જડ પદાર્થોનું જ બનેલું છે. જેને લિંગદેહ અથવા સૂક્ષ્મ શરીર કહેવામાં આવે છે, તેમાં મનનો અંતર્ભાવ થાય છે. પુનઃ પુનઃ થતાં જન્મ અને મરણો, એ આ સૂક્ષ્મ શરીરનો ધર્મ છે. એ બે દેહોથી પર આત્મા છે. એ 'આત્મા'ના અર્થને દર્શાવનાર જો કોઈ અંગ્રેજી પ્રતિશબ્દ યોજવો હોય, તો 'Soul' કિંવા 'Mind' એમાંનો એક પણ શબ્દ 'આત્મા'ના અર્થનો દ્યોતક થઈ શકે તેમ છે જ નહિ, એટલામાટે એ સ્થળે 'આત્મા' શબ્દની યોજના જ સર્વથા યુક્ત અને યોગ્ય છે. આજકાલ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞો આત્માના અર્થમાં 'Self' (સ્વત્વ) શબ્દની યોજના કરવા લાગ્યા છે. શબ્દ ગમે તે હોય પણ ધ્યાનમાં રાખવાનો મુખ્ય મુદ્દો એટલો જ છે કે, જડ દેહ અથવા સૂક્ષ્મ દેહ એ બન્ને દેહોથી આત્મા સર્વથા ભિન્ન છે. આત્મા ભિન્ન ભિન્ન જડ દેહોને ધારણ કરે છે, તે વેળાએ સૂક્ષ્મ દેહ તેની સાથે હોય છે. મનુષ્ય પૂર્ણ જ્ઞાની થઈ જાય એટલે પછી આત્મા અને સૂક્ષ્મ દેહનો સંબંધ તૂટી જાય છે અને એ સંબંધ તૂટી ગયો એટલે જન્મમરણના ફેરા પણ અટકી જાય છે. એમ થયા પછી તેની ઇચ્છા હોય ત્યાં સુધી તે સૂક્ષ્મ દેહને ધારણ કરે છે અથવા તો તેને સર્વથા ત્યાગી દઈને કેવળરૂપ થઈ રહે છે: મુક્તિ એ જ જીવાત્માનું અંતિમ સાધ્ય છે. મુક્તિ જ અંતિમ સાધ્ય છે એમ કહેવાથી ઇતર ધર્મો પ્રમાણે સ્વર્ગ નરક આદિ કલ્પનાઓનો ઉદય આપણા ધર્મમાં થયો જ નહોતો, એમ સમજવાનું નથી. એ કલ્પનાઓ ઇતર ધર્મો પ્રમાણે આપણા ધર્મમાં પણ રૂઢ છે; તથાપિ સ્વર્ગ કિંવા નરકમાંનો વાસ ચિરકાલ પર્યન્ત ટકી રહેનારો છે, એ કલ્પના માત્ર આપણા ધર્મમાં કદાપિ અસ્તિત્વમાં આવી નથી. કારણ કે, એ વસ્તુના ચિરસ્થાયિત્વની કલ્પના મૂળથી જ અશાસ્ત્રીય છે. એ વસ્તુઓ ચિરસ્થાયિ થઈ શકે એમ છે જ નહિ. સ્વર્ગ વિશે આપણા ચિત્તમાં જે કાંઈ પણ કલ્પનાઓ હોય, તેમનું જો સૂક્ષ્મ દૃષ્ટિથી પરીક્ષણ કરવામાં આવે, તો છેવટે તેમાંથી શો સાર નીકળે છે વારુ? એ જ કે, આપણા આ જગતની જ સુધારા અને વધારા સાથેની જે આવૃત્તિ તે સ્વર્ગ છે; પરંતુ જો એવું સ્વર્ગ ખરેખર જ અસ્તિત્વમાં હોય, તો તે આપણી મુક્તિના કાર્યમાં સાધક થવાને બદલે બાધક તો નિશ્ચયપૂર્વક થવાનું જ. સ્વર્ગ જેવા બીજા પણ અનેક લોકોની કલ્પના આપણામાં પ્રચલિત છે. ફળની અપેક્ષાથી જેમણે સતકર્મોનું આચરણ કરેલું હોય છે, એવાં મનુષ્યોને દેહને

પાત થવા પછી દેવયોનિમાં જન્મ પ્રાપ્ત થાય છે, અને ઈંદ્રાદિ દેવો એજ પ્રકારના પ્રાણીઓમાંના પ્રાણી છે. પૂર્વજન્મમાં એ સર્વ સામાન્ય મનુષ્યોજ હતા; પરંતુ તેમણે આચરેલાં સત્કર્મોના યોગે તેમને દેવયોનિમાં જન્મ પ્રાપ્ત થયો. ઇન્દ્રાદિ અનેક દેવોની જે કથાઓ આપણે પુરાણોમાં વાંચીએ છીએ, તે સર્વ દેવો એકલા એકાટ જ છે અથવા હતા, એમ નથી. એ નામો વ્યક્તિઓનાં દર્શક નથી, કિંતુ સ્થાનોનાં દ્યોતક છે. અમુક એક જીવાત્મા સત્કર્મોના યોગે ઇન્દ્રના સ્થાને આવે છે અને નિયત કાલ પર્યન્ત ઇન્દ્રની પદવીને પામે છે. પોતાનાં પૂર્વજન્માર્જિત પુણ્ય-કર્મોના ફળને ભોગવી લીધા પછી તે પાછો મનુષ્યયોનિમાં જન્મે છે. દેવલોકમાં કદાચિત્ સુખદાયક વસ્તુઓનો ભંડાર મોટા પ્રમાણમાં હોય, તો પણ માનવી દેહની યોગ્યતા દેવદેહ કરતાં નિઃસંશય વિશેષ છે. દેવલોકમાં મળનારી સુખવસ્તુઓને સર્વથા ત્યાગીને મુક્તિ મેળવવી અશક્ય છે, એમ નથી; તથાપિ ત્યાંની વસ્તુજાતિનો મોહ અહીંની વસ્તુઓ કરતાં અધિક અનિવાર્ય હોવાથી, દેવલોકમાં મોહમુગ્ધ થવાનો સંભવ માત્ર અધિક છે. ત્યાંની સુખદ વસ્તુઓના જાળમાં સપડાયલો દેવ પુણ્યક્ષયના યોગે શુષ્ક થતાં પુનઃ માનવલોકમાં જન્મને ધારણ કરે છે. મનુષ્યયોનિ તે કર્મ-ભૂમિ છે. અહીં ઉત્તમ અને અધમ ફળો સમસમાન સ્થિતિમાં હોય છે; અને તેથી સુખના પ્રવાહમાં તણાતા પ્રાણીને માર્ગમાં દુઃખનો એકાદ ખડક કદાચિત્ મળી આવે છે; અને તેથી દિશાભ્રમનો સંભવ ઓછો થતાં અંતે મુક્તિનો માર્ગ મળી આવવાનો સંભવ જણાય છે. એટલામાટે સ્વર્ગ આપણું અંતિમ સાધ્ય નથી, એ અવશ્ય ધ્યાનમાં રાખવું જોઈએ. આપણું એક માત્ર સાધ્ય કેવળ મુક્તિ જ છે. એ મુક્તિ વિના બીજી કોઈ પણ અવસ્થા આપણું અંતિમ સાધ્ય થઈ શકે તેમ છેજ નહિ. આપણે ગમે તેવા પ્રકારના સુખોને આપનારા સ્વર્ગલોકમાં જઇએ, તોપણ તેથી આપણા કપાળમાં ચોડાયલા દાસત્વનો ક્ષય થવાનો નથી. તમે સહસ્રાવધિ વર્ષ પર્યન્ત રાજ્યપદને ભોગવો, તોપણ તેથી લાભ શો વારુ? જ્યાં સુધી તમે દેહને ધારી રહ્યા છો, જ્યાં સુધી દેહસુખની ઇચ્છાથી તમારા મુખમાં પાણી આવી જાય છે, ત્યાં સુધી તમે કાળની મર્યાદાથી બદ્ધ છો અને જ્યાં સુધી તમે સ્થળથી બદ્ધ છો, ત્યાં સુધી દાસત્વની શૃંખલા તમારાં ચરણોમાં અખંડ હોવાની અને હોવાની જ. એટલામાટે બાહ્ય અથવા આંતર એવા બન્ને પ્રકા-રના દેહબંધમાંથી છૂટવું, એ જ આપણું એક માત્ર અંતિમ સાધ્ય છે. આ સમસ્ત સૃષ્ટિમાં આપણને કોઈ પણ પ્રકારનું બંધન હોય, તે યોગ્ય નથી. આ સૃષ્ટિએ આપણાં ચરણોમાં મસ્તક નમાવીને રહેવું જોઇએ. સૃષ્ટિમાંની અનેક વસ્તુઓને ભેદીને જો

આપણે પેલી તરફ જઇએ, તો જ આપણને મુક્તિનો માર્ગ મળી શકે એમ છે; અને તે જ વેળાએ આપણા સંપૂર્ણ તેજથી આપણે પ્રકાશવા માંડીશું. એવી સ્થિતિમાં પુનઃ જન્મને ધારણ કરવાની શંકા માત્ર પણ હોતી નથી. જ્યાં જન્મનો જ અભાવ હોય ત્યાં પછી તેનો મિત્ર મૃત્યુ ક્યાંથી આવી શકવાનો હતો વારુ? અમુક એક વસ્તુ સુખદ છે, એ ભાવનાનો અસ્ત થતાં અમુક વસ્તુ દુઃખદાયક છે, એ ભાવનાનો પણ સર્વથા લય થઇ જાય છે. સુખ અને દુઃખની એ સ્થાનમાં એકસમયાવચ્છેદે અને એક સાથે જ સમાપ્તિ થઈ જાય છે. અહીં માત્ર શુદ્ધ મંગળરૂપનો જ સાક્ષાત્કાર હોય છે. જેનો કદાપિ અંત નથી અને જે અખિલ દશ્યથી પર છે, તે સદૈવ મંગળરૂપ એ જ છે.

**"न मृत्युर्न शंका न मे जातिभेद:**
**पिता नैव मे नैव माता च जन्म।**
**न बंधुर्न मित्रं गुरुर्नैव शिष्यः**
**चिदानंदरूपः शिवोऽहं शिवोऽहम्" ॥**

"ન મૃત્યૂ ન શંકા નહીં જાતિભેદ;
પિતા કે ન માતા નહીં જન્મખેદ;
ગુરૂ શિષ્ય કે મિત્ર બંધૂ ન જાણું;
ચિદાનંદ છું બ્રહ્મ એ હું પ્રમાણું!"

એ પ્રમાણે બોલવાની જે સ્થિતિ તે જ આપણું અંતિમ સાધ્ય છે.

જીવાત્મામાં લિંગનો ભેદ નથી. અમુક આત્મા પુરુષ અને અમુક આત્મા સ્ત્રી, એવો ભેદ આત્મામાં કદાપિ સંભવતો નથી. લિંગનો ભેદ માત્ર દેહમાં જ રહેલો છે. એટલામાટે આત્મા વિશે બોલવું હોય, તો ત્યાં લિંગભેદથી બોલવાની શક્યતા જ નથી. આ ભાષા કેવળ દેહભેદની જ ઘોતક છે. તે જ પ્રમાણે વયોમાન આદિની કલ્પનાઓ પણ આત્મામાં સંભવતી નથી. આત્મા પ્રથમ બાળક અથવા તરુણ હતો અને ત્યાર પછી તે વૃદ્ધ થયો; એવા પ્રકારની ભાષા આત્માના સંબંધમાં સંભવતી નથી. આત્મા સદૈવ એકરૂપ જ હોય છે. આવા પ્રકારનો આત્મા શરીર અને અન્ય અનેક પ્રકારના ઉપાધિઓથી બદ્ધ કેમ થયો વારુ? એ પ્રશ્નનું આપણી શ્રુતિઓએ એક જ શબ્દથી ઉત્તર આપેલું છે, અને તે શબ્દ 'અજ્ઞાન' છે. અર્થાત્ અજ્ઞાનના યોગે જ આત્મા બદ્ધ થયેલો છે. **"सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि"** એવી એક શ્રુતિ છે. "જ્ઞાનરૂપ નૌકાની સહાયતાથી જ તું આ માયાનદીના પરતીરપ્રાંતને

પ્રાપ્ત કરી શકીશ!' એવો એનો અર્થ થાય છે. માત્ર ભક્તિ જ એ જ્ઞાનને મેળવવાનો રાજમાર્ગ છે. પરમેશ્વરનું આરાધન કરવું અને પ્રાણિ માત્ર ઈશ્વરનું જ વસતિસ્થાન છે એવા દૃઢ નિશ્ચયને સદોદિત અવિચલ રાખવો, એ જ જ્ઞાનપ્રાપ્તિનો રાજમાર્ગ છે. સર્વ પ્રાણીઓના અંતરમાં એક જ આત્માનો નિવાસ હોવાથી પ્રાણીઓનાં શરીરો તે દેવાલયો છે, એમંજ કહેવું જોઇએ. એ ભક્તિ અત્યંત દૃઢ થઈ જાય એટલે પછી તરત જ જ્ઞાનરવિનો ઉદય થાય છે, અને તેના યોગે અજ્ઞાન-તિમિરનો નાશ થતાં જીવાત્મા મુક્ત થાય છે. પરમેશ્વરના સ્વરૂપ વિશેના શ્રુતિમાં બે પ્રકારો મળી આવે છે. પરમેશ્વર સાકાર છે, એ એક રૂપ અને પરમેશ્વર નિરાકાર છે, એ બીજું સ્વરૂપ. પરમેશ્વર જગત્‌નો નિર્માતા, સંરક્ષક અને સંહારક છે; તેમ જ તે વિશ્વનો શાસ્તા અને પિતા પણ છે. તે અને તેના ભક્તો એકરૂપ થઈ શકે તેમ નથી; એટલામાટે પરમેશ્વરસ્વરૂપના અત્યંત નિકટમાં વાસ તે જ મુક્તિ છે. સાકાર પરમેશ્વરવિષયક તત્ત્વનું આ સર્વથા સંક્ષેપમાં જ દિગ્દર્શન કર્યું છે. એ પછી પરમેશ્વરનું જે અન્ય પ્રકારનું રૂપ તે નિરાકાર રૂપ છે. સાકાર રૂપના વર્ણનમાં જે વિશેષણોનો ઉપયોગ કરાયો છે, તે સર્વ વિશેષણો એ નિરાકાર સ્વરૂપના વર્ણનમાં સર્વથા અયુક્ત થઈ પડે છે. તે સર્વ વિશેષણો તર્કશાસ્ત્રથી વિસંગત હોવાને લીધે સર્વથા ત્યાજ્ય સિદ્ધ થાય છે. સર્વત્ર એક રૂપ જ વિસ્તરેલું છે, એવો અંતિમ સિદ્ધાંત હોવાથી તે સર્વજ્ઞ છે, એમ કહેવું વ્યર્થ છે; કારણ કે, જ્ઞાન પદાર્થ માનવી મનમાંથી જ નિર્માણ થયેલો છે. પરમેશ્વર વિચારવાન્ પ્રાણી છે, એમ પણ કહી શકાય તેમ નથી; કારણ કે, વિચારો કેવળ અપૂર્ણ હોય તેમાં જ સંભવે છે. જ્યાં કોઈ પણ આવશ્યકતાની ભાવના નથી, ત્યાં વિચાર શાનો હોય અને તે ઉદ્ભવવો પણ શામાટે જોઇએ? તે સદસદ્વિવેકી છે, એમ પણ કહી શકાય તેમ નથી; કારણ કે, સત્ અને અસત્ એવી જે ભેદદૃષ્ટિ તે સ્વાતંત્ર્યનું લક્ષણ છે જ નહિ. તેને 'વિશ્વનિર્માતા'ના નામથી પણ ઓળખી શકાય તેમ નથી; કારણ કે, વિકૃતિ વિના નિર્માણ કરવાની ક્રિયા જ સંભવતી નથી. કર્મ કરવું એ વિકૃતિને દર્શાવનાર છે. પ્રથમ આશા અથવા ઇચ્છાનો સંભવ થયા વિના કર્મની શકયતા હોતી જ નથી. ઇચ્છાપૂર્ત્તિ એ જ કર્મનું એક માત્ર સાધ્ય છે. જેનામાં કોઈ પણ પ્રકારની ઇચ્છા નથી, તે કર્મ શામાટે કરે વારુ? 'મને કશાની પણ આવશ્યકતા છે' એ ભાવના જ મનુષ્યને કર્મરત કરે છે; પરંતુ પરમેશ્વરમાં એ ભાવના થવાનું કાંઈ પણ કારણ નથી; અને એ ભાવનાના અભાવે કર્મપ્રવણતાની શકયતા પણ નથી. શ્રુતિમાં

પરમેશ્વર વિશે બોલતાં 'તે' એ સર્વનામનો પુલ્લિંગમાં પ્રયોગ કરાયો નથી, કિંતુ નાન્યતરજાતિમાં જ એ સર્વનામનો પ્રયોગ કરાયલો છે, એ તત્ત્વ વિશેષત: લક્ષમાં રાખવાયોગ્ય છે; કારણ કે, 'स' (તે) સર્વનામ પુરુષવાચક છે અને પુરુષ અથવા સ્ત્રી એવા લિંગભેદથી પરમેશ્વરનો નિર્દેશ કરી શકાતો નથી; એ કારણથી જો 'स' એ સર્વનામના રૂપનો ઉપયોગ કરવામાં આવે; તો પરમેશ્વરમાં લિંગભેદનો મિથ્યા આરોપ કર્યા જેવું જ થાય. જે મતે સર્વત્ર એ 'तत्' નો જ ઉપયોગ કરેલો છે અને એ 'तत्' ના વિવરણમાટે જ અનેક ગ્રંથોને નિર્માણ કર્યાં છે, તે મત 'અદ્વૈતમત'ના નામથી ઓળખાય છે.

હવે એ નિરાકાર સાથે આપણો મનુષ્યોનો શો સંબંધ છે, એ વિશેનો આપણે વિચાર કરવો જોઇએ. તેનો અને આપણો સંબંધ માત્ર એટલો જ છે કે, તે અને આપણે વસ્તુતઃ એકરૂપ જ છીએ, એક જ છીએ. સમસ્ત વિશ્વનું અધિષ્ઠાન તે જ હોવાથી આપણે મનુષ્યો તેનાં જ અનેક વ્યક્ત રૂપો છીએ. એ અનંત નિરાકાર સાથે આપણે એકરૂપ નથી, એ ભાવના—એ અજ્ઞાન—જ સર્વ પ્રકારનાં દુઃખોનું મૂળ કારણ છે. એ અનંત નિરાકાર સાથે આપણે એકરૂપ છીએ, એવા પ્રકારનો જે સાક્ષાત્કાર થવો તેનું જ નામ મુક્તિ. આવા પ્રકારનાં બે સ્વરૂપવર્ણનો આપણા ધર્મગ્રંથોમાં મળી આવે છે.

એ બે મતોના પરીક્ષણની અન્ય પણ એક દૃષ્ટિ છે. વિવેચક બુદ્ધિની કસોટીમાંથી પાર પડી શકે એવા પ્રકારની નીતિસિદ્ધાંતપદ્ધતિ જો આપણે તૈયાર કરવી હોય, તો તે કાર્ય અદ્વૈતસિદ્ધાંતના સાહાય્ય વિના કદાપિ કરી શકાય તેમ નથી. હમણાં જ આપણે જે નિરાકાર સ્વરૂપનું વર્ણન કર્યું છે, તદ્વિષયક પ્રતિપાદનને સ્વીકાર્યાં પછી જ આપણે નીતિસિદ્ધાંતની શ્રેણીને બાંધી શકીશું. 'તું પોતા પ્રમાણે જ પાડોશીમાં પણ પ્રેમ રાખ' એ સત્ય અત્યંત પ્રાચીન કાળથી સર્વ દેશોમાં ઉપદેશાયલું છે. આપણા દેશમાં એજ સત્ય એના કરતાં કિંચિદ્ ભિન્ન રીતિથી કથાયલું છે. 'પ્રાણી માત્રમાં પોતા પ્રમાણે જ પ્રેમ રાખવો' એવી આપણાં શાસ્ત્રોની આજ્ઞા છે. ઇતર દેશોનાં શાસ્ત્રોએ એ પ્રેમને કેવળ મનુષ્યત્વની સીમામાં બદ્ધ કરી રાખ્યો છે. પાશ્ચાત્ય શાસ્ત્રોની એવી અનુજ્ઞા છે કે, મનુષ્ય માત્રમાં સ્નેહભાવ રાખવો અને આપણાં શાસ્ત્રોની એવી અનુજ્ઞા છે કે, પ્રાણી માત્રમાં પ્રેમભાવ રાખવો. કારણ કે, આપણાં શાસ્ત્રોએ મનુષ્ય અને ઇતર પ્રાણીઓમાં ભેદનો અનુભવ કર્યો નથી. હવે 'મારે મારા પોતા પ્રમાણે જ પાડોશીમાં પણ પ્રેમ શામાટે રાખવો?' એવો પ્રશ્ન કદાચિત્ ઉપસ્થિત થાય, તો તેનું

ઉત્તર માત્ર એ નીતિશાસ્ત્રોએ આપેલું નથી. એનું સમાધાનકારક ઉત્તર આપણને કેવળ અદ્વૈતમતે જ આપેલું છે. જ્યાં આ સમસ્ત વિશ્વ એકરૂપ છે, ત્યાં પછી તેમાં અનેક આકાર પ્રતીત થવા છતાં પણ તે સર્વ એકરૂપ જ છે. એટલામાટે અન્ય કોઇને પણ દુઃખ દેવું તે પોતાને જ પીડવા સમાન છે; તે જ પ્રમાણે બીજામાં પ્રેમ રાખવો તે પોતામાં જ પ્રેમ રાખ્યા સમાન છે. આથી એ નીતિશાસ્ત્રોની અનુજ્ઞા કેવીક હિતકારિણી છે, એ તત્કાળ આપણા જાણવામાં આવી જાય છે. પરમેશ્વરના સાકાર રૂપની ભક્તિમાં પ્રેમનો ખરો ઉમળકો આવે છે, એ વાર્તાને હું નથી જ સ્વીકારતો, એમ આપે સમજવાનું નથી. ભિન્ન ભિન્ન કાળમાં એ ભક્તિની શક્તિએ જ કેવાં કેવાં પ્રચંડ કાર્યોના ભારને પોતાના શિરપર ઉપાડી લીધાં છે, એ પણ હું સારી રીતે જાણું છું. એ સાકાર ભક્તિના બળમાં અત્યંત મહતી કાર્યક્ષમતા રહેલી છે, એ તત્ત્વને પણ હું સ્વીકારું છું. પરંતુ અત્યારના કાળમાં જો આપણને કોઈ પણ વસ્તુની અતિશય આવશ્યકતા હોય, તો તે ભોળી ભક્તિની આવશ્યકતા નથી, કિંતુ અત્યારે આપણને માનસિક બળની અધિક આવશ્યકતા છે. આપણો અદ્વૈતસિદ્ધાંત એ માનસિક બળનો ભંડાર છે. જેવી રીતે વાયુના ઝપાટાથી છાલકાં ફોતરાં ઉડી જાય છે, તેજ પ્રમાણે સર્વ પ્રકારની ભોળાપણાની કલ્પનાઓ દશ દિશામાં ઉડી ગયા પછી 'હું અને તે એક જ છીએ' એવી દૃઢ શ્રદ્ધાનો ઉદ્ભવ થાય છે! એવી અવસ્થામાં મને ભયભીત કરનાર કોણ હોઈ શકે વારુ? મારી અમુક કૃતિ સૃષ્ટિનિયમ અનુસાર છે કે તેથી વિરુદ્ધ છે, એ વિચારના સ્પર્શનું પણ મારા માટે કાંઇ પ્રયોજન નથી. સૃષ્ટિની અંતિમ મર્યાદાના સ્થાનમાં ચરણ મૂકયા પછી એ વિચાર સાથે મારો સંબંધ જ શો હોય વારુ? અને એ વિચાર મારે કરવો જ શામાટે જોઇએ? એવી સ્થિતિમાં મારી દૃષ્ટિમાં તો મૃત્યુ પણ ટાઢા પહોરના ગપાટાઓમાંના એક ગપાટા જેવો જ થઈ જાય છે. હાસ્ય અને વિનોદના અનેક વિષયોમાંનો મૃત્યુ પણ એક વિષય છે, એટલી જ મારી દૃષ્ટિમાં મૃત્યુની યોગ્યતા અવશિષ્ટ રહે છે. "**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः। न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः**"॥ એવા પ્રકારનો જે આત્મા તે હું જ છું, એવી શ્રદ્ધા દૃઢ થાય છે. જેને જન્મ પણ નથી અને મરણ પણ નથી, જેના તેજ સમક્ષ સૂર્ય સમાન તેજોગોલ કેવળ ખદ્યોત સમાન છે, આ શરચ્ચંદ્ર અને આ અનંત નક્ષત્રપુંજ જે અનંત સમુદ્રમાંના કેવળ ફેન જ છે, જેને કાળની કલ્પના સ્પર્શ માત્ર પણ કરી શકતી નથી, અને જેને સ્થળ-મર્યાદા બદ્ધ કરી શકતી નથી, એવો અનંત–નિરવધિ–હું છું. આ સિદ્ધાંતમાં આપણી

શ્રદ્ધા દૃઢતમ થવી જોઇએ. એ શ્રદ્ધા જેમ જેમ અધિક દૃઢ થતી જશે, તેમ તેમ મનોબળની પણ વૃદ્ધિ થતી રહેશે. જે જે પ્રકારની ભાવનાઓ આપણા ચિત્તમાં દૃઢ થતી જાય છે, તે તે પ્રકારના જ વસ્તુતઃ આપણે બનીએ છીએ. 'હું દુર્બળ છું, અશક્ત છું' એવા પ્રકારની ભાવના જો તમારા મનમાં દૃઢ થશે, તો ખરેખર જ તમે નિર્માલ્ય થઈ જશો. 'હું બળવાન્ છું, સમર્થ છું' એવા પ્રકારની ભાવનામાં જો તમે પોતાના મનને સ્થિર કરશો, તો તમે નિઃસંશય બળવાન્ અને સમર્થ થવાના જ. 'હું પાપી છું' એ ભાવનાથી પાપી અને એથી વિરુદ્ધ 'હું પુણ્યશીલ છું' એ ભાવનાથી તમે પુણ્યાત્મા પણ થઈ શકો તેમ છે. તમે દુર્બળ છો, પાપી છો, અને પરિસ્થિતિથી બદ્ધ છો, એવા પ્રકારની વાર્તા અદ્વૈતસિદ્ધાંત તમને સંભળાવતો નથી. એથી વિરુદ્ધ તમે સર્વજ્ઞ, સર્વસાક્ષી અને સર્વના શાસ્તા છો, એવો જ તમને અદ્વૈતમતનો સર્વદા ઉપદેશ મળ્યા કરે છે. આજની અવસ્થામાં તમે કદાચિત્ દુર્બળ દેખાતા હો, તોપણ એ દશાની સમાપ્તિનો સમય આવી લાગશે અને જે બળ તમારામાં અત્યારે અદૃશ્ય છે તે તમારું બળ પણ દૃશ્ય અવસ્થાને પ્રાપ્ત થશે, એ જ અદ્વૈતમતનું નિરંતર કથન છે. સર્વ જ્ઞાન, સર્વ શક્તિ, સર્વ પવિત્રતા અને સંપૂર્ણ સ્વતંત્રતા એ સર્વ વસ્તુઓ બીજ રૂપે આપણામાં રહેલી છે. હવે અહીં એક એવો પ્રશ્ન સંભવે છે કે; 'હું વસ્તુતઃ સર્વજ્ઞ હોવા છતાં આવી અજ્ઞાનાવસ્થામાં જ કાળ કેમ વીતાડું છું વારુ?' એ પ્રશ્નનું ઉત્તર એ પ્રમાણે છે કે, 'હું સર્વજ્ઞ છું, એ સિદ્ધાંતમાં મારી દૃઢ શ્રદ્ધા જ નથી. એ શ્રદ્ધા જો ખરેખર દૃઢ થઈ જાય, તો એ સિદ્ધાન્તના સાક્ષાત્કારમાં લેશ માત્ર પણ વિલંબ ન જ થાય.' અદ્વૈતમતનું કથન આ પ્રકારનું છે. એટલામાટે અલ્પવયસ્ક બાળકોના મનમાં પણ બાલ્યાવસ્થાથી જ એવા પ્રકારની શ્રદ્ધાને દૃઢ કરવી, એ જ સર્વ પ્રકારે યોગ્ય છે. તેમના ચિત્તમાં ભીરુતાની કલ્પનાઓનો અધિકાર કદાપિ થવા દેવો નહિ. કેવળ ધાર્મિક કવાયદ બાળકોમાટે કશા પણ ઉપયોગની નથી. તેમને સર્વથી પ્રથમ સ્વાવલંબનના શિક્ષણની જ આવશ્યકતા છે. આત્માના અત્યંત ભવ્યરૂપની કલ્પના તેમના ચિત્તમાં પ્રથમ ઠસાવવી જોઇએ. આ સમસ્ત વ્યવસ્થા આપણને માત્ર અદ્વૈતમતમાં જ મળી આવે છે. અન્યત્ર ક્યાંય એ વ્યવસ્થાનો ગંધ માત્ર પણ જોવામાં આવતો નથી. ઇતર ધર્મોમાં ભક્તિ અને પરમેશ્વરપૂજાનું જે વિવેચન કરાયલું છે તેને અદ્વૈતમતમાં સ્થાન મળેલું જ છે; પણ એ ઉપરાંત અદ્વૈતમતમાં બીજા પણ અનેક વિષયોને અવકાશ અપાયલો છે. વિશેષતઃ જીવાત્માવિષયક ઉપર્યુક્ત સિદ્ધાન્તો અત્યંત ઉત્સાહદાયક છે. આધિભૌતિક જ્ઞાન અને

આધ્યાત્મિક જ્ઞાનમાંના દશ્ય વિરોધનું નિવારણ કરીને તેમની એકવાક્યતા કરવી અને તેમના યોગે માનવજાતિની અત્યારની વિચારસરણીમાં મહતી ક્રાંતિ કરી દેવી, એ કાર્યોને કરવાનું સામર્થ્ય કેવળ એક અદ્વૈતમતમાં જ રહેલું છે:

આપણા ધર્મમાં જે મહત્ત્વના મુદ્દાઓ છે, તેમનું અહીં સુધી મેં યથામતિ વિવેચન કર્યું. આ વિવેચન કેવળ ઉપપત્તિ વિશેનું જ કરાયું છે. હવે એ ઉપપત્તિનું વ્યવહાર્ય રૂપ કેવું હોવું જોઇએ, એનો પણ જો અલ્પ સ્વલ્પ વિચાર કરીએ, તો તે અયોગ્ય તો નહિ જ કહેવાય. ભારતવર્ષની વર્તમાનસ્થિતિમાં નાનાવિધ પંથો અને મતો અસ્તિત્વ ધરાવતા હોય, તો તે કાંઈ આશ્ચર્યકારક ઘટના નથી; કિંબહુના એમ હોવું સર્વથા અપરિહાર્ય જ છે. હિન્દુસ્તાનમાં અનેક પંથો અસ્તિત્વ ધરાવતા હોય, તોપણ તેઓ પોતપોતામાં ટંટો ફિસાદ કરતા નથી, એ વાર્ત્તાને પણ અવશ્ય લક્ષમાં રાખવી જ જોઇએ. જેટલા શૈવ છે તેટલા સર્વ નરકના જ અધિકારી છે, એમ કોઈ પણ વૈષ્ણવ કહેતો નથી; અથવા તો વૈષ્ણવો વિરુદ્ધ શૈવોનો પણ કશો વિષવાદ નથી. ઉભયના માર્ગ કદાચિત્ ભિન્ન ભિન્ન દેખાતા હોય, તોપણ અંતે તો સર્વના સંમેલનનું સ્થાન એક જ છે. એ તત્ત્વને તેઓ ભૂલી ગયા નથી. આપણે ભારતવાસી જનો એ વાર્ત્તાને કદાપિ ભૂલ્યા નહોતા, અને સર્વના અંતિમ સંમેલનનું સ્થાન એક જ હોય, તોપણ પ્રત્યેકનો ઇષ્ટ માર્ગ ભિન્ન હોય તો તેથી કશી હાનિ નથી, એ તત્ત્વનો આપણે અત્યંત પ્રાચીન કાળથી જ સ્વીકાર કરી લીધો છે. 'જેટલી વ્યક્તિ તેટલી પ્રકૃતિ' એ કિંવદંતી સર્વથા સત્ય છે. એટલામાટે ભિન્ન ભિન્ન પ્રકૃતિને રુચિકર થઈ પડે તેવા ભિન્ન ભિન્ન માર્ગો હોય, એ સર્વથા ઉચિત જ છે. એક માર્ગ એક વ્યક્તિને ઇષ્ટ હોય એટલે તે અન્ય વ્યક્તિને પણ ઇષ્ટ થશે જ, એવો નિયમ છે જ નહિ; કિંતુ પ્રસંગ વિશેષે તે માર્ગ અન્ય વ્યક્તિમાટે અનિષ્ટ થઈ પડવાનો પણ સંભવ હોય છે. એટલામાટે સર્વનો માર્ગ એક જ હોવો જોઇએ, એ વાર્ત્તા અનર્થાવહ અને અશાસ્ત્ર હોવાથી સર્વથા ત્યાજ્ય છે. જગત્માંના સર્વ લોકો કદાચિત્ કોઈ કાળમાં એક જ ધર્મ અને એક જ માર્ગના થઈ જાય, તો તે વેળાએ જગત્ની દૈન્યાવસ્થાનો અવધિ જ થઈ જવાનો. એવી સ્થિતિમાં સર્વ ધર્મોનો અને સર્વ વિચારોનો નાશ માત્ર જ થવાનો. અનેકત્વ વિશ્વના અસ્તિત્વનું એક પ્રમુખ કારણ છે. અનેકત્વ–વિવિધતા–ના યોગે જ આ વિશ્વ દશ્યતાને પ્રાપ્ત થયેલું છે. વિવિધતાનો નાશ થવો એનો અર્થ 'પ્રલય થવો' એટલો જ થાય છે. જ્યાં સુધી વિચારોમાં વિવિધતા રહેલી છે, ત્યાં સુધી જ જગત્ના અસ્તિત્વનો સંભવ છે. એટલા-

માટે અનેક પંથ અને અનેક મત અસ્તિત્વ ધરાવતા હોય, તેથી ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી. મારી ઇષ્ટદેવતા ભિન્ન અને તમારી ઇષ્ટદેવતા ભિન્ન હોય, એ સર્વથા યુક્ત જ છે. જગત્‌માંના અનેક ધર્મ આ ભરતભૂમિમાં આવી ગયા છે, પરંતુ તેમાંના કોઇનો પણ આપણે દ્વેષ કર્યો નથી, એ ઘટના અવશ્ય સ્મરણમાં રાખવાયોગ્ય છે. પરંતુ કાલે કોઈ ઊઠીને એમ બોલે કે; 'અમુક એક જ ધર્મ સત્ય છે અને તેથી તેનો જ તમારે સ્વીકાર કરવો જોઇએ;' તો એવા મનુષ્યને જોઇને ખરેખર આપણને હસવું જ આવવાનું. આવા મનુષ્યને જોઇને કેવળ હસવું, એ જ તેના કથનનું યોગ્ય ઉત્તર છે; કારણ કે, અમુક મનુષ્ય કેવળ આપણાથી ભિન્ન માર્ગે જનારો છે, એટલા કારણથી જ જે પોતાના માનવબંધુનો નાશ કરવા ઇચ્છે છે, તેની સાથે ભક્તિ અને પ્રેમ ઇત્યાદિ સાત્ત્વિક વૃત્તિઓ વિશે સંભાષણ કરવું તે અમૂલ્ય કાળનો વ્યર્થ ક્ષય કર્યા સમાન જ છે. એવા મનુષ્યો કદાચિત્ બાહ્યતઃ પ્રેમનો આવિર્ભાવ દર્શાવતા હોય, તોપણ તેમનાં હૃદયો તો પ્રેમશૂન્ય જ હોય છે. પ્રત્યેકનો પોતપોતાની ઉત્ક્રાંતિમાટે ભિન્ન માર્ગ હોય એટલું પણ જેનાથી સહી શકાતું નથી, તેના પ્રેમાલાપનું મૂલ્ય એક કોડીનું પણ હોઈ શકે, એમ તમને જણાય છે ખરું કે ? તમને અનિષ્ટ દેખાતા માર્ગને જ તમારા માથાપર લાદવાની ચેષ્ટા કરવી, એ જ જો પ્રેમનું ચિહ્ન હોય, તો પછી દ્વેષની વ્યાખ્યા શી કરવી, એ એક મહાકઠિન અને ભયંકર પ્રશ્ન થઈ પડે છે. કોઈ ખ્રીસ્તની આગળ મસ્તક નમાવતો હોય, કોઈ બુદ્ધની પૂજા કરતો હોય અથવા તો કોઈ મહંમદ પયગંબરનો અનુયાયી હોય; છતાં આપણામાટે એમાંનો કોઈ પણ દ્વેષ કરવા યોગ્ય નથી. તે સર્વને આપણે બંધુભાવથી ભેટવાને તૈયાર છીએ. જો આપણાથી બની શકે, તો તેમના માર્ગમાં આપણે તેમને કાંઇક સહાયતા પણ આપીશું અને તે જ પ્રમાણે આપણને તેમણે આપણા માર્ગમાં જવા દેવા જોઇએ, એ જ આપણી ઇચ્છા છે. તેમના માર્ગો તેમના માટે અત્યંત સરળ અને સગવડભરેલા છે, એ વાર્તાને આપણે સ્વીકારીએ છીએ; પરંતુ તે જ માર્ગો આપણામાટે ભયંકર થઈ પડવાનો સંભવ છે, એ તત્ત્વનો તેમણે પણ સ્વીકાર કરવાનો છે. મારા માટે કયા પ્રકારનું અન્ન ઇષ્ટ થાય તેમ છે, એ મને કેવળ મારો પોતાનો અનુભવ જ જણાવી શકે છે; પંદર વૈદ્ય આવીને એકઠા થઈ જાય, તોપણ તેમનાથી એનો નિર્ણય કરી શકાય તેમ છે જ નહિ. જો કોઈ એક દેવાલયના યોગે, અમુક એક મંત્રોચ્ચારના યોગે કિંવા અમુક એક મૂર્તિના દર્શનના યોગે તમારામાંનો સાત્ત્વિક અંશ ઉદ્દીપિત થતો હોય, તો

પછી તે માર્ગમાં જવાનો તમને સંપૂર્ણ અધિકાર છે. એક તો શું પણ જો શતાવાધ મૂર્તિઓના પૂજાપ્રપંચમાં તમે પોતાને નાખી દો, તોપણ તે તમારું કૃત્ય ધર્મને માન્ય છે. કર્મ માર્ગના અવલંબનથી જો તમારામાંનું ઈશ્વરત્વ જાગૃત થતું હોય, તો અત્યંત આનંદથી કર્મમાર્ગનું અવલંબન કરો. ઇચ્છા હોય તેટલાં દેવાલયો બાંધો, ગમે તેટલા વિધિ કરો અને અન્ય પણ ગમે તેટલા બાહ્યોપચાર કરતા રહો; પરંતુ મુદ્દાની વાત એટલી જ છે કે, ઈશ્વરને નિકટમાં લાવો અને એ કાર્ય કરતાં કોઇની સાથે કશો પણ ક્લેશ કે કલહ ન કરો; કારણ કે, જ્યાં કલહના બીજનો તમારા હૃદયમાં સંચાર થયો એટલે જાણી લેજો કે, પરમેશ્વર તમારાથી દૂર ચાલ્યો જ ગયો. 'કામ ક્રોધ પર્વત બે આડા, અનંત તેની પાછળ છે!' એવી જ અવસ્થા થઈ જવાની, એમાં તિલમાત્ર પણ સંશય નથી. જે ક્ષણે કલહનું બીજ આપણા હૃદયક્ષેત્રમાં પોષાવા માંડે છે, તે ક્ષણે જ આપણે પરમેશ્વરના નિવાસસ્થાનના માર્ગને ત્યાગીને પશુ થવાના માર્ગમાં સંચાર કરીએ છીએ, એ સિદ્ધાંતને નિત્ય દૃઢતાથી ધ્યાનમાં રાખવાની અત્યંત આવશ્યકતા છે.

આપણા ધર્મનું સામાન્ય સ્વરૂપ આવા પ્રકારનું છે. આપણો ધર્મ સર્વને સમાન પ્રેમથી જ પોતાના બાહુમાં ધારણ કરે છે; તે કોઇનો પણ તિરસ્કાર કરતો નથી. આપણો હિંદુઓનો ધર્મ એટલે અનેક જાતિઓનો અને અનેક કર્મોનો એક ગુંચવાડો છે, એમ ઘણાકોને ભાસે છે; પરંતુ જાતિભેદ અને હિંદુધર્મનો પરસ્પર અવિભાજ્ય સંબંધ છે, એમ છે જ નહિ. અત્યારે એવો જે સંબંધ દેખાય છે, તે કેવળ દૃશ્યાભાસ જ છે. એક રાષ્ટ્ર તરીકે સજીવન રહેવાના કાર્યમાં એ સંસ્થા આપણને ઘણી જ ઉપયોગી થઈ પડી છે. 'હવે આત્મસંરક્ષણમાટે કોઈ પણ ઉપાયની આવશ્યકતા રહી નથી' એવો સમય જો આવી લાગશે, તો તે વેળાએ એ સંસ્થાઓ પણ પોતાની મેળે જ નામશેષ થઈ જશે. આપણા આર્યાવર્તમાં એવી અનેક પ્રકારની રૂઢિઓ કાળ સાથે ઝૂંઝી ઝૂંઝીને આજ સુધી જીવતી રહેલી છે; અને તેમનામાંનો મારો પ્રેમ મારા વય સાથે વૃદ્ધિગત થતો જાય છે! એક સમયમાં મને પોતાને પણ એમ જ ભાસતું હતું કે, એવી અનેક રૂઢિઓ છે કે જેમને નિરુપયોગી અને ત્યાજ્ય કહી શકાય; પણ જેમ જેમ મારા વયની વૃદ્ધિ થતી ગઈ, તેમ તેમ મારો એ અભિપ્રાય પણ ડગમગતો ગયો! એનું પરિણામ એ થયું કે, એ રૂઢિઓમાંની એક પણ રૂઢિને હવે અંતઃકરણપૂર્વક શાપ આપવાની મારી ઇચ્છા નથી, અહો, કેટલાંક શતકોનો અનુભવ એ રૂઢિઓના ઉદરમાં ગર્ભસ્થ છે, એના વિચારની આવશ્યકતા

નથી કે શું? ગઈ કાલે જ જન્મેલો કોઈ બાળક જો મને આવીને એમ કહેવા માંડે કે;–'તમે અમુક પદ્ધતિથી વર્ત્તો, એ વધારે સારું છે;' અને હું જો તેના બોલવા પ્રમાણે ચાલવા માંડું, તો પછી કેવળ મૂર્ખતા વિના મારા ભાગમાં બીજું શું આવવાનું હતું વારુ? બાહ્ય અનેક દેશોમાંથી જે પ્રકારના ઉપદેશનો અનુગ્રહ આપણાપર કરવામાં આવે છે, તે ઉપદેશ વાસ્તવિકતાથી જોતાં ઉપર્યુક્ત બાળકના ઉપદેશની યોગ્યતાનોજ છે. એ લબ્ધપ્રતિષ્ઠ પંડિતોને આપણું માત્ર એટલુંજ કહેવું છે કે, "પંડિત મહારાજ! આપના પોતાના પગો હજી અધાંતરે લટકે છે, તેમને ભૂમિનો સ્પર્શ થવા દ્યો; એટલે પછી અમે તમારા ઉપદેશનો વિચાર કરીશું. તમે આજે એક પદ્ધતિને ઉત્તમ તરીકે વ્યક્ત કરો છો, પણ પૂરા બે દિવસ પણ તમે તે પદ્ધતિને વળગી રહેતા નથી. તે પદ્ધતિ વિશે તમારા પોતામાં જ મારામારીઓ થાય છે; અને છેવટે તમે પાછા પોતાના મૂળ પદપર આવીને કાયમ થઈ જાઓ છો. જેવી રીતે કેટલીક જાતિના કીટકો આ ક્ષણે જન્મ પામે છે અને અન્ય ક્ષણે મરણશરણ થઈ જાય છે; તે જ પ્રમાણેની તમારા સમાજની પણ અવસ્થા છે. તમારું અસ્તિત્વ પાણીમાંના પરપોટા જેટલુંજ ચિરસ્થાયિ છે. એટલામાટે અમારા સમાજ પ્રમાણે તમે પ્રથમ પોતાના સમાજને ચિરંજીવી બનાવો. કેટલાંક શતકોનો કાળદંડ મસ્તકપર ફરતો હોવા છતાં પણ જે આચારવિચારોનું અસ્તિત્વ શૂચિના અગ્રભાગ જેટલું પણ ચળ્યું નથી, એવા આચારવિચારોને પ્રથમ તમે પોતાના સમાજમાં રૂઢ કરો. તમારી જ્યારે આટલી તૈયારી થઈ જશે, ત્યારપછી જ આ વિષયમાં તમને અમારી સાથે બે શબ્દો બોલવાનો અધિકાર પ્રાપ્ત થશે. પરંતુ ત્યાંસુધી તમારો ઉપદેશ એટલે એક ન્હાના બાળકના તોતડા બોબડા શબ્દો જ છે, એમ જ અમે સમજવાના."

આપણા ધર્મ વિશે મારે જે કાંઈ કહેવાનું હતું તે હું કહી ચૂક્યો છું. હવે વર્ત્તમાન પરિસ્થિતિમાં આપણને શાની અગત્ય છે, એ જણાવીને હું મારા વ્યાખ્યાનની સમાપ્તિ કરીશ. આ કલિયુગમાં આપણને જે ગ્રંથરત્નનો લાભ મળેલો છે, તે ગ્રંથના કર્તાને મારા શતશઃ પ્રણિપાત હો! એ ગ્રંથનું નામ '**મહાભારત**' છે અને તેના કર્ત્તા ભગવાન્ શ્રી **વ્યાસ** છે. જપ તપ આદિ જે માર્ગોનું વર્ણન એ ગ્રંથમાં મળી આવે છે, તે માર્ગો અત્યારના કાળને પ્રતિકૂળ છે. વર્ત્તમાન સ્થિતિમાં તે માર્ગોનું અનુસરણ અત્યંત કઠિન છે. આ યુગમાં કેવળ દાન જ અત્યંત શ્રેષ્ઠ છે. '**परोपकारः पुण्याय**' એ વચન અત્યારના કાળને અત્યંત અનુરૂપ છે. હવે દાન શબ્દથી

શો બોધ થાય છે, એનો આપણે વિચાર કરીએ. જો સર્વથી અત્યુચ્ચ પ્રકારનું કોઈ પણ દાન હોય તો તે કેવળ આધ્યાત્મિક જ્ઞાનદાન જ છે. એ પછીની પદવી વ્યાવહારિક જ્ઞાનદાનની છે, તૃતીય પદ જીવદાનનું છે અને ત્યાર પછીનું અંતિમ સ્થાન દ્રવ્યદાન અને અન્નદાન ઇત્યાદિનું છે. અધ્યાત્મજ્ઞાનનું દાન કરનાર સર્વથી શ્રેષ્ઠ પ્રકારનો દાતા છે. તેના દાનથી અનેક જન્મમરણનાં બંધનો તૂટી જાય છે. વ્યાવહારિક જ્ઞાનના યોગે મનશ્ચક્ષુપરનાં પટલો દૂર થતાં અધ્યાત્મવિદ્યાપ્રતિ જવાનો માર્ગ દૃષ્ટિગોચર થવા માંડે છે. એટલામાટે વ્યાવહારિક જ્ઞાનનો દાતા પણ પ્રથમ દાતા કરતાં કાંઇક ન્યૂન અંશે શ્રેષ્ઠ જ છે. એ વિનાના બાકીના બીજા દાતાઓ અત્યંત ઉતરતી પદવીના છે. વધારે તો શું, પણ પ્રત્યક્ષ પ્રાણદાનની યોગ્યતા પણ પ્રથમનાં બે દાનો કરતાં ઉતરતા પ્રકારની છે. એટલામાટે અધ્યાત્મવિદ્યાનું અધ્યયન અને અધ્યાપન તે શ્રેષ્ઠતમ કર્ત્તવ્ય છે. અધ્યાત્મજ્ઞાનના દાન જેટલી અને જેવી શ્રેષ્ઠતમ વસ્તુ અન્ય એક પણ નથી, એ તમારે નિત્ય લક્ષમાં રાખવું જોઇએ. અધ્યાત્મજ્ઞાનના પ્રસારમાટે કરેલી સહાયતા સર્વ પ્રકારની સહાયતાઓમાં અતિશય શ્રેષ્ઠ પ્રકારની સહાયતા છે. અધ્યાત્મજ્ઞાનનું પ્રત્યક્ષ અથવા વ્યવહાર્ય રૂપ કેવું હશે એ જો જોવું હોય, તો 'મહાભારત' આદિ પુરાણોનું અવલોકન કરો. તેમાં અધ્યાત્મવિદ્યાનાં સજીવન ઝરણો તમને મળી આવશે. જ્ઞાનની સાક્ષાત્ મૂર્ત્તિઓ આપણને કેવળ આપણી આ જન્મભૂમિમાં જ મળવાનો સંભવ છે. આ વિપુલા પૃથ્વીમાંના ઇતર કોઈ પણ દેશમાં તેમની જોડી તમને કયાંય મળી શકે તેમ નથી. મને આ જગત્‌નો અત્યંત વિશેષ અનુભવ છે, એમ તો નથી જ; છતાં જે કેટલોક અનુભવ પ્રાપ્ત થયો છે, તેના આધારે હું નિશ્ચયપૂર્વક કહું છું કે, ધર્મતત્ત્વોનો પ્રત્યક્ષ આચાર કેવળ આપણા દેશમાં જ દૃષ્ટિગોચર થાય છે. બાહ્યદેશોમાં એ વિશેનાં મોટાં મોટાં વાગ્યુદ્ધો થાય છે ખરાં, પણ એ તત્ત્વોનો આચાર ત્યાં જોવામાં આવતો નથી. પુષ્કળ બોલવું અને લાંબાં પહોળાં ભાષણો કરવાં એ કાંઈ ધર્માચરણ નથી. એમ તો પઢાવેલા પોપટ પણ 'લટપટ પંછી ચતુરસુજ્જાન' બોલતા નથી કે શું? વધારે દૂર શામાટે જાઓ છો; વર્તમાનકાળમાં તો નિર્જીવ યંત્રો પણ બોલે છે; પણ ત્યાગ, સત્ય ધર્માચરણ, તિતિક્ષા અને વિશ્વવ્યાપક પ્રેમનું ચાલતું બોલતું ઉદાહરણ કેવળ ભરતભૂમિ વિના અન્યત્ર કયાંય ઔષધમાટે પણ મળી શકે તેમ નથી. સત્ય ધર્માચરણમાં આટલા ગુણોનો અંતર્ભાવ થાય છે. આપણા દેશમાં આવી રીતે સજીવન અધ્યાત્મવિદ્યાનો વાસ હોવા છતાં આપણા દેશમાંના યોગિપુરુષોની માનસગંગાના

પ્રવાહનાં જળપાત્રો ભરીને જો આપણે પ્રત્યેક ગૃહમાં ન પહોંચાડીએ, તો પછી આપણા જેવા દુર્ભાગી માત્ર આપણે જ છીએ, એમ કહેવાનો જ પ્રસંગ આવવાનો! એ પ્રવાહમાંનું શાંતિજળ આપણે કેવળ આપણા જ દેશમાંના પ્રત્યેક ગૃહમાં પહોંચાડવાનું છે એમ નથી; કિંતુ અન્ય દેશોમાં પણ આપણે એ શાંતિજળનું પરિપૂર્ણ દાન આપવાનું છે. આપણાં અત્યારનાં શ્રેષ્ઠતમ કર્ત્તવ્યોમાંનું એ પણ એક પ્રધાન કર્ત્તવ્ય છે. આ કર્ત્તવ્યની પૂર્ત્તિને કેવળ પરોપકાર જ માનવાનો નથી, કિંતુ એ કર્ત્તવ્ય-પાલન આપણી પોતાની ઉન્નતિને પણ પોષક થઈ પડે તેમ છે. જો તમારી જન્મ-ભૂમિમાં તમારી સત્ય ભક્તિ હોય અને જો પોતાનો ધર્મ તમને ખરેખર જ પ્રિય હોય, તો ગ્રંથરૂપ ગુહામાં લપાઈ રહેલાં તત્ત્વરત્નોને શોધી કાઢીને તેમને તેમના યોગ્ય અધિકારી વારસોના હાથમાં પહોંચતાં કરી દેવાં, એ તમારું આદ્ય કર્ત્તવ્ય છે. એ અક્ષય્ય ઋણનો ભાર તમારા મસ્તકપર રહેલો છે એટલે તે ભારને ઉતારો અને ઋણમુક્ત થઈ જાઓ.

એ પછી વર્ત્તમાન પરિસ્થિતિમાંના બીજા પણ એક કર્ત્તવ્યનો વિચાર આવશ્યકીય છે. અત્યારે આપણે મત્સરના ખાબોચિયામાં ડૂબેલા જેવા થઈ ગયા છીએ. મત્સર આજે કેટલાક શતકોનો આપણો જીવશ્ચકંઠશ્ચ મિત્ર જ બની ગયો છે અને તેથી જ્યાં દૃષ્ટિપાત કરીએ ત્યાં એ મત્સરપિશાચ ગોટાળા કરતો આપણા જોવામાં આવ્યા કરે છે. 'અમુક ગોમાજીને જ લોકો માન શામાટે આપે છે અને મને એટલું માન કેમ નથી મળતું?' આવા વિચારો બહુધા પ્રત્યેકના ચિત્તમાં ઘોળાયા કરે છે. અમુક ધર્મકાર્યમાં સુદ્ધાં પણ એ મત્સર હાથ ધોઇને આપણી પૂઠે પડેલો હોય છે. અર્થાત્ આપણે આટલી બધી અત્યંત હીન દશામાં આવી પહોંચ્યા છીએ. ત્યારે ચાલો હવે આપણે અંતઃકરણપૂર્વક એ હીન દશાને ત્યાગવાનો યત્ન કરીએ. આજકાલ આપણા હાથે જો કોઈ પણ મહા ભયંકર પાપાચરણ થતું હોય તો તે એ જ છે. આપણે અત્યારે મત્સરપિશાચના આજ્ઞાધારક દાસાનુદાસ બની ગયા છીએ. પ્રત્યેકની સેનાપતિ થવાની જ ઇચ્છા છે; અને સૈનિકપદને વિભૂષિત કરવાની કોઇની પણ આકાંક્ષા નથી. બ્રહ્મચર્યાશ્રમધર્મના સંપૂર્ણ લોપનું જ આ અનિષ્ટ પરિણામ છે. પ્રથમ આજ્ઞાધારકતાને શીખો એટલે પછી નાયકત્વની તમને પોતાની મેળે જ પ્રાપ્તિ થઈ જશે. સેવક થવાનું પ્રથમ શીખો એટલે પછી પોતાની મેળે જ તમને સ્વામિત્વનો પરિચય થશે. આપણા સમક્ષ મહત્કાર્ય આવીને પડેલું છે અને તે કાર્યની આપણે સમાપ્તિ કરવાની છે. પ્રથમ તમારે મત્સરના બંધનથી મુક્ત થવું

જોઇએ, એટલે તે કાર્ય તમારા હાથે પૂર્ણ થશે. આપણા પૂર્વજોએ કરેલાં કાર્યો તમને આનંદ અને આશ્ચર્યથી ચકિત કરી નાખે તેવાં છે. તેમની મહત્તાનું આપણને અતિશય અભિમાન થાય છે અને તેમના વિશે આપણા હૃદયમાં જે પૂજ્ય બુદ્ધિ વસી રહી છે, તે પણ યોગ્ય જ છે; પરંતુ તેમનાં જ મહત્કાર્યોને આપણે ભવિષ્યમાં ચાલૂ રાખવાનાં છે, એ માત્ર ભૂલી જવાનું નથી. આપણા પૂર્વજોએ મહત્કાર્યો કરેલાં હોવાથી આપણે મહા અભિમાનપૂર્વક તેમના નામનો ઉચ્ચાર કરીએ છીએ; તે જ પ્રમાણે આપણા ભાવિ વંશજો આપણા પોતાનાં નામોને ભક્તિભાવથી ઉચ્ચારતા રહે, એવું કાંઈ પણ કાર્ય ચાલો આપણે પણ ત્યારે કરીએ.

પ્રિય શ્રોતૃવૃંદ! આપણા પૂર્વજોનાં કરેલાં કાર્યો કરતાં પણ મહત્તમ કાર્યો આપણામાંના પ્રત્યેકના હસ્તે હવે પછી નથી જ થવાનાં, એમ કોનાથી કહી શકાય એમ છે વારુ? ભગવાન્નો આશીર્વાદ આપણને મળશે અને આપણે આપણા પૂર્વજો કરતાં પણ કાર્યમાં સવાયા થઈ શકીશું.

---

## પાંબનમાં સ્વામીજીને મળેલું માનપત્ર અને તેનું ઉત્તર

(સ્વામીજીનું પાંબનમાં આગમન થતાં રામનદના મહારાજાએ તેમનું પ્રથમ સ્વાગત કર્યું હતું. સ્વામીજી જે સ્થળે સમુદ્રતીરે ઉતરવાના હતા તે સ્થાનમાં તેમના વિધિપૂર્વક સત્કારની યોગ્ય તૈયારીઓ કરવામાં આવી હતી અને ત્યાં બાંધેલા એક શૃંગારિત મંડપમાં પાંબનના નિવાસીઓ તરફથી સ્વામીજીને નિમ્નલિખિત માનપત્ર સમર્પવામાં આવ્યું હતું.)

પૂજ્ય સ્વામીજીનો વિજય હો!

આપને અનેક સ્થળેથી આમંત્રણો મળેલાં છતાં પણ અમારા આમંત્રણને પ્રેમથી માન આપીને અમને દર્શનનો લાભ આપે આપ્યો છે, તેમાટે અમો સર્વ આપશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. તેમ જ જે મહત્કાર્યના ભારને આપે ઉદાર બુદ્ધિથી પોતાના મસ્તકપર ઉપાડી લીધો છે અને તે કાર્યમાં આપની જે શાક્તમત્તા, આપનો જે ઉત્સાહ અને જે નિશ્ચય પ્રકટ થયેલાં છે, તેમના યોગે આપના વિશે અમારા અંતઃકરણમાં અતિશય પૂજ્ય ભાવનાનો ઉદ્ભવ થયો છે.

મહત્ પાશ્ચાત્ય રાષ્ટ્રનાં સંસ્કૃત મનોમાં હિંદુ તત્ત્વજ્ઞાનના બીજનું આરોપણ કરવામાટે આપે જે પરિશ્રમો કર્યો છે, તે આપના પરિશ્રમો ફલદ્રૂપતાના માર્ગમાં

આવી લાગ્યા છે, એ જોઇને અમને આનંદના ઉમળકા આવ્યા કરે છે. આપે વાવેલા એ વૃક્ષમાં સત્વર પુષ્કળ ફળોનો આવિર્ભાવ થશે, એવો અમારો દૃઢ નિશ્ચય છે. આપણો આ પિતૃદેશ આજે દીર્ઘકાળથી નિદ્રાસુખને ભોગવ્યા કરે છે; એટલે હવે આપશ્રીએ પોતાના પ્રયત્નોથી આપણા હિંદુ બાંધવોને તેમની ગાઢ નિદ્રામાંથી જાગૃત કરવા અને જે સત્ય સિદ્ધાંતોના સ્વરૂપને પણ તેઓ ભૂલી ગયા છે તેમનું તેમને પુનઃસ્મરણ કરાવવામાટે ભગીરથ પ્રયત્ન કરવા, એવી આપશ્રીનાં ચરણોમાં અમારી કરદ્વય જોડીને નમ્ર પ્રાર્થના છે.

આપના વિશે અમારામાં વસતી પૂજ્ય બુદ્ધિ, મનઃપૂર્વક પ્રેમ અને સાનંદ કૌતુકવડે અમારાં અંતઃકરણો એટલાં બધાં છલકાઈ ગયાં છે કે, એ સર્વ ભાવોને વ્યક્ત કરવામાટેના યોગ્ય શબ્દો પણ અમને મળી શકતા નથી. આપને પરમાત્મા ઉદ્દંડ આયુષ્ય આપીને આપના વરદ હસ્તે અનેક ઉપયુક્ત કાર્યો કરાવે અને વિશ્વ-બંધુત્વનો ભૂલાયલો પરિચય આપદ્વારા પાછો સર્વને થઈ જાય, એટલી જ તે જગન્નિ-યંતાનાં ચરણોમાં અમો સર્વની મનોભાવથી પ્રાર્થના છે.

(રામનદના રાજાએ એ પછી ખાસ પોતા તરફથી સ્વામીજીનો સંક્ષેપમાં વ્યાખ્યાન કરીને સત્કાર કર્યો હતો અને તેમાં રાજાશ્રીની સ્વામીજી વિશેની ઊંડી લાગણી પ્રકટ દેખાઈ આવતી હતી. છેવટે સ્વામીજીએ એ સત્કારનું નીચે પ્રમાણે ઉત્તર આપ્યું હતું.)

## સ્વામીજીનું ઉત્તર

આપણી પવિત્ર જન્મભૂમિ તે ધર્મ અને તત્ત્વજ્ઞાનની ભૂમિ છે. આ ભૂમિમાં અનેક અધ્યાત્મવિદ્યાશાર્દૂલોએ જન્મ ધારણ કર્યાં છે. આ ભૂમિ વૈરાગ્યની જન્મ-દાત્રી છે. અત્યંત પ્રાચીનકાળથી તે આજની ઘટિકા પર્યન્ત જન્મસાફલ્યની અત્યુચ્ચ કલ્પના કેવળ આ ભૂમિમાં જ ઉદયને પામતી આવી છે. માનવદેહનું આત્યંતિક સાફલ્ય શામાં સમાયલું છે, એનો સાક્ષાત્કાર કેવળ આ ભૂમિમાં જ થઈ શકે છે.

પશ્ચિમ ગોલાર્ધમાંના અનેક દેશોમાં મેં પ્રવાસ કરેલો છે અને અનેક માનવ-જાતિઓનું નિરીક્ષણ કર્યું છે. પ્રત્યેક રાષ્ટ્રનું એક વિશિષ્ટ ધોરણ અથવા સાધ્ય હોય છે અને તે સાધ્યના પાયાપર જ ત્યાંના સમાજનો આયુષ્યક્રમની આંકણી કરાયલી હોય છે, એવો જ મને અનુભવ મળ્યો છે. અનેક પ્રકારની આનુષંગિક રૂઢિ અને રીતિઓ તે સાધ્યની પૂર્ત્તતામાટે જ નિર્માણ થયેલી હોય છે અને એકંદર રાષ્ટ્રનો આયુષ્યક્રમ પણ તે જ સાધ્યની પૂર્ત્તિમાટેનો પ્રયત્ન કરતો હોય છે, એમ જ મારા જોવા અને

જાણવામાં આવ્યું છે. રાજનીતિ, ક્ષાત્રતેજનું પોષણ, વ્યાપારિશ્રેષ્ઠતા, અથવા યંત્રશાસ્ત્રવિશારદત્વ એમાંનું એક પણ આર્યાવર્ત્તનું સાધ્ય નથી. આપણું સાધ્ય એક માત્ર ધર્મજીવન જ છે. આ ભૂમિએ આજ પર્યન્ત કેવળ ધર્મનું જ પોષણ કરેલું છે અને હવે પછી પણ એ એક જ કાર્ય કરવાની તેની ઇચ્છા છે. જે કાળમાં અધ્યાત્મવિદ્યાનો સર્વથા લોપ થઈ ગયો હોય, એવો અલ્પસ્વલ્પ કાળ પણ આપણા દેશમાં કદાપિ આવ્યો નથી.

શારીરબળ એક મહત્ત્વની વસ્તુ છે; તેમ જ ભૌતિકશાસ્ત્રોના સાહાય્યથી નિર્માણ કરેલા યંત્રોદ્વારા જે બુદ્ધિબળ વ્યક્ત થાય છે, તે પણ મહા કૌતુકાસ્પદ છે, એ પણ સત્ય છે; પરંતુ એ ઉભય કરતાં પણ આધ્યાત્મિક બળની મહત્તા અધિક છે. એકંદર જગતને અમુક વલણ લગાડવાનું જેવું સામર્થ્ય આધ્યાત્મિક બળમાં રહેલું છે, તેવું સામર્થ્ય બીજા કોઈ પણ બળમાં છે જ નહિ.

હિંદુ માનવશાખાના ઇતિહાસનું અવલોકન કરવામાં આવે તો તેમાં વિશેષ ભાગે કર્મપ્રવણતાનો જ વિસ્તાર દેખાઈ આવે છે. હિંદુ લોકો સ્વભાવતઃ જ અતિશય મંદ અને દૈવવાદી છે, એમ બોલનારા લોકોની મોટી સંખ્યા આજે આપણા જોવામાં આવી શકે છે. એમાંના જે કેટલાક વિચારશીલ મનુષ્યો છે, તેમને તો નિદાન એવા પ્રકારના ઉદ્‌ગાર કાઢવાનું સ્થાન ન મળવું જોઇએ, એમ મને ભાસે છે. હિંદુસ્તાનના લોકો એટલે આળસૂ અને દૈવવાદી લોકો, એવો જ અર્થ બાહ્ય દેશોમાં રૂઢ થયેલો છે; પણ આપણે હિંદુ લોકો ભવિતવ્યતાવાદી કદાપિ હતા જ નહિ, એમ હું સર્વથા સ્પષ્ટતા અને નિર્ભયતાથી કહું છું. આપણા આ ભાગ્યશાળી દેશમાં જે ઉદ્યમશીલતા દેખાઈ આવે છે, તે અન્યત્ર કયાંય પણ દૃષ્ટિગોચર થઈ શકે તેમ છે જ નહિ. અત્યંત પ્રાચીન અને ઉદારચરિત આપણી આ માનવશાખા અદ્યાપિ સજીવન છે; એટલું જ નહિ, પણ પ્રસંગોપાત તેનું બળ વધતું જાય છે અને નવીન તારુણ્ય તેને પ્રાપ્ત થતું જાય છે, એનું કારણ શું હોવું જોઇએ વારુ? એનું કારણ એ જ કે, તે ભવિતવ્યતાવાદિની નહિ, કિંતુ પૂર્ણ કર્ત્તૃત્વશાલિની છે. આ શાખા જાણે કે અમર જ થયેલી છે! આપણી ઉદ્યમશીલતાનું ક્ષેત્ર ધર્મ છે. આપણા કર્ત્તૃત્વનો પ્રભાવ કેવળ એ એક જ ક્ષેત્રમાં દૃષ્ટિગોચર થાય છે અને એ કારણથી તે બીજાનાં નેત્રોમાં ભરાતો નથી. મનુષ્યસ્વભાવ એવો વિલક્ષણ છે કે, પારકાની કર્ત્તૃત્વશક્તિની માપણી તે પોતાના ઠરાવેલા માપથી જ કરતો હોય છે. એક મોચીની દૃષ્ટિથી કેવળ જોડા શીવવા, એટલું જ ઉદ્યમશીલતાનું લક્ષણ નિશ્ચિત થવાનું! એક કુંભાર એમ જ કહેવાનો કે, હાંલ્લાંને

નિભાડામાં પકવવાં, એ જ માત્ર મનુષ્યની કર્તૃત્વશીલતાનું પ્રધાન લક્ષણ છે! કારણ કે, તેનો સમસ્ત જન્મ કેવળ એ એક જ પ્રકારના કર્ત્તવ્યને અર્પાયલો હોય છે. સામાન્ય મનુષ્યસ્વભાવ જ એવો હોય છે કે, તે કેવળ પોતાની નિયત કરેલી કસોટીથી જ વિશ્વની પરીક્ષા કર્યા કરે છે. દીપકની જ્યોતિના સ્પંદો અત્યંત વેગવાન્ હોય એટલે તે આપણને દેખાતા નથી; કારણ કે, આપણાં નેત્રોની નૈસર્ગિક રચના એવી છે કે, તેઓ માત્ર વિશિષ્ટ પરિમાણુના સ્પંદોને જ નિહાળી શકે છે. તે પરિમાણુથી પર સ્પંદો આપણા જોવામાં આવી શકે એ સર્વથા અશકય છે. એવા પ્રકારનાં અનેક બાહ્ય વિઘ્નોને દૂર ખસેડીને વસ્તુસ્થિતિની યથાર્થ પરીક્ષા કરવી, એ કાર્ય માત્ર યોગીમાટે જ શકય હોય છે.

અધ્યાત્મવિદ્યાના અન્નની અત્યારે સમસ્ત જગત્‌ને ભૂખ લાગી છે અને તેનાં નેત્રો આ ક્ષુધાની તૃપ્તિમાટે આર્યાવર્ત્ત પ્રતિ આકર્ષાયલાં છે. હવે આ ભરતભૂમિએ એ અન્નનું દાન આપવું જોઇએ. જીવિતસાફલ્યની અત્યુચ્ચ કલ્પના કેવળ આપણી પાસે જ છે. એ કલ્પના મુખ્ય દેવની મૂર્તિ સમાન હોઇને તેની આસપાસ સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનનું દેવાલય બાંધવામાં આવ્યું છે. આજે સહસ્રાવધ વર્ષોથી એ દેવાલય અસ્તિત્વ ધરાવે છે અને આજ સુધીમાં અનેકવાર તેના સૌન્દર્યમાં વૃદ્ધિનો ભરાવો થતો રહ્યો છે. પાશ્ચાત્ય પંડિતો એ દેવાલયમાં પ્રવેશ કરવાનો અને મુખ્ય મૂર્ત્તિના દર્શનનો લાભ લેવાનો હવે અત્યારે પ્રયત્ન કરી રહ્યા છે.

હિંદુતત્ત્વજ્ઞાન અને ધર્મમતોનો બાહ્ય દેશોમાંના લોકોને પરિચય કરાવવામાટે એક પણ ઉપદેશ અહીંથી અન્ય દેશમાં ગયો હોય એવો ઉલ્લેખ આપણા ઇતિહાસમાં મળી શકતો નથી; પણ એ સ્થિતિનું હવે પરિવર્ત્તન થતું જાય છે. આપણા અંગમાં હવે ભિન્ન પ્રકારના વાયુનો સંચાર થવાનો છે, એવાં ચિન્હો દૃષ્ટિગોચર થવા માંડ્યાં છે. ભગવાન્ શ્રી કૃષ્ણ કહે છે કે;—

"यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्"॥

ધર્મના સંબંધમાં જે કાંઈ શોધ આજ પર્યન્ત થયેલા છે, તેમને જોતાં જે એક વિશિષ્ટ વાર્ત્તા આપણા જાણવામાં આવે છે તે એ છે કે, કોઈ પણ દેશમાંના અમુક એક નીતિગ્રંથનું આપણે અવલોકન કરીએ, તો તેમાંના કેટલાક સિદ્ધાંતો આપણા દેશમાંથી જ ત્યાં ગયા છે, એમ આપણને સ્પષ્ટ જણાઈ આવે છે. તે જ પ્રમાણે જગત્‌માં જેટલા ધર્મો આજે અસ્તિત્વ ધરાવે છે, તે ધર્મોમાંનાં આત્માની અમરતા

વિશેનાં કેટલાંક થોડાં સુંદર પ્રમેયો આપણા દેશમાંથી જ ત્યાં ગયેલાં છે, એ નિઃસંશય આપણે જોઈ શકીએ છીએ.

'બળિયાના બે ભાગ' એ કહેવતની સત્યતા સમસ્ત જગત્‌માં આજે જેટલા પ્રમાણમાં અનુભવાય છે, તેટલા પ્રમાણમાં પૂર્વે તે કદાપિ અનુભવાઈ નહોતી; પરંતુ નિરાશા વિના મુક્તિનો લાભ કદાપિ મળવાનો નથી અને જે કોઈ જડવાદથી આગળ વધ્યો નથી, તેને સત્ય સ્વતંત્રતાનો માર્ગ હસ્તગત થવાનો નથી; આ અત્યંત મહત્ત્વના તત્ત્વને પ્રત્યેકે સારી રીતે ધ્યાનમાં રાખવાનું છે. આ તત્ત્વ હવે ધીમે ધીમે સર્વ રાષ્ટ્રોના ધ્યાનમાં આવવા માંડ્યું છે, અને એના મહત્ત્વને પણ તેઓ જાણવા લાગ્યાં છે. એ તત્ત્વ શિષ્યના ચિત્તમાં પ્રથમ ઉત્તમતાથી ઠસાઈ જાય, એટલે પછી ત્યાં માર્ગ-દર્શક સદ્‌ગુરુઓ પોતાની મેળે જ દોડી આવે છે. જ્યાં સહાયતાની સત્ય અપેક્ષા ઉત્પન્ન થઈ કે ત્યાં પછી પરમેશ્વર દૂર હોતો જ નથી. તેની દયાનો ઝરો અખંડ વહ્યા કરે છે, અને જેને સત્ય તૃષ્ણા ઉત્પન્ન થયેલી હોય, તેના મુખમાં તે શાંતિજળનું અવશ્ય સિંચન કરે છે જ. માત્ર જે અવકાશ છે તે સત્ય આવશ્યકતાના ઉદ્‌ભવનો જ અવકાશ છે. એ વિના તે તમારી પાસેથી બીજા કશાનીયે અપેક્ષા રાખતો નથી. તમે પોતાને એક વિશિષ્ટ ધર્મના અનુયાયી કહેવડાવો અથવા ન કહેવડાવો; અમુક વિશિષ્ટ મતોને માન્ય કરો કિંવા અમાન્ય કરો; એની તેને જરા પણ પરવા નથી. આપણો હિંદુ લોકોનો પરમેશ્વર તે સર્વ ધર્મોનો પરમેશ્વર છે અને સર્વ ધર્મો તેના જ છે. સર્વના શિરપર તેની કૃપાની વૃષ્ટિ એકસરખી જ થયા કરે છે. આ ઈશ્વરવિષયક કલ્પનાનો કેવળ આપણી આ ભરતભૂમિ નામક જન્મભૂમિમાં જ ઉદય થયેલો છે. એ કલ્પનાનો અન્ય કોઈ પણ ધર્મગ્રંથમાં ઉદય થયો હોય, તો તેને તે સિદ્ધ કરીને બતાવી આપે, એવું મારું સ્પષ્ટ આવાહન છે.

અત્યારની વેળા તે બહુ જ બારીક અને અણીની વેળા છે અને આ પ્રસંગે મહત્ત્વના કાર્યભારને આપણે આપણા મસ્તકપર ઉપાડવો જ જોઇએ, એવો ઈશ્વરનો સંકેત જ દેખાય છે. પાશ્ચાત્ય રાષ્ટ્રો આપણી પાસેથી આધ્યાત્મિક સહાયતાની અપેક્ષા રાખે છે, માનવી જીવિતનાં અગમ્ય પ્રમેયોને ઉકેલવાનો માર્ગ જગત્‌ને બતાવવાની તૈયારી હવે ભરતભૂમિના પુત્રોએ કરવી જોઇએ; કારણ કે, હવે એ મહત્‌કાર્યનો ભાર તેમના શિરપર આવી પડ્યો છે. આપણે પૂર્વકાલીન વિશ્વવંદ્ય ઋષિઓના વંશજ છીએ, એમ બોલવામાં આપણને અત્યંત અભિમાન જેવું જણાય છે; અને એ જરા જેટલી વાતથી જ આપણામાં અને પાશ્ચાત્યોમાં જે ભેદ રહેલો છે તેનું સ્પષ્ટ

દિગ્દર્શન થઇ જાય છે. પાશ્ચાત્યોમાંના કોઈ એક લૌકિકવાન્ પુરુષને તેની વંશાવળી વિશે પૂછવામાં આવે, તો 'અમારો પૂર્વજ એક મોટો સાહસી સરદાર-કદાચિત્ લુટારાનો સરદાર-હતો,' એમ તે મહાગર્વપૂર્વક જણાવશે. અમુક એક પાર્વતીય દુર્ગમાં વસનાર અને લૂટફાટ કરીને શ્રીમાન્ થયેલા લુટારા સરદાર સુધી પોતાની વંશાવળીને પહોંચાડી દેવામાં પાશ્ચાત્યોને પોતાની શોભા વધેલી દેખાય છે; પણ એથી વિરુદ્ધ આપણા હિંદુઓને આપણો આદિપુરુષ આશ્રમવાસી અને કંદમૂળફળાહારી એક ઋષિવર્ય હતો, એમ કહેવામાં જ પોતાનું ભૂષણ જણાય છે. ભલે આજે આપણે અવનતાવસ્થાને પ્રાપ્ત થયા હોઇએ અને અત્યારે આપણું જીવન અપમાનાસ્પદ થયેલું હોય; પરંતુ જ્યાં સુધી આપણી મનઃપ્રવૃત્તિઓ આપણને ત્યાગી ગઇ નથી અને જ્યાં સુધી આપણે આપણા પોતાના સત્ય સ્વરૂપને ભૂલી ગયા નથી; ત્યાં સુધી જો આપણે યોગ્ય માર્ગથી ધર્મકાર્યનો આરંભ કરીએ, તો અવશ્ય આપણા ગયેલા મહત્ત્વને આપણે પુનઃ પ્રાપ્ત કરી શકીશું, એ નિર્વિવાદ છે.

તમે મારું આજે જે ગૌરવ કર્યું છે અને પ્રેમપૂર્વક મારું જે સ્વાગત કર્યું છે, તેમાટે હું તમો સર્વનો ઋણી છું. રામનદના મહારાજા વિશે મારા હૃદયમાં વસી રહેલા આદરને કેવળ શબ્દોદ્વારા વ્યક્ત કરી શકાય તેમ છે જ નહિ. જો મારા હસ્તે કાંઈ પણ મહત્ત્વનું અલ્પસ્વલ્પ કાર્ય થયું હોય, તો તેનું શ્રેય ભારતવર્ષે આ પુણ્ય-પુરુષને જ આપવું જોઇએ. ચિકાગોની ધર્મમહાપરિષદ્‌માં મારી ઉપસ્થિતિ હોવી જ જોઇએ, એ કલ્પના પ્રથમ એમના મસ્તિષ્કમાં જ આવી હતી અને એ કાર્યમાટે મને એમણે જ વારંવાર પ્રોત્સાહન આપ્યું હતું. એમનો તે પૂર્વનો ઉત્સાહ આજે પણ તેવો જ અવિચલ અને દૃઢ રહેલો દેખાય છે; અને હજી પણ મારા હાથે કાંઇક કાર્ય થશે, એમ એમને ભાસે છે. આપણી પવિત્ર જન્મભૂમિના ઉદરમાંથી જો આવા અન્ય પાંચ દશ રાજાઓ જન્મ્યા હોત, તો કેવું શ્રેષ્ઠ થાત વારુ ! આધ્યાત્મિકવિદ્યામાં ભરતભૂમિની પ્રગતિને આગળ વધારવાના કાર્યમાટે આજે આપણને આવાં જ નર-રત્નોની ખરેખરી આવશ્યકતા છે.

---

## રામેશ્વરના મંદિરમાં સત્ય સેવા વિશે સ્વામીજીનું વ્યાખ્યાન

(સ્વામીજી રામેશ્વરના દર્શનમાટે પધાર્યા હતા, તે વેળાયે ત્યાં એકત્ર થયેલ જનસમુદાય સમક્ષ તેમની ઇચ્છાને આધીન થઇને સ્વામીજીએ નિમ્ન વ્યાખ્યાન આપ્યું હતું.)

ધર્મનો નિવાસ કેવળ બાહ્ય વિધિ કિંવા ઉપચારોમાં નહિ, કિંતુ માત્ર પ્રેમ કિંવા સત્ય ભક્તિમાં જ હોય છે. તમારા અંતઃકરણમાં જેટલા પ્રમાણમાં શુદ્ધ અને સાત્ત્વિક પ્રેમનો વાસ હશે, તેટલા પ્રમાણમાં જ તમારામાં સત્ય ધર્મબુદ્ધિનો નિવાસ હોવાનો. શરીર અને મનથી શુદ્ધ થયા વિના કેવળ શિવાલયમાં આવીને પૂજા કરવી, એનું નામ સત્ય પૂજા કિંવા સેવા નથી. જેઓ શરીર અને અંતઃકરણવડે પવિત્ર હોય છે, તેમની પૂજા જ શિવ સમક્ષ માન્ય થાય છે અને તેમની પ્રાર્થના જ શ્રીશિવનાં શ્રવણો પર્યન્ત પહોંચવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકે છે. પોતે અપવિત્ર રહીને જેઓ બીજાઓને ધર્માધર્મ શીખવતા હોય છે, તેમના ઉપદેશનું જનસમુદાયના હૃદયમાં યત્કિંચિત્ પણ પરિણામ થતું નથી, એમ જ છેવટે જાણવામાં આવી શકે છે. બાહ્યો-પચારવિધિ કેવળ જડ હોઇને માનસપૂજા અને પવિત્રતા જ સર્વથા સત્ય વસ્તુઓ છે. જે પૂજા અથવા સેવામાં અંતઃકરણની ભક્તિ અને પવિત્રતાનો વાસ ન હોય, તે કેવળ જડ પૂજા જ છે. એવી જડ સેવા કરાય કિંવા ન કરાય તો તે સમાન જ છે. એટલામાટે કેવળ બાહ્યોપચારપર જ સઘળો આધાર ન રાખતાં સત્ય ભક્તિ અને પવિત્રતા જ ઈશ્વરપ્રાપ્તિનાં પ્રધાન સાધનો છે, એ આપે નિત્ય લક્ષમાં રાખવાનું છે. વર્ત્તમાન કલિયુગમાં આપણે એટલા બધા બુદ્ધિહીન થઈ ગયા છીએ કે, આપણા-માટે કોઈ પણ વસ્તુનો વિધિ કિંવા નિષેધ અવશિષ્ટ રહ્યો જ નથી. ગમે તેવું અમંગળ અને ભયંકર કૃત્ય કરી નાખવું અને ત્યાર પછી કોઈ તીર્થસ્થાનમાં જઇને સ્નાન કરી લેવું, એટલા ધર્મને જ અત્યારના કાળમાં આપણે અનુસરીએ છીએ. અમુક એક ક્ષેત્રમાં જઇને મુંડન કરાવ્યું એટલે સર્વ પાપોનું ક્ષાલન થઈ જાય છે, એજ માન્યતા અત્યારે સામાન્ય જનોના હૃદયમાં રૂઢ થઈ ગયેલી છે. વાસ્તવિક સ્થિતિ એવી છે કે, અશુદ્ધ મનથી કોઈ પણ પવિત્ર તીર્થસ્થાનમાં જવાથી પાપોનું ક્ષાલન તો નથી જ થતું, એટલું જ નહિ, પણ એવો અપવિત્ર મનુષ્ય ત્યાં જવાથી વિરુદ્ધ પક્ષે અધિક પાપનો અધિકારી માત્ર થાય છે. જે સ્થાનમાં પવિત્ર વસ્તુઓનો સમુદાય અને સત્પુરુષો વિહરતા હોય છે, તે સ્થાનને 'તીર્થ' સંજ્ઞાની પ્રાપ્તિ થાય છે. સત્પુરુષોનો મહિમા અગાધ છે. જે સ્થાનમાં તેમનાં ચરણોનો નિવાસ હોય છે, તે સ્થાનમાં કોઈ દેવાલય હોય કિંવા ન હોય, તોપણ તે સ્થાન તો પવિત્ર તીર્થસ્થાન જ હોય છે! અમુક એક સ્થાન પ્રથમથી જ તીર્થ તરીકે મનાયલું હોય અને ત્યાં શતાવધિ દેવાલયો અસ્તિત્વ ધરાવતાં હોય, તોપણ અપવિત્ર મનુષ્યોનો સંચાર થતાંની સાથે જ તેમાંના તીર્થત્વનો તત્કાળ નાશ થઈ જાય છે. એટલામાટે તીર્થસ્થાનમાં નિવાસ

કરવો, એમાં અત્યંત ભયંકરતા સમાયલી છે. અન્ય ક્ષેત્રમાં કરેલા પાપનું તીર્થક્ષેત્રમાં ક્ષાલન થાય છે; પરંતુ તીર્થક્ષેત્રમાં કરેલા પાપનું ક્ષાલન ક્યાં થઈ શકે એમ છે વારુ? આપણે શુદ્ધ અને ભક્તિયુક્ત અંતઃકરણથી રહીને તીર્થની પવિત્રતાને અવિચલ રાખવી જોઇએ. પૂજાનું રહસ્યસર્વસ્વ એ જ છે. અંતઃકરણની શુદ્ધતા અને પરોપકાર એ જ પૂજાનાં મહત્ત્વનાં અંગો છે. જેઓ દીન અને દુઃખી જનોને પોતાના જ માનીને તેમની સેવા કરે છે તેમણે જ પૂજાના રહસ્યને જાણી લીધું છે, એમ જાણવાનું છે. દારિદ્ર્યથી દબાઈ ગયેલા અથવા શરીરથી અસમર્થ થઈ ગયેલા લોકોમાંનું શિવત્વ જેમને દેખાય છે, તેમની કરેલી સેવાને જ શિવજી સ્વીકારે છે. અમુક એક વિશિષ્ટ મૂર્ત્તિમાં જ શિવત્વનો સાક્ષાત્કાર કરવો, એ શિવપૂજાનું પ્રથમ સોપાન છે. જાતિ, ધર્મ, કુલ અથવા અન્ય ગમે તેવા ઉપાધિઓને ઠોકરથી ઉડાવીને નિરાશ્રિત જનોમાંના શિવત્વને જે જોઈ શકે છે અને તેમને જે જોઇતી સહાયતા આપે છે, તેની કરેલી પૂજા જ શ્રીશિવજીને અધિક માન્ય થાય છે. માત્ર એક દેવાલયમાં કિંવા એક મૂર્ત્તિમાં જ શિવના અસ્તિત્વને નિહાળવું, એ શિવપૂજનનો અતિશય કનિષ્ઠ પ્રકાર છે.

એક શ્રીમાન્ મનુષ્યનું એક ઉપવન હતું અને તે ઉપવનમાં ત્યાંના કાર્યમાટે તેણે બે માળી રાખ્યા હતા. એ બેમાંનો એક માળી આળસૂ અને કામનો ચોર તથા હાડકાંનો હરામ હતો; પરંતુ સ્તુતિપાઠક અથવા તો ખુશામદી નંબર પહેલાનો હતો. ઉપવનનો સ્વામી ઉપવનમાં આવે એટલે તત્કાળ ઊભો થઈ જઇને "મારા અન્નદાતાના મુખને જોતાં જ મારી ક્ષુધા તથા તૃષાનો સર્વથા લોપ થઈ જાય છે," એમ બોલીને તે નાચવા મંડી જતો હતો. હવે બીજો જે માળી હતો તે વિશેષ વાચાળ નહોતો, પણ અત્યંત ઉદ્યોગી અથવા મેહનતી હતો. અવિશ્રાંત પરિશ્રમો વેઠીને તેણે ઉપવનને સારા રંગરૂપમાં લાવી મૂક્યું હતું. તેણે નાના પ્રકારની શાકભાજી, ફળવૃક્ષો અને પુષ્પવૃક્ષો આદિ તૈયાર કર્યાં હતાં; અને પાકેલાં ફળો તથા શાકભાજી વગેરે લઇને તે કોઈ કોઇવાર પોતાના સ્વામીને ઘેર પણ જતો હતો. હવે આવા પ્રકારના બે નોકરોમાંના કયા નોકરપર સ્વામીની પ્રસન્નતા થવાને સંભવ છે વારુ? આ વિશ્વોદ્યાનનો સ્વામી શ્રીશિવ છે; અને આ પ્રચંડ ઉદ્યાનમાં બે પ્રકારના અનુચરો છે. એક પ્રકારના અનુચરો કેવળ સ્તુતિપાઠક છે; એટલે કે, તેઓ કેવળ શિવના મુખમંડળ અને ઇતર અવયવોના વર્ણનમાંજ ચકચૂર બની ગયેલા હોય છે. એ અનુચરો આલસ્યભંડાર અને દાંભિક હોઇને કોરા ધાકોર સ્તુતિ-

પાઠ વિના બીજું કાંઈ પણ કરતા નથી. હવે જે બીજા પ્રકારના અનુચરો છે, તેઓ શિવનાં બાળકોની પોતાથી બની શકે તેટલી બરદાસ્ત રાખે છે; દુર્બળ લોકો, અનાથ બાળકો, મૂક પશુ અને ઇતર સર્વ વસ્તુ જાત શિવનાં સંતાનો સમાન છે એમ ધારીને તેમની તેઓ અંતઃકરણના પ્રેમથી સંભાળ રાખે છે. ત્યારે હવે એ બે પ્રકારના અનુચરોમાંના કયા પ્રકારના અનુચરપર શિવની પ્રસન્નતા થવાનો સંભવ છે વારુ? એનું ઉત્તર સ્પષ્ટ જ છે કે, જે શિવનાં સંતાનોની ચિંતા રાખે છે, તે અનુચર જ શિવને અધિક પ્રિય થઈ શકે છે. જેણે પિતાનો પ્રેમ મેળવવો હોય. તેણે તેનાં બાળકોનો પ્રેમ પ્રથમ મેળવવો જોઇએ. જેણે શિવની સેવા કરવાની હોય, તેણે તેનાં સંતાનોની સેવા પ્રથમ કરવી જોઇએ. જે કાંઈ પણ આ વિશ્વમાં ઉત્પન્ન થયેલું છે, તેની પૂજા કરવી, એ ભાવિ શિવપૂજનનો માર્ગ છે. "**मद्भक्तानां च ये भक्तास्ते मे भक्ततमा मताः**" અર્થાત્ "જેઓ મારા ભકતોના ભક્ત છે, તેઓ મારા શ્રેષ્ઠતમ ભક્ત છે!" એવું ભગવદ્‌વચન છે. તમારી પાસે કોઈ પણ સહાયતા લેવામાટે આવે, તો તેની જાતિ આદિનો વિચાર ન કરતાં શકત્યાનુસાર તેને સહાયતા આપવી, એ જ સત્ય ભક્તિ છે અને એ જ શુભ કર્મ છે. એ સત્કર્મના યોગે અંતઃકરણ શુદ્ધ થવા માંડે છે; અને જ્યાં ચિત્તશુદ્ધિ થઈ એટલે આપણા અંતઃકરણમાં વસતો શિવ ઉદય પામવા લાગે છે. યચ્ચયાવત્ વસ્તુ માત્રમાં શિવનો નિવાસ છે. દર્પણ મલિન હોય એટલે તેમાં આપણું મુખ આપણને દેખાતું નથી; એ જ પ્રમાણે અજ્ઞાન અને દુર્ગુણનો સ્તર આપણા અંતઃકરણપર જામી જાય, એટલે તેમાં શિવનો પ્રતિબિંબ આપણને દેખાતો નથી. એકલપેટાપણું જ સર્વ પાપોનું જન્મસ્થાન છે. 'હું' અને 'મારું' એ શબ્દનો જ સદોદિત જપ કરનારું અંતઃકરણ અત્યંત મલિન થયેલું હોય છે; અને એવું અંતઃકરણ સર્વથી અત્યંત અપવિત્ર છે. સમસ્ત વિશ્વમાંની સંપત્તિની મને આવશ્યકતા છે અને બીજાઓથી પ્રથમ સ્વર્ગસુખ મને જ મળવું જોઇએ, એવી જેની ભાવના હોય છે; તે ખરેખર અત્યંત પાપાત્મા છે. વધારે શું કહેવું, પણ મને જ સર્વથી પ્રથમ મુક્તિ મળવી જોઇએ, એમ બોલનાર પણ મહાપાપી જ મનાય છે. પુણ્યાત્મા તો એમ જ કહે છે કે;–"સ્વર્ગમાં વિશેષ તે શું છે વારુ? હું સ્વર્ગમાં સર્વથી પછી જ જઇશ. જો મારા એકાદ બંધુનું કલ્યાણ થતું હોય, તો હું આનંદથી નરકવાસને સ્વીકારવામાટે પણ તૈયાર છું." અહંતા અને મમતાને સર્વથા વિસારી દેવી, એ જ ધાર્મિકતાની ખરી કસોટી છે. જેનામાં એ અહંતા અને મમતાનું વિસ્મરણ અધિક પ્રમાણમાં હોય

છે, તે જ અધિક ધાર્મિક અને તે જ શિવના અધિક નિકટમાં ગયેલો છે, એમ નિઃસંશય સમજવાનું છે. તે વિદ્વાન્ હોય, કિંવા અવિદ્વાન્ હોય છતાં તે શિવના સંનિધ છે, એ તો નિર્વિવાદ છે. કોઈ મનુષ્યે જગતમાંનાં સર્વ તીર્થોની યાત્રા કરી હોય, સર્વ દેવોના દર્શનનો લાભ લીધો હોય અને સર્વ પ્રકારના ચિત્રવિચિત્ર રંગના પોશાકો ધારણ કર્યાં હોય; તોપણ જો તે અહંતા અને મમતાને ભૂલ્યો નહિ હોય, તો તે શિવથી અદ્યાપિ અત્યંત દૂર છે, એમ જ જાણવું જોઇએ.

---

## સ્વામીજીને રામનદમાં અપાયલું માનપત્ર અને તેનું પ્રત્યુત્તર

(રામનદમાં ત્યાંના રાજાએ સ્વામીજીને નિમ્ન માનપત્ર સમર્પ્યું હતું.)

શ્રી પરમહંસ યતિરાજ દિગ્વિજયકોલાહલ સર્વમતસંપ્રતિપન્ન પરમયોગીશ્વર શ્રીમદ્‌ભગવાન્ શ્રી રામકૃષ્ણ પરમહંસ કરકમલસંજાત રાજાધિરાજસેવિત શ્રીવિવેકાનંદ સ્વામીનો જયજયકાર !

પરમપૂજ્ય યતિરાજ,

રામનાથપુર અથવા રામનદ નામથી પ્રસિદ્ધ અને સેતુબંધ રામેશ્વર પાસેના આ પ્રાચીન અને ઇતિહાસપ્રસિદ્ધ સંસ્થાનના નિવાસીઓ જે અમે તે આપ શ્રીમાન્‌નું પ્રેમપૂર્વક સ્વાગત કરીએ છીએ. શ્રીભગવાન્ રામચંદ્રજીના પદરજવડે પવિત્ર થયેલી ભૂમિમાં આપના સત્કારનું માન પ્રથમ અમને મળ્યું છે, એમાટે અમે અમને પોતાને અત્યંત ધન્ય અને કૃતાર્થ થયેલા માનીએ છીએ.

આપણા પુરાતન અને ઉદાર ધર્મનાં અત્યુચ્ચ તત્ત્વોને પાશ્ચાત્ય પંડિતોના મસ્તિષ્કમાં સર્વોત્તમ તરીકે ઠસાવવાના પ્રશંસનીય કાર્યમાં આપે જે અપૂર્વ યશ મેળવ્યો છે, તેમાટે અમને અતિશય અભિમાન અને આનંદની લાગણી થાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. વિશ્વધર્મ થવાની યોગ્યતા જો કોઈ પણ ધર્મમાં હોય, તો તે કેવળ હિંદુધર્મમાં જ છે, એ સિદ્ધાંતને આપે પોતાના અશ્રુતપૂર્વ વક્તૃત્વ અને અસ્ખલિત શબ્દપ્રવાહથી અમેરિકન્ અને અન્ય પાશ્ચાત્ય પંડિતોના મસ્તિષ્કમાં સંપૂર્ણતાથી ઠસાવી દીધો છે. સર્વ પંથો અને શાખાઓનાં સ્ત્રી પુરુષોને એક સરખી રીતે માન્ય થઈ પડે, એવાં તત્ત્વો કેવળ હિંદુધર્મમાં જ રહેલાં છે, એ તત્ત્વને આપે સ્પષ્ટતાથી સિદ્ધ કરી બતાવ્યું છે. પોતાના હિતના કોઈ પણ હેતુને હૃદયમ

સ્થાન ન આપતાં, અત્યંત કષ્ટ અને શ્રમોને સહન કરી તેમ જ દુસ્તર જલપર્યટન કરીને આપે શાંતિ અને સત્યનો સંદેશ પાશ્ચાત્યોને પહોંચાડ્યો છે. આર્યાવર્તના ધર્મવિજયની પતાકાને આપે અમેરિકા અને યૂરોપમાં ચઢાવી છે. સર્વત્ર સમતા અને બંધુભાવનું કેવું અને કેટલું બધું મહત્ત્વ છે, એ આપે આપના પોતાના ઉદાહરણથી અને ઉપદેશથી બરાબર બતાવી દીધું છે. અમૂલ્ય હિંદુધર્મનું રહસ્ય, હિંદુસ્તાનમાંના ધર્મપરાઙ્મુખ થયેલાં સ્ત્રી પુરુષોના જાણવામાં આવ્યું છે અને આપણા સનાતન ધર્મનો અભ્યાસ કરીને તેની પ્રત્યક્ષ આચરણમાં યોજના કરવી, એમ તેમને જણાવા માંડ્યું છે, એ પણ આપશ્રીના મહત્કાર્યનું જ એક અપ્રત્યક્ષ પરિણામ થયેલું છે.

પૂર્વ અને પશ્ચિમ એ ઉભય દિશાના દેશોમાં આપશ્રીએ ઉદાર બુદ્ધિથી ધર્મનું બીજારોપણ કર્યું છે, અને એમાટે આપના વિશે અમારા ચિત્તમાં જે આદર અને પૂજ્યભાવ વસી રહ્યો છે તેને પૂર્ણતાથી વ્યક્ત કરવાનું સામર્થ્ય અમારા શબ્દોમાં નથી. અમારા મહારાજામાં આપનો જે પ્રેમ છે, તે વિશે પણ અહીં આદરપૂર્વક ઉલ્લેખ કરવાની આવશ્યકતા છે. અમારા મહારાજા આપના શિષ્યોમાંના જ એક છે; અને તેમના રાજ્યની સીમામાં આપ પ્રથમ આવીને ઉતર્યા, એ વિશે તેમના મનમાં પણ અવર્ણનીય આનંદ થાય છે અને આપે તેમને આપેલા એ માનથી તેઓ હૃદયમાં એક પ્રકારના અભિમાનને સ્થાન આપે છે. આપને ઉદ્દંડ આયુષ્ય અને શારીરિક સ્વસ્થતા પરમાત્મા આપે અને આપના અંગીકૃત કાર્યને નિરંતર યશસ્વી કરે, એવી મનોભાવથી અમે પરમેશ્વરનાં ચરણોમાં પ્રાર્થના કરીએ છીએ.

| | |
|---|---|
| રામનદ,<br>તા. ૨૫ મી જાન્યુઆરી ૧૮૯૭ | અમે છીએ આપના પ્રેમમંડિત અને આદરશીલ અત્યંત લીન તથા આજ્ઞાધારક શિષ્ય તથા અનુચરો. |

એ માનપત્રનું સ્વામીજીએ નીચે પ્રમાણે ઉત્તર આપ્યું હતું:—

## સ્વામીજીનું ઉત્તર

દીર્ઘકાલીન નિશાનો હવે અંત આવવા માંડ્યો હોય એવાં ચિન્હો દૃષ્ટિગોચર થવા લાગ્યાં છે; અને તેથી હવે અત્યંત કષ્ટમયી દશાની સત્વરજ સમાપ્તિ થવાની; એવો ભાસ થવા માંડ્યો છે. પ્રેતવત્ પડેલા દેહમાં ચૈતન્યનો પુનઃ સંચાર થવા લાગ્યો છે. જે કાળના અત્યંત ગહન ઉદરમાં ઇતિહાસ તો શું પણ દંતકથા પણ પ્રવેશ કરી શકતી નથી, તે સ્થાનમાંથી આ ધ્વનિ આવે છે. હિમાલયમાંથી નીકળેલો ગંગાનો પ્રવાહ જેવી રીતે પર્વતના વલનથી નીચે ઉતરે છે, તેજ પ્રમાણે જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણ શિખરના હિમાલયમાંથી અત્યંત મૃદુ, પણ સ્પષ્ટ અને મંજુલ ધ્વનિ

આપણી માતૃભૂમિ પ્રતિ આવતો જણાય છે. કાળના પ્રવાહ સાથે એ ધ્વનિની ગતિ વધતી જાય છે; તેમ જ તે અધિક અને અધિક બળવાન્ પણ થતી જાય છે. મૃતવત્ પડેલા દેહપર્યંત એ ધ્વનિ પહોંચતાં જ તે દેહમાં ચલનવલન થવા માંડયું છે અને કુંભકર્ણ જાગૃત થવા લાગ્યો છે. હિમાલયમાંનો વાયુ જેવી રીતે તમ દેહને શાંત કરે છે, તે જ પ્રમાણે જ્ઞાનાચલમાંથી આવતો વાયુ મૃતવત્ થયેલા અસ્થિઓને અને સ્નાયુઓને પુનઃ ચૈતન્ય આપે છે; અને એના યોગે આલસ્યનિદ્રાનો નાશ થઈ જાય છે. આપણી જન્મભૂમિ પોતાની દીર્ઘ નિદ્રાને ત્યાગીને જાગૃતિમાં આવે છે, એ ઘટના માત્ર જન્માંધને દૃષ્ટિગોચર થઈ શકે તેમ નથી. તેમ જ અહંકારથી જેમની બુદ્ધિ તમોગુણી થયેલી છે, તેમને એ ઘટનાને જાણી લેવાની ઇચ્છા પણ થાય તેમ નથી. હવે તેના માર્ગમાં કોઈ પણ કાંઈ વિઘ્ન લાવી શકે તેમ નથી. હવે પછી તેની નિદ્રા લેવાની ઇચ્છા નથી. આ અત્યંત વિશાળ ભૂમિ હવે ઊભી રહેવાની ઇચ્છા રાખે છે, અને તેની એ ઇચ્છાને અટકાવવાનું સામર્થ્ય કોઈ પણ બાહ્ય પદાર્થમાં નથી.

રામનદના માન્યવર મહારાજા અને સભ્ય ગૃહસ્થો! આપે મારું અંતઃકરણપૂર્વક જે સ્વાગત કર્યું છે, તેમાટે હું આપનો અતિશય ઋણી છું. આપે મારું સ્વાગત કેવળ શુદ્ધ મનથી અને પ્રેમવડે પ્રેરિત થઇને જ કર્યું છે, એની મને મારું અંતઃકરણ જ સાક્ષી આપે છે. અંતઃકરણની પ્રવૃત્તિ જ આ ઘટનાનું મહત્તમ પ્રમાણ છે. અંતઃકરણની ભાષાને અંતઃકરણ જ જાણી શકે છે. મુખથી ઉચ્ચારેલા શબ્દો શ્રવણો પાસે જઇને પાછા ફરે છે, પરંતુ અંતઃકરણના શબ્દ ઠેઠ અંતઃકરણમાં જઈ પહોંચે છે. જીવાત્મા જીવાત્માને જઈ મળે છે એટલે શબ્દ મૂક થઈ જાય છે. જીવાત્માની ભાષા સર્વથા નિઃશબ્દ હોવા છતાં અત્યંત સ્પષ્ટ હોય છે.

સભ્ય ગૃહસ્થો! પાશ્ચાત્ય દેશમાં આપણા ધર્મ અને આપણી જન્મભૂમિની જો કાંઈ પણ સેવા મારા હાથે થઈ હોય, આપણા પોતાના ઘરઆંગણે જ અમૂલ્ય રત્નોનો નિધિ દાટેલો છે એ વાર્ત્તા આપના જાણવામાં આવવાના કાર્યમાં જો મારા શ્રમો કારણીભૂત થયા હોય, અજ્ઞાનથી અંધ થવાના યોગે કોઈ ગંદા ખાબોચિયામાંના પાણીથી પોતાની તૃષાને મટાડવાની ચેષ્ટા કરનારને અનંતકાળથી વહન કરતા શુદ્ધ ઝરાનો માર્ગ મળ્યો હોય, જો કાંઈ પણ કર્ત્તવ્યસ્ફૂર્ત્તિ આપણા બાંધવોને થઇ હોય, ધર્મ જ માત્ર આર્યભૂમિનો તરણોપાય છે એ સત્યનો તેમને પરિચય થયો હોય અને જો ધર્મની હાનિ થઈ તો આર્યભૂમિની પ્રાણહાનિ પણ નિશ્ચયપૂર્વક થવાની જ

એ વિશે તેમનો નિશ્ચય થયો હોય; તો એનું સર્વ શ્રેય મુખ્યતઃ **રામનદના** માન્યવર મહારાજાને જ ઘટે છે. પાશ્ચાત્ય દેશ અને હિન્દુસ્તાન ઉભયને ઉપયુક્ત થાય તેવું કાંઈ પણ કાર્ય જો મારા હાથે થયું હોય, તો તેમાં મુખ્ય ભાગ મહારાજાનો જ છે. આ આર્યભૂમિમાંથી ધર્મનું નીકળી જવું તે તેની જીવનકળાના નીકળી જવા સમાન જ છે. તમે ગમે તેવું પ્રચંડ રાજકારિણ કરો, ગમે તેટલી મહતી સમાજસુધારણા કરી બતાવો અને આર્યાવર્ત્તના પ્રત્યેક નિવાસીને કુબેરની સંપત્તિ મેળવી આપો; તોપણ ધર્મના અભાવે આર્યભૂમિ કેવળ સ્મૃતિવિષય જ થઈ રહેવાની; એ વાર્ત્તાની સત્યતાનો જો મારા બાંધવોને સાક્ષાત્કાર થઈ ગયો હોય, તો એ યશનો મુખ્ય ભાગ પણ મહારાજાના ભાગમાં જ જાય છે. આ કલ્પનાનો મહારાજાના યોગે જ મારા મનમાં પ્રથમ ઉદ્‌ભવ થયો હતો. આ કાર્ય કરવામાટે સર્વથી પ્રથમ મને મહારાજાએ જ અખંડ પ્રોત્સાહન આપ્યું હતું. ભવિષ્યમાં શું થવાનું છે એનું જ્ઞાન જાણે કે મહારાજાને પ્રથમથી જ થઈ ગયું હતું. તેમણે મારો સ્વીકાર કર્યો, મને સર્વ પ્રકારની સહાયતા આપી અને અડચણના સમયમાં સતત પ્રોત્સાહન પણ આપ્યું. આ કારણથી મારા પરિશ્રમો કેટલેક અંશે સફળ થયા, અને એટલામાટે આપણને અધિક આનંદ થાય, એ સર્વથા સ્વાભાવિક જ છે. પરંતુ હજી બહુ જ મોટો કાર્યભાગ આપણે કરવાનો છે; આપણામાં ગુપ્ત રહેલી ઋદ્ધિ સિદ્ધિઓને આપણે પુનઃ કાર્યકારિણી કરવાની છે; અને પાશ્ચાત્ય રાષ્ટ્રોના સ્વપ્નમાં પણ ન આવેલી અનેક વસ્તુઓનું શિક્ષણ આપણે તેમને આપવાનું છે. આપણી જન્મભૂમિ તે તત્ત્વજ્ઞાન, પરા વિદ્યા, નીતિશાસ્ત્ર, શાંતિ અને પ્રેમની જન્મભૂમિ છે; અને એ સર્વ વસ્તુઓ અદ્યાપિ આપણી ભૂમિમાં સજીવન છે. હું બહુધા સમસ્ત જગત્‌માં પ્રવાસ કરી ચૂકયો છું અને મેં જે વસ્તુસ્થિતિનું નિરીક્ષણ કર્યું છે, તેથી મારો સર્વથા એવો જ જ નિશ્ચય થઈ ગયો છે કે, તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર અને શાંતિ ઇત્યાદિનો નિવાસ જો કયાંય પણ હોય, તો તે કેવળ આપણી મહાપવિત્ર ભરતભૂમિમાંજ છે. આપણી ભૂમિ એ વિષયમાં જગત્‌માંનાં સર્વ રાષ્ટ્રો કરતાં અત્યંત શ્રેષ્ઠ છે. મારું આ કથન ધૃષ્ટતાયુક્ત છે, એમ આપ પળ માત્રને માટે પણ સમજશો નહિ; કારણ કે, એ વિશે પ્રત્યક્ષ અનુભવથી જ મારો નિશ્ચય થયેલો છે. આપણી આસપાસમાં કેવા પ્રકારની હીલચાલો ચાલી રહી છે, એનું જો ક્ષણ માત્ર નિરીક્ષણ કરવામાં આવે તો મારા કથનની સત્યતાનો આપને સાક્ષાત્કાર થયા વિના રહે તેમ નથી. ગત ચાર પાંચ વર્ષમાં પશ્ચિમમાં ઘણીક હીલચાલો થયેલી છે, અત્યારે અસ્તિત્વ ધરાવતી

સમાજઘટનાને ઉથલાવી પાડવાના ઉદ્દેશવાળા અનેક સંઘો પાશ્ચાત્ય દેશોમાં અસ્તિત્વમાં આવ્યા છે અને તેમણે પોતાના એ તોડફોડના કાર્યમાં કેટલેક અંશે વિજય પણ મેળવ્યો છે. એ હીલચાલોમાંના એકાદ ભાગની પણ આપણા લોકોને માહિતી છે કે કેમ, એની તપાસ કરો. એ વિષયમાં આપણા લોકોના જ્ઞાનને જોઇએ તો તે શૂન્યના આકારનું જ દેખાવાનું! પરંતુ ચિકાગોમાં “સર્વ ધર્મની એક મહાપરિષદ્ ભરાઈ હતી, તે પરિષદ્‌માં એક સંન્યાસીએ વ્યાખ્યાન આપ્યું હતું અને તે સમયથી એ સંન્યાસી પાશ્ચાત્ય દેશમાં ધર્મપ્રચારનું કાર્ય કરી રહ્યો છે, એ વાર્ત્તા અહીં આબાલવૃદ્ધ સર્વના જાણવામાં આવી ગઈ છે. આપણો સામાન્ય જનસમુદાય અજ્ઞાનના ઘોર અંધકારમાં ડૂબેલો હોવાથી તેને શિક્ષણ કિંવા અન્ય કોઈ પણ વસ્તુની માહિતીની આવશ્યકતા જણાતી નથી, એવો એક પ્રવાદ મારા સાંભળવામાં આવ્યો છે. એક સમયમાં મને પણ એ મૂર્ખતાની કલ્પનાએ પછાડી પાડ્યો હતો; પણ આવા વિષયમાં જો કોઈ રામબાણ માત્રા હોય તો તે કેવળ પ્રત્યક્ષ અનુભવ જ છે. આવા વિષયમાં ગમે તેટલી ભવતિ ન ભવતિ કરવામાં આવે અથવા તો શર્કરાની છાલ નીકળે ત્યાં સુધીનો સૂક્ષ્મ બુદ્ધિવાદ કરવામાં આવે, તો પણ એ કશાથી પ્રત્યક્ષ અનુભવની બરાબરી તો કરી શકાય તેમ નથી જ. સમસ્ત વિશ્વમાં ભટકતા પ્રવાસીઓએ ઉપરટપકેના કરેલા અવલોકનના આધારે લખેલાં પુસ્તકો પણ આવા વિષયમાં સર્વ પ્રકારે નિરુપયોગી જ નીવડે છે. મને જે કાંઈ પણ અનુભવ પ્રાપ્ત થયો છે તેથી મારો એવો દૃઢ નિશ્ચય થઈ ગયો છે કે, આપણો સમાજ મંદ પણ નથી અને આલસ્યમંડિત પણ નથી. આ પૃથ્વીમાંનું ઈતર કોઈ પણ રાષ્ટ્ર જેટલા પ્રમાણમાં જ્ઞાનલોલુપ હોવાનો સંભવ હોય, તેટલા જ પ્રમાણમાં આપણું રાષ્ટ્ર પણ જ્ઞાનલોલુપ છે; પરંતુ પ્રત્યેક રાષ્ટ્રની ભવિતવ્યતા ભિન્ન હોય છે, એ તત્ત્વને અવશ્ય લક્ષમાં રાખવું જ જોઇએ. એ ભવિતવ્યતાને અનુરૂપ થાય તેવી વિશિષ્ટતાઓ તે રાષ્ટ્રોમાં ઉત્પન્ન થતી હોય છે. “**पिंडे पिंडे मतिर्भिन्ना**” આ ન્યાય વ્યક્તિ જેટલો જ રાષ્ટ્રને પણ લાગૂ પડી શકે છે. એક વીણાના પ્રત્યેક તાર ભિન્ન ભિન્ન સ્વરોને કાઢતા હોય, તો પણ તે સર્વ સ્વરોના સમીકરણમાંથી જેવી રીતે એકતાનતાનો ઉદ્ભવ થાય છે, તે જ પ્રમાણે વિશ્વની એકતાનતા ભિન્ન ભિન્ન રાષ્ટ્રોની ભિન્ન ભિન્ન વૃત્તિઓના સમીકરણમાંથી જ ઉદ્ભવે છે. પ્રત્યેક રાષ્ટ્રની વિશિષ્ટ વૃત્તિ તે રાષ્ટ્રના જીવિતની મુખ્ય વસ્તુરૂપ હોય છે. જો તે વૃત્તિનો નાશ થઈ જાય, તો તેની સાથે તે રાષ્ટ્રનો પણ અવશ્ય લય થઇ જવાનો. એક રાષ્ટ્ર તરીકેના સંબંધથી એક સમાજ દીર્ઘકાલ પર્યન્ત કેવળ એ વૃત્તિના બળથી જ જીવી

શકે છે, અને એ વિશિષ્ટ વૃત્તિના પાયાપર જ તે રાષ્ટ્રની ઇમારત ઉભેલી હોય છે. આપણા રાષ્ટ્રની ઇમારતનો પાયો કેવળ ધર્મ જ છે. આપણા રાષ્ટ્રનો કેવળ એક ધર્મ વિના બીજો કોઈ પણ જીવનહેતુ નથી. અન્ય રાષ્ટ્રો આનંદથી રાજકારણોમાં નિમગ્ન રહ્યા કરે, બીજાઓ ભલે વ્યાપાર કરીને કુબેરની સંપત્તિ મેળવ્યા કરે, બીજાં રાષ્ટ્રો જડ સ્વતંત્રતા વિશેના યથેચ્છ ગપાટા ભલે પેટ ભરીને હાંકયા કરે; પરંતુ આપણા રાષ્ટ્રને એ વિષયોમાં લેશ માત્ર પણ મહત્ત્વ દેખાતું નથી. તેમ જ એમાંના મહત્ત્વને જાણવાની કે સમજવાની આપણા રાષ્ટ્રની ઇચ્છા માત્ર પણ નથી. આપણા રાષ્ટ્રનો જીવનસ્વર શામાં રહેલો છે, એ જો તમારે જાણી લેવું હોય, તો જરાક ધર્મના વિષયને સ્પર્શ કરી જુઓ, એટલે આપણા દેશમાંના એકાદ લંગોટાને એ વિષયનું જેટલું જ્ઞાન હોય છે, તેટલું એ વિષયનું જ્ઞાન ઇતર દેશોમાંના મોટા મોટા પંડિતોને પણ હોતું નથી, એમ જ તમારા જોવા અને જાણવામાં આવશે. ઇતર દેશોને શીખવવા-યોગ્ય અનેક વસ્તુઓ આપણી પાસે છે, એમ મેં અત્યારે જ જણાવ્યું તે તો આપના સ્મરણમાં હશે જ. આ કારણથી જ આપણો દેશ અદ્યાપિ જીવનને ધારણ કરી રહ્યો છે. સહસ્રાવધિ વર્ષોના છળ તળે દબાઈ જવા છતાં અને સહસ્રાવધિ વર્ષોથી પરકીયોના છત્ર તળે રહેવા છતાં પણ આ દેશ અદ્યાપિ જીવતો રહી શકયો છે, એનું કારણ પણ એ જ છે. તે પરમેશ્વરને વળગી રહ્યો છે અને ધર્મ તથા પરા-વિદ્યાનું નિવાસસ્થાન બની રહ્યો છે, એ કારણથી જ આ ભારતદેશ અદ્યાપિ સજીવન છે અને ભવિષ્યમાં પણ સજીવન રહેવાનો.

ધર્મ અને પરાવિદ્યાનો મહાન્ ભંડાર આ દેશમાં જ છે અને તે જેવો તેવો નહિ પણ આકંઠ ભરેલો છે. પોતાની મર્યાદાને ઉલ્લંઘીને તેમાંના જ્ઞાનજળનો પ્રવાહ ઇતર દેશોપ્રતિ વહી જવા માગે છે; અને એમ થવું એ અત્યારના કાળને જોતાં અત્યંત આવશ્યકીય પણ છે. અનિવાર્ય રાજ્યતૃષ્ણાના ભારતળે અને સમાજની વિષમ રચનાના યોગે પાશ્ચાત્ય રાષ્ટ્રો દબાઈ જઇને અર્ધમૃત સમાન થઈ ગયાં છે. જીવનના ઉચ્ચ હેતુરૂપ શિખરપરથી તેઓ પતન પામતાં જાય છે. તેમને નવજી-વન ,અને દૃઢતાની પ્રાપ્તિ કરાવવામાટે પરાવિદ્યાના ઝરણનું સજીવન જળ ત્યાં જાય, એ જ ઇષ્ટ છે. હિંદુસ્તાનમાં અનેક મતોનો અને મતાન્તરોનો કોલાહલ થતો હોય અને સમ તથા વિષમ સ્વરોના નાદથી આપણો દેશ ભરાઈ ગયો હોય, તોપણ તે સર્વ સ્વરોથી મહાન્ એક જ સ્વર નિરંતર સંભળાયા કરે છે. આ સ્વર સર્વથી મહાન્ સ્પષ્ટ અને પૂર્ણ શક્તિમાન્ છે; અને એ સ્વરનું નામ 'ત્યાગ' છે.

**"न धनेन न प्रजया त्यागेनैकेनामृतत्वमानशुः"** એ જ હિંદુધર્મનો પ્રમુખ મંત્ર છે. સમસ્ત ધર્મનો સાર એક જ વાકયમાં કહેવામાં આવે, એવી કોઈની ઇચ્છા હોય તો તેને એ સાર એ એક જ વાકયમાં એકત્ર થયેલો મળી આવશે. આ માયાવી જગત્થી પેલી તરફ જ અનંતત્વ રહેલું છે અને તે જ આપણું સાધ્ય છે. આપણા વિસ્તૃત દેશમાં વીરવૃત્તિના અને પ્રચંડ બુદ્ધિમાન્ અનેક પુરુષોએ જન્મ ધારણ કરેલા છે; અને તેમણે સમસ્ત દેશને પ્રકાશમાન્ કરી દીધો હતો. અમુક એક રાષ્ટ્ર કિંવા અમુક એક જગત્ તો શું, પણ જેનો વિસ્તાર અચિંત્ય છે એવું વિશ્વ પણ તેમની દૃષ્ટિમાં એક ક્ષુદ્ર ખાબોચિયા સમાન જ દેખાતું હતું. આ વિશ્વની સીમાને પણ ઉલ્લંઘીને તેઓ આગળ નીકળી ગયા હતા. તેમની દૃષ્ટિથી અનંત કાળનું પણ અસ્તિત્વ હતું નહિ; એટલે કે; કાળ પણ તેમની વેગવતી પ્રગતિમાં બાધા નાખી શકયો નહોતો; તેઓ કાળને પણ ઓળંગી ગયા હતા. તેમ જ સ્થળમર્યાદા પણ તેમની ગતિને અટકાવી શકી નહોતી; એટલે કે, તેઓ સ્થલાતીત થઈ ગયા હતા. દૃશ્યથી પેલીપાર જવું એ જ ધર્મસર્વસ્વ છે. પ્રકૃતિએ ઊભા કરેલા આ ચિત્રપટને ફાડીને તેની પેલી બાજૂની વસ્તુસ્થિતિને જોવામાટે ગમે તેવાં કષ્ટ ભોગવીશું અને દેહ જાય કિંવા રહે તોપણ પર વસ્તુના દર્શનનો લાભ મળ્યા વિના સ્વસ્થ થઇને બેસીશું નહિ, એ જ મારી જન્મભૂમિની પ્રતિજ્ઞા છે. આપણું એ જ અંતિમ સાધ્ય છે; પરંતુ એમ હોવા છતાં પણ આપણા દેશમાંના સર્વ લોકો એક ચુટકી બજાવતાંમાં ત્યાગી થઈ જશે, એમ થવું પણ શકય નથી. મુખ્ય સારભૂત વાર્તા એટલી જ છે કે, આપણા દેશનું ધ્યેય ઇતર દેશોનાં ધ્યેયો કરતાં સર્વથા ભિન્ન છે, એટલું જ માત્ર સર્વજનોએ ધ્યાનમાં રાખવાનું છે. તમારી રાજકારણની વાતો, સામાજિક સુધારણાના ગપાટા, વ્યાપારવિષયક હીલચાલ અથવા અર્થવિષયક ઉથલપાથલ એ સર્વનું સ્થાયિત્વ કમળપત્રપરના જળબિંદુ જેટલું જ છે; અને તેનું મૂલ્ય પણ તેટલું જ છે. આપણી પરાવિદ્યાનું આપણે બીજાઓને શિક્ષણ આપવાનું છે. હવે જગત્ પાસેથી આપણા માટે શીખી લેવાયોગ્ય શી વસ્તુ છે, એ પણ આપણે જોવું જોઇએ. ભૌતિકશાસ્ત્રનું જ્ઞાન આપણે ઇતરો પાસેથી પ્રાપ્ત કરી લેવાનું છે; તે જ પ્રમાણે સંઘશક્તિથી કોઈ પણ કાર્યને કેવી રીતે પાર પાડવું, એ વિદ્યા પણ આપણે બીજાઓ પાસેથી શીખી લેવાની છે; અને ક્ષુદ્ર કારણોમાંથી મહત્કાર્યોને કેવી રીતે નિર્માણ કરવાં, શક્તિની યોગ્ય સંઘટના કેવી રીતે કરવી અને તે સંઘટનાનો ઉપયોગ કેવી રીતે કરવો, એ

વિષયોના શિક્ષણમાં પણ આપણે પાશ્ચાત્યોને આપણા ગુરુ બનાવવાની આવશ્યકતા છે. આ સર્વ વાર્ત્તાઓને હું સ્વીકારું છું; પણ 'ખાવું, પીવું અને મોજ કરવી' એ જ માનવી જીવિતની ઇતિકર્ત્તવ્યતા છે, એમ જો કોઈ કહેવા માંડે અથવા તો ઐહિક સુખો તે જ પરમેશ્વરનો સાક્ષાત્કાર છે એમ કોઈ બોલે, તો તે સત્યનો અપલાપ કરે છે, એમ જ કહેવું જોઇએ. એવા મનુષ્યને મારી આ પવિત્ર ભૂમિમાં સ્થાન મળી શકે તેમ નથી. એવા મનુષ્યના એક શબ્દને સાંભળવાંની પણ આપણી ઇચ્છા નથી. પાશ્ચાત્ય સુધારણાના અંગમાં મયૂરના પક્ષોપરના સર્વ રંગો ચમકતા હોય, તેનો ઝગઝગાટ ગમે તેટલો વિશાળ હોય, વિચારશક્તિનો દેખાવ ગમે તેવો મહાન્ હોય; તો પણ આ ઉચ્ચાસનપર ઉભો રહીને હું મુક્ત કંઠથી એમ વ્યકત કરું છું કે, એ સમસ્ત સુધારણા પોકળ છે અને કેવળ વાયુનો ફૂલાવો જ છે. એ સંસ્કૃતિનું જીવિત કમળપત્રપરના જળબિન્દુ જેટલું જ સ્થિર છે. ચિરસ્થાયિત્વ કેવળ પરમેશ્વરમાં જ છે; ચિરસ્થાયિત્વ માત્ર આત્મા જ ધરાવે છે; ચિરસ્થાયિત્વ કેવળ પરાવિદ્યામાં જ રહેલું છે. એ ચિરંતન વસ્તુઓને જ તમે સદા સર્વદા વળગી રહો અને તમારા બાહુઓને કેવળ એ વસ્તુઓની આસપાસ જ વીંટળાઇ જવા દો.

ત્યાગ આપણું અંતિમ સ્થાન હોવા છતાં તે સર્વથી સાધ્ય કરી શકાય તેમ નથી. આપણામાંના જે કોઈ પણ એ સત્યને જાણવામાટે અદ્યાપિ અસમર્થ હોય, તેમના માટે થોડી ઘણી જડ સુધારણાની આપણને આવશ્યકતા છે; તથાપિ તે સુધારણા પણ આપણી વિશિષ્ટ આવશ્યકતા અને પરિસ્થિતિને અનુકૂળ થઇ પડે તેવા પ્રકારની જ હોવી જોઇએ. કેવળ પાશ્ચાત્યોની સુધારણાને તેના તેવાને તેવા જ સ્વરૂપમાં અહીં ખેંચી લાવવી, એ કોઈ પણ પ્રકારે ઇષ્ટ નથી. આપણી વિશિષ્ટ વૃત્તિઓનો ઉચ્છેદ ન થઈ જાય, એવા પ્રકારનું તે સુધારણામાં આપણે પરિવર્ત્તન કરી નાખવું જોઈએ. સર્વ દેશ અને સર્વ કાળમાં એ વિષયમાં એક ભયંકર પ્રમાદ થતો નિત્ય આપણા જોવામાં આવ્યા કરે છે. તમારી સુધારણા ગમે તેવી મહતી હોય અથવા તો તેમાં ગમે તેવું સત્ય ભરેલું હોય; પણ જે લોકો તે સુધારણાને સ્વીકારવા કિંવા ધારવામાટે તૈયાર નથી, તેમના શિરપર બળાત્કારે તે સુધારણાને લાદવાનો પ્રયત્ન કરવો, એ કાર્ય અતિશય અનર્થકારક છે. આપણા દેશમાં પણ એ પ્રમાદ વારંવાર થયેલો છે, એ મહાદુર્ભાગ્યની વાર્ત્તા છે. જે વસ્તુ મારામાટે ઉપયોગી થવાનો સંભવ છે, તે જ વસ્તુ તમારામાટે પણ તેવી જ ઉપયુક્ત થઈ પડશે એવી જે ધારણા તે ભૂલભરેલી ધારણા નથી કે શું? આપણી સમાજરચનાનું અંતિમ

સોપાન સંન્યાસ છે, એ તો આપ સર્વના જાણવામાં છે જ. આપણા સમાજશાસ્ત્ર પ્રમાણે પ્રત્યેક મનુષ્યે છેવટે સંન્યસ્તવૃત્તિનો આશ્રય લેવો જ જોઇએ, એવો એક નિયમ જ છે. એ હિંદુ સમાજપદ્ધતિનું અંતિમ અને સર્વથી ઉચ્ચ સોપાન છે. લૌકિક સુખોનો આસ્વાદ લઈ લીધા પછી આયુષ્યના સાયંકાળમાં પ્રત્યેક હિંદુએ સંન્યાસને સ્વીકારવો, એવું આપણા શાસ્ત્રનું અનુશાસન છે. જે કોઈ એ પ્રમાણે વર્ત્તતો નથી, તે હિંદુ નથી; એટલું જ નહિ, પણ પોતાને એક હિંદુ તરીકે ઓળખાવવાનો તેને કશો અધિકાર જ નથી. આ વિશ્વમાંની સર્વ વસ્તુઓ કેવળ માયાવી છે, અને આયુષ્યના અંતિમ ભાગ પર્યન્ત અનુભવ લઇને છેવટે એ સર્વ વસ્તુઓનો ત્યાગ કરી દેવો, એ જ આપણું સત્ય કર્ત્તવ્ય છે, એ વાર્ત્તાને તો આપ સર્વ જાણો છો જ. જડ જગત્નો ફૂલાવો ગમે તેટલો મોટો દેખાતો હોય, તો પણ તેનો આંતરિક ભાગ પોકળ છે, એવો અનુભવથી નિશ્ચય થયા પછી એ ફૂલાવાનો ત્યાગ કરી દેવો એ જ સર્વથા ઉચિત છે. મન સતત ઇંદ્રિયોપ્રતિ આકર્ષાયા કરે છે અને ઇંદ્રિયો મનની ગતિને બાહ્યવર્ત્તિની કર્યાં કરે છે; એટલામાટે મનને અંતર્વર્ત્તિ બનાવવું, એ જ આપણું સાધ્ય છે. ઇંદ્રિયોના કોડ પૂર્યા પછી જગત્ની પોકળતાનો અનુભવ થઈ જતાં પ્રવૃત્તિમાર્ગનો અંત આવે છે અને તે અંતની સાથે જ નિવૃત્તિમાર્ગનો આરંભ થાય છે. એ આપણું અંતિમ સાધ્ય છે, એ વાર્ત્તા જેમ સત્ય છે; તેમ જ જગત્નો તેવો અનુભવ મળ્યા પછી જ એ સાધ્ય સિદ્ધિના માર્ગમાં લાગવાનો સંભવ છે, એ પણ સર્વથા સત્ય જ છે. એક અલ્પવયસ્ક બાળક સમક્ષ સંન્યસ્તવૃત્તિનાં ગમે તેવાં અને ગમે તેટલાં ગુણગાન ગાવામાં આવે, તોપણ તેનો શો ઉપયોગ થવાનો હતો વારુ? કારણ કે, તેની ઉત્પત્તિની ઘટિકાથી જ બાળકનું મન જગત્માં પરોવાયલું હોય છે અને આ જગત્માં સર્વત્ર સુખ અને સુખ જ ભરેલું છે, એવી તેની દૃઢ ભાવના હોય છે. તેનો સર્વ જીવ ઇંદ્રિયોમાં જ આવી ભરાયલો હોય છે અને ઇંદ્રિયજન્ય સુખોનો જે ઉપભોગ તે જ જીવનસર્વસ્વ છે, એમ જ તેને તે વેળાયે ભાસતું હોય છે. આવા બાળવૃત્તિના લોકો પ્રત્યેક સમાજમાં હોય છે. એવા મનુષ્યોને ઇંદ્રિયજન્ય સુખોનો યથેચ્છ અને આકંઠ આસ્વાદ લેવા દેવો, એ જ ઇષ્ટ હોય છે; કારણ કે, એ આસ્વાદ લેતાં લેતાં તે સુખોની પોકળતા અનુભવથી જાણવામાં આવ્યા પછી તેમનામાં પોતાની મેળે જ સંન્યસ્તવૃત્તિનો અરુણોદય થઈ જાય છે. આવા પ્રકારના લોકોમાટે આપણાં શાસ્ત્રોએ અનેક માર્ગોને આંકીને અનેક પ્રકારની સરળતાઓને નિર્માણ કરી રાખી છે; પરંતુ

શાસ્ત્રના માર્ગો આચારમાં આવવા માંડ્યા પછી દુર્દૈવયોગે તેમાં ગોટાળા ઉત્પન્ન થવા લાગ્યા; અને ત્યારપછી પ્રત્યેકના શિરપર સંન્યસ્તવૃત્તિને બળાત્કારે લાદવાનો પ્રકાર આરંભાયો. સંન્યસ્તવૃત્તિના નિયમોને પ્રત્યેકના શિરપર બળાત્કારે લાદવા, એ ભયંકર પ્રમાદ છે. એવા પ્રકારના પ્રમાદના યોગે જ દારિદ્રય અને તેનાં આનુષંગિક અનેક પ્રકારનાં દુઃખોએ આવીને આપણા સમાજના મધ્યમાં પોતાની છાવણી નાખી દીધી છે. જો આ પ્રમાદ ન થયો હોત, તો આજે આપણા દારિદ્રયનું જે પ્રમાણુ દેખાય છે તે કદાપિ દેખાયું ન હોત. આપણા સમાજમાંના એક દરિદ્રી મનુષ્યનો જીવનક્રમ પણુ અનેક પ્રકારનાં વ્રતવૈકલ્ય અને ધર્મબંધનોવડે એટલો બધો જકડાઈ ગયો છે કે, તેને પોતાના અંગને હીલવવાની જરા જેટલી અવકાશની વેળા પણુ મળી શકતી નથી. હવે આ બંધનો તેના વિકાસમાટે અનુકૂળ છે એમ કહીએ તો તેવો પણુ કશો પ્રકાર જોવામાં આવતો નથી. હવે એ સમસ્ત બંધનોનો ઉચ્છેદ થઈ જવાની જ આવશ્યકતા છે. તે બિચારાને આ વિશ્વમાંના ભોગવિલાસોનો થોડો ઘણો ઉપભોગ તો લેવા દેવો જોઇએ. કેટલાક કાળ પર્યન્ત એવી રીતે ઉપભોગ લીધા પછી તેનું ચિત્ત પોતાની મેળે જ શાંત થવા માંડશે અને તેમ થતાં પોતાની ઇચ્છાથી જ તે સંન્યસ્તવૃત્તિની દિશામાં વળી જશે. આવા પ્રકારનું શિક્ષણુ પાશ્ચાત્યોપાસેથી લેવું, એટલે એથી કેટલેક અંશે લાભ થવાનો સંભવ છે; પરંતુ એ શિક્ષણુ લેતી વેળાયે પણુ આપણે અત્યંત દક્ષતા રાખવાની આવશ્યકતા છે. પાશ્ચાત્ય શિક્ષણુથી 'સુશિક્ષિત' થયેલા લોકોમાં બહુધા 'अतो भ्रष्टस्ततो भ्रष्टः' જેવા જનોનો જ અધિક ભાગ જોવામાં આવે છે, એ અત્યંત ખેદનો વિષય છે. આપણો માર્ગ અત્યારે મહા વિકટ થઈ પડ્યો છે. આપણી બન્ને બાજૂએ ભયનાં સ્થાનો આવેલાં છે અને ઉભય સ્થાનોમાંનાં ભયંકર સ્થળોને ટાળીને આપણે સુરક્ષિતતાથી બહાર નીકળી જવાનું છે. એક બાજૂએ આપણી જૂની કર્મિષ્ઠતાનો ફૂત્કાર છે અને બીજી બાજૂએ આધુનિક પાશ્ચાત્ય સુધારણાની જ્વાળા ભડકેલી દેખાય છે. એ બન્ને ભયોને ટાળીને તેમના મધ્યમાંથી સુરક્ષિત માર્ગને શોધી કાઢવો, એ કાર્ય બહુ જ કઠિન છે. હવે જો આ કાર્ય સાધ્ય ન થાય તેમ જ હોય અને એ બેમાંના કોઈ પણુ એક ભયપ્રદ માર્ગને સ્વીકારવાનો ભાર જ આપણા શિરપર આવી પડે, એમ હોય; તો હું પોતે તો જૂની કર્મિષ્ઠતાના ફૂત્કારને જ વિશેષ પ્રસન્નતાપૂર્વક સ્વીકારવાનો અને આધુનિક સુધારણાની જ્વાળામાં મારે પડવું નથી, એમ જ હું કહેવાનો. આપણા સમાજમાંનો જૂનો કર્મનિષ્ઠ મનુષ્ય ભલે અજ્ઞાનમાં ડૂબેલો હોય અને તેનામાં અંતઃકરણના સાત્ત્વિક

ગુણોનો પણ સર્વથા અભાવ હોય; છતાં પણ તે પુરુષ હોય છે, એમાં તો માત્ર સંશય નથી જ; એટલે કે, આમ હોવા છતાં પણ તેનામાં પૌરુષનો પરિપૂર્ણ નિવાસ હોય છે; તેનામાં શ્રદ્ધા હોય છે અને તે સ્વાવલંબી હોય છે; તેનામાં આત્મબળનો વાસ હોય છે. એથી વિરુદ્ધ આપણા નવીન પદ્ધતિના યુવકોમાં જોઇએ તો સર્વથી પ્રથમ તો સ્થિર પાયાનો જ સર્વથા અભાવ જોવામાં આવે છે. કોઈ એક ગારોડીની ઝોળીમાં જેવી રીતે ઓછી વધતી કીમતની વસ્તુઓ એકત્ર રાખેલી હોય છે, તે જ પ્રમાણે આપણા આધુનિક પાશ્ચાત્ય પદ્ધતિના 'સુશિક્ષિતો' એટલે હજારો સારી નઠારી વસ્તુઓના પોટલા જેવા જ બનેલા છે. અનેક ભિન્ન ભિન્ન સ્થાનોમાંથી લઈ લીધેલી અનેક કલ્પનાઓ તેમનાં તોબરામાં ભરેલી હોય છે અને તે કલ્પાનાઓનું તોબરામાં મોઢું ઘાલીને તેઓ પુનઃ પુનઃ ચર્વણ કર્યા કરે છે. અન્ન અધિક પ્રમાણમાં લેવાઈ ગયું હોય તો તે જેમ પચતું નથી અને શક્તિદાયક થતું નથી, તે જ પ્રમાણે એ સર્વ કલ્પનાઓ ગમે તેમ આડી અવળી ગળાયલી હોવાથી તેમનું કાંઈ પણ સુપરિ- ણામ થયેલું આપણા જોવામાં આવી શકતું નથી. પૂર્વનું જે કાંઈ હતું તે માત્ર ચાલ્યું ગયું અને નવીન કાંઈ પણ પ્રાપ્ત થયું નહિ, એવી અવસ્થામાં જ તે 'સુશિક્ષિતો, અધાંતરે લટકતા રહી જાય છે. એવી સ્થિતિમાં તેમને ચક્કર આવવા માંડે છે અને તેમનું મસ્તક સદોદિત ચક્રાકાર પરિભ્રમણ કરતું હોય છે. આપણે કાંઈ પણ મહત્કાર્ય કરીએ તો સારું, એવી ઇચ્છા ચિત્તમાં ઉદ્ભવે એમાટે કેટલાંક વિશેષ કારણોની આવશ્યકતા હોય છે તેમ જ એને એક વિશિષ્ટ પ્રકારનું પૃષ્ઠબળ પણ જોઇએ છે. પોતામાં જો પોતાના કાર્ય વિષયક વિશેષ પ્રકારની આસ્થા અથવા પૂજ્યભાવનાનું બળ ન હોય, તો તેવા મનુષ્યના કોઈ પણ કાર્યની દૃઢતાથી સિદ્ધિ થવી કદાપિ શક્ય નથી જ. આવા પ્રકારનું બળ આપણા પાશ્ચાત્ય પદ્ધતિના 'સુશિક્ષિત' લોકોના અંગમાં કેટલાક પ્રમાણમાં રહેલું છે વારુ? કેવળ યૂરોપીય પંડિતંમન્યોના મુખથી મળેલા અથવા મળતા ધન્યવાદો એ જ આધુનિક સુશિક્ષિતોનું એક મોટામાં મોટું બળ છે! આ ધન્યવાદને મેળવવાની આકાંક્ષાથી જ તેઓ અમુક કોઈ કાર્યમાં હાથ નાખવાને તૈયાર થાય છે! આપણા રીતિ રિવાજો નઠારા છે, એમ તેઓ કહે છે તે શામાટે વારુ? યૂરોપીય પંડિતો આપણા રીતિરિવાજોને નઠારા કહે છે એટલામાટે જ. અર્થાત્ એથી વિશેષ અથવા મહત્ત્વનું કારણ તેનાથી પોતાથી દર્શાવી શકાય તેમ છે જ નહિ. પ્રત્યેક વિષયમાં એવી રીતે બીજાના મુખને જ જોવાની–સર્વથા પરા- વલંબનની–ટેવ સર્વ પ્રકારે ત્યાજ્ય અને ત્યાજ્ય જ છે. પોતાની ઉત્તમતા કે અધમતાને

પરકીયના માપથી કદાપિ માપશો નહિ; કારણ કે, એ કૃતિ સર્વથા પોતાના ભયંકર મનોદૌર્બલ્યના પ્રદર્શનરૂપ જ છે. જગત્માં જે કોઈ પણ ભયંકર પાતક અસ્તિત્વ ધરાવતું હોય, તો તે પાતક મનની દુર્બળતા જ છે; એના કરતાં અધિક ભયંકર હોય એવું બીજું કોઈ પણ પાતક છે જ નહિ. મનોદૌર્બલ્યને સાક્ષાત્ મૃત્યુ જ માની લેવાનું છે. આવા પ્રકારના અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ પ્રાણીઓને જોઇએ, એટલે એમની સ્થાપના કઈ કોટિમાં કરવી, એનો જ મહા વિચાર થઈ પડે છે. જેમનું ક્યાંય ગૃહ નથી અને જેમનાં ચરણો ક્યાંય સ્થિર થયેલાં નથી, તેમની જાતિ પણ કઈ માનવી વારુ? એમને પુરુષ કહેવા કે સ્ત્રી જાતિ તરીકે ઓળખવા? કિંવા એમની તિર્યક્યોનિમાં યોજના કરવી? આપણા જૂના કર્મિષ્ઠ લોકો નિઃસંશય પુરુષ હતા, મર્દ હતા. પોતાના ચિત્તને ગમે તે જ કાર્ય સદોદિત કરવું, એવી તેમની દૃઢ પ્રતિજ્ઞા હતી. આવા પ્રકારના મનુષ્યો અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે; અને તેમનો નમૂનો જો કોઇએ જોવો હોય તો તેમણે આપણા રામનદના મહારાજાશ્રીનું જ નિરીક્ષણ કરી લેવું. રામનદના મહારાજા જેવો ખરા હાડનો હિંદુ આ સમસ્ત આર્યાવર્ત્તમાં ક્વચિત્ જ હશે. અન્ય અનેક રાજા અને મહારાજાઓ કરતાં રામનદના મહારાજા સર્વ વિષયમાં અધિક જ્ઞાન ધરાવનારા છે. પાશ્ચાત્ય રાષ્ટ્રોના કયા પ્રકારના ઉદ્યોગો ચાલી રહ્યા છે અને તેમાંથી આપણાથી શું લઈ શકાય તેમ છે, એના વિચારમાં જ એઓ નિરંતર નિમગ્ન હોય છે. 'અંત્યજ પાસેથી પણ જ્ઞાન મેળવવું; અંત્યજની સેવાથી જો મુક્તિ મળતી હોય તો તે મેળવવી અને સદાચારસંપન્ન સ્ત્રી કોઈ પણ જાતિની હોય તોપણ તેને પત્નીપદથી મંડિત કરવી,' એવું મહર્ષિ મનુનું વચન છે. એ વચનને અનુસરીને જ્ઞાનની પ્રાપ્તિ ગમે તેની પાસેથી પણ કરી લેવાની છે. પાશ્ચાત્યોનું જે કાંઈ પણ ગ્રાહ્ય હોય તે અવશ્ય લઇને તેનો સંગ્રહ કરવો; એટલું જ નહિ, પણ તેનો આપણા ચિત્ત સાથે એક મેળ કરી નાખવો, એ પણ યોગ્ય જ છે; પરંતુ એમ કરતી વેળાયે પોતાનું પોતાપણું નષ્ટ ન થઈ જાય, એની માત્ર ઘણી જ સંભાળ રાખવાની છે. આપણા નિયત રાષ્ટ્રીય જીવનમાં લેશ માત્ર પણ બાધાકારક થઈ પડે, એવી કોઈ પણ વસ્તુની આપણને આવશ્યકતા નથી. પ્રત્યેક મનુષ્યે આ જગત્માં કાંઈ પણ નિયત કાર્ય કરવાનું હોય છે; અને તે કાર્ય તે વિશિષ્ટ વ્યક્તિનાં અનેક પૂર્વ કર્મ અનુસાર જ હોય છે. તમારા અને અમારામાંના પ્રત્યેકની સાથે પૂર્વ કર્મોનો વારસો ઉતરી આવેલો છે. આપણા રાષ્ટ્રની પૂર્વપરંપરા કેટલી બધી ઉજ્જવલ છે, એની કલ્પના તો આપ સર્વને છે જ. તો પછી એ જ પરંપરાનો વારસો આજે પણ

આપણને મળેલો જ છે, એમ સમજી લેવામાં કોઈ પણ પ્રકારના પ્રમાદનો સંભવ છે ખરો કે ? આપણા લક્ષાવધિ પૂર્વજો આપણી પ્રત્યેક કૃતિનું સૂક્ષ્મ અવલોકન કરી રહ્યા છે. એટલામાટે આપણી પ્રત્યેક કૃતિ તેમની દૃષ્ટિને કેવી દેખાશે એ વિશેના વિચારને આપણે આપણા ચિત્તમાં નિરંતર જાગૃત રાખવો જોઇએ છે. હવે પ્રત્યેક હિંદુ બાળકના જન્મ સાથે તેને કેવા પ્રકારનો વારસો મળેલો હોય છે, એનો આપણે વિચાર કરીશું. મહર્ષિ મનુ મહારાજ કહે છે કે;–"ધર્મના રક્ષણમાટે જ બ્રાહ્મણનો જન્મ છે." પરંતુ એ વિશેનો મારો વાદ એવો છે કે, આ કાર્ય કેવળ બ્રાહ્મણનું જ નહિ, કિંતુ પ્રત્યેક વ્યક્તિનું છે. પ્રત્યેક હિંદુ બાળક અને બાળાનું પણ સર્વથી પ્રથમ કર્ત્તવ્ય કેવળ ધર્મરક્ષણ જં છે. આ દિવ્ય ભૂમિમાં જન્મને ધારણ કરવાનું ભાગ્ય જેને પ્રાપ્ત થયેલું છે, તે પ્રત્યેક વ્યક્તિનું એ કર્ત્તવ્ય છે. ધર્મરક્ષણ આદ્ય કર્ત્તવ્ય હોઇને અન્ય સર્વ કર્ત્તવ્યો તેના સર્વથા આનુષંગી જ હોવાં જોઇએ. એ એક કર્ત્તવ્ય પ્રમુખ અને બાકીનાં સર્વ કર્ત્તવ્યો કેવળ તેનાં ઉપાંગો છે. અમુક એક વાદ્યમાં એક સ્વર પ્રમુખ હોઇને બીજા બે ત્રણ સ્વરો તેના પોષક હોય એટલે જેવી રીતે તે સ્વરોનું સમીકરણ સુરીલું અને અતિશય આનંદદાયક થઈ પડે છે; તે જ પ્રમાણે ધર્મસંગ્રહ પ્રમુખ હેતુ હોઇને ઇતર સર્વ હેતુઓ તેના પોષક હોય એટલે સમસ્ત આયુષ્ય તે વિશિષ્ટ વ્યક્તિને તેમ જ ઈતર જનોને પણ આનંદદાયક થઈ પડે છે. સમસ્ત વિશ્વમાંના રાજકીય વર્ચસ્વને મેળવવું એવો જો કોઈ રાષ્ટ્રનો પ્રમુખ હેતુ હોય, તો તેવા રાષ્ટ્રમાં ધર્મ અને ઇતર હેતુઓ તે પ્રમુખ હેતુના કેવળ પોષક જ હોય છે; પરંતુ એ નિયમ આપણા રાષ્ટ્રને કદાપિ લાગૂ પડી શકે તેમ છે જ નહિ, કારણ કે, કેવળ ધર્મ અને ત્યાગ એ જ આપણા રાષ્ટ્રનો મુખ્ય જીવનહેતુ છે. આ સમસ્ત જગત્ કેવળ માયા કિંવા ભ્રમનો પ્રસાર છે, એ ભાવના આપણને આપણી માતાના દુગ્ધ સાથે જ પાવામાં આવી છે અને એટલામાટે કેવળ પરાવિદ્યા વિના અન્ય કોઈ પણ વિદ્યા આપણા આદ્યહેતુરૂપ થઈ શકતી જ નથી. ભૌતિકશાસ્ત્રનું જ્ઞાન કિંવા અન્ય કોઈ પણ વિષયનું જ્ઞાન હોય, પણ તે આપણા મૂળ હેતુને બાધાકારક થાય તો તે સર્વથા નિરુપયોગી જ છે. ઇચ્છા હોય તો લૌકિક સુખોને મેળવવાં; ગમે તો સત્તા અને સંપત્તિનો પણ સંગ્રહ કરવો અને કીર્ત્તિ તથા નામના પણ મેળવવી; પણ એ સર્વ વસ્તુઓ તે એક જ હેતુની પોષક થવી જોઇએ. તે હેતુને પાછળ રાખીને એ વસ્તુઓનું સંપાદન કરવું, એ આપણું કાર્ય નથી. યૂરોપીય વિદ્યાઓનું જ્ઞાન, સંપત્તિ, કીર્ત્તિ અને પ્રતિષ્ઠા એ સર્વ વસ્તુઓને મુખ્ય જીવનહેતુની પોષક બનાવવી, એમાં જ

હિંદુપણાનું સત્ય રહસ્ય રહેલું છે. ધર્મરક્ષણનો અને આપણી હિંદુકુલપરંપરાને અખંડ રાખવાનો જે અધિકાર વારસદારીથી આપણને મળેલો છે, તે અધિકારને અબાધ્ય રાખીને આપણા વંશજોને સ્વાધીન કરી દેવો, એ આપણું અત્યંત પવિત્ર કર્તવ્ય નથી, એમ કોનાથી કહી શકાય એમ છે વારુ? જો આપ આ તત્ત્વને સ્વીકારતા હો, તો પછી ઉપર કહેલા બે પ્રકારના લોકોમાંનો કયો પ્રકાર આપને પસંદ પડે છે વારુ? પ્રથમ પ્રકારના લોકો જૂના વિચારના અને કર્મિષ્ઠ છે ખરા; પરંતુ તેમનામાં હિંદુકુલપરંપરાનું બીજ અદ્યાપિ સજીવન છે. તેઓ પોતાના પોતાપણાને ભૂલી ગયા નથી અને અદ્યાપિ તેમનામાં ધાર્મિકતાનો સંપૂર્ણ નિવાસ છે. હવે બીજા પ્રકારના લોકોપ્રતિ દૃષ્ટિપાત કરતાં એથી કાંઇક જૂદો જ પ્રકાર આપણા જોવામાં આવે છે. એ દ્વિતીય પ્રકારના લોકોનાં ગજવાંમાં ખોટા હીરા અને બનાવટી માણિક્ય મોટા પ્રમાણમાં ભરેલા છે; પણ હિંદુસ્તાનું સત્ય રહસ્ય જે ધર્મસંમુખતા તેનો તેમનામાં સર્વથા અભાવ અને અભાવ જ છે. પુરાવિદ્યાના મૂળાક્ષરોને પણ તેઓ સર્વથા ભૂલી ગયા છે. આપણા સમક્ષ અત્યારે આ બે નમૂના હાજર છે, એટલે હવે એમાંના કયા નમૂનાને તમે પસંદ કરો છો તે જણાવી દ્યો. આપણામાંનો પ્રત્યેક જન પ્રથમના નમૂનાને જ પસંદ કરશે, એવો મારો દૃઢતમ નિશ્ચય છે. કારણ કે, એ પ્રથમના નમૂનાનો કાંઈ પણ ખરો ઉપયોગ થઈ શકવાની આશા છે; કારણ કે, તે હજી રાષ્ટ્રના જીવિતહેતુના સ્વરૂપને તો ભૂલ્યો નથી, અને જીવનનો હેતુ તેનામાં અવશિષ્ટ હોવાથી તે પોતે કેટલાક કાળપર્યન્ત તો જીવશે અને બીજાઓને જીવાડશે; પરંતુ જેનો જીવનહેતુ જ નષ્ટ થઈ ગયો છે, તેના પોતાના જીવવાની જ આશા નથી, તો પછી તે બીજાઓને જીવાડી શકે, એ તો આશા જ ક્યાં રહી વારુ? વ્યક્તિનું જીવન પ્રાણશક્તિપર અવલંબેલું હોય છે. એ પ્રાણશક્તિ અનેક દ્વારોથી કાર્યકારિણી થઇને વ્યક્તિને સજીવન રાખ્યા કરે છે. એ અનેક દ્વારોમાંનું એકાદ દ્વાર કારણ-પરત્વે નિરુપયોગી થઈ જાય અથવા તો તેને કોઈ પણ જાતિનો આઘાત થાય, તોપણ તેના યોગે વ્યક્તિના જીવનની હાનિ સંભવતી નથી. મુખ્ય પ્રાણશક્તિ જ્યાં સુધી કાયમ હોય છે, ત્યાં સુધી ઝીણાં ઝીણાં વ્યંગો ઉત્પન્ન થાય, તોપણ તે ચિરસ્થાયિ થઈ શકતાં નથી. તે વ્યંગોને દૂર કરવાનું કાર્ય અશક્ય હોતું નથી. તે જ પ્રમાણે આપણા રાષ્ટ્રનો મુખ્ય જીવનહેતુ જ્યાં સુધી અબાધિત છે, ત્યાં સુધી આપણું રાષ્ટ્ર જીવતું રહેવાનું જ. અનેક પ્રકારના બાહ્ય ઉત્પાતો તેને નામશેષ કરી શકવાના નથી. પણ જ્યાં એ જીવનહેતુનો અંત આવ્યો કે તેની સાથે રાષ્ટ્રના 'રામ બોલો ભાઈ

રામ' થયા જ સમજી લેવા. આપણા ધાર્મિક જીવનનો બહિષ્કાર કરીને જો આપણે હાથ ધોઇને કેવળ પાશ્ચાત્ય જડવાદની પાછળ જ પડીશું, તો બે કે ત્રણ પેઢીઓ પણ નહિ થઈ હોય, ત્યાં તો આપણે નામશેષ જ થઈ જઇશું. મારા આ વાકયને આપ સારી રીતે ધ્યાનમાં રાખી લેજો. ધાર્મિક જીવનનો અભાવ થતાંની સાથે આપણી ઇમારતનો પાયો જ તળિયામાંથી નીકળી જશે: જે પાયાપર આ રાષ્ટ્રની ભવ્ય ઇમારત ચણવામાં આવી છે, તે પાયો જ્યાં નીકળી ગયો, એટલે ઇમારત અવશ્ય તૂટી પડવાની જ. કેટલાક કાળ પર્યન્ત તેનું અસ્તિત્વ કેવળ સ્મરણ માત્રમાં જ રહેશે. 'પૂર્વે આવા આવા પ્રકારનું એક રાષ્ટ્ર હતું;' એટલું સ્મરણ માત્ર જ ભવિષ્યકાળમાં અવશિષ્ટ રહેવાનું.

આપણા રાષ્ટ્રની એવી સ્થિતિ ન થાય, એવી જો આપણી ઇચ્છા હોય, તો પ્રથમ આપણા ધાર્મિક જીવનને સુરક્ષિત રાખવામાટેની આપણે યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ; એ આપણામાટે અતિશય અગત્યનું કાર્ય છે. આપણા પરમ પૂજ્ય પ્રાચીન પૂર્વજોએ જે અમૂલ્ય વારસો આપણને આપ્યો છે, તેની સંભાળ રાખવી, એ આપણું પરમ પવિત્ર કર્ત્તવ્ય છે. અમે એક મોટા સરદારના વંશજ છીએ એમ કહેવામાં બાહ્ય દેશમાંના એક મોટા રાજાને પણ પોતાની શોભા વધેલી જણાય છે; અને એ સરદાર (!) મૂળ કોણ હતા એમ જો કોઈ જાણવા માગે, તો તેમના જાણવામાં એમ જ આવવાનું કે, તેઓ લોકોને લૂટીને શ્રીમંત થયેલા લૂટારા અથવા ધાડપાડૂઓ જ હતા! એવા લૂટારાના—શ્રીમંત લૂટારાના—વંશજ તરીકે પોતાને ઓળખાવવામાં પાશ્ચાત્ય દેશમાંના લોકોને અદ્યાપિ ભૂષણ ભાસે છે! પણ વલ્કલ પરિધાન કરી અર્ધનગ્નાવસ્થામાં અરણ્યમાં ભટકતા અને વસતા ઋષિઓના વંશજ તરીકે પોતાને ઓળખાવવામાં ભૂષણ માનનારા લોકો જો આ વિશાળ ભૂતલમાં કયાંય પણ હોય તો તે કેવળ ભારતવર્ષમાં જ છે; અને તે અન્ય કોઈ નહિ, પણ આપણે પોતે જ છીએ. **"वसिष्ठगोत्रोत्पन्नोऽहम्"** એમ અદ્યાપિ મહા અભિમાનપૂર્વક આપણે બોલ્યા કરીએ છીએ. દરિદ્રી પૂર્વજો વિશેના આટલા બધા અભિમાનને ધરાવનારી ભૂમિ કેવળ આ જ છે! બાહ્ય દેશોમાં એક ધર્માધિકારી પણ પોતાની પરંપરાને એક રાજા પર્યન્ત કેવી રીતે ખેંચીને લઈ જઈ શકાય, એ વિશેના વિચારમાં જ અટવાયા કરે છે; પણ આપણા દેશમાંનો એક રાજા સુદ્ધાં પણ 'અમે અમુક દરિદ્રી ધર્માધિકારીના વંશજ છીએ' એવા શબ્દો મહા અભિમાનથી ઉચ્ચારે છે. આ વાર્ત્તાથી આપણું રાષ્ટ્રીય જીવન શામાં સમાયલું છે, એ તરત જાણવામાં આવી શકે તેમ છે. એટલામાટે આપણી ઇચ્છા હોય

કિંવા ન હોય, અને ધર્મમાં આપણો વિશ્વાસ હોય કિંવા ન હોય; છતાં પણ આપણું રાષ્ટ્ર કાળચક્રના ફેરામાં સપડાઇને નષ્ટ ન થઈ જવું જોઇએ, એવી જો આપણી આકાંક્ષા હોય, તો આપણે આપણી પરાવિદ્યાને જાગૃત રાખવી, એ એક સાધન જ આપણી આગળ ઉપલબ્ધ છે. એ સાધનને પ્રથમ તૈયાર રાખીને ત્યાર પછી બીજાઓ પાસેથી જે કાંઈ લેવા યોગ્ય હોય તે આનંદથી લઈ લ્યો; પણ બહારથી જે કાંઈ વિદ્યા આપણે પ્રાપ્ત કરેલી હોય તે આપણા મૂળ હેતુને વિઘાતક ન થતાં સર્વથા પોષક થવી જોઇએ, એ તત્ત્વને કદાપિ ભૂલી જશો નહિ. આપણે આપણા એકંદર કાર્યક્રમની જો એવી રીતે આંકણી કરીએ, તો ભવિષ્યકાળમાંનું હિંદુરાષ્ટ્ર ભૂતકાલીન હિંદુરાષ્ટ્ર કરતાં પણ ભવ્યતર થવાનું, એવો મારો દૃઢ નિશ્ચય છે. એ ભાવિ સ્થિતિનો અરુણોદય અત્યારે જ થવા માંડ્યો છે, એમ મારી મનોદેવતા મને કહ્યા કરે છે. આપણા પ્રાચીન ઋષિઓ કરતાં પણ અધિક લોકોત્તર વિભૂતિઓ ભવિષ્યત્ કાળમાં નિપજશે એ વિશે મારો સંપૂર્ણ નિશ્ચય છે. એ આપણી ભાવિ પેઢી એવી નિપજશે કે, જેમના અવલોકનથી આપણા પૂર્વજોના હૃદયમાં પણ સંતોષ થશે; એટલું જ નહિ, પણ તેમને એમને જોવાથી અભિમાન પણ થશે. આપણા વંશજો આપણા કરતાં પણ સરસ નીપજ્યા છે, એ જોઇને તેમના મનમાં આનંદનો ઉમળકો આવ્યા વિના કેમ રહે વારુ? પ્રિય બાંધવો, આપણ સર્વે ત્યારે ચાલો કાર્યમાં પ્રવૃત્ત થઈ જઇએ; અને અવિરત ઉદ્યોગને આરંભી દઇએ. હવે કૃષ્ણ નિશાનો અંત થવા આવ્યો છે. પૂર્વ દિશાગત આકાશમાં અરુણોદયની આનંદદાયિની રક્તિમા દેખાવા લાગી છે. 'જાગરણમાં વિલંબ થયો છે,' એમ પક્ષિગણ પણ પોતાના કલરવથી આપણને સૂચવવા લાગ્યા છે. હવે નિદ્રાના સમયની સમાપ્તિ થઈ છે. ભાવિ હિંદુરાષ્ટ્રના નિર્માતાઓમાં આપણે જ છીએ. ભાવિ હિંદુરાષ્ટ્રની ઇમારત આપણા કળાકૌશલ્યની સાક્ષી આપનારી થનાર છે. આ જુઓ, આપણી માતા તૈયાર થઇને બેઠી છે! અને તેના મુખમંડળમાં નિદ્રાની કેવળ છેવટની છટા જ અવશિષ્ટ રહેલી છે. મિત્રો જાગૃત થાઓ અને તેને તેના અધિકારના સિંહાસનપર વિરાજમાન કરો. પૂર્વે કરતા પણ અધિક દૈદીપ્યમાન રત્નોવડે તેની પ્રભાવલીને અલંકૃત કરો. ધર્મનો ડંકો આ ભૂમિ જેવો આજ પર્યન્ત અન્યત્ર ક્યાંય પણ વાગેલો નથી; કારણ કે, એવો ડંકો અન્યત્ર ક્યાંય છે જ નહિ. મારા આ કથનથી તમને આશ્ચર્ય થતું હશે; પરંતુ પૃથ્વીપરના સમસ્ત ધર્મગ્રંથોનું શોધન કરીને તેમાંથી અમારા ગ્રંથો જેવાં વચનો કાઢી આપો; એ માટે હું તમને આવાહન કરું છું. ઇતર ગ્રંથોમાંની ઇશ્વરવિષયક કલ્પનાઓ

એટલીબધી કરાઈ છે કે જેની સીમા જ નથી. અરબી, યહૂદી કિંવા બીજા કોઈ પણ ધર્મગ્રંથોને જોઇએ તો તેમાંના દેવો એક એક ટોળાના દેવો છે અને તે પણ વળી વર્ચસ્વમાટે એક બીજા સાથે રાત દિવસ લડી મરનારા છે! પણ સર્વાન્તર્યામી સર્વવ્યાપક, સર્વસુહૃત્, સર્વની માતા અને સર્વનો પિતા એવો પરમેશ્વર કેવળ આર્યભૂમિમાં જ મળી આવે છે. શૈવોનો શિવ, વૈષ્ણવોનો વિષ્ણુ, બૌદ્ધોનો બુદ્ધ, જૈનોનો જિનેન્દ્ર, ખ્રીસ્તીઓ અને યહૂદીઓનો જિહોવા, મહંમદીઓનો અલ્લાહ અને વેદાંતીઓનો બ્રહ્મ ઇત્યાદિ અનેક રૂપોને ધારણ કરનાર સર્વવ્યાપક, સર્વ ભૂતાન્તરાત્માનો આપ સર્વના શિરપર અખંડ આશીર્વાદ હો! અને તે જ આપણને સામર્થ્ય આપો! આપણી આજની ઇચ્છાને મૂર્ત્તરૂપ આપવામાટે જોઇતી શક્તિ તેની પાસેથી આપણને પ્રાપ્ત થાઓ. આપણે આજે જે કાંઈ સાંભળ્યું છે, તે આપણને શક્તિદાયક ભોજન થાઓ અને તેનો આપણે પરસ્પર હિતમાટે પ્રત્યક્ષ ઉપયોગ કરતા થઈએ, એ જ મારી તે જગન્નિયંતા જગદીશ્વરનાં ચરણોમાં અનન્ય પ્રાર્થના છે. હરિઃ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

## પરમકુડીમાં સ્વામીજીને અપાયલું માનપત્ર અને તેનું ઉત્તર

(રામનદને છોડ્યા પછી સ્વામીજી પ્રથમ પરમકુડીમાં જ રોકાયા હતા અને ત્યાં તેમને મોટા પ્રમાણમાં માન તેમ જ નિમ્ન માનપત્ર અપાયું હતું.)

શ્રીમદ્વિવેકાનન્દ સ્વામી,

પાશ્ચાત્ય દેશમાં લગભગ ચાર વર્ષ પર્યન્ત પ્રવાસ કરીને અને ત્યાંના લોકોમાં ધર્મવિષયક જાગૃતિને ઉત્પન્ન કરીને આપશ્રીએ અહીં પધારી અમોને પોતાનાં દર્શનનો લાભ આપ્યો છે, એમાટે અમો પરમકુડીના નિવાસીઓ આપશ્રીનો સ્વાગતપૂર્વક આભાર માનીએ છીએ. ચિકાગોમાં ભરાયલી ધર્મમહાપરિષદ્‌માં આપ ઉપસ્થિત રહ્યા હતા અને આજ પર્યન્ત ગુપ્ત રહેલું આર્યતત્ત્વજ્ઞાન આપે પરધર્મીયોને વિદિત કર્યું છે એ માટે અમારા ઇતર દેશબાંધવો પ્રમાણે અમને પણ અત્યાનંદ થાય છે. આપણા પ્રાચીન ધર્મ વિશે પરકીયોના હૃદયમાં જે અનાદરબુદ્ધિ વસતી હતી તેનું પોતાના વિસ્તૃત આર્યતત્ત્વવિવેચનથી આપે ઉચ્ચાટન કરી નાખ્યું છે અને આપણો ધર્મ વિશ્વવ્યાપક હોઇને સર્વ પ્રકારની બૌદ્ધિક આવશ્યકતાઓને પૂર્ણ કરી શકે એવો છે, એ તત્ત્વને પણ આપે નિર્વિવાદ સિદ્ધ કરી બતાવ્યું છે.

આપનાં ધર્મમય પ્રવચનોનો પાશ્ચાત્યોને પરોક્ષ ઉપયોગ થઈ પડ્યો છે, એટલું જ નહિ, પણ આપણો ધર્મ વ્યવહાર્ય છે, એ તત્ત્વને આપના પાશ્ચાત્ય શિષ્યો જ સિદ્ધ કરી બતાવે છે. આપની ભવ્ય આકૃતિના નિરીક્ષણથી અમને આપણા પ્રાચીન ઋષિવર્યોનું સ્મરણ થઈ આવે છે. આત્મસંયમનથી અને ઉગ્ર તપશ્ચર્યાના યોગે પ્રાચીન ઋષિઓને જેવી રીતે માનવજાતિનું ધુરીણત્વ અને ગુરુપદ પ્રાપ્ત થયું હતું, તે જ પ્રમાણે તે આજે આપશ્રીને પણ પ્રાપ્ત થયેલું છે.

માનવજાતિનું કલ્યાણ થાય અને તેને આપના આશીર્વાદો દીર્ઘકાળ પર્યન્ત મળતા રહે, એટલામાટે પરમાત્મા આપને ઉદ્દંડ આયુષ્ય આપો, એવી તે કરુણાઘનની અમે અનન્ય ભાવે પ્રાર્થના કરીએ છીએ.

અમે છીએ આપ પવિત્ર મૂર્ત્તિના અત્યંત નમ્ર અને આજ્ઞાધારક શિષ્ય તથા અનુચર પરમકુડીના નિવાસીઓ.

એ માનપત્રના પ્રત્યુત્તરમાં સ્વામીજીએ જણાવ્યું કે;-

## સ્વામીજીનું ઉત્તર

આપે આજે મારું અંતઃકરણપૂર્વક અને પ્રેમથી જે સ્વાગત કર્યું છે, તે વિશે મારા હૃદયમાં જે કૃતજ્ઞતાનો ઉદ્ભવ થાય છે, તે કૃતજ્ઞતા મારાથી શબ્દોવડે વ્યક્ત કરી શકાય તેવી નથી; એટલામાટે હું માત્ર એટલું જ કહું છું કે, મારા દેશબાંધવો મને પ્રેમપૂર્વક **'स्वागतम्'** કહીને બોલાવે કિંવા મારો અનાદર કરે, તોપણ મારા હૃદયમાં મારી જન્મભૂમિ વિશેનો જે પ્રેમ ભરેલો છે, તે કિંચિન્માત્ર પણ ન્યૂન થવાનો નથી; કારણ કે, મારો એ પ્રેમ કેવળ અત્યંત અહેતુક અને સર્વથા નૈરુપાધિક છે. એના બદલામાં મને કાંઈ મળે તો સારું, એવી અપેક્ષા મારા હૃદયમાં કદાપિ ઉદ્ભવી જ નથી. **'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन'** એવી ભગવાન્ શ્રીકૃષ્ણની અનુજ્ઞા છે. પાશ્ચાત્ય દેશમાં મારા હાથે થયેલા કાર્યનો આપે ઉલ્લેખ કર્યો છે; પરંતુ વાસ્તવિકતાથી જોતાં મારા હાથે થયેલો એ કાર્યભાગ અત્યંત સ્વલ્પ છે. આપનામાંના કોઇએ પણ એથી સોગણો વિશેષ કાર્યભાગ કરી બતાવ્યો હોત, એવો મારો પૂર્ણ નિશ્ચય છે. આર્યાવર્ત્તના અરણ્યમાં જન્મ પામેલાં અને આ ભૂમિના સ્વતંત્ર સ્વામિત્વનાં બે વિશિષ્ટ રત્નો છે; તેમાંનું એક રત્ન પરાવિદ્યા અને બીજું રત્ન ત્યાગ છે. એ રત્નોને પાશ્ચાત્ય દેશમાં લઈ જઇને, તેમના પ્રકાશથી તેઓ અખિલ ભૂમિને પ્રકાશિત કરે એવા વિશાળ બુદ્ધિના પુરુષો આપણી જન્મભૂમિમાં ક્યારે જન્મ ધારણ કરશે, એની જ હું માર્ગપ્રતીક્ષા કરતો બેઠો છું. લૌકિક સુખ અને

ઐહિક સંપદ્ તૃણવત્ છે, એમ સમસ્ત રાષ્ટ્રને ભાસવાનો કાળ કોઈ કોઈ વાર આવ્યા કરે છે. આપણે આજ પર્યન્ત જે આકાંક્ષાઓને વળગી રહ્યા હતા, તે આકાંક્ષાઓ આપણા દેખતાં જ નાશ પામતી જાય છે, જૂની સંસ્થાઓ અને જૂની પદ્ધતિઓનો લોપ થતો જાય છે, સર્વ આશાઓ નષ્ટ થતી જાય છે અને સર્વત્ર વિભક્તતા જ દૃષ્ટિગોચર થાય છે, આવો અનુભવ જો કોઈ રાષ્ટ્રને થવા માંડે એટલે પછી નૈસર્ગિકતાથી જ ઐહિક સુખો તેને તુચ્છ ભાસવા માંડે છે. સમસ્ત વિશ્વમાં જે સમાજરચના આજે દૃષ્ટિગોચર થાય છે તેના બે પ્રકાર છે. તેની રચના બે ભિન્ન ભિન્ન આદ્યતત્ત્વોને અનુસરીને થયેલી હોવાથી એ ભિન્ન પ્રકારો ઉત્પન્ન થયેલા છે. એકના મૂળમાં ધર્મ આદ્યતત્ત્વ હતું અને અન્યના મૂળમાં સમાજબંધન આદ્યતત્ત્વ હતું. સમાજનું જીવન ધર્મતત્ત્વો અનુસાર હોવું જોઇએ, એ હેતુથી પ્રથમ રચના અસ્તિત્વમાં આવી હતી. ઐહિક સુખોની રેલછેલ થવામાટે સમાજબંધનોની જેટલા પ્રમાણમાં આવશ્યકતા હોય તેટલી જ આવશ્યકતા રાખવી, એ હેતુથી પ્રેરિત બીજી રચના થઈ હતી. પ્રત્યેક મનુષ્યે દૃશ્યથી પર સ્થાનમાં જવું જોઇએ, એ પ્રથમ રચનાનો હેતુ હોઇને, દૃશ્યમાંથી શક્ય હોય તેટલા સુખને નચોવી લેવું, એ દ્વિતીય રચનાનો હેતુ છે. પ્રથમનો હેતુ ત્યાગ છે અને દ્વિતીયનો હેતુ ભોગ છે. પ્રથમ રચનાની દૃષ્ટિ આ ક્ષિતિજથી પરપ્રદેશમાં જઈ પડનારી છે અને સત્ય જીવનનો આરંભ ક્ષિતિજથી પેલી તરફ જ થાય છે એમ માનનારી છે. એ જીવિતને પ્રાપ્ત કરી લેવામાટે સર્વ ઐહિક વસ્તુઓનો સંપૂર્ણ ત્યાગ કરવો પડે, તો ત્યાગને સ્વીકારવામાટે પણ તે તૈયાર છે. દ્વિતીય રચનાની દૃશ્યને ત્યાગી દેવાની ઇચ્છા નથી, કિંતુ આ જગત્માંની વસ્તુઓને વળગી રહીને ત્યાં જ સુખોના જીવતા ઝરાને શોધી કાઢવાની તેની આકાંક્ષા છે. ભિન્ન ભિન્ન સમયમાં એ બે તત્ત્વોનો વારાફરતી જયજયકાર થયા કરે છે, એવું એક ચમત્કારિક દૃશ્ય વિશ્વના ઇતિહાસમાં જોવામાં આવે છે. એક વેળાએ પ્રથમ તત્ત્વના હસ્તમાં રાજદંડ હોય છે અને તે જ તત્ત્વના અનુરોધથી સમાજનું શાસન થયા કરે છે. એટલામાં વળી દ્વિતીય તત્ત્વ પ્રબળ થાય છે, તે પ્રથમ તત્ત્વના હસ્તમાંથી સર્વ સત્તા છીનવી લે છે અને પોતે જ પ્રમુખ થઇ બેસે છે. એવી રીતે અનુક્રમે એ બે તત્ત્વોનો કાર્યભાર ચાલતો હોય છે. કેટલીકવાર તો એક જ દેશમાં એ બે તત્ત્વોનો વારા ફરતી અધિકાર ચાલતો હોય, એવું દૃશ્ય પણ જોવામાં આવી જાય છે. એક સમયમાં તે દેશ પૂર્ણતાથી ચાર્વાકવાદના અધિકાર તળે આવેલો દેખાય છે; અને તે વેળાએ જુઓ તો સંપત્તિ, ભૌતિક વિદ્યા અને ઇતર ઐહિક સુખ-

સાધનોની સર્વત્ર બોલબાલા થતી હોય છે. એ પછી કાલાંતરે સમાજની એ વૃત્તિમાં પરિવર્ત્તન થાય છે અને તેને ઐહિક સુખો તુચ્છ ભાસવા માંડે છે. એ સુખો તુચ્છ ભાસતાં જ તેની પ્રાપ્તિનાં સાધનો પણ પોતાની મેળે જ ઓછાં થવા માંડે છે અને તે સમાજ અજ્ઞાનગ્રસ્ત તથા મૃતપ્રાય સમાન દેખાવા માંડે છે. ઐહિક સુખસંપત્તિની રેલછેલ થતાં માનવીહૃદયમાંના અસૂયા આદિ દુષ્ટ વિકારો અત્યંત પ્રબળ થાય છે. એવા સમયમાં સર્વત્ર ચડસાચડસી અને તદાનુષંગિક નિર્દયતાનું અખંડ સામ્રાજ્ય સર્વત્ર વિસ્તરેલું દેખાય છે. 'મિત્રો પ્રાણહારક થાય છે અને મૃત દેહને પણ ત્યાગી જાય છે,' એ સાધુવચનનો એ વેળાએ સર્વત્ર સાક્ષાત્કાર થયા કરે છે. સમાજ કેટલાક કાળ પર્યન્ત એવી સ્થિતિમાં રહે, એટલે વધતી ચડસાચડસીના યોગે તેનું સામાન્ય જીવિત પણ અસત્ય અને કંટાળાભરેલું થઈ પડે છે. એ વેળાએ માનવીજીવન સુખનું નહિ, કિંતુ કેવળ દુઃખનું જ જન્મસ્થાન છે, એવો અનુભવ થતાં સમાજમાં સર્વત્ર કેવળ ઉદાસીનતા જ પ્રસરી જાય છે. એવા સમયમાં જો ધર્મજ્ઞાનનો આધાર ન હોય તો એ ડૂબતા સમાજને તારનાર અન્ય કોઈ પણ દેખાતું નથી. એવા સમયમાં ધર્મજ્ઞાન આગળ વધી આવે છે અને ડૂબતા જગત્‌ને હસ્ત આપી તીરપર ખેંચી લાવે છે. એ વેળાએ નવીન કલ્પનાઓનો ઉદય થાય છે, સમાજરચનાની પ્રથમ પદ્ધતિ બદલાઇને નવીન રચનાનો આરંભ થાય છે અને એવી રીતે કેટલાક કાળ પર્યન્ત ધાર્મિક જીવનના અધિકારનો વિસ્તાર થઇ જાય છે. પરંતુ એ સ્થિતિ ચિરકાલિક હોતી નથી; કારણ કે, કાલાન્તરે એ સ્થિતિનો પણ અંત થઈ જાય છે. એવી રીતે ત્યાગ અને ભોગનો જગત્‌માં વારાફરતી અધિકાર ચાલ્યા કરે છે. જે વેળાએ ત્યાગનો વિજય થાય છે તે વેળાએ મનુષ્યોનો એક વિશિષ્ટ વર્ગ નિર્માણ થાય છે અને એ વર્ગ શક્ય તે રીતિથી લૌકિક વર્ચસ્વના સર્વ માર્ગોને પોતાના હાથમાં કરી લેવાનો યત્ન કરતો રહે છે. તેની એ કૃતિનું તાત્કાલિક પરિણામ એટલે ભોગોના સામ્રાજ્યનો પુનઃ આરંભ થવો, એ જ હોય છે. એ નવીન સામ્રાજ્યના આરંભના સમયમાં સર્વ સત્તા એક વિશિષ્ટ વર્ગના હસ્તમાં એકત્ર થવા માંડે છે. તે વેળાએ કેવળ ધર્મનો જ વિષય એ વર્ગના હાથમાં જાય છે, એમ નથી, કિન્તુ સર્વ ઐહિક વિષયોમાં પણ એ વર્ગના લોકો જ સર્વ સત્તાધીશ બની બેસે છે; અને ધાર્મિક તથા ઐહિક એ ઉભય પ્રકારનું વર્ચસ્વ તેઓ સમસ્ત શાખાપર ગર્જાવવા માંડે છે. એ મુઠ્ઠીભર વર્ગ સર્વસત્તાધારક થતાં અન્ય લોકોની ગર્દનપર ગોઠવાઇને તેમની પોતાની ઝૂંસરી સદાને માટે કાયમ થઈ જાય, એ માટે અનેક પ્રકારની ખટપટો

કર્યાં કરે છે. જ્યાં આમ થવા માંડયુ એટલે પછી ભોગોનું સામ્રાજ્ય વધારે અને વધારે બળવાન્ થતું જાય છે અને તે મુઠ્ઠીભર વર્ગનું વર્ચસ્વ પોતાની મેળે જ ન્યૂન થવા માંડે છે. તેમના ત્રાસથી જનસમાજની મુક્તિ થવામાટે ભોગોનું પ્રાબલ્ય થવું એ એક જ માર્ગ અવશિષ્ટ રહેલો હોય છે. આપણે આપણી જન્મભૂમિના ઇતિહાસનું જ અવલોકન કરીએ, તો તેમાં પણ મારા કથનની સત્યતા આપના જેવામાં આવી શકશે. ભોગી પાશ્ચાત્ય દેશે જો તમને જાગૃત કર્યાં ન હોત, તો યૂરોપમાં જઇને વેદાંતવિષયક વ્યાખ્યાનો આપનાર વ્યક્તિનું સ્વાગત કરવાનો જે દેખાવ તમે કરી રહ્યા છો, તે દેખાવ કોઇના જેવામાં આવ્યો જ ન હોત. પાશ્ચાત્યોના ચાર્વાકવાદે આપણા સમાજનું જે મોટામાં મોટું હિત કર્યું છે તે એ જ કે, તેણે સમસ્ત સમાજને જાગૃતિની પ્રાપ્તિ કરાવીને માનવી જીવિતના હેતુની પૂર્ત્તતાના સર્વ માર્ગોને મુક્ત કરી આપ્યા છે. વિશિષ્ટ જાતિઓના હાથમાં એકત્ર રહેલી સત્તાની વિભક્તતા કરીને તેણે તે સત્તા સર્વને સમાન ભાગે વ્હેંચી આપી છે. જ્ઞાનભંડારની કૂંચીઓ એક જ વિશિષ્ટ વર્ગના હસ્તમાં રહેવાથી તે ભંડારમાંનાં રત્નો સમસ્ત સમાજમાટે બહુધા નિરુપયોગી જ થઈ પડ્યાં હતાં; પરંતુ પાશ્ચાત્ય સત્તાના સમયમાં એ રત્નો બહાર આવ્યાં છે અને તેમનાપર ચઢી ગયેલો મળ ઘર્ષણના યોગે ચાલ્યો ગયો છે. જેમણે એ રત્નોને સંતાડી રાખ્યાં હતાં, તેમણે પોતે પણ એમનો ઉપયોગ કર્યો નહિ; એટલું જ નહિ, પણ એમનો ઉપયોગ કેવી રીતે કરવો, એ વિદ્યાને પણ તેઓ સર્વથા વિસરી ગયા. અર્ધ ભંડારનો એ પ્રમાણેનો માર્ગ થતાં બાકી જે અર્ધ ભંડાર રહ્યો તેનો ઉપયોગ તેમણે પોતે પણ કર્યો નહિ અને બીજાને પણ તેનો ઉપયોગ કરવા દીધો નહિ. ઘાસની ગંજીપર બેઠેલો શ્વાન જેવી રીતે પોતે ઘાસ ખાતો નથી અને બળદને પણ તે ખાવા દેતો નથી, તેવું જ વર્ત્તન તેમણે કરી બતાવ્યું છે. પાશ્ચાત્ય ચાર્વાકવાદે કરેલા ઉપકારનો આ વિચાર કરાયો. પણ હવે એના અન્ય પક્ષનો પણ આપણે કેટલોક વિચાર કરવો જ જોઇએ. રાજ્યરચનાના જે વિશિષ્ટ પ્રકારોમાટે આજે આપણે મંથન કરી રહ્યા છીએ, તે સર્વ પ્રકારો આજે દીર્ઘ કાળથી યૂરોપમાં પ્રચલિત છે; અને બહુજનસમાજના હિતને સાધવાનું સામર્થ્ય તેમનામાં નથી, એ વાર્ત્તા પણ ત્યાં નિઃસંશય સિદ્ધ થઈ ચૂકી છે. રાજ્યરચનાના એ પ્રકારોમાં અનેક પ્રકારની ન્યૂનતાઓ રહેલી છે, એ વાર્ત્તાને યૂરોપીય પંડિતો પણ માન્ય કરી ચૂક્યા છે. એક પછી એક અનેક રાજકીય સંસ્થાઓ અને પદ્ધતિઓ ત્યાં પ્રચારમાં આવી અને

સર્વથા નિરુપયોગી સિદ્ધ થઈ ગઈ એટલે હવે કઈ પદ્ધતિનો સ્વીકાર કરવો, એ ભયંકર પ્રશ્ન યૂરોપ સમક્ષ આવીને ઊભો રહ્યો છે. આ સમાજનૌકાને હવે કઈ દિશામાં વાળવી, એની તેમને કશી પણ સૂઝ પડતી નથી. એક અત્યંત અત્યાચારી રાજા પ્રમાણે પાશ્ચાત્યોનો ચાર્વાકવાદ તેમને ચિંતાની ઘાણીમાં નાખીને પીલ્યા કરે છે. જેઓ પોતે પોતાના હાથથી કશું પ્રણ કામ કરતા નથી, એવા મુઠ્ઠીભર લોકોના હાથમાં સર્વ સંપત્તિ અને સત્તા ત્યાં એકઠી થઈ ગઈ છે. એવા મનુષ્યો પોતે કાંઈ પણ કામ ન કરતાં લક્ષાવધિ મનુષ્યોના શ્રમથી ઉત્પન્ન થયેલી સંપત્તિનો માત્ર યથેચ્છ ઉપભોગ લીધા કરે છે. લક્ષાવધિ મનુષ્યો તેમના હાથમાંનાં રમકડાં જ થઈ પડ્યાં છે. એ મુઠ્ઠીભર લોકોના હાથમાં અત્યારે એટલી બધી સત્તા એકઠી થયેલી છે કે, જો તેમની ઇચ્છા હોય તો તેઓ સમસ્ત પૃથ્વીમાં રક્તની નદીઓને વહેવડાવી શકે તેમ છે. ધર્મ અને અન્ય સર્વ વિષયોની છાતીપર પગ મૂકીને તેઓ પોતાના ભોગના રાજ્યને નિર્ભયતાથી ચલાવી રહ્યા છે. એકંદર પશ્ચિમ દિશાની ભવિતવ્યતા અત્યારે મુટ્ઠીભર મારવાડીઓના હાથમાં જ આવી સમાઈ છે. આપણા આર્યાવર્ત્તમાં સર્વ સત્તા ભિક્ષુકોના હાથમાં ગયેલી છે. એ બન્ને સત્તાઓએ એક બીજાપર દાબ રાખવો જોઇએ. એમાંની કોઈ પણ એક સત્તા જો અત્યંત પ્રબળ થઈ જાય, તો વિશ્વનું કાંઈ પણ કલ્યાણ થઈ શકે તેમ નથી. વાસ્તવિકતાથી જોતાં પરમેશ્વરે પોતાની સૃષ્ટિમાં 'ભેદ' જેવા કોઈ શબ્દને ઉત્પન્ન કર્યો જ નથી. તૃણથી તે બ્રહ્મ પર્યન્ત સર્વત્ર તેની દૃષ્ટિ સમાન જ છે. અમુક એક જ વસ્તુ સર્વથૈવ ઉત્તમ અને અમુક અન્ય વસ્તુ સર્વથા અધમ, એવો પ્રકાર કદાપિ જોવામાં આવી શકે તેમ નથી. પરમેશ્વરે સર્વત્ર ગુણદોષની વ્હેંચણી એકસરખી જ કરેલી છે. કોઈ એક દૈત્યમાં સુદ્ધાં પણ અમુક એક સદ્ગુણ એટલી બધી ઉચ્ચતાને પામેલો હોય છે કે, એ વિષયમાં કોઈ મહાપુરુષને પણ તેની આગળ માથું નમાવવાનો પ્રસંગ આવી જાય છે. કોઈ ક્ષુદ્ર કીટકમાં પણ એકાદ એવો ગુણ રહેલો હોય છે કે, તે ગુણ કોઈ મહાપુરુષમાં પણ મળી શકતો નથી. કોઈ ગરીબ મજૂરને જોતાં તેની સ્થિતિ તમને કદાપિ સ્પૃહણીય ભાસે તેમ નથી. આખો દિવસ મજૂરી કરવી અને ગમે તેમ કરીને પેટ ભરવું, એ જ તેનો નિત્યનો આયુષ્યક્રમ હોય છે. તેનામાં તમારા જેવી બુદ્ધિમત્તા હોતી નથી; તે તમારા વેદાન્તને સમજી શકતો નથી; પરંતુ તેને જે શારીરિક સુખની પ્રાપ્તિ થયેલી હોય છે, તે શારીરિક સુખનું તમને સ્વપ્ન માત્ર પણ હોતું નથી. તમારા શરીરમાં કિંચિદ્ વિકૃતિ થતાંની સાથે જ તમે આકાશપાતાળને એક કરી નાખો છો; પરંતુ એવા વ્યાધિઓને તે

મજૂર હસતો બોલતો વીતાડી દે છે. તેના શરીરમાં જો કાંઈ જખમ થઈ જાય, તો કોઈ છાલાપાલાથી તે તેને રૂઝાવી દે છે અને તમારે એ જ કાર્યમાટે જેટલા હોય તેટલા શસ્ત્રવૈદ્યોને બોલાવીને પોતાના ઘરમાં એકઠા કરવા પડે છે. તેનો જીવ તેની જડ ઇન્દ્રિયોમાં જ આવીને બેઠેલો હોય છે અને તેમાં જ તેનું સર્વ સૌખ્ય સમાયલું હોય છે. તેનામાં કદાપિ બૌદ્ધિક આવશ્યકતા ઉદ્‌ભવેલી ન હોવાથી તેની સામ્યાવસ્થાનો પણ કદાપિ ભંગ થતો નથી. કાયિક, બૌદ્ધિક અથવા આધ્યાત્મિક એમાંની કોઈ પણ સ્થિતિમાં તમે હો, તોપણ તમો સર્વને ગુણાવગુણનું મિશ્રણ પરમેશ્વરે સમાન પ્રમાણમાં જ વ્હેંચી આપેલું હોય છે, એમ જ વિચારાંતે તમારા જાણવામાં આવી શકશે. એટલામાટે કેવળ મારાં અસ્તિત્વથી જ જગત્ ચાલી રહ્યું છે અને મારા યોગે જ તેનું કલ્યાણ થવાનું છે, એવા અભિમાનને હૃદયમાં સ્થાન આપવાનું કોઇને કશું પણ કારણ છે જ નહિ. જો જગત્‌ને શીખવવા યોગ્ય કાંઈ પણ સદ્‌ગુણો તમારી પાસે હોય, તો તમને શીખવવા યોગ્ય સદ્‌ગુણો જગત્‌ની પાસે પણ છે, એ તમારે નિત્ય લક્ષમાં રાખવાનું છે. તમારી પાસે જે કાંઈ પણ આપવા યોગ્ય હોય અને તેની જો જગત્‌ને આવશ્યકતા હોય, તો તમારી તે વસ્તુ જગત્‌ને તમે અવશ્ય આપો. પાશ્ચાત્યોને અત્યારે આધ્યાત્મિક જ્ઞાનની અત્યંત આવશ્યકતા છે. એ જ્ઞાન જો અત્યારે જ તેમને પ્રાપ્ત નહિ થાય, તો અર્ધ શતકના અવધિમાં જ તેમની સંસ્કૃતિઓનો સમસ્ત સમુદાય ધૂળમાં જ મળી જશે. કેવળ તોપો અને બંદૂકોના બળપર જ આધાર રાખનારી રચના કદાપિ ચિરસ્થાયિની થઈ શકે તેમ નથી. તોપો અને બંદૂકોના આધારે રાજ્યશકટને ચલાવવાની કલ્પના પ્રથમ જે કેન્દ્રમાંથી ઉદ્‌ભવે છે, તે જ કેન્દ્ર પ્રથમ દુર્બળ થવા માંડે છે; અને તેના યોગે તેના આધારે ઉભી રહેલી ઇમારત પણ ડગમગવા મંડી જાય છે. કેવળ લૌકિક સુખોને ભોગવાના ઉદ્દેશથી જ પાશ્ચાત્યોની સમાજરચના અને રાજ્યરચના અસ્તિત્વમાં આવી છે; પણ હવે એ ભોગનાં સાધનો જ સમાજના તાળવે ચોંટ્યાં છે અને સમાજમાં દ્વૈતભાવના બીજનું આરોપણ કરી રહ્યાં છે. એ સ્થિતિને ધ્યાનમાં લઇને યૂરોપીય સમાજ અત્યારની દિશાને ત્યાગીને જો અધ્યાત્મવિદ્યાની દિશામાં નહિ વળે, તો પાંચ પચાસ વર્ષના કાલાવધિમાં જ તે ધૂળમાં મળી ગયા વિના રહેનાર નથી. યૂરોપખંડ નિર્ઘૃણ કાળના જડબામાં ન સપડાય તો સારું, એવી જો યૂરોપીયનોની ઇચ્છા હોય, તો ઉપનિષત્પ્રણીત ધર્મ વિના તેમનો અન્ય કોઈ પણ ત્રાતા છે જ નહિ. આપણા દેશમાં અનેક પંથ અને મતો પ્રચલિત છે, તેમ જ ધર્મગ્રંથો પણ અનેક છે, એ ખરું છે; પરંતુ આત્માના સ્વરૂ-

પવિશે એ સર્વ પંથો, મતો અને ગ્રંથોની સર્વથા એકવાક્યતા જ છે. કેવળ એ એક જ મત જગત્‌માં ક્રાંતિ કરી નાખવામાટે સમર્થ છે. જૈન, બૌદ્ધ અથવા હિંદુ એમાંના કોઈ પણ ધર્મને લેવામાં આવે, તો પણ આત્મા સર્વ શક્તિમાન્ અને સર્વજ્ઞ છે, એ જ મતનું પ્રતિપાદન તે સર્વમાં એક સમાન મળી આવવાનું. સામર્થ્ય કિંવા પવિત્રતા એ બાહ્ય ભાગમાંથી મેળવવાની વસ્તુઓ છે, એમ આપણા આ દેશમાંના એક પણ પંથે પ્રતિપાદન કર્યું નથી. એ વસ્તુઓ આત્મામાં સ્વયંસિદ્ધ જ છે, એ મત સર્વ પંથોને એકસરખી રીતે માન્ય છે. પવિત્રતા એ પ્રત્યેક માનવી પ્રાણીનો જન્મસિદ્ધ અધિકાર છે. આત્મા સ્વભાવતઃ જ પવિત્ર છે. તેનાપર અજ્ઞાનનું આવરણ હોવાથી તે અપવિત્ર સમાન ભાસે છે. એ આવરણતળે તેનું સત્ય સ્વરૂપ ઢંકાઈ ગયેલું હોવાથી માનવી પ્રાણી અપૂર્ણવત્ દેખાય છે; પરંતુ એ આવરણમાંનો સત્ય પ્રાણી સ્વભાવતઃ જ સર્વશક્તિમાન્ અને પરિપૂર્ણ છે. પોતાની પરિચર્યાને ચલાવવામાટે વસ્તુતઃ તમને કોઇની પણ સહાયતાની અપેક્ષા નથી. આપણને સહાયતાની આવશ્યકતા છે, એમ ભાસવું તે કેવળ ભ્રમ જ છે. એ ભ્રમનો નિરાસ થવો, એટલું જ કાર્ય માત્ર અવશિષ્ટ રહેલું છે. આપણાં શાસ્ત્રોએ એ ભ્રમને જ 'અવિદ્યા' નામ આપેલું છે. પરમેશ્વર અને મનુષ્ય અથવા સાધુ અને સામાન્ય મનુષ્યમાંના ભેદને કેવળ એક જ શબ્દથી વ્યક્ત કરી શકાય તેમ છે, અને તે શબ્દ 'અવિદ્યા' છે. એક મહાન્ સત્પુરુષ અને આપણાં ચરણો તળે સંચરતો એક ક્ષુદ્ર કીટક, એ ઉભયમાં વાસ્તવિક શો ભેદ રહેલો છે વારુ? 'અવિદ્યા' એજ એમનામાંનો પ્રધાન ભેદ છે. એ અવિદ્યાના યોગે જ આ સર્વ ભેદો ઉત્પન્ન થએલા છે. તે ક્ષુદ્ર કીટકમાં પણ અનંત સામાર્થ્ય, અનંત જ્ઞાન અને પવિત્રતા આદિ સમાવિષ્ટ થયેલાં છે. પરમેશ્વરને લગાડાતા સર્વ ગુણો એ કીટકમાં પણ છે; પણ તેનામાં તે ગુણો ગુપ્તરૂપે વસતા હોવાથી તેમનો પ્રત્યક્ષ પરિચય થઈ શકતો નથી, એટલો જ માત્ર ભેદ છે. એ ગુણોના પ્રકટ થવાની વેળા પણ કોઇવાર અવશ્ય આવવાની જ છે. એ એક જ સત્ય પ્રમેયનો પ્રસાર આર્યાવર્ત્તે સમસ્ત વિશ્વમાં કરવાનો છે; કારણ કે, વિશ્વમાં અન્યત્ર ક્યાંય પણ આ ધ્વનિનો ઉદ્દ્ભવ થયેલો નથી. અધ્યાત્મવિદ્યાનું પર્યવસાન એ જ છે; અને આત્માનું સશાસ્ત્ર સ્વરૂપ પણ એ જ છે. સામર્થ્ય તે આત્માનું એક વિશિષ્ટ વ્યક્તરૂપ છે. જે કર્મથી એ સામર્થ્યપર આઘાત થાય છે, તે પ્રત્યેક કર્મ પાપરૂપ છે. એ સામર્થ્યને પ્રકટ કરનાર કર્મ પુણ્યરૂપ છે. સર્વ ઉપનિષદોએ ભિન્ન ભિન્ન પ્રકારે અટ્ટાહાસથી એ એક જ તત્ત્વનો અનુવાદ કરેલો છે. **"नायमात्मा बलहीनेन लभ्यः"**

ઇત્યાદિ વચનોવડે શ્રુતિ ઉચ્ચ કંઠરવથી એ જ કહી રહી છે કે, 'બળવાન્ થાઓ!' બળવાન્ થવું એ જ સત્ય ધર્મ છે. સમસ્ત ધર્મનો સાર કેવળ 'બળ' એ એક જ શબ્દમાં સમાયલો છે. કેવળ દુર્બળતા જ સમસ્ત આયુષ્યની ધૂળધાણી કરી નાખે છે. ઐહિક કિંવા પારલૌકિક સુખની હોળી કરી નાખવી હોય, તો તેમાટે માત્ર દુર્બળતા જેવું બીજું એક પણ સાધન નથી. દૌર્બલ્ય અનેક પ્રકારનાં પાતકો અને દુઃખનો પિતા જ છે. અવનતિના સરળ માર્ગને દર્શાવનાર માર્ગદર્શક એ દુર્બળતા જ છે. દુઃખો, પાતકો અને મૃત્યુ આદિનું જન્મસ્થાન એ દૌર્બલ્ય જ છે. પણ એ દુર્બળતાનો ઉદ્ભવ ક્યાંથી થયો વારુ? દુર્બળતાનો વિસ્મૃતિમાંથી જ ઉદ્ભવ થયો છે. આપણને આપણાં સત્ય સ્વરૂપની વિસ્મૃતિ થઈ જવાથી આપણે દુર્બળ થયા છીએ; એ ભ્રમ આપણને પછાડી પાડે છે અને આપણા સમસ્ત જન્મની ધૂળ-ધાણી કરી નાખે છે. આપણે સમ્રાટોના પણ સમ્રાટ્ના યુવરાજ છીએ; આપણે પ્રત્યક્ષ પરમેશ્વરનાં દૃશ્યરૂપ છીએ. 'હું એકક્ષુદ્ર મનુષ્ય છું,' એવી અસત્ય ભાવ-નાને હૃદયમાં સ્થાન આપીને તમે પોતાને વિનાકારણ ક્ષુદ્ર માનો છો. આપણે સર્વ આપણા મૂળરૂપથી ભ્રષ્ટ થયેલા હોવાથી આ મહાન્ અને તે લઘુ, એમ આપણે બોલીએ છીએ. આર્યભૂમિ પાસે અન્યને શીખવવા યોગ્ય જે કાંઈપણ છે તે એ જ છે. આ પાઠ જ્યાં એકવાર પક્કો ધ્યાનમાં આવી ગયો, એટલે સૃષ્ટિનું સ્વરૂપ તરત બદલાઈ જાય છે; કારણ કે પૂર્વે જે દૃષ્ટિથી તમે સૃષ્ટિનું અવલોકન કરતા હતા, તે તમારી દૃષ્ટિ જ હવે બદલાઇ ગયેલી હોય છે. જ્યાં સુધી આ મોટો અને આ ન્હાનો, એવો ભેદ અવશિષ્ટ હોય છે, ત્યાં સુધી અહમહમિકા પણ અવશિષ્ટ રહ્યા કરે છે; ત્યાં સુધી સર્વત્ર એની જ ચડસાચડસી અને એનાં જ અપત્યરૂપ ટંટાબખેડા આદિનું સામ્રાજ્ય અવશિષ્ટ હોવાનું જ; પરંતુ સર્વત્ર એકરૂપતા થઈ ગયા પછી ન્યૂનાધિકતા અને કલેશ વિગ્રહ આદિના મૂળનું જ ઉન્મૂલન થઈ જાય છે. ભેદદૃષ્ટિના યોગે જગત્ એક રણભૂમિ સમાન થઈ પડ્યું છે. એ સ્થાનમાં અભેદદૃષ્ટિ આવતાં એ જ ભૂમિ આનંદથી વિહરવા અને રમમાણ થવાનું એક રમ્યક્ષેત્ર થઈ પડે છે. જો અભેદદૃષ્ટિનો ઉદ્ભવ થાય, તો પરમેશ્વર અને આપણે એક બીજાના સાથે મળીને રમનારા ગોઠિયા થઈ જઇએ છીએ. અત્યારે પણ આપણે વસ્તુતઃ પરમેશ્વરના ગોઠિયા હોવા છતાં આ આંખમીચામણીની બાજી આપણે વિનોદથી જ માંડી છે; પરંતુ દૌર્બલ્યના યોગે આપણા હૃદયમાં ભીતિએ પ્રવેશ કરેલો હોવાથી તે ભીતિના યોગે આપણને તે બાજી ભયંકર, દુઃખદાયક અને સંકટસ્વરૂપિણી ભાસ્યા કરે છે. એનું સત્ય સ્વરૂપ શું છે, એ અત્યારે

આપણે ભૂલી ગયા છીએ. જીવાત્માના સત્ય સ્વરૂપનો જો બોધ થઈ જાય, તો તેથી અત્યંત દુર્બળ મનુષ્યના ચિત્તમાં પણ આશાનો અંકુર ઉદ્ભવે છે. કોઈ મનુષ્ય ગમે તેવો અજ્ઞાનગ્રસ્ત અથવા પાપી હોય, તોય તેના મનમાં પણ ભવિતવ્યતા વિશે શુભ આશાઓ ઉત્પન્ન થયા વિના રહે તેમ નથી. મનુષ્યે કદાપિ નિરાશ થવું નહિ, એવું આપણા શાસ્ત્રોનું કથન છે. કારણ કે, આત્માપર ગમે તેટલાં આવરણો આવી પડ્યાં હોય, તો પણ તેમના યોગે તેના સત્ય સ્વરૂપનો કદાપિ નાશ થતો નથી; તેના જન્મજાત સ્વભાવમાં કોઈ પણ કારણથી પરિવર્તન થતું નથી. પ્રકૃતિ પ્રકૃતિનો નાશ કરી શકતી નથી. પવિત્રતા આત્માની પ્રકૃતિ છે અને પવિત્રતા જ આત્માનો સ્વભાવ છે. તેનો એ સ્વભાવ કદાચિત્ લક્ષાવધિ વર્ષ પર્યન્ત ગુપ્ત રહે, તો પણ તે નષ્ટ થતો નથી અને કોઈ કાળે પણ તેનો વિજય થાય છે જ; અને તેમ થતાં તે પોતાના સંપૂર્ણ સ્વરૂપથી પ્રકટ થઈ શકે છે. અદ્વૈતસિદ્ધાંત નિરાશાને ઉત્પન્ન કરતો નથી, કિંતુ નિરાશ થયેલાને માત્ર ઉત્તેજિત જ કરે છે. તેના યોગે જ કરમાયલા અંતઃકરણવૃક્ષને નવીન અંકુરો આવવા માંડે છે. "આપણે મહાપાપી છીએ અને આપણે જો પરમેશ્વરની ભક્તિ નહિ કરીએ, તો પરમેશ્વર આપણને દંડ આપશે." એવા પ્રકારની ભીતિજનક ભાષાને અદ્વૈતસિદ્ધાંત ઉચ્ચારતો નથી. "તમે જો સન્માર્ગને ત્યાગશો, તો શયતાન તમારી ગર્દનપર આવીને ચઢી બેસશે." એમ તે કદાપિ કહે તેમ નથી. શયતાન અને તેની સત્તા જેવી વાર્તાઓ સાથે તેનો કશો પણ સંબંધ નથી. **"आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः"** અર્થાત્ "આત્માનો મિત્ર પણ આત્મા જ છે અને આત્માનો શત્રુ પણ આત્મા જ છે !" એમ જ તે કહે છે. પોતાના કર્મના યોગે જ આ દેહ તમને પ્રાપ્ત થયેલો છે; એટલે કે એ દેહનો ભાર તમારાપર બીજા કોઇએ નાખ્યો નથી. અજ્ઞાનના યોગે તમારું સર્વવ્યાપિત્વ ઢંકાઈ ગયું છે, એ દોષ પણ તમારો પોતાનો જ છે. તમારી ઈચ્છા ન હોવા છતાં તમારાપર બળાત્કાર કરીને તમને કોઇએ આ વિશ્વમાં જન્મ આપ્યો નથી, અને આ ભયંકર જગતમાં તમને કોઈએ બળાત્કારે ધકેલી દીધા નથી. આ દેહના જનક તમે પોતે જ છો, તમે જ એનું પોષણ કરો છો અને તમારી એ ક્રિયા પ્રતિક્ષણ ચાલ્યા જ કરે છે. તમે જ અન્નનું ભક્ષણ કરો છો અને તેમ કરીને દેહનું સંવર્ધન કરો છો. તમારા માટે અન્ય કોઈ અન્નનો આહાર કરે છે, એમ તો છે જ નહિ. અન્નનું રૂપાન્તર કરીને તેનું રકત બનાવવું અને તેમાંથી સ્નાયુ નિર્માણ કરવા, એ સર્વ ક્રિયા કોણ કરે છે વારુ? એ કાર્યમાટે તમારાપર કોઇએ અત્યાચાર કર્યો છે ખરો કે? અનંતકાળથી તમે એ જ કર્મ કરતા આવ્યા

છે. શૃંખલામાંની એક કડીનું સ્વરૂપ બરાબર જાણવામાં આવી જાય એટલે સમસ્ત શૃંખલાનું સ્વરૂપ જાણવામાં આવી જાય છે. એક ક્ષણ માત્ર પણ તમે શરીરનું સંવર્ધન કરો છો એમ જ્યાં સિદ્ધ થયું એટલે એ કાર્ય અનંતકાલ પર્યન્ત તમે જ કરેલું હોવું જોઇએ, એ પણ પોતાની મેળે જ સિદ્ધ થઈ જાય છે; એટલું જ નહિ, પણ ભાવિ દેહની ઘટના પણ તમારા હાથમાં જ રહેલી છે, એની પણ સિદ્ધિ થઈ જાય છે. શુભ કિંવા અશુભ સર્વના ઉત્તરદાતા તમે પોતે જ છો. આપણા આયુષ્યક્રમમાં ભાવિ આશાનો અંકુર એ જ છે. જો એ બંધનજાળની ગુંથણી મારા હાથે જ થઇ હશે, તો તેની ગાંઠોને છોડી નાખીને તેમાંથી મુક્ત થવાનો માર્ગ પણ મને મળવાનો જં. પરમાત્મા સદૈવ કૃપારૂપ છે. આપણને આપણા કાર્યમાં સહાયતા આપવામાટે તે સદા સર્વદા તત્પર છે; પરંતુ શુભ અને અશુભ અથવા પાપ અને પુણ્ય ઈત્યાદિ દ્વંદ્વોમાં માત્ર તેનો નિવાસ નથી, કિંતુ એ દ્વંદ્વોથી તે સર્વદા બાહ્ય અને ભિન્ન જ છે. તે સદા મુક્ત અને સદા કૃપાળુ છે. આપણે એ દ્વંદ્વોના પ્રવાહમાં સપડાઇને તણાઇએ છીએ અને તે તીરપ્રાન્તમાં ઉભો રહીને આપણને સહાયતાનો હસ્ત આપવાને તૈયાર છે. જે કોઈ પણ શુદ્ધ અંતઃકરણથી તેની સહાયતા માગે છે, તેને તેની સહાયતા અવશ્ય પ્રાપ્ત થાય છે.

પ્રચલિત યૂરોપીયન સમાજરચનાને બદલીને તેના સ્થાનમાં આપણી ધર્મવૃત્તિના પાયાપર ત્યાંના સમાજની રચના કરવી જોઇએ. દ્વૈતમતના મૂળમાં જે ઇશ્વરવિષયક ભાવનાઓ રહેલી છે, તેમનો અત્યારના જડવાદના સમયમાં ઉપયોગ થતો નથી અને તેથી જો અદ્વૈતસિદ્ધાંતનો આશ્રય લેવામાં આવે, તો જ કાંઇક લાભ થવાનો સંભવ છે અને તે જ અત્યારના કાળમાં પાશ્ચાત્યોને વિશેષ ઉપયુક્ત થવાનો સંભવ છે, એવો મારો અભિપ્રાય છે. મારી પાસે અત્યારે જો વિશેષ અવકાશ હોત, તો મારા આ મતની સિદ્ધિ કેવી રીતે થાય છે, એ મેં બતાવી દીધું હોત. આપણો અદ્વૈતસિદ્ધાંત જો કોઈ એક મનુષ્યને ગળે ન જ ઉતરે અને તેને જો ઉપાસના-માટે દ્વૈતવાન્ પરમેશ્વરની કિંવા વિશિષ્ટ પ્રકારના દેવાલય કિંવા મૂર્ત્તિ આદિની આવ-શ્યકતા ભાસતી હોય, તો પણ આપણો સિદ્ધાંત એ માર્ગમાં બાધા કરે છે, એમ તો છે જ નહિ. આપણા અદ્વૈતમતમાં પણ તેમના ઉપાસના માર્ગને પોષક થઈ પડે એવી અનેક વાર્ત્તાઓ મળી આવે છે. જો કોઇની કેવળ બુદ્ધિપર જ આરૂઢ થવાની ઇચ્છા હોય, તો તેને તે માર્ગે લઈ જઇને **'सर्वं खल्विदं ब्रह्म'** એ અંતિમ સિદ્ધાંતનો આપણો અદ્વૈતસિદ્ધાંત તેને સંપૂર્ણ પરિચય કિંવા સાક્ષાત્કાર કરાવી દે છે.

---

# શિવગંગા અને મનમદુરામાં સ્વામીજીને અપાયલું માનપત્ર અને સ્વામીજીનું ઉત્તર

(શિવગંગા અને મનમદુરાના નાગરિકો તથા જમીનદારો તરફથી મનમદુરા નામક સ્થાનમાં સ્વામીજીને નિમ્ન માનપત્ર આપવામાં આવ્યું હતું.)

શ્રી સ્વામી વિવેકાનન્દ

અત્યંત પૂજ્ય સ્વામિન્!

અમો શિવગંગા અને મનમદુરાના જમીનદારો અને નાગરિકો અંતઃકરણપૂર્વક આપશ્રીનું સ્વાગત કરીએ છીએ. આપની પ્રતિમા પ્રથમથી જ અમારાં અંતકરણોમાં વસેલી છે; પરંતુ આપ અહીં પધારીને પોતાનાં દર્શનનો લાભ આપી અમારાં નેત્રોને પવિત્ર કરશો, એવી સ્વપ્નમાં પણ અમને આશા નહોતી. 'મારાથી આપના ગ્રામમાં આવી શકાય તેમ નથી' એવો સંદેશ જ્યારે આપના તરફથી અમને મળ્યો, તે વેળાયે અમારાં અંતઃકરણો સર્વથા ઉદાસીન થઈ ગયાં હતાં; પરંતુ અત્યારે આપે કરેલા અનુગ્રહથી તે ઉદાસીનતાનો લોપ થઈ ગયો છે. આપનાં ચરણોનો અમારી નિવાસભૂમિને સ્પર્શ થશે જ, એવા નિશ્ચયકારક સમાચાર જ્યારે અમને મળ્યા, તે વેળાયે જાણે અમારી સર્વ આશાઓ સફળ થઈ હોયની! એવો જ અમને ભાસ થવા લાગ્યો. જાણે કલ્પવૃક્ષનું જ અમારા દ્વારમાં આગમન થયેલું અમને દેખાયું. અમારી પ્રાર્થનાને આપે માન આપ્યું, એથી અમારાં અંતઃકરણમાં અત્યંત શાંતિનો સંચાર થયો છે.

જલપ્રવાસનાં અનેક દુઃખોને વેઠીને અને કેવળ પરમાર્થમાટે અનેક કષ્ટોને સહીને આપે પૌરસ્ત્ય ભૂમિમાંના જ્ઞાનવૃક્ષના બીજનું પાશ્ચાત્ય ભૂમિમાં આરોપણ કર્યું છે અને એ કાર્ય આપે એટલી બધી ઉત્તમતાથી કર્યું છે કે ત્યાં કલ્પના પણ ન કરી શકાય તેટલા પ્રમાણમાં એ કાર્યનો વિજય થઈ ચૂકયો છે. પોતાની એ કૃતિથી આપે અજરામર કીર્ત્તિનું સંપાદન કર્યું છે. હિંદુ લોકોનાં સ્વાભાવિક ધાર્મિક અંતઃકરણોમાં અત્યારે પાશ્ચાત્ય જડવાદનો અધિકાર થતો જાય છે; અને આપણા સાધુસંતો તથા ઋષિમુનિઓનાં વચનો મૃતપ્રાય થતાં જાય છે, એવા સમયમાં આપ અવતીર્ણ થયા છો અને આપે આપણા સનાતન ધર્મનું પુનરુજ્જીવન કર્યું છે, આર્ય તત્ત્વજ્ઞાનમાં જે હીનતત્ત્વોનું મિશ્રણ થયું હશે, તે આપના બુદ્ધિસંસ્કારના યોગે બળી જશે, શુદ્ધ કાંચન જ અવશિષ્ટ રહેશે અને કાળે કરીને તેનો સમસ્ત વિશ્વમાં પ્રસાર થઈ જશે, એવી અમને દૃઢ આશા છે. અમેરિકામાં સર્વ ધર્મોની મહા-

પરિષદ્‌માં અનેક પંથો, મતો અને ધર્મોના પ્રતિનિધિઓ પધાર્યા હતા છતાં આપ આર્યધર્મની વિજયપતાકાને સ્થાપવાના કાર્યમાં સમર્થ થયા, એથી સત્વર જ સમસ્ત વિશ્વમાં આપણો વિજય થશે, એવી આશાનો અમારાં અંતઃકરણોમાં ઉદય થયો છે. અંગ્રેજસરકારના રાજ્યમાં જેવી રીતે કદાપિ સૂર્યનારાયણનો અસ્ત થતો જ નથી, તે જ પ્રમાણે આપના જીતેલા રાજ્યમાં પણ સૂર્યનો કદાપિ અસ્ત થશે નહિ, એટલો બધો તે રાજ્યનો વિસ્તાર વધી જશે; એવી આશાને ધારણ કરવાનું સંપૂર્ણ સ્થાન છે. આ દૃષ્ટિથી જોતાં એક ચક્રવર્તી રાજાની અને આપની સમાનતા જ છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી; એમાં ભેદ કેવળ એટલો જ કે, ચક્રવર્તીનો અધિકાર દેહમાં જ હોય છે અને આપનો અધિકાર અંતઃકરણ અથવા મનમાં જ રહેવાનો. ઇતિહાસના કાળમાં જેવી રીતે વર્તમાન બ્રિટિશ્ રાજ્યના વિસ્તારની વાર્તા અભૂતપૂર્વ છે, તે જ પ્રમાણે ધર્મના ઇતિહાસમાં આપનો વિજય અભૂતપૂર્વ ગણાવાની મહતી યોગ્યતાને પ્રાપ્ત થાય, એવી અમારી અત્યંત ઇચ્છા છે. અમારી એ ઇચ્છાને પૂર્ણ અને સફળ કરવામાટે પરમાત્મા આપને દીર્ઘ આયુ અને આરોગ્ય આપે અને જે નિર્હેતુક કાર્યનો પાયો આપે નાખ્યો છે, તે કાર્ય આપના વરદ હસ્તે જ પૂર્ણતાને પામે, એવી અમે તે જગન્નિયંતા જગદીશ્વરનાં ચરણોમાં અનન્ય ભાવથી પ્રાર્થના કરીએ છીએ.

પરમ પૂજ્ય સ્વામિન્ ! અમે છીએ આપના અત્યંત કર્તવ્યબદ્ધ અને અનન્યભક્તિમંડિત દાસાનુદાસો.

સ્વામીજીએ એનું નીચે પ્રમાણે ઉત્તર આપ્યું હતું;—

## સ્વામીજીનું ઉત્તર

આપે અંતઃકરણપૂર્વક અને પ્રેમથી મારું જે સ્વાગત કર્યું છે, તેથી મારા શિરપર મને જે ઉપકારનો ભાર ચઢેલો જણાય છે, તે કેવળ શબ્દોના ઉચ્ચારથી ઉતરી શકે તેમ નથી. મારી અત્યંત ઇચ્છા હોવા છતાં પણ દીર્ઘ વ્યાખ્યાન કિંવા ભાષણ કરી શકાય, એટલી પ્રકૃતિની સ્વસ્થતા અત્યારે મારામાં નથી અને તેથી મને અતિશય ખેદ થાય છે. અત્યારે જ એક વિદ્વાન્ વક્તાએ મને અત્યંત સુંદર સંસ્કૃત વિશેષણથી અલંકૃત કર્યો છે; પણ મારું શરીર પણ જડ મૃત્તિકાનું જ બનેલું હોવાથી સૃષ્ટિના ક્રમનો તેનાપર પણ અધિકાર ચાલતો રહે છે. અર્થાત્ જો શ્રમના અતિરેકના યોગે મારા શરીરની સ્વસ્થતાનો પણ ભંગ થઈ જાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. પાશ્ચાત્ય ભૂમિમાં મારા હાથે આપની જે કાંઈ પણ સેવા થઈ

છે, તેમાટે મારી માતૃભૂમિમાં સ્થળે સ્થળે અત્યંત આનંદ અને પ્રોત્સાહનના ઉદ્ગારો મારા સાંભળવામાં આવ્યા છે અને તેથી મને પોતામાટે અતિશય ધન્યતા ભાસ્યા કરે છે. જે ભાવિ મહાપુરુષોનો ઉદય અહીં થવાનો છે, તેમના આગમનની આ પૂર્વ તૈયારી જ છે, એમ મને જણાય છે. મારા જેવા એક સામાન્ય મનુષ્યના હાથે થયેલા આવા કાર્યનું જ્યારે તમે આટલી સીમાપર્યન્ત કૌતુક કરો છો, ત્યારે ભવિષ્યકાળમાં આવનાર ત્રૈલોક્યવિજયી ધર્મવીરોનું તમે કેટલા પ્રમાણમાં કૌતુકયુક્ત સ્વાગત કરશો, એની કલ્પના માત્ર પણ મારાથી કરી શકાતી નથી. ભારતવર્ષ ધર્મ-ભૂમિ છે. આજે અનેક શતકોથી આપણે ધર્મની પાછળ પડ્યા છીએ અને તેથી હિંદુઓને જો કોઈ પણ વિષયનું જ્ઞાન હોય, તો તે વિષય કેવળ ધર્મ જ છે. એથી ધર્મ આપણા જીવનનો હેતુ બની રહ્યો છે, એ વિષય તો આપ સર્વના જાણવામાં હોવો જ જોઇએ. આ જગત્ના વ્યવહારના સરળતાયુક્ત ચાલનમાં અનેક પ્રકારોની આવશ્યકતા રહેલી છે. અમુક એક નગરમાં જેવી રીતે કેટલાક લોકો વાણિજ્યો-દ્યમી હોય છે, કેટલાકો શાળાશિક્ષક હોય છે અને કેટલાકો સૈનિક તરીકેનો વ્યવસાય કરે છે; તે જ પ્રમાણે આ વિશ્વમાંના ભિન્ન ભિન્ન દેશોને ભિન્ન ભિન્ન પ્રકારનાં કાર્યો વ્હેંચી આપવામાં આવ્યાં છે. એ સર્વ કાર્યો જ્યાં યથાસ્થિત પાર પડી જાય, એટલે તેના યોગે વિવિધતામાં પણ એકતાનતાનો ઉદ્ભવ થાય છે. પ્રત્યેક જન પોતપોતાના કાર્યની શુદ્ધતાથી સંપૂર્ણતા કરતો રહે, તો સર્વના હિતમાં કોઈ પણ પ્રકારના વૈગુણ્યનો ઉદ્ભવ થતો નથી. આ કાર્યની વ્હેંચણીમાં ધર્મજ્ઞાનના દાનનું કાર્ય આપણી માતૃભૂમિના ભાગે પરમેશ્વરે આપ્યું હોય, એમ જ દેખાય છે; અને એ કાર્યની દિશાનો આપણે અદ્યાપિ ત્યાગ કર્યો નથી, એ જોઇને મને અતિશય આનંદ થાય છે. જેમના નામથી કોઇને પણ અભિમાન ઉદ્ભવવાનો સંભવ છે, એવા આપણા પરમ પૂજ્ય પૂર્વજોએ આપણને આપેલા એ વારસાની આપણે વ્યર્થ ધૂળધાણી કરી નાખી નથી, એથી પણ અતિશય આનંદ થાય એ સર્વથા સ્વાભાવિક જ છે. આ કારણથી જ આર્યોની આ શાખાના ભાવિ ઉદયવિશેની મને આશા રહ્યા કરે છે, એટલું જ નહિ, પણ મારો એવો દૃઢ નિશ્ચય જ છે કે, આપણો ઉદય અવશ્ય થવાનો જ. ધર્મના કાર્યનું નામ સાંભ-ળતાં જ અદ્યાપિ હિંદુઓનાં હૃદયો ઉત્સાહથી ઉભરાઈ જાય છે, એ જોઇને મને અત્યંત હર્ષ થાય છે. આપે મને માન આપ્યું છે એટલામાટે જ હું આમ બોલું છું, એમ આપ ધારી લેશો નહિ. આપની આ વૃત્તિ ધાર્મિક અંતઃકરણની દ્યોતક છે, એ નિહાળીને મારા અંતઃકરણમાં સ્વાભાવિક જ એવી સ્ફૂર્તિ થાય છે. હિંદુ

રાષ્ટ્ર અદ્યાપિ સજીવન છે, એટલું જ નહિ, પણ તે સારી રીતે શુદ્ધિમાં પણ છે. હિંદુ રાષ્ટ્ર મરી ગયેલું છે, એમ કહેવાની કોની હિંમત ચાલી શકે એમ છે વારુ ? આપણે સ્વસ્થ થઇને બેઠા છીએ એથી આપણે મૃત થયા છીએ, એવું અનુમાન કાઢવું કે શું ? આપણી ઉદ્યોગમાં નિમગ્નતા હોવી જોઇએ, એમ પાશ્ચાત્યોને લાગે છે. આપણી ઉદ્યોગપ્રિયતાનો રણભૂમિમાં સાક્ષાત્કાર થાય, એવી જો પાશ્ચાત્ય રાષ્ટ્રોની ઇચ્છા હોય, તો એમાં તેમને કેવળ નિરાશાની જ પ્રાપ્તિ થવાની, એ વાર્ત્તાને સરળતાથી આપણે સ્વીકારીએ છીએ; કારણ કે, એ આપણું કાર્ય છે જ નહિ. શસ્ત્રાસ્ત્રોવડે સજ્જ થયેલાં રાષ્ટ્રોએ ધર્મના કાર્યક્ષેત્રમાં આવવું જોઇએ, એવી ઇચ્છા જો આપણે રાખીએ; તો તેમાં જેમ આપણી નિરાશા થવાનો સંભવ છે, તે જ પ્રમાણે આપણે વિશ્વનેતૃત્વનું કાર્ય કરી બતાવીએ તો સારું, એવી જો કોઇની ઇચ્છા હોય, તો તેની તે ઇચ્છા પણ સર્વથા નિષ્ફળ અને નિષ્ફળ જ થવાની. આપણી સજીવનતાનો જો કોઇએ સાક્ષાત્કાર કરવો હોય, તો આપણી સજીવનતાનો સાક્ષાત્કાર તેમને કેવળ ધર્મના ક્ષેત્રમાં જ થવાનો. આપણું રાષ્ટ્ર પૂર્વ પ્રમાણે જ આજે પણ સજીવન છે અને કાર્યરત પણ છે. આપણે પાછળ પડી ગયેલા અને અજ્ઞાનગ્રસ્ત છીએ, એવા પ્રકારની મૂર્ખતાની કલ્પનાઓને સપ્ત સમુદ્રથી પાર ધકેલી દ્યો. અસ્તુ; જે કાંઈ થયું છે તે ઠીક જ થયું છે. પણ હવે હું કેટલીક અપ્રિય વાર્ત્તા કહેવાનો છું અને તેમાટે આપ મારાપર કોપાયમાન તો નહિ જ થાઓ, એવી હું આશા રાખું છું. પાશ્ચાત્યોના જડવાદે આપણને દઢતાથી ઘેરી લીધા છે, એવો પ્રવાદ વારંવાર સંભળાયા કરે છે અને તેનું જ પુનરુચ્ચારણ અત્યારે પણ થયેલું છે; એટલામાટે એવિશે ચાર શબ્દો બોલવાની મારી ઇચ્છા થાય છે. ચાર્વાકવાદે આપણી ભૂમિમાં કદાચિત્ પોતાનું થાણું નાખ્યું હોય, તો તે અપરાધનો ભાર કેવળ એકલા યૂરોપીયનોના માથે જ ચઢાવી શકાય તેમ નથી; કારણ કે, તે અપરાધનો ઘણોક ભાગ આપણા ભાગમાં જ આવે છે. આપણે પોતાને જ્યારે વેદાંતી તરીકે ઓળખાવીએ છીએ, ત્યારે **"आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः"** એ સિદ્ધાન્તને આપણે સર્વથી પ્રથમ લક્ષમાં રાખવો જોઇએ. જ્યાં સુધી આપણી પોતાની હાનિ કરવાને આપણે પોતે તૈયાર ન થઇએ, ત્યાં સુધી આ વિશ્વમાંની એક પણ શક્તિ આપણી કશી પણ હાનિ કરી શકતી નથી. પ્રતિવર્ષ અનેક હિન્દુ લોકો ધર્માન્તર કરી નાખે છે એમાટે કેટલાકોને ખેદ થયા કરે છે. હિન્દુસ્તાનની લોકસંખ્યામાંનો એક પંચમાંશ મુસલ્માનોનો હતો અને તેથી પૂર્વના કાળમાં જો દષ્ટિપાત કરીએ, તો એકંદર વસતિમાંના બે તૃતી-

યાંશ લોકો બૌદ્ધ થઈ ગયા હતા, એમ આપણને જણાઈ આવે છે. ખ્રીસ્તી લોકોની સંખ્યા દશ લાખ સુધી પહોંચી ગઈ છે; પરંતુ વાસ્તવિકતાથી જોતાં એ અપરાધ કોનો છે વારુ? જેમણે પોતાના ધર્મનો ત્યાગ કરેલો છે, તેમની તમે કદાપિ પૂછાગાછા પણ કરેલી છે ખરી કે! ઇંગ્લંડમાં મને કોઇએ એક તરુણ બાળાવિશેની વાત કરતાં કહ્યું હતું કે, તે ભિક્ષા માગવામાટે નીકળી હતી એવામાં એક શ્રીમતીબાઇએ તેને ભિક્ષા ન માગવાનો ઉપદેશ આપ્યો. એટલે તે તરુણ બાળા કહેવા લાગી કે;–"આમ કર્યાં વિના મને કોઈ ધ્યાનમાં લે તેમ નથી. મારી અત્યારની સ્થિતિમાં મને સહાયતા આપવાને કોઈ પણ તૈયાર નથી; પરંતુ જ્યાં હું હાથમાં ઝોળી લઇશ એટલે ઘણીક દયાળુ સ્ત્રીઓ આવીને મને પોતાને ઘેર લઈ જશે અને મારી કાંઈ પણ વ્યવસ્થા કરી આપશે." એ જ વાર્ત્તા આપણને પણ લાગૂ પડે છે. આટલાઓએ ધર્માંતર કરી નાખ્યું એટલે આપણે તેનાં રોદણાં ગાઇએ છીએ; પણ પ્રથમ આપણે તેમનામાટે શું કર્યું છે વારુ? આપણામાંના પ્રત્યેકે આ પ્રશ્ન પોતાને પૂછીને તેનું સૈરળ ઉત્તર આપવાની કૃપા કરવી, એટલી જ મારી પ્રાર્થના છે. આજ સુધી આપણે અનેક આપત્તિઓનું અવલોકન કરેલું છે; પણ તેમના યોગે આપણે કશો પાઠ શીખ્યા છીએ ખરા કે? સત્યની મશાલને આપણે હસ્તમાં ધારણ કરી છે ખરી કે? અને ધારણ કરી હોય તો તેનો પ્રકાશ કેટલોક પડે છે, એ આપણે જોયું છે ખરું કે? તેનામાટે જોઈતા તેલની વ્યવસ્થા આપણે કરી છે ખરી કે? તે મશાલની સહાયતાથી અંધકારાવૃત્ત સ્થાનોને આપણે પ્રકાશિત કર્યાં છે ખરાં કે? આમાંનું આપણે શું શું કર્યું છે વારુ? યોગ્ય સમયમાં આપણે તેમને જોઇતી સહાયતા ન આપી, એટલે હવે રડવા કૂટવાથી શો લાભ થવાનો છે વારુ? મારા મિત્રો! આવા વિષયોમાં બીજાના માથાપર ઠીકરાં ફોડવા કરતાં પોતાનાં કર્મોને જોઇને રડવું, એ જ વિશેષ યોગ્ય છે. ચાર્વાકવાદ હોય, કિંવા અન્ય કોઈ પણ વાદ હોય, પરંતુ તેના વિજયની તૈયારી આપણે કર્યાં વિના તે કદાપિ વિજયી થાય તેમ નથી જ. અત્યાચાર, નઠારું અન્ન અને ભૂખમરો ઈત્યાદિ કારણોથી પોતાનાં શરીરો ક્ષીણ ન થઈ જાય, ત્યાં સુધી શતાવધિ પ્રકારના રોગજંતુઓ તેમની આસપાસ આવીને ઘેરો નાખે, તો પણ તેમનો તેમાં અંત:પ્રવેશ થઈ શકે તેમ નથી. લક્ષાવધિ રોગજંતુઓના ઘેરામાંથી સદૃઢ મનુષ્ય નિર્ભયતાથી બહાર નીકળી જાય છે. અસ્તુ; જે થવાનું હતું તે થઈ ગયું છે; પણ હવે તો આપણે આપણને પોતાને જરા વિચારશીલ અને બુદ્ધિમાન્ બનાવવા જોઇએ. પૂર્વ કાળની અનેક

ઘટનાઓવિશે હવે વાદવિવાદ ચલાવવામાં કશો પણ લાભ સમાયલો નથી. ગત પાંચસો કિંવા સાતસો વર્ષના કાલાવધિમાં આપણે જે ઉદ્યોગ કર્યો છે, તેના સિંહાવલોકનથી શો સાર નીકળે છે વારુ? એ કાળમાં આપણા મોટા વાદવિવાદના વિષયો, પાણી જમણા હાથે પીવું કે ડાબા હાથે પીવું, એવા જ પ્રકારના હતા. હાથ ત્રણવાર ધોવા કે ચારવાર ધોવા અને કોગળા પાંચવાર કરવા કે છવાર કરવા, એવા એવા પ્રશ્નોવિશે તડાકાના વાદવિવાદો ચલાવવા ઉપરાંત આપણે બીજું કાંઈ પણ કર્યું નથી. આવા મોભ સમાન પ્રશ્નોવિશે વર્ષોપર્યન્ત ભવતિ ન ભવતિ કરનારા અને એવા જ વિષયોપર મોટાં મોટાં ભાષ્યો રચનારા અરણ્યપંડિતોપાસેથી આપણે શા લાભની આશા રાખી શકીએ, એમ છે વારુ? હવે, જો આપણું ધર્મજ્ઞાન સ્વયંપાકગૃહમાંની વસ્તુઓ પર્યન્ત ન જાય, તો જાણે લાખો ખાટયા, એમ ભાસવાનો જ સમય આવી લાગ્યો છે. આપણા અત્યારના ધર્મને જોઇએ, તો તે કેવળ અસ્પર્શમાં જ (છૂછામાં જ) આવીને અટકી રહેલો દેખાય છે. સ્વયંપાકગૃહ આપણું મોટામાં મોટું કાર્યક્ષેત્ર છે! ભાતનું તપેલું તે દેવ અને છૂછાનો બરાબર બંદોબસ્ત એ જ ધર્માચાર! 'આને છૂશો નહિ, નહિ તો આભડછેટ થઈ પડશે!' એ જ આપણો આજકાલનો જપ થઇ પડ્યો છે. જો અત્યારે છે તે જ સ્થિતિ પચાસ કે સો વર્ષ ચાલૂ રહેશે, તો અવશ્ય હિંદુરાષ્ટ્ર એક વિશાળ મૅડહાઉસના રૂપમાં જ બદલાઈ જશે. આપણા જન્મનો હેતુ શો છે અને આપણા જન્મની સત્ય સફળતા શામાં સમાયલી છે, ઇત્યાદિ પ્રશ્નો જેના હૃદયમાં ઉદ્ભવતા નથી, તેની બુદ્ધિમાં ખરેખર કાંઈ પણ વિકારની બાધા થયેલી હોવી જોઇએ. આપણું બુદ્ધિસામર્થ્ય ખરેખર સર્વથા નષ્ટ થઈ ગયું છે. કેવળ પોતાના સામર્થ્યથી જ તે કોઈ પણ વિષયનું આકલન કરી શકતી નથી. મનનું સામર્થ્ય અદૃશ્ય થઈ ગયું છે, અને તેનાપર તમોગુણનું આચ્છાદન પ્રસરી ગયું છે. એ કારણથી ઘાણીના બળદ પ્રમાણે એક ન્હાનકડા વર્તુળમાં નિરંતર ફર્યાં કરવું. એથી આગળ તેની ગતિ થતી નથી. હજી પણ આપણે આંખો નથી જ ઉઘાડવાની કે શું? હજી આ સ્થિતિ કેટલાક દિવસ ચાલૂ રહેવાની છે? ચાલો ત્યારે હવે આપણે આ સ્થિતિને દેશનિકાલ કરી દઇએ. જો આપણને મનઃસામર્થ્ય અને મનઃચાપલ્યની પ્રાપ્તિ થઈ જાય, તો જ આપણા પૂર્વજોએ આપણને આપેલા અમૂલ્ય ભંડારની સત્ય મહત્તા આપણા જાણવામાં આવી શકે તેમ છે. એ આપણા ભંડારમાંનો પોતાને અલ્પાંશ મળે તો પણ ઠીક, એવી આશાથી સમસ્ત વિશ્વ વાટ જોઇને બેસી રહ્યું છે. આ ભંડારને—આપણા

વારસાને—જો આપણે સર્વત્ર વ્હેંચી નહિ આપીએ, તો વિશ્વનું નિ:સંશય મરણ જ થઈ જવાનું. ચાલો ત્યારે એ સંગ્રહને બહાર કાઢીને આપણે સમસ્ત વિશ્વને વ્હેંચી આપીએ. કલિયુગમાં કેવળ દાન જ શ્રેષ્ઠ છે, એમ શ્રી ભગવાન્ વ્યાસે પણ કહેલું છે. અને સર્વ પ્રકારનાં દાનોમાં અધ્યાત્મ જ્ઞાનનું દાન શ્રેષ્ઠ પ્રકારનું છે, લૌકિક-વિદ્યાનું દાન તેથી કાંઇક ઉતરતા પ્રકારનું છે, જીવદાન તૃતીય પંક્તિનું છે અને અન્નદાનની કનિષ્ઠ દાનમાં ગણના કરાયલી છે. આપણે આજ સૂધીમાં પુષ્કળ અન્ન-દાન કર્યું છે અને આ વિષયમાં અન્ય કોઈ પણ દેશથી આપણા દેશની સમાનતા કરી શકાય તેમ નથી. આપણા ગૃહમાં અડધો રોટલો હોય, તો તેમાંથી પણ અડધો ભાગ આપણે ક્ષુધાતુરને આપતા આવ્યા છીએ અને એ દશ્ય કેવળ ભારતવર્ષમાં જ દૃષ્ટિગોચર થઈ શકે છે. ચાલો ત્યારે આપણે હવે એના કરતાં પણ શ્રેષ્ઠ પ્રકારનું દાન આપીએ. હવે લૌકિક વિદ્યાના દાન તથા અધ્યાત્મજ્ઞાનના દાનમાં આપણે વિશેષ લક્ષ આપવાનું છે. જો આપણે સત્ય શૌર્ય અને અંતઃકરણપૂર્વક એ ઉદ્યોગમાં પ્રવૃત્ત થઇશું, તો કેવળ પચીસ વર્ષના કાળાવધિમાં જ આપણા પ્રમેયનો નિર્ણય થઈ જશે, સર્વ પ્રકારના વિગ્રહનાં મૂળ બળી જશે અને આર્યાવર્ત પુનઃ સત્ય આર્યોની ભૂમિ થઈ જશે. સદ્‌ગૃહસ્થો! મારે જે કાંઈ કહેવાનું હતું તે આટલું જ. મોઢેથી તડાકા મારવાની મને ટેવ નથી. મારી આવી ઇચ્છા છે અને આવી ધારણા છે, એવી કલ્પનાઓ કરવા કરતાં હસ્તથી પ્રત્યક્ષ કૃતિ કરી બતાવવી, એ જ મને અધિક પ્રિય છે. પરમેશ્વરની જો તેવી ઇચ્છા હશે, તો મારી ધારણાને પાર પાડવામાટેના ઉદ્યોગો કરવાનો ઉત્સાહ મારામાં છે. પરમેશ્વરની કૃપાથી જો મારું આયુષ્ય લંબાશે, તો હું ઉદ્યોગની પરાકાષ્ઠા કર્યા વિના રહેવાનો નથી. મારા કાર્યમાં મને વિજય મળશે કે નહિ, એ વિશે અત્યારે મારાથી કાંઈ પણ કહી શકાય તેમ નથી; પરંતુ મહત્કાર્યપ્રીત્યર્થ પોતાના સમસ્ત આયુષ્યનો વ્યય કરી નાખવો, એ જ મારું કર્ત્તવ્ય છે, એમ હું માનું છું. મહત્કાર્યમાટે જો આ દેહ ન ઝુંઝે, તો પછી આ માટીના ગોળાનો બીજો ઉપયોગ જ શો છે વારુ? જો મહત્કાર્યમાટે ઝુંઝે, તો જ આ દેહનો ઉપયોગ થયો અને નહિ તો તે વ્યર્થ ગયો, એમ જ આ માનવદેહ-માટે માનવાનું છે. આર્યાવર્ત્તમાં ધર્મજાગ્રતિનાં શુભ ચિન્હો દેખાવા માંડ્યાં છે, એટલે એવા પ્રસંગે તપીને ધગી ગયેલા તવાપર જે કોઈ પણ પોતાની રોટલીને નાહ શેકી લે, તે અવશ્ય મૂર્ખ જ હોવો જોઇએ.

---

# મદુરામાં સ્વામીજીને અપાયલું માનપત્ર અને સ્વામીજીનું ઉત્તર

(સ્વામીજીને મદુરાના હિંદુઓ તરફથી એક સ્વાગતદર્શક માનપત્ર આપવામાં આવ્યું હતું અને તે નીચે પ્રમાણે:-)

પરમપૂજ્ય સ્વામિમહારાજ,

પ્રાચીન અને પવિત્ર મદુરા નગરના અમો હિંદુ નિવાસીઓ આપનું સાદર અને અંતઃકરણપૂર્વક સ્વાગત કરીએ છીએ. હિંદુસંન્યાસીનો આયુષ્યક્રમ કેવા પ્રકારનો હોવો જોઇએ, એનું મૂર્ત્તિમત્ ઉદાહરણ આપે અમો લોકો સમક્ષ ઉપસ્થિત કરી દીધું છે. સંસારમાં રહીંને જે કર્ત્તવ્યો કરાય છે તે કેવળ તૃષ્ણાતૃપ્તિમાટે કરાયલાં કર્ત્તવ્યો હોય છે; અને તેમના યોગે માત્ર અહંકારનો જ પરિપોષ થાય છે; એટલા-માટે એવાં કર્ત્તવ્યોને ધુત્કારી કાઢીને કેવળ પરહિતમાટે અને માનવજાતિની આધ્યા-ત્મિક ઉન્નતિના હેતુથી પ્રેરાઇને આપે આ મહત્કાર્યને હસ્તમાં લીધું છે. અમુક વિશિષ્ટ પ્રકારના નિયમ, ધર્મ અને આચાર એ જ હિંદુધર્મનું સત્ય સ્વરૂપ નથી, એ આપે પોતાના ઉદાહરણથી પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવ્યું છે; અને દુઃખવ્યાપ્ત જીવાત્માને પૂર્ણ શાંતિ આપવાનું સામર્થ્ય આર્યતત્ત્વજ્ઞાનમાં રહેલું છે, એનો પણ આપે વિશ્વને પરિચય કરાવી દીધો છે.

પરિસ્થિતિ અને સામર્થ્ય એ ઉભયને અનુરૂપ થઈ શકે તેવો માર્ગ, પ્રત્યેક વ્યક્તિને જે ધર્મમાં મળી આવે છે એવા આપણા સનાતન ધર્મ અને આર્યતત્ત્વ-જ્ઞાનનો સ્વાદ આપે અમેરિકન્ અને ઇંગ્લિશ્ લોકોને ચખાડ્યો છે. ગત ત્રણ વર્ષના કાળમાં આપનાં સમસ્ત વ્યાખ્યાનો જો કે પરદેશમાં જ થયેલાં છે, તો પણ અહીંના નિવાસીઓએ પણ તેમનો આકંઠ આસ્વાદ લીધો છે; અને તેના યોગે પ્રગતિશીલ થયેલા અહીંના પાશ્ચાત્ય જડવાદની ગતિમાં મોટી બાધા આવી પડી છે.

વિશ્વનું અધ્યાત્મદૃષ્ટિથી યોગ્ય નિયમન થાય, એટલામાટે જ આર્યાવર્ત્તની ઉત્પત્તિ છે અને એ કાર્ય કરવામાટે જ આજ પર્યન્ત આ ભૂમિ સજીવન રહેલી છે. જે અવતારી પુરુષોના આગમનથી આ કાર્ય સિદ્ધ થવાનું છે, તે અવતારી પુરુષો હવે સત્વર જ અવતરશે, એવો અમારો નિશ્ચય થઈ ચૂકયો છે. કલિયુગના વર્ત્તમાન ચરણના અંતમાં આપ જેવી દિવ્ય વિભૂતિ અવતરે છે, એનો અર્થ પણ એ જ છે. પ્રાચીન વિદ્યાનું નિવાસસ્થાન, સુંદરેશ્વરનું વસતિસ્થાન અને શુદ્ધ યોગી-ઓનું દ્વાદશાંત ક્ષેત્ર આ મદુરા નગર આપનુ અભિનંદન કરે છે. પ્રાચીન સનાતન

ધર્મનું વિશદીકરણ કરીને આપે માનવજાતિના કલ્યાણમાટે જે અમૂલ્ય શ્રમ કર્યા છે, તેમાટે આર્યાવર્ત્તમાંનાં અનેક નગરો આપનું અભિનંદન કરવાને અહમહમિકાથી આગળ વધી આવે છે; અને અમારું આ નગર પણ આપના અભિનંદનમાટે તેટલા જ પ્રમાણમાં ઉત્સુક થઈ રહ્યું છે.

આપને પરમાત્મા દીર્ઘ આયુષ્ય આપે, એવી પરમાત્માનાં ચરણોમાં અમે અનન્ય ભાવથી પ્રાર્થના કરીએ છીએ; અને આપ આર્યભૂમિના કલ્યાણકાર્યમાટે સમર્થ, શક્તિમાન્ અને ઉપયુક્ત થાઓ એમ અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ.

સ્વામીજીએ આ માનપત્રનું નીચે પ્રમાણે ઉત્તર આપ્યું હતું;—

## સ્વામીજીનું ઉત્તર

ચાર વર્ષ પર્યન્ત પાશ્ચાત્ય દેશમાં ભ્રમણ કરીને મેં શું કાર્ય કર્યું; તેનું શું પરિણામ થયું અને મને પાશ્ચાત્યોવિશે કેવા પ્રકારનો વિશેષ અનુભવ મળ્યો ઇત્યાદિ વિષયોનો અત્યારે મારે ઉલ્લેખ કરવો, એવી આપણા સન્માનનીય અધ્યક્ષ મહાશયે પોતાની ઇચ્છા પ્રકટ કરેલી છે. કેટલોક કાળ આપના સહવાસમાં વીતાવ્યા પછી આપની એ ઇચ્છા કદાચિત્ મારાથી પૂરી શકાત અને તેમ થયું હોત તો તેથી મને પણ કાંઇક સંતોષ થાત; પરંતુ દુર્દૈવના યોગે સંન્યાસીમાટે પણ દેહનો બંધ તો અવશિષ્ટ રહેલો જ છે. ગત ત્રણ સપ્તાહથી કરાતા સતત પ્રવાસ અને વ્યાખ્યાનોના યોગે જો મારા દેહમાં પણ ક્ષીણતાનો સંચાર થાય, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઈ શકે વારુ ? અર્થાત્ એ ક્ષીણતાના કારણથી આજે એક દીર્ઘ ભાષણ કરવાનું કાર્ય મારા માટે સર્વથા અશક્ય જ થઈ પડયું છે. અને એટલામાટે આજના પ્રસંગે આપે કરેલા મારા સ્વાગતમાટે હું કેવળ આપનો આભાર જ માનું છું. મારી પ્રકૃતિ જરા સુધરશે એટલે અનેક વિષયોની સાંગોપાંગ ચર્ચા ચલાવવાનો આપણને પુષ્કળ સમય મળી શકશે. આપના આ નગરના સુપ્રસિદ્ધ અને ઉચ્ચકુલીન નિવાસી જે રામનદના મહારાજ, તેમનું મને આ પ્રસંગે વિશેષતાથી સ્મરણ થઈ આવે છે. મારે ચિકાગોની ધર્મમહાપરિષદ્‌માં જવું, એ કલ્પના મૂળ તેમની જ હતી, અને એ વાર્ત્તા આપનામાંના ઘણાકોના જાણવામાં તો હોવી જ જોઇએ. આ કાર્યમાં તેમણે જ મને સતત પ્રોત્સાહન આપ્યું હતું. તેમણે મને જે મનઃપૂર્વક સહાયતા આપી હતી, તે ન આપી હોત, તો આજનો આ પ્રસંગ પણ પ્રાપ્ત થયો ન હોત. એટલામાટે આપે પ્રશંસાની જે વૃષ્ટિ મારાપર વર્ષાવી છે, તેમાંના બહુ જ મોટા ભાગના અધિકારી એ રાજા સાહેબ જ છે. તેઓ જો મહારાજ ન થતાં સંન્યાસી થયા હોત, તો તેથી મને અધિક

આનંદ થવાનો સંભવ હતો; કારણ કે, તેમની સમસ્ત વૃત્તિઓ રાજપદ કરતાં યોગિરાજ-પદમાટે જ અધિક અનુકૂલ છે.

જગત્‌માંના કોઈ એક ભાગને અમુક એક વસ્તુની અત્યંત આવશ્યકતા જણાવા માંડે, એટલે પછી તે વસ્તુ જે ભાગમાં હોય ત્યાંથી તે ઇચ્છિત સ્થળે દોડી જાય છે અને એવી રીતે ત્યાંની ન્યૂનતાની પૂર્ણતા થઈ જાય છે. આ વિનિમય કેવળ જડ પદાર્થોમાં જ પ્રચલિત છે, એમ નથી; કિંતુ અધ્યાત્મવિદ્યા જેવી સૂક્ષ્મ વસ્તુઓમાં પણ એ વિનિમય સદા સર્વદા ચાલૂ હોય છે. જો જગત્‌ના અમુક એક ભાગમાં અધ્યાત્મબળની અતિશય ન્યૂનતા હોય અને તેના યોગે ત્યાં વિષમતા થવા લાગી હોય, તો પછી પૃથ્વીના જે ભાગમાં અધ્યાત્મવિદ્યાનો નિવાસ હોય, ત્યાંથી તે અધ્યાત્મવિદ્યા અપેક્ષિત ભાગમાં દોડી જાય છે. અધ્યાત્મવિદ્યાના પ્રવાહને યોગ્ય સ્થળે લઈ જવાનો પ્રયત્ન આપણે કરીએ કિંવા ન કરીએ, તો પણ એ કાર્યની સંપૂર્ણતા અવશ્યમેવ થઈ જ જાય છે. આ ઘટનાઓ કેવળ નૈસર્ગિક નિયમોથી જ બન્યા કરે છે. વિનિમય અથવા અદલબદલ, એ વિશ્વની સમાવસ્થાનો પાયો જ છે. એટલામાટે અમુક એક કારણથી જ્યાં વિષમ અવસ્થા ઉત્પન્ન થતી હોય, ત્યાં તે કારણનો પ્રતિરોધ થવાની આવશ્યકતા હોય છે; અને એ પ્રતિરોધ કોઈ પણ એક બાહ્ય વસ્તુના આગમનથી જ થાય છે. જો સમસ્ત માનવકુલના ઇતિહાસનું અવલોકન કરવામાં આવે, તો જગત્‌ને અધ્યાત્મબળનું દાન આ ભરતભૂમિએ કેવળ એક બે વાર જ નહિ કિંતુ વારંવાર આપ્યાનું તેમાં સ્પષ્ટ જણાઈ આવે તેમ છે. એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને જીતી લે છે અથવા તો વ્યાપારના યોગે એક રાષ્ટ્ર સાથે બીજા રાષ્ટ્રનો નિકટ સંબંધ થઈ જાય છે, એવા સમયમાં માનવકુળના એકીકરણનો આરંભ થતો હોય છે. એવા એકી-કરણમાટેના કાર્યમાં પ્રત્યેક રાષ્ટ્ર પોતાથી બનતી સહાયતા આપ્યા કરે છે. અમુક એક રાષ્ટ્રની રાજકીય સંસ્થાઓ ત્યાં પ્રવેશ કરે છે; બીજા એક રાષ્ટ્ર તરફથી તેની સમાજરચનામાં સહાયતા મળે છે અને ત્રીજા એક રાષ્ટ્રદ્વારા તેને અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે. તેમાં ભરતભૂમિએ તો અધ્યાત્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની જ ભરતી કરવી, એવો ઈશ્વરી સંકેત હોય એમ જ દેખાય છે. ઇરાન નામક રાષ્ટ્રના ઉદયથી પણ પૂર્વના કાળથી ભરતભૂમિએ આ કાર્ય કર્યું છે. ત્યાર પછી ઇરાની રાષ્ટ્રના ઉદયકાળમાં પણ તેણે આ કાર્ય કરેલું છે. ગ્રીક રાષ્ટ્રનો સર્વત્ર વિજય થયો હતો તે સમયમાં પણ ભરતભૂમિમાંથી આર્યતત્ત્વજ્ઞાનનો પ્રવાહ સર્વત્ર બાહ્ય દેશોમાં પ્રસરી ગયો હતો; અને અત્યારે ચોથીવાર બ્રિટિશ્ સામ્રાજ્યના જયજયકારસાથે પણ

આર્યતત્ત્વજ્ઞાનનો સર્વત્ર પ્રવેશ થવાનો છે. ઈશ્વરી સંકેતને અનુસરીને જ તે આજ પર્યન્ત પોતાનું કાર્ય કરતી આવી છે અને ભવિષ્યમાં પણ તે સંકેતને અનુસરીને જ પોતાના એ કાર્યને તે ચાલૂ રાખવાની છે.

એકત્રતાથી સામાજિક કાર્યો કરવાની અને માનવી સંસ્કૃતિની બાહ્યાંગરચનાની પાશ્ચાત્ય પદ્ધતિનો એક બાજૂથી આપણી ભૂમિમાં પ્રવેશ થતો હોય એટલે બીજી બાજૂથી આપણી ભૂમિમાંથી અધ્યાત્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની લહરીઓનો અન્યત્ર પ્રસાર થાય, એમાં નવીનતા જેવું કાંઈ પણ નથી; કિંબહુના એમ થવું અપરિહાર્ય જ છે. આપણી ઈચ્છા હોય કિંવા ન હોય, તોપણ એ પ્રવાહનો પાશ્ચાત્યોમાં પ્રસાર થવો સર્વથા નૈસર્ગિક હોવાથી તે થવાનો જ. આપણે એથી વિરુદ્ધ એને અટકાવવાના ગમે તેટલા પ્રયત્ન કરીએ, તોપણ તે આપણા પ્રયત્નો આવા પ્રસંગે કદાપિ સફળ થાય તેમ નથી જ. તે જ પ્રમાણે પાશ્ચાત્યોના જડવાદનો પ્રવેશ પણ આપણી ભૂમિમાં થયા વિના રહે તેમ નથી જ. હવે પરિસ્થિતિને અનુરૂપ પાશ્ચાત્યોના જડવાદનું સ્વરૂપ અહીં સર્વથા અમિશ્ર રહે તેમ નથી, એ સત્ય છે; તથાપિ કોઈ પણ સ્વરૂપ અને પરિણામવાળો જડવાદ અહીં આવ્યા વિના તો રહેવાનો નથી જ. વિશ્વની સમતોલતાને અવિચલ રાખવામાટે આમ થવાની અતિશય આવશ્યકતા છે. પાશ્ચાત્યોના જડવાદનું અલ્પપ્રમાણ મિશ્રણ જેવી રીતે આપણામાટે હિતાવહ છે, તે જ પ્રમાણે આપણા અધ્યાત્મજ્ઞાનનું અલ્પપ્રમાણ મિશ્રણ પાશ્ચાત્યોમાટે હિતાવહ છે. આપણે સર્વ વસ્તુઓ પાશ્ચાત્યોપાસેથી જ લાવવી જોઇએ, એ કથન જેમ સત્ય નથી; તે જ પ્રમાણે પાશ્ચાત્યોએ આપણી સર્વ વસ્તુઓનો સ્વીકાર કરી લેવો જોઇએ, એમ કહેવું પણ અયોગ્ય અને અસત્ય જ છે. સર્વ રાષ્ટ્રોમાં તાલબદ્ધતાનો ઉદ્‌ભવ થાય, એ જે અખિલ માનવીકુલનો અંતિમ હેતુ છે, તે હેતુની સિદ્ધિમાટે પ્રત્યેક પોતપોતાપાસેનો ઉત્કૃષ્ટ ભાગ ભાવિ પ્રજાને આધીન કરવો, એ જ સર્વથા યોગ્ય છે; અને આજે યુગાનુયુગથી માનવજાતિએ આ ધ્યેયને આપણા સમક્ષ રજૂ કરેલું છે. આજ સુધીના ઇતિહાસનું અવલોકન કરતાં એ ધ્યેયનું સ્વપ્નગત વસ્તુ જેટલું જ મૂલ્ય અંકાયલું છે; પરન્તુ જો કોઈ પણ કાળમાં એ સુખમય સ્વપ્ન પ્રત્યક્ષ જાગૃતિમાં આવીને સત્ય સિદ્ધ થવાનો સંભવ હોય, તો તેની એવી સિદ્ધિ એ જ માર્ગથી થવાનો સંભવ છે. એ અભૂતપૂર્વ સ્થિતિ કોઈ પણ કાળમાં પ્રત્યક્ષ અસ્તિત્વમાં આવશે કે નહિ, અને આવા પ્રકારની કેવળ કલ્પનાગમ્ય સમાજરચના નિર્માણ થશે કે નહિ, એ મારાથી કહી શકાય

તેમ નથી; કિંબહુના એ વિશે મારા મનમાં તો મહાશંકા જ રમી રહી છે. તથાપિ એ સમાજરચનાના અસ્તિત્વમાં આવવાની શકયતા હોય કિંવા ન હોય, તોપણ જાણે કે, તે આવતી કાલે જ અસ્તિત્વમાં આવવાની છે, એવી શ્રદ્ધાને ધારણ કરીને તેવા પ્રકારની સમાજરચનાને અનુકૂલ થઈ પડે તેવું કાર્ય પ્રત્યેકે કરતા રહેવું જોઇએ એટલું માત્ર સત્ય છે. એ સમાજરચનાની ઉત્પત્તિનો સર્વ આધાર કેવળ મારા એકલાના કાર્યપર જ રહેલો છે, એવો ભાસ નિત્ય પ્રત્યેક વ્યક્તિના મનમાં થતો રહેવો જોઇએ. મારા પોતાવિના વિશ્વમાંના અન્ય સર્વ મનુષ્યો પોતપોતાના કાર્યની સમાપ્તિ કરીને કેવળ મારી સહાયતાની જ માર્ગપ્રતીક્ષા કરતાં બેસી રહ્યાં છે, એવી આપણી દૃઢતમ ભાવના થવી જોઇએ. વિશ્વને પૂર્ણાવસ્થાની પ્રાપ્તિ થવાના વિષયમાં ન્યૂનતા માત્ર આપણા પોતાના કાર્યની જ છે, એવી ભાવનાથી પ્રત્યેક વ્યક્તિએ કાર્યમગ્ન રહેવું જોઇએ. આ ઉત્તરદાતૃત્વને લક્ષમાં રાખીને આપણે આપણા ભાગમાં આવેલા ધર્મકાર્યને કરવામાટે સજ્જ રહેવું જોઇએ. બાહ્ય જગત્‌માં આવા પ્રકારની ઘટનાઓ ચાલી રહી છે અને આપણી ભરતભૂમિમાં પણ ધર્મનું પુનરુજ્જીવન થવાનો રંગ દેખાવા માંડ્યો છે. છતાં એ પુનરુજ્જીવનનો માર્ગ પણ સર્વથા નિષ્કંટક તો નથી જ. તેમાં મળનારો વિજય જેમ અત્યંત મહત્ત્વનો છે, તેમ જ તે વિજયના માર્ગમાં આવતા કંટકો પણ અત્યંત તીવ્ર અને વિષમય છે, એ વાર્ત્તાને અવશ્ય લક્ષમાં રાખવી જ જોઇએ. ધર્મના પુનરુજ્જીવનના કાળમાં ધર્મના ઉન્માદનો જન્મ થવાની પણ ભીતિ હોય છે. એ ધર્મોન્માદની સીમા કોઈ કોઈવાર આતતાયિત્વ પર્યન્ત આગળ વધી જાય છે અને અંતે તે અનિવાર્ય થઈ પડે, એવો ભય પણ રહ્યા કરે છે. એટલામાટે એ પિશાચ આપણને પકડીને પછાડી ન પાડે, એની પ્રથમથી જ બહુ સાવચેતી રાખવાની આવશ્યક્તા છે. જૂનો પૂરાણો અને ખડબચડો વ્યાવહારિક ધર્મમાર્ગ એક બાજૂએ અને પાશ્ચાત્યોનો ચાર્વાકવાદ બીજી બાજૂએ, એવી સ્થિતિમાં આજે આપણે આવી પડ્યા છીએ. એટલે એ ઉભય અડચણોને ટાળીને તેમના મધ્યમાંથી આપણે આપણો સરળ માર્ગ કાઢવાનો છે. પાશ્ચાત્યોનાં અસ્થિમાંસમાં જે પ્રકારની ‘સુધારણા’નો પૂર્ણ પ્રવેશ થયેલો છે, તેવા પ્રકારની સુધારણા કયાંક અહીં પણ ન આવી લાગે, એમાટે બહુજ સાવધાન રહેવાની આવશ્યક્તા છે. ગમે તેમ થઈ જાય તો પણ આપણે આનખશિખાગ્ર પાશ્ચાત્ય બની જઇએ, એ તો સર્વથા અશક્ય જ છે. એટલામાટે પાશ્ચાત્યોનું કેવળ અંધ અનુકરણ આપણામાટે સર્વથા નિરુપયોગી છે, એ તો સ્પષ્ટ જ છે. પાશ્ચાત્યોની સમાજસ્થિતિ

આપણાથી સર્વ પ્રકારે ભિન્ન હોવાથી તેનું અનુકરણ કરવું એટલે આપણે પોતે મરણનું શરણ લેવું, એટલો જ એનો અર્થ થતો નથી કે શું? તમે પાશ્ચાત્યોનું સંપૂર્ણ અનુકરણ કર્યું, એમ પણ થોડીવારને માટે માની લઇએ, તો એથી એમ જ કહેવું જોઈએ કે, તમારામાંનુ 'સ્વત્વ' તો નષ્ટ જ થઈ ગયું એટલે તે ક્ષણે જ તમારા સમાજનું સ્વતંત્ર અસ્તિત્વ જ નષ્ટ ન થયું કે શું? સ્વતંત્ર અસ્તિત્વનો નાશ થવો, એ જ રાષ્ટ્રનું મરણ છે; પણ એ કલ્પના જ અશક્ય કોટિમાંની હોવાથી તેને કોઈ પણ કાળમાં અસ્તિત્વની પ્રાપ્તિ થાય, એ કદાપિ શક્ય જ નથી. પોતાના ઉદ્‌ગમસ્થાનથી શતાવધિ માઇલ દૂર આવી પહોંચેલી અને અત્યંત વિસ્તારને પામેલી ગંગાનદીને તેના મુખપાસેથી હટાવીને પાછી તેના ઉદ્‌ગમસ્થાનમાં લઈ જવા જેવું જ આ કાર્ય છે. અર્થાત્ કાળના આરંભની સાથે જ જે રચનાનો આરંભ થયો છે, અને અનેક યુગોથી પ્રસાર પામતી જે આપણા સુધી આવી પહોંચી છે, તે રચનાના પ્રવાહને પુનઃ તેના મૂળ પર્યન્ત પાછો હટાવી દેવો, એ કાર્ય કેટલા પ્રમાણમાં શક્ય છે, એનો હવે આપ જ વિચાર કરી જુઓ. આ અઘટિત ઘટનાને કદાચિત્ તમે શક્ય કોટિમાં લાવી મૂકો, તો પણ તમે સર્વથા યૂરોપીયન્ બની જાઓ, એ કદાપિ શક્ય નથી જ. થોડાંક શતકોની પોતાની 'સુધારણા'ને ત્યાગવાનું કાર્ય પણ યૂરોપીયનોમાટે કેટલું બધું અશક્ય થઈ પડયું છે, એ તો આપણને પ્રત્યક્ષ દેખાયા કરે છે; તો પછી અનેક શતકોની આપણી અત્યંત ઉજ્જવલ સંસ્કૃતિને આપણે ક્ષણાર્ધમાં ત્યાગી શકીએ, એ કદાપિ શક્ય છે ખરું કે? તેમ જ બીજી પણ એક વાર્ત્તા અવશ્ય ધ્યાનમાં રાખવા યોગ્ય છે. અમુક એક ગામડામાંનો મહિષાસુર આપણો દેવ અને ગમે તેવી ઝીણી ઝીણી રૂઢિઓ અને રીતિઓ તે આપણો ધર્મ, એવી આપણી દૃઢ માન્યતા થયેલી છે. પ્રત્યેક સ્થાનના દેશાચારો ભિન્ન ભિન્ન છે; તો પછી એમાંનો કયો દેશાચાર સત્ય અને કયો અસત્ય વારુ? એમાંનો ગ્રાહ્ય કયો અને અગ્રાહ્ય કયો? ઉદાહરણાર્થ, એક બ્રાહ્મણને માંસ ભક્ષતો જોઇને દક્ષિણ દેશમાંના બ્રાહ્મણનું હૃદય કમકમી જશે; પણ ઉત્તર દેશમાંના બ્રાહ્મણને તે જ માંસભક્ષણ પુણ્યપ્રદ દેખાશે. યજ્ઞયાગ કરીને સેંકડો બકરાં મારવાં, એ તો જાણે આપણે મોટું સત્કૃત્ય કરીએ છીએ, એવી જ તેમની માન્યતા હોય છે. અમુક રીતિથી વર્ત્તવું એ જ આપણો સદાચાર છે, એમ જ્યાં તમે કહેવા માંડો એટલે એથી સર્વથા વિરુદ્ધ પ્રકારે વર્ત્તવું એ જ આપણો સદાચાર છે, એમ કહેનાર એક બીજો પુરુષ પણ તૈયાર જ હોવાનો. આપણા આ વિશાળ દેશમાં પરસ્પર

અત્યંત વિરુદ્ધ અનેક આચારો પ્રચલિત છે; પરંતુ તેઓ વિશિષ્ટ ભાગ પૂરતા જ છે, એ આપે ધ્યાનમાં રાખવાનું છે. એ આચાર જ ધર્મસર્વસ્વ છે, એવી જે આપણી માન્યતા થયેલી છે, તે સર્વથા પ્રમાદપૂર્ણ માન્યતા છે.

પરંતુ આપણી દુર્દશાનો આટલેથી જ અંત આવી જતો નથી; કારણ કે, એથી પણ બળવતી બીજી પણ કેટલીક અડચણો આપણા માર્ગમાં રહેલી છે. આપણાં શાસ્ત્રોને જોતાં તેમાં બે પ્રકારની વાર્તાઓ મળી આવે છે. એક પ્રકારનાં શાસ્ત્રોમાંના સિદ્ધાંતોની રચના મનુષ્યની સાર્વકાલિક નૈસર્ગિક વૃત્તિઓપર જ થયેલી છે, અને તેમાં આત્મા, પરમાત્મા તથા સૃષ્ટિનો જે નિત્ય–કાલસ્થલાતીત–સંબંધ છે, તેનું ઉદ્‌ઘાટન કરાયલું છે. પણ દ્વિતીય પ્રકાર એનાથી સર્વથા ભિન્ન છે; અને તેમાંના સિદ્ધાંતો વિશિષ્ટ દેશાચાર, વિશિષ્ટ કાળની પરિસ્થિતિ અને વિશિષ્ટ સમાજરચનાને અનુસરીને જ કરાયલા છે. પ્રથમ પ્રકારના સિદ્ધાંતો વેદાંતર્ગત છે અને દ્વિતીય પ્રકાર સ્મૃતિ તથા પુરાણોમાં વિસ્તરેલો જોવામાં આવે છે. શ્રુતિમાંના સિદ્ધાંતો કાલસ્થલાતીત હોવાથી તેમની સત્યતા ત્રિકાલાબાધિત છે; એટલે કે, વિશિષ્ટ કાળ અથવા પરિસ્થિતિવડે તેની સત્યતા બાધિત થતી નથી. એટલામાટે સ્મૃતિ અને પુરાણાદિ ગ્રંથોમાંના સિદ્ધાંતો અને શ્રુતિગત સિદ્ધાંતોમાં જો વિરોધ આવતો હોય, તો તે વેળાયે પુરાણાદિ ગ્રંથોમાંના સિદ્ધાંતોનો આનંદથી ત્યાગ કરવો. સ્મૃતિઓના પોતાના સંબંધમાં જ વિચાર કરીએ, તો ભિન્ન ભિન્ન સ્મૃતિઓમાં પરસ્પર વિરોધિ વચનો જોઇએ તેટલાં મળી આવે છે. અમુક એક આચાર અમુક યુગમાટે ઉચિત છે, એમ એક સ્મૃતિ કહે છે; તો વળી બીજી સ્મૃતિ બીજા જ પ્રકારના આચારને વિહિત આચાર તરીકે વ્યક્ત કરે છે; અમુક એક આચાર સત્યયુગ પૂરતો વિહિત હોય, તો તેથી ભિન્ન પ્રકારનો આચાર કલિયુગમાટે વિહિત સિદ્ધ થાય છે. એવા પ્રકારના પરસ્પર વિરોધ જોવામાં આવતા હોય, તોપણ આપણા મૂલભૂત સિદ્ધાંતો સૃષ્ટિના મૂળ સ્વભાવને અનુરૂપ હોવાથી સૃષ્ટિના અંત પર્યન્ત તેમાંનું સત્ય માત્ર અબાધ્ય રહેવાનું અને એમાં જ આપણા સનાતન ધર્મની વિશેષ મહત્તા સમાયલી છે. તે સિદ્ધાંત સર્વકાળમાં અને સર્વ સ્થળમાં એક સરખી રીતે જ લાગૂ પડી શકે એમ છે. સ્મૃતિસિદ્ધાંતો તે વિશિષ્ટ કાળ પૂરતા અને તે વિશિષ્ટ પરિસ્થિતિ પૂરતા જ માત્ર સત્ય હોવાથી કાળ અને સ્થિતિનું જ્યાં પરિવર્ત્તન થયું કે તેમની સત્યતા પણ સંપુષ્ટમાં આવી જ સમજવી. કોઈ એક રૂઢિ કે રીતિમાં પરિવર્ત્તન થયું એટલે આપણો ધર્મ ડૂબી ગયો, એવો કેટલીક વાર પોકાર કરવામાં આવે છે

તે પોકાર કરવાનું યત્કિંચિત્ પણ કારણ નથી. ભિન્ન ભિન્ન સમયમાં ભિન્ન ભિન્ન રૂઢિ અને રીતિઓ અસ્તિત્વમાં હતી; તોપણ તેમના યોગે આપણો ધર્મ માત્ર મરી કે ડૂબી ગયો નથી; અને તે કદાપિ મરવા કે ડૂબવાનો છે પણ નહિ, એ નિશ્ચયપૂર્વક માની લેવું. પૂર્વની રૂઢિ રીતિઓ આજે આપણામાં નથી, એનો આપણે પ્રત્યક્ષ અનુભવ લીધા કરીએ છીએ જ, પણ તેથી શું આપણો ધર્મ ડૂબી ગયો છે? જે ગોમાંસનું ભક્ષણ ન કરે તે બ્રાહ્મણ જ નહિ, એવી માન્યતા પણ એક સમયમાં આપણી આ ભરતભૂમિમાં પ્રચલિત હતી, એ વાર્ત્તાને આપ કદાપિ ભૂલી જશો નહિ. જો કોઈ સંન્યાસી, રાજા કિંવા પૂજ્ય અતિથિ પોતાના ગૃહમાં આવ્યો હોય, તો તેને બકરા અથવા તો બળદના માંસનું ભોજન આપવાંમાં આવતું હતું, એવો વેદોમાં સ્પષ્ટ ઉલ્લેખ મળી આવે છે. એ પછી એ પદ્ધતિ આત્મવિઘાતક છે, એ વાર્ત્તા કાલાંતરે આપણા જાણવામાં આવી હતી. આપણો દેશ મુખ્યત્વે કૃષિકર્મથી ઉદરનિર્વાહ કરનારો હોવાથી ઉપયુક્ત પશુઓનો નાશ કરવો તે પોતાનો જ નાશ કરવા સમાન છે, એ વાર્ત્તા આપણા ધ્યાનમાં આવવા માંડી. એથી એ રૂઢિ પોતાની મેળે જ બંધ પડી ગઈ અને ગોમાતાનો વધ કદાપિ ન કરવો એ અનુજ્ઞાનો સર્વત્ર પ્રચાર થઈ ગયો. અત્યારે આપણને જે રૂઢિ અત્યંત અયોગ્ય અને ભયંકર લાગવાનો સંભવ છે, તે જ રૂઢિનો પૂર્વકાળમાં પૂર્ણ પ્રચાર હતો, એમ આપના જોવામાં આવી શકે તેમ છે. એવી જ રીતે ભિન્ન ભિન્ન રૂઢિઓ અને ભિન્ન ભિન્ન ધારાઓ અસ્તિત્વમાં આવ્યા છે અને એ જ પ્રમાણે આજની રૂઢિઓ કાલાંતરે નષ્ટ થતાં તેમના સ્થાનમાં બીજા જ પ્રકારની રૂઢિઓ અસ્તિત્વમાં આવશે, એમાં તિલમાત્ર પણ સંશય નથી. એટલામાટે આપણે એક વાર્ત્તાને નિત્ય ધ્યાનમાં રાખવાની છે, અને તે એ કે, શ્રુતિસિદ્ધાંત કાલસ્થલાતીત હોવાથી તેઓ પૂર્વે જેટલા પ્રમાણમાં સત્ય હતા, તેટલા જ પ્રમાણમાં આજે પણ સત્ય છે અને ભવિષ્યત્ કાળમાં પણ તેમની સત્યતામાં ન્યૂનતા થવાનો સંભવ નથી; પરંતુ માત્ર સ્મૃતિઓમાં વારંવાર કાલાંતર અનુસાર પરિવર્ત્તન થતું રહેવાનું. જેમ જેમ કાળ વીતતો જશે, તેમ તેમ સ્મૃતિમાં પરિવર્ત્તન થતું જશે. ભિન્ન ભિન્ન કાળમાં ભિન્ન ભિન્ન ઋષિઓ અસ્તિત્વમાં આવશે અને તેઓ ભિન્ન ભિન્ન સ્મૃતિઓની રચના કરશે. તે તે કાળમાં વિહિત અને અવિહિત કર્મો કયાં છે, એનો નિર્ણય કરીને તેઓ તદનુરૂપ લોકનિયમનું કાર્ય કરશે. જો એમ ન થાય તો સમાજ કદાપિ સજીવન રહી શકે જ નહિ. અત્યાર સુધીમાં મેં જે કાંઈ કહ્યું છે, તેથી આપણી બન્ને બાજૂએ ભીતિનાં સ્થાનો કયાં છે,

એ તો આપના ધ્યાનમાં આવ્યું હશે જ. મારા કથનનો મુખ્ય આશય એટલો જ છે કે, આપણું સામાન્ય ધોરણ વિગ્રાહક નહિ, કિંતુ સદા સંગ્રાહક જ હોવું જોઇએ. ભિન્ન ભિન્ન પરિસ્થિતિ અને સમાજમાંના ઘટકોની વૃદ્ધિને અનુકૂલ થઈ પડે એવી પ્રત્યેક રૂઢિનો સંગ્રહ આપણે કરવો અને જેનાથી સમાજ વિસ્કલિત થઈ જાય એવી કોઈ પણ કૃતિ કરવી નહિ. એક આતતાયિ ધર્મોન્મત્ત સમાન વિગ્રહબુદ્ધિ અને એક દૃઢ ચાર્વાકશિષ્યની સંગ્રહબુદ્ધિ એ ઉભયનો આપણે આપણા પોતામાં સંયોગ કરવો જોઇએ. આપણું અંતઃકરણ સમુદ્ર સમાન ગહન અને આકાશ સમાન વિસ્તીર્ણ હોવું જોઇએ. આપણી પોતાની સુધારણા કરવામાટે જેવી રીતે આપણને ઇતર રાષ્ટ્રોની સાથે ચાલવાની અગત્ય છે, તે જ પ્રમાણે આપણા રક્તમાં રમી રહેલી પૂર્વપરંપરા સર્વથા નષ્ટ ન થઈ જાય, એ વિશેની સાવધતા રાખવાની પણ અત્યંત આવશ્યકતા છે. હવે આ સાવધતા કેવી રીતે રાખવી, એ બીજા કોઇએ આવીને અમો હિંદુઓને શીખવવાની અગત્ય નથી, એમ મને ભાસે છે. પ્રત્યેક વસ્તુમાં ચિરસ્થાયિ ભાગ કયો છે અને આગંતુક ભાગ કયો છે, એની યોગ્ય પરીક્ષા કરતાં પ્રથમ આપણે શીખવું જોઇએ. કારણ કે, ચિરસ્થાયિ ભાગ કાલ અને સ્થળથી અતીત હોવાનો જ અને આગંતુક ભાગની મહત્તા માત્ર તેટલા કાળ પૂરતી જ હોવાની. આ વાર્ત્તાને ધ્યાનમાં રાખીને કાલાનુસાર તેમાં પરિવર્ત્તન કરવાની આવશ્યકતા છે. જો એમ કરવામાં ન આવે તો તેનું મહત્ત્વ નષ્ટ થાય છે, એટલું જ નહિ, પણ તે ભાગ આપણને પ્રત્યક્ષ અપાયકારક પણ થઈ પડે છે. તથાપિ આપણી જૂની રૂઢિ રીતિ અને સંસ્થાઓનો ઉપહાસ જ કરતા રહો, એવો માત્ર મારા કથનનો આશય નથી અને હું એમ કદાપિ કહેવાનો જ નથી. આપણને અત્યારે જો કોઈ રૂઢિ અત્યંત અનિષ્ટ ભાસતી હોય, તોય તેનો પણ ઉપહાસ તો ન જ કરવો જોઇએ. કોઈ પણ રીતિ કે રૂઢિ વિરુદ્ધ પોકાર કરવાનું આપણને કશું પણ પ્રયોજન નથી. આજે આપણને અત્યંત અનિષ્ટ ભાસતી રૂઢિઓ જ પૂર્વકાળમાં અત્યંત ઇષ્ટ હતી અને તે જ રૂઢિઓએ પૂર્વકાળમાં આપણા સમાજનું સંરક્ષણ કરેલું છે. એટલા-માટે જો તે રૂઢિઓનો ત્યાગ આજે ઇષ્ટ હોય, તો પણ તેમ કરતી વેળાયે તેમનો ઉપહાસ ન કરતાં તેમણે પૂર્વકાળમાં કરેલા કાર્યમાટે તેમને ધન્યવાદ આપીને જ વિદાય કરવી જોઇએ. આપણા આર્યકુલને એ રૂઢિ અને રીતિઓએ જ આજ પર્યન્ત સુરક્ષિત રાખ્યું છે, એ આપણે ભૂલી જવાનું નથી. બીજી પણ એક મહત્ત્વની ઘટ-નાને આપણે ધ્યાનમાં રાખવાની છે અને તે એ કે, રાજા અથવા સેનાધ્યક્ષ એમાંનો

કોઈ પણ કોઇ પણ કાળમાં, આપણા સમાજનો શાસ્તા નહોતો; કિન્તુ આપણા સમાજના નેતાઓ નિત્ય ઋષિઓ જ હતા. ઋષિઓ સામાન્ય પુરુષ નહોતા; કતુ તેઓ મંત્રદષ્ટા હતા. પ્રત્યક્ષ ધર્મ સાથે જેમનો એકાકાર થએલો હોય, તેવા ઋષિઓ જ એ અગ્રેસર પદવીને પામતા હતા. ગ્રંથોમાંના બહુ વિષયોનો પોતાના મસ્તિષ્કમાં સંગ્રહ કરી લેવાથી તે સમયમાં ઋષિપદની પ્રાપ્તિ થઈ શકતી નહોતી. મહાન્ વાદવિવાદથી, કલ્પનાસામ્રાજ્યમાંના વિહારથી અથવા તો ગ્રંથોમાંનાં અવતરણોનો મોટો બડબડાટ કરવાથી જ તે સમયમાં ઋષિપદ મેળવી શકાતું નહોતું. ઇંદ્રિયથી પરપ્રદેશમાં વસતા સત્ય સાથે જેનો સાક્ષાત્કાર થએલો હોય, કિંબહુના જે પોતે જ સાક્ષાત્સત્યરૂપ થઈ ગયો હોય; તે જ ઋષિપદનો અધિકારી થઈ શકતો હતો. મહર્ષિત્વ કહ્યું એટલે તે આ પ્રકારનું જ હોવું જોઇએ. મહર્ષિત્વ અમુક એક જાતિને કિંવા પંથને જ અપાયું હોય, તેમ નથી; કારણ કે, તેને કોઈ પણ પ્રકારનો નિર્બંધ છે જ નહિ. કાલ, સ્થલ, અને વય આદિનાં બંધનો મહર્ષિત્વમાં સંભવતાં જ નથી. મહર્ષિ થનારને સત્યનો સંપૂર્ણ સાક્ષાત્કાર થએલો હોવો જોઇએ, એવું વાત્સ્યાયનનું કથન છે. તમારા અને મારા જેવા સામાન્ય મનુષ્યોમાટે પણ ઋષિ થવું, એ કાર્ય અશક્ય નથી. માત્ર આપણે પ્રથમ આત્મવિશ્વાસ દઢતાથી રાખવો જોઇએ; એટલે કે, મારામાટે આ વિશ્વમાં અશક્ય હોય એવું કાંઈ પણ નથી, એ ભાવના અત્યંત દઢ હોવી જોઇએ. આપણે સમસ્ત વિશ્વને હચમચાવી શકીશું, એવો આપણા ચિત્તનો નિશ્ચય હોવો જોઇએ. જ્યાં આપણા હૃદયમાં સર્વેશ્વરત્વનો જ નિવાસ છે તો પછી અમુક એક કાર્ય આપણામાટે અશક્ય છે, એવો આપણને ભાસ માત્ર પણ શામાટે થવો જોઇએ વારુ? આપણે ધર્મનો પ્રત્યક્ષ અનુભવ અથવા સાક્ષાત્કાર કરવો જોઇએ; અને પ્રત્યક્ષ અનુભવદ્વારા જ સમસ્ત સંશયોની નિર્વૃત્તિ કરવી જોઇએ. આમ થતાંની સાથે જ ઋષિત્વનો દિવ્ય પ્રકાશ આપણી આસપાસ સર્વત્ર વિસ્તરી જશે. એવી સ્થિતિમાં આપણા મુખમાંથી નીકળતા પ્રત્યેક શબ્દની પાછળ અનંત સામર્થ્યનું પૃષ્ઠબળ ઉભેલું હોય છે, એટલે અશુચિતા આપણા નિકટમાં પણ આવી શકતી નથી. અમુક વાર્તાને અશુભ માની તેનાપર તિરસ્કાર વર્ષાવવા જેવું આપણામાટે કાંઈ પણ અવશિષ્ટ રહેતું નથી. એવી અશુભ વસ્તુઓ પોતાની મેળે જ આપણી પાસેથી દૂર ભાગી જાય છે. વિગ્રહ અને વિવાદ વિના જ સર્વ વસ્તુઓ પોતાની મેળે સુવ્યવસ્થિત થઈ જાય છે. આ ઋષિત્વ આપણામાંના પ્રત્યેકને પ્રાપ્ત થાય અને તેના યોગે આપણો તેમ જ

ઇતરોનો માર્ગ સુલભ થઈ પડે, એવો હું તે પરમાત્મા પાસેથી નિત્ય આશીર્વાદ માગ્યા કરું છું.

---

## કુંભકોણમાં સ્વામીજીને અપાયલું માનપત્ર અને સ્વામીજીનું ઉત્તર

(સ્વામીજી જ્યારે કુંભકોણમાં પધાર્યા હતા તે વેળાએ ત્યાંની હિંદુજાતિ તરફથી તેમને નિમ્નલિખિત માનપત્ર આપવામાં આવ્યું હતુંઃ- )

પરમપૂજ્ય સ્વામિન્!

પાશ્ચાત્ય દેશમાંના પોતાના પ્રવાસની સમાપ્તિ કરીને વિખ્યાત દેવાલયો અને પરમપાવન સત્પુરુષોના યોગે પવિત્ર થએલી આ ભૂમિમાં આપ પાછા પધાર્યા, એમાટે આ પુરાતન અને મહત્ત્વવતી કુંભકોણમ્ નગરીમાંના હિંદુ નિવાસીઓ તરફથી અમે આપનું અંતઃકરણપૂર્વક સ્વાગત કરીએ છીએ. આપે યૂરોપ અને અમેરિકામાં સનાતન ધર્મનું જે કાર્ય કર્યું છે, તે કેવળ પરમેશ્વરની કૃપાનું જ પરિણામ છે; અને તેની એ કૃપામાટે અમે વિનીત અંતઃકરણથી તે પરમેશ્વરનું સ્મરણ કરીએ છીએ. પરમેશ્વર વિષયક અનેક કલ્પનાઓ અને અધ્યાત્મશાસ્ત્રમાંનાં અનેક પ્રમેયોની એકવાક્યતા કરીને તેમાંના ઉચ્ચ આદર્શનું દિગ્દર્શન કરાવવાની પાત્રતા આર્યતત્ત્વજ્ઞાનમાં રહેલી છે, એ વાર્ત્તાનો ચિકાગોમાં એકત્ર થએલા સર્વ ધર્મોના પ્રતિનિધિઓને આપે પૂર્ણ પરિચય કરાવી દીધો છે. સનાતન ધર્મ અને તત્ત્વજ્ઞાનનો વિકાસ બુદ્ધિગમ્ય માર્ગને અનુસરીને જ છે અને તેમાં આકુંચિતતાને સ્થાન મળવાનો સંભવ નથી, એ આપે નિર્વિવાદ સિદ્ધ કરી બતાવ્યું છે. એ ઘટનાઓ પરમેશ્વરના કૃપાપ્રસાદના યોગે જ થએલી હોવી જોઇએ.

વિશ્વનો ઉત્પાદક અને શાસ્તા જે પરમેશ્વર, તે સત્યનો સદૈવ સહાયક છે, એવો દૃઢ વિશ્વાસ આજે અનેક યુગાનુયુગથી આપણાં અસ્થિ અને માંસમાં વ્યાપી ગયો છે; હિંદુરાષ્ટ્ર વિશેષે કરીને ધર્મરક્ષક રાષ્ટ્ર છે અને તેને ધર્મનો નિધિ પરંપરાથી દાયાદ તરીકેના અધિકારથી મળતો આવ્યો છે; એ તત્ત્વોનું પાશ્ચાત્યોને સંપૂર્ણ દર્શન કરાવવાના કાર્યમાં આપને વિજય મળ્યો, એ જ અમારા આનંદ અને સમાધાનનું મુખ્ય કારણ છે. પ્રથમથી જ સર્વતોમુખી થએલી આપના ગુરુ મહારાજની કીર્ત્તિમાં આપની આ કૃતિથી વિશેષ વૃદ્ધિ થએલી છે. જગત્માંનાં સંસ્કૃત રાષ્ટ્રોમાં આપણા રાષ્ટ્રની કીર્ત્તિને આપે બહુ જ વધારી દીધી છે. તથાપિ એ સર્વ કરત

પણ વળી વિશેષ મહત્ત્વનું જે એક અન્ય કાર્ય આપે કર્યું છે તે એ છે કે, આપણા રાષ્ટ્રે પણ પૂર્વ કાળમાં જેમનામાટે અભિમાનને ધારણ કરી શકાય એવી કૃતિઓ કરેલી છે, એ જ્ઞાનની જ્યોતિ આપે અમો ભારતવાસીઓનાં અંતઃકરણમાં પ્રકટાવી છે અને આપનું એ કાર્ય સર્વથી ગુરુતમ છે. આપણા રાષ્ટ્રે એક પછી એક અનેક દેશોને પાદાક્રાંત નથી કર્યા એ કાંઈ તેની અવનતિ કિંવા વૃદ્ધતાનું ચિન્હ નથી, એ તત્ત્વનો આપે અમને પરિચય કરાવ્યો છે, અને એ આપનું ઉત્કૃષ્ટ કાર્ય છે. આપના જેવા શુદ્ધબુદ્ધિ, સ્વાર્થત્યાગી અને કર્તવ્યપરાયણ મહાત્માઓ આપણી ભૂમિમાં અવતરે છે, એથી ભારતવર્ષના ભાવિ ઉદય વિશે અમારા અંતઃકરણમાં પૂર્ણ આશાનો ઉદ્ભવ થયો છે અને એમ થાય તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. સર્વાન્તર્યામી પરમાત્મા આપને દીર્ઘાયુષ્ય તથા આરોગ્ય આપો અને આપને આપના સનાતન ધર્મપ્રચારક તરીકેના કાર્યને કરવાનું યોગ્ય સામર્થ્ય આપો, એ જ અમારી તેનાં ચરણોમાં અનન્યભાવયુક્ત અભ્યર્થના છે.

(એ પછી કુંભકોણ નગરના હિંદુ વિદ્યાર્થીઓ તરફથી સ્વામીજીને એક બીજું માનપત્ર પણ આપવામાં આવ્યું હતું અને ત્યારપછી સ્વામીજીએ એ માનપત્રોના ઉત્તરમાં **'વેદાન્તની પ્રેરણા'** શીર્ષક એક ઉત્તમ વ્યાખ્યાન આપ્યું હતું.*)

---

* પ્રસ્તુત 'વિવેકાનંદ વિચારમાળા' નામક સ્વ. સ્વામી શ્રી વિવેકાનંદનાં વ્યાખ્યાનો અને લેખોના ગુર્જર અનુવાદનો પ્રથમ ઇ. સ. ૧૯૦૫માં આરંભ કરાયો હતો અને તે વેળાએ મદ્રાસમાં નેટેસનની કંપનીએ સ્વામીજીનાં વ્યાખ્યાનો અને લેખોનો જે એક સંગ્રહ "Swami Vivekanand, a collection of his speeches & Writings" એ નામથી પ્રકટ કર્યો હતો તેમાંના લેખોથી જ આ અનુવાદનો આરંભ કરાયલો હોવાથી કોલંબોથી અલ્મોરા સુધીના પ્રવાસમાં સ્વામીજીએ આપેલાં એક બે વ્યાખ્યાનો તેમાં લેવાયાં હતાં તે અમે 'વિવેકાનંદ વિચાર'માળાના પ્રથમ પુષ્પમાં આપી દીધાં છે. કુંભકોણમાંના માનપત્રના ઉત્તરમાં સ્વામીજીએ આપેલું, 'વેદાંતની પ્રેરણા' નામક વ્યાખ્યાન 'વિવેકાનંદ વિચારમાળા' પ્રથમ પુષ્પ પૃષ્ઠ ૪૫૧થી ૪૭૯ સુધીમાં છપાયલું છે, એટલે તે પ્રથમ પુષ્પમાં વાંચી લેવાનો વાંચકોએ પરિશ્રમ લેવો. દ્વિતીય આવૃત્તિમાં એ વ્યાખ્યાનની આ સ્થળે યોજના કરવામાં આવશે. દ્વિતીય આવૃત્તિમાં લેખો અને વ્યાખ્યાનોનો અનુક્રમ, બનતાં સુધી સ્વ. વિવેકાનંદનાં વ્યાખ્યાનો અને લેખોનો જે સંગ્રહ 'Mayavati Memorial Edition' નામથી છપાયો છે, તદનુસાર રાખવાનો વિચાર છે.

## મદ્રાસમાં સ્વામીજીને અર્પાયલું માનપત્ર અને સ્વામીજીનું ઉત્તર

(જ્યારે સ્વામી વિવેકાનન્દ મદ્રાસમાં પધાર્યાં, તે વેળાએ ત્યાંના સન્માનકારક મંડળે સ્વામીજીને જે સત્કારદર્શક માનપત્ર અર્પ્યું હતું, તે નીચે પ્રમાણે હતુંઃ- )

પરમપૂજ્ય સ્વામિન્!

પાશ્ચાત્ય દેશમાંના પોતાના ધર્મકાર્યની સમાપ્તિ કરીને આપ પાછા આ દેશમાં પધાર્યાં છો એટલે તે પ્રસંગે મદ્રાસમાંના આપના ધર્મબાંધવો તરફથી અમે આપનું અંતઃકરણપૂર્વક સ્વાગત કરીએ છીએ. આપને અમે જે માનપત્ર આપીએ છીએ તે કેવળ ઉપચાર તરીકે કિંવા ઔપચારિક વિધિ તરીકે આપતા નથી, કિંતુ અમે એ માનપત્રદ્વારા પોતાનાં અંતઃકરણોને જ આપનાં ચરણોમાં સમર્પિત કરીએ છીએ; તે જ પ્રમાણે ભારતવર્ષના અત્યુચ્ચ ધાર્મિક સિદ્ધાંતોની વિજયપતાકાને આપે પાશ્ચાત્ય દેશમાંના ધર્મદુર્ગપર ચઢાવીને સત્યના કાર્યમાં જે સહાયતા કરી છે, તે વિશેના અમારા અંતઃકરણમાં વસી રહેલા આદરને અમે આ માનપત્રદ્વારા વ્યક્ત કરીએ છીએ. ચિકાગોમાં ધર્મમહાપરિષદ્ ભરાઈ, તે વેળાએ આપણા સનાતન અને ઉચ્ચ ધર્મનો એકાદ પ્રતિનિધિ ત્યાં હોય તો સારું, એમ અમારામાંના કેટલાક લોકોને ભાસતું હતું. આપણો પ્રતિનિધિ તે પરિષદ્‌ના સભાસદોને આપણાં ધર્મતત્ત્વોનો યોગ્ય પરિચય કરાવે અને તેના યોગે પાશ્ચાત્ય દેશમાં તે તત્ત્વોનો પ્રચાર થાય, એવી અમારી પ્રબળ ઇચ્છા હતી. એવામાં પૂર્વ પુણ્યના યોગે અમને આપનો લાભ મળ્યો, અને ખરી આવસ્યકતાના સમયમાં સત્કાર્યની પૂર્તિમાટે યોગ્ય પુરુષનો અવતાર થાય છે એમ જે અનેક દેશોના ઇતિહાસથી આપણને જણાય છે, તે સત્ય આ પ્રસંગે પણ સત્ય જ સિદ્ધ થયું. ધર્મમહાપરિષદ્‌માંના સનાતન ધર્મના પ્રતિનિધિનું પદ આપે સ્વીકાર્યું, તે વેળાએ આપ વિશેનું જે ज्ञાન અમને હતું તેના યોગે, આ મહત્કાર્ય સર્વથા યોગ્ય પુરુષના હાથમાં જ પડ્યું છે. એવો અમારો તે વેળાએ જ નિશ્ચય થઈ ગયો હતો. ત્યાં આપે સનાતનધર્મના સિદ્ધાંતોને એટલી બધી શુદ્ધતા, સ્પષ્ટતા અને અધિકારશીલતાથી વિશદ કર્યાં હતા કે તેથી કેવળ ધર્મમહાપરિષદ્‌માં જ તેમનો જયજયકાર થયો, એટલું જ નહિ, પણ બાહ્ય દેશોમાંનાં અનેક સ્ત્રીપુરુષોનાં અંતઃકરણો આપણાં ધર્મતત્ત્વોપ્રતિ આકર્ષાયાં અને આર્યધર્મના સજીવન ઝરણમાંના જળના પ્રાશનથી માનવજાતિની ઉત્ક્રાંતિ અધિક વિસ્તૃત પ્રમાણમાં અને અધિક પવિત્રતાયુક્ત થતાં પરસ્પર પ્રેમભાવ અધિક દૃઢ થવાનો, એ પ્રમાણેનો તેમનો નિશ્ચય

પણ થઈ ગયો. વિશ્વમાંના સર્વ મહાધર્મોની વસ્તુતઃ એકવાક્યતા છે અને તેમનો પરસ્પર કશો વિરોધ છે જ નહિ, એમ આપે જે મુખ્યતઃ સિદ્ધ કરી બતાવ્યું છે, એમાટે આપનું જેટલું ગૌરવ કરવામાં આવે તેટલું ન્યૂન જ કહેવાશે. તત્ત્વતઃ સર્વ ધર્મો એકસરખી મહત્તા ધરાવનારા છે, એવો આપણો હિંદુ લોકોનો અભિપ્રાય છે અને એ અભિપ્રાયના મહત્ત્વને આપે ત્યાંના સભાસદોના મનમાં સારી રીતે ઠસાવી દીધું છે. સત્ય અને પવિત્રતાનો અમુક એક વિશિષ્ટ દેશ કિંવા અમુક એક વિશિષ્ટ સમાજને જ ઇજારો આપવામાં આવ્યો છે, એમ બોલવાને હવે પછી કોઈ પણ વિચારશીલ પુરુષ સિદ્ધ થઈ જાય, એમ અમને ભાસતું નથી. તે જ પ્રમાણે અમુક એક વિશિષ્ટ ધર્મ અથવા પંથ માત્ર સજીવન રહેશે અને બાકીના સર્વ ધર્મો નષ્ટ થઈ જશે, એમ કહેનાર પણ કોઈ ઉત્પન્ન થાય તેમ નથી. નાના પ્રકારનાં સ્ત્રીપુરુષો પોતપોતાની ઇચ્છા પ્રમાણે નાનાવિધ ધર્મો પાળતાં હોય, તો પણ તે સર્વ ભિન્ન ભિન્ન માર્ગો અંતે એકજ સ્થાનમાં આવી મળે છે, એવો જે સાર ભગવદ્ગીતામાં કહેલો છે, તે સારનું જ આપે પણ પોતાની મધુર અને મનોહર વાણીથી વિસ્તારપૂર્વક કથન કરેલું છે. જો ધર્મમહાપરિષદ્‌માંના પોતાના કાર્યની સમાપ્તિ કરીને જ આપ સ્વસ્થ થઇને બેસી રહ્યા હોત, તોપણ આપના ધર્મબાંધવોએ અવશ્ય આપના અમૂલ્ય શ્રમોનું ગૌરવ કર્યું જ હોત; કારણ કે, એટલા કાર્યની મહત્તા પણ કાંઈ જેવી તેવી નથી. પરંતુ એવી રીતે સ્વસ્થ થઇને બેસી ન રહેતાં પાશ્ચાત્ય દેશમાં પ્રવાસ કરીને આપે અખિલ માનવ-જાતિને જ્ઞાન અને શાંતિનો જે સંદેશ પહોંચાડ્યો છે, એ આપનું કાર્ય વળી અત્યંત વિશેષ મહત્ત્વનું થયું છે. અર્થાત્ એવી રીતે આપે આર્યોના સનાતન ધર્મનો સંદેશ સર્વત્ર પહોંચતો કરી દીધો છે અને વેદાંતધર્મના પક્ષને આપે સંપૂર્ણ સંભાળી રાખ્યો છે, એ આપના મહત્કાર્ય માટે આપનો આભાર માનવો, તે સર્વથા યોગ્ય જ છે; પરંતુ સનાતન ધર્મના કાર્યને બળપૂર્વક ચલાવવામાટે સ્થળે સ્થળે મધ્યવર્ત્તી મઠોની સ્થાપના કરીને આપ ધર્મપ્રસારનું જે કાર્ય કરવાના છો, એથી અમને અત્યંત આનંદ થાય છે, એ પણ આપને ખાસ કરીને અમારે જણાવવું જોઇએ. આપે જે કાર્યની યોજના કરી છે, તેથી આપે આપણા દેશની પરંપરાને યોગ્ય રીતે આગળ ચલાવી છે અને એ કૃતિ આપના ગુરુશ્રીના નામને પૂર્ણતાથી શોભાવે તેવી છે, એમ પણ અમારે કહેવું જ જોઇએ. આપના ગુરુશ્રીએ આપના હૃદયક્ષેત્રમાં એ જ મહત્કાર્યનું બીજારોપણ કરેલું છે. આપના આ કાર્યમાં આપના સહાયક થવાનો સુયોગ અમને પ્રાપ્ત થાય, એટલી જ માત્ર અમારી ઇચ્છા છે. તે જગચ્ચાલક, સર્વજ્ઞ અને

દયામય પ્રભુ આપને દીર્ઘાયુષ્ય આપે અને આપના પરિશ્રમોનું યોગ્ય ફળ આપને મળે, એવી અમે તે પરમાત્માનાં ચરણોમાં નમ્ર પ્રાર્થના કરીએ છીએ.

(એ પછી ખેત્રીના મહારાજા તરફનું નિમ્ન લિખિત એક અન્ય માનપત્ર પણ વાંચીને સ્વામીશ્રીને અર્પાયું હતું:-)

સ્વામિમહારાજ,

આપ મદ્રાસમાં પાછા પધાર્યા છો અને અહીંના નિવાસીઓએ આપનું સ્વાગત કર્યું છે, એટલે એ પ્રસંગે હું પણ આપના શુભાગમનથી થએલા મારા આનંદને વ્યક્ત કરવાની આજ્ઞા ઇચ્છું છું. આપે પાશ્ચાત્ય દેશમાં જે કાર્ય કર્યું છે અને તેને જે યોગ્ય ફળ મળ્યું છે, તેમાટે મારા હૃદયમાં અતિશય આનંદ થાય છે. અર્વાચીન ભૌતિક શાસ્ત્રોના આક્રમણથી ધર્મદુર્ગનાં જે જે સ્થાનો જીતાયાં છે, તે સ્થાનોને ધર્મ કદાપિ પાછાં મેળવી શકશે નથી, એવું અભિમાન પાશ્ચાત્યોના હૃદયમાં રમી રહ્યું છે. પરંતુ આપનું કાર્ય તેમના એ અભિમાનમાં ન્યૂનતાને ઉપજાવનારું થઈ પડયું છે, એમ જ કહેવું જોઇએ. વાસ્તવિકતાથી જોતાં ભૌતિકશાસ્ત્રો અને સત્ય ધર્મશાસ્ત્ર વચ્ચે પરસ્પર વિરોધક સંબંધ હોય, એમ તો નથી જ. ચિકાગોમાં ભરાયલી ધર્મમહાપરિષદ્‌માં આપ સમાન યોગ્ય પ્રતિનિધિ આ પવિત્ર આર્યભૂમિને પ્રાપ્ત થયા, એ આ આર્યભૂમિનાં મહદ્ સદ્‌ભાગ્ય જ કહી શકાય. પૂર્વકાલીન ઋષિઓની વતી પ્રતિનિધિત્વને સ્વીકારવામાટે આપના જેવો યોગ્ય પુરુષ અન્ય કોઈ ભાગ્યે જ મળી શકયો હોત! આર્યાવર્તમાં આજે પણ જ્ઞાનનો કેવો અખંડ ઝરો વહી રહ્યો છે, એવું પાશ્ચાત્યોને જે ભાન થયું તેનું સર્વ શ્રેય આપનાં ચાતુર્ય, ધૈર્ય અને ઉત્સાહને જ ઘટે છે. આ વિશ્વમાં અત્યારે જો કે નાનાવિધ ધર્મો પ્રસરેલાં હોય, તોપણ તેમનામાંના વિરોધાભાસોની એકવાક્યતા વેદાન્તધર્મમાં જ થાય છે, એ આપે નિર્વિવાદ સિદ્ધ કરી બતાવ્યું છે. વિશ્વમાંની દૃશ્ય વિવિધતાનું પર્યવસાન એકાત્મતામાં થાય, એ જ વિશ્વનિયંતાનો નિયમ હોઇને પરસ્પર સહિષ્ણુતા અને સહાયતાના સાહાય્યથી જ માનવજાતિનો જીવનહેતુ સફળ થવાનો છે, એ પણ આપે સારી રીતે બતાવી આપ્યું છે. આપ સમાન ઉચ્ચ અને પવિત્ર પુરુષના નેતૃત્વથી વિશ્વના ઇતિહાસમાં જે એક નવીન મન્વંતરનો આરંભ થાય છે, તેને પ્રત્યક્ષ નિહાળવાનું ભાગ્ય અમને પ્રાપ્ત થયું છે, એટલામાટે અમને એક પ્રકારનું અભિમાન ભાસે છે. એ મન્વંતરમાં ધર્મોન્માદ, હઠવાદ, દ્વેષ અને વિરોધ આદિની છિન્નવિચ્છિન્નતા અને પ્રેમ તથા અનુકંપાના સામ્રાજ્યનો અખંડ વિસ્તાર થશે, એવો

અમારો દૃઢ વિશ્વાસ થઈ ચૂક્યો છે. પરમાત્માનો આપના શિરપર શાશ્વત આશીર્વાદ વર્ષતો રહો, એવી હું તે પરમાત્માની અનન્ય ભાવથી પ્રાર્થના કરું છું. ઇત્યલમ્ વિસ્તરેણ.

(ઉપર્યુક્ત માનપત્ર વંચાઈ રહ્યા પછી સ્વામીજી સભાગૃહમાંથી બહાર આવ્યા અને ત્યાં ઊભેલી ગાડીમાં જઇને બેસી ગયા. એ વેળાએ અત્યંત પ્રચંડ જનસમુદાય એકત્ર થએલો હોવાથી સર્વત્ર આનંદ અને જયજયકારનો એટલો મોટો કોલાહલ હતો કે તે પ્રસંગે એક લઘુ ભાષણ કરીને જ એ સમારંભની પરિસમાપ્તિ કરવાની આવશ્યકતા હતી. એ કારણથી નિમ્ન લઘુ ભાષણ કરીને સ્વામીજીએ વિસ્તૃત ઉત્તર આગળ ઉપર આપવાનું અભિવચન આપ્યું:-)

## સ્વામીજીનું ઉત્તર.

મનુષ્યની ઇચ્છા અમુક એક કાર્ય કરવાની હોય, તોપણ તેની પૂર્તિ થવાનું કે ન થવાનું તો પરમાત્માના હાથમાંજ હોય છે, એવા આશયની એક કિંવદંતી અંગ્રેજી ભાષામાં છે ('Man proposes and God disposes'); અને તેનો અત્યારે જ આપણને અનુભવ મળે છે. આજના માનપત્ર અને તેના ઉત્તરનો સમારંભ અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે એક સભાગૃહમાં થાય એવી યોજના પ્રથમથી કરવામાં આવી હતી; પરંતુ પરમેશ્વરની ઇચ્છા એથી ભિન્ન હતી. અર્થાત્ તેની, હું એ મારું વ્યાખ્યાન, રથમાં ઉભો રહી રાજમાર્ગમાં એકત્ર થએલા સહસ્રાવધિ મનુષ્યોના પ્રચંડ સમુદાય સમક્ષ ગીતાની પદ્ધતિથી, કરું; એવી જ ઇચ્છા હતી અને તેથી જ સર્વથા આવો યોગ આવી મળ્યો છે. એક અર્થે તો એમ જ કહેવું જોઇએ કે, જે કાંઈ થયું છે તે સારું જ થયું છે. કારણ કે, આવો પ્રસંગ ભાષણમાટે અધિક ઉદ્યુક્ત કરનાર હોઇને હું આપને જે કાંઈ કહેવાનો છું તેનો પણ પરિપોષક જ છે. આપ સર્વનાં શ્રવણો પર્યન્ત મારા શબ્દો પહોંચી શકશે કે નહિ, એ વિશે મને મોટી શંકા છે; તોપણ મારું વ્યાખ્યાન આપના સાંભળવામાં આવે, એમાટેનો હું મારાથી બનતો પ્રયત્ન કરીશ. આવી મોટી ખુલ્લી જગ્યામાં એકત્ર થએલા પ્રચંડ જનસમૂહસમક્ષ ભાષણ કરવાનો પ્રસંગ મને પૂર્વે એકવાર પણ પ્રાપ્ત થયો નથી. કોલંબોથી મદ્રાસપર્યંત એટલા પ્રેમ, અંતઃકરણ અને ઉત્સાહથી મારું સ્વાગત કરવામાં આવ્યું છે કે, મારું સ્વાગત આવા પ્રકારનું કરાશે, એની મને કલ્પના માત્ર પણ નહોતી. પરંતુ આ ઘટના મારી કલ્પનાથી અતીત હોવા છતાં એટલું તો સત્ય જ છે કે, એના યોગે મારો ઉત્સાહ બમણો થઈ ગયો છે; કારણ કે, એથી મારા એક મતને ઘણી જ સારી પુષ્ટિ મળી છે. પ્રત્યેક રાષ્ટ્રનો

જીવનહેતુ ભિન્ન ભિન્ન હોય છે, એવો મારો અભિપ્રાય છે; અને આજસુધીમાં મારા એ અભિપ્રાયને મેં અનેકવાર વાણીદ્વારા વ્યક્ત પણ કરી બતાવ્યો છે. પ્રત્યેક રાષ્ટ્રના વિકાસનો માર્ગ ભિન્ન હોય છે, અને તે રાષ્ટ્રનો વિકાસ તે નિયત માર્ગથી જ થતો હોય છે. આપણા હિંદુરાષ્ટ્રના વિકાસ કિંવા તેની ઉન્નતિનો માર્ગ ધર્મ છે અને ધર્મ જ આપણો જીવનહેતુ છે. ઇતર દેશોમાં ધર્મનું એટલું બધું મહત્ત્વ નથી. સામાન્ય જીવનક્રમમાં જે સહસ્રાવધિ વિષયોનો સમાવેશ થાય છે, તેમાંનો ધર્મ પણ એક વિષય છે, એટલી જ ભાવના પાશ્ચાત્ય દેશમાં પ્રચલિત છે. કિંબહુના ધર્મનો વિષય તેમની દૃષ્ટિથી ઇતર સાંસારિક વિષયો કરતાં પણ ઓછા મહત્ત્વનો છે, એમ કહેવામાં પણ કશો પ્રત્યવાય નથી. ઉદાહરણાર્થ, ઇંગ્લંડમાં ધર્મને એક રાજકીય વિષય જ માનવામાં આવે છે. ઇંગ્લંડની ભૂમિ અમુક એક વિશિષ્ટ પંથની જ મનાય એવો ત્યાં ધર્મના વિષયમાં કટાક્ષ છે. ઇંગ્લંડના ધર્મપંથોનો પ્રમુખ અધિકાર ત્યાંના સિંહાસનના હસ્તમાં છે. સિંહાસનારૂઢ વ્યક્તિનો તે વિશિષ્ટ પંથમાં વિશ્વાસ હોય કિંવા ન હોય, તોપણ સિંહાસનારૂઢ વ્યક્તિએ તે પંથનો પુરસ્કાર કરવો જ જોઇએ; અને એમ કરવું તે આપણું રાષ્ટ્રીય કર્ત્તવ્ય છે, એમ સમજીને તે વ્યક્તિ પણ તે પંથનો પુરસ્કાર અવશ્યમેવ કરે છે જ. ઇંગ્લંડમાંનાં સર્વ ગૃહસ્થ સ્ત્રીપુરુષોનું એ ધર્મ કિંવા પંથને પૃષ્ઠબળ હોવું જ જોઇએ, એવી માન્યતા ત્યાં સર્વત્ર પ્રચલિત છે. અમુક એક ગૃહસ્થની કુલીનતાની સિદ્ધિમાટે જેવીરીતે તેનામાં અનેક ગુણોની આવશ્યકતા હોય છે; તે જ પ્રમાણે પોતાને તે વિશિષ્ટ પંથના અનુયાયી તરીકે ઓળખાવવો, એ પણ તેમાંનો એક ગુણ મનાય છે. ઇંગ્લંડનો નિયમ અન્ય દેશોને પણ લાગૂ પડે છે. પ્રત્યેક રાષ્ટ્રની મહત્તાનો એક એક વિશિષ્ટ વિષય હોય છે. મોટા મોટા રાજકારણી પુરુષોને નિર્માણ કરવા, એ જ અમુક એક રાષ્ટ્રનો વિશિષ્ટ વિષય હોય છે; તો અન્ય એક રાષ્ટ્ર મહાબુદ્ધિમાન્ પુરુષોને નિર્માણ કરતું હોય છે. તૃતીય રાષ્ટ્ર ક્ષાત્ર ગુણોના પરમાવધિમાં જ પોતાની ધન્યતા માને છે અને ચતુર્થ રાષ્ટ્ર વણિગ્વૃત્તિની પૂર્ણ ઉન્નતિના કાર્યમાં જ નિમગ્ન રહ્યા કરે છે. અર્થાત્ પોતપોતાના વિશિષ્ટ ગુણોની ઉન્નતિમાં જ પ્રત્યેક રાષ્ટ્રનું ધ્યાન પરોવાયલું હોય છે. એ વિશિષ્ટ ગુણ ઉપરાંત જે અનેક ન્યૂન પદવીના વિષયોનો રાષ્ટ્રની ઘટનામાં અંતર્ભાવ થાય છે, તે અનેક વિષયોમાંના જ એક વિષય તરીકે ત્યાં ધર્મને સમજવામાં આવે છે. અલંકારોથી કદાચિત્ મૂળ સૌન્દર્યનું પોષણ થતું હોય, પણ અલંકારોની યોગ્યતા જેવી રીતે ન્યૂન પ્રકારની મનાય છે, તે જ પ્રમાણે ધર્મ પણ એક અલંકાર છે, એટલી જ યોગ્યતા પાશ્ચાત્યોની દૃષ્ટિથી ધર્મને પ્રાપ્ત થએલી

છે. આ વિષયમાં આપણો દેશ ઇતર સર્વ દેશોથી સર્વથા ભિન્ન છે. ધર્મ આપણું સર્વસ્વજીવન છે અને ધર્મ જ આપણા રાષ્ટ્રીય જીવનનો મૂળ પાયો છે. આપણા રાષ્ટ્રના જીવિતનો મુખ્ય આધાર ધર્મ જ છે. આપણા રાષ્ટ્રનું જે કાંઈ પણ શુભાશુભ સ્વરૂપ આજે દેખાય છે, તેની ઘટનામાં મુખ્યતઃ ધર્મનો જ અંતર્ભાવ થએલો છે. રાજકારણ, સત્તા, સામર્થ્ય અને બુદ્ધિ આદિ સર્વ વસ્તુઓ એનાથી ઉતરતી પદવીની જ છે. સત્ય ધાર્મિક પુરુષ વિશે આપણા હિંદુઓના હૃદયમાં જે આદર વસી રહેલો હોય છે, તેવો આદર અત્યંત બુદ્ધિમાન્ પુરુષ વિશે પણ આપણા ચિત્તમાં હોતો નથી. એટલામાટે ધર્મ જ આપણો પ્રમુખ વિષય થઈ રહ્યો છે. આપણા હિંદુઓમાં ચોકસ બુદ્ધિ નથી, એવો પ્રવાદ હજારોવાર મારા સાંભળવામાં આવ્યો છે, અને સામાન્યતઃ એ આરોપને સર્વથા અસત્ય કહી શકાય તેમ પણ નથી. હું કોલંબો નગરમાં આવ્યો, તે વેળાએ યૂરોપમાં જે અનેક રાજકીય ઉથલપાથલો ચાલી રહી હતી તેની જરા પણ માહિતી ત્યાંના લોકોને નહોતી એ જો કે સત્ય છે; તે જ પ્રમાણે લોકસત્તાવાદ અથવા તેનું જ અધિક ઉગ્ર સ્વરૂપ સમતાવાદ ( Socialism ) અથવા અરાજકતા ( Anarchism ) ઈત્યાદિ જે અનેક વાદો અત્યારે યૂરોપમાં ચાલી રહ્યા છે, તેનું સીલોનમાં અનેકોને અંશમાત્ર પણ ભાન નહોતું, એ પણ સત્ય છે; તથાપિ ભારતવર્ષમાંનો એક સંન્યાસી અમેરિકામાં ગયો હતો અને ત્યાં તેણે ધર્મમહાપરિષદ્‌માં કીર્તિ મેળવી હતી, એ વિષય માત્ર ત્યાંના આબાલવૃદ્ધોના જાણવામાં આવી ગયો હતો, એવો મને ત્યાં સાક્ષાત્ અનુભવ મળ્યો. એથી આપણા લોકો અમુક વિષયમાં ચોકસ નથી જ એમ તો કોઇથી પણ કહી શકાય તેમ નથી. જગત્‌માંના કોઇ પણ વિષયની પ્રિયતા તેમને નથી, એમ તો નથી જ; પણ મુદ્દો માત્ર એટલો જ કે, તેઓ કેવળ પોતાના પ્રિય વિષયની માહિતીને મેળવવામાટે જ ઉત્સુક રહ્યા કરે છે. પોતાના જીવનના પ્રમુખ હેતુ વિશે તેઓ કદાપિ ઉદાસીન હોતા નથી. તેટલા વિશિષ્ટ વિષયના સંબંધમાં થતી હીલચાલો વિશેની તેમને સંપૂર્ણ માહિતી હોય છે. રાજકારણ અને એવા જ ઇતર વિષયોનો પૂર્વથી જ આપણા પ્રમુખ હેતુમાં કદાપિ અંતર્ભાવ થયો જ નહોતો. આપણા જીવનની સફળતાનો એ વિષયોના જ્ઞાનપર જ આધાર છે, એમ આપણને કદાપિ ભાસ્યું નથી. આપણા જીવિતસાફલ્યનો કેવળ ધર્મસાધન અને આત્મસંવર્ધનપર જ સર્વ આધાર રહેલો છે, એવી આપણી પ્રાચીનકાળથી જ દૃઢ માન્યતા છે; અને આપણા રાષ્ટ્રની ભાવિ ઉન્નતિનો પણ એ જ સાધનોપર આધાર છે. વિશ્વમાંનાં

રાષ્ટ્રો સમક્ષ બે પ્રમેયો રજૂ કરાયલાં છે અને સર્વ રાષ્ટ્રો તેમના નિર્ણયના કાર્યમાં ગુંથાયલાં છે. ભારતવર્ષે એક પ્રમેયના પક્ષને સ્વીકાર્યો છે અને વિશ્વમાંનાં અન્ય સર્વ રાષ્ટ્રોએ દ્વિતીય પ્રમેયના પક્ષને અંગીકાર્યો છે. એટલે હવે જગતમાં અંતપર્યન્ત કોણ ટકાવ કરી શકે એમ છે, એ પ્રશ્નનું ઉત્તર આપવાની ખટપટમાં સમસ્ત જગત્ અટવાઈ રહ્યું છે. એક રાષ્ટ્ર અનેક આપત્તિઓ ભોગવવા છતાં પણ કેમ સજીવન રહી શકે છે અને અન્ય રાષ્ટ્ર નામશેષ કેમ થઈ જાય છે, એ પ્રશ્નનું ઉત્તર જગતને જોઇએ છે. પ્રેમ સજીવન રહેશે કે દ્વેષ સજીવન રહેશે, ત્યાગ વિજય મેળવશે કે ભોગ વિશ્વવિજેતા થશે, અને જડનો જય થશે કે ચૈતન્ય વિજય પામશે, એ પ્રશ્નોનાં ઉત્તરોની વિશ્વને અતિશય આવશ્યકતા છે. ઇતિહાસકાલથી પણ પૂર્વે આપણા પૂર્વજોએ આ પ્રશ્નોનાં ઉત્તરો આપી દીધાં છે. જે સ્થાનમાં દંતકથાનાં કિરણો પણ પ્રવેશ કરી શકતાં નથી, તેવા પ્રાચીન કાળમાં આપણા પૂર્વજોએ આ પ્રશ્નોનો ઊહાપોહ કરીને એમનાં ઉત્તરો પણ આપી દીધાં છે; એટલું જ નહિ, પણ જો તે ઉત્તરો અસત્ય હોય, તો તે સિદ્ધ કરી બતાવવામાટે તેમણે જગતનું આવાહન પણ કરેલું છે. **“न धनेन न प्रजया त्यागेनैकेनामृतत्वमानशुः”** એવું તેમનું સ્પષ્ટ ઉત્તર છે. ત્યાગ, દાન, નિર્ભયતા અને પ્રેમ એ ચાર સજીવન રહેવાનાં સાધનો છે, એવું તેમનું કથન છે. ઈંદ્રિયજન્ય સુખોની વાસનાનો ત્યાગ કરી દેવો, એ જ રાષ્ટ્રની ચિરંજીવિતાનું સાધન છે. હવે તેમનું એ ઉત્તર પ્રમાદમૂલક છે કે યથાર્થ છે, એના નિર્ણયમાટે વિશેષ દૂર જવાની આવશ્યકતા નથી; કારણ કે, ઇતિહાસના સામાન્ય અવલોકનથી પણ એ પ્રશ્નનો નિર્ણય થઈ જાય તેમ છે. શતકના આરંભમાં અમુક એક રાષ્ટ્ર ઉદય પામે છે, શતકના મધ્યકાળમાં તે વિલક્ષણ જાહોજલાલીમાં હોય છે અને તે જ શતકના અંતમાં તેનો પણ અંત થતાં એક અન્ય રાષ્ટ્રનો જ ક્ષિતિજમાં ઉદય દેખાવા માંડે છે. ઇતિહાસમાં અનેકવાર આવા ચમત્કાર થવાનાં પ્રમાણો મળી આવે છે. ધૂમકેતુ પ્રમાણે અચાનક ઉદિત થવું, ચાર દિવસ જગતમાં ધૂમશ્ચક્રી મચાવવી અને અંતમાં અચાનક જ નષ્ટ થઈ જવું, આ ખેલ આજસૂધીમાં અનેક રાષ્ટ્રોએ ખેલી બતાવ્યો છે. આપણા આ પ્રચંડ આર્યકુલના મસ્તકપર પણ અનેકવેળા અનેક કટાકટીના પ્રસંગો આવ્યા હતા; અને કેટલીકવાર તો દુર્દૈવમહારાજ પૂરેપૂરા તેની પૂઠે પડ્યા હતા! અનેક પ્રકારનાં સંકટોએ ચારે તરફથી તેનાપર આક્રમણનો આરંભ કરી દીધો હતો અને અનેક પ્રકારની સારી નઠારી પરિસ્થિતિઓનાં વાદળ તેના શિરપરથી પસાર થતાં

હતાં. ખરેખર આવા પ્રકારની આસ્માની સુલ્તાની વિશ્વમાંના બીજા કોઈ પણ રાષ્ટ્ર ભોગવી નહિ જ હોય; છતાં પણ ચમત્કાર માત્ર એટલો જ કે, આટલી બધી આપત્તિઓ-માંથી પસાર થવા છતાં પણ આપણા આર્યકુલની સજીવનતાનો અદ્યાપિ અસ્ત થયો નથી. એનું કારણ શું વારુ? એનું કારણ માત્ર એટલું જ કે, "त्यागेनैकेनामृतत्वमानशुः" એજ તેનો મુદ્રાલેખ છે. ત્યાગ વિના ધર્મસંપાદન અશકય છે. ભોગ કેટલા પ્રકારે ભોગવી શકાય એમ છે, એનું એક કોષ્ટક પાશ્ચાત્ય રાષ્ટ્રો તૈયાર કરી રહ્યાં છે. ભલા કે ભૂંડા કોઈ પણ પ્રકારના ઉપાયથી મનુષ્યથી વધારે અને વધારે સત્તા કેવી રીતે ગર્જાવી શકાય, એ વિશેનો વિચાર તેમના મસ્તિષ્કમાં દિવસ અને રાત ચાલ્યા કરે છે. યૂરોપ-માંનાં રાષ્ટ્રોની ઘટનાનો મૂળ પાયો અહમહમિકા જ છે. ત્યાં પ્રત્યેક વસ્તુ એ એક જ તત્ત્વના આધારે ચાલ્યા કરે છે. સર્વ રાષ્ટ્રોની પરસ્પર પ્રતિસ્પર્ધા અને પ્રત્યેક રાષ્ટ્રમાં ભિન્ન ભિન્ન વ્યક્તિઓની પરસ્પર પ્રતિસ્પર્ધા; એ પ્રમાણે સર્વત્ર પ્રતિસ્પર્ધા અને ચડસાચડસીના સામ્રાજ્યનો જ ત્યાં સર્વત્ર વિસ્તાર થઈ ગયો છે. એ પ્રતિસ્પર્ધાનું પરિણામ સર્વત્ર એક જ પ્રકારનું હોવાનું, એ તો સ્પષ્ટ જ છે. પ્રતિસ્પર્ધાના યોગે દુષ્ટતા, અનુકંપાનો અભાવ અને હૃદયશૂન્યતાનો પરિપાક ત્યાં સોળેસોળ આના આવ્યો છે. યૂરોપમાંની સમાજઘટનાનો પાયો આ પ્રકારનો છે; અને આપણી સમાજઘટનાનો પાયો એથી સર્વથા ભિન્ન પ્રકારનો છે. જાતિભેદ આપણા સમા-જનો એક ઘટક છે, અને એથી વ્યાપારવ્યવસાયમાંની પ્રતિસ્પર્ધા પોતાની મેળે જ બંધ થઈ ગઈ છે. પ્રતિસ્પર્ધાના અભાવે તેમાંના દુષ્ટ સામર્થ્યનો પણ નાશ થઈ ગયો છે; અને તેમ થતાં તેની પછીના ક્રૂરતા નામક સોપાનનો પણ નાશ થયો છે, અને એવી રીતે અજ્ઞેય જીવનઅરણ્યમાંના પરપ્રદેશમાં જવામાટેના માર્ગમાંના ભયં-કર કંટકોનું નિર્મૂલન થતાં તે માર્ગ નિષ્કંટક થયો છે.

(સ્વામીજીનું આટલું ભાષણ થતાં તે સ્થાનમાં મનુષ્યોની એટલી બધી ભીડ અને ધક્કાધક્કી થઈ ગઈ કે, સ્વામીજીનું ભાષણ કોઇના પણ સાંભળવામાં આવી શકયું નહિ. એ કારણથી નિમ્ન લિખિત અલ્પ ભાષણસાથે એ વ્યાખ્યાનસમારંભની સમાપ્તિ કરવામાં આવી.)

સુહૃજ્જનો! તમારા આ ઉત્સાહને જોઇને મારું હૃદય આનંદથી ઉભરાઈ જાય છે. આ સમસ્ત આદર્શ મને અભૂતપૂર્વ ભાસે છે. તમારા વિશે મારા મનમાં અનાદર આવ્યો હશે, એવી કલ્પના માત્રને પણ મનમાં આવવા દેશો નહિ. તમારા ઉત્સાહનો અતિરેક પણ મને અત્યંત પ્રિય છે. આપણ સર્વને અત્યારે વિલક્ષણ ઉત્સા-

હની જ આવશ્યકતા છે. સર્વત્ર ભયંકર ઉત્સાહ જ હોવો જોઇએ. પરંતુ માત્ર એ જ સ્થિતિ ચિરકાલ પર્યન્ત ટકી રહે, એવી વ્યવસ્થા કરવી જોઇએ. આવા જ ઉત્સાહને સદા સર્વદા અવિચલ રાખો. એમાં ન્યૂનતા થવા દેશો નહિ. આપણે હવે પછી અત્યંત મહત્ત્વનું કાર્ય કરવાનું છે. એ કાર્યમાં મને આપ સર્વની સહાયતા જોઇએ છે અને તેમાટે આવા પ્રચંડ ઉત્સાહની જ આવશ્યકતા છે. આપ સર્વેએ મારું જે પ્રેમપુરઃસર અને અંતઃકરણપૂર્વક સ્વાગત કર્યું છે, તેમાટે હૃં પુનઃ એક વાર મારી કૃતજ્ઞતાને વ્યક્ત કરું છું. હવે પછી શાંતિની વેળાયે આપણે પરસ્પર અનેક વિષયોની ચર્ચા કરવાની છે અને એટલામાટે અત્યારે હું આપની આજ્ઞા ઇચ્છું છું. અત્યારે તો, સર્વના સાંભળવામાં આવી શકે એવી રીતે બોલવાનું મારામાટે સર્વથા અશક્ય હોવાથી, કેવળ મારા દર્શનથી જ તૃપ્ત થાઓ. વળી અન્ય વેળાયે કોઈ પ્રસંગ લઇને હું મારા વિચારો આપને જણાવીશ.

## ભાવિ કાર્યની રૂપરેષા

(મદ્રાસ, વિક્ટોરીયા હૉલમાં સ્વામીજીએ આપેલું વ્યાખ્યાન)

તે દિવસે મનુષ્યોના અત્યંત વિશાળ સમુદાય અને કોલાહલના યોગે આપણાથી આપણા કાર્યમાં આગળ વધી શકાયું નહોતું અને એટલામાટે મદ્રાસના લોકોએ મારા પ્રતિ જે સંયુક્ત માયાળુતા દર્શાવી છે, તે વિશે આપનો આભાર માનવામાટે હૃં આ પ્રસંગનો લાભ લઉં છું. આપે મને આપેલા માનપત્રમાં મારા વિશે જે સુંદર શબ્દો ઉચ્ચાર્યા છે, તે વિશે મારા અંતઃકરણમાં વસી રહેલા વિચારોને મારે કયા શબ્દોમાં વ્યક્ત કરવા, એની મને સૂઝ પડતી નથી. એટલામાટે એ માનપત્રમાં જે અનેક ગુણનો આરોપ મારાપર કરવામાં આવ્યો છે, તે ગુણોને શોભાવનારી કૃતિ મારા હાથે થાય એટલી જ હું ઈશ્વરને પ્રાર્થના કરું છું. મારું સમસ્ત આયુષ્ય ધર્મની સેવામાં વીતી જાય અને મારા હસ્તે મારી જન્મભૂમિનું કાંઇક પણ કલ્યાણ થાય, એટલી જ માત્ર પરમેશ્વર પાસેથી મારી નમ્ર યાચના છે.

મારામાં કદાચિત્ અનેક પ્રકારના દુર્ગુણોનો નિવાસ હોય, તોપણ તેની સાથે થોડા ઘણા ધૈર્યનો પણ મારામાં નિવાસ છે, એમ મને ભાસે છે. મારી જન્મભૂમિનો એક સંદેશ મારે પાશ્ચાત્યોને પહોંચાડવાનો હતો અને તે મેં મહા ધીટતાથી અંગ્રેજો અને અમેરિકનોને પહોંચાડી દીધો છે. આજના મારા વિષયના આરંભ પૂર્વે આપ સર્વને મારે ચાર શબ્દો કહેવાના છે અને મને લાગે છે કે, એ શબ્દો, કદાચત આપને વિશેષ ધૃષ્ટતાયુક્ત જણાશે. મારી આસપાસ કાંઇક વિશિષ્ટ પરિ-

સ્થિતિના જાળનો વિસ્તાર કરાતો હતો, એ જાળમાં સપડાતાં મારા હાથપગ જકડાઈ જવાનો સંભવ હતો અને જો તેમ થયું હોત તો હું સદાને માટે નિરુપયોગી થઈ ગયો હોત; પણ સમર્થના સેવકને પણ વક્ર દૃષ્ટિથી જોઈ શકે, એવો આ ભૂમંડળમાં કોણ છે વારુ? સત્પુરુષોની એ વાણી અસત્ય કેમ થાય? એવા પ્રકારના યત્નો અંતે નિષ્ફળ થવાના જ અને તેથી આ વેળાયે પણ જે થવું જોઇએ તે જ થયું. ગત ત્રણ વર્ષમાં મારા વિશે અનેક પ્રકારની અસત્ય માન્યતાઓ થઇ હોય, એમ મારા જાણવામાં આવ્યું હતું; પરંતુ હું વિદેશમાં હોવાથી મૌન ધારીને બેસી રહ્યો હતો. મારા વિરુદ્ધ ચાલી રહેલી ખટપટોનું મેં એક શબ્દથી પણ ઉત્તર આપ્યું નથી; પણ હવે હું પાછો સ્વદેશમાં આવી પહોંચ્યો છું, અને તેથી એનો હવે સારી રીતે નિર્ણય કરી નાખવાની આવશ્યકતા છે. મારા શબ્દોનું જે કાંઈ પણ પરિણામ થશે તેનો મને ભય લાગતો હોય એમાંનું કાંઈ પણ છે જ નહિ; તેમ જ મારા શબ્દોથી મારા વિશે આપના મનમાં જે કલ્પનાઓનો અવિર્ભાવ થશે, તેમની પણ મને કશી પરવા નથી; કારણ કે, હું પૂર્વ પ્રમાણે જ આજે પણ ખરેખરો સંન્યાસી જ છું. ચાર વર્ષ પૂર્વે દંડ અને કમંડલુને હાથમાં લઇને હું આપના નગરમાં આવ્યો હતો. તે સમયમાં હું જેવો હતો તેવો જ આજે પણ છું. તે સમયમાં જેવીરીતે સમસ્ત વિશ્વની સીમા મારામાટે મુક્ત હતી તે જ પ્રમાણે આજે પણ તે મારામાટે મુક્ત જ છે; પણ હવે વિશેષ પ્રસ્તાવના ન કરતાં મારે જે ચાર શબ્દો આપને કહેવાના છે, તે કહીને હું મારા કર્ત્તવ્યથી મુક્ત થવા ઇચ્છું છું.

પ્રથમ મારે 'થિઑસૉફીકલ સોસાયટી' વિશે બોલવાનું છે. એ મંડળે આપણા હિતનાં કેટલાંક કાર્યો કરેલાં છે, એ વિશે કોઇનો પણ મતભેદ નથી અને એમાટે તેના વિશે પ્રત્યેક હિંદુના હૃદયમાં આદર વસતો હોય તો તે યોગ્ય જ છે. વિશેષતઃ મિસિસ્ ઍની બેસંટ્ વિશે આપણા હૃદયમાં યોગ્ય આદર ઉદ્ભવે એ સ્વાભાવિક જ છે. એ વિદુષી બાઇવિશેની મને વિશેષ માહિતી નથી; પરંતુ જે કાંઈ થોડીઘણી માહિતી છે, તેના યોગે, તે બાઈ આપણી જન્મભૂમિની સત્ય હિતચિંતકા છે, એવો મારો નિશ્ચય થએલો છે. આપણા દેશનું મસ્તક ઉન્નત થાય, એટલામાટે તે અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરી રહી છે, એમ મને નિશ્ચયપૂર્વક ભાસે છે; અને એથી પ્રત્યેક સત્ય હૃદયના હિંદુએ તેના પ્રતિ કૃતજ્ઞ રહેવાનું છે. તેના આ સત્કૃત્યનું ફળ પરમેશ્વર તેને આપશે, એમાં તો શંકા નથી જ; પરંતુ બેસંટબાઈ વિશે કૃતજ્ઞતાને ધારણ કરવી એ વિષય ભિન્ન છે અને થિઑસૉફીકલ સોસાયટીમાં પ્રવેશ

કરવો એ વિષય ભિન્ન છે, એ વાર્તાને માત્ર દૃઢતાથી ધ્યાનમાં રાખવાની આવશ્યકતા છે. અમુક એક વ્યક્તિ વિશે આપણા મનમાં યોગ્ય આદર, પ્રેમ અને પૂજ્યબુદ્ધિ હોય એ વાર્તા ભિન્ન છે, અને તેના પ્રત્યેક શબ્દને કાંઈ પણ વિચાર ન કરતાં બ્રહ્મવાક્ય ગણીને હૃદયમાં સંગ્રહી લેવો, એ વિષય ભિન્ન છે. થિઑસૉફીકલ સોસાયટીએ અમેરિકામાં મને પુષ્કળ સહાયતા આપી હતી અને અમેરિકા તથા ઈંગ્લૅંડમાં મને જે થોડો ઘણો વિજય મળ્યો તે એ થિઑસૉફીકલ સોસાયટીની સહાયતાના જ પરિણામે, એવા પ્રકારની અફવા અહીં ફેલાયાનું મારા સાંભળવામાં આવ્યું છે. એટલે એ વિશે આપને હું માત્ર એટલું જ કહું છું કે, એ અફવાનો એકએક અક્ષર સર્વથા અસત્ય અને અસત્ય જ છે; એમાં સત્યનો અંશ માત્ર પણ નથી. **"वचने किं दरिद्रता ?"** આ વાક્યની સત્યતાનો આ જગત્‌માં આપણને ડગલે ને પગલે સાક્ષાત્કાર થયા કરે છે. કલ્પનાગત માનસિક ઔદાર્ય અને કલ્પનાગત ઉદાર બુદ્ધિના વિચારોની કદાપિ કયાંય ન્યૂનતા હોતી જ નથી. કલ્પનાના સામ્રાજ્યમાં તો આપણે પ્રત્યક્ષ આપણા શત્રુમાં પણ પ્રેમભાવ રાખતા હોઇએ છીએ; પણ એ ગંધર્વ નગરીને ત્યાગીને જ્યાં આપણે આ સામાન્ય મૃત્યુલોકમાં પ્રવેશ કરીએ છીએ, એટલે એ સર્વ પ્રકાર તત્કાળ બદલાઈ જાય છે. બીજા પ્રતિ આપણે નિત્ય અનુકંપા દર્શાવીએ છીએ, પણ તે કયાં સુધી? જ્યાં સુધી તે અન્ય જન આપણા કથનને કોઈ પણ પ્રકારના પ્રતિવાદ વિના સાંભળી લે છે ત્યાં સુધી; પણ જ્યાં આપણા કથનપર યત્કિંચિત્ પણ આક્ષેપનું સાહસ તેણે કર્યું એટલે તે ક્ષણે જ આપણા હૃદયમાંનો અનુકંપા અને પ્રેમભાવનો ઝરો સૂકાઈ જાય છે. એ ઉપરાંત આ જગત્‌માં અન્ય એક પ્રકારના લોકો પણ વસે છે અને તે લોકો કેવળ સ્વકાર્યસાધુ જ હોય છે. અમુક એક સ્થળે આપણો જમાવ બરાબર થતો નથી, એમ જ્યાં તેમના જોવામાં આવે છે, એટલે તેમના ચરણતલનો અગ્નિ મસ્તકે પહોંચી જાય છે અને એવા પ્રસંગે તેઓ પોતાના હૃદયમાંના સમસ્ત વિષને ક્ષણ માત્રમાં ઓકી કાઢે છે. તેઓ, પ્રતિપક્ષીને કેવી રીતે પછાડી પાડવો, એનો જ વિચાર કરવા માંડે છે. હિંદુઓ પોતાના સમાજમાંના બગાડને કાઢી નાખવાનો પ્રયત્ન કરે, તો તેથી ક્રિશ્ચિયન્ મિશનરીઓની શી હાનિ થાય છે વારુ? બ્રહ્મસમાજ અને એવા જ પ્રકારના ઈતર સમાજો આપણા સમાજપર શા કારણથી તૂટી પડે છે વારુ? આપણે આપણી જ પદ્ધતિથી આપણા સમાજની સુધારણાનો પ્રયત્ન કરીએ, તો તેથી તેમનું શું બગડી જાય છે? તેમણે આપણા માર્ગમાં નિત્ય અવરોધ કરવાની શી આવશ્યકતા

છે વારુ? આપણા પ્રત્યેક પ્રયત્નને તોડી પાડવાનો યત્ન તેમણે શામાટે કરવો જોઇએ અને આપણને નિરંતર શત્રુસમાન ગણવાની તેમને શી અગત્ય છે વારુ? આપણા વિશે તેમના હૃદયમાં એવો તો તીવ્રતમ દ્વેષ વસી રહ્યો છે કે, આવા પ્રકારના પ્રશ્નોનાં તેમના તરફથી ઉત્તરો પણ મળી શકે તેમ નથી.

આજથી ચાર વર્ષ પૂર્વે હું એક અકિંચન અને અશરણ–મિત્રહીન–સંન્યાસી હતો અને કપર્દિકાહીન તથા અજ્ઞાત અવસ્થામાં સપ્ત સમુદ્રપાર–અમેરિકા–જવાને તૈયાર થયો હતો. તે દેશમાં મારો કોઈ પણ પરિચિત ન હોવાથી અને મિત્રોનો તેમ જ પરિચયપત્રોનો પણ સર્વથા અભાવ હોવાથી હું થિઑસૉફિકલ સોસાયટીના નેતાને મળ્યો અને અમેરિકામાંના કોઈ ગૃહસ્થપર એક પરિચયપત્ર લખી આપવાની મેં તેની પાસે યાચના કરી. એના ઉત્તરમાં તે મહાશયે કહ્યું કે;–"તમે અમારી થિઑસૉફિકલ સોસાયટીના સભાસદ તરીકે પોતાનું નામ લખાવશો ખરા કે?" મેં એની ના પાડીને જણાવ્યું કે;–"આપની કેટલીક માન્યતાઓમાં મારો વિશ્વાસ ન હોવાથી મારાથી આપના મંડળના સભાસદ તરીકે મારું નામ કેવી રીતે લખાવી શકાય વારુ?" મારું આ ઉત્તર સાંભળીને તેમણે કહ્યું કે;–"જો એમ જ હોય, તો હું દિલગીર છું કે, મારાથી આપની પ્રાર્થનાનો સ્વીકાર કરી શકાય તેમ નથી." અમેરિકામાંના મારા માર્ગને સુલભ કરવાનો આરંભ આવા પ્રકારે થએલો છે. એ પછી મારા કેટલાક મિત્રોની સહાયતાથી હું અમેરિકા ગયો, એ તો આપના જાણવામાં છે જ. તે મારા મિત્રોમાંના ઘણાખરા આજે અહીં ઉપસ્થિત છે; કેવળ ન્યાયમૂર્તિ સુબ્રહ્મણ્ય આયર જ અત્યારે અહીં નથી. મારા જીવનકાળમાં મને જે કેટલાક સત્ય સ્નેહીઓની પ્રાપ્તિનો લાભ મળ્યો છે, તેમાંના જ ન્યાયમૂર્તિ સુબ્રહ્મણ્ય આયર પણ એક છે. એ ગૃહસ્થ અત્યંત કુશાગ્રબુદ્ધિ હોઇને પોતાની જન્મભૂમિ વિશે તેમના હૃદયમાં સત્ય ભક્તિ વસી રહી છે, એ નવેસરથી જણાવવાની અગત્ય નથી. હું જ્યારે અમેરિકામાં જઈ પહોંચ્યો, તે વેળાયે ધર્મમહાપરિષદ્‌ના અધિવેશનમાં કેટલાક મહિનાનો અવકાશ હતો. મારી પાસે જે કેટલાક પૈસા બચ્યા હતા તે પણ ખર્ચાઈ ગયા અને ત્યાર પછી સત્વર જ શરદૃઋતુનો આરંભ થયો. મારી પાસે જે વસ્ત્રો હતાં તે સર્વથા સાધારણ પ્રકારનાં અને કેવળ ગ્રીષ્મકાળમાં જ ઉપયોગી થઈ શકે તેવાં હતાં; એટલે શરત્ કાળમાં જે વસ્ત્રો અવશ્ય જોઇએ તેમાટેની શી વ્યવસ્થા કરવી, એની મને સૂઝ ન પડી. અમેરિકામાં ભિક્ષાવૃત્તિ એક અપરાધ મનાય છે એટલે જો હું ભિક્ષા માગવાને નીકળ્યો હોત, તો તત્કાળ મારે વગરભાડાની કોટડીમાં જઇને જ

બેસવું પડત! અંતે મદ્રાસમાંના મારા એક મિત્રને આ વાર્ત્તા મેં તારથી જણાવી. મારી આ સ્થિતિની વાર્ત્તા થિઑસૉફિસ્ટોના કાને પણ પહોંચી ગઈ અને તેથી તે વેળાયે તેમનામાંના એકે એક પત્રમાં લખ્યું કે;–"આ ભૂત હવે સત્વર જ દટાઈ જશે, અને એ આપણાપર પરમેશ્વરની મોટી કૃપા થઈ છે, એમ જ સમજવું." થિઑસૉફિસ્ટો અમેરિકામાંના મારા માર્ગને સુલભ કરી આપવાનાં બણગાં ફૂંકે છે, તેથી હું પૂછું છું કે, સહાયતા આપવાના તેમના માર્ગો આ જ છે કે શું? આ પાઠને આપ સમક્ષ વાંચી સંભળાવવાની મારી ઇચ્છા નહોતી; પણ મારા દેશબાંધવોની સત્ય વૃત્તાંતને જાણવાની ઉત્કટ ઇચ્છા હતી અને તેથી કેવળ તેમની ઇચ્છાને માન આપવામાટે જ મારે આ સત્ય વૃત્તાંત જણાવવો પડ્યો છે. ગત ત્રણ વર્ષમાં મેં કદાપિ ભૂલેચૂકે પણ આ વિષયનો મારા મુખથી ઉચ્ચાર કર્યો નથી. મેં તો **'मौनं सर्वार्थसाधनम्'** એ વ્રતનો જ અંગીકાર કર્યો હતો; પરંતુ પ્રસંગના પ્રવાહમાં આવવાથી મેં અત્યારે આપને આ થિઆસૉફીપુરાણની કથા કહી સંભળાવી છે. જ્યારે ધર્મમહાપરિષદ્ ભરાઈ તે વેળાયે મેં કેટલાક થિઑસૉફિસ્ટોની મુલાકાત લીધી હતી; કારણ કે, તેમના સ્નેહને મેળવવાની અને તેમની સાથે હળીમળીને વર્ત્તવાની મારી ભાવના હતી. પણ એ મુલાકાતની વેળાયે તેમનાં મુખમંડળોમાં મારાવિશે વિલક્ષણ તિરસ્કારની છટા જોવામાં આવી. 'આ ક્ષુદ્ર કીટ અમારા આ ઇન્દ્રભુવનમાંના દેવોના સમાગમમાં શામાટે આવ્યો, એમ જ જાણે તેમને ભાસતું હોયની!' એવો જ દેખાવ જોવામાં આવ્યો. એ પછી જ્યારે ધર્મમહાપરિષદ્માં મને કીર્ત્તિનો લાભ મળ્યો, એટલે પછી પોતાની મેળે જ અનેક પ્રકારનાં કાર્યો ચાલીને ચલાવીને મારી પાસે આવવા લાગ્યાં; પરંતુ પ્રત્યેક પ્રસંગે થિઑસૉફિસ્ટોના મંડળે તો મારા માર્ગમાં કાંટા વાવવાનો જ યત્ન કર્યો હતો. થિઑસૉફિકલ સોસાયટીના સભાસદોએ મારા વ્યાખ્યાનની વેળાયે હાજર ન રહેવું એવા પ્રકારનો ઢંઢેરો ફેરવવામાં આવ્યો હતો અને જો તેઓ પોતાની હાજરી આપશે, તો તેમને મંડળમાંથી બહિષ્કૃત કરવામાં આવશે, એવા પ્રકારનો ભય પણ તેમને બતાવવામાં આવ્યો હતો. થિઑસૉફિના સભાસદોનાં બે મંડળો છે; તેમાંનું એક મંડળ અંતર્મંડળ અને બીજું મંડળ બહિર્મંડળના નામથી ઓળખાય છે. એમાંના અંતર્મંડળના સભાસદોનો એવો નિયમ છે કે, તેમણે પોતાના અભ્યાસક્રમને કેવળ કુતુહુમી અને મોરયા એ બે મહાત્માઓ પાસેથી જ સમજી લેવો. હવે એ મહાત્માઓ અદૃશ્ય હોવાથી તેમના પ્રતિનિધિત્વનું કર્ત્તવ્ય મિસ્ટર્ જજ અને મિસિસ

બેસંટના ભાગે આવ્યું છે. આ એકંદર પ્રકારનો ઇત્યર્થ એટલો જ કે, જે કોઈ પણ એ મંડળનો સભાસદ થાય તેણે પોતાનાં મન અને બુદ્ધિને એ બે પ્રતિનિધિઓના હસ્તમાં સોંપી દેવાં જોઇએ. આવી જાતની ગુલામગીરીને હું સ્વીકારી લઉં, એ તો કદાપિ બની શકે જ નહિ, એટલું જ નહિ, પણ જો કોઈ પણ હિંદુ આવા પાખંડ સમક્ષ પોતાના મસ્તકને નમાવે, તો તે ખરેખરો હિંદુ છેજ નહિ, એમ હું સ્પષ્ટતાથી કહું છું. મિસ્ટર્ જજ્જ્ વિશે મારા મનમાં આદરબુદ્ધિ છે. તેઓ સદ્‌ગૃહસ્થ છે, મુક્ત હૃદયના મનુષ્ય છે અને સાદા સ્વભાવના તથા સરળમાર્ગી છે. ખરેખર થિઑસૉફિસ્ટોના મંડળમાં યોગ્યતાથી ધુરીણોની માલિકામાં અગ્રસ્થાને વિરાજવા યોગ્ય જો કોઈ પણ પુરુષ હોય તો તે એઓ જ છે. મિસિસ્ બેસંટ અને મિસ્ટર્ જજ્જ્‌નો પોતામાં જે પરસ્પર વાદ ચાલી રહ્યો છે, તે વિશે ટીકા કરવાનો મને અધિકાર નથી. અમારો મહાત્મા જ સત્ય છે, એમ બન્ને અટ્ટાહાસથી પ્રતિપાદન કરી રહ્યાં છે; અને અત્યંત આશ્ચર્યની વાર્ત્તા તો એ છે કે, ઉભયનો મહાત્મા એક જ છે. હવે આમાં સત્ય શું છે, તે તો માત્ર પરમેશ્વર જ જાણતો હશે. ઉભય પક્ષો જ્યાં સમાન બળશાળી હોય, ત્યાં તેમના વાદનો નિર્ણય કેવળ પરમાત્મા વિના અન્ય કોઇથી કરી શકાતો જ નથી; અસ્તુ.

આવી રીતે જ તેમણે અમેરિકામાંનો મારો માર્ગ સુલભ કર્યો હતો; અને ત્યાર પછી તેઓ મારા અન્ય વિરોધીઓ ક્રિશ્ચિયન્ મિશનરીઓ સાથે મળી ગયા. એ મિશનરીઓએ મારી પૂઠે પડવાનું જાણે કે બીડું જ ઝડપ્યું હતું! આ વિશ્વમાં એવું એક પણ કલ્પનામાં આવી શકે તેવું જૂઠાણું નહિ હોય કે જેને એમણે મારા વિરુદ્ધ ન શોધી કાઢ્યું હોય! હું જો કે એક પરકીય ભૂમિમાં દીન અને મિત્રહીન અવસ્થામાં હતો, છતાં તેઓ પ્રત્યેક નગરમાં મારા ચારિત્ર્યને કલંકિત કર્યા કરતા હતા. તેઓ મને પ્રત્યેક ગૃહમાંથી બહિષ્કાર અપાવવાનો અને જે મારા મિત્ર થયા હતા તેમને મારા શત્રુ બનાવવાનો અશ્રાંત પરિશ્રમ કરતા હતા. હું ક્ષુધાપીડિત અવસ્થામાં જ મરી જાઉં, એવો તેમનો અંતિમ હેતુ હતો અને જણાવતાં મને અતિશય શોક થાય છે કે, તેમના એ કાર્યમાં મારા પોતાના દેશબાંધવોમાંનો એક દેશબાંધવ પણ સહાયક થયો હતો. એ ભારતીય ગૃહસ્થ આર્યાવર્ત્તમાંના સુધારક પક્ષના એક અગ્રેસર છે અને એઓ પ્રતિદિવસ પોકાર કરીને એમ જ કહ્યા કરે છે કે:– “ક્રાઇસ્ટ્‌નું ભારતવર્ષમાં આગમન થવાનું છે.” શું આર્યાવર્ત્તમાં ક્રાઇસ્ટ્‌નું આગમન આવા પ્રકારે જ થવાનું છે કે? એ ગૃહસ્થને હું બાલ્યકાળથી જ જાણતો હતો અને

એઓ મારા ઉત્તમ મિત્રોમાંના એક હતા. જ્યારે મેં તેમને પ્રથમ જોયા, ત્યારે ઘણા દિવસથી હું મારા કોઈ દેશબંધુને મળેલો ન હોવાથી, મારા મનમાં અગાધ આનંદ થયો હતો, પણ તેઓશ્રીએ મારો આવી રીતે સત્કાર કર્યો હતો! જે દિવસે ધર્મમહાપરિષદે મને ધન્યવાદ આપ્યા અને હું ચિકાગોમાં પ્રજાપ્રિય થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકયો; તે દિવસથી જ તેમનો મારા વિશેનો ભાવ બદલાઈ ગયો અને તેમણે પ્રત્યેક પ્રકારે મારી વિડંબના કરવાના પ્રયત્નને આરંભી દીધો. શું ક્રાઈસ્ટ્ આ માર્ગથી જ ભારતવર્ષમાં પધારશે કે? સતત વીસ વર્ષ પર્યન્ત ક્રાઈસ્ટ્નાં ચરણોમાં બેસીને તેઓ જે પાઠ શીખ્યા છે તે આ જ કે? આપણા મહાન્ સુધારકો મેઘનાદ કરીને જણાવે છે કે, ક્રિશ્ચિયન્ ધર્મ અને ક્રિશ્ચિયન્ રાજસત્તાના સંયોગથી જ ભારતીય જનોનું કલ્યાણ થવાનું છે. તો શું ભારતવર્ષનું કલ્યાણ આવી રીતે જ થવાનું છે કે? ખરેખર જો એ ગૃહસ્થ જ એ ભાવિ કલ્યાણના ઉદાહરણરૂપ હોય, તો તો તે ભાવિકાળ કાંઈ આશાયુક્ત દેખાતો નથી, એમ જ કહેવું જોઇએ.

હવે મારે એક બે શબ્દ વિશેષ કહેવાના છે, અને તે એ કે, સામાજિક સુધારકોના વાજિંત્રરૂપ પત્રમાં એવો ઉલ્લેખ કરાયલો મારા વાંચવામાં આવ્યો છે કે, હું એક શૂદ્ર છું અને મને શૂદ્ર માનીને એવી પૃચ્છા પણ કરાયલી છે કે, એક શૂદ્રને સંન્યાસગ્રહણનો અધિકાર શો છે? તેમના એ પ્રશ્નનું હું માત્ર એટલું જ ઉત્તર આપું છું કેઃ–**"यमाय धर्मराजाय चित्रगुप्ताय वै नमः"** એ મંત્રના ઉચ્ચાર સાથે બ્રાહ્મણો જેના પદપંકજમાં પુષ્પાંજલિ સમર્પે છે, તેના કુળમાં આ દેહનું જતન થયેલું છે અને તેના જ કુળમાં અત્યંત શુદ્ધ ક્ષત્રિયો નિર્માણ થયા છે. જો આપનો આપના પુરાણોમાં–પૌરાણિક ગ્રંથોમાં–વિશ્વાસ હોય, તો મારા સુધારક બાંધવોને હું એટલું જ કહું છું કે, મારી જાતિએ કેટલાંક શતકો પર્યન્ત અર્ધ ભારતવર્ષમાં રાજ્ય કર્યું છે અને એની સાથે ભૂતકાળમાં તેમણે બીજાં જે મહત્ત્વનાં કાર્યો કર્યાં છે તે તો જૂદાં જ. જો ઇતિહાસમાંથી મારી જાતિને બહિષ્કાર આપવામાં આવે, તો પછી આર્યસંસ્કૃતિમાં કેટલોક ભાગ અવશિષ્ટ રહેવાનો સંભવ છે વારુ? એકલા બંગાળ દેશ પૂરતો જ વિચાર કરવામાં આવે, તો ત્યાંનો અત્યંત મહાન્ તત્ત્વવેત્તા, અત્યંત મહાન્ કવિ, અત્યંત મહાન્ ઇતિહાસલેખક, અત્યંત મહાન્ પુરાણવસ્તુ-સંશોધક અને અત્યંત મહાન્ ધાર્મિક પુરુષને મારી જાતિએ જ નિર્માણ કર્યો છે, એમ જ આપના જોવા અને જાણવામાં આવી શકે તેમ છે. અત્યારના યુગમાંનો એક અત્યંત મહાન્ ભૌતિકશાસ્ત્રવિશારદ પણ મારી જાતિમાં જ નિર્માણ થયેલો છે.

મારાપર પ્રહાર કરનારાઓએ આપણા પૂર્વેતિહાસનો તો વિચાર કરવો જોઇતો'તો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ વર્ણત્રયને સંન્યાસ સ્વીકારના સમાનાધિકાર છે, એનું ભાન તો તેમણે રાખવું જોઇતુ'તું. એ ત્રૈવર્ણિકોને વેદાધ્યયનનો સમાન અધિકાર છે, એ તેમણે કદાપિ સાંભળ્યું છે ખરું કે? અસ્તુ; આ તો પ્રસંગના પ્રવાહમાં વિષય આવ્યો અને મારાથી બોલી જવાયું; નહિ તો વસ્તુતઃ તેઓ મને શૂદ્ર કહે કિંવા અન્ય કાંઈ કહે, એ વિશેનો મને જરા પણ ખેદ નથી. દીનજનોપર મારા વર્ણે પૂર્વ કાળમાં જે અબાધિત સત્તા ચલાવી છે, તેનો જ આ એક યોગ્ય ઉપહાર મને મળે છે, એમ જ હું માનું છું. મને જો કોઈ અતિશૂદ્ર અથવા પતિત કહીને બોલાવે, તો તેથી વળી મારા હૃદયમાં અધિક આનંદ થવાનો સંભવ છે; કારણ કે, બ્રાહ્મણ વર્ણમાંના જે સત્ય બ્રાહ્મણે અતિશૂદ્રના ગૃહને સ્વચ્છ કરવાની ઇચ્છા કરી હતી, તે વિપ્રોત્તમનો હું એક શિષ્ય છું. એ મારા સદ્‌ગુરુ મધ્યનિશાના સમયમાં એક અતિશૂદ્રને ઘેર જતા હતા, તેના ગૃહમાંના શાચકૂપને સ્વચ્છ કરતા હતા અને પોતાના મસ્તકપરની જટાથી ત્યાંના સ્થાનને વાળી ઝાડીને શુદ્ધ કરતા હતા! આ વાર્ત્તા કાંઈ એક કે બેવાર જ બની નથી, કિંતુ અનેક રાત્રિ પર્યન્ત તેમનો એ વ્યવસાય ચાલ્યા કરતો હતો. આમ કરવામાં તેમનો માત્ર એટલો જ હેતુ હતો કે, પોતાના હસ્તે સર્વની એક સમાન સેવા થવી જોઇએ. આપણે સર્વના સેવક છીએ, એ ભાવની હૃદયમાં દઢતા થઈ જાય એટલામાટે જ તેમણે આ અભ્યાસ કર્યો હતો! તેમનાં ચરણકમળોને મેં મારા મસ્તકે ધારણ કર્યાં છે; તેઓ જ મારા આદિદૈવત છે અને તેમના જ માર્ગમાં ચાલવાનો હું યત્ન કરું છું. કીડી થઇને શાકર ખાવી, એ જ હિંદુનો સ્વોન્નતિનો માર્ગ છે. સામાન્ય વર્ગની સેવા કરીને તેમની ઉન્નતિ કરવાના માર્ગને આપણે સ્વીકારવો જોઇએ. પરકીયોદ્ધારા થનારી ઉન્નતિપર આધાર રાખીને બેસી રહેવામાં કશો પણ લાભ નથી. વીસ વર્ષ પર્યન્ત પાશ્ચાત્ય સંસ્કૃતિમાં લચીપચી રહેલો મનુષ્ય પરદેશમાં પોતાના મિત્રને ભૂખે મારવાનો યત્ન કરે છે, એ ઉદાહરણને જોઇએ એટલે પાશ્ચાત્ય સંસ્કૃતિ આપણને કેટલા પ્રમાણમાં ઉપયોગી થઈ શકે એમ છે, એની શંકા જ થયા કરે છે. એથી વિરુદ્ધ સર્વથા જીર્ણ થઈ ગયેલી હિંદુ સંસ્કૃતિમાં ઉછરેલા મારા ગુરુજીના ઉદાહરણનું અવલોકન કરો. લક્ષાવધિ સુધારકો પોતાના સમાજમાંથી એવો એક પણ નમૂનો ઉત્પન્ન કરી બતાવે, તો હું તેમનો દાસાનુદાસ થઈ રહેવાને તૈયાર છું, એટલું જ નહિ, પણ હું તેમનાં ચરણોમાં રહીને તેમની પાસેથી પાઠો ભણીશ; પરંતુ એવું

ઉદાહરણ જ્યાં સુધી તેમનામાં દૃષ્ટિગોચર થયું નથી, ત્યાં સુધી હું તેમના નિકટમાં પણ જવાની ઇચ્છા રાખતો નથી. આદાર્યની લક્ષાવધિ વાર્તાઓ કરી નાખવા કરતાં એક કપર્દિકાના મૂલ્યની પ્રત્યક્ષ કૃતિ અધિક ઇષ્ટફલદાયિની છે.

હવે હું મદ્રાસમાંનાં કેટલાંક સુધારક મંડળો વિશે ચાર ઉદ્‌ગાર કાઢવાની ઇચ્છા રાખું છું. તેઓ મારા પ્રતિ તો માયાળુ જ રહ્યાં છે. તેમણે મારા વિશે પૂર્ણ મમતા દર્શાવી છે તેમ જ તેમના કથન પ્રમાણે મદ્રાસમાંના સુધારકો અને અમારા બંગાળામાંના સુધારકોમાં પુષ્કળ અંતર રહેલો છે, એ વાર્ત્તાને હું પોતે પણ સ્વીકારું છું. અત્યારના કાળમાં મદ્રાસમાંની પરિસ્થિતિ વિશેષ પ્રકારે અનુકૂળ છે, એમ હું અનેકવાર કહી ચૂકયો છું, એનું તો આપને સ્મરણ હોવું જ જોઇએ. કૃતિ અને પ્રતિકૃતિના પ્રચંડ આન્દોલનમાં ઝસપડાયલા બંગાળા જેવી અહીંની સ્થિતિ નથી. અહીં જો કે બહુ જ ધીમે ધીમે પ્રગતિ થાય છે, એ સત્ય છે; પરંતુ અહીં દઢતા અને સ્થિરતા વિશેષ પ્રમાણમાં છે, એ પણ સત્ય જ છે. ઘણાક વિષયોમાં બંગાળામાં થોડીઘણી પણ ઊથલપાથલ થયેલી છે, તેવું કાંઈ પણ મદ્રાસમાં થયું નથી. અહીં તો ધીમે ધીમે પ્રગતિ થતી જ જાય છે. અહીંનો ઉન્નતિમાર્ગ બાધક નૈસર્ગિકતાથી આક્રમાય છે. આવી સ્થિતિ હોવાથી બંગાળામાંના સુધારક અને અહીંના સુધારકો વચ્ચેનો જે અંતરાય બતાવવામાં આવે છે, તે વાસ્તવિક છે, એમાં લેશ માત્ર પણ શંકા નથી. તથાપિ અહીં પણ કેટલેક સ્થળે કેટલીક ભિન્નતા મારા જોવામાં આવી છે. અહીંનાં કેટલાંક મંડળોએ મને પોતાના મંડળમાં ભેળવી લેવામાટેની ખટપટ કરી હતી; એટલું જ નહિ, પણ તેમના તરફથી મને કાંઇક બીવડાવવાનો યત્ન પણ કરાયો હતો. પરંતુ એવી ધમકીઓથી ડરી જાય તેવી આ મૂર્ત્તિ નથી, એ વાર્ત્તાને તેઓ ભૂલી ગએલા હોવા જોઇએ. જે મનુષ્ય નકોરડા અપવાસોને કાઢવાના પ્રસંગોને એક બેવાર નહિ પણ સતત ચૌદ ચૌદ વર્ષ પર્યન્ત નિભાવી ગયો હતો, આવતી કાલનું ભોજન કયાં મળશે એ પણ જેનાથી નિશ્ચયપૂર્વક કહી શકાતું નહોતું અને અમિત દેહયષ્ટિને રાતે બે ઘડી વિશ્રામ લેવાનું સ્થાન કયાં મળશે એનું પણ જેને ભાન રહેતું નહોતું, એવો મનુષ્ય એવી ધમકાવણીઓની શી પરવા રાખે એમ હતું વારુ? **‘दिशोऽपि वसनम्’** એવી સ્થિતિમાં જ્યાં શૂન્યથી પણ ત્રીસ અંશ નીચે પારો હોય છે તેવા સ્થાનમાં જે નિવાસ કરનાર હોય, તેને એવી રીતે કોણ ડરાવી શકે એમ છે વારુ? એ મંડળને મારે નમ્રતાપૂર્વક માત્ર એક જ વાર્તા કહેવાની છે, અને તે એ કે, મારામાં કિંચિત્ સ્વાવલંબનનો નિવાસ છે; તેમ જ મેં આ જગતનો થોડો ઘણો

પ્રત્યક્ષ અનુભવ પણ પ્રાપ્ત કરેલો છે. આ જગતને એક સંદેશ પહોંચાડવાનું જે કાર્ય મને સોંપવામાં આવ્યું છે, તે કાર્યની હું કશાથી પણ ન ડરતાં સંપૂર્ણતા કરીશ અને કરીશ જ! આ મારું કાર્ય કરતાં, આવતી કાલે મારું શું થશે અને શું નહિ, એ વિચાર માત્રનો પણ મારા હૃદયને સ્પર્શ થવાનો નથી. હું તેમને ભાર આપીને જણાવું છું કે, હું તેમના કરતાં પણ અધિક સુધારણેચ્છુ છું. તેમની સુધારણાની ગતિ બહુ જ અલ્પ છે; અને મારી એવી ઇચ્છા છે કે, સમસ્ત ભારતવર્ષની આમૂલાગ્ર સુધારણા થવી જોઇએ. તેમનામાં અને મારામાં જે ભેદ છે તે કેવળ માર્ગનો જ છે; એટલે કે, તેમનો અને મારો માર્ગ ભિન્ન છે. તેમનો માર્ગ વિગ્રાહક છે અને મારો માર્ગ સંગ્રાહક છે. પૂર્વની રચનામાં તોડફોડ કરી નાખવી એ તેમનો માર્ગ છે અને પૂર્વની રચનામાં ઇષ્ટ હોય તેટલું જ પરિવર્ત્તન કરવું એ મારો માર્ગ છે. તોડફોડ કરવાથી સુધારણા થાય છે, એવો મારો અભિપ્રાય નથી. તોડફોડ ન થતાં સમાજની ઉન્નતિના માર્ગમાં ગતિ થવી જોઇએ, એવી જ મારી માન્યતા છે. 'તમારે અમુક માર્ગમાં જ જવું અને અમુક માર્ગમાં તો ન જ જવું' એમ કહેવાનો ઈશ્વરી અધિકાર મને નથી. એવા અધિકારને બળાત્કારે હાથમાં લેવાનું સાહસ મારામાં નથી, એ હું સ્વીકારું છું. ભગવાન્ રામચંદ્રે સેતુ બાંધ્યો, તેમાં એક ખીસકોલીએ જેટલું કાર્ય કર્યું હતું તેટલું જ કાર્ય જો મારા હાથે થશે, તો તે જ સંપૂર્ણ છે, એમ જ હું માનું છું. એક વ્યક્તિની યોગ્યતા મારામાં હોવી જોઇએ, એટલી જ મારી આકાંક્ષા છે. વાનરસેના મોટા મોટા પર્વતોને ઉપાડીને સમુદ્રમાં નાખતી હતી, તે વેળાયે એક ખીસકોલીએ જેવી રીતે પોતાના શરીરપરની માટીનો તેમાં ભરાવો કર્યો હતો, તે જ પ્રમાણે મારા હાથે જો અલ્પસ્વલ્પ સેવા થશે, તો પણ તેને હું સંપૂર્ણ જ માનવાનો. તે ખીસકોલીના સમત્વને પામવાની આકાંક્ષાને મેં મારા હૃદયમાં ધારણ કરેલી છે. આપણી સમાજ-રચનાનો અત્યંત આશ્ચર્યજનક શકટ પણ કેટલાક યુગોથી અનેક ખડબચડા માર્ગોમાં ચાલતો આવ્યો છે. આ અનંત નદી કેટલાક યુગોથી વહન કરતી કરતી આપણા સુધી આવી પહોંચી છે. એમાં ખરેખર ઉત્તમ શું છે અને અધમ શું છે, એ નિશ્ચયપૂર્વક કહેવાની કોણ હિંમત કરી શકે એમ છે વારુ? એમાંની ઉત્તમતા અને અધમતાને હું જાણી ગયો છું, એમ કોનાથી કહી શકાય એમ છે વારુ? એ શકટ છેવટે કયાં જઇને અટકશે, એના નિશ્ચયનું સાધન આપણી પાસે છે ખરું કે? આ ભૂમિની આસપાસ સહસ્રાવધિ પ્રકારની પરિસ્થિતિઓનો ઘેરો પડેલો છે, અને એમાંની કેટલીક પરિસ્થિતિઓનું વલન આપણી ગતિને અટકાવવા પ્રતિ છે તો

કેટલીકોનું વલન આપણી ગતિને વધારવા પ્રાપ્ત છે. આવી સ્થિતિમાં આપણી ગતિ કેવી હોવી જોઇએ, એ વિશેની નિશ્ચિત આજ્ઞા આપવાનું અવસાન કોનામાં છે વારુ? એટલામાટે ગીતાની અનુજ્ઞા પ્રમાણે **"कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन"** એ તત્ત્વને ધ્યાનમાં રાખીને ચાલવું, એ જ આપણામાટે યોગ્ય છે. આપણા સમાજને જે પ્રકારના અન્નની ક્ષુધા છે, તે અન્ન તેને આપીને મુક્ત થઈ જવું, એટલું જ માત્ર આપણું કર્ત્તવ્ય છે. તેની જે વૃદ્ધિ કિંવા ઉન્નતિ થવાની છે તે તો નિયત માર્ગથી જ થશે. 'તારે અમુક માર્ગમાં જ ચાલવું જોઇએ' એવી રીતે સમાજને કહેવાનો કોઇને કશો પણ અધિકાર નથી. આપણી સમાજરચનામાં અનેક વ્યંગો છે, એનો કોઈ પણ અસ્વીકાર કરે તેમ નથી; પરંતુ શું જગત્‌ની પ્રત્યેક સમાજરચનામાં એવાં વ્યંગો નથી મળી આવતાં કે? આપણી ભૂમિ વિધવાઓનાં તપ્ત અશ્રુથી સ્નાન કરે છે, એ સત્ય છે; પરંતુ પાશ્ચાત્ય દેશોમાં કુમારિકાઓના ઉષ્ણ શ્વાસથી વાતાવરણ અગ્નિના ગુણને ધારણ કરે છે, એ વાર્ત્તા અસત્ય છે કે શું? આપણા દેશમાં અઢારેવિશ્વા દારિદ્રય વ્યાપેલું છે અને તેના યોગે સમાજનો નાશ થતો જાય છે, એ સત્ય છે; પણ વૈભવવિલાસના અતિરેકથી પાશ્ચાત્યોના દેશોનો પણ અધઃપાત થવા માંડ્યો છે, એ ઘટના અસત્ય છે કે શું? વિલાસપ્રવૃત્તિ પાશ્ચાત્યોના એક હૃદ્રોગ સમાન થઈ પડી છે અને તે તેમનાં કાળજાંને કોરી ખાય છે. અહીં જેવી રીતે ખાવામાટે અન્ન ન મળવાથી આત્મહત્યા કરવાની ઇચ્છા કરે છે; તે જ પ્રમાણે ત્યાંના લોકો અતિશય ખાદ્ય મળવાથી આત્મહત્યા કરી નાખે છે: અર્થાત્ અનિષ્ટતા કેવળ એક જ સ્થાનમાં છે અને અન્ય સ્થાનમાં નથી, એમાંનો પ્રકાર છે જ નહિ; કિન્તુ અનિષ્ટતાનો વિસ્તાર સર્વત્ર એક સમાન છે. જીર્ણ સંધિવાયુ નામક રોગ સમાન એ અનિષ્ટતાનો રોગ પણ બહુધા અસાધ્ય જ છે. તેને જો એક સંધિમાંથી હાંકી કાઢવામાં આવે, એટલે અન્ય સંધિમાં પાછો તે ઊભો જ હોય છે; અને ત્યાંથી પણ તેને કાઢીએ તો પાછો તે તૃતીય સ્થાનમાં ઉપસ્થિત થયેલો દેખાય છે. તેને આ સ્થાનમાંથી તે સ્થાનમાં હટાવવાનો આપણે નિત્ય અખંડ ઉદ્યોગ કર્યાં કરીએ છીએ; છતાં આપણા એ ઉદ્યોગથી તે નામશેષ થતો નથી. એટલામાટે અનિષ્ટ વસ્તુઓના નાશની પાછળ પડવા કરતાં તેમનાં અનિષ્ટ પરિણામોને ન્યૂન કરવાની ચેષ્ટા કરવી, એ જ વિશેષ પ્રશસ્ત અને લાભકારક માર્ગ છે. ઉત્તમ અને અધમનો આ જગત્‌માં સર્વથા એકત્ર નિવાસ હોય છે, એમ આપણાં શાસ્ત્રો આપણને કહે છે. ઉત્તમતા અને અધમતા એ ઉભયમાંની એક

પણ વસ્તુ સર્વથા મિશ્રણ વિનાની તો આપણને મળી શકે તેમ છે જ નહિ. એમાંની એક વસ્તુ જ્યાં ઉપસ્થિત હશે, ત્યાં બીજીનો પણ નિવાસ અવશ્ય હોવો જ જોઇએ. એમાંની એક વસ્તુને સ્વીકારવાનો તમારો મનોભાવ હોય, તો બીજીને સ્વીકારવા-માટે પણ તમારે તૈયાર રહેવું જ જોઇએ. સમુદ્રમાં જ્યાં એક લહરી ઉછળે છે એટલે અન્ય સ્થળે તેટલા જ પ્રમાણમાં ખાડો પડી જાય છે. વાસ્તવિકતાથી જોતાં સમસ્ત આયુષ્યક્રમ તે કેવળ અનિષ્ટતાની પરંપરા જ છે, એમ જ કહેવું જોઇએ. તમારી શ્વાસોચ્છ્વાસની એક જ ક્રિયા થતાંની સાથે સહસ્રાવધિ જીવજંતુઓનો નાશ થઈ જાય છે. જ્યાં સૂધી તમે બીજાના મુખમાંનો ગ્રાસ કાઢી ન લ્યો, ત્યાં સૂધી તમારા મુખમાં ગ્રાસ જતો નથી. બીજાને અપવાસ કરાવવો અને પોતે પેટ ભરીને ખાવું, એ જ આપણો ઉદ્યોગ અખંડ ચાલી રહ્યો છે, આ જગત્નો એ જ નિયમ છે. તમારું સમસ્ત તત્ત્વજ્ઞાન તમને પુનઃ પુનઃ એ અને એ જ કહ્યા કરે છે. એટલામાટે અનિષ્ટતાના નિર્મૂલનનો ઉદ્યોગ કરતાં આપણે જે એક તત્ત્વને નિત્ય લક્ષમાં રાખવાનું છે તે એ છે કે, આપણા એ સમસ્ત ઉદ્યોગનું મૂલ્ય પ્રત્યક્ષ ન હોઇને પરોક્ષ માત્ર છે. આપણા ઉદ્યોગથી જગત્માંની અનિષ્ટતાનો નાશ તો થવાનો નથી જ; પરંતુ આપણા એ ઉદ્યોગનો આપણને પોતાને જ અધિક ઉપયોગ થઈ પડે છે, એટલું જ માત્ર સત્ય છે. અમારા ઉદ્યોગથી જગત્માંની અમુક અનિષ્ટતા કિંવા અધમતાનો નાશ થઈ ગયો, એવી આપણે ગમે તેટલી બડાઇઓ હાંકીએ, તોપણ તેનો ઉપયોગ શો વારુ? કારણ કે, તેમ થવું કદાપિ શક્ય છે જ નહિ. એટલામાટે આપણા ઉદ્યોગનું વાસ્તાવક પર્યવસાન ક્યાં થાય છે, એ ધ્યાનમાં રાખીને તદનુસાર આપણું કર્ત્તવ્ય કરવું, એ વધારે સારું છે. આ તત્ત્વ જો હૃદયમાં બરાબર ઠસી જાય, તો તેના યોગે આપણા આતતાયિત્વનો લોપ થઈ જાય છે. અમુક વસ્તુ અનિષ્ટ છે, એમ આપણે માની લીધું અને તેના નાશનો ઉદ્યોગ આપણે આરંભી દીધો, એટલે આપણે મહાપરોપકાર કરીએ છીએ અને જગત્ની એક આપત્તિને આપણે દૂર કરીએ છીએ, એવો ભ્રમ આપણને થઈ જાય છે; અને એવા સમયમાં જો કોઈ આપણા માર્ગમાં બાધા નાખવાનો યત્ન કરે છે તો તેથી આપણું માથું ફરી જાય છે; આપણા અંગમાં આતતાયિત્વનો પ્રવેશ થાય છે. એવા પ્રકારના આતતાયિત્વના બલિદાન થઇને અધિકાધિક હઠપૂર્વક આપણે આપણી સુધારણાને લોકોના શિરપર લાદવાનો યત્ન કરવા માંડીએ છીએ; પરંતુ આપણી એ કૃતિથી, પરિણામ માત્ર આપણી ધારણા કરતાં સર્વત્ર વિરુદ્ધ થાય છે. જે સુધા-

રણાઓને આપણે લોકોના શિરપર લાદવા ઇચ્છતા હોઇએ છીએ, તે સુધારણાઓનો લોકો અધિકાધિક વિરોધ કરવા માંડે છે અને છેવટે એ વિગ્રહનું પરિણામ બીજું જ થાય છે. આવા પ્રસંગો અનેકવાર બની ગયાનું ઇતિહાસમાંથી આપણને જણાઈ આવે છે. ગુલામગીરીને બંધ કરવામાટે અમેરિકામાં કેટલો મોટો ખટાટોપ કરવામાં આવ્યો હતો એ વાર્ત્તા તો આપનામાંના ઘણાકોના જાણવામાં હશે જ; પણ એ સમસ્ત પ્રચંડ ઉદ્યોગ અને રક્તપાતનું અંતિમ પરિણામ શું થયું વારુ? એનું પરિણામ આજે એટલું જ થયું છે કે, પૂર્વની ગુલામગીરી આજે સારી દેખાવા માંડી છે. જે સમયમાં ત્યાં ગુલામીનો પ્રચાર હતો, તે વેળાયે ત્યાંના પ્રત્યેક દીન શીદીનો એક સ્વામી તો હતો જ અને તે શીદી તેના સ્વામિત્વનો એક પદાર્થ મનાતો હતો. એટલામાટે પોતાની માલિકોની એ વસ્તુને સંભાળવાની અને તેની સભાળ રાખવાની જવાબદારી તે સ્વામીના શિરપર રહેતી હતી. એ શીદીઓમાંના ગુણોનો લોપ ન થઈ જાય, એટલામાટે તેમના સ્વામીઓ ઘણી જ કાળજી રાખતા હતા અને તેથી શીદીઓ ઘણે અંશે સુખી હતા. હવે એ શીદીઓ સંપૂર્ણ સ્વતંત્ર બની ગયા છે અને તેમનાપર કોઇની કશી પણ સત્તા રહી નથી; પણ એની સાથે બીજું એક પરિણામ એ પણ થયું છે કે, તેમના જીવનની પણ હવે કોઇને કશી દરકાર રહી નથી, અને એથી ગમે તેવા એક સાચા કે ખોટા કારણને આગળ કરીને શીદીને જીવતા જ બાળી નાખવામાં પણ કોઇને આગળ પાછળનો કશોય વિચાર થતો નથી. શીદીને કોઈ બંદૂકની ગોળી મારીને મારી નાખે, તો તે અપરાધની કોઈ કાયદાસર તપાસ પણ કરતું નથી: કારણ કે, તે એટલે કેવળ કાળા 'નિગ્રો' શીદી; તેમની ગણના મનુષ્યોમાં ન હોવાથી તેઓ જીવ્યા તોય શું અને મુઆ તોય શું? તેમના જીવન મરણની ચિંતા કોઇએ શા માટે રાખવી જોઇએ? પૂર્વની ગુલામીનો આતતાયિત્વના યોગે નાશ તો થયો ખરો; પરંતુ તેના સ્થાનમાં તેના કરતાં પણ અધમ પશુતા કિંવા અમાનુષતાનો આવિર્ભાવ થયો, એનો શો ઉપાય? આવા પ્રકારના અનેક પ્રસંગોની નોંધ ઇતિહાસે કરી રાખી છે. ભલે સદ્હેતુથી કરાયલી હોય છતાં આતતાયિત્વથી કરાયલી સુધારણાઓ પણ અંતે શાપરૂપ થઈ પડે છે, એ ઇતિહાસે આપણને વારંવાર કહેલું છે. મને પોતાને પણ એવા પ્રકારના અનેક અનુભવો મળી ચૂકયા છે. જ્યારે મને આવા પ્રત્યક્ષ અનુભવો મળી ચૂકયા છે, તો પછી સુધારકોના મંડળમાં ભેળાઇને જૂના વિચારના લોકોને ગાળો ભાંડવાનું સાહસ મારાથી કેવી રીતે કરી શકાય વારુ? અમુક વસ્તુ અધમ અને અમુક

વસ્તુ અનિષ્ટ એમ કહીને સદાસર્વદા મુખને મરોડવાથી કયો કાર્યભાગ સાધ્ય થવાનો છે વારુ? પ્રત્યેક સમાજમાં ઉત્તમતા અને અધમતા તો રહેલી જ છે, એ વાર્ત્તા પ્રત્યેકના જાણવામાં છે જ; આ તત્ત્વ હવે તો આબાલવૃદ્ધ સર્વના જાણવામાં આવી ગયું છે. અત્યારે એવી સ્થિતિ થએલી છે કે, એક નાદાન છોકરો પણ ઊઠીને ઉભો થઈ જાય છે, અને નક્કી કરેલી પદ્ધતિથી આપણ બિચારા હિંદુ સમાજપર યથેચ્છ ગાળોનો વર્ષાદ વર્ષાવ્યા કરે છે. એક અજ્ઞાન વિદેશીય જન આવે છે, રેલ્વેના ડબ્બાની બારીમાંથી દેખાય તેટલા અહીંના ભૂભાગનું અવલોકન કરે છે અને ત્યાર પછી તરત હિંદુઓની રૂઢિ અને રીતિઓનાં ગમે તેવાં વગોણાં કરવા મંડી જાય છે! આપણો સમાજ સર્વાંગસુંદર છે, એવો મારા કથનનો આશય છે જ નહિ; અને તેમાં અનેક પ્રકારની ન્યૂનતાઓ રહેલી છે, એ વિધાનને પણ આપણે સ્વીકારી લઇએ છીએ; પણ એમાં જે અડચણ રહેલી છે તે સર્વથા જૂદી જ છે. અમુક ઘટના અનિષ્ટ અથવા અધમ છે, એટલું કેવળ મુખથી બોલવાનું કાર્ય કોઈ પણ કરી શકે એમ છે; પણ આ બધી અડચણને દૂર કેવી રીતે કરવી, એનો માર્ગ જે કોઈ પણ બતાવી શકે, તે જ પોતાને માનવજાતિના સત્યમિત્ર તરીકે ઓળખાવવાને પાત્ર થઈ શકે છે. એકવાર એક બાળક કૂવામાં ડૂબતો હતો તેવા સમયમાં એક તત્ત્વવેત્તા તે કૂપના તીરે ઉભો રહીને તેને તત્ત્વજ્ઞાન સંભળાવવા લાગ્યો. એટલે તેના ઉત્તરમાં તે ડૂબતા બાળકે જણાવ્યું કે;–"પંડિત મહારાજ! મને પ્રથમ આ કૂવામાંથી બહાર કાઢો; એટલે જો હું જીવીશ, તો આપનાં વ્યાખ્યાનોનું અવશ્ય શ્રવણ કરીશ." અમારી પણ એ સર્વ પંડિતંમન્યોને હાથ જોડીને માત્ર એટલી જ અને એવી જ પ્રાર્થના છે. વ્યાખ્યાનો સાંભળી સાંભળીને અમારાં શ્રવણો બધિર થઈ ગયાં છે; અને સભાઓ, સમાજો તથા મંડળો તો ગલીગલીમાં ઉભરાઈ જાય છે. વર્ત્તમાનપત્રોની પણ મૂષળધાર વૃષ્ટિ વર્ષી રહી છે. આ સર્વ ઘટનાઓ થઈ છે; પણ આ દુર્ગપતિકામાંથી આપણો હાથ ઝાલીને આપણને બહાર કાઢનાર કોઈ છે ખરો કે? આપણામાં જેનો ખરેખરો અને આંતરિક પ્રેમ હોય, એવો કોઈ પણ નરપુંગવ છે ખરો કે? આ આપણી દુર્દશાને જોઇને જેનું હૃદય વિદીર્ણ થતું હોય, એવો કોઈ નરકેસરી અસ્તિત્વ ધરાવે છે ખરો કે? આપણને આજે જો આવશ્યકતા હોય તો કેવળ એવા પુરુષની જ આવશ્યકતા છે. સર્વ સુધારક મંડળોસાથે જો મારો કશો પણ વિરોધ હોય, તો તે એ જ છે. આજે એક શતકથી સુધારકો આપણા મધ્યમાં અસ્તિત્વ ધરાવી રહ્યા છે અને તેમણે આજ પર્યન્ત જે કાંઈ પણ ઉદ્યોગ કર્યાં છે, તેમનો સમાજને પ્રત્યક્ષ

લાભ કેટલા પ્રમાણમાં થયો છે, તેનો જો સરવાળો કરવામાં આવે, તો ગાળો, શાપો અને અપશબ્દોથી ભરેલાં માત્ર સેંકડો થોથારિયાંનો જ સુકાળ થયો છે, એ વિના બીજો વિશેષ લાભ જોવામાં આવતો નથી. હાય, હાય! પરમેશ્વર, આના કરતાં તો જો આવી સુધારણા ન હોત, તો વધારે સારું થાત! આપણા જૂના જનસમાજને તેમણે ગાળો ભાંડવામાં કચાશ ન રાખી; અને તેમનું અનુકરણ કરીને આપણા જૂના જનમંડળે પણ તેમનાપર એવા જ પ્રકારનો ગોળીબહાર કરવા માંડ્યો. ગાળોથી ભરેલાં ચોપડાંનો સુકાળ અને ચળવળાટ, એટલું માત્ર એ સુધારણાનું પરિણામ થયું છે. એવાં તિરસ્કારપાત્ર અને દેશને લાંછનાસ્પદ થઈ પડે તેવાં પુસ્તકોનો સર્વ દેશી ભાષાઓમાં ભરાવ થઈ ગયો છે. એ જ આપણી સુધારણા કે શું? આપણા દેશની ઉન્નતિનો માર્ગ એ જ છે કે શું? આ સર્વ અપરાધ કોનો છે વારુ?

હવે એ પછી અન્ય પણ એક મહત્ત્વના વિષયનો આપણે વિચાર કરવો જોઇએ છે. આપણી સમાજરચનામાં રાજાને નિરંતર આદિસ્થાન અપાયલું છે. રાજા સમાજપર સર્વ પ્રકારની સત્તા ચલાવતો હતો, સર્વ નિયમ અને ધારાધોરણની રચના રાજાના હસ્તે જ થતી હતી; પણ હવે એ સર્વ પ્રકાર સર્વથા બદલાઈ ગયો છે. હવે સમાજની ચિન્તા રાખનાર કોઈ પણ પ્રમુખ રહ્યો નથી. સમાજે કઈ પદ્ધતિથી ચાલવું, એની માર્ગરેષા આંકી આપનાર પણ કોઈ નથી. આપણા વર્તમાન રાજકર્તા આવા વિષયમાં અગ્રેસરત્વ લઈ શકે તેમ નથી; કારણ કે, એકંદર જનસમાજના વલનને જોઇને તદનુસાર પોતાના સુકાનને વાળવું, એટલું જ માત્ર સરકારના હાથમાં છે. આ પદ્ધતિએ કાલાવધિની છે. આપણને ખરેખર શી વસ્તુની આવશ્યકતા છે અને તે વસ્તુને મેળવવાનો માર્ગ કયો છે, એ બરાબર જાણવામાં આવી જાય અને તદનુસાર સામાન્ય જનસમાજનો નિશ્ચિત અભિપ્રાય બંધાય, એમ થવાને કાળના દીર્ઘ અવધિની આવશ્યકતા હોય છે. અર્થાત્ એની વચ્ચેનો જે કાળ તે કેવળ હાથ બાંધીને બેસી રહેવાનો જ કાળ હોય છે. એ એકંદર પરિસ્થિતિનો શાંતિથી વિચાર કરતાં કેટલાક વિશિષ્ટ મુદ્દાએ આપણી દૃષ્ટિ સમક્ષ આવીને ઊભા રહે છે. જેમને સુધારણા જોઇએ છે, એવા લોકો કેટલાક છે? એ લોકોની સંખ્યાને પ્રથમ નિશ્ચિત કરવી જોઇએ. અમને સુધારણા જોઇએ છે, એમ કહેનાર જનસમાજ જ પ્રથમ અસ્તિત્વમાં છે ખરો કે? જો તે ન હોય, તો તો પછી એક મુઠ્ઠીભર લોકો સમસ્ત જનસમાજની ચોટલીને પોતાના હાથમાં રાખે, એવું જ થવાનું અને એવા અત્યાચારને કોઈ પણ સહન કરે તેમ નથી. થોડાક લોકોને અમુક

એક વસ્તુ અનિષ્ટ અથવા અધમ દેખાતી હોય એટલે સમસ્ત રાષ્ટ્ર તે વસ્તુને તેવી જ દૃષ્ટિથી નિહાળે, એમ કદાપિ બનવાનું જ નથી. આપણો સમસ્ત સમાજ એક દિશામાં અને મુઠ્ઠીભર સુધારકો બીજી જ દિશામાં, એવો પ્રકાર કેમ થાય છે વારુ? એનું કારણ એટલું જ છે કે, આપણો સામાન્ય જનસમાજ સુધારકોના આશયને જ સમજી શકતો નથી. તેમને પ્રથમ શિક્ષણ આપો; તેમને સારી રીતે તૈયાર કરો. ભિન્ન ભિન્ન સુધારણામાટે જોઇતા લોકમતના પૃષ્ઠબળને પ્રથમ તૈયાર કરો, એટલે પછી યોગ્ય કાયદાઓ પણ પોતાની મેળે જ નિર્માણ થઈ જશે. જે સમસ્ત સત્તા પૂર્વે કેવળ રાજાના હાથમાં જ હતી, તે હવે તેનો કોઈ સ્વામી ન હોવાથી નધણીયાતી થઈ પડી છે; અને તેથી હવે તમારા કાયદાને સત્તાનું પૃષ્ઠબળ નથી. એટલામાટે હવે એ સત્તા લોકોના હાથમાં જાય, એવી વ્યવસ્થા કરવી જોઇએ. જો તમને સુધારણા જોઇતી હોય, તો પ્રથમ લોકોને દક્ષ કરવા જોઇએ. એમ કર્યાં વિના સુધારણાની શકયતા છે જ નહિ. જ્યાં સૂધી શિક્ષણનો સર્વત્ર પ્રસાર થઈ જાય, ત્યાં સૂધી તમારે માર્ગપ્રતીક્ષા કરવી જોઇએ. સુધારણાના નામથી આજ સૂધીમાં જે જે યુક્તિઓ સૂચવવામાં આવી છે, તેમનામાં કેવળ આડંબરનો ભાગ જ અધિક દેખાય છે. સુધારણાના એ પ્રકારને લક્ષમાં લેતાં તે સુધારણાઓ કેવળ વરિષ્ટ વર્ગ પૂરતી જ છે. એમ જ જોવામાં આવી શકે છે. એમાંની એક પણ સુધારણા દીન અથવા ઉતરતી જાતિમાટે છે, એમ કોઇથી કદાપિ કહી શકાય તેમ નથી. ઉદાહરણાર્થ, પુનર્વિવાહની સુધારણાને લઈએ, તો એ સુધારણાનો હિંદુસ્તાનમાંની સેંકડે સીતેર સ્ત્રીઓને કશો પણ ઉપયોગ થઈ શકે તેમ નથી, એમ જ દેખાઈ આવે છે. એવો જ પ્રકાર અન્ય સર્વ સુધારણાઓનો પણ સમજી લેવાનો છે. એ સુધારણાઓની કેવળ વરિષ્ટ વર્ગના લોકોને જ વિશેષ આવશ્યકતા છે. એ સમગ્ર વર્ગ સુશિક્ષિત છે અને ધ્યાનમાં રાખવાયોગ્ય વાર્ત્તા એટલી જ છે કે, તેમના શિક્ષણનો ખર્ચ મુખ્યત્વે કરીને મધ્યમ વર્ગના લોકોએ જ ચલાવ્યો છે! એથી જે એક વાર્ત્તા સ્પષ્ટ થાય છે તે એ જ કે, સુધારકોએ કેવળ પોતા પૂરતો જ વિચાર કર્યો છે. તેમની સુધારણાઓ એટલે વિશુદ્ધ સ્વાર્થપરાયણતા કિંવા એકલપેટાપણું જ છે! એવા પ્રકારની સુધારણાઓથી રાષ્ટ્રીય હિત તે શું થઈ શકે એમ હતું વારુ? એટલામાટે એ સુધારણાઓ તે સત્ય સુધારણાઓ છે જ નહિ, એમ જ કહેવું જોઇએ. સુધારણા આમૂલાગ્ર થવી જોઇએ; અને જે વર્ગ સર્વથા તલમાંનો હોય તે જ પ્રથમ સુધરવો જોઇએ. એને જ હું ખરી સુધારણા કહું છું. તમારા સમસ્ત બળનો એ સુધારણાના

કાર્યમાં જ વ્યય કરો. અહીં પ્રથમ ચિંગારીને પડવા દ્યો, એટલે પછી તેમાંથી પોતાની મેળે જ અગ્નિ પ્રકટી નીકળશે અને એ રીતિથી પ્રથમ રાષ્ટ્ર તૈયાર થશે; એ રીતિથી સામાન્ય જનસમૂહને રાષ્ટ્રીયત્વની પ્રાપ્તિ થશે. જ્યાં એવી સુધારણાનો આરંભ કરાયો એટલે પછી એ સુધારણાનો પરિધિ કેટલો વિશાળ છે, એ તત્કાળ ધ્યાનમાં આવી જાય છે. એ પરિધિ અત્યંત વિસ્તૃત છે, એટલું જ નહિ, પણ તે અનેક પ્રકારનાં વિઘ્નોથી પણ ભરેલો છે; અને એટલામાટે જ એ કાર્યમાં ઉતાવળ સર્વથા નિરુપયોગી જ છે. સમાજરચનામાંનાં વિઘ્નોનો પ્રશ્ન તે કાંઈ આજકાલનો પ્રશ્ન નથી. આ વિઘ્નો અથવા અડચણોનું અસ્તિત્વ શતાવધિ વર્ષો પૂર્વે પણ હતું અને આજે પણ અવશિષ્ટ છે. બૌદ્ધ ધર્મે આર્યાવર્ત્તનું અનેક પ્રકારે કોટિ કોટિ કલ્યાણ કર્યું હતું, એમ બોલવું એ સુધારકોનો આજકાલ એક અત્યંત પ્રિય વિષય થઈ પડ્યો છે; અને તેમાં પણ વિશેષતઃ ભારતવર્ષના દક્ષિણ ભાગમાં તો એ મતને અત્યંત માન આપવામાં આવે છે; પરંતુ અત્યારે આપણે જે મહાકરુણાજનક અવસ્થામાં આવી પડ્યા છીએ, એનો મૂળ હેતુ બૌદ્ધ ધર્મ જ છે, એનું તો તે બિચારાઓને સ્વપ્ન પણ નાહ જ આવતું હોય!

આપણી અત્યારની હીન સ્થિતિ તે આપણને બૌદ્ધો પાસેથી મળેલી વારસદારી જ છે. બૌદ્ધ ધર્મે આ રૂપમાં પોતાની સ્મૃતિને ભારતવર્ષમાં અચળ રાખી છે. બૌદ્ધ ધર્મના અવતાર અને પર્યવસાનનો જેમણે યથાક્રમ અભ્યાસ કર્યો નથી, તેવા મનુષ્યોના લખેલા ગ્રંથોમાં એ ધર્મને અત્યંત શ્રેય અને ધન્યવાદ અપાયલાં જોવામાં આવ્યા કરે છે. એક કાળમાં આર્યાવર્ત્તમાં બૌદ્ધ ધર્મનો જે અત્યંત પ્રસાર થયો હતો, તેની કારણીભૂત, તે ધર્મમાંનાં ઉદાત્ત તત્ત્વો અને ગૌતમ બુદ્ધનું તેજસ્વી ચારિત્ર્ય, એ બે વસ્તુઓ જ હતી, એવો એ લેખક મહાશયોનો અભિપ્રાય છે. ભગવાન્ બુદ્ધ વિશે મારા હૃદયમાં અત્યંત આદર વસી રહ્યો છે; તથાપિ બૌદ્ધ ધર્મનો જે આટલો વિજય થયો હતો એના કારણરૂપ તેનાં તત્ત્વો પણ નથી અને ગૌતમ બુદ્ધનું ચરિત્ર પણ નથી, એવો મારો નિશ્ચિત અભિપ્રાય છે. કિંતુ એ ધર્મનું બાહ્ય સ્વરૂપ જે રીતિથી લોકો સમક્ષ રજૂ કરવામાં આવ્યું હતું, તે રીતિ જ તેના પ્રસારનું કારણ હતી, એમ કહેવું જ વિશેષ સયુક્તિક થાય તેમ છે. ભવ્ય અને વિશાળ મંદિરો, તે મંદિરોમાંની મૂર્ત્તિઓ અને પૂજા આદિના ગંભીર પ્રકારો, એ જ તેના પ્રસારનાં સત્ય કારણો હતાં; અર્થાત્ બૌદ્ધ ધર્મનો પ્રસાર એ માર્ગે જ થયો હતો. આપણી પ્રાચીન હિંદુ પદ્ધતિ પ્રમાણે ગૃહ ગૃહમાંનાં લઘુ દેવગૃહો અને તેમાંના પૂજ-

નના પ્રકાર આદિ વિશેષ મનોવેધક નહોતાં; એટલે સામાન્ય જનસમાજનાં મનો એ ભપકાદાર પ્રકારોના કારણથી બૌદ્ધ ધર્મપ્રતિ આકર્ષાયાં; પરંતુ એ પછી તરત જ બૌદ્ધ ધર્મની અવનતિનો આરંભ થઈ ગયો અને તેમાં જે અંતસ્થ ઘૃણાકારક ઘટનાઓ થવા લાગી તેમનો વૃત્તાંત યથાર્થ રૂપમાં આપને સભળાવી શકાય તેવો નથી. જેમને એ ઘૃણાકારક ઘટનાઓની થોડી ઘણી પણ માહિતી મેળવવી હોય, તેમણે દક્ષિણમાંનાં ભવ્યમંદિરોની દીવાલપરનાં કોરેલાં ચિત્રોનું જ અવલોકન કરવું, એટલે તેમના મસ્તિષ્કમાં એની થોડી ઘણી કલ્પના આવી શકશે. બૌદ્ધ ધર્મે જે કાંઈ અદ્ભુત વારસો પોતાની પાછળ મૂકયો છે તે એ જ છે. એ પછી ભગવાન્ શ્રી શંકરાચાર્યનો અવતાર થયો અને તે કાળથી આજ પર્યન્ત સામાન્ય જનસમાજનાં મનોને ધીમે ધીમે વેદાન્તમાર્ગપ્રતિ વાળવાનું કાર્ય ચાલૂ જ રહેલું છે. પૂર્વના કાળના એ મહાન્ સુધારક હતા, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી; પરંતુ તેમણે ગાલિપ્રદાન અને અપશબ્દોની વૃષ્ટિ માત્ર વર્ષાવી નહોતી. સમાજમાં અનેક પ્રકારની ન્યૂનતાઓ રહેલી છે, એ વાર્તાને તેઓ ભૂલી ગયા હતા એમ તો નહોતું જ; તથાપિ તે ન્યૂનતાઓ માટે તેમણે સમાજના શિરપર કદાપિ ધિક્કાર વર્ષાવ્યો નહોતો. આપણી જૂની સઘળી રીતભાતો મૂર્ખતાભરેલી છે અને તેથી તેમનો એકદમ ત્યાગ જ કરી દેવો જોઇએ, એમ તેમણે કદાપિ કહ્યું નહોતું; કારણ કે, એમ થવું શક્ય નથી, એ તેઓ બરાબર જાણતા હતા. ખ્રીસ્તી ધર્મે ત્રણસેં વર્ષમાં રોમન અને ગ્રીક્ ધર્માનું સર્વથા ઉન્મૂલન કરી નાખ્યું હતું, એમ ડૉ. બૅરોજ કહે છે; પણ યૂરોપીયન્ જનસમાજનું જેણે અત્યંત સૂક્ષ્મ અવલોકન કર્યું છે, તે તો કદાપિ એમ કહે તેમ નથી જ. રોમન્ અને ગ્રીક્ ધર્મો અદ્યાપિ સજીવન છે. તેઓ કેવળ રોમન્ કૅથૉલિક દેશમાં જ છે એમ નથી; કિન્તુ તેનું અસ્તિત્વ સુધરેલા પ્રૉટેસ્ટંટ્ દેશમાં પણ દૃષ્ટિગોચર થયા કરે છે. તેમનામાં જે કાંઈ પણ પરિવર્ત્તન થયું છે તે કેવળ નામ માત્રનું જ છે. જૂનાં દેવદેવીઓ નવીન નામોને ધારણ કરીને સભ્યતાથી ત્યાં વિહરતાં દેખાય છે. જે દેવીઓ હતી તે 'મૅરાયા' થઈ છે અને જે દેવો હતા તે 'સંત' અથવા 'સેંટ્' થયા છે. તે જ પ્રમાણે પૂર્વની અર્ચનપદ્ધતિમાં પણ થોડોક ફેરફાર થયો છે. કેટલાંક પુરાતન નામો અને પદવીઓ અદ્યાપિ અવશિષ્ટ છે. એ સર્વનો નિષ્કર્ષ માત્ર એટલો જ છે કે, 'પી હળદર અને થા ગોરી' એમ તો કદાપિ બનતું જ નથી. યષ્ટિણીના દંડથી સમાજની ઉથલપાથલ થઈ શકતી નથી; કિન્તુ એ માટે તો કાલાવધિની જ આવશ્યકતા હોય છે. આ તત્ત્વને શ્રી શંકરાચાર્ય

સ્વામી સારી રીતે જાણુતા હતા અને તે જ પ્રમાણે ભગવાન્ રામાનુજ સ્વામીને પણ એ તત્ત્વ સંપૂર્ણતાથી અવગત હતું. એટલામાટે જે કાંઈ પણ સારી નઠારી રચના પ્રત્યક્ષ અસ્તિત્વમાં હતી તેને જ હાથમાં લઇને તેની ઘટનાને ધીમે ધીમે સુધારવાના માર્ગને જ તેમણે સ્વીકાર્યો હતો; અને શાસ્ત્રીય દૃષ્ટિથી તેમની એ કૃતિ સર્વથા યોગ્ય અને યથાર્થ હતી, એમ જ જણાય છે. જો તેમણે એથી ભિન્ન અન્ય માર્ગનો સ્વીકાર કર્યો હોત, તો પોતાના ગૃહીત તત્ત્વથી પરાઙ્મુખ થવાનું પાતક તેમના કપાળમાં ઠોકાયું હોત અને તેમની ગણના દાંભિકોમાં જ થાત! ઉત્ક્રાંતિ તેમના મત-સમર્થનનો મૂળ પાયો છે. અનેક પ્રકારનાં રૂપાન્તરોને પામીને અને અનેક પ્રકારનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોમાંથી ઉત્ક્રાંત થતો થતો જીવાત્મા અંતિમ પદે આરૂઢ થાય છે, એવો એ આચાર્યોના પ્રતિપાદનનો મથિતાર્થ છે. એટલામાટે એ જ તત્ત્વ સમાજરચનાને પણ લાગુ થાય, તે જ યોગ્ય છે. સમાજને ભિન્ન ભિન્ન અવસ્થાંતરો પ્રાપ્ત થાય, તે અનિષ્ટ નહિ, પણ સર્વથા ઇષ્ટ જ છે. કારણ કે, આવાં અવસ્થાન્તરોને અનુભવીને જ આત્મા પૂર્ણતાને મેળવે, એવો સૃષ્ટિનો સંકેત છે. આવી સ્થિતિમાં તેમણે જે માર્ગનું અવલંબન કર્યું હતું, તે માટે તેમને દોષ આપવાનું સાહસ કોનાથી કરી શકાય એમ છે વારુ?

મૂર્ત્તિપૂજા એક મહાપ્રમાદમય કાર્ય છે, એ મતનું આજકાલ એટલું બધું ચર્વિતચર્વણ થઈ ગયું છે, કે એ મતમાંનો સ્વાદ સર્વથા નીકળી ગયો છે, એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ નથી. એ મત વિષે હવે ઊહાપોહ કરવાની પણ આવશ્યકતા રહી નથી; કારણ કે, એ નિર્વિવાદ સત્ય છે, એવો પણ કેટલાકોનો નિશ્ચય થઈ ચૂક્યો છે. એક સમયમાં એ મતમાં મારો પોતાનો પણ એવો જ વિશ્વાસ હતો, પણ જાણે પરમેશ્વર મારી એ મૂર્ખતાને સહન ન જ કરી શક્યો હોયની! અને જાણે તેની મને શિક્ષા આપવાની જ ધારણા હોયની! તે પ્રમાણે તેણે મને એક મૂર્ત્તિપૂજકનાં ચરણોમાં લેટાવી દીધો. મારા સદ્ગુરુએ મૂર્ત્તિપૂજા કરતાં કરતાં જ મુક્તિની પ્રાપ્તિ કરી લીધી છે. જો અનેક રામકૃષ્ણ પરમહંસો નિર્માણ થવામાં જ પ્રતિમાપૂજાના પાપનો અંત થતો હોય, તો તમને મૂર્ત્તિપૂજા જ ગમશે કે સુધારકોની સુધરેલી રીતિ પસંદ આવશે, એનું ઉત્તર તમે પોતે જ આપો; કારણ કે મને આ પ્રશ્નનું સરળ ઉત્તર જોઇએ છે. હું તો સ્પષ્ટ એમ જ કહું છું કે, જો મૂર્ત્તિપૂજામાંથી એવા અનેક રામકૃષ્ણ પરમહંસો નિર્માણ થતા હોય, તો આનંદથી તમારી મૂર્ત્તિઓમાં બીજી પણ સહસ્રાવધિ મૂર્ત્તિઓનો ઉમેરો કરો. એ કાર્યમાટે નવીન

મૂર્ત્તિઓના નિર્માતાને ઇશ્વરના આશીર્વાદની અવશ્ય પ્રાપ્તિ થવાની જ. રામકૃષ્ણ પરમહંસ સમાન ભાગધેયોને નિર્માણ કરવામાટે કોઈ પણ માર્ગનો ઉપયોગ કરવાની તમને પૂર્ણ સ્વતંત્રતા છે. મૂર્ત્તિપૂજાના માર્ગમાંથી આવાં નરરત્નો પ્રત્યક્ષ નિર્માણ થતાં જોવામાં આવતાં હોય, છતાં પણ મૂર્ત્તિપૂજા, તેના વિરોધીઓની દૃષ્ટિથી, નઠારી તે નઠારી જ ! ત્યારે હવે એનું કારણ શું છે, એવો જો કોઈ પ્રશ્ન કરે, તો તેનું ઉત્તર શું આપવું વારુ? એનું ઉત્તર એટલું જ છે કે, કેટલાંક શતકો પૂર્વે એક યહૂદીએ મૂર્ત્તિપૂજાને અનિષ્ટ કહી હતી અને તેથી આજના સુધારકો પણ એમ કહે છે; પણ તે યહૂદી મનુષ્યના કથનમાં એક રહસ્ય હતું અને તે એ કે, તેણે અન્ય સર્વ મૂર્ત્તિઓને અનિષ્ટ તરીકે ઓળખાવી હતી, પણ તેમાંથી માત્ર પોતાની મૂર્ત્તિને બાદ કરી હતી ! પરમેશ્વરના અચિંત્ય રૂપના ચિંતનમાટે કોઈ ગમે તેવી અને ગમે તેટલી સુંદર મૂર્ત્તિ બનાવે, તો પણ તે પાપ જ છે, એવો તેનો સિદ્ધાંત હતો; પરંતુ કાષ્ઠની એક મંજૂષા (પેટી) બનાવીને તેની ઉપર બન્ને બાજૂએ બે દેવદૂતોને બેસાડવામાં આવે, તો તે માત્ર તેની દૃષ્ટિને પુણ્યકારક કાર્ય દેખાતું હતું ! જો પરમેશ્વર કબૂતરના રૂપે અવતરે, તો તેમાં તેની દૃષ્ટિથી કાંઈ વાંધા જેવું નહોતું; પણ જો પરમેશ્વર ગાયના સ્વરૂપે આવ્યો, એટલે તેનું બધું બગડી જતું હતું. એ તો અત્યંત પાપ; કારણ કે, ગાય મૂર્ત્તિપૂજકોની પ્રિય વસ્તુ હોવાથી ત્યાજ્ય હોવી જ જોઇએ અને તેથી ગાયના સ્વરૂપને પરમેશ્વરનો બહિષ્કાર મળે, એ સર્વથા યોગ્ય જ કહેવાય! 'દુનિયા ઝુકતી હય્, ઝુકાનેવાલા ચાહિયે!' એ કહેવત અનંતકાળથી એકસરખી રીતે જ સત્ય સિદ્ધ થતી આવી છે અને થાય છે. એક કવિએ કહ્યું છે કે, 'આ દુનિયા એટલે બેવકૂફ લોકોનો એક બજાર છે!" અને તેનું એ કથન અક્ષરે અક્ષર સત્ય છે. પ્રત્યેકને પોતાની વસ્તુ જ' સત્ય જણાય છે; એટલું જ નહિ પણ અન્ય જનો પણ તેનાં નેત્રોને ઊછીનાં લઇને થોડીવાર તે નેત્રોથી તે વસ્તુને નિહાળે અને તેની પ્રશંસા કરે, એવી પણ પ્રત્યેકની ઇચ્છા હોય છે. આપણા મનુષ્યોનું જો કોઈ મોટામાં મોટું પાપ હોય તો તે એ જ છે. અનેક પ્રકારના વિગ્રહો અને રક્તપાત આદિના પ્રસંગોના મૂળમાં એ જ પાપ રહેલું અંતે દેખાઈ આવે છે. મદ્રાસથી બહાર જગતનો કોઈ ભાગ છે કે નહિ, એ પણ જેમણે પોતાની દૃષ્ટિથી જોયું નથી, એવા ગોઠણના આધારે ચાલતા બાળકો—માત્ર તેમને મૂછોના ઝુમખા આવ્યા છે—ત્રીસ કરોડ લોકોને ઉપદેશ આપવાને દોડી જવું, એ કેટલી બધી આશ્ચર્યકારક ઘટના ! સહસ્રાવધિ વર્ષોની ઉત્ક્રાંતિનું પૃષ્ઠબળ જેમની પાછળ ઊભેલું છે, તેમને કાળના

છોકરાઓ દક્ષતા શીખવવાની ચેષ્ટા કરે, એ મૂર્ખતા નહિ તો બીજું શું વારુ ? આ અપરાધમાટે તેમણે પોતાનાં મસ્તકોને નીચાં જ નમાવવાં જોઇએ. હવે પછી તેવા ઘોર પાતકની ઇચ્છા માત્રને પણ મનમાં લાવશો નહિ. તમારી પ્રાચીનતા વિશે તમારા મનમાં આટલો બધો અનાદર ક્યાંથી ઉત્પન્ન થયો વારુ ? ધોળાપર કાળું કરવા જેટલી બુદ્ધિ તમારામાં છે અને તમારી એ બુદ્ધિના દીપકોને જગત્ સમક્ષ પ્રકટાવનારા પ્રકાશકો પણ તમને મળી આવે છે, એટલાથી જ જગતને બુદ્ધિવાદ શીખવવાનો ઇજારો તમને મળી ચૂકયો છે, એમ તમે માની બેઠા છો કે શું ? માત્ર એટલાથી જ જે તમારી માન્યતા, તે જ સમસ્ત ભારતવર્ષની માન્યતા છે, એમ તમને ભાસે છે કે શું ? મદ્રાસના સમાજસુધારકોને મારે જે કાંઈ કહેવાનું છે તે એ જ કે, મારો તમારામાં અત્યંત પ્રેમ છે અને તમારા વિશે મારા મનમાં આદર પણ છે. તમારાં અંતઃકરણો ઉદાર છે, એટલામાટે હું તમને અંતઃકરણપૂર્વક ચાહું છું; તેમ જ તમારા મનમાં તમારી જન્મભૂમિ વિશે જે પ્રેમ છે, તેમાટે પણ મારી તમારો આદર કરવાની ઇચ્છા થઈ આવે છે; તથાપિ તમારા માર્ગો માત્ર ભૂલભરેલા છે, એમ પણ તમને સ્પષ્ટતાથી જણાવવું પડે છે. આજે એક સો વર્ષથી એ માર્ગનો અનુભવ આપણને મળી ચૂકયો છે અને એનું ફળ શું થયું છે, એ આપણા સર્વની દૃષ્ટિ સમક્ષ છે જ ! ત્યારે હવે એ માર્ગમાં કાંઈ પણ પરિવર્ત્તન કરવાની આવશ્યકતા નથી કે શું ? આપણા દેશમાં પૂર્વે કદાપિ સમાજસુધારકો હતા જ નહિ, એમ તો નથી જ. જો તમે ભારતવર્ષના ઇતિહાસનો અભ્યાસ કરશો, તો તમને એમ જ જણાશે કે, આપણા દેશમાં અત્યંત પ્રાચીન કાળથી સમાજસુધારકોનું અસ્તિત્વ છે. શ્રીરામાનુજ કોણ હતા ? ભગવાન્ આદ્ય શંકરાચાર્ય કોણ હતા ? નાનક, ચૈતન્ય, કબીર અને દાદુ ઇત્યાદિ પુરુષો કોણ હતા વારુ ? આર્યભૂમિના આ નીલ નભોદરમાં જેમનો શુભ્ર પ્રકાશ અદ્યાપિ પ્રસરેલો છે, એવા એ પ્રકાશમાન તારક કોણ હતા વારુ ? નીચ જાતિઓની ઉન્નતિ થવી જોઇએ, એવી શ્રીરામાનુજની ભાવના નહોતી કે શું? ઢેડ અને ભંગીઓને પણ આપણાં વરિષ્ઠ મંડળોમાં સ્થાન મળે, એટલામાટે પોતાના સમસ્ત જીવનકાળ પર્યન્ત તેમણે પ્રયત્ન અને પરિશ્રમો નહોતા કર્યા કે શું ? વધારે તો શું, પણ મુસલ્માનોને સુદ્ધાં પણ નિકટમાં લેવાનો તેમણે પરિશ્રમ કર્યો હતો. હિંદુ અને મુસલ્માનોના ઐક્યમાટે ગુરુ નાનકે કેટલો બધો ઉદ્યોગ કર્યો હતો, એ શું તમે નથી જાણતા કે? તેમણે પોતાથી બની શકે, તેટલા પ્રમાણમાં એ કાર્ય કર્યું હતું અને તેમનું એ કાર્ય હજી પણ ચાલૂ જ છે. એ પૂર્વના સુધારકોના ઉદ્યોગો

અને તેમનાં ફળ તથા આપણા અર્વાચીન સુધારકોના ઉદ્યોગોના ફળની પરસ્પર તુલના કરીએ, તો તેમાં આકાશ અને પાતાળ જેટલો અંતરાય જોવામાં આવે છે. પણ એમ કેમ વારુ? આટલો બધો ભેદ શા કારણથી પડ્યો હશે? એનું કારણ માત્ર એટલું જ કે, કરવું થોડું અને બકબકાટ ઝાઝો, એ ટેવ પૂર્વના સુધારકોમાં ન હોતી; કેવળ મોઢાના ગોળાને ચલાવવાની વિદ્યાને તેઓ જાણતા જ નહોતા. અત્યારના સુધારકો પાસે જે ગાળ ગળોચનો વિશ્વકોષ છે, તે પણ તેમની પાસે નહોતો. જો કોઇની સાથે ભાષણ કરવાનો પ્રસંગ આવે, તો તે પ્રસંગે તેમની પદ્ધતિ એવા જ પ્રકારની હતી કે;–

"વહે સ્નેહ વાણીવિશે અગ્રભાગે;
ન શબ્દો કદા કોઇને તીવ્ર લાગે;
કહે સત્ય તે પૂર્ણ માધુર્ય સાથે;
ન સત્તા ચલાવે કદા કોઈ માથે;
વદે અલ્પ પીયૂષ જેવું રસાળું;
કૃપા, પ્રીતિ ને ચિત્તના ભાવવાળું;
કરે પક્ષિ કલ્લોલ જાણે બગીચે;
ન રાખે કદા ભિન્નતા ઉચ્ચ નીચે!"

તેમણે કદાપિ કોઇનો ઉપહાસ કર્યો નથી; તેમનું માત્ર એટલું જ કથન હતું કે, સમાજે અખંડ ઉત્ક્રાન્ત અવસ્થામાં રહેવું અને અખંડ પ્રગતિ કર્યા કરવી. તમે પૂર્વે જે કાંઈ પણ કર્યું તે સારું જ છે; પરંતુ એનાથી પણ વધારે સારું કાંઈ પણ કરવાની આશા તમારે ધારવી જોઇએ, એ જ તેમનો ઉપદેશ હતો. અત્યાર સુધી તો તમે મહામૂર્ખતા જ કરી છે, અને હવે એ મૂર્ખતાને તમારે સુધારવાની છે, એમ તેમણે કદાપિ કહ્યું નહોતું. તેમના કહેવાનો આશય માત્ર એટલો જ હતો કે, પૂર્વના શુભ કરતાં શુભતર કરવાની આવશ્યકતા છે. પ્રાચીન અને અર્વાચીન સુધારકોના માર્ગમાં જે આરંભમાં જ આ ભેદ પડી ગયો, તે અંતે માત્ર અધિક વિસ્તારને જ પામ્યો; અને બન્નેની અંતિમ ફલપ્રાપ્તિમાં પણ જે અંતરાય પડી ગયો, તે પણ એના યોગે જ. પ્રત્યેક રાષ્ટ્રની ઉત્ક્રાંતિનો માર્ગ પ્રથમથી જ અંકાયલો હોય છે અને તે માર્ગે જ તેની ઉત્ક્રાંતિ કિંવા ઉન્નતિ નિયત થએલી હોય છે; કેટલાંક શતકોની ટેવથી તે માર્ગ તે રાષ્ટ્રને એટલો બધો ગમી ગયેલો હોય છે કે, જાણે તે તેના સ્વભાવ સાથે એકરૂપ જ થઈ ગયેલો હોયની! એમ જ ભાસ્યા કરે

છે. અર્થાત્ આટલા કાળથી બંધાયલો સ્વભાવ એકદમ બદલાઈ જાય, એ શકય કિંવા સંભવિત છે ખરું કે? પાશ્ચાત્યોના દેશમાંની કલમોને આ દેશમાંનાં થડોપર ચોંટાડીને જીવાડવાનું કાર્ય સર્વથા અશકય છે; અને એવી સ્થિતિ છે, એ પરમેશ્વરનો કેટલો મોટો આશીર્વાદ છે વારુ? અન્ય રાષ્ટ્રના માર્ગનું અવલંબન કરીને આપણાથી તેના સમાન થઈ શકાય તેમ છે જ નહિ, એ ખરેખર ઈશ્વરની મોટી કૃપા જ છે. આથી હું પાશ્ચાત્યોનો માત્ર ઉપહાસ જ કરું છું, એમ તમારે સમજવાનું નથી. તેમના માર્ગો તેમના માટે તો હિતકારક છે જ; પરંતુ આપણા માટે તે તેવા જ ફળદાયક થાય તેમ નથી, એટલો જ મારા કથનનો આશય છે. તેમની પ્રકૃતિ અનુસાર જે પદાર્થ તેમને અમૃતસમાન ઉપયોગી થઈ પડે છે, તે જ પદાર્થ જો આપણી પ્રકૃતિ અનુસાર આપણને વિષ સમાન્ થઈ પડે, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે વારુ? આપણે પ્રથમ જે કાંઈ પણ શીખવાનું છે તે એ જ છે. પાશ્ચાત્યોનાં શાસ્ત્રો ભિન્ન છે; તેમની સંસ્થાઓ ભિન્ન પ્રકારની છે અને પરંપરાથી ચાલતી આવેલી તેમની પૂર્વકુલકથાઓ પણ ભિન્ન છે. અત્યારની જે કાંઈ પણ તેમની સમાજરચના આપણને દેખાય છે, તે સર્વ એટલી વસ્તુઓની સંઘટનાનું ફળ છે. આપણી રીતિનીતિ ભિન્ન, આપણી આકાંક્ષાઓ તેમનાથી સર્વથા ભિન્ન, તેમ જ આપણી કુલ પરંપરા અને આપણાં પૂર્વકર્મો પણ તેમનાથી સર્વથા ભિન્ન છે. આવી સ્થિતિમાં પૂર્વનાં કેટલાંક શતકોના એ ભારને એકદમ ભૂમિપર નાખી દઇને આપણે નવીન યુગનો આરંભ કરીએ, એ કદાપિ શકય છે ખરું કે? પૂર્વ કર્માનુસાર જે માર્ગ પ્રથમથી જ અંકાયલો છે, તે માર્ગમાં જ ચાલ્યા જવું, એ જ આપણામાટે ઇષ્ટ છે અને તેમ કરવું એ આપણું કર્ત્તવ્ય પણ છે.

હવે મારા ભાવી કાર્યક્રમના સંબંધમાં ચાર શબ્દો બોલવાની આવશ્યકતા છે. પૂર્વકાળના ગુરુઓએ દર્શાવેલા માર્ગમાં ચાલ્યા જવું, એ જ મારો સંકલ્પ છે. તેમની પદ્ધતિનો મેં અભ્યાસ કરેલો છે અને તેઓ કયા માર્ગે ગયા છે, એનો મને લાગે છે કે, મને અલ્પસ્વલ્પ બોધ થયેલો છે. તેઓ સમાજના મહાન્ શાસ્તા હતા. તેમનામાં નવીન કલ્પનાઓનો સતત ઉદય થતો હતો. સમાજના તેઓ ખરેખરા આધારસ્તંભ હતા. આચારશુદ્ધતા એટલે શું અને માનવી જીવિતનું સત્ય રહસ્ય શું છે, એનો પ્રત્યક્ષ પાઠ તેઓ પોતાનાં આચરણોથી જ સમાજને શીખવતા હતા. એથી તેમણે જે કાર્યભાગની પૂર્ણતા કરી છે, તેનું વાસ્તવિક મૂલ્ય આંકવું પણ કઠિન છે. આપણે પણ હવે એવા પ્રકારનું અમૂલ્ય કર્ત્તવ્ય જ કરી બતાવવાનું છે.

અત્યારે પરિસ્થિતિ કાંઇક બદલાયલી છે અને તેથી એ પરિસ્થિતિને અનુકૂલ થાય, તેવી રીતે આપણા માર્ગમાં કાંઇક અલ્પસ્વલ્પ પરિવર્તન કરવું પડશે, એટલું જ.

પ્રત્યેક વ્યક્તિએ જેવી રીતે અમુક એક વિશિષ્ટ સાધ્ય સાધવાનું હોય છે, તે જ પ્રમાણે પ્રત્યેક રાષ્ટ્રે પણ એક વિશિષ્ટ સાધ્ય સાધવાનું હોય છે. પ્રત્યેક વ્યક્તિનો અને તે જ પ્રમાણે પ્રત્યેક રાષ્ટ્રનો એક અંતિમ હેતુ હોય છે અને તે હેતુ તે રાષ્ટ્રના જીવનનો પ્રમુખ ઘટક હોય છે. તે રાષ્ટ્રે કરેલા બાકીના પચીસ ઉદ્યોગો તે હેતુના સંપાદનમાટે જ કરેલા હોય છે; એટલે કે, તે સર્વ ઉદ્યોગો અંતિમ સાધ્યરૂપ હોતાં નથી. ઉદાહરણ, રાજકીય સામાર્થ્યની પ્રાપ્તિ, એ ઇંગ્લંડ દેશનું ધ્યેય છે. ઇંગ્લંડમાં જે કાંઈ પણ હીલચાલો દૃષ્ટિગોચર થાય છે અને ત્યાં જે દૃઢતાનો અનુભવ મળે છે, તે સર્વ હીલચાલો અને તે દૃઢતા કેવળ તે અંતિમ સાધ્યમાટેની જ છે. એ જ પ્રમાણે પ્રત્યેક રાષ્ટ્રનો એક એક જીવન હેતુ હોય છે. આપણા દેશનો જીવન હેતુ ધર્મ છે. આપણી સમસ્ત સમાજરચના એ જીવનહેતુની આસપાસ ગુંથાયલી છે. કેટલાંક શતકોથી પોષાયલા જીવનહેતુને ત્યજી દેવાનો જો કોઈ એક રાષ્ટ્ર પ્રયત્ન કરે, તો તે રાષ્ટ્ર સત્વર જ મૃતરાષ્ટ્રોની માલિકામાં પ્રવિષ્ટ થઈ જાય, એમાં લેશ માત્ર પણ શંકા નથી. આવા પ્રકારની ભયંકર આપત્તિ આપણા રાષ્ટ્રપર ન આવી પડે એવી જો આપણી ઇચ્છા હોય, તો આપણા સર્વ ઉદ્યોગો આપણા જીવનહેતુના પોષક થાય, એવા જ સ્વરૂપના હોવા જોઇએ. એક વાદ્યમાંથી જેવી રીતે ભિન્ન ભિન્ન સ્વરો નીકળવા છતાં તે સર્વની મળીને એક જ એકતાનતા નિર્માણ થાય છે; તે જ પ્રમાણે આપણા અનેક ઉદ્યોગોના ગર્ભમાં કેવળ એક જ જીવનહેતુ હોવો જોઇએ. અનેક પ્રકારની ખટપટો અને ભાંજગડો કરવા છતાં પણ ઇતર રાષ્ટ્રો પોતાના જીવનહેતુને કદાપિ ભૂલી જતાં નથી. અમેરિકામાં જો ધર્મ સંબંધી કાંઈ પણ બોલવાનો પ્રસંગ આવે, તો ધર્મ સમાજરચનાના વિષયમાં કયાં કયાં ઇષ્ટ પરિણામો નિપજાવી શકે એમ છે, એનો ઉલ્લેખ કર્યા વિના ત્યાં તમારું બોલવું કોઈ પણ સાંભળે તેમ નથી. તમે પોતાનું આચરણ જો અમુક એક વિશિષ્ટ ધર્મતત્ત્વ અનુસાર રાખશો, તો તમારી સમાજરચનામાંના અમુક એક વિશિષ્ટ વ્યંગનો લોપ થઈ જશે, એવો તમારે તેમનો નિશ્ચય કરાવી દેવો જોઇએ. આદર્શ સમાજરચના અમેરિકાનો જીવનહેતુ હોવાથી સર્વ પ્રકારના વિવેચનમાં એ હેતુનો કોઇવાર પણ લોપ થવા ન દેવો, એજ ઇષ્ટ છે, એમ ત્યાં મારા જાણવામાં આવ્યું હતું. ઇંગ્લંડમાં જો વેદાન્તના વિષયમાં ચાર શબ્દો ઉચ્ચારવા હોય, તો વેદાંતના પ્રસારથી કઈ કઈ

રાજકીય ઇષ્ટ સુધારણાઓ થવાનો સંભવ છે, એ પ્રમાણપૂર્વક તેમને બતાવી દેવું જોઇએ છે. તેજ પ્રમાણે આપણે અહીં જો સમાજસુધારણા વિશે કાંઈ બોલવું હોય, તો તેના યોગે કઈ ધાર્મિક સુધારણા થવાનો સંભવ છે, એ બતાવવાની અતિશય આવશ્યકતા છે; કારણ કે, આપણા રાષ્ટ્રને છેવટે જે કાંઈ પણ સાધવાનું છે, તે કેવળ ધાર્મિક જીવન જ છે. અહીં જો રાજકીય વિષયની ચર્ચાનો પ્રસંગ આવે, તો તેના યોગે આ અંતિમ સાધ્યની સુલભતાનો સંભવ છે, એમ દર્શાવ્યા વિના તમારું કથન આપણા સામાન્ય જનસમાજને ગળે કદાપિ ઊતરી શકે તેમ નથી. આપણું, આપણા આયુષ્યમાં, હવે પછી શું કર્ત્તવ્ય છે, એ વિશેનો મનુષ્ય પોતાના મનમાં જ નિશ્ચય કરી લે છે; અને ત્યાર પછી તેના સર્વ ઉદ્યોગો તે હેતુની સિદ્ધિમાટે જ ચાલતા હોય છે. એ જ નિયમ રાષ્ટ્રને પણ લાગૂ પડી શકે છે. આપણા રાષ્ટ્રને પોતાના અંતિમ સાધ્યને નિયત કરવાના કાર્યમાં કેટલાંક શતકોનો કાળ વહી ગયો છે; એટલે હવે એ હેતુમાં સર્વથા પરિવર્ત્તન કરી શકાય તેમ છે જ નહિ. કેટલાંક શતકોના અંતરપરથી વહન કરીને આવેલા એ પ્રચંડ પ્રવાહને પાછો વાળી શકાય તેમ નથી જ. અનેક ગતકાલીન રાષ્ટ્રોનો ઇતિહાસ આપણી દૃષ્ટિ સમક્ષ છે. તે રાષ્ટ્રોના હેતુ કયા કયા હતા અને તેમનું અંતિમ પર્યવસાન કયાં થયું હતું, એ પણ આપણે જાણીએ છીએ. એવી સ્થિતિમાં આપણા રાષ્ટ્રે પોતાના હેતુની જે ચૂંટણી કરી છે, તે ભૂલભરેલી છે, એમ આપણાથી કહી શકાય તેમ છે ખરું કે? જડ વસ્તુઓની આસક્તિને ત્યાગીને ચૈતન્યના ચિંતનમાં નિમગ્ન થવું, એને કોઈ પણ પ્રમાદના નામથી ઓળખી શકે એમ છે ખરું કે? માનવી અહંકારનો ત્યાગ કરીને ઈશ્વર સાથે મળી જવાની આકાંક્ષાને ધારવામાં આપણા રાષ્ટ્રે મૂર્ખતા કરી છે, એમ કોણ કહેનાર છે વારુ? આ દૃશ્ય જગત્ વિશે અત્યંત તિરસ્કાર, પારલૌકિક વસ્તુ વિશે અત્યંત શ્રદ્ધા, ત્યાગમાં અત્યંત આતુરતા, પરમેશ્વરમાં અતિશય વિશ્વાસ અને અમર આત્મામાં અતીવ આસક્તિ, એ સર્વ વસ્તુઓ આપણા હિંદુઓના અસ્થિમાંસમાં રમી રહી છે. એમાંની એક પણ વસ્તુને ત્યાગવાની તમારાથી હિંમત કરી શકાવાની જ નથી, એમ હું તમને ભાર આપીને જણાવું છું. અમે ચાર્વાકવાદના મહાન્ પુરસ્કર્ત્તા છીએ, એમ બતાવવાનો તમે ગમે તેટલો આડંબર કરશો, તો પણ તમારા એ આડંબરથી મારા જેવો મનુષ્ય કદાપિ છેતરાય તેમ નથી. કારણ કે, તમારા અંતરમાં શું છે, એ અમે સારી રીતે જાણીએ છીએ. તમે ગમે તેવા ભડકેલા જેવા દેખાશો, પણ તમારા ધર્મસ્થાનમાં હાથ નાંખતાં જ

તમે પોતાના જૂના માર્ગપર આવી જવાના, એ વિશે મારો અત્યંત દઢ નિર્ધાર છે. પોતાના જન્મજાત સ્વભાવને તમે એકદમ ભૂલી જાઓ, એમ થવું કદાપિ શક્ય છે ખરું કે? નહિ જ.

એટલામાટે અહીં ભારતવર્ષમાં આપણે જે કાંઈ પણ સુધારણાઓ કરવાની હોય, તો તે સુધારણાઓના આરંભમાં આપણે ધાર્મિક ચલનવલનનો પ્રથમ આરંભ કરવો જોઇએ. સામાજિક અથવા રાજકીય કલ્પનાઓનો પ્રસાર કરવા પૂર્વે ધાર્મિક કલ્પના-ઓની લહરીઓ સર્વત્ર ઉછળતી થવી જોઇએ. આપણાં ઉપનિષદ્ ગ્રંથોમાં, પુરાણોમાં, મઠોમાં, દેવાલયોમાં, અરણ્યોમાં અને ઇતરત્ર જ્યાં જ્યાં પણ સત્ય પ્રમેયો લપાઈ છુપાઇને બેઠાં હોય ત્યાંથી તેમને બહાર કાઢીને તેમનો સર્વત્ર અસ્ખલિત પ્રસાર કરવો, એ જ આપણું અત્યારના સમયમાં આદ્ય કર્ત્તવ્ય છે. એ આપણાં સત્ય રત્નો અત્યારે અમુક વિશિષ્ટ વર્ગના ભંડારમાં નિરુપયોગી અવસ્થામાં પડી રહ્યાં છે; એટલે તેમને ત્યાંથી બહાર કાઢીને હિમાલયથી તે કન્યાકુમારી પર્યન્ત તે સર્વના જોવામાં આવે, એવી વ્યવસ્થા આપણે કરવી જોઇએ. તે રત્નો સર્વની સામાન્ય સંપત્તિરૂપ થવાં જોઇએ. એ તત્ત્વોના શ્રવણનો સર્વને સમાન લાભ મળવો જોઇએ; કારણ કે, એ તત્ત્વો સર્વના ગળે ઉતરે, એમાટેનું પ્રથમ સોપાન શ્રવણ છે. પ્રથમ શ્રવણ, પછી મનન અને ત્યાર પછી નિદિધ્યાસ, એ સર્વ આત્મ-પ્રાપ્તિની સોપાનપરંપરા છે. એ તત્ત્વોનો જનસમાજનાં શ્રવણોમાં પ્રવેશ કરાવવા-માટેનો જે કોઈ પણ યત્ન કરશે, તેણે જ ખરેખરી રીતે સત્કર્મનું આચરણ કર્યું કહેવાશે. કલિયુગમાં એક જ કર્મ પ્રધાન છે, એમ ભગવાન્ વ્યાસે કહેલું છે. યજ્ઞ અને મહા તપશ્ચર્યાનો આ યુગમાં કશો પણ ઉપયોગ નથી. કર્મના જે અનેક પ્રકારો છે, તેમાંનો એક જ પ્રકાર આ યુગમાં ઉપયોગી છે અને તે કર્મ દાન જ છે. તેમ જ દાનના અનેક પ્રકારોમાંથી અધ્યાત્મજ્ઞાનનું દાન, તે અત્યુચ્ચ કોટિનું દાન છે. એથી ઉતરતું ઐહિક વિદ્યાનું દાન છે; ત્યાર પછી પ્રાણદાન અને પ્રાણદાનથી પણ ઉતરતું અન્નદાન મનાય છે. આપણો દેશ તે પૃથ્વીપરના સર્વ દેશો કરતાં દીન અને કંગાલ દેશ છે, એવી સર્વત્ર ખ્યાતિ છે; પરંતુ એમ છતાં પણ આ દેશમાં કરાતા દાનધર્મને જોતાં આપણો દેશ ખરેખર અત્યંત દાનશૂર છે, એવો નિશ્ચય થયા વિના રહેતો નથી. ઉત્તર સીમાથી દક્ષિણ સીમા પર્યન્ત તમે ગમે ત્યાં ગમન કરો, તોપણ સર્વત્ર તમારો એક મિત્ર પ્રમાણે જ આદરસત્કાર કરાય છે. જ્યાં સૂધી રોટલાનો કકડો મળવાનો સંભવ છે, ત્યાં સૂધી આપણા આ દેશમાં એક

પણ ભિક્ષુક નિરાહાર અવસ્થામાં મરી જાય તેમ નથી. અર્થાત્ આપણા આ દાનશૂર દેશે હવે પોતાની એ સદ્વૃત્તિઓના પ્રવાહને અધિક ઉચ્ચ દિશામાં વાળીને સર્વથી અત્યુચ્ચ દાન આપવાનો આરંભ કરવો જોઇએ છે, અને એ જ તેના માટે અધિક શ્રેયસ્કર છે. હવે આ દાન આપણે કેવળ હિંદુસ્તાન પૂરતું જ કરવાનું છે, એમ નથી; કિન્તુ સમસ્ત વિશ્વમાં એ જ્ઞાનનો પ્રસાર થવાની આવશ્યકતા છે. પૂર્વે આ પ્રકાર અનેકવાર થયેલો છે; એટલે કે, બાહ્ય દેશોને અધ્યાત્મવિદ્યા આપવાનું કાર્ય આજે નવેસરથી જ આરંભવાનું નથી. અધ્યાત્મવિદ્યા હિંદુસ્તાનમાંથી બહાર ગઈ નથી અને એ કાર્ય કરનાર સર્વથી પ્રથમ સંન્યાસી કેવળ હું જ છું, એમ જેઓ ધારે છે, તેઓ પોતાના દેશના પૂર્વ ઇતિહાસથી સર્વથા અજ્ઞાત હોય, એમ જ જણાય છે. જગત્‌ને જે જે વેળાએ આ વિદ્યાની આવશ્યકતા જણાઈ હતી, તે તે વેળાએ આ વિદ્યાનો પ્રવાહ આપણા દેશમાંથી બહાર નીકળ્યો હતો અને તેનો સર્વત્ર પ્રસાર થયો હતો. રાજકીય જ્ઞાનના પ્રસારમાટે રણશૃંગ અને તૂતેડી આદિ વગાડવાં પડે છે; સામાજિક અને ઐહિક વિદ્યાના પ્રસારમાટે કૃપાણની સહાયતા લેવી પડે છે; પણ અધ્યાત્મવિદ્યાના પ્રસારમાટે એમાંની એક પણ વસ્તુની આવશ્યકતા હોતી નથી. એ વિદ્યાના પ્રસારનું કાર્ય અત્યંત સીબ્ધતાથી જ થયા કરે છે. તુષાર જેવી રીતે પડતી વેળાએ કોઇના જોવામાં આવતો નથી કિંવા તેનો ધ્વનિ પણ સંભળાતો નથી; તે જ પ્રમાણે એ વિદ્યાના પ્રસારનું કાર્ય ચાલૂ હોય છે, તે વેળાએ કોઈ પણ પ્રકારનો કોલાહલ થતો નથી; કિન્તુ એના પ્રસારમાંથી સમસ્ત વિશ્વમાં માત્ર શાંતિનાં સુગંધિત પુષ્પો સર્વત્ર નિર્માણ થઈ જાય છે. આજ સૂધીમાં અનેકવાર આપણા આ દેશે જગતને એ દાન આપેલું છે. અમુક એક વિજયી રાષ્ટ્રની પતાકાની છાયામાં જ્યારે પણ અનેક માનવશાખાઓના એકીકરણની વેળા આવી હોય અને પ્રવાસનાં સાધનોમાં અલ્પસ્વલ્પ સુરક્ષિતતા મળી જાય, તે તે વેળાએ આપણા દેશમાંથી અધ્યાત્મવિદ્યાનો પ્રવાહ બાહ્ય દેશોમાં જઇને પ્રસારને પામેલો પ્રત્યક્ષ દેખાઈ આવે છે. વિશ્વની ઉન્નતિમાટે અનેક રાષ્ટ્રોએ જે અનેક પ્રકારના ઉદ્યોગો કર્યા હતા, તેમાં આપણો ઉદ્યોગ આ પ્રકારનો હતો. ભગવાન્ બુદ્ધના જન્મથી પણ કેટલાંક શતક પૂર્વે આ ઘટના થએલી છે; અને તેનાં ચિન્હો ચીનદેશ, એશિયા માઇનર અને મલાયાના દ્વીપકલ્પોમાં હજી પણ મળી આવે છે. ગ્રીસદેશના વિજયના સમયમાં અનેક માનવકુલોનો સંબંધ એકબીજા સાથે થવા લાગ્યો હતો, તે વેળાએ પણ આ ઘટના થઈ હતી. તે સમયમાં જે લહરી આપણા દેશમાંથી બાહ્ય દેશમાં

ગઈ હતી, તેનાં જ અસ્પષ્ટ ચિન્હો આજે પાશ્ચાત્ય સંસ્કૃતિના રૂપે દૃષ્ટિગોચર થાય છે. જે સુધારણાઓમાટે પાશ્ચાત્યો આટલું બધું અભિમાન ધરાવે છે, તે સુધારણા આપણી પૂર્વ સંસ્કૃતિની છાયા માત્ર છે. એ જ સંધિકાળ અત્યારે પાછો આવીને પ્રાપ્ત થયો છે. ઈંગ્લંડ દેશની ધ્વજા તળે અનેક રાષ્ટ્રોનું એકીકરણ થાય છે. અનેક રાષ્ટ્રોના હિતસંબંધની શૃંખલા જેવી અત્યારના કાળમાં જોડાય છે, તેવી તે પૂર્વે કદાપિ જોડાઈ નહોતી. વ્યાપારના મધ્યવર્ત્તી પીઠ જેવા અત્યારે પ્રત્યેક દેશમાં સ્થળે સ્થળે નિર્માણ થાય છે, તેવા તે પૂર્વે કદાપિ નિર્માણ થયા નહોતા. જગતના એક છેડાને આજે અંગ્રેજોએ બીજા છેડા સાથે જોડી દીધો છે. સમસ્ત જગતમાં માર્ગોના જાળનો એક સરખો વિસ્તાર કરવામાં આવ્યો છે. એકંદર રીતે જોતાં જગતમાં પ્રસરેલાં માનવકુળોનો સંબંધ આજના જેટલો પૂર્વે કદાપિ નિકટવર્ત્તી થયો નહોતો. એવા સમયમાં આપણા પૂર્વ ધર્મને અનુસરીને આર્યભૂમિ પણ પોતાના અધ્યાત્મ-જ્ઞાનના પ્રવાહને બહાર છોડી રહી છે. એ વાર્તા આપણા જાણવામાં આવતી હશે કે કદાચિત્ નહિ પણ આવતી હોય; પરંતુ એમ બને છે, એમાં તો શંકા નથી જ. એ પ્રવાહ હવે એ સર્વ માર્ગોના જાળમાં પ્રસરતો પ્રસરતો સમસ્ત વિશ્વમાં પ્રસર્યા વિના રહેવાનો નથી. હું અમેરિકામાં ગયો, એ કાંઈ મેં કર્યું કિંવા તમે કર્યું એમ કહી શકાય તેમ નથી. આપણી માતૃભૂમિની અધિષ્ઠાત્રી દેવતાની આજ્ઞાથી જ આ સર્વ યોગ બની આવ્યો છે. આ આર્યભૂમિની ભવિતવ્યતાનાં સૂત્રો જે દેવતાના હસ્તમાં છે, તે દેવતાએ જ મને વિદાય કર્યો હતો અને હજી પણ મારા જેવા શતાવધિ હસ્તકોની તે જ દેવતા બાહ્ય દેશમાં રવાનગી કરશે. તેના આ કાર્યમાં બાધા નાખવાનું આ જગતમાં કોઇમાં પણ સામર્થ્ય નથી. આપણે આ જગતમાં જે કાંઈ પણ કાર્યો કરવાનાં છે, તે કાર્યોમાંનું જ આ પણ એક કાર્ય છે. જગતમાંના સર્વ દેશોમાં જઇને અધ્યાત્મવિદ્યાનો પ્રસાર કરવો, એ આપણું પ્રમુખ કાર્ય છે. જો તમે સર્વત્ર એ કાર્ય કરવા માંડશો, એટલે તમને જે પ્રકારના ઐહિક જ્ઞાનની આવશ્યકતા છે, તે જ્ઞાનનો પ્રવાહ તમારા દેશમાં વહેવા માંડશે; પણ અહીં એક બીજી બાબત પણ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ધર્મજ્ઞાનને રજા આપીને જો હિંદુસ્તાનમાં કેવળ ઐહિક વિદ્યાને પ્રસારવાનો તમે પ્રયત્ન કરશો, તો તમારો તે પ્રયત્ન કદાપિ વિજયી થવાનો નથી; કારણ કે, એવા શુષ્ક જ્ઞાનનો અહીં કોઈ પણ આદર કરે તેમ નથી. શુદ્ધ નીતિની પાછળ પડેલા બૌદ્ધ ધર્મનો અહીં વધારે ટકાવ ન થયો, એનું કારણ પણ એ જ છે.

આ સર્વ વિષયોના વિચાર પછી મારી હવે પછીની યોજના શી છે, એ પણ મારે આપને જણાવવું જ જોઇએ. આપણા ધર્મગ્રંથોમાંનાં પ્રમેયોને લોકોને સુલભતાથી સમજાવી દેવાના કાર્યમાટે કેટલાક તરુણ પ્રચારકોને તૈયાર કરવા, એવી મારી યોજના છે. એવા પ્રચારકોને તૈયાર કરવામાટે પ્રથમ એક સંસ્થાને નિર્માણ કરવાની આવશ્યકતા છે. હવે એ પ્રચારકોએ પોતાનું કાર્ય માત્ર આર્યાવર્ત્તમાં જ કરવાનું છે, એમ નથી; કિંતુ તેમણે પરદેશમાં પ્રવાસ કરીને આપણા ધર્મનો ત્યાં પણ પ્રસાર કરવો, એવી મારી ઇચ્છા છે. એટલામાટે પ્રથમ મને મનુષ્યોની જ આવશ્યકતા છે અને તે મળી જાય, એટલે પછી બીજી બધી વસ્તુઓને મેળવી લેવાનું કાર્ય કાંઈ એટલું બધું કઠિન નથી; તે વસ્તુઓની વ્યવસ્થા પોતાની મેળે જ થઈ જશે. અર્થાત્ મુખ્ય કઠિનતા કેવળ ધૈર્યશીલ્ન અને ઉત્તેજનયુક્ત મનુષ્યોને મેળવવામાં જ સમાયલી છે. પોતાના કાર્યની અવ્યભિચારિણી ભક્તિ જેમના ચિત્તમાં વસી રહેલી હોય અને જેમનામાં અચળ શ્રદ્ધાનું બળ વસી રહેલું હોય, એવા મનુષ્યોની મને આવશ્યકતા છે. વધારે તો ઠીક, પણ એવા જો એક સો મનુષ્યો મને મળી જાય, તો તેટલા મનુષ્યો જ આખા જગતને ઉલટાવી નાખે એમ છે, એમાં લેશ માત્ર પણ શંકા નથી. આપણે અમુક કાર્ય અવશ્ય કરીશું જ, એવા પ્રકારની અત્યંત દૃઢ શ્રદ્ધા જે ધારે તે કરી શકે એમ છે. એવા પ્રકારની સત્ય શ્રદ્ધામાટે કોઈ પણ કાર્ય અશક્ય છે જ નહિ. એવા પ્રકારની શ્રદ્ધા તે ભગવાનના પોતાના વરદાનરૂપ જ છે. તે શ્રદ્ધામાં ભગવાનના પોતાના સામર્થ્યનો જ નિવાસ હોય છે. સમર્થના સેવકને આડી દૃષ્ટિથી જોવાની પણ કોની હિંમત ચાલી શકે એમ છે વારુ? આપણા ધર્મનાં રહસ્યોનો સમસ્ત વિશ્વમાં પ્રસાર થઈ જાય, એવી કૃતિ તમારે કરવાની છે. વિશ્વ, એ રહસ્યની પ્રાપ્તિમાટે ચાતક સમાન માર્ગપ્રતીક્ષા કરતું બેસી રહ્યું છે. આજે કેટલાંક શતકોથી આપણે આપણી હીનતાની વાર્તાઓ જ સાંભળતા આવ્યા છીએ; આપણે અજ્ઞાનગ્રસ્ત થયા છીએ, અને સર્વ વિષયોમાં પાછળ પડી ગયેલા છીએ, એ જ ભાષા નિરંતર આવીને આપણા કર્ણકટપર અથડાયા કરે છે. આપણા સામાન્ય સમાજના મનુષ્યો તે મનુષ્યો જ નથી, એમ જ આપણે આજ સૂધી સાંભળતા આવ્યા છીએ; અને સમસ્ત વિશ્વમાં પણ અત્યારે એ જ માન્યતા ચાલી રહી છે. પાશ્ચાત્ય દેશમાંનો સામાન્ય જનસમાજ પણ આજકાલ એ જ સાંભળ્યા કરે છે. આજે કેટલાંક શતકોથી એ જ વાર્તા સાંભળતાં સાંભળતાં વિશ્વમાંનો સામાન્ય જનસમાજ અત્યારે પશુત્વના માર્ગમાં જ

ચઢી ગયો છે. તેમની સત્ય યોગ્યતા શી છે અને તેમનામાં કેવા પ્રકારના ચૈતન્યનો નિવાસ છે, એ તેમને કોઈએ પણ કહી સંભળાવ્યું કિંવા દેખાડી દીધું નથી. જે ચૈતન્યનો કદાપિ જન્મ પણ થતો નથી અને કાળ પણ આવતો નથી; જેને તલવાર કાપી શકતી નથી અને અગ્નિ બાળી શકતો નથી; જેને વાયુ સૂકવી શકતો નથી અને જે નિત્ય, અનાદ્યનંત, શુદ્ધ, સર્વશક્તિમાન્ તથા સર્વવ્યાપક છે; તે ચૈતન્યનો અત્યંત હીન વસ્તુમાં પણ નિવાસ હોય છે, એ વાર્ત્તા સામાન્ય જનસમાજે પોતાનાં શ્રવણોથી કદાપિ સાંભળી નથી. એટલામાટે આપણા સામાન્ય જનસમાજને એ સમસ્ત રહસ્યોનો પૂર્ણ પરિચય કરાવી દેવાની અત્યંત આવશ્યકતા છે. તેમના ચિત્તમાં એ રહસ્યો વિશેની પૂર્ણ શ્રદ્ધાને ઉપજાવવી જોઇએ, એટલે પછી તેમનામાં આત્મવિશ્વાસ પોતાની મેળે જ ઉત્પન્ન થશે. મનુષ્ય માત્રમાં આત્મવિશ્વાસની પ્રથમ આવશ્યકતા છે. એટલે કે, એવા લોકોમાં અને આપણામાં જે કાંઈ પણ ભેદ છે, તે માત્ર એ જ છે. તેમના ધર્મ વિશે કિંવા તેમનાં કર્ત્તવ્ય કર્મોની કલ્પનાઓ વિશે અનેક વાર્ત્તાઓ તમારા સાંભળવામાં આવી હશે, પણ તેમના અને આપણામાં રહેલો આ ભેદ વિશેષ મહત્ત્વનો નથી. જે મહત્ત્વનો ભેદ છે, તે સર્વથા ભિન્ન જ છે. પાશ્ચાત્ય લોકોમાં આત્મશ્રદ્ધાનો ભાવ છે અને આપણા લોકોમાં તેનો અભાવ છે, એ જ તેમનામાં અને આપણામાંનો અત્યંત મહત્ત્વનો ભેદ છે. એક અંગ્રેજને એમ જ ભાસ્યા કરે છે કે, 'હું અંગ્રેજ હોવાથી આ વિશ્વમાં મારા માટે અશક્ય હોય એવું કાંઈ છે જ નહિ;' અર્થાત્ પોતાના અંગ્રેજપણામાં તેની આટલી બધી દૃઢ શ્રદ્ધા હોય છે. તેમનામાં આત્મવિશ્વાસ સંપૂર્ણ વ્યાપ્ત છે. એ ઈશ્વરીય પ્રસાદનું તેમને કદાપિ વિસ્મરણ થતું નથી, અને એથી તેઓ ઈશ્વરીય સામર્થ્યથી કદાપિ દૂર જતા નથી. આવી સ્થિતિમાં તે જે ધારે તે કરી શકે છે, અને તેમાં આશ્ચર્ય જેવું શું છે વારુ? હવે આપણા લોકોની શી અવસ્થા છે, તે જુઓ; આપણા વિશે આજે કેટલાક દિવસથી માત્ર એક જ પોકાર ચાલી રહ્યો છે, અને તે એ જ કે, 'તમો હિંદુલોકોના હાથે કોઈ પણ પ્રકારનું કર્ત્તવ્ય થવાનું નથી;' અને એ પોકાર સાંભળી સાંભળીને ખરેખર જ આપણને પોતાની કર્ત્તવ્યશીલતા વિશે શંકા થવા માંડી છે. એથી આજે સ્થિતિ એવી થઈ પડી છે કે, આપણે કેવળ શૂન્યની યોગ્યતાના થઈ બેઠા છીએ. એટલામાટે આપણી વર્ત્તમાન સ્થિતિમાં જો આપણને ખરેખર કોઈ પણ વસ્તુની આવશ્યકતા હોય, તો તે કેવળ આત્મશ્રદ્ધાની જ છે. 'આપણે જે કાંઈ પણ ધારીએ, તે કરવાને સમર્થ છીએ,' એવા આત્મવિશ્વાસનો આપણામાં ઉદ્ભવ

થવો જોઇએ. ધર્મના નામ અથવા ઓઠાતળે આજે નાના પ્રકારના ગારોડી અને મદારીઓના જે ડંડો આટલા પ્રમાણમાં ફાવી જાય છે, તેનું કારણ પણ કેવળ આપણી દુર્બળતા જ છે. આપણી મનોદુર્બળતા આજે એટલી સીમા પર્યન્ત પહોંચી ગઈ છે કે, કોઈ ગમે તેવી ગપ્પકથા આપણને સંભળાવે, તોપણ તેમની યોગ્યતા આપણને વેદવાક્ય જેવી જ જણાય છે. એ મદારીઓના કથનમાં પણ કદાચિત્ કાંઈ સત્ય હશે; પરંતુ આજકાલ તેમણે આપણાપર પોતાનું એટલું બધું વર્ચસ્વ સ્થાપી દીધું છે કે, તેની નીચે આવતાં આપણા બહુધા ચૂરેચૂરા થઈ ગયા છે. એટલામાટે હવે આપણા જ્ઞાનતંતુઓને આપણે વધારે બળવાન્ બનાવવાની આવશ્યકતા છે. હવે આપણે આપણા દેહમાં લોહના સ્નાયુ અને વજ્રના જ્ઞાનતંતુઓને નિર્માણ કરવા જોઇએ જ છે. રડી રડીને આપણાં નેત્રોમાંનું જળ પણ સમાપ્ત થઈ ગયું છે; એટલે હવે રડવામાં કાંઈ પણ સાર નથી. હવે તો સત્ય પુરુષ થઇને તમારે સ્વાવલંબનનો પાઠ શીખવાનો છે. આપણને મર્દાનેમર્દ બનાવી શકે, અને જેના યોગે આપણા અંગમાં પૌરુષનો સંપૂર્ણ સંચાર થવાનો સંભવ હોય, એવા ધર્મની જ અત્યારે આપણને આવશ્યકતા છે. આપણી સમસ્ત ઉપપત્તિઓએ હવે પછી આપણને માત્ર એક જ વાર્ત્તા શીખવવાની છે, અને તે કેવળ પૌરુષ છે. હવે પછી આપણા સમસ્ત શિક્ષણનું ધ્યેય એક જ હોવું જોઇએ; અને તે ધ્યેય કેવળ પૌરુષ વિના અન્ય કાંઈ પણ નથી. જે જે કારણથી તમારામાં શારીરિક, માનસિક અથવા આધ્યાત્મિક દુર્બળતાનો ઉદ્ભવ થતો હોય, તે તે સર્વ કારણોને એકદમ દૂર હટાવી દ્યો, એવા વિષયો હલાહલ વિષ સમાન જ હોય છે. અર્થાત્ વિષ અને જીવન એ ઉભય એકત્ર કેમ કરીને રહી શકે વારુ? એવી વાર્ત્તાઓને કદાપિ સત્ય માનશો નહિ. જો સત્યનું અવલંબન કરવામાં આવે, તો પૌરુષનો ઉદ્ભવ થવો જ જોઇએ. તો પછી જેના સ્વીકારથી તમારામાં દુર્બળતાનો ઉદ્ભવ થાય છે તે વસ્તુ સત્ય છે, એમ તો કેમ જ કહી શકાય વારુ? સત્ય એટલે શુચિતા અને સત્ય એટલે જ્ઞાન. સત્યનું કાર્ય દુર્બળતાનો વિધ્વંસ કરી નાખવાનું છે. સત્ય પ્રકાશમય છે; એટલે તેના યોગે બુદ્ધિ પ્રકાશવતી થવી જોઇએ અને તમારામાં ઉત્સાહનો સંચાર થવો જોઇએ. અત્યારના મદારી જેવા ધર્મપ્રવર્તકો જે કાંઈ કહે છે, તેમાં કેટલોક સત્યાંશ છે ખરો, પરંતુ તેમના ધર્મશિક્ષણના પરિણામે તમે ભીરુ અને દુર્બળ જ થતા જાઓ છો, એનો ઉપાય શો? એ મદારીઓનો અનુભવ કરતાં કરતાં મારો જીવનકાળ હવે સમાપ્ત થવા આવ્યો છે અને એ અનુ-

ભવના અંતે મારો દૃઢ નિશ્ચય થઈ ગયો છે કે, એવા ધર્મશિક્ષણનું જો કાંઈ પણ દૃઢ પરિણામ થતું હોય, તો તે તમારામાં અપૌરુષની દૃઢતમ સ્થાપના થતી જાય છે, એજ છે. મેં સમસ્ત ભારતવર્ષમાં પ્રવાસ કરેલો છે, આ દેશમાંની સર્વે દરીઓ અને ખીણોને મેં તપાસેલી છે અને હિમાલયમાં પણ મેં નિવાસ કર્યો છે અને હિમાલયમાં જેમણે આજન્મ નિવાસ કર્યો છે, એવા જનોના સમાગમમાં પણ હું આવ્યો છું. મારી આ માતૃભૂમિના વિષયમાં મારા હૃદયમાં જે ઉછાળો થઈ આવે છે, તેનું વર્ણન હું કયા શબ્દોથી કરું, એની મને સૂઝ પડતી નથી. તમારી અવનતિ થતી જાય છે, એ જોઇને મારું હૃદય ચૂરચૂર થઈ જાય છે. હવે તમારા પુરુષત્વનો વધારે અને વધારે ભંગ થતો, મારાથી જોઈ શકાય તેમ નથી. એટલા કારણથી તમારા કલ્યાણમાટે અને સત્યમાટે ઉચ્ચ ઘોષથી 'હવે અવનત થતા અટકી જાઓ!' એટલા શબ્દો નિરુપાય થઇને મારે ઉચ્ચારવા પડે છે. હવે પછી અધોગતિના એક પણ સોપાનપર તમે ચરણ મૂકશો નહિ, એ ઉપદેશ આપવામાં મારે મારા કંઠનો શોષ કરવો જ પડે છે. જે માનવકુલમાં મારો જન્મ થયો છે, તે માનવકુલની અવનતિને પ્રત્યક્ષ મારી દૃષ્ટિથી જોવા છતાં હું સ્વસ્થ થઇને કેમ બેસી શકું વારુ? એટલામાટે પુનઃપુનઃ તમો સર્વને હું એટલી જ પ્રાર્થના કરું છું કે, એવી દુર્બળતાને દેનારી મદારીની વિદ્યાનો ત્યાગ કરો અને સમર્થ થાઓ. તમારા અંગમાં પૌરુષનો સંચાર થવા દો. ઉપનિષદ્‌ગ્રંથોમાં શું કહેલું છે, એ જરા નેત્રો ઉઘાડીને જુઓ. તે પ્રકાશમય, જ્ઞાનદાયક અને બળદાયક ગ્રંથરત્નોપ્રતિ વળો. મદારીઓની વિદ્યાને હવે વળગી ન રહો. સત્યને આટલા આડા પડદા અને આટલી ચોરી રાખવાનું લેશ માત્ર પણ કારણ છે ખરું કે? સત્ય સર્વથા સરળ અને ભોળું છે. જેનો તમને નિત્ય જોઇએ તેટલો અનુભવ મળી શકે છે, તે જ સત્ય. આપણે જીવિત છીએ, એ વાર્તા જેટલી સ્પષ્ટ અને સરળ છે, તેટલા જ પ્રમાણમાં સત્ય પણ સ્પષ્ટ અને સરળ છે. ઉપનિષદ્‌ગ્રંથોએ તમારાથી કાંઈ પણ ગુપ્ત રાખેલું નથી; તો પછી તમને જે કાંઈ પણ જોઇએ, તે તમે તેમની પાસેથી જ શામાટે નથી માગી લેતા વારુ? તેમનાં જ ચરણોમાં પડો, તેમનું જ મનોભાવથી આરાધન કરો, એટલે ભારતવર્ષની ઉન્નતિનો કાળ અવશ્ય અત્યંત નિકટમાં આવી લાગશે.

હવે માત્ર બેચાર શબ્દો ઉચ્ચારીને હું મારા વ્યાખ્યાનની સમાપ્તિ કરવા ઇચ્છું છું. 'દેશભક્તિ' શબ્દ આજકાલ એક સાધારણ વિષય સમાન થઈ પડ્યો છે. દેશભક્તિમાં મારી પણ શ્રદ્ધા છે અને દેશભક્તિની વ્યાખ્યાનો મેં પણ મારા મનમાં

થોડો ઘણો વિચાર કરેલો છે. જગતમાં જેને કાંઈ પણ પુરુષાર્થનું સંપાદન કરવું હોય, તેનામાટે ત્રણ વસ્તુઓની આવશ્યકતા હોય છે. એમાંની પ્રથમ વસ્તુ અંતઃકરણની જાગૃતિ છે. અમુક એક કાર્ય કરવાની ઇચ્છા થાય, તો તે ઇચ્છાનો ઉમળકો ઠેઠ અંતઃકરણના તળમાંથી નીકળવો જોઇએ. આવા કાર્યમાં વિવેચક બુદ્ધિ બહુધા નિરુપયોગી જ હોય છે. અમુક એક કાર્ય વિવેચક બુદ્ધિને ગમ્યું, તેથી જ તે કરવાનું છે, એમ થવું યોગ્ય નથી; કારણ કે, બુદ્ધિનો પ્રદેશ અત્યંત આકુંચિત છે. એટલામાટે કોઈ પણ કાર્યમાં અંતઃકરણનો ઉમળકો તો હોવો જ જોઇએ. જો અંતઃકરણનો ખરો ઉમળકો ઉત્પન્ન થાય, તો તેના યોગે કાર્યની સહજ સ્ફૂર્ત્તિ નિર્માણ થાય છે. સત્ય પ્રેમના ઉમળકાનું બળ એવું તો વિલક્ષણ હોય છે કે, તેના યોગે અશક્ય જણાતી ઘટનાઓ સહજ શક્ય થઈ જાય છે. આ વિશ્વમાં જે અનંત રહસ્યો ભરેલાં છે, તે સર્વ રહસ્યોની ચાવીઓ એક પ્રેમ–ભક્તિ–ના હાથમાં જ સંગ્રહાયલી છે. મારા ભાવી સુધારક બાંધવો! પ્રથમ અંતઃકરણને જાગૃત કરો. તમે મુખથી જે કાંઈ પણ બોલો છો, તેમનો પ્રતિધ્વનિ તમારા અંતઃકરણની ગહન દરીમાં ક્યાંય થાય છે ખરો કે? મારા પ્રિય દેશભક્તો! તમે પણ પ્રથમ અંતઃકરણની જાગૃતિના કાર્યમાં નિમગ્ન થાઓ. દેવો અને ઋષિઓના વંશજો આજે પશુઓના રાજ્યમાં સંમિશ્ર થવાને યોગ્ય થયા છે, એમ તમને ખરેખર અંતઃકરણપૂર્વક ભાસે છે ખરું કે? લક્ષાવધિ લોકોનાં ઉદર ક્ષુધાથી સૂકાઇને પાતાળમાં પેસી ગયાં છે, એ જોઇને તમારું અંતઃકરણ કિંચિન્માત્ર પણ દ્રવે છે ખરું કે? ઘન અને કૃષ્ણ મેઘવડે આકાશ વ્યાપ્ત થતાં જેવી રીતે સર્વત્ર ઉદાસીન અંધકારનો પ્રસાર થઈ જાય છે, તે જ પ્રમાણે અજ્ઞાનના ઉદાસીન અંધકારમાં આપણી માતૃભૂમિ ડૂબી રહેલી છે, એ વિશે તમારા અંતઃકરણમાં કાંઈ વેદના થાય છે ખરી કે? એ સમસ્ત પરિસ્થિતિના યોગે તમારા અંતઃકરણમાં વિલક્ષણ અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે ખરી કે? એ સમસ્ત સ્થિતિની કથા તમારા રક્તમાં સંમિશ્ર થઇને તમારા દેહમાં અભિસરણ કરે છે ખરી કે? તમારા હૃદયના પ્રત્યેક આઘાત સાથે એ દુર્દૈવની કથાનો ધ્વનિ નીકળે છે ખરો કે? હજી પણ તમે લગભગ ઉન્મત્ત થઈ જવાના' માર્ગમાં ચઢ્યા છો ખરા કે? પોતાની માતૃભૂમિની અવનતિ વિનાની અન્ય સર્વ કલ્પનાઓને તમે ભૂલી ગયા છો ખરા કે? કીર્ત્તિ, પુત્રકલત્ર, ગૃહ અને પોતાના દેહને સુદ્ધાં પણ તમે વિસરી ગયા છો ખરા કે? તમારે જો દેશભક્ત થવું હોય, તો દેશભક્ત થવાના માર્ગનું આ પ્રથમ સોપાન છે; પણ આ કેવળ પ્રથમ સોપાન જ છે,

એ કદાપિ ભૂલી જશો નહિ. ધર્મ મહાપરિષદ્‌માં હું કેવળ ભાષણ કરવામાટે જ અમેરિકા ગયો નહોતો; કિન્તુ તે વેળાએ મેં અત્યારે જણાવેલા વિચારોનો વિલક્ષણ ભાર મારા લક્ષપર આવી પડ્યો હતો; અને તે ભારને ઓછો કરવાના વિચારથી અથવા તો તે ભારને ન્યૂન કરવાના ઉપાયને શોધવાની આકાંક્ષાથી જ મેં દેશાંતર ગમન ગર્યું હતું. ભારતવર્ષમાં મેં બાર વર્ષ પર્યન્ત પ્રવાસ કર્યો, પણ તેટલા અવધિમાં હું મારા દેશબાંધવોને ઉપયોગી થઈ શકું, એવો કોઈ પણ માર્ગ મારા જોવામાં ન આવ્યો અને તેથી એ માર્ગને શોધવામાટે હું અમેરિકા દેશમાં ચાલ્યો ગયો. તે સમયમાં મને જેઓ ઓળખતા હતા, તેઓ તો આ વાર્ત્તાને જાણતા હોવા જ જોઇએ. ધર્મમહાપરિષદ્‌ની કોને પરવા હતી વારુ? અહીં મારાં માંસ અને રક્ત–મારા દેશ બાંધવો–ની પ્રતિદિવસ વિશેષ અને વિશેષ ક્ષીણતા થતી જતી હતી, એ વિશેની કોણે ચિન્તા રાખી હતી વારુ? હું અમેરિકા ગયો તેનું સત્ય કારણ એ જ છે. ત્યાં જવાથી મેં મારા પ્રથમ સોપાનનું આક્રમણ કર્યું.

એટલામાટે અંતઃકરણની તત્પરતા અથવા તૈયારી સર્વથી પ્રથમ હોવી જોઇએ; પરંતુ અત્યારે કેવળ વાચાળતામાંજ તમે પોતાના કાળનો જે અપવ્યય કરો છો, તેના કરતાં વર્ત્તમાન સ્થિતિમાં પરિવર્ત્તન કરવાના કોઈ એક પ્રત્યક્ષ માર્ગને તમે શામાટે નથી શોધી કાઢતા વારુ? આપણા દેશબાંધવોનાં અંતઃકરણો દુઃખાગ્નિથી દગ્ધ થયેલાં છે, એટલે તેમનાપર અપશબ્દોનો વિશેષ અગ્નિ વર્ષાવવા કરતાં મધુર શબ્દોના અમૃતની વૃષ્ટિ વર્ષાવવી, એ અધિક યુક્ત નથી કે શું? મૃત્યુના દ્વારમાં બેઠેલા પોતાના દેશબાંધવોની ગ્રીવાપર કૃપાણ ચલાવવા કરતાં તેમના હસ્ત ગ્રહીને તેમને સજીવન સૃષ્ટિમાં પાછા લાવવા, એ તમને વિશેષ ઉત્તમ નથી દેખાતું કે શું? કેવળ શબ્દયુદ્ધો કરવા કરતાં આમ કરવાનો કોઈ પ્રત્યક્ષ માર્ગ તમે શામાટે ન શોધો વારુ? તમે આટલું કર્યું એટલે તમે ગંગા ન્હાયા, એમ કદાપિ સમજશો નહિ. પર્વતપ્રાય વિઘ્નોને ઉલ્લંઘી જવામાટેની તમારી તૈયારી છે ખરી કે? સમસ્ત વિશ્વ હસ્તમાં કૃપાણ લઇને ઊભું રહે, તોપણ પોતાના હૃદયને જે યોગ્ય જણાય, તે જ કરવામાટેનું અવસાન તમારામાં છે ખરું કે? સ્ત્રી અને પુત્ર ત્યાગીને ચાલ્યાં જાય, ગૃહની ધૂળધાણી થઈ જાય, કીર્ત્તિ ડૂબી જાય અને ભિક્ષાવૃત્તિનો પ્રસંગ આવી લાગે, તોપણ પોતાના અંતઃકરણની પ્રવૃત્તિને જ છેવટ સુધી વળગી રહેવાની હિંમત તમારામાં છે ખરી કે? ગમે તેમ થઈ જાય, તોપણ પોતાની અવ્યભિચારિણી ભક્તિમાં અંતર ન આવવા દેવાનો તમારો દૃઢ નિશ્ચય થયો છે ખરો કે? રાજર્ષિ ભર્ત્તૃહરિ કહે છે કેઃ–

"निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्।
अद्यैव वा मरण मस्तु युगान्तरे वा
न्यायात्पथः प्रविचलन्तु पदं न धीराः"*

એવી ધીરતાનો તમારામાં આવિર્ભાવ થયો છે ખરો કે? આ ગુણોનો જો તમારામાં ખરેખર જ નિવાસ હોય, તો તમારામાંના પ્રત્યેકના હસ્તે અવશ્ય એક કે બીજી ચમત્કારિક કૃતિ થવાનો સંભવ છે. એમ થતાં, વર્ત્તમાનપત્રોમાં લેખો લખવાની તમને આવશ્યકતા રહેશે નહિ અને વ્યાખ્યાનો આપવાની પણ આવશ્યકતા રહેવાની નથી; કારણ કે તમારા મુખમંડળમાં પ્રસરેલી તેજસ્વિતા જ તમારાં સર્વ કાર્યો કરી નાખશે. એવી અવસ્થામાં તમે જો કોઈ પર્વતની ગુહામાં જઇને બેસી રહો, તો પણ તે પાષાણકપાટોને ભેદીને પણ તમારા વિચારતરંગો સમસ્ત વિશ્વમાં પ્રસરી જવાના. તેમના નિવાસમાટે યોગ્ય હોય, એવા મસ્તિષ્કનું વસતિસ્થાન ન મળે, ત્યાંસુધી તેઓ પ્રવાસ જ કરતા રહેશે અને યોગ્ય સ્થાન મળતાં જ તેમાં પ્રવેશ કરીને પ્રત્યક્ષ કાર્યનો આરંભ કરી દેશે. અત્યંત વિશુદ્ધ મનોભાવનામાં એટલું બધું સામર્થ્ય રહેલું હોય છે.

મને ભય થયા કરે છે કે, મેં તમને બહુ જ ખોટી કર્યાં છે, છતાં આશા છે કે, તમે મારા એક શબ્દને સાંભળવાનું ધૈર્ય દર્શાવશો. મારા દેશબાંધવો! મારા મિત્રો! મારા વત્સો! આપણી આ રાષ્ટ્રીય નૌકા કોટ્યવધિ જીવોને પોતાના ઉદરમાં ધારણ કરીને કાલસમુદ્રમાં પ્રવાસ કરી રહી છે; આજે કેટલાંક શતકોથી તેનો પ્રવાસ અખંડ ચાલૂ છે; તેના ઉદરમાં બેસીને લક્ષાવધિ જીવોએ સુખરૂપ પ્રવાસ કર્યો છે અને તેઓ પરતીરસ્થ આનંદભૂમિમાં પહોંચી ગયા છે. અત્યારે કદાચિત્ તમારા ગુણોના યોગે જ એ નૌકા કાંઇક જર્જરિત થઈ ગઈ છે અને તેમાં એક લઘુ છિદ્ર પડી ગયું છે; પણ એટલામાટે તેને શાપ આપવો, એ તમને ઉચિત છે ખરું કે? જગતમાં જે કાર્ય કોઇએ પણ કર્યું નથી, તે કાર્ય જેણે આજપર્યન્ત કોઈ પણ પ્રકા-

---

* "નિન્દે સુનીતિનિપુણો અથવા વખાણે;
લક્ષ્મી રહે અચલ વા કરતી પ્રયાણે;
આવે કદા મરણ અદ્ય યુગાન્તરે વા;
ત્યાગે ન ન્યાયપથ ધીર મનુષ્ય એવા."

ભર્તૃહરિ

રના કોલાહલ વિના કરી બતાવ્યું છે, તેને અપશબ્દ સંભળાવવા, એ યોગ્ય છે ખરું કે? એ નૌકામાં જો છિદ્ર પડી ગયાં હોય, તો તેમને પૂરી નાખવાં, એ તમારું કર્તવ્ય છે. ચાલો આપણે એ છિદ્રોને પૂરી નાખીએ. આપણા હૃદયના રક્તથી જો એ છિદ્રો પૂરાય તેમ હોય, તો એ રક્તનું બલિદાન આપીને પણ એ છિદ્રોને પૂરી નાખવાં, એ આપણું કર્ત્તવ્ય છે. એ કાર્ય કરતાં આપણને અતિશય આનંદ થવો જોઇએ. જો આપણા હાથે એ કાર્ય થાય તેમ ન હોય, તો ચાલો, આવો, આપણે આનંદથી આપણા દેહનો પાત કરી નાખીએ. ગમે તેમ થઈ જાય, તો પણ ગાલિપ્રદાન અને શાપ આદિ આપવાની સાહસિકતા હવે પછી કરશો નહિ. આપણા સમાજ વિશે એકપણ અધમ અક્ષરનો ઉચ્ચાર કરશો નહિ. પૂર્વકાળના તેના વૈભવ વિશે મારા અંતઃકરણમાં અપૂર્વ ભક્તિ વસી રહી છે. મિત્રો, તમો સર્વમાં મારો જે આટલો બધો પ્રેમ છે, તેનું કારણ માત્ર એટલું જ કે, તમે દેવ અને દેવીઓનાં સંતાન છો; તમે આપણા મહાનુભાવ પૂર્વજોના વંશજ છો. તમે આવા હોવાથી તમને શાપ આપવાનું અનિષ્ટ સાહસ મારાથી કેમ કરીને કરી શકાય વારુ? ના, ના, એમ તો હું કદાપિ કરવાનો જ નથી. પરમાત્માનો તમો સર્વના શિરપર વરદ હસ્ત હો! વત્સો, મારી ભાવી યોજના શી છે, એ જણાવવામાટે જ હું અહીં આવ્યો છું. જો મારી એ યોજના તમને યોગ્ય જણાય, તો તમારી સાથે કટિબદ્ધ થઇને કાર્ય કરવામાટે હું તૈયાર છું. પણ જો મારી એ યોજના તમને યોગ્ય ન જણાય અને અત્યારે તમે મને લાતો મારીને કાઢી મૂકો, તો પણ હું પાછો આવીને પુનરપિ એ જ કહેવાનો કે:—"હે તાત! તમે ડૂબી રહ્યા છો!" હું હવે સદાને માટે તમારા મધ્યમાં આવીને બેઠો છું. જો તમારા ભાગ્યમાં ડૂબી જવાનો જ લેખ લખાયલો હોય, તો ચાલો આપણે બધા સાથે જ ડૂબીએ; પરંતુ ડૂબતાં પણ માત્ર મુખમાંથી અપશબ્દને બહાર પડવા દેશો નહિ

---

# સુધાવાણી

૧ મનુષ્ય પ્રકૃતિપર વિજય મેળવવામાટે જન્મ્યો છે, પ્રકૃતિનો અનુચર થવામાટે તે જન્મ્યો નથી.

૨ જે વેળાએ તમે પોતાને કેવળ શરીર તરીકે જ માનો છો, તે વેળાએ તમે વિશ્વથી સર્વથા ભિન્ન છો; જે વેળાએ તમે પોતાને એક આત્મા તરીકે સ્વીકારો છો, તે વેળાએ તમે તે મહાન્ શાશ્વત અગ્નિના એક સ્ફુલિંગ છો, અને જ્યારે તમે પોતાને એમ જ ધારો છો કે, 'હું તો કેવળ આત્મા જ છું!', તે વેળાએ તમે વિશ્વવ્યાપક થઈ જાઓ છો.

૩ ઇચ્છા મુક્ત કિંવા સ્વતંત્ર નથી, કિંતુ તે કારણ અને કાર્યના બંધનમાં બંધાયલી એક વસ્તુ છે; પરંતુ એ ઇચ્છાની પાછળ અવશ્ય એવી કોઈ વસ્તુ રહેલી છે કે, જે સર્વથા મુક્ત અને સ્વતંત્ર છે.

૪ શક્તિ કેવળ ભદ્રતા અને પવિત્રતામાં જ રહેલી છે.

૫ આ વિશ્વ તે ગોચર ઈશ્વર છે.

૬ આત્મશ્રદ્ધા વિના તમારાથી ઈશ્વરશ્રદ્ધા રાખી શકાય તેમ નથી.

૭ પોતાને કેવળ શરીર તરીકે માની લેવાની જે ભ્રાંતિ, તે જ પાપનું મૂળ છે; અને વિશ્વમાં જો કોઈ પણ પ્રાથમિક પાપ અસ્તિત્વ ધરાવતું હોય, તો તે પાપ એ જ છે.

૮ કેટલાકોનો એવો અભિપ્રાય છે કે, વિચારનું કારણ દશ્ય જગત્ છે અને કેટલાકોનું એવું કથન છે કે, વિચારના યોગે જ દશ્ય જગત્નો કિંવા પ્રકૃતિનો ઉદ્ભવ થાય છે; પરંતુ વસ્તુતઃ એ ઉભય વિધાનો સર્વથા અસત્ય છે; કારણ કે, દશ્ય જગત્ અને વિચાર એક સાથે જ અસ્તિત્વ ધરાવનારા પદાર્થ છે અને જેમનામાંથી દશ્ય જગત્ તથા વિચાર ઉભયનો ઉદ્ભવ થયેલો છે, તે કોઈ તૃતીય પદાર્થ વળી એમનાથી સર્વથા ભિન્ન જ છે.

૯ જેવી રીતે પ્રકૃતિના પરમાણુઓ આકાશમાં એકત્ર થાય છે, તે જ પ્રમાણે મનની લહરીઓ કાળના ગર્ભમાં એકત્ર થાય છે.

૧૦ ઈશ્વરની વ્યાખ્યા કરવી, તે કેવળ પિષ્ટનું જ પેષણ કરવા સમાન છે; કારણ કે, જેને આપણે જાણીએ છીએ, તે કેવળ તે જ છે.

૧૧ ધર્મ એક એવી ભાવના છે કે, જે પશુને મનુષ્યના અવતારમાં ફેરવી નાખે છે અને મનુષ્યને સાક્ષાત્ ઈશ્વર બનાવી દે છે.

૧૨ બાહ્ય સૃષ્ટિ તે કેવળ આંતરિક સૃષ્ટિનું જ વિસ્તૃત સ્વરૂપ છે.

૧૩ તમારાં કર્મનું સત્ય પરિણામ તે તમારી ભાવના છે. તમે પોતે ઈશ્વર છો અને એક નીચતમ મનુષ્ય પણ ઈશ્વર જ છે. એના કરતાં અધિક ઉન્નત બીજી શી ભાવના હોઈ શકે વારુ?

૧૪ આધ્યાત્મિક સૃષ્ટિનો અવલોકયિતા અત્યંત બળવાન્ અને વૈજ્ઞાનિક પદ્ધતિથી કેળવાયલો હોવો જોઇએ.

૧૫ કેવળ મન જ સર્વસ્વ છે અથવા તો કેવળ વિચાર જ સર્વસ્વ છે, એવા પ્રકારની જે માન્યતા, તે કેવળ ઉચ્ચતર જડવાદ જ છે.

૧૬ આ વિશ્વ એક મહતી વ્યાયામશાળા છે કે, જેમાં આપણે વ્યાયામદ્વારા પોતાને બળવાન્ બનાવવામાટે આવીએ છીએ.

૧૭ જેવી રીતે તમારાથી એક વૃક્ષને ઉગાડી શકાતું નથી, તે જ પ્રમાણે એક બાળકને પણ તમારાથી કાંઈ પણ શીખવી શકાય તેમ નથી. અર્થાત્ તમારાથી જે કરી શકાય છે તે એટલું જ કે, તેને તમે કેવળ સહાયતા આપી શકો છો. તેના જ્ઞાનનો તેના અંતરમાંથી જ ઉદ્ભવ થાય છે અને પોતાની પ્રકૃતિનો તે પોતે જ વિકાસ કરે છે. તમે કેવળ તેના માર્ગમાંના પ્રતિબંધોને જ દૂર હઠાવી શકો છો.

૧૮ તમે જ્યાં એક વિશિષ્ટ પંથ નિર્માણ કર્યો, એટલે તમે વિશ્વવ્યાપક બંધુભાવપ્રતિ વિરોધ ભાવ કરવા માંડ્યો, એમ જ જાણી લેવું. જેમના હૃદયમાં વિશ્વવ્યાપક બંધુભાવનાના પ્રસારની ખરેખરી લાગણી હોય છે, તેઓ પોતે વધારે બોલ બોલ કરતા નથી; કિંતુ તેમની કૃતિઓ જ જે કાંઈ બોલવાનું હોય છે, તે બોલ્યા કરે છે.

૧૯ સત્યને એક હજાર જૂદા જૂદા પ્રકારે પ્રતિપાદિત કરી શકાય તેમ છે અને તે છતાં પણ તે પ્રતિપાદનનો પ્રત્યેક પ્રકાર સર્વથા સત્ય જ હોય છે.

૨૦ તમારે પોતે જ અંતર્ભાગમાંથી બાહ્ય ભાગમાં વૃદ્ધિંગત થવાનું છે; તમને કોઈ પણ કાંઈ શીખવી શકે તેમ નથી; અને કોઈ પણ તમને આધ્યાત્મિકતાના પ્રદેશમાં લઈ જઈ શકે તેમ નથી. તમારા પોતાના આત્મા કરતાં અધિક ઉત્તમ તમારો અન્ય કોઈ પણ શિક્ષક નથી.

૨૧ જો એક અનંત શૃંખલામાંની થોડીક કડીઓનું સ્પષ્ટીકરણ કરી શકાય તો તે જ પદ્ધતિથી સર્વ કડીઓનું સ્પષ્ટીકરણ કરી શકાય તેમ છે.

૨૨ કોઈ પણ જડ વસ્તુથી જેની શાંતિનો ભંગ થતો નથી, તે મનુષ્ય અમરતાને પ્રાપ્ત થઈ ચૂક્યો છે, એમ સમજી લેવાનું છે.

૨૩ સર્વ વસ્તુઓનું સત્યના કારણમાટે બળિદાન આપી શકાય તેમ છે, પરંતુ બીજી કોઈ પણ વસ્તુમાટે સત્યનું બલિદાન આપી શકાય તેમ નથી.

૨૪ સત્યનું શોધન કરવું, એમાં જ બલિષ્ટતાનો સાક્ષાત્કાર થાય છે; કારણ કે, એક નિર્બળ અને અંધ મનુષ્ય અંધકારમાં ઠેબાં ખાઇને સત્યને શોધી શકતો નથી.

૨૫ ઈશ્વર મનુષ્ય થયેલો છે અને મનુષ્ય પાછો અવશ્ય ઈશ્વર થવાનો જ.

૨૬ મનુષ્ય મરણ પામે છે અને સ્વર્ગમાં જાય છે, એ કેવળ બાળકની વાતો છે. આપણે કદાપિ ક્યાંયથી આવતા પણ નથી, તેમ જ ક્યાંય જતા પણ નથી. આપણે તો જ્યાંના ત્યાં જ છીએ. જે આત્માઓ થઈ ગયા છે, અને હવે પછી થશે, તે સર્વ એક જ ભૂમિતિબિન્દુમાં રહેલા છે.

૨૭ જેનું હૃદયરૂપ પુસ્તક ઉઘડેલું છે, તેને બીજા કોઈ પણ પુસ્તકની આવશ્યકતા નથી. અન્ય પુસ્તકોની કેવળ એટલી જ મહત્તા છે કે, તેઓ આપણા હૃદયમાં અમુક એક ઇચ્છાને ઉત્પન્ન કરે છે. એ ગ્રંથો તે કેવળ અન્ય જનોના જ અનુભવોના સમુદાયરૂપ છે. ( અર્થાત્ આત્મોન્નતિમાટે આત્માનુભવની આવશ્યકતા હોવાથી અન્ય ગ્રંથો નિરુપયોગી છે. )

૨૮ દાનશીલતાનો સર્વ જનોપ્રતિ સમાન ભાવ રાખો; જેઓ સંકટમાં આવી પડ્યા હોય, તેમના પ્રતિ દયા દર્શાવો; અને પ્રાણિમાત્રમાં પ્રેમ રાખો. કોઇના પણ દ્વેષ્ટા થશો નહિ અને બીજાઓના દોષોને કદાપિ જોશો નહિ.

૨૯ મનુષ્ય કદાપિ મરતો નથી અને તે કદાપિ જન્મ્યો પણ નથી; કેવળ શરીર જ મરી જાય છે, પણ મનુષ્ય પોતે તો કદાપિ મરતો જ નથી.

૩૦ ધર્મમાં કોઇનો પણ જન્મ થયો નથી; કિન્તુ ધર્મમાટે સર્વનો જન્મ થયેલો છે.

૩૧ વાસ્તવિકતાથી વિશ્વમાં કેવળ એક જ આત્મા છે અને અન્ય સર્વ આત્માઓ તે એક આત્માનાં જ વ્યક્ત સ્વરૂપો છે.

૩૨ સર્વ ઉપાસકો સાધારણ સમુદાયોમાં વિભકત થયેલા છે અને તેમનામાં વીરાત્માઓ તો થોડાક જ છે.

૩૩ જો અહીં અને આ ક્ષણે જ પરિપૂર્ણતાને પ્રાપ્ત કરવાનું કાર્ય સર્વથા અશક્ય હોય, તો પછી કોઈ બીજા જીવનમાં અથવા બીજા અવતારમાં આપણે પરિપૂર્ણતાને પ્રાપ્ત કરી શકીશું, એમાટેનું આપણી પાસે કોઈ પણ પ્રમાણ છે જ નહિ.

૩૪ જો હું માટીના એક પિંડને પૂર્ણતાથી જાણી લઉં, તો પછી સઘળી માટીને હું જાણી શકું છું. તત્ત્વોના જ્ઞાનનો આ પ્રકાર છે, એટલે કે જ્યાં એક તત્ત્વ જાણવામાં આવી ગયું કે, પછી અન્ય તત્ત્વો પોતાની મેળે જ જાણવામાં આવી જાય છે, પરંતુ એમનાં સંવિધાનો નાના પ્રકારનાં હોય છે. જ્યારે તમે પોતાને જાણો છો, એટલે પછી સર્વને જાણો છો, એ નિર્વિવાદ છે.

૩૫ હું પોતે તો વેદોના તેટલા ભાગનો જ સ્વીકાર કરું છું કે, જેટલો ભાગ મારી બુદ્ધિને માન્ય કરવા યોગ્ય જણાય છે. વેદોના કેટલાક ભાગો સ્પષ્ટતાથી પરસ્પર વિરોધકતાથી ભરેલા છે; એટલે કે, વેદોના અમુક ભાગોમાં અનેક પરસ્પર વિરુદ્ધ વિધાનો કરાયલાં છે. જો શબ્દના પાશ્ચાત્ય અર્થભાવ પ્રમાણે કહીએ તો વેદોના સમસ્ત ભાગનો 'પ્રેરિત' તરીકે સ્વીકાર કરી શકાય તેમ નથી; કિંતુ તેમને ઈશ્વર વિષયક જ્ઞાનના, સર્વ જ્ઞાનના, સરવાળારૂપ માની શકાય. એ જ્ઞાન વિશ્વોત્પત્તિની વેળાએ ઉદ્‌ભવે છે અને પોતાને વ્યક્ત કરે છે; અને જ્યારે પ્રલયનો કાળ આવી લાગે છે, તે વેળાએ સૃષ્ટિનો અંત થતાં તે પોતાના સૂક્ષ્મ રૂપને ધારી લે છે. એ પછી સૃષ્ટિનો જ્યારે પાછો ઉદ્‌ભવ થાય છે, એટલે તેની સાથે એ જ્ઞાનનો પણ પુનરુદ્‌ભવ થાય છે. અહીં સુધીનો વાદ યથાયોગ્ય છે, પરંતુ ત્યાર પછી જે એમ કહેવામાં આવ્યું છે કે, જે ગ્રંથો વેદોના નામથી ઓળખાય છે, તે વેદો જ એ જ્ઞાનરૂપ છે, એ માત્ર એક અસત્ય વાદ છે. એક સ્થળે મનુ કહે છે કે, વેદોનો જે ભાગ બુદ્ધિ સાથે એકમત થતો હોય, તે જ વેદ છે, તેના અન્ય ભાગો વેદ નથી; અને આપણા અનેક તત્ત્વવેત્તાઓએ પણ એ જ મતનો સ્વીકાર કરેલો છે.

૩૬ વિશ્વના સર્વ ધર્મગ્રંથોમાં કેવળ વેદો જ એવા ધર્મગ્રંથો છે કે, જેઓ વેદોના અભ્યાસને પણ ગૌણ તરીકે જ વ્યક્ત કરે છે. સત્ય અને ખરેખરો અભ્યાસ તો તે જ છે કે, 'જેના યોગે આપણે નિર્વિકાર–અપરિવર્તનશીલ પરમાત્માનો સાક્ષાત્કાર કરીએ છીએ.' અને પરમાત્મા કિંવા પરબ્રહ્મનો એ સાક્ષાત્કાર ધર્મગ્રંથોના વાંચનથી, શ્રદ્ધાથી કિંવા બુદ્ધિમત્તાથી થતો નથી; કિંતુ કેવળ સમાધિના યોગે જ બ્રહ્મસાક્ષાત્કાર થાય છે.

૩૭ એક સમયમાં આપણે પશુજીવનને પણ ધારણ કરી ચૂકયા છીએ. આપણે ધારીએ છીએ કે, પશુઓ આપણાથી કાંઇક ભિન્ન છે. પાશ્ચાત્ય લોકોને હું એમ બોલતા સાંભળું છું કે; "આ સૃષ્ટિને ઈશ્વરે કેવળ આપણામાટે જ નિર્માણ કરેલી છે." હવે જો વ્યાઘ્ર અને સિંહો ગ્રંથો રચી શકતા હોત, તો તેઓ એમ જ

કહેત કે;-"મનુષ્યપ્રાણીને ઈશ્વરે કેવળ વ્યાઘ્રો અને સિંહોના ભક્ષમાટે જ ઉત્પન્ન કરેલાં છે અને મનુષ્ય એક મહાપાપિષ્ઠ પ્રાણી છે; કારણ કે, તે મનુષ્યો, વ્યાઘ્રો અને સિંહોને સહજમાં પોતાને પકડી લેવાનો પ્રસંગ પ્રાપ્ત થવા દેતા નથી; એટલે કે, વ્યાઘ્ર અને સિંહોના ભક્ષ થવાનું જે તેમનું કર્ત્તવ્ય છે, તે કર્ત્તવ્યનું તેઓ પાલન કરતા નથી." પરંતુ આ સર્વ વિધાનો અસત્ય છે અને સત્ય વાર્ત્તા તો એ છે કે, જે કીટ અત્યારે તમારા ચરણ તળેથી ચાલ્યો જાય છે, તે કીટ પણ ભવિષ્યમાં ઈશ્વરપદને પ્રાપ્ત કરવાનો છે-ઈશ્વર થવાનો છે.

૩૮ "મારી એવી તીવ્ર ઇચ્છા છે કે, અમારી અબળાઓ તમારામાંની બુદ્ધિમત્તાને ધારણ કરે; પરંતુ તે બુદ્ધિમત્તા મૂર્ખતાનાં તત્ત્વોથી ભ્રષ્ટ થયેલી ન હોવી જોઈએ;" સ્વામી વિવેકાનંદે આ ઉદ્ગારો એકવાર ન્યૂયોર્કમાં કાઢ્યા હતા, "તમો જે કાંઈ પણ જ્ઞાન ધરાવો છો, તે માટે હું તમારી પ્રશંસા કરું છું અને તમને ધન્યવાદ આપું છું; પરંતુ જે કાંઈ નઠારું હોય છે, તેનાપર ગુલાબનાં પુષ્પોનું આચ્છાદન નાખીને તેને તમે સારા તરીકે ઓળખાવો છો, એ તમારી પદ્ધતિને તો હું નાપસંદ જ કરું છું. કેવળ બુદ્ધિમત્તા જ સર્વથી ઉચ્ચતમ વસ્તુ નથી; કિન્તુ જેની પ્રાપ્તિમાટે આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ, તે વસ્તુઓ તો નીતિમત્તા અને આધ્યાત્મિકતા જ છે. અમારી ભારતીય અબળાઓ અમેરિકન્ અબળાઓ જેવી સુશિક્ષિત અને વિદુષીઓ નથી, પરંતુ તેઓ અમેરિકન્ અબળાઓ કરતાં અતિશય પવિત્ર છે, પવિત્રતાની સાક્ષાત્ પ્રતિમાઓ છે. સર્વ સ્ત્રીઓને કેવળ પોતાના પતિ વિના અન્ય સર્વ પુરુષો પુત્ર અને બંધુ સમાન જ હોવા જોઇએ.

"તેમ જ સર્વ પુરુષોને તેમની પોતાની પત્ની વિના અન્ય સર્વ સ્ત્રીઓ સુતા અને સહોદરા સમાન જ હોવી જોઇએ. હું અહીં જ્યારે મારી આસપાસ દૃષ્ટિપાત કરું છું અને તમે જેને 'Gallantry' (શૃંગારવિનોદ અથવા સ્ત્રી-ઉપાસના) કહો છો, તે વસ્તુ અથવા ચેષ્ટાને જોઉં છું, તે વેળાએ મારો આત્મા ભયંકર ઘૃણા અને તિરસ્કારથી ભરાઈ જાય છે. જ્યાં સૂધી તમે સ્ત્રી અને પુરુષની ભાવનાને ભૂલી જતાં શીખશો નહિ, અને સ્ત્રીઓને સામાન્ય માનવજાતિ માનીને તેમની સાથે સમાગમમાં નહિ આવો, ત્યાં સૂધી તમારી સ્ત્રીઓની વાસ્તવિક ઉન્નતિ કોઈ કાળે પણ થવાની નથી. જ્યાં સૂધી પુરુષોના મનમાં સ્ત્રીઓ પ્રતિ વિકારભાવના જ વસતી હોય છે, ત્યાં સૂધી સ્ત્રીઓ પુરુષોની વિકારશાંતિની વસ્તુઓ કરતાં વિશેષ યોગ્યતા ધરાવતી નથી. તમારામાં છૂટાછેડાની જે આટલી બધી ભયંકર વિપુલતા જોવામાં આવે છે, તેનું મૂળ કારણ એ જ છે. તમારામાંના પુરુષો સ્ત્રીઓને જોતાં જ પોતાનાં

મસ્તકોને નીચાં નમાવે છે અને માનપૂર્વક તેમને કુરસીપર બેસાડે છે, પરંતુ એ જ વેળાએ તેમનાં નેત્રો એક બીજા જ ભાવને વ્યક્ત કરતાં હોય છે; અને તેમના શબ્દો એક બીજા પ્રકારનો જ તેમનો સત્કાર કરતા હોય છે. તેઓ કહે છે કે;–"હે શ્રીમતી! તમારાં નેત્રો કેવાં સુંદર છે!" હવે હું પૂછું છું કે; તે પુરુષોનો આવી રીતે સ્ત્રીઓ સાથે વર્ત્તવાનો અને સ્ત્રીઓને ઉદ્દેશીને આવા શબ્દો ઉચ્ચારવાનો શો અધિકાર છે, વારુ? એક પુરુષ આટલી સીમા પર્યન્તનું સાહસ કરી જ કેમ શકે છે અને સ્ત્રીઓ તેમને આવી છૂટ લેવાની અનુમતિ કેમ આપી શકે છે, એ હું સમજી શકતો નથી. આવા પ્રકારના આચારો મનુષ્યત્વના એક અધમ પક્ષનો જ વિકાસ કરે છે; એ આચારો નીતિવિષયક ભાવનાઓને ઉન્નત કરતા નથી, કિંતુ કેવળ અનીતિ અને અનીતિને જ ઉત્તેજન આપતા રહે છે.

"આપણે એવી ભાવના રાખવી નથી જોઇતી કે, આપણે સ્ત્રી અને પુરુષ છીએ, કિંતુ આપણે કેવળ એવી જ ભાવના રાખવી જોઇએ કે, આપણે સામાન્ય માનવ વ્યક્તિઓ છીએ અને આપણે એક બીજાને સહાયક થવામાટે અને પરસ્પર પ્રેમપાલનમાટે જ જન્મેલાં છીએ. અમેરિકામાં આજકાલ એવો જ પ્રકાર ચાલ્યા કરે છે કે, એક તરુણ પુરુષ અને એક તરુણ સ્ત્રીને જેવો એકાંતનો લાભ મળે છે કે, તરત તે નવયુવક નવયૌવનાને ઉદ્દેશીને અભિનંદનાત્મક વચનો ઉચ્ચારવા મંડી જાય છે અને બહુધા તે કોઈ પણ એક નવયૌવનાને પોતાની પત્ની તરીકે સ્વીકારે છે, તે પૂર્વે તો તે લગભગ ૨૦૦ નવયૌવના નારીઓ સાથે આરાધન અને અનુરંજનાદિ વ્યવહાર કરી ચૂકેલો હોય છે. વાહ! જો હું પણ એ લગ્નેચ્છુ સમુદાયમાંનો એક હોત, તો હું પણ લાંબી પંચાત વિના જ મારા પ્રેમની ભાગિની થનાર એક સ્ત્રીને મેળવી શકયો હોત!

"જ્યારે હું હિંદુસ્તાનમાં હતો અને આ વસ્તુઓને બહારથી જોયા કરતો હતો, તે વેળાએ મને એમ કહેવામાં આવતું હતું કે, એ સર્વ યથાસ્થિત કૃતિ છે અને એ કેવળ નર્માલાપ છે; અને એ કથનને હું વિશ્વાસપૂર્વક માની પણ લેતો હતો. પરંતુ ત્યાર પછી મેં બહુ પ્રવાસ કર્યો છે અને અનુભવાંતે મારા જાણવામાં આવી ચૂક્યું છે કે, એ કૃતિ કહેવામાં આવે છે તેવી શુદ્ધ અને દોષમુક્ત તો નથી જ. એ સર્વથા દોષયુક્ત અને અશુદ્ધ આચાર છે અને તમો પાશ્ચાત્યો પોતાનાં નેત્રોને બંધ કરીને એ અધમ કૃતિને ઉત્તમ આચાર તરીકે ઓળખો છો અને ઓળખાવો છો. પાશ્ચાત્ય પ્રજાઓમાટે મહા ભયંકર ઘટના તો એ છે કે, પાશ્ચાત્યો તરુણ, બાલક્ષ

કિંવા મૂર્ખ, ચંચળ મનના અને ધનાઢ્ય છે, અર્થાત્ યૌવન, અવિવેકિતા, ચંચળતા અને ધનસંપત્તિ, એમાંની એક એક વસ્તુ પણ મહા અનર્થકારક થઈ પડે છે, તો જ્યાં એમાંની બે, ત્રણ કે ચાર વસ્તુઓની એકત્રતા થયેલી હોય, ત્યાં કેવા ભયંકર અનર્થપાતનો સંભવ હોય છે,* એનો વિચાર કરો અને સાવધ રહો !"

જો કે સ્વામીશ્રીએ સમસ્ત અમેરિકાપર ભયંકર આઘાત કર્યો હતો, છતાં બોસ્ટન્‌ને તેમણે કરેલો શબ્દપ્રહાર અત્યંત ભયંકર હતો. બોસ્ટન્ વિશે બોલતાં તેમણે કહ્યું હતું કે;–"બોસ્ટન્ તો વળી અમેરિકાનાં સર્વ નગરોમાંનું એક અધમાધમ નગર છે. ત્યાંની સર્વ સ્ત્રીઓ સર્વથા સ્વચ્છંદ, ચંચળ મનની અને કોઈ પણ નવીન અને અજ્ઞાત વસ્તુની પાછળ અંધ બનીને દોડનારી છે."

સ્વામીજીએ અમેરિકામાં કહ્યું હતું કે;–"જે દેશ–જે અમેરિકા દેશ–પોતાની સુધારણા અથવા સંસ્કૃતિ વિશે આટલો બધો ગર્વયુક્ત આડંબર ધરાવે છે, તે દેશમાં જે હોવી જોઇએ, તે આધ્યાત્મિકતા ક્યાં છે વારુ ?

૪૦ 'આ લોકમાં' અને 'પરલોકમાં' એ કેવળ બાળકોને બીવડાવવામાટેના જ શબ્દો છે. જે કાંઈ છે તે કેવળ 'આ લોકમાં' જ છે, અહીં જ છે. આ લોકમાં અને આ શરીરમાં જ ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકાય છે, અહંતાનો લોપ થાય છે અને સર્વ અંધશ્રદ્ધાઓનો લય થઈ જાય છે, એમ માનનારા અને અનુભવનારા પુરુષો ભારતવર્ષમાં વસે છે. આ અમેરિકા દેશના લોકોમાં એવા પુરુષો ક્યાં છે વારુ ? તમારા ઉપદેશકો એ વસ્તુને અસંભવિત માનીને એ અસંભવનીય સ્વપ્નદર્શીઓની વિરુદ્ધ બોલ્યા કરે છે; પરંતુ હું એમ કહું છું કે, જો આ દેશમાં એવા સ્વપ્નદર્શીઓની સંખ્યા વિશેષ હોત, તો આ દેશના લોકો છે તેના કરતાં અધિક ઉત્તમ હોવાનો સંભવ હતો. એ પ્રકારના સ્વપ્નદર્શનમાં અને ઓગણીસમા સદીની આત્મશ્લાઘામાં અતિશય ભેદ રહેલો છે. સમસ્ત વિશ્વ ઈશ્વરપૂર્ણ છે, પાપપૂર્ણ નથી. ચાલો ત્યારે આપણે એક બીજાને સહાયતા આપીએ અને પરસ્પર પ્રેમભાવ રાખતા રહીએ.

૪૧ જેવી રીતે મારા ગુરુ કાંચન, કામિની અને કીર્તિની લેશ માત્ર પણ આસક્તિ વિના એક સત્ય સંન્યાસી તરીકે પરલોકવાસી થયા છે, તે જ પ્રમાણે મારી

---

* " यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥ ?"

सुभाषितम्

પણ એક સત્ય સંન્યાસી તરીકે જ મરણુશરણુ થવાની પરમ આકાંક્ષા છે. કાંચન, અને કામિનીની આસક્તિ કરતાં પણ વળી કીર્તિની આસક્તિ તો બહુ જ ભયાનક છે, અને તેથી એ આસક્તિનો તો સંન્યાસીને સ્પર્શ માત્ર પણ થવો ન જોઇએ !

૪૨ પ્રતિહિંસા કિંવા વૈરનિર્યાતન વિશે મેં કદાપિ એક શબ્દ માત્રનો પણ ઉચ્ચાર કર્યો નથી; કિંતુ હું સદા સર્વદા કેવળ બળ અને બળ વિશે જ બોલતો રહ્યો છું. સમુદ્રતુષારના આ બિન્દુમાં આપણે આપણા વૈરના પ્રતિશોધનું સ્વપ્ન જોઈ શકીએ એમ છે ખરું કે? પરંતુ એ જ એક મચ્છરમાટે અતિશય મોટી વસ્તુ છે !

૪૩ "જો કે આ એક મહતી ભૂમિ છે;" સ્વામીજીએ અમેરિકામાં આ પ્રમાણેના ઉદ્ગારો કાઢ્યા હતા;—"છતાં હું આ ભૂમિમાં રહેવાનું પસંદ કરતો નથી; કારણ કે અમેરિકન્સ્ કેવળ દ્રવ્ય અને દ્રવ્ય વિશેના વિચારમાં જ નિરંતર નિમગ્ન રહ્યા કરે છે; અન્ય સર્વ વસ્તુઓ કરતાં તેઓ કેવળ દ્રવ્યને જ અધિક મહત્ત્વ આપે છે. તમારા અમેરિકન્ લોકોને હજી ઘણા પાઠો શીખવાના છે. જ્યારે તમારું રાષ્ટ્ર અમારા રાષ્ટ્ર જેટલું વૃદ્ધ થશે, ત્યારે જ તમારામાં અધિક દક્ષતાનો આવિર્ભાવ થશે."

૪૪ હું કદાચિત્ શરીરમાંથી પ્રાણને બહાર કાઢી નાખવાનું યોગ્ય ધારીશ; મારા શરીરને એક અનુપયોગી વસ્ત્ર પ્રમાણે ત્યાગી દેવાનું ઉત્તમ માનીશ, પરંતુ જ્યાં સુધી છેલ્લો શ્વાસ હશે ત્યાં સુધી હું કર્મ કરતો તો નથી જ અટકવાનો. જ્યાં સુધી સમસ્ત વિશ્વ એમ જાણતું નહિ થાય કે તે અને ઈશ્વર એક જ છે, ત્યાં સુધી હું સર્વ સ્થાનમાં મનુષ્યોને પ્રેરિત કરતો રહીશ.

૪૫ મારી અત્યારે જે અવસ્થા છે અને જે અવસ્થા કોઈ પણ દિવસે સમસ્ત વિશ્વને પ્રાપ્ત થવાની છે, તે કેવળ મારા ગુરુ શ્રીરામકૃષ્ણ પરમહંસની કૃપાનું જ પરિણામ છે; કે જે ગુરુશ્રીએ અવતાર ધારણ કરીને જે આશ્ચર્યકારક એકતાનો પ્રત્યેક વસ્તુમાં અંતર્ભાવ થયેલો છે, તે એકતાને હિંદુધર્મ, ઇસ્લામ અને ક્રિશ્ચિયાનિટીમાં એક સરખા રીતે પ્રસરેલી શોધી કાઢીને અને તેનો અનુભવ કરીને તે આશ્ચર્યકારક એકતાનું વિશ્વને શિક્ષણ આપ્યું હતું.

૪૬ રસનેન્દ્રિયને છૂટી લગામ આપી દ્યો એટલે પછી અન્ય ઇન્દ્રિયો પણ લગામ વિના જ આગળ અને આગળ દોડ્યા કરશે.

૪૭ જ્ઞાન, ભક્તિ, યોગ અને કર્મ, એ ચાર માર્ગો છે કે, જે આપણને મુક્તિના પ્રદેશમાં લઈ જાય છે. એ માર્ગોમાંનો જે એક માર્ગ પોતાને વિશેષ અનુકૂળ જણાય, તે માર્ગનો તે મનુષ્યે સ્વીકાર કરવાનો છે. છતાં પણ આ યુગમાં ખાસ કરીને કર્મયોગનું વિશેષ મહત્ત્વ હોવાથી જો તેનો સ્વીકાર કરવામાં આવે તો તે વિશેષ ઉત્તમ છે.

૪૮ ધર્મ કોઈ એક કલ્પનાગમ્ય પદાર્થ નથી, કિંતુ ધર્મ અનુભૂતિગમ્ય છે. જે મનુષ્યે કેવળ એક અને એક જ આત્માનો સાક્ષાત્કાર કરેલો હોય, તે મનુષ્ય અસંખ્ય ગ્રંથજ્ઞાતા પંડિતો કરતાં વિશેષ યોગ્યતાને પાત્ર છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ.

૪૯ એક વેળાએ સ્વામીજી એક મનુષ્યની અતિશય પ્રશંસા કરતા હતા, એટલામાં પાસે બેઠેલા એક મનુષ્યે તેમને કહ્યું કે;–"પણ સ્વામીજી ! જે મનુષ્યની આપ આટલી બધી પ્રશંસા કરી રહ્યા છો, તે મનુષ્યની આપનામાં લેશ માત્ર પણ શ્રદ્ધા નથી." તેનાં એ વચનો સાંભળીને સ્વામીજીએ તત્કાળ એના ઉત્તરમાં જણાવ્યું કે;–"એવો કોઈ પણ કાયદો એને લાગૂ પડી શકે છે ખરો કે, એણે મારામાં શ્રદ્ધા રાખવી જ જોઇએ ? શું એણે મારામાં શ્રદ્ધા રાખવાનું પ્રતિજ્ઞાપત્ર લખી આપ્યું છે ? એ સારાં કર્મ કરે છે અને તેટલામાટે જ એ નર પ્રશંસાને પાત્ર છે. મારામાં એની શ્રદ્ધા ન હોવાથી એ કાંઈ નિંદાને પાત્ર થઈ શકે તેમ નથી."

૫૦ સત્ય ધર્મના રાજ્યમાં ગ્રંથગત વિદ્યાને પ્રવેશ કરવાનો લેશ માત્ર પણ અધિકાર નથી.

૫૧ એક ધાર્મિક પંથમાં જે દિવસે ધનાઢ્યની પૂજાનો પ્રવેશ થાય છે, તે દિવસથી જ તે ધાર્મિક પંથના અધઃપાતનો આરંભ થાય છે.

૫૨ જો તમારે કાંઈ પણ અશુભ કૃત્ય કરવું હોય, તો તે તમે જેમને તમારા કરતાં શ્રેષ્ઠ જન અને પૂજ્ય માનતા હો, તેમનાં નેત્રો સમક્ષ જ કરો.

૫૩ જો ગુરુમહારાજની કૃપા હોય, તો કેવળ તે કૃપાના યોગે જ શિષ્ય ગ્રંથોના અધ્યયન અને વાચન વિના જ મહાપંડિત થઈ શકે છે.

૫૪ જ્યારે સ્વામીજીને અમેરિકામાં એમ જણાવવામાં આવ્યું કે, હિંદુધર્મ તે મતાન્તરગ્રાહી ધર્મ નથી, એટલે એના ઉત્તરમાં સ્વામીજીએ જણાવ્યું કે;—"જેવી રીતે બુદ્ધ પૌરસ્ત્ય દેશમાટે એક સંદેશ લાવ્યો હતો, તે જ પ્રમાણે હું પાશ્ચાત્ય દેશમાટે ધર્મનો સંદેશ લઈ આવ્યો છું."

૫૫ વિશ્વમાં પાપ પણ નથી અને પુણ્ય પણ નથી; કિન્તુ સર્વત્ર કેવળ અજ્ઞાનનો જ વિસ્તાર થયેલો છે; અને અદ્વૈતના સાક્ષાત્કારથી એ અજ્ઞાન કિંવા અવિદ્યાનો લય થાય છે.

૫૬ ધાર્મિક હીલચાલો સમૂહબદ્ધ થઇને આવે છે અને તેમાંની પ્રત્યેક હીલચાલ અન્ય હીલચાલોમાં અગ્રભાગે આવવાનો પ્રયત્ન કર્યાં કરે છે. પરંતુ એક નિય-

માનુસાર વાસ્તવિક રીતે એમાંની કેવળ એક જ હીલચાલ બલિષ્ટ થાય છે અને દીર્ઘ કાળ જતાં એ બલિષ્ટ થયેલી ધાર્મિક હીલચાલ તેની સમકાલીન બીજી સર્વ હીલચાલોને સ્વાહા કરી જાય છે.

૫૭ જ્યારે સ્વામીજી રામનંદમાં હતા, તે વેળાએ એક સંભાષણના પ્રસંગે તેમણે કહ્યું હતું કે;–"શ્રીરામ પરમાત્મા છે, સીતા દેવી જીવાત્મા છે, અને પ્રત્યેક પુરુષ કિંવા સ્ત્રીની કાયા તે લંકા (સીલોન્) છે. અર્થાત્ જે જીવાત્મા (સીતા) કાયા-રૂપ લંકામાં બદ્ધ થયેલો હતો અથવા તો લંકા નામક ટાપૂમાં બન્દિવાન્‌ની અવસ્થામાં હતો, તેની નિરંતર પરમાત્માના સંપર્કમાં આવવાની ઇચ્છા થયા કરતી હતી; પરંતુ રાક્ષસો તેની એ ઇચ્છાને પૂર્ણ કિંવા સફળ થવા દેતા નહોતા અને રાક્ષસો ત્રિગુણોનાં અમુક વિશષ્ટિ ચિન્હો ધરાવતા હતા. ઉદાહરણ તરીકે, વિભીષણ તે સત્ત્વ ગુણની પ્રતિમા હતો, રાવણ રજોગુણની મૂર્તિ હતો અને કુંભકર્ણ સાક્ષાત્ તમોગુણનો આકાર હતો. સત્ત્વગુણ એટલે ધર્માચાર; રજોગુણ એટલે વિલાસપ્રિયતા અથવા કામવિકાર અને તમોગુણમાં અજ્ઞાન, નિદ્રા, મત્સર, અન્યજનના અકલ્યાણની ઇચ્છા અને એવા જ અન્યોન્ય દુષ્ટ ભાવોનો સમાવેશ થાય છે. એ ગુણો શરીરસ્થ અથવા તો લંકામાં વસતી સીતા (જીવાત્મા)ને પરમાત્મા (રામ)ને મળવામાટે આગળ વધતી અટકાવતા હતા અને પરમાત્માસાથે જીવાત્માનો એટલે કે રામસાથે સીતાનો સંયોગ થવા દેતા નહોતા. એવી રીતે બન્દિની થયેલી સીતા પોતાના સ્વામીને મળવા-માટેનો પ્રયત્ન કરી રહી હતી, એવામાં ગુરુ અથવા દિવ્ય શિક્ષક હનુમાન્ તેની પાસે આવ્યો અને તેણે સમસ્ત ભ્રાન્તિઓના નિવારક ઉચ્ચતમ જ્ઞાન કિંવા બ્રહ્મ-જ્ઞાનરૂપ મુદ્રિકા તેને બતાવી અને એવી રીતે સીતાને શ્રી રામચંદ્રના તત્કાળ મિલનમાટેનો માર્ગ મળી ગયો અથવા અન્ય શબ્દોમાં કહીએ તો જીવાત્માનો પરમાત્મા-સાથે સંયોગ થઈ ગયો.

૫૮ એક ખરો ક્રિશ્ચિયન્ તે એક ખરો હિંદુ છે અને એક ખરો હિંદુ તે એક ખરો ક્રિશ્ચિયન્ છે.

૫૯ સર્વ યોગ્ય સામાજિક પરિવર્તનો તે આંતરિક ભાગમાં કાર્ય કરતી આત્મિક શક્તિઓનાં વ્યક્ત સ્વરૂપો છે, અને જો એ બલિષ્ટ અને વ્યવસ્થિત હોય તો સમાજ પણ પોતાની વ્યવસ્થા તે પ્રમાણેની જ યોગ્ય અને ઉત્તમ કરે છે. પોતાની મુક્તિનો માર્ગ પ્રત્યેક વ્યક્તિએ પોતે જ કરી લેવાનો હોય છે, એના વિના બીજો માર્ગ જ નથી અને એ પ્રમાણે જ પ્રત્યેક રાષ્ટ્રે પણ પોતાની ઉન્નતિનો માર્ગ પોતે જ શોધી

લેવાનો છે. વળી પ્રત્યેક રાષ્ટ્રની મહતી સંસ્થાઓ તે રાષ્ટ્રની અસ્તિત્વસ્થિતિને દર્શાવનારી હોવાથી બીજી કોઈ પણ જાતિ કિંવા બીજા કોઈ રાષ્ટ્રની પદ્ધતિ પ્રમાણે તેમનું રૂપાન્તર કરી શકાય તેમ નથી. જ્યાં સુધી અન્ય ઉચ્ચતર અને વિશેષ યોગ્યતાવાળી સંસ્થાઓ પ્રસૂત થયેલી ન હોય, ત્યાં સુધી જૂની સંસ્થાઓને તોડી પાડવાનો પ્રયત્ન અત્યંત વિઘાતક થઈ પડે છે. ઉન્નતિ નિરંતર ધીમે ધીમે જ થાય છે, ઉતાવળથી આંબા પાકતા નથી.

અમુક સંસ્થાઓના દોષો દર્શાવવા, એ કાંઈ કઠિન કાર્ય નથી; કારણ કે, એવી સર્વ સંસ્થાઓ ન્યૂન કે અધિક પ્રમાણમાં અપૂર્ણ અથવા દોષયુક્ત તો હોય છે જ; પરંતુ માનવજાતિનો સત્ય કલ્યાણ કર્ત્તા તો તે જ પુરુષ છે કે, એવી કોઈ પણ સંસ્થાની સત્તાતળે વસતી વ્યક્તિને તેની અપૂર્ણતાઓને દૂર કરવાના કાર્યમાં પોતાથી બનતી સહાયતા કર્યા કરે છે; કારણ કે, એવો એક નિયમ જ છે કે, જ્યાં વ્યક્તિની ઉન્નતિ થાય, એટલે પછી રાષ્ટ્ર અને તે રાષ્ટ્રની સર્વ સંસ્થાઓની ઉન્નતિ પણ અવશ્ય થવી જ જોઇએ. નઠારી રૂઢિઓ અને અયોગ્ય નિયમોનો ગુણીજનો સર્વથા ત્યાગ કરી દે છે; અને તેમનામાં તેમને બદલે પ્રેમ, અનુકંપા અને અભેદભાવનું સામ્રાજ્ય વ્યાપી રહે છે. જે રાષ્ટ્રને બહુ જ થોડા ધારાગ્રંથોની આવશ્યકતા પડે છે અને જે રાષ્ટ્ર આ અથવા તે સંસ્થાના વિચારમાં પોતાના મગજને ખપાવતું નથી, એટલી સીમાએ જે રાષ્ટ્ર પહોંચ્યું હોય, તે રાષ્ટ્ર જ સુખી અને ભાગ્યશાળી છે, એમ જાણવું. ભદ્ર પુરુષો સર્વ નિયમોની સીમાને ઉલ્લંઘીને અતિશય ઉન્નતિના શિખરે ચઢે છે, અને પોતાના અન્ય માનવબંધુઓને, તેઓ ગમે તેવી અવનત અવસ્થામાં જીવતા હોય, તોય, તેમાંથી પણ ઉન્નતિના શિખરે ચઢવાના કાર્યમાં પોતાથી બનતી સહાયતા આપ્યા કરે છે.

એટલામાટે આર્યાવર્ત્તના ઉદ્ધારનો કેવળ વ્યક્તિની શક્તિપર અને પ્રત્યેક મનુષ્યવડે તેની આંતરિક દિવ્યતાના કરાતા સાક્ષાત્કારપર જ સર્વ આધાર રહેલો છે.

૬૦ બોસ્ટન્માંના પોતાના એક વ્યાખ્યાન પ્રસંગે સ્વામીજીએ સંન્યાસિન્ શબ્દની વ્યાખ્યા કરતાં જણાવ્યું હતું કે;—"મનુષ્ય જીવનની જે ભૂમિકા અથવા સ્થિતિમાં જન્મ્યો હોય, તે જીવનમાંનાં સર્વ કર્તવ્યો અને આવશ્યકતાઓની જ્યારે તેના હસ્તે પરિપૂર્ણતા થઈ જાય; તેની અભિલાષા જ્યારે તેને આધ્યાત્મિક જીવનને શોધવાના અને સત્તા, કીર્તિ તથા અન્ય સાંસારિક વસ્તુઓની આકાંક્ષાને ત્યાગવાના અભિલાષમાં લઈ જાય; અને જ્યારે તે વિશ્વાંતર્દષ્ટિને પ્રાપ્ત કરી લે, એટલે પછી તેને વિશ્વની ચળતા

અથવા ક્ષણભંગુરતાનો, વિશ્વના કલહોનો, વિશ્વમાં વ્યાપેલી વિપત્તિઓનો અને સંસારમાં મળતા ઉપહારોની તુચ્છતાનો સાક્ષાત્કાર થઈ જાય છે. એવા પ્રકારનો સાક્ષાત્કાર થતાં તે એ સર્વ વસ્તુઓથી પરાઙ્મુખ થાય છે; અને ત્યાર પછી તે સત્ય અને શાશ્વત પ્રેમ કિંવા અભેદભાવનું શોધન કરે છે. સર્વ સાંસારિક પદવી, સંપત્તિ, કીર્તિ અને નામના આદિ વસ્તુઓનો તે સર્વથા પરિત્યાગ (સંન્યાસ) કરે છે, કેવળ આત્મસમર્પક કિંવા પારમાર્થિક જીવનથી જીવિત રહેવામાટે, તેમ જ આધ્યાત્મિક જ્ઞાનને આગ્રહપૂર્વક પ્રાપ્ત કરવામાટે, પ્રેમ અને દયાર્દ્રતામાં અગ્રેસરત્વ મેળવવામાટે અને શાશ્વત અંતર્દૃષ્ટિને પ્રાપ્ત કરવામાટે વિશ્વમાં અટન કર્યા કરે છે. વર્ષોપર્યન્તનાં ધ્યાન, નિયમ અને પૃચ્છા આદિ સાધનોવડે પ્રજ્ઞાનાં એ મુક્તાફળોને પ્રાપ્ત કરીને જ્યારે તે એક સંન્યાસીની પૂર્ણ યોગ્યતાને પ્રાપ્ત થાય છે, ત્યારે તે શિક્ષક કિંવા ઉપદેશક થાય છે અને જે કોઈ પણ તેની પાસેથી જ્ઞાનની પ્રાપ્તિ કરવામાટે આવે, તેવા સર્વ ગૃહસ્થ અને ત્યાગી શિષ્યોને તે પોતાથી બની શકે તેટલા પ્રમાણમાં પ્રજ્ઞા અને પારમાર્થિક જ્ઞાનનો લાભ આપતો રહે છે.

સંન્યાસીનો કોઈ પણ એક વિશિષ્ટ ધર્મ હોતો જ નથી; કારણ કે, તેનું જીવન સ્વતંત્ર વિચારમય હોય છે અને સર્વ ધર્મોમાંના યોગ્ય વિચારનો તે સ્વીકાર કરી લે છે. તેનું જીવન કેવળ સિદ્ધાંત, અમુક પ્રકારની માન્યતા કિંવા એક વિશિષ્ટ વિધિમય જ હોતું નથી; કિંતુ એક સંન્યાસીનું જીવન સદા સાક્ષાત્કારમય હોય છે, એ સદા સર્વદા સ્મરણમાં રાખવાનું છે.

---

# ઈશ્વરના અવતાર



ભરતી અને ઓટનો નિયમ વિશ્વસાથે તેના જન્મકાળથી જ જોડાયલો છે, એવો આર્ય તત્ત્વજ્ઞોનો અભિપ્રાય છે. પ્રથમ વિશ્વ પ્રતીત થાય છે, અથવા દેખાવા માંડે છે; ત્યાર પછી તેની ઉત્ક્રાંતિ થતાં થતાં તે કેટલાક કાળ પર્યન્ત પૂર્ણ સ્થિર અવસ્થાને પ્રાપ્ત થાય છે અને ત્યાર પછી કેટલાક કાળ પર્યન્ત તે અપક્રાંત થતું જાય છે. એ અપક્રાંતિની ક્રિયાની સમાપ્તિ થતાં તે કેટલાક કાળ પર્યન્ત સર્વથા નિષ્પંદ અવસ્થામાં હોય છે અને ત્યાર પછી તે પુનઃ ઉત્ક્રાંત થવા માંડે છે. એવી રીતે ઉત્ક્રાંતિ અને અપક્રાંતિની લહરીઓ એક સરખી ચાલતી રહે છે, એવી આર્ય તત્ત્વવેત્તાઓની માન્યતા છે. ઉત્ક્રાંતિ પછી અપક્રાંતિ અને અપક્રાંતિ પછી ઉત્ક્રાંતિ એવી રીતે વિશ્વની ભરતી અને ઓટની રેંટમાળા ચાલતી અને ચાલતી જ રહ્યા કરે છે. આપણા મનુષ્યોના સામાન્ય જીવિતક્રમમાં પણ એ જ ભરતી અને ઓટનો પ્રકાર ચાલતો દેખાઈ આવે છે. એ ભરતી અને ઓટની રેંટમાળામાં મોટાં મોટાં રાષ્ટ્રો પણ ગુંથાયલા હોવાનો આધાર ઇતિહાસોમાંથી મળી આવે છે. ચડતી અને પડતી, ભરતી અને ઓટ અથવા ઉદય અને અસ્તના સપાટામાંથી કોઈ પણ રાષ્ટ્ર છૂટી શક્યું નથી. એક રાષ્ટ્રનો ઉદય થયા પછી તેના અસ્તનો આરંભ થાય છે અને તે સંપૂર્ણતાથી પશ્ચિમ ક્ષિતિજમાં પહોંચી જાય, એટલે કેટલાક કાળ પછી તેનો પાછો ઉદય થવા માંડે છે અને એ ઉદયના કાળમાં તે કાંઇક અધિક સામર્થ્યને પ્રાપ્ત કરે છે, એવો અનુભવ મળ્યા કરે છે. એવી રીતે એ સઘળી ઘડભાંજ અખંડ ચાલ્યા કરે છે. ધર્મના વિષયમાં પણ એ જ પ્રકારે ભરતી અને ઓટનો સાક્ષાત્કાર થયા કરે છે. પ્રત્યેક રાષ્ટ્રના ધાર્મિક પક્ષને નિહાળીએ, તો તે વિષય પણ એ નિયમના અપવાદરૂપ નથી, એમ આપણને સ્પષ્ટતાથી જણાઈ આવે છે. રાષ્ટ્રની અવનતિ થતાંની સાથે જ તે રાષ્ટ્રના સમસ્ત ઘટકોમાં વિસ્કલિતતાનો આવિર્ભાવ થાય છે; ત્યાર પછી કેટલાક કાળે તેની સંઘટનક્રિયાનો આરંભ થાય છે અને એ સંઘટન ક્રિયાની સાથે જ રાષ્ટ્રના ઉદયનો પણ પ્રારંભ થઈ જાય છે. એવા સમયમાં એ સંઘટનમાં એકાદ પ્રચંડ લહરીનું અસ્તિત્વ આપણા જોવા અને જાણવામાં આવી શકે છે. ભરતીની જેમ એક કરતાં એક મોટી લહરીઓ આવે છે અને ભરતી પૂરી થવાના સમયમાં જેવી રીતે એક લહરી સર્વથી પ્રચંડ અને મહાવિશાળ આવી જાય છે, તે જ પ્રમાણે ઉદયોન્મુખ રાષ્ટ્રમાં નાનાપ્રકારની સંઘટનાત્મક લહરીઓ આવવા માંડે છે. હવે એ સર્વ લહ-

રીઓમાંની જે લહરી અત્યંત પ્રચંડ હોય છે, તેના શિખરના મધ્યબિંદુમાં એક અત્યંત તેજોમય જીવાત્મા વિરાજમાન થયેલો હોય છે અને તેને આપણે અવતારી પુરુષના નામથી ઓળખીએ છીએ. તે રાષ્ટ્ર અને તે અવતારી પુરુષનો પરસ્પર જન્યજનક સંબંધ હોય છે. એક રીતે જોતાં તે રાષ્ટ્રે તે અવતારને નિર્માણ કરેલો હોય છે અને તેથી તેના જનકત્વનું માન તે રાષ્ટ્રના ભાગમાં જાય છે. પરંતુ એથી વિરુદ્ધ રાષ્ટ્રને પૂર્ણતા આપવાનું કાર્ય તે અવતારી પુરુષ કરતો હોવાથી તે જ તે રાષ્ટ્રનો જનક છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ નથી. રાષ્ટ્ર અને તેના અવતારી પુરુષનો જન્યજનક સંબંધ પરસ્પરાવલંબી હોય છે. જે પ્રકારની ભિન્નભિન્ન લહરીઓના યોગે તે રાષ્ટ્રની ક્રિયા સંઘટનાત્મક પૂર્ણતાને પામવાની હોય છે, તે તે લહરીઓના પ્રવાહના પ્રારંભકાર્યમાં અવતારી પુરુષની સહાયતાની અપેક્ષા હોય છે. તેના સામર્થ્યનો સમાજમાં સંચાર થતાંની સાથે જ સમાજની વ્યવસ્થિત ઘટનાનો આરંભ થાય છે; અને બીજી રીતે જોઇએ તો વ્યવસ્થિત ઘટનાની સાથે જે સામર્થ્ય પોતાની મેળે જ નિર્માણ થાય છે, તે સામર્થ્ય અવતારી પુરુષમાં સંચરે છે. એવી રીતે અવતારી પુરુષ અને સમાજ પરસ્પર એક બીજાનું પોષણ કર્યા કરે છે. એ જ પુરુષો વિશ્વના શાસ્તા હોય છે. પરમેશ્વરના સંદેશાને લઈ આવેલ મહાત્માઓ અથવા તો વિશ્વના નેતા એ જ પુરુષો હોય છે.

જગત્‌માં એક જ ધર્મ, એક જ મહાત્મા, અને પરમેશ્વરનો એક જ અવતાર હોય, એ ઘટના શક્ય છે, એવી કલ્પના મનુષ્યના મનમાં હોય છે; ધર્મ, એક જ મહાત્મા અને પરમેશ્વરનો એક જ અવતાર હોય, એ ઘટના શક્ય છે; પરંતુ મનુષ્યની એ કલ્પના ભૂલ ભરેલી છે. આજ સુધી થઈ ગયેલા મહાત્માઓનાં ચરિત્રોનું જો આપણે અવલોકન કરીએ, તો એક એક પુરુષને એક એક વિશિષ્ટ કાર્ય સોંપાયલું હતું, એમ જ આપણા જોવામાં આવી શકે છે. એ અનેક પ્રકારનાં કાર્યોનું યોગ્ય મિશ્રણ અંતિમ એકતાનતાના ઉદ્‌ભવનું કારણ થઈ પડે છે; અર્થાત્ એમાંની કોઈ પણ એક જ કૃતિના યોગે સંકલિત કાર્ય નિર્માણ થતું નથી. જેવી રીતે અનેક માનવી વંશોમાંના કોઈ પણ એક જ વંશને સમસ્ત વિશ્વમાંના ભોગોને ભોગવવામાટેનો તામ્રલેખ કોઇએ લખી આપ્યો નથી, તે જ પ્રમાણે એની પણ વ્યવસ્થા છે. 'આ સમસ્ત વિશ્વના ભોક્તા અમે જ છીએ,' એમ બોલવાનું કોઈ પણ એક જ માનવવંશથી સાહસ કરી શકાય તેમ નથી. પ્રત્યેક માનવવંશે ભિન્નભિન્ન પ્રકારનો કાર્યભાગ કરવાનો હોય છે અને ઈશ્વરીય હેતુની સાર્થકતા થવામાટે એવા પ્રત્યેક કાર્યની આવશ્યકતા હોય

છે. અનેક પ્રકારના માનવવંશોએ કરેલાં અનેક કાર્યોના યોગે જ એક ઈશ્વરીય હેતુની સિદ્ધિ થાય છે.

એ જ પ્રમાણે વિશ્વમાં સર્વકાળ કોઈ પણ એક જ મહાત્માનું સામ્રાજ્ય ચાલી શકે તેમ નથી જ. આજ સુધીમાં એ ઘટના શક્ય થયેલી નથી અને ભવિષ્યમાં પણ તે શક્ય થવાની નથી; કારણ કે, પ્રત્યેક મહાત્મા સકલિત કાર્યમાંના અમુક એક અંશનો જ પ્રવર્તક હોય છે; અને એ દૃષ્ટિથી જોતાં તે અંશની જગત્ના પોષણમાટે સર્વ કાળમાં આવશ્યકતા હોવાથી, પ્રત્યેક મહાત્મા આ જગત્નો સાર્વકાલિક શાસ્તા જ છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય આવે તેમ નથી.

આપણામાંનો પ્રત્યેક જન જન્મના આરંભથી જ વૈયક્તિક ધર્મનો અનુયાયી છે, એમ કહેવામાં કશી પણ બાધા નથી. આપણે તત્ત્વો અને ઉપપત્તિઓ વિશે બોલ્યા કરીએ છીએ અને તે સર્વ ઠીક પણ છે; પરંતુ આપણો પ્રત્યેક વિચાર, આપણી પ્રત્યેક હીલચાલ અને આપણાં સર્વ કર્મોનું જો આપણે અવલોકન કરીએ, તો આપણને એમ જ જણાઈ આવે છે કે, એ તત્ત્વો અને ઉપપત્તિઓ અમુક એક વ્યક્તિ પાસેથી આવેલાં હોવાથી જ, આપણને ગ્રાહ્ય અથવા માન્ય થયેલાં છે. કોઈ પણ પ્રત્યક્ષ વ્યકિતના મુખથી તેમનું કથન થયા વિના એ ઉપપત્તિઓ આપણા માટે ગ્રાહ્ય થઈ શકતી નથી. પ્રત્યક્ષ સૃષ્ટિમાં સંચરતા અમુક એક મહાત્મા પાસેથી અમુક એક તત્ત્વ પ્રાપ્ત થયેલું હોવાથી જ, તે આપણા મનમાં બરાબર ઊતરી જાય છે. પ્રત્યક્ષ ઉદાહરણને જોયા પછી તે ઉદાહરણના ગર્ભમાં રહેલા તત્ત્વનું આપણી બુદ્ધિથી આકલન કરી શકાય છે. પ્રત્યક્ષ ઉદાહરણ વિના અથવા તો પ્રત્યક્ષ સૃષ્ટિમાંના અમુક એક દેહધારી મહાત્માના કથન વિના જ જો એ તત્ત્વોનું આપણાથી આકલન કરી શકાય એમ હોત, તો તો પછી આપણને બીજી શી વસ્તુની આવશ્યકતા હતી વારુ? પરંતુ ખેદનો વિષય એ જ છે કે, આપણાં મનો અદ્યાપિ એવા પ્રકારની પરિણતાવસ્થાને પ્રાપ્ત થયેલાં નથી; અને તેથી જ આપણામાંના બહુધા ઘણાખરાઓએ પોતાનાં મનોને એ મહાત્માઓનાં ચરણોમાં સમર્પિત કરી દીધાં છે. ક્રિશ્ચિયન હોય, બૌદ્ધ હોય કે હિંદુ હોય, પરંતુ એમાંના પ્રત્યેકે કોઈ પણ એક મહાત્માનાં ચરણોમાં પોતાનું મન સમર્પી દીધું છે. એવી જ રીતે એક જ વ્યક્તિને પરમેશ્વરનો અવતાર માનીને તેની પૂજા ન જ કરવી જોઇએ, એવા પ્રકારનો અટ્ટહાસ મહંમદીય ધર્મપ્રવર્ત્તકોએ આરંભથી જ કરેલો છે. મહાત્માઓની અથવા અવતારી પુરુષોની પૂજા ન કરવી કિંવા તેમનાં ચરણોમાં લીન ન થવું, એવો તેમના

કથનનો આશય હતો; પરંતુ એથી એક જ અવતાર અથવા એક જ મહાત્માના સ્થાને અનેક સંત અને મહંતો નિર્માણ થયા, એ કાંઈ ખોટું અથવા અયોગ્ય તો નથી જ થયું. ઈસ્લામ ધર્મના અનુયાયીઓ એક જ અવતારી પુરુષના અભાવે સહસ્રાવધિ સંતો અને મહંતોની પૂજા કરવા લાગ્યા, અને એ કાર્ય માનવી મનની ઘટનાથી વિરુદ્ધ છે, એમ તો કોઇનાથી પણ કહી શકાય તેમ નથી જ. આપણા મનની સામાન્ય ઘટના જ એવા પ્રકારની હોવાથી જે થયું છે તે યોગ્ય જ થયું છે, એમ જ કહેવું જોઇએ. વ્યક્તિઓનાં ચરણોમાં મનને લીન કરવાનું કાર્ય આપણામાટે સર્વથા અપરિહાર્ય છે અને એ પરિહાર્યતા આપણામાટે કલ્યાણકારિણી જ છે. કોઈ એક મનુષ્યે જેજ઼સ ક્રાઇસ્ટને કહ્યું કે;–"પરમેશ્વરસાથે મારો મેળાપ કરાવી આપો!" એટલે તેના ઉત્તરમાં ક્રાઇસ્ટે કહ્યું કે;–"જેણે મને જોયો છે, તેણે પરમેશ્વરને જ જોયો છે!" જેજ઼સ ક્રાઇસ્ટ એક માનવદેહધારી હતો, એટલી જ વાર્ત્તા આપણા ધ્યાનમાં રહેલી છે. તે દેહધારી હતો, એ ઘટનાને તેણે શીખવેલાં તત્ત્વોથી આપણે ભિન્ન કરી શકીએ તેમ નથી. આપણા મનની ઘટના જ એવી છે કે, તત્ત્વો અને તત્ત્વદર્શીના યુગ્મ (જોડી)ને ભિન્ન કરી નાખવાનું કાર્ય આપણામાટે શક્ય છે જ નહિ. આ ઓરડામાં પ્રકાશનાં કિરણોના સ્પંદો સર્વત્ર વ્યાપેલા છે, છતાં તે સ્પંદો સર્વત્ર આપણને કેમ નથી મળી આવતા વારુ? એ સ્પદોને જો આપણે જોવા હોય, તો તે કેવળ દીપકના રૂપેજ દેખાય છે, એનું કારણ શું હોવું જોઇએ વારુ? એનું કારણ માત્ર એટલું જ કે, આપણાં નેત્રોની રચના જ એવા પ્રકારની છે. પરમેશ્વર સર્વત્ર વ્યાપક છે; જ્યાં તેની વ્યાપકતા ન હોય, એવું કોઈ પણ સ્થાન છે જ નહિ, પરંતુ આપણી મનોભૂમિકા જ એવા પ્રકારની રચાયલી છે કે, અવતારી પુરુષોના પરિચયથી જ આપણે તેને ઓળખી શકીએ છીએ. જે જે વેળાએ એ અવતારી પુરુષો નિર્માણ થાય છે, તે તે વેળાએ માનવી મનને ઈશ્વરના અસ્તિત્વનો સાક્ષાત્કાર થાય છે. જન્મથી જ એ અવતારી પુરુષોની અને આપણા સામાન્ય મનુષ્યોની દિશા ભિન્ન ભિન્ન હોય છે. આપણે આ જગતમાં જન્મ ધારણ કરીએ છીએ, તે વેળાએ કેવળ એક ભિક્ષુક જેવા હોઇએ છીએ અને મહાત્માઓ જન્મસમયમાં પણ સાર્વભૌમ રાજા જેવા હોય છે. આપણે એક અનાથ બાળક જેવા હોઇએ છીએ. માર્ગને ભૂલી ગયેલો મનુષ્ય જેવી રીતે ઇતસ્તતઃ ભટકતો હોય છે અને કઈ દિશામાં જવું એની સૂઝ ન પડવાથી ગભરાઈ ગયેલો હોય છે, તેવી જ આપણી સામાન્ય મનુષ્યોની સ્થિતિ છે. આપણે જન્મ શામાટે ધર્યો છે અને આપણું કર્ત્તવ્ય શું છે;

ઇત્યાદિ અનેક પ્રશ્નોનાં આપણાથી ઉત્તરો આપી શકાતાં નથી. આપણા જન્મ અને આયુષ્યક્રમનો અંતિમ હેતુ શો છે, એ આપણાથી કહી શકાતું નથી. આજે આપણે એક રીતે વર્ત્તતા હોઇએ, તો આવતી કાલે વળી આપણા વર્તનનો બીજો જ પ્રકાર જોવામાં આવે છે. સમુદ્રમાં પડેલો એક તૃણભાગ જેવી રીતે પ્રત્યેક લહરી સાથે નીચો ઊંચો થયા કરે છે, તે જ પ્રમાણેની આપણી અવસ્થા પણ છે. વંટોળિયામાં સપડાયલું એકાદ પીછું (પાંખ) જેવી રીતે ગમે ત્યાં ઉડી અથવા ધસડાઈ જાય છે, તે જ પ્રમાણે સંસારના ઝંઝાવાતમાં સપડાયલા આપણા જીવો પણ ગમે ત્યાં ભટકતા હોય છે. જો આપણે માનવજાતિના ઇતિહાસનું અવલોકન કરીએ, તો આપણે એ જ જોઈ શકીએ છીએ કે, અવતારી પુરુષો નિત્ય જન્મને ધારણ કરતા હોય છે અને તેમના જન્મકાળથી જ તેમના કાર્યની દિશા નિયત થયેલી હોય છે. તેમનાં કાર્ય અને તેમના માર્ગો પ્રથમથી જ સંપૂર્ણ રીતે રેષાંકિત થયેલાં હોય છે અને મહાત્માઓ એ અંકાયલી રેષાનું કિંચિન્માત્ર પણ ઉલ્લંઘન કરતા નથી, એમ પણ આપણા જોવામાં આવી શકે તેમ છે; કારણ કે, એ મહાત્માઓનો જન્મ એક વિશિષ્ટ હેતુની સિદ્ધિમાટે જ થયેલો હોય છે. પરમેશ્વરના અમુક એક વિશિષ્ટ સંદેશને સમસ્ત માનવજાતિ પર્યન્ત પહોંચાડી દેવો, એ જ તેમનું કાર્ય હોય છે. કડાકાબંધ વાદવિવાદ કરવા અને બુદ્ધિવાદથી પોતાના કથનને સિદ્ધ કરી બતાવવું, એ તેમનો હેતુ જ નથી હોતો; અને એટલામાટે તેઓ બુદ્ધિવાદના ઉન્માદમાં કદાપિ પડતા જ નથી. તેમનાં વ્યક્ત કરવામાટેનાં જે કાંઈ પણ પ્રમેયો હોય છે, તે પ્રમેયોના સત્યત્વને તેમણે કદાપિ બુદ્ધિવાદથી સિદ્ધ કર્યું હોય, એમ કયાંય પણ જોવા કે સાંભળવામાં આવ્યું નથી. તેમનામાંના એક પણ મહાત્માએ કદાપિ બુદ્ધિવાદ કર્યો નથી; અને તેમણે બુદ્ધિવાદ કરવો પણ શામાટે જોઇએ વારુ? કારણ કે, જે પ્રમેયોનું તેઓ પ્રત્યક્ષ અવલોકન કરે છે અને જેમનો તેમને પ્રત્યક્ષ અનુભવ થયા કરે છે, તેટલાં તત્ત્વોને જ તેઓ લોકો સમક્ષ વ્યક્ત કરે છે. સત્યનો તેમને પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયેલો હોય છે, એટલું જ નહિ, પણ બીજાઓને પણ તે સત્યનો સાક્ષાત્કાર કરાવી આપવામાટે તેઓ તૈયાર હોય છે. "પરમેશ્વર છે કે કેમ?" એવો પ્રશ્ન તમે મને પૂછો, અને તેનું હું "હા, પરમેશ્વર છે!" એવું ઉત્તર આપું; એટલે તરત તમે 'પરમેશ્વર છે, એમ તમે શા આધારે કહો છો?' એવો એક બીજો પ્રશ્ન પૂછો છો. તમારો આ પ્રશ્ન મારા કર્ણસંપુટમાં આવીને અથડાતાંની સાથે જ મારા મનમાં જે ગભરાટ વ્યાપી જાય છે, તેનું વર્ણન સર્વથા અશકય છે. ગમે તેવી એક કારણપરંપરાને તમારા

સમક્ષ રજૂ કરીને તમારો મારા તે કથનમાં વિશ્વાસ બંધાવવામાટે મારી બુદ્ધિ ગમે તેવાં આડાં અવળાં ફાંફાં મારવા મંડી જાય છે; પરંતુ કોઈ એક અવતારી પુરુષને તમે એવો જ પ્રશ્ન પૂછ્યો હોય, તો તેનામાં તમને સાક્ષાત્ પરમેશ્વરનો સાક્ષાત્કાર કરાવી આપવાનું સામર્થ્ય રહેલું હોય છે. "પરમેશ્વર છે, એમ તમે શા આધારે કહી શકો છો ?' એ પ્રશ્નના ઉત્તરમાં અવતારી પુરુષ માત્ર એટલા શબ્દો જ ઉચ્ચારે છે કે;–"જુઓ, આ રહ્યો પરમેશ્વર !" તેનો અને પરમેશ્વરનો બુદ્ધિગમ્ય માર્ગથી મેળાપ થયેલો હોતો નથી. બુદ્ધિના ઘટપટની ખટપટ કરીને તેણે પરમેશ્વરના અસ્તિત્વને સિદ્ધ કરેલું હોતું નથી; કિંતુ તેણે પરમેશ્વરના અસ્તિત્વનો પ્રત્યક્ષ મિલનથી જ સાક્ષાત્કાર કરેલો હોય છે. તે કયાંય અંધકારમાં અટવાયા કરતો નથી, કિંતુ પ્રકાશ તેની દૃષ્ટિ સમક્ષ જ હોય છે. આ ટેબલ મારી દૃષ્ટિથી મને દેખાય છે, એટલે હવે કોઈ ગમે તેટલા અને ગમે તેવા બુદ્ધિવાદથી એમ સિદ્ધ કરવાનો યત્ન કરે કે, આ ટેબલનું અસ્તિત્વ છે જ નહિ, તો હું તેના કથનને સત્ય તરીકે સ્વીકારી શકીશ ખરો કે? હું જ્યાં આ ટેબલને પ્રત્યક્ષ જોયા કરું છું, ત્યાં પછી વિરુદ્ધ પક્ષનાં ગમે તેટલાં પ્રમાણો હોય, તો પણ મને તે ગ્રાહ્ય કિંવા માન્ય ન થાય, એ સર્વથા સ્વાભાવિક જ છે. એ જ નિયમ મહાત્માઓના સંબંધમાં પણ લાગૂ પડે છે. તેમનાં અવતારકાર્ય, તેમના માર્ગ અને તેમના અંતિમ હેતુ આદિ સર્વ તેમની દૃષ્ટિ સમક્ષ જ હોય છે; અને તેથી કોઈ પણ પ્રકારની પરિસ્થિતિના યોગે તેમના ચિત્તને ભ્રમનો સ્પર્શ થઈ શકતો નથી. તેમનામાં આત્મવિશ્વાસ સંપૂર્ણતાથી વસતો હોય છે; અને તેમના જેવો આત્મવિશ્વાસ કોઈ પણ પ્રકારના સામાન્ય મનુષ્યમાં મળી આવતો નથી. "પરમેશ્વરનું અસ્તિત્વ તમને માન્ય છે ખરું કે ?" "પુનર્જન્મને તમે માનો છો ખરા કે?" અથવા તો "અમુક એક જન્મ તમને માન્ય છે ખરો કે ?" ઇત્યાદિ પ્રશ્નો આપણે એક બીજાને પૂછ્યા કરીએ છીએ; પરંતુ એ પ્રશ્નોનાં નિશ્ચિત ઉત્તરો આપવામાટે કિંવા મેળવવામાટે જે મૂળ આધારની આવશ્યકતા હોય છે, તે મૂળ આધારનો જ આપણામાં અભાવ છે. આપણે મૂળ પાયાને જ ભૂલી ગયા છીએ; અને એ પાયો તે અન્ય કાંઈ નહિ, પણ કેવળ આત્મવિશ્વાસ કિંવા આત્મશ્રદ્ધા જ છે. જેનામાં આત્મવિશ્વાસ જ નથી, તેના મનમાં બીજાઓ વિશેનો વિશ્વાસ કેવી રીતે ઉત્પન્ન થાય વારુ? મારું પોતાનું જ અસ્તિત્વ નિશ્ચિત છે કે નહિ, એનો જ પ્રથમ તો મને નિશ્ચય નથી. એક ક્ષણે મારું અસ્તિત્વ સાર્વકાલિક ભાસતું હોવા છતાં અન્ય ક્ષણે હું મૃત્યુના ભયથી થરથર કંપવા મંડી જાઉં છું; એક ક્ષણે 'હું અમર છું,' એમ મને

ભાસે છે, અને દ્વિતીય ક્ષણે કોઈ એક યત્કિંચિત્ કારણથી હું કોણ છું અને કયાં છું, એટલા ભાનને પણ હું ભૂલી જાઉં છું; અર્થાત્ હું જીવતો છું કે મરી ગયો છું, એ પણ મારાથી સમજી શકાતું નથી. એક ક્ષણે હું પરમેશ્વરનો અંશ છું અને હું એક મોટો ધાર્મિક પુરુષ છું, એમ મને જણાય છે, અને અન્ય ક્ષણે જ મને એક એવો તમાચો લાગે છે કે, મારી એ સર્વ માન્યતા કોણ જાણે કયાંની કયાંય ચાલી જાય છે. પરંતુ એમ શા કારણથી થાય છે વારુ? એનું કારણ કેવળ એટલું જ છે કે, મારામાં આત્મવિશ્વાસનો સર્વથા અભાવ છે. જે પાયાના આધારે ઇમારત ચણવાની છે, તે પાયો જ ઉખડી ગયેલો છે અને તેજ એ પરિસ્થિતિનું મૂળ કારણ છે. મહાત્માઓ અને સામાન્ય મનુષ્યો મધ્યે જે ભેદ રહેલો છે, તે એ જ છે. મહાત્માઓનાં અંતઃકરણમાં સંપૂર્ણ આત્મવિશ્વાસનો નિવાસ હોય છે, એમ નિત્ય આપણા જોવામાં આવ્યા કરે છે; એને તેમનામાં આટલો બધો આત્મવિશ્વાસ કેવીરીતે ઉદ્ભવે છે, એ આપણાથી કળી શકાતું નથી. મહાત્માઓ પોતા વિશે જે કાંઈ પણ કહે છે, તે તેમના કથનની ઉપપત્તિ કરવાનો આપણે અનેક માર્ગે પ્રયત્ન કર્યા કરીએ છીએ, તેનું કારણ પણ એ જ છે. મહાત્માના એક વચન વિશે સહસ્ર મનુષ્યોની સહસ્ર ઉપપત્તિઓ બહાર પડે છે, તેનું કારણ પણ એ જ છે. તેમને તેમનો અનુભવ કેવી રીતે થયો, એનું રહસ્ય આપણા જાણવામાં હોતું નથી અને તેથી જ તેમનાં વચનો તત્કાળ આપણા ગળામાં ઊતરી શકતાં નથી, એટલે પછી તેમને સમજી લેવા માટે આપણે સહસ્રાવધિ પ્રકારના પ્રયત્નો કર્યા કરીએ છીએ. મહાત્માઓ બોલવા માંડે, એટલે સમસ્ત જગત્ એકતાનતાથી તેમનું ભાષણ સાંભળવા માંડે છે. તેમના ભાષણમાંનો પ્રત્યેક શબ્દ શુદ્ધ અનુભવસિદ્ધ હોવાથી તે પ્રત્યેક શબ્દ એક એક બાણ સમાન જ હોય છે. તેમના પ્રત્યેક શબ્દના પૃષ્ઠભાગમાં સાક્ષાત્ વિશ્વશક્તિ ઉભેલી હોય છે. અર્થાત્ એવી શક્તિના સાહાય્ય વિના કેવળ અશક્ત શબ્દોની શી મહત્તા હોઈ શકે વારુ? પરંતુ તમારા ભાષણને પૃષ્ઠબળ મળતું હોય, તો તમે ગમે તેવી ભાષાનો પ્રયોગ કરો, અને કોઈ પણ પ્રકારની વાક્યરચના કરો, તો પણ તેનું ઉત્કૃષ્ટ પરિણામ જ થાય છે. તમે વ્યાકરણશુદ્ધ ભાષા બોલો છો કે નહિ અથવા તો તમારી ભાષા સુંદર છે કે નહિ, એવા એવા પ્રશ્નોનું ત્યાં મહત્ત્વ જ શું છે વારુ? તમારે જે કાંઈ કહેવાનું છે, તેમાં વાસ્તવિક તાત્પર્ય શું છે, એ જ માત્ર મહત્ત્વનો પ્રશ્ન છે; અને અન્ય આનુષંગિક વિષયોનું ત્યાં લેશ માત્ર પણ મહત્ત્વ નથી. જો તમારી પાસે સત્ય તત્ત્વ હોય, તો તેને તમે ગમે તેવા વાંકા ચૂકા રૂપમાં આપો,

તેની કાંઈ પણ ચિંતા નથી; કારણ કે, રૂપનો પ્રશ્ન લેશ માત્ર પણ મહત્ત્વનો નથી. જો કાંઈ પણ દાન આપવું હોય, તો તે આપવાનો એક માત્ર માર્ગ શબ્દ જ છે; અર્થાત્ અનેક પ્રકારના માર્ગોમાંનો એ પણ એક માર્ગ છે. કેવળ મૌનને ધારણ કરવાથી પણ પોતાનું વિશિષ્ટ કાર્ય સિદ્ધ થવાનો સંભવ હોય છે. સંસ્કૃતમાં નિમ્નલિખિત અર્થનો એક શ્લોક છે;–"સદ્ગુરુને મેં વૃક્ષતળે બેઠેલા જોયા. તેમનું વય સોળ વર્ષનું હતું. તેમની સ્હામે તેમનો શિષ્ય બેઠો હતો અને તે એંસી વર્ષની વયનો હતો. સદ્ગુરુ સર્વથા સ્તબ્ધ થઇને બેઠા હતા અને એ જ માર્ગે તેમનું અધ્યાપન ચાલ્યા કરતું હતું. એ જ માર્ગે (સ્તબ્ધતાથી જ) તેમણે શંકિત હૃદયની સર્વ શંકાઓનું નિવારણ કરી નાખ્યું."

કેટલીકવાર એ મહાત્માઓ સર્વથા મૂકવૃત્તિમાં રહેનારા હોય છે; તથાપિ કેવળ મનપર આઘાત કરીને તેઓ સત્યનો પ્રસાર કરતા હોય છે. લોકશિક્ષણનું તેમનું કાર્ય કેવળ મનદ્વારા જ થયા કરે છે. એ કાર્યની સિદ્ધિમાટે જ તેમનો અવતાર થયેલો હોય છે. પરમેશ્વરનો સંદેશ માનવજાતિને પહોંચાડી દેવો, એ જ તેમનું કાર્ય હોય છે. તેઓ શાંતતાથી આજ્ઞા કરતા હોય છે અને આપણે તેમની તે આજ્ઞાને માન્ય કરતા હોઇએ છીએ. "જાઓ અને મેં તમને જે કાંઈ પણ કહેલું છે, તે તમે જઇને સમસ્ત જગત્‌ને કહી સંભળાવો અને તમને મેં જે કાંઈ પણ આજ્ઞા આપી છે, તે આજ્ઞાઓને પાળવાનું તેમને પણ જણાવો." આવા અર્થનું એક વાક્ય બાયબલમાં છે, તે તો તમારા જોવામાં આવ્યું હશે જ. પોતાનું અંતિમ કાર્ય શું છે, એનું ક્રાઇસ્ટને કદાપિ વિસ્મરણ થયું નહોતું અને તે કાર્યમાં તેનો વિશ્વાસ અવિચળ હતો, એ મુદ્દો તેના એકંદર જીવનક્રમમાં અનેકવાર જોવામાં આવ્યા કરે છે. વિશ્વ મહાત્મા તરીકે જેમની પૂજા કરતું હોય છે, તે સર્વ મહાત્માઓમાં આવા પ્રકારનો દૃઢતમ આત્મવિશ્વાસ વસતો આપણને દૃષ્ટિગોચર થયા કરે છે.

એવા જે મહાત્માઓ તે આ પૃથ્વીમાંના જીવિત પરમેશ્વર જ છે. આવા મહાત્માઓનાં ચરણોમાં જો આપણે આપણાં મનોને ન સમર્પીએ તો પછી કોનાં ચરણોમાં સમર્પીએ વારુ? પરમેશ્વર કેવો હોવો જોઇએ, એ વિશેની કલ્પના હું મારા મનમાં કરવા માંડું છું અને વિચાર કરતાં કરતાં છેવટે એકાદ ક્ષુલ્લક અને અસત્ય કલ્પના મારા મનમાં ઉદ્‌ભૂત થાય છે. એવી ક્ષુદ્ર કલ્પનાઓની પાછળ પડીને પરમેશ્વરને શોધવાનો જે પ્રયત્ન, તે ખરેખર એક મહાપાતક જ છે. હું નેત્રો ઉઘાડીને મહાત્માઓનાં ચરિત્રોને જોવા માંડું છું, એટલે મારું મન આશ્ચર્યથી ચકિત

થઈ જાય છે અને તેમનામાં મને પરમેશ્વરની વિશાળતાનો સાક્ષાત્કાર થયા કરે છે. મારી પોતાની કલ્પનાશક્તિને ગમે તેટલી વિસ્તૃત કરીને મેં પરમેશ્વર વિશેનાં જે અનુમાનો કરેલાં હોય છે, તેમનાં કરતાં પણ કેટલી બધી વિશેષ વિશાળતા મહાત્માઓમાં મને દૃષ્ટિગોચર થયા કરે છે! ઉદાહરણાર્થે દયાની જ કલ્પના લઈએ. મારી પોતાની દયાળુતા એટલી બધી વિશાળ છે કે, જો મારા ગજવામાંથી કોઈએ એક પાઈ પણ કાઢી લીધી હોય, તો તે પાઈ કાઢી લેનારની પૂઠે પડીને તેને વગર ભાડાની કોટડીમાં બેસાડવાના પ્રયત્નનો હું પ્રથમ આરંભ કરું છું. આવી વિશાળ દયાળુ બુદ્ધિ ધરાવનાર પુરુષના હૃદયમાંની દયાલુતાવિષયક કલ્પના કેટલી વિશાળ હશે, એનો વિચાર તમે પોતે જ કરી લ્યો. તેમ જ એનાથી ક્ષમા વિશેની મારા જેવા એક ક્ષુદ્ર મનુષ્યની કલ્પના કેટલી મોટી અને વિસ્તૃત હશે, એનું અનુમાન તો સહજમાં જ કરી શકાય તેમ છે. અર્થાત્ મારી તે કલ્પના ગમે તેટલી વિશાળ થાય, તો પણ તે મારા પોતાથી બાહ્ય હોઈ શકે તેમ નથી જ, એ તો સ્પષ્ટ જ છે, અને જો મારા અસ્તિત્વ વિશે કહેવામાં આવે, તો તે તો કેવળ એક જ શરીરથી બંધાયલું છે, એટલે તેમાંની કલ્પનાઓ કેટલા પ્રમાણમાં વિશાળ થઈ શકે, એ સ્પષ્ટ હોવાથી એ વિશેનો જૂદો હિસાબ કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી. પોતાના શરીરથી બાહ્ય ભાગમાં ઉડ્ડાણ કરવાનું સામર્થ્ય કેટલામાં છે વારુ? આપણામાંના એકમાં એ સામર્થ્ય નથી, એવો મારો દૃઢ નિશ્ચય છે. આપણા પ્રચલિત આયુષ્યક્રમમાં આપણને જે કાંઈ પણ પ્રેમાંશનો અનુભવ થાય છે, તેથી બાહ્ય ઈશ્વરીય પ્રેમની કલ્પના આપણાથી કરી શકાય એમ છે ખરું કે? જેનો આપણને કદાપિ અનુભવ થયેલો ન હોય, તેવી કોઈ પણ વસ્તુ વિશેની કલ્પના આપણાથી કરી શકાય, એ કદાપિ શક્ય છે જ નહિ. અર્થાત્ પરમેશ્વર વિશેની કાંઈ પણ કલ્પના કરવાનો હું ગમે તેવો પ્રચંડ પ્રયત્ન કરું, તો પણ મારો તે પ્રયત્ન વ્યર્થ જ થવાનો, એમાં લેશ માત્ર પણ સંશય નથી. પ્રેમ, દયા, ક્ષમા અને પવિત્રતા ઇત્યાદિ વસ્તુઓ મહાત્માઓના હૃદયમાં મને પ્રત્યક્ષ દેખાઈ આવે છે; તેમના વિશે કેવળ કલ્પના કરીને જ મારે મારા મનને રીઝાવવું પડતું નથી. એ સર્વ ભાવનાઓ તેમનામાં પ્રત્યક્ષરૂપે અવતરેલી મારા જોવામાં આવ્યા કરે છે. આમ હોવાથી જો તેમને પ્રત્યક્ષ પરમેશ્વર માનીને હું તેમનાં ચરણોમાં સર્વથા લીન થઈ જાઉં, તો તેમાં આશ્ચર્ય શું હોઈ શકે વારુ? ગમે તે હોય, પરંતુ તેની સર્વથા આવી જ અવસ્થા થઈ જવાની. અમુક એક મનુષ્ય પોતાના મુખથી ગમે તેવો બબડાટ કરતો હોય, તો પણ મહાત્માનાં દર્શનનો

પ્રસંગ આવતાંની સાથે, તેની સ્થિતિ આવા પ્રકારની થઈ જાય છે, એમાં તિલ માત્ર પણ શંકા નથી. મોઢાના મોટા મોટા ગપાટા તે કાંઈ પ્રત્યક્ષ કૃતિ નથી. પરમેશ્વર અને તેનું નિરાકારત્વ ઇત્યાદિ અનેક વિષયો વિશે કેવળ વાદવિવાદ કર્યાં કરવો ને ગમે તેમ બક્યા કરવું તે ઠીક છે; પરંતુ એ અવતારી પરમેશ્વરો જ આ જગતના સત્ય પરમેશ્વર છે. જગત્માંનાં સર્વ રાષ્ટ્રો અને સર્વ માનવવંશો એમની પૂજા કર્યાં કરે છે. મનુષ્યના મનની ઘટના જેવી છે તેવીને તેવી જ રહેશે, ત્યાં સુધી એ અવતારી પુરુષોની પૂજા કરવાની બુદ્ધિનો તેમનામાંથી લોપ થાય તેમ નથી જ. આજ પર્યન્ત એ પુરુષો વંદનીય મનાય છે અને હવે પછી પણ નિરંતર એ પુરુષો એ જ પ્રમાણે વંદનીય અને વંદનીય જ મનાતા રહેશે. એમનામાં આપણા વિશ્વાસની સ્થાપના, એ જ આપણા ભાવી અભ્યુદયનો આશાતંતુ છે. કોઈ પણ કાળમાં જો સત્ય સાથે આપણા સાક્ષાત્કારનો સંભવ હોય, તો તે સાક્ષાત્કાર કેવળ એ જ માર્ગે થવાનો છે. અમૂર્ત્ત તત્ત્વ ગમે તેવું ઉચ્ચ હોય, તો પણ આપણી સામાન્ય દૃષ્ટિથી આપણને તે અંધુકતા સમાન દેખાય છે, એટલે એવી અંધુકતાની પાછળ પડવાથી આપણને સત્ય વિજયની પ્રાપ્તિ કેમ કરીને થઈ શકે વારુ ?

મારે તમને જે કાંઈ પણ કહેવાનું છે, તેમાંનો મુદ્દો માત્ર એટલો જ છે કે, પૂર્વે થઈ ગયેલા અનેક પ્રકારના મહાત્માઓની પૂજા કરવી, એ યોગ્ય જ છે, એટલું જ નહિ, પણ ભાવી મહાત્માઓને પણ પૂજ્ય માનવાની આવશ્યકતા છે, એવો મારો પ્રત્યક્ષ અનુભવ છે. એક માતા સમક્ષ તેનો પુત્ર ગમે તેવા પોશાકમાં આવે, તો પણ તેને તેની માતા ન ઓળખી શકે, એમ કદાપિ બની શકે તેમ છે ખરું કે ? અર્થાત્ જો તેને તે ઓળખી ન શકે, તો તે તેની માતા જ નથી, એમ હું દૃઢતાથી કહું છું. એ જ પ્રમાણે સત્ય અને પરમેશ્વરનું અસ્તિત્વ અમુક એક વિશિષ્ટ પુરુષમાં જ છે અને તે અન્યત્ર ક્યાંય છે જ નહિ, એમ જો તમે કહેવા માંડો, તો પછી તમે પરમેશ્વરના અસ્તિત્વને ઓળખતા જ નથી, એમ નિઃસંશય સિદ્ધ થાય છે; અને તમારી એ માન્યતાથી તમે અમુક એક પંથના પ્રવર્ત્તકના શબ્દોને જ કેવળ પોતાના ચિત્તમાં ભરી રાખ્યા છે, એમ પ્રત્યક્ષ દેખાઈ આવે છે; પરંતુ એ કાંઈ ખરો ધર્મ નથી. પોતાના પૂર્વજોના ખોદાવેલા કૂવામાંનું ખારું પાણી પીને બીજાના ખોદાવેલા કૂવામાંના નિર્મળ અને મધુર જળને ત્યાગી દેનારા મૂર્ખ પુરુષોની સંખ્યા આ વિશ્વમાં નિરંતર વિશેષ જ હોય છે. આજ સુધીમાં ધર્મના નામથી આ જગત્માં જે અસંખ્ય અત્યાચારો થયેલા છે, તેમના ઉદ્ગમનો ધર્મપર આરોપ કરવો, એ કોઈ પણ પ્રકારે

યોગ્ય નથી, એમ હું મારા પોતાના અનુભવના યોગે કહું છું. મને જે કાંઈ પણ થોડો ઘણો અનુભવ પ્રાપ્ત થયેલો છે, તેથી મારો એવો નિશ્ચય થયો છે કે, કોઇનો છળ કરવો અથવા કોઈ અબળાને ડાકિની કહીને જીવતી જ બાળી મૂકવી, એવા પ્રકારના અત્યાચારોને કોઈ પણ ધર્મે પોતાની અનુમતિ આપેલી નથી. એવા અત્યાચારોમાં લોકોની જે પ્રવૃત્તિ થઈ હતી, તેનું મૂળ કારણ ધર્મ નથી, કિંતુ તે સમયની રાજકીય પરિસ્થિતિ જ એ ભયંકર અત્યાચારોના મૂળ કારણરૂપ હતી. હવે એ રાજકીય પરિસ્થિતિ જો ધર્મના નામતળે પસાર થઈ ગઈ હોય, તો તેમાં અપરાધ કોનો વારુ ?

"જે મારો મહાત્મા છે, તે જ માત્ર એક સત્ય મહાત્મા છે," એમ એક મનુષ્ય જે વેળાએ બોલે છે, તે વેળાએ તે સર્વથા અસત્ય વાદ જ કરે છે, એમ કહેવામાં લેશ માત્ર પણ પ્રત્યવાય નથી. એમ બોલનારને ધર્મના વિષયમાં ધર્મના મૂળાક્ષરોનો પણ પરિચય થયેલો નથી, એમ અવશ્ય તમારે સમજી લેવું. ધર્મ કેવળ વ્યર્થ વિવાદનો કિંવા કેવળ ઉપપત્તિ તેમ જ કેવળ બુદ્ધિગમ્ય માર્ગનો વિષય નથી; કિંતુ તે તો અંતરાત્માના અત્યંત ગૂઢ ભાગમાંના પ્રત્યક્ષ અનુભવનો જ વિષય છે. પરમેશ્વરનો જે પ્રત્યક્ષ અનુભવ કિંવા સાક્ષાત્કાર, તે જ ધર્મ છે. હું આ વિશ્વમાં સર્વત્ર વ્યાપ્ત આદિતત્ત્વનો અંશ છું અને તે જ પ્રમાણે તે આદિતત્ત્વનાં જે જે ભવ્ય દૃશ્ય રૂપો છે, તેમનો પણ હું અંશ છું; એવા પ્રકારનો જે પ્રત્યક્ષ અનુભવ થવો, તેનું નામ જ ધર્મ છે. જો પરમેશ્વરના અંતર્ગૃહમાં ખરેખર જ તમારો પ્રવેશ થયેલો હોય, તો પરમાત્મા અને તેનાં સર્વ બાળકો સાથે તમારો પરિચય થયેલો હોવો જ જોઇએ. પરમેશ્વરના ગૃહમાં જવા છતાં તેનાં બાળકોનો પરિચય ન થાય, એ કદાપિ બની શકે એમ છે ખરું કે? તેનાં બાળકોનો પરિચય ન હોવો, એનો અર્થ કેવળ એટલો જ કરી શકાય કે, પરમેશ્વરના અંતર્ગૃહમાં તમારો પ્રવેશ થયો જ નથી. પરમેશ્વરના અવતાર કોઈ પણ યુગમાં અને કોઈ પણ દેશમાં થયેલા હોય, તો પણ મૂળતઃ તે સર્વ અવતારોની એકવાક્યતા જ છે, એમ જ આપણા જોવામાં આવ્યા કરે છે. તેમના અંતરાત્મા સાથે આપણો સત્ય પરિચય થતાં, તે સર્વ અવતારોમાં સર્વથા અભેદભાવનો જ અધિકાર વ્યાપી રહેલો આપણા જોવા અને જાણવામાં આવી શકે છે. જે જે વેળાએ આપણો એવા મહાત્માઓ સાથે સમાગમ થાય છે, તે તે વેળાએ તેમના સુધાસ્પર્શથી આપણું મન તત્કાળ પ્રકાશિત થઈ જાય છે અને આપણા મનને સર્વત્ર વિસ્તરેલો અનંત પ્રકાશ દેખાવા માંડે છે. એ

વિષયમાં મહંમદીય ધર્મના અનુયાયી જનો અત્યંત આકુંચિત બુદ્ધિના છે, એમ કહેવું જ પડે છે. પરમેશ્વર એક જ છે અને હજરત મહંમદ તેના પયગંબર (સંદેશવાહક દૂત) છે, એ ઇસ્લામ ધર્મીઓનું આદ્ય સૂત્ર છે. અર્થાત્ એ સૂત્રથી જે કાંઈ પણ બાહ્ય હોય, તે સર્વ અધમ છે, એટલું જ નહિ, પણ તેનો સર્વથા નાશ જ કરવો જોઇએ, એવો જ તેમનો અભિપ્રાય છે. કોઈ પણ સ્ત્રી કિંવા પુરુષ એ આદિસૂત્રમા વિશ્વાસ રાખનાર ન હોય, તો તેનો આનંદથી વધ કરી નાખવો. તેમના પૂજા માર્ગમાં જે જે વસ્તુઓનો અંતર્ભાવ નથી થતો, તે તે વસ્તુઓને ત્યાજ્ય માનવી અને તેમને તોડી ફોડી નાખવામાં જરા પણ અચકાવું નહિ. અર્થાત્ જે જે ગ્રંથો તેમના એ આદિસૂત્રથી ભિન્નમતનું પ્રવત્તન કરતા હોય, તે સર્વ ગ્રંથોને બાળી નાખવા. મહંમદીયોના આવા પ્રકારના ધર્મમતના પરિણામે શાંત મહાસાગર ( પૅસિફિક મહાસાગર ) થી તે એટ્લાંટિક મહાસાગર પર્યન્ત પાંચસો વર્ષ સૂધી સમસ્ત વિશ્વમા રક્તની નદીઓ જ વહ્યા કરતી હતી. જો મહંમદીય ધર્મ કહીએ તો તે એટલો જ છે ! આમ હોવા છતાં પણ મુસલ્માનોમાં જે કેટલાક સત્ય તત્ત્વવેત્તાઓ નિર્માણ થયેલા છે, તેમણે તો આવા પ્રકારના અત્યાચારોનો સર્વથા નિષેધ જ કરેલો છે. તેમના એ નિષેધકાર્યથી પરમેશ્વર સાથે તેમનો મંદ પરિચય તો થયો જ છે અને સત્યનો અલ્પ સ્વલ્પ અંશ તો અવશ્ય તેમના ભાગે આવ્યો છે, એટલું તો સ્પષ્ટ જણાઈ આવે છે. ધર્મ એટલે બાળકોનો ખેલ નથી, એ વાર્તા તેમના જાણવામાં આવી ચૂકી હતી. કેવળ બાપ દાદાએ ધર્મ તરીકે જે કાંઈ કર્મો કરેલાં હોય, તે જ કર્મો આપણે પણ કરવાં જ જોઇએ, એવો એ તત્ત્વવેત્તાઓનો સિદ્ધાન્ત નહોતો; કિંતુ તેમની બુદ્ધિને જે કાંઈ સત્ય અને યોગ્ય જણાયું, તેને જ તેમણે પોતાના પૌરુષને ઉચિત થઈ પડે, તેવા પ્રકારે સ્પષ્ટતાથી વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યું હતું.

મનુષ્ય પ્રાણી દિવસાનુદિવસ ઉચ્ચતર અવસ્થાને પ્રાપ્ત થતું જાય છે, એવી ઉપપત્તિ વર્તમાનકાળના ઉત્ક્રાંતિવાદે સૂચિત કરેલી છે; પરંતુ તેની સાથે બીજી પણ એક પરિસ્થિતિ નિર્માણ થવાની તૈયારી કરતી દેખાય છે, અને તે સ્થિતિનું નામ પરિવર્ત્તન છે. ધર્મના વિષયમાં પુરાતન માન્યતાઓપ્રતિ ધીમે ધીમે પાછા જવાની બુદ્ધિ અત્યારના વર્ત્તમાન જનસમાજમાં નિર્માણ થવા માંડી છે. પરંતુ એ સ્થિતિ ઉત્તમ છે, એમ તો કહી શકાય તેમ નથી જ. આપણે પોતે સર્વથા નવીન વિચારોની દશાને જ શામાટે ન સ્વીકારવી વારુ ? આપણી વિચારપરંપરામાં કદાચિત્ ધારો કે, પ્રમાદનો પણ અંશ હોય, પરંતુ તેમ હોવા છતાં પણ આપણે નવા જ માર્ગને શોધ્યા

કરવો જોઇએ, એવો મારો અભિપ્રાય છે. કેવળ પુરાતન અંધપરંપરાના માર્ગમાં ચાલવા કરતાં ભલે પ્રમાદપૂર્ણ હોય, તો પણ નવીન માર્ગને શોધી કાઢવો, એ આપણામાટે અધિક શ્રેયસ્કર છે. આપણે પોતાની જ બુદ્ધિથી અંતિમ સ્થાનને પ્રાપ્ત કરવાનો યત્ન શામાટે ન કરવો વારુ? નવીન માર્ગમાં કદાચિત્ આપણને અનેક ઠોકરો તો લાગશે જ, પરંતુ એવી દરેક ઠોકર લાગતી વેળાએ આપણે વધારે અને વધારે દક્ષ થતા રહીશું, એમાં તો સંશય નથી જ. કાળ અનંત હોવાથી સ્વતંત્રતાથી માર્ગક્રમણ કરતાં કરતાં અવશ્ય આપણે કોઈ વાર પણ નિર્ધારિત સ્થાનમાં તો પહોંચવાના જ. આ સ્હામેની દીવાલને જુઓ. આ દીવાલે અસત્ય ભાષણનું પાતક કદાપિ કર્યું છે ખરું કે? નહિ, એણે એવું પાતક કદાપિ કર્યું જ નથી. આમ હોવા છતાં પણ દીવાલ તે દીવાલ જ. અસત્ય ભાષણનું પાતક કદાપિ ન કરવા છતાં પણ અંત સૂધી એ દીવાલ તો દીવાલ જ રહેવાની. મનુષ્ય પ્રાણી અનેકવાર અસત્ય ભાષણ કરે છે, પરંતુ નારાયણ થવાનું સામર્થ્ય તો નરમાં જ રહેલું છે, એનો કોઇથી પણ પ્રતિવાદ કરી શકાય તેમ છેજ નહિ. એટલામાટે આપણા હસ્તે અનેક પ્રમાદો થતા હોય, તો પણ પુનઃ પુનઃ નવીન માર્ગનું સંશોધન કર્યા કરવામાં જ આપણો પુરુષાર્થ સમાયલો છે. કર્મહીન અવસ્થામાં બેસી રહીને કેવળ પાષાણ બની જવું, તે કરતાં તો પ્રમાદ કિંવા પાપકર્મ પણ અધિક શ્રેયસ્કર છે; અને એટલામાટે મારો તમને એ જ ઉપદેશ છે કે, નિરંતર કર્મરત અને કર્મમગ્ન જ રહ્યા કરો. કોઈ પણ પ્રકારના વિચારોની પરંપરાને હૃદયમાં અખંડ ચાલતી અને ચાલતી જ રાખ્યા કરો. તમે સરળ માર્ગમાં ચાલ્યા જાઓ છો કે પ્રમાદ કરો છો, એ વિશેના વિચારમાં લેશ માત્ર પણ ધ્યાન આપશો નહિ. આવી કુશંકાઓને હૃદયમાં સ્થાન ન આપતાં આપણે ખંત રાખીને ધર્મમાર્ગોને શોધી કાઢવા જોઇએ છે. મારા બાપદાદાએ એ વિષયનો કદાપિ વિચાર કર્યો જ નહોતો, તેથી મારે પણ હાથ જોડીને જ બેસી રહેવું, અને છેવટે પોતાની વિચારશક્તિના પરિચયને પણ ભૂલી જવો, એ કોઈ પણ પ્રકારે યોગ્ય છે ખરું કે? આવી રીતે મૃત્પિંડ થઇને બેસી રહેવા કરતાં તો મારું મરણ આવી જાય, તે જ વધારે ઉત્તમ છે. જો આપણામાં સજીવન કલ્પનાઓનો નિવાસ ન હોય, અને ધર્મના વિષયમાં આપણી પોતાની બુદ્ધિને ગમ્ય થયેલાં તત્ત્વો આપણી પાસે ન હોય, તો પછી આપણા આ જીવનની ખરી યોગ્યતા શી હોઈ શકે વારુ? આ વિષયમાં શુદ્ધ નાસ્તિકો પણ અધિક ઉત્તમ છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી; કારણ કે, બીજાઓ સાથે તેમનો મતભેદ હોય, તથાપિ તેઓ સ્વતંત્ર વિચારકો

હોય છે, એ તત્ત્વને આપણે કદાપિ ભૂલી જવાનું નથી. જે લોકો ધર્મના વિષયમાં કોઈ પણ પ્રકારના સ્વતંત્ર વિચારો કરતા નથી, તેમનો ધાર્મિક સૃષ્ટિમાં અદ્યાપિ જન્મ જ થયો નથી, એમ જ માનવું જોઈએ. અર્થાત્ ધર્મના વિષયમાં તેમનું અસ્તિત્વ કીડી મકોડી કરતાં વિશેષ મહત્ત્વનું હોતું નથી. ધર્મના વિષયમાં જેમને વિચારો સૂઝતા નથી, તેમને ધાર્મિક જીવનની વધારે પરવા જ નથી, એમ જ સમજવાનું છે. એમના કરતાં તો અંધપરંપરામાં વિશેષ વિશ્વાસ ન રાખનારા નાસ્તિકોને જ ધાર્મિક જીવનની અધિક ચિંતા છે, એમ જ કહેવું પડે છે; કારણ કે, તેઓ પ્રમાદને વશ થવા છતાં પણ આગળ વધવાના સતત પ્રયત્નો કર્યાં જ કરે છે અને તેમના વિચારોની હીલચાલ કદાપિ બંધ થતી જ નથી. એટલામાટે નિરંતર કાંઈ પણ વિચાર તો કરતા જ રહો; નિદાન પરમેશ્વરપ્રતિ જતા માર્ગમાં આરૂઢ થવામાટેની હીલચાલને તો નિરંતર ચાલતી અને ચાલતી જ રાખ્યા કરો. તમારા હસ્તે પ્રમાદો થાય તો તેની લેશ માત્ર પણ ચિંતા નથી અને તમારા મસ્તિષ્કમાં જો કોઈ વિલક્ષણ ઉપપત્તિ ગૃહ કરીને બેસી જાય, તો તેની પણ ભીતિ નથી. લોકો કદાચિત્ આપણી ચેષ્ટા કરશે, એવી ભીતિ તમારા હૃદયમાં હોય, તો પોતાની વિચારપંક્તિને પોતાની પાસે જ રાખી મૂકો; અને તેનો ઉચ્ચાર ન કરો એટલે થયું. ગમે તેમ થઈ જાય, તો પણ તે માર્ગમાં ચઢી જવામાટેની તમારી હીલચાલને ઓછી કરશો નહિ, એટલો જ માત્ર મારા કથનનો મુખ્ય આશય છે. એ માર્ગમાં આરૂઢ થવામાટેની પોતાની હીલચાલને જો તમે અખંડ ચાલતી રાખશો, તો ગમે ત્યારે પણ તમારો માર્ગ અવશ્ય પ્રકાશિત થવાનો જ. જો કોઈ મને મારા આખા જન્મારા સુધી મોઢામાં કોળિયા આપતું રહે, તો પોતાના હાથવડે ખાવાની બુદ્ધિ મરણ પર્યન્ત પણ મને પ્રાપ્ત થાય તેમ છે જ નહિ. ગાડર પ્રમાણે ગતાનુગતિક માર્ગે ચાલવું, તે પોતાના ધાર્મિક જીવનની આસપાસ કાળના જાળને વીંટાળ્યા સમાન જ કહી શકાય. એવા પ્રકારની જે સ્તબ્ધતા, તેનું જ નામ મૃત્યુ છે. જે જે સ્થાનમાં જીવિત વિચારોનો કોલાહલ ચાલતો હોય, તે તે સ્થાનમાં મતભેદનું અસ્તિત્વ પણ હોવાનું જ. એવા મતભેદો આપણા આયુષ્યમાં લવણ સમાન ઉપયોગી છે. લવણ જેવી રીતે રોગકારક જંતુઓનો સંહાર કરે છે, તે જ પ્રમાણે આવા વિષયમાંના મતભેદો આપણી વિચારપરંપરામાંના રોગજંતુઓને નષ્ટ કરી નાખે છે. અર્થાત્ એવા રોગજંતુઓનો નાશ થવાથી આપણી વિચારપંક્તિ અધિક શુદ્ધ, અધિક સુંદર અને અધિક સંગ્રાહ્ય થાય છે. આવા મતભેદોનું અસ્તિત્વ તે આપણી સજીવનતાનું લક્ષણ હોવાથી, એ મતભેદોથી આપણે ભયભીત શામાટે થવું જોઇએ વારુ?

અહીં સુધી કરાયલા વિવેચનને જો આપ સારી રીતે ધ્યાનમાં રાખશો, તો અવતારી પુરુષોના કાર્ય વિશેનો આપણાથી કાંઇક સરળતાપૂર્વક વિચાર કરી શકાશે. જો એ જ વિષયનો ઇતિહાસની દૃષ્ટિથી આપણે વિચાર કરીએ, તો આપણને એમ જણાઈ આવે છે કે, જે વેળાએ સ્વતંત્ર ધાર્મિક વિચારોની ઉત્પત્તિ થતી હતી, અને જે સમયમાં પરમાત્માના સાક્ષાત્કાર વિશેની સત્ય આતુરતા ઉદ્ભવતી હતી, તે જ વેળાએ જીવાત્મા પરમાત્માપ્રતિ જવાના માર્ગમાં આરૂઢ થતો હતો. એવી રીતે પરમાત્માના માર્ગમાં આરૂઢ થતાં કોઈ પણ વેળાએ ભલે ક્ષણ માત્રને માટે તો ક્ષણમાત્રને માટે, પણ તેને સત્યના પ્રકાશનો પ્રત્યક્ષ અનુભવ થતો હતો. એવા સમયમાં સર્વ સંશયોનાં પટલ જાણે ગળી પડ્યાં હોયની, તેમ જ કર્મોનો અને તેમના ફળભોગોનો જાણે નિઃપાત થઈ ગયો હોયની, એવો જ અનુભવ તે જીવાત્માને થતો હતો. જે અત્યંત દૂરના પદાર્થ કરતાં પણ દૂર અને અત્યંત નિકટના પદાર્થ કરતાં પણ નિકટ છે, એવા પરમેશ્વર સાથે તેનો પ્રત્યક્ષ મેળાપ થતો હતો. ધર્મ શબ્દનો સત્ય અર્થ એ જ છે. ધર્મ શબ્દના પેટામાં જે અસખ્ય ગ્રંથસંપત્તિ નિર્માણ થયેલી છે, તેના સારનો સાર એ જ છે. એ ઉપરાંત જે કાંઇપણ અવશિષ્ટ રહે, તે કેવળ શાબ્દિક ઉપપત્તિ જ છે અથવા તો બહુ થાય તો પરમેશ્વરપ્રતિ જનારા અનેક માર્ગોમાંનો તે પણ એક માર્ગ છે, એટલું જ. આપણી અત્યારની પરિસ્થિતિને જોતાં તો એવો જ પ્રકાર જણાઈ આવે છે કે, ફળો ખાડામાં પડી ગયાં છે અને કેવળ ટોપલીમાટે જ આપણે ખેંચતાણ કર્યા કરીએ છીએ. જો બે મનુષ્યો ધર્મ વિશેનો ઝગડો કરતા હોય, તો તેમને માત્ર એટલું જ પૂછવું કે, તમે પરમેશ્વરને જોયો છે કે કેમ? જે વિષયવિશે તમે ટંટાબખેડા કર્યા કરો છો, તે વિષય કિંવા ઘટનાઓને તમે પ્રત્યક્ષ જોયેલી છે ખરી કે? એ પ્રશ્નોનું તેમાંનો એક એવું ઉત્તર આપશે કે;–"કેવળ ઇસૂ ખ્રીસ્ત જ પરમેશ્વરનો ખરો પયગંબર છે." પરંતુ તે ઉત્તર આપનારે ઇસૂ ખ્રીસ્તને જોયો છે ખરો કે? એટલો જ માત્ર આપણો પ્રશ્ન છે. તેણે તો શું, પણ તેના બાપાએ અથવા દાદાએ પણ ઇસૂ ખ્રીસ્તને જોયો નથી, એ વાર્તા તો તેને સ્વીકારવી જ પડશે. આવી સ્થિતિમાં જેમાંનાં ફળો પડી ગયાં છે, એવી ખાલી ટોપલીની જ એ લોકો ખેંચતાણ કર્યા કરે છે, એમ જો કહીએ, તો તેમાં કાંઈ પણ અતિશયોક્તિનો અંશ આવે, તેમ છે ખરું કે? બુદ્ધિયુક્ત સ્ત્રીપુરુષોએ આવા વિષયમાં ટંટાબખેડા કરતાં ખરેખર લજ્જિત થવું જોઇએ.

પરમેશ્વરના એ સર્વ પયગંબરો અને સંદેશવાહકો સમાન પદવીના મહાપુરુષો હતા. તેમનામાંનો પ્રત્યેક પયગંબર એક એક મહત્ પ્રમેયનો પ્રવર્તક હતો. ઉદા-

હરણાર્થ; ભારતવર્ષમાંના મહાપુરુષોના વિષયને જ આપણે લઈએ. અનેક ધર્મ-પ્રવર્ત્તકોમાંના એ પ્રવર્ત્તકો સર્વથી પુરાતન હતા. એમાંથી આપણે પ્રથમ ભગવાન્ શ્રીકૃષ્ણનું જ ઉદાહરણ લઇશું, તો તે અધિક યોગ્ય થઈ પડશે. તમારામાંથી જે કોઇએ પણ ભગવદ્‌ગીતાનું વાંચન કર્યું હશે, તેમને તેમાંની અનાસક્તતાનો સર્વત્ર પરિચય થયો હશે; કારણ કે, ભગવદ્‌ગીતામાં અનાસક્તતાનો એક જ સિદ્ધાંત સમસ્ત ગ્રંથમાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થયા કરે છે. જગતની સર્વ વસ્તુઓમાં અનાસક્ત રહો, એ જ ગીતાનો મુખ્ય ઉપદેશ છે. તમારા હૃદયમાંની સમસ્ત આસક્તિ કેવળ એકલા પરમેશ્વરમાટે જ હોવી જોઇએ. જેનામાં કદાપિ વિકાર સંભવતો નથી એવા સર્વકાળ સમાવસ્થામાં રહેનારા પરમેશ્વરનાં ચરણોમાં જ તે સમસ્ત આસક્તિને અર્પિત કરી દો. જેનામાં કાંઇપણ વિકાર થતો હોય,-પરિસ્થિતિ પ્રમાણે જેના સ્વરૂપમાં પરિવર્ત્તન થતું હોય, એવી કોઇપણ વસ્તુને પોતાનું અંતઃકરણ અર્પશો નહિ. જો તમે પોતાનું અંતઃકરણ કોઈ એક મનુષ્યને અર્પશો અને તે મનુષ્ય મૃત્યુવશ થશે, તો કેવળ દુઃખ જ તમારા ભાગમાં આવશે. એક મનુષ્યને આજે મિત્ર માનીને તમે પોતાનું અંતઃકરણ અર્પી દીધું હોય અને દૈવવશાત્ આવતી કાલે તે જ તમારો શત્રુ થઈ જાય, તો પછી તમારા તે પ્રેમનું શું પરિણામ થાય વારુ? તમે પોતાની પત્નીને એ પ્રેમ અર્પ્યો હોય અને તેના જીવનનો આવતી કાલે અંત આવી જાય, તો પછી તમારા પ્રેમનો બદલો તમને કેવા પ્રકારનો મળવાનો વારુ? તે જ પ્રમાણે એક પત્નીએ પોતાનો સમસ્ત પ્રેમ પોતાના પતિને અર્પી દીધો હોય અને દુર્ભાગ્યવશાત્ તે બિચારીને વૈધવ્યની પ્રાપ્તિ થાય, તો તેના એ સમર્પિત સ્નેહનું શું પરિણામ આવે વારુ? અર્થાત્ સમસ્ત વિશ્વ એ જ પરંપરાથી ચાલ્યા કરે છે. એટલા માટે જ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે કે;- "કેવળ એક પરમેશ્વર જ સ્થિર છે. તેનામાં કદાપિ પરિવર્ત્તન થતું નથી અને તેના પ્રેમમાં કદાપિ વ્યત્યય આવતો નથી. આપણે ગમે ત્યાં હોઇએ અને ગમે તે કરતા હોઇએ, તો પણ તેની દયા ઓછી થતી નથી અને તેના પ્રેમમાં ન્યૂનતા થતી નથી. તે કદાપિ બદલતો નથી અને કોપાયમાન પણ થતો નથી. આપણી કૃતિથી તેના અંતઃકરણમાં પરિવર્ત્તન થતું નથી. પરમેશ્વર આપણાપર શામાટે કોપાયમાન થાય વારુ? આપણાં સંતાનો ઘણીકવાર અનેક પ્રકારની ખોડો કરતા હોય છે, તોપણ આપણા મનમાં તેમના વિશે ખરેખરો ક્રોધ કદાપિ ઉત્પન્ન થાય છે ખરો કે? આપણું અંતે શું સ્વરૂપ થવાનું છે, એ પરમેશ્વર નથી જાણતો કે શું? વહેલા અથવા મોડા પણ આપણે પૂર્ણરૂપ તો થવાના

છીએ જ અને એ પરમેશ્વર સારી રીતે જાણે છે. પરમેશ્વરમાં અમર્યાદ ધૈર્યનો નિવાસ છે; અને તેટલામાટે આપણે આપણો સમસ્ત પ્રેમ કેવળ તેનામાટે જ જાળવી રાખવો જોઇએ. તે છે તેથી જ આપણું અસ્તિત્વ છે. પ્રેમાર્પણનું સત્ય રહસ્ય આ જ છે. પત્નીમાં તમે પ્રેમ રાખો, પરંતુ તે પ્રેમ વાસ્તવિક રીતે કેવળ પત્નીમાટેનો જ નથી, એ તત્ત્વને કદાપિ ન વિસરો. તે પત્નીમાં પરમેશ્વરનો જે અંશ હોય છે, તેમાં જ તમારો પ્રેમ છે, એ તત્ત્વને કદાપિ વિસ્મૃત થવા દેશો નહિ. પતિપત્નીનો પ્રેમ કિંવા માતાપુત્રનો પ્રેમ વસ્તુતઃ એ જ સ્વરૂપનો પ્રેમ છે, એવો વેદાન્તનો સિદ્ધાંત છે. એક સ્ત્રીને ભલે એમ ભાસતું હોય કે, મારો મારા પતિમાં પ્રેમ છે, પરંતુ ખરી રીતે તો તેનો તેના પતિમાં જે ઈશ્વરીય અંશ હોય છે, તે ઈશ્વરીય અંશમાં જ પ્રેમ બંધાયલો હોય છે. અત્યંત લોભનીય કેવળ પરમેશ્વર જ છે અને તેના વિના અન્ય કોઈ પણ આપણા પ્રેમને પાત્ર નથી. અજ્ઞાનના યોગે તે સ્ત્રી આ તત્ત્વને જાણતી નથી, તથાપિ અજ્ઞાનથી તો અજ્ઞાનથી, પણ તેનો પ્રેમ તો વસ્તુતઃ પરમેશ્વરને જ અર્પાયલો હોય છે અને વચ્ચે અજ્ઞાનનો પડદો રહેલો હોવાથી એ પ્રેમ છેવટે દુઃખનું જ કારણ થઈ પડે છે. એ પડદો દૂર થઈ જાય અને સમ્યગ્ જ્ઞાનથી એ પ્રેમાર્પણ થાય, તો તે જ મુક્તિ છે. જ્યાં જ્યાં પ્રેમ છે અને જ્યાં જ્યાં આનંદનો અંશ છે, ત્યાં ત્યાં સર્વત્ર પરમેશ્વરનો અંશ પણ અવશ્યમેવ છે અને છે જ. કારણ કે, કેવળ પરમેશ્વર જ આનંદરૂપ અને પ્રેમરૂપ છે; અને તેના વિના પ્રેમ કિંવા આનંદનો સંભવ જ નથી !"

ભગવાન્ શ્રી કૃષ્ણે જે કાંઈ પણ કહ્યું છે, તેનો મુખ્ય આશય એ જ છે. હિંદુ માનવવંશના ચિત્તમાં તેમણે એ જ આશયનો છાપ પાડેલો છે. એક હિંદુ જલપાન જેવું એક ક્ષુલ્લક કર્મ કરતાં પણ 'શ્રી કૃષ્ણાર્પણમસ્તુ' એ વાક્યને પોતાના મુખથી ઉચ્ચારે છે. ભગવાન્ બુદ્ધનો કોઈ પણ અનુયાયી અમુક એક સત્કાર્ય કરતી વેળાએ એમ બોલે છે કે;—"મારા કૃત્યમાં જો કાંઈ પણ શ્રેષ્ઠ ભાગ હોય, તો તે જગતને પ્રાપ્ત થાઓ; મારું કર્મ જો સત્કર્મ હોય, તો તે વિશ્વને ઉપયોગી થાઓ; અને વિશ્વમાં જે કાંઈ પણ અનુત્તમ હોય, તે મારામાં આવો !" હિંદુ લોકોનો પરમેશ્વરના અસ્તિત્વમાં અતિશય વિશ્વાસ છે. પરમેશ્વર સર્વશક્તિમાન્ છે અને તે સર્વ આત્માઓનો અંતરાત્મા છે, એવી હિંદુઓની માન્યતા છે. એટલામાટે સર્વ સત્કાર્યો તેને જ સમર્પિત કરવાં, એ જ મહાયજ્ઞ છે. કારણ કે, એ યજ્ઞદ્વારા તે સત્કાર્ય સમસ્ત વિશ્વને ઉપયોગી થઈ પડે છે.

ભગવાન્ શ્રીકૃષ્ણ વળી પણ કહે છે કે;- "આ વિશ્વમાં રહીને કર્મો કરતાં તેમનાં ફળોને જો પરમેશ્વરાર્પણ કરવામાં આવે, તો મનુષ્યને વિશ્વમાંની અધમ વસ્તુઓનો ઉપસર્ગ માત્ર પણ થવાનો સંભવ નથી. કમળ જળમાંથી ઉગવા છતાં જળની સપાટીથી ઉપર આવીને વિકસે છે, અને જળના સંસર્ગથી સર્વથા અલિપ્ત રહે છે. તે જ પ્રમાણે કર્મફળોને પરમેશ્વરનાં ચરણોમાં અર્પનાર મનુષ્ય વિશ્વના સંસર્ગદોષથી સર્વથા અલિપ્ત અને મુક્ત જ રહે છે."

"સતત કાર્યરત રહો;" એવો ભગવાન્ શ્રીકૃષ્ણનો બીજો પણ એક ઉપદેશ છે. અહો રાત્ર આપણે કાર્યમગ્ન રહેવું જોઇએ, એવું તેમનું કથન છે. હવે એ વિશે કોઈ એવો પ્રશ્ન કરશે કે;-"જો નિરંતર કર્મમાં જ નિમગ્ન રહીએ, તો પછી વિશ્રાંતિ તો ક્યાંથી જ મળી શકે વારુ? જો ગાડીમાં જોડાયલા બળદ પ્રમાણે હું મરણ પર્યન્ત કર્મના શકટમાં જ જોડાયલો રહું, તો પછી આ જગતમાં જન્મ ધારણ કરવાથી મને લાભ શો વારુ?" એ પ્રશ્નનું ભગવાન્ શ્રીકૃષ્ણ ઉત્તર આપે છે કે;-"તમને શાંતિ મળશે, એ જ એ કર્મમાર્ગને સ્વીકારવાથી મુખ્ય લાભ છે. કર્મવિમુખ થવું, તે શાંતિનો માર્ગ નથી. પોતાનાં કર્મોને ત્યાગી દઇને જો આપણે દરી અથવા કંદરાનો આશ્રય લઇએ, તો તેથી શો લાભ થવાનો હતો વારુ? કારણ કે, આપણું મન તો ત્યાં પણ આપણી સાથે આવવાનું જ અને તે મન તો અખંડ પરિભ્રમણ કરતું જ રહેવાનું." કોઈ એક મનુષ્યે એક સંન્યાસીને પૂછ્યું કે;-હે "સ્વામિન્! આપને આ હિમાલયમાં કોઈ એક સારું સ્થાન મળી આવ્યું છે કે કેમ? હિમાલયમાં આપ કેટલાંક વર્ષથી પરિભ્રમણ કર્યા કરો છો વારુ?" એના ઉત્તરમાં સન્યાસીએ જણાવ્યું કે;-"આ હિમાલયના પ્રદેશમાં હું આજે ચાળીસ વર્ષથી ભ્રમણ કર્યા કરું છું. હિમાલયમાં સુંદર સ્થળો અનેક છે, તથાપિ તેવા કોઈ પણ સ્થાનમાં મેં મારો દૃઢ નિવાસ કર્યો નથી; કારણ કે, મારું મન સતત પરિભ્રમણ કરતું હોવાથી કેવળ શરીરને એક જ સ્થાનમાં રાખી મૂકવાથી શો લાભ થવાનો હતો વારુ?" આપણે સર્વ શાંતિની પાછળ પડ્યા છીએ, એટલે કે, શાંતિને મેળવવાનો જ આપણો સર્વનો હેતુ છે; પરંતુ ચિત્તના પરિભ્રમણના યોગે શાંતિને મેળવવાનું કાર્ય આપણામાટે સર્વથા અસાધ્ય થઈ પડ્યું છે.

ગાયના વાછડાને ચોરવામાટે ગાયના ગોઠામાં ઘુસેલા 'ઇસપ્નીતિ'માંના ચોરની વાર્ત્તા તો તમારા સ્મરણમાં હશે જ. એક ચોર ચોરી કરવામાટે રાત્રિની વેળાએ એક ગોઠામાં પેઠો; ત્યાં એક વરુ આવીને બેઠો હતો. ચોરે તેને વાછડો

ધારીને જેવો હાથ લગાડ્યો, એટલે તે વરુએ પણ તેને આલિંગન આપ્યું. ચોરનો બહાર ઊભેલો સાથી જ્યારે તેને હાંક મારીને બોલાવવા લાગ્યો, એટલે તે ચોર કહેવા લાગ્યો કે;–"આ વાછડો પોતે પણ બહાર આવતો નથી તેમ જ મને પણ તે બહાર આવવા દેતો નથી." અર્થાત્ આપણા મનની પણ એવી જ દશા થયેલી છે. આપણે વરુને આલિંગન આપીને બેઠા છીએ અને વરુએ આપણને પોતાના બાહુમાં બદ્ધ કરી રાખ્યા છે. આપણું ચિત્ત પોતે અટકતું નથી અને આપણે તેને અટકાવવા જઇએ છીએ, તો આપણને તેમ પણ કરવા દેતું નથી. અર્થાત્ આપણે બધા અત્યારે વરુના બાહુપાશમાં જકડાઈ ગયા છીએ. શાંત રહેવાની ઇચ્છા આપણા સર્વમાં વસી રહેલી છે અને આપણે નિત્ય શાંતિસ્તોત્રનો પાઠ કર્યા કરીએ છીએ. એવી રીતે કેવળ પાઠ ભણી જવાનું કાર્ય તો એક બાળક પણ કરી શકે તેમ છે, પરંતુ કેવળ પાઠથી જ શો લાભ વારુ? આપણે કાર્યવિમુખ થઇને બેસી રહીએ, તેથી આપણને કાંઈ શાંતિનો લાભ મળવાનો નથી. સર્વ કર્ત્તવ્યોને ત્યાગી દઇને આપણે પૃથ્વીપરના સર્વ પર્વતોનો આશ્રય લઇએ, તો પણ તેથી એ વરુના બાહુ પાશમાંથી આપણી મુક્તિ કેવી રીતે થઈ શકે વારુ? આપણું મન જ્યાં સુધી જગતને આલિંગન આપીને બેઠું છે, અને પ્રતિદિવસ તે નવીન નવીન સંસારને રચવાનું કાર્ય કર્યાં કરે છે, ત્યાં સુધી કેવળ શરીરને જ સ્તબ્ધ અને કર્મહીન અવસ્થામાં રાખવાથી આપણો અંતિમ હેતુ સિદ્ધ થવાનો નથી. એટલામાટે જગતના યોગે ત્રાસ થતો હોય, તેવા સમયમાં આસપાસની પરિસ્થિતિને દોષ દેવાનું કાંઈ પણ કારણ નથી. આપણા મનમાં જ જ્યાં લગી અસ્થિરતાનો નિવાસ છે, ત્યાં લગી બાહ્ય જગત્‌ને દોષ દેવાનું શું પ્રયોજન છે વારુ? અમુક પરિસ્થિતિ ઉત્તમ છે અને અમુક પરિસ્થિતિ અધમ છે, એમ બોલીને આપણે આનંદની અથવા તો અવસાદ (દુ:ખ) ની લહરીઓ સાથે ધક્કેલા ખાયા કરીએ છીએ; અને એથી શાંતિ સદૈવ આપણાથી દૂર અને દૂર જ રહ્યા કરે છે. મન:સ્થિરતાની સ્થાપના થયા વિના એ આન્દોલનો અટકવાનાં નથી; એટલામાટે પ્રથમ મનને સ્થિર કરો, એટલે પછી તમારામાટે સર્વ માર્ગો સરળ અને સુખસાધ્ય થઈ પડશે.

'કદાપિ કર્ત્તવ્યવિમુખ થશો નહિ!' એવું શ્રીકૃષ્ણ ભગવાનનું કથન છે. પ્રત્યેક કર્ત્તવ્ય ધૈર્યથી કરો અને તેના ફળને પરમેશ્વરનાં ચરણોમાં અર્પિત કરી દ્યો. આપણી વૃત્તિ નિરંતર એક અનુચર સમાન હોવી જોઇએ. પોતાના સ્વામીનું કાર્ય જેવી રીતે અનુચર મૂક મુખથી કર્યાં કરે છે, તે જ પ્રમાણે આપણે પણ નિરંતર

મૌન ધારીને જ કાર્યમગ્ન રહેવું જોઇએ. કાર્ય કેટલા પ્રમાણમાં સહજ કિંવા કઠિન છે, એ વિશેના વિચારનો તમારા અંતઃકરણને સ્પર્શ માત્ર પણ થવા દેશો નહિ. આમ કેવી રીતે થાય, અને તેમ કેમ કરીને કરી શકાય? આવા નિરર્થક પ્રશ્નો પૂછવાનું કાંઈ પણ પ્રયોજન નથી. જેવી રીતે એક સૈનિક પોતાના સેનાપતિની આજ્ઞાનું પાલન કરે છે, તેજ પ્રમાણે આપણે પણ કર્ત્તવ્યકર્મની આજ્ઞાનું પાલન કરવું જ જોઇએ. ચિત્તને અલિપ્ત કરો અને એકદમ કાર્યરત થાઓ. જો તમારું ચિત્ત અલિપ્ત હશે, તો કર્મોના ઉછળતા સમુદ્રમાં ભૂસ્કો મારવા છતાં પણ તમને કશાનીયે ભીતિ રહેશે નહિ. જે જે કર્ત્તવ્ય પ્રાપ્ત થવાં હોય, તેમનું યથાર્થ પાલન કરો. એવી રીતે તમે અનાસક્ત મનથી કાર્ય કરતા રહેશો, એટલે તમને તમારો યોગ્ય માર્ગ દૃષ્ટિગોચર થવા માંડશે. અત્યંત કાર્યમગ્ન હોવા છતાં પણ જેને અત્યંત શાંતિનો લાભ થાય છે અને અત્યંત શાંત હોવા છતાં પણ જેને કાર્યમગ્નતા ત્યાગી જતી નથી, તેજ સત્ય યોગી છે; તે તેજ મહાપુરુષ છે અને તે જ પૂર્ણતાના માર્ગમાં આરૂઢ થયેલો છે, એમ જ સમજવું.

એવી રીતે જગત્માંનાં સર્વ કર્મોને પવિત્રતા પ્રાપ્ત થાય છે. ફલાર્પણ કરવાથી બાહ્યતઃ અપવિત્ર દેખાતાં કર્મો પણ અંતે પવિત્રરૂપ થઈ જાય છે. અમુક એક કાર્ય ન્યૂન પદવીનું છે, એમ કહેવાનો અધિકાર આપણને નથી. પ્રત્યેકનાં કર્ત્તવ્યો તેની પરિસ્થિતિ પ્રમાણે યોગ્ય જ હોય છે. એટલામાટે કેવળ કર્ત્તવ્યદૃષ્ટિથી સિંહાસનારૂઢ ચક્રવર્ત્તી રાજા અને માર્ગમાંનો ભટકતો ભિક્ષુક, એ ઉભયનાં કર્ત્તવ્યોની યોગ્યતા વસ્તુતઃ એકસરખી જ છે, એમ જ કહેવું જોઇએ.

ભગવાન્ બુદ્ધ કહે છે કે, 'હું' અને 'મારું' એ કલ્પનાને તમારા ચિત્તમાંથી પ્રથમ બહિષ્કૃત કરી દ્યો. જે જે કર્મોના યોગે 'હું' અને 'મારું' એ કલ્પનાનો ઉદ્ભવ થતો હોય, તે કર્મોને સર્વથા ત્યાજ્ય જ માની લેવાં. એ કારણથી પુત્રકલત્ર આદિના અથવા તો કુટુંબના સંગ્રહને ત્યાજ્યજ માનવાનો છે. આ જગતમાં જકડાઈ રહેશો નહિ. આત્મત્યાગની ઇચ્છાનો અનેક સાંસારિક જનોના મનમાં ઉદ્ભવ થાય છે, પરંતુ પત્નીના મુખચંદ્રને જોતાંની સાથેજ તેમની તે ઇચ્છાનો અતિશય શીઘ્રતાથી લોપ કિંવા અસ્ત થઈ જાય છે; ત્યાગી થવાની ઇચ્છાવાળા પુરુષો પત્નીના મુખદર્શનથી પાછા તત્કાળ ભોગી બની જાય છે. કોઈ સ્ત્રીને લૌકિક વસ્તુઓના મોહને ત્યાગવાની ઇચ્છા થઈ આવે છે, પરંતુ પોતાનાં સંતાનોના મુખને જોતાં જ તે લૌકિક વસ્તુઓ વિશેનો તેનો મોહ અથવા લોભ સર્વથા અનિવાર્ય જ થઈ જાય છે.

સમસ્ત જગતમાં એ જ પ્રકાર ચાલ્યા કરે છે. લૌકિક વસ્તુઓના લોભથી આપણે જ્યાં તેમની પાછળ પડીએ છીએ, એટલે આપણા સ્વત્વનો લોપ થઈ જાય છે; આપણામાંનો 'વસ્તુ પુરુષ' મરણને શરણ થઈ જાય છે અને 'મનુષ્ય' પદવીથી આપણે પતિત થઇએ છીએ. એવી અવસ્થામાં આપણે એક પશુની બરાબરીમાં આવી ગયેલા હોઇએ છીએ. આપણાં કર્મો આપણા સ્વામી અને આપણે તે કર્મોના ગુલામ, એવો જ કર્મ અને આપણા વચ્ચેનો સંબંધ ઉત્પન્ન થાય છે. આપણે પૌરુષને વિસરી ગયેલા હોવાથી બીજાં મનુષ્યોને પણ ભૂલી જઇએ છીએ; એટલે કે આપણી પેઠે ઇતરોને પણ મનુષ્યત્વના કાંઈ પણ અધિકારો છે, એ વાર્તાનું આપણને સર્વથા વિસ્મરણ જ થઈ જાય છે. 'હું મારું સંભાળું છું, બધા પોતપોતાનું ફોડી લેજો!' એ જ આપણું આદિસૂત્ર થઈ પડે છે; અને સ્વાર્થબુદ્ધિને ત્યાગી બીજાને ઉપયોગી થવાની બુદ્ધિનો આપણામાંથી લોપ થઈ જાય છે.

ભગવાન્ શ્રીકૃષ્ણે જે કાંઈ પણ કહેલું છે, તે સર્વ આપણામાટે અત્યંત ઉપયોગી થઈ પડે તેમ છે. તેમના એ સંદેશના અભાવે આપણે કોઈ પણ કર્મ કરી શકીએ તેમ નથી. એ ઉપદેશના સ્વીકાર વિના આનંદ અને શાંત ચિત્તથી કોઈ પણ કર્ત્તવ્યને આપણે આપણા હાથમાં લઈ શકીએ તેમ નથી. અમુક એક કર્ત્તવ્ય અકાર્ય છે, એવી શંકા ચિત્તમાં આવતાંની સાથે જ આપણું ચિત્ત ભ્રમિષ્ટ થઇને દ્વિધા થાય છે, આપણી શાંતિ નષ્ટ થાય છે અને આપણા આનંદનો અસ્ત થઈ જાય છે. "જો કોઈ પણ કર્મમાં અધમતાનો અંશ રહેલો હોય, તો પણ તેથી ગભરાશો નહિ; કારણ કે, જેમાં અશુભનો અંશ માત્ર પણ ન હોય, તેવું કોઈ કર્મ છે જ નહિ. ફલાસક્તિને હૃદયમાં ધારણ કરશો નહિ અને સારાં કે નઠારાં સર્વ કર્મફળોને સર્વેશ્વરનાં ચરણોમાં સમર્પિત કરી દેજો, એટલે પછી તેમના સંસર્ગનો દોષ તમને લાગવાનો નથી."

"कर्मण्यकर्म यः पश्येदकर्माणि च कर्म यः।
स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत्" ॥

ભગવદ્ગીતા અ. ૪ થો. શ્લો ૧૮ મો.

કાળ એકસરખી રીતે ચાલ્યો જાય છે અને વિશ્વમાં સર્વત્ર કેવળ દુ:ખ અને દુ:ખ જ ભરેલું છે. આ વિશ્વમાંની પ્રત્યેક વસ્તુ સાંત છે. તમે ગમે તેવા ઉત્તમોત્તમ પદાર્થોનું ભક્ષણ કરો અને ગમે તેવાં ઉચ્ચ પ્રકારનાં વસ્ત્રોને પરિધાન કરો, છતાં તે સર્વનો કાર્યવાર તો અંત આવવાનો જ છે. સવામણની શય્યામાં નિદ્રાસુખ

લેનારાં સ્ત્રીપુરુષો! લક્ષાવધિ લોકો આ વિશ્વમાં અન્ન અન્ન કરીને મરી જાય છે અને ક્ષુધાથી વ્યાકુળ થઇને પોતાના પ્રાણોને ત્યાગી દે છે, એ વિશેનો વિચાર તમારા ચિત્તને કદાપિ સ્પર્શ માત્ર પણ કરે છે ખરો કે? વિશ્વસમુદ્રમાં દુઃખનો પ્રવાહ કેવા બળથી વહ્યા કરે છે, એનો વિચાર તમે કદાપિ કર્યો છે ખરો કે? અર્ભક જન્મતાંની સાથે જ પ્રથમ રડવા માંડે છે. બાળક રડે છે, એ વાર્તા અક્ષરશઃ સત્ય છે; કારણ કે, આ વિશ્વ ખરેખર એક રડવામાટેનું જ સ્થાન છે. એટલામાટે અવતારી પુરુષોએ આત્મત્યાગનો—એકલપેટાપણાને ભૂલી જવાનો—જે ઉપદેશ આપણને આપેલો છે, તે ઉપદેશને અંતઃકરણમાં ભરી રાખીને તે પ્રમાણેનું આચરણ કરવું, એ જ આપણને ઉચિત છે. ભગવાન્ ખ્રીસ્ત કહે છે કે;—"સ્વર્ગનું રાજ્ય નિકટમાં જ છે, એટલે તેને મેળવવાની તૈયારી કરો." ભગવાન્ શ્રીકૃષ્ણના ઉપદેશ અનુસાર અનાસક્ત ચિત્તથી કર્મ કરવા છતાં પણ કેટલીકવાર તે ઉપદેશનું આપણને વિસ્મરણ થઈ જાય છે અને કર્મમાં આપણું ચિત્ત ગુંથાઈ જાય છે. એવા સમયમાં ભગવાન્ બુદ્ધના ઉપદેશનું સ્મરણ થઈ આવે છે. બુદ્ધ કહે છે કે;—"આ જગત્માંની વસ્તુઓમાં ક્ષણે ક્ષણે પરિવર્તન થયા કરે છે અને તેમનો નાશ થતો જાય છે. આ સમસ્ત જગત્ દુઃખથી જ ભરેલું છે." આ ઉપદેશનું સ્મરણ થતાંની સાથે જ આપણું ચિત્ત પાછું દ્રવી જાય છે અને આપણા મનમાં, આ અસ્થિર જગત્માં દુઃખોને ઉત્પન્ન કરનારાં કર્મો કરવાં કે ન કરવાં, એવા પ્રકારના ભ્રમનો ઉદ્ભવ થાય છે. એટલામાં આપણા ચિત્તમાં એક તૃતીય ઉપદેશનો આઘાત થાય છે અને તે એ કે;—"સ્વર્ગ નિકટમાં જ છે અને તેને મેળવવામાટેની તૈયારી કરો!" એક ક્ષણ માત્રને પણ વ્યર્થ ન જવા દેતાં સત્કાર્ય કરતા રહો. આજના એક પણ સત્કાર્યને આવતી કાલમાટે અવશિષ્ટ રહેવા દેશો નહિ; કારણ કે, મૃત્યુ આવીને ક્યારે આપણને પોતાના મુખમાં નાખી લેશે, એનો કશો પણ નિયમ છે જ નહિ.

ઇસ્લામ ધર્મના આદ્ય પ્રવર્ત્તક હજરત મહંમદ સાહબ પણ એક સંદેશવાહક (પયગંબર) જ હતા. મહંમદીય ધર્મમાં સારું તે શું હોઈ શકે વારુ? એવી શંકા તમારાં હૃદયમાં ઉદ્ભવવાનો સંભવ છે; પરંતુ તે ધર્મ આટલા કાળ પર્યન્ત સજીવન શા કારણથી રહી શક્યો છે, એનો વિચાર કરો. જે કાંઈ ઉત્તમ હોય છે, તે જ માત્ર દીર્ઘ કાળ પર્યન્ત ટકી રહે છે. કેવળ ઉત્તમ કર્મમાં જ જીવનને ધારણ કરવાની શક્તિ રહેલી હોય છે. પવિત્રતા એક પ્રચંડ શક્તિ છે. પવિત્રતાના આવિર્ભાવ વિના સજીવનતાનો આવિર્ભાવ સંભવતો જ નથી. ભગવાન્ મહંમદ પયગંબરના

ઉપદેશમાં જો ઉત્તમતાનો અંશ ન હોય, તો ઇસ્લામ ધર્મ આટલા કાળપર્યન્ત કદાપિ ટકી શકે જ નહિ. સર્વ મનુષ્યપ્રાણી કેવળ એક જ ઈશ્વિરનાં સંતાન હોવાથી સર્વમાં સમતા છે અને સર્વ મનુષ્યોનો પરસ્પર બંધુતાનો સંબંધ છે, એવો હજરત મહંમદ પયગંબરનો ઉપદેશ છે. આ વિવેચનનો એકંદર વિચાર કરતાં આપણને એક રહસ્ય મુખ્યત્વે મળી આવે છે અને તે એ જ કે, પ્રત્યેક અવતારી પુરુષનું એક એક વિશિષ્ટ કાર્ય કરવામાટે જ આ સંસારમાં આગમન થયું હતું. તેઓ એક એક વિશિષ્ટ તત્ત્વનો ઉપદેશ આપવામાટે જ અવતર્યા હતા. તેમણે કરેલા ઉપદેશને હૃદયમાં ધારણ કરીને જો તમે તેમના ચારિત્ર્યક્રમનું અવલોકન કરશો, તો તેમના જીવનમાંનો એ ક્રમ સ્પષ્ટતાથી તમારા જોવામાં આવી શકશે; તેમના આયુષ્યક્રમમાંની સઘળી ખાંચખૂંચો તમારી દૃષ્ટિને દેખાઈ આવશે. એ મહાત્માઓના ઉપદેશોપર પોતાની ઇચ્છા પ્રમાણેની અનેક ઉપપત્તિઓની રચના કરીને તેમને એ મહાત્માઓના નામથી વેચવાની ચેષ્ટા કરનારા હજારો મૂર્ખજનો આ સંસારમાં પડેલા છે. તે મહાત્માઓના કરેલા ઉપદેશપર પોતાનાં આડાં અવળાં ભાષ્યો રચનારા અનેક લોકો છે. વાસ્તવિક રીતે જોતાં એ અવતારી પુરુષના રહસ્યને અવગત કરી લેવાની જો આપણી ઇચ્છા હોય, તો તેમના આયુષ્યક્રમનું સૂક્ષ્મ અવલોકન કરવું, એ જ તેમાટેનો રાજમાર્ગ છે. અવતારી પુરુષોએ પોતાનાં ઉપદેશેલાં સૂત્રોપર પોતાના ચારિત્ર્યરૂપ ભાષ્યો જ રચેલાં છે. જો ભગવાન્ શ્રી કૃષ્ણના ચારિત્ર્યક્રમનું આપણે અવલોકન કરીએ, તો ગીતામાંના તત્ત્વરહસ્યોનું તેમાં પૂર્ણ ઉદ્‌ઘાટન થયેલું દેખાઈ આવે છે.

જો હજરત મહંમદ પયગંબરના જીવનક્રમને જોઇએ, તો તેમાં સર્વત્ર સમતા અને બંધુભાવનાં તત્ત્વો જ ગ્રથિત થયેલાં જોવામાં આવ્યા કરે છે. કુલ, જાતિ, પંથ અને વર્ણ ઇત્યાદિ કોઈ પણ ઉપાધિઓનો ઈસ્લામ અથવા મહંમદીય ધર્મમાં વિચાર કરવામાં આવ્યો નથી, અને અત્યાર સૂધી તે ધર્મમાં એ વિષયોનો વિચાર કરાતો પણ નથી. તુર્કીનો સુલ્તાન આફ્રીકામાંના એક શીદીને ખરીદીને ગુલામ તરીકે પોતાના દેશમાં લઈ જાય, તો પણ તે શીદી ત્યાં ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરીને મુસલ્માન થઈ જાય, એટલે તત્કાળ તેની ગુલામીનો અંત આવી જાય છે; તેમ જ જો તેનામાં યોગ્ય ગુણ અને સામર્થ્યનો નિવાસ હોય, તો તે સુલ્તાનની પોતાની શાહજાદી સાથે પણ પરણી શકે છે. અમેરિકામાંના તામ્રવર્ણ ઇંડિયન્ લોકોને અમેરિકન્ ગોરા લોકો કેવી રીતે વર્ત્તાવે છે, એનો જરા વિચાર કરી જુઓ, એટલે

હજરત મહંમદ પયગંબરના ઉપદેશની સત્ય મહત્તા તમારા જાણવામાં આવી શકશે. અમો હિંદુ લોકોનાં તત્ત્વો ગમે તેવાં અને ગમે તેટલાં ઉદાત્ત અને ઉદાર હોય, તોપણ પ્રત્યક્ષ આચારમાં આપણે હિંદુઓ અત્યંત સંકુચિત વૃત્તિના થઈ ગયા છીએ. આપણા અન્નને જો કોઈ ક્રિશ્ચિયનનો સ્પર્શ થઈ જાય, તો આપણી દૃષ્ટિથી તે અન્ન તત્કાળ ત્યાજ્ય સિદ્ધ થાય છે. આ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે, તો તેના યોગે સમતા અને બંધુભાવનો હજરત મહંમદ પયગંબરે જે ઉપદેશ કર્યો હતો, અને તેને પોતે આચરીને પોતાના અનુયાયિજનોદ્વારા આચરાવ્યો હતો, તેની ખરી મહત્તા આપણા જાણવામાં આવી શકે છે.

'ભવિષ્યમાં પણ એવા જ મહાત્માઓ નિર્માણ થશે કે કેમ?' એવો પ્રશ્ન અહીં કદાચિત્ કોઈ પૂછશે, તો તેનું 'હા, તેઓ નિર્માણ થશે;' એ પ્રમાણેનું ઉત્તર આપવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી જ. પરંતુ ભાવી પુરુષોના અવતારમાં દૃષ્ટિ લગાડીને બેસી રહેવું, એ માત્ર યોગ્ય નથી. પૂર્વે કરાયલા સર્વ ઉપદેશોનાં રહસ્યોને એકત્ર કરીને અને તેમનામાંથી નવીન સૂત્રોને નિર્માણ કરીને આપણામાંના પ્રત્યેક મહાપુરુષ થવાનો પ્રયત્ન કરવો જોઇએ અને એ જ અધિક ઉચિત તથા યોગ્ય કર્મ છે. પૂર્વના ઉપદેશોના સારને પોતાના ચરિત્રમાં ઉતારીને અને તેમાં પોતાના અનુભવોનું સંમેલન કરીને ભાવી માનવકુલના માર્ગને પ્રકાશિત કરી રાખવો, એ જ આપણામાટે વિશેષ ભૂષણાવહ છે. આજ સૂધીમાં જેટલા અવતારી પુરુષો થઈ ગયા છે, તે સર્વ મહા યોગ્યતાવાન્ પુરુષો હતા. તેમણે આપણ સર્વમાટે કોઈ પણ એક વારસો તો પાછળ મૂક્યો જ છે. જો કે એ પુરુષો આપણા દેવ હતા; છતાં એમને નમન કરતી વેળાએ પણ આપણી પોતાની યોગ્યતાને આપણે સર્વથા વિસારી દેવાની નથી. તેમને નમન કરતી વેળાએ આપણે આપણને પોતાને પણ નમન કરવું જોઇએ; કારણ કે, જેવી રીતે તેઓ પરમેશ્વરના પુત્ર હતા, તે જ પ્રમાણે આપણે પણ તે જ પરમેશ્વરના પુત્રો છીએ. તેઓ પૂર્ણતાને પામેલા હતા અને આપણે પૂર્ણતાને પામવાના માર્ગમાં છીએ. એટલામાટે હું અવતારી પુરુષ થઇશ, હું પરમેશ્વરનો પુત્ર થઇશ,. એટલુંજ નહિ, પણ હું પ્રત્યક્ષ પરમેશ્વર જ થઈ જઇશ, એવા નિશ્ચયને ચાલો ત્યારે આપણે અત્યારે અને આ ક્ષણે જ કરી લઇએ; આ શુભ કાર્યને આવતી કાલપર મુલતવી રાખવાની કશી પણ આવશ્યકતા નથી.

# પ્રશ્નોત્તરો



## સંવાદ*

**પ્રશ્ન:**—ભારતવર્ષમાં તાત્ત્વિક વિચારોની વર્ત્તમાન ગતિ કેવીક છે, એ વિશે જો કાંઈ જણાવશો, તો આપનો આભાર થશે. તાત્ત્વિક પ્રશ્નોનો ત્યાં કેટલીક સીમા પર્યન્ત ઊહાપોહ કરવામાં આવે છે વારુ?

**ઉત્તર:**—એ તો મેં પ્રથમ પણ જણાવેલું જ છે કે, વ્યાવહારિક દૃષ્ટિથી જોતાં ભારતવર્ષનો બહુસંખ્ય જનસમાજ દ્વૈતવાદી છે, અને અલ્પસંખ્ય જનસમાજ અદ્વૈતવાદી છે. ભારતવર્ષમાં વાદનો જે મુખ્ય વિષય છે, તે **માયા** અને **જીવ** છે. જ્યારે હું આ દેશમાં (અમેરિકાંમાં) આવ્યો, ત્યારે અહીંના મજૂરો પણ રાજકીય વિષયોનું સારું જ્ઞાન ધરાવતા હોય, એમ મારા જોવામાં આવ્યું; પરંતુ જ્યારે મે તેમને ધર્મ શો પદાર્થ છે અને અમુક ભિન્ન ભિન્ન પંથ કિંવા મતના સિદ્ધાંતો શા છે, એવા પ્રકારના પ્રશ્નો પૂછ્યા, એટલે એ પ્રશ્નોના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે;—"અમે એ વિશે વધારે કાંઈ પણ જાણતા નથી; અમે તો દેવાલય (ચર્ચ્)માં જઇએ છીએ અને ઈશ્વરની પ્રાર્થના કરીને ચાલ્યા આવીએ છીએ." હવે જો ભારતવર્ષમાં હું એક કૃષિકાર અથવા ગામડીયાને જઇને એમ પૂછું કે, "તારો સત્તાચાલક રાજા કોણ છે વારુ?" તો એ પ્રશ્નનું તે એટલું જ ઉત્તર આપે છે કે:—"અમારો રાજા કોણ છે તે હું જાણતો નથી; હું રાજાનો કર ભરી આપું છું, એટલે વધારે જાણવાની આવશ્યકતા રહેતી જ નથી." પરંતુ જો હું તેને એવો પ્રશ્ન પૂછું કે:—"તારો ધર્મ શો છે અને તું ધર્મના કયા સિદ્ધાંતને માને છે?" તો એ પ્રશ્નનું તત્કાળ તે સંતોષકારક ઉત્તર આપે છે અને કહે છે કે:—"હું એક દ્વૈતવાદી છું!" એટલું જ નહિ, પણ એમ કહેવાની સાથે જ **માયા** અને **જીવ** વિષયક સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ વિવેચન કરવામાટે તે કટિબદ્ધ હોય છે. તે પોતે લખી અથવા વાંચી શકતો નથી, પરંતુ એ સર્વ તે ધર્માધ્યક્ષો પાસેથી શીખેલો હોય છે અને ધર્મવિશેનો કોઇની સાથે પણ સંવાદ કરવાને તે બહુ જ આતુર હોય છે. પોતાના દિવસના કાર્ય કિંવા

---

* સ્વામીશ્રીએ ઈ. સ. ૧૮૯૬ ના માર્ચ માસની ૨૫ મી તારીખે અમેરિકાની 'હાર્વર્ડ્ યૂનિવર્સિટી'ના તત્ત્વસંશોધક મંડળ સમક્ષ જે **'વેદાન્તમતનું સામાન્ય નિરીક્ષણ,'** (જુઓ પ્રસ્તુત પુષ્પનું પૃષ્ઠ ૪૯ મું) શીર્ષક વ્યાખ્યાન આપ્યું હતું, તે વ્યાખ્યાનની સમાપ્તિ પછી તરત જ આ સંવાદ થયો હતો.

પરિશ્રમની સમાપ્તિ પછી ભારતવર્ષના કૃષિકારો અને ગ્રામ્ય જનો એક વૃક્ષની નીચે બેસે છે અને પોતપોતામાં ધર્મવિષયક આવા સંવાદો ચલાવ્યા કરે છે.

**પ્રશ્ન:**-હિંદુઓમાં જીર્ણમતાભિમાન અથવા અતિધર્મપરાયણતા (Orthodoxy) નો શો અર્થ થાય છે વારુ?

**ઉત્તર:**-વર્ત્તમાન કાળમાં તો એનો એટલો જ અર્થ થાય છે કે, અમુક વિશિષ્ટ જ્ઞાતિનિયમોનું પાલન કરવું એટલે કે ખાન, પાન અને લગ્નવ્યવહાર આદિના પોતાની જ્ઞાતિના જે જે નિયમો હોય, તે સર્વ નિયમોને યથાર્થતાથી પાળવા, એને જ જીર્ણ-મતાભિમાન કહેવામાં આવે છે. એક હિંદુ ગમે તે ધર્મમાં પોતાની ઇચ્છાનુસાર શ્રદ્ધા રાખનારો હોય અને જ્ઞાતિના સર્વ નિયમોને પાળતો હોય, તો તેની ધર્મભિન્નતાથી તેના જીર્ણમતાભિમાની હોવામાં કશો પણ વાંધો આવતો નથી. ભારતવર્ષમાં અમુક એક વ્યવસ્થિત ધર્મ કદાપિ હતો જ નહિ અને તેથી ત્યાં જીર્ણમતાભિમાનના સિદ્ધાંતોને શૃંખલાબદ્ધ કરનાર કોઈ માનવમંડળ પણ નિર્માણ થયું નહોતું. સાધારણ રીતે જે લોકો કેવળ વેદોમાં જ વિશ્વાસ રાખનારા છે, તેમને અમે જીર્ણમતાભિમાનીના નામથી ઓળખીએ છીએ; પરંતુ વાસ્તવિકતાથી જોતાં એવા અનેક પંથો ત્યાં આપણને મળી આવે છે કે, જેમની કેવળ વેદો કરતાં પુરાણોમાં જ અધિક શ્રદ્ધા હોય છે અને જેઓ કેવળ પુરાણોને જ પોતાના ધર્મગ્રંથ તરીકે અગ્રમાન આપે છે.

**પ્રશ્ન:**-ગ્રીકલોકોના 'સ્ટૉઇક્'* તત્ત્વજ્ઞાનપર તમારા હિંદુ તત્ત્વજ્ઞાનનું શું પરિણામ થયું હતું, એ વિશે કાંઈ જણાવશો ખરા કે?

**ઉત્તર:**-ભારતવર્ષમાં આવેલા એલેક્ઝાન્ડ્રીયાના લોકોદ્વારા અમારા હિંદુ તત્ત્વ-જ્ઞાનનું 'સ્ટૉઇક્' તત્ત્વજ્ઞાનપર કાંઇક પરિણામ થયું હોય, તો તેમ થવું સર્વથા શક્ય છે. સાંખ્ય વિચારપદ્ધતિનું પિથેગોરસ્†ના હૃદયમાં કાંઈ પણ પરિણામ થયું હોય, એ વિશે કાંઇક શંકા રહ્યા કરે છે. ગમે તેમ હોય, તો પણ અમારી એટલી માન્યતા

---

* ગ્રીસ દેશમાં પૂર્વે 'સ્ટૉઇક્' (Stoic) નામક એક ધર્મપંથ હતો, તેની સ્થાપના ઈ. સ. થી લગભગ ૩૮૦ વર્ષ પૂર્વે જેનો નામક એક તત્ત્વજ્ઞાનીએ કરી હતી; અને એ 'સ્ટૉઇક્' ધર્મનાં તત્ત્વો ઘણેક અંશે આપણ સાંખ્યતત્ત્વો જેવાં જ હતાં. † એ પિથેગોરસે યૂનાન (ગ્રીસ્) તથા ઇટલી દેશમાં તત્ત્વજ્ઞાન અને બ્રહ્મજ્ઞાનના મૂળનું આરોપણ કર્યું હતું અને યૂરોપના અન્યોન્ય દેશોમાં એ દેશોની દેખાદેખીથી જ એ વિદ્યાઓનો પ્રચાર થયો હતો. યૂનાનના સૅમોસ નામક દ્વીપમાંના એક મોહર ખોદનારના ઘરમાં એનો ઈ. સ. થી ૫૮૦ વર્ષ પૂર્વે જન્મ થયો હતો. એણે પ્રાથમિક શિક્ષણ મિસર દેશમાં મેળવ્યું હતું, ત્યાર પછી તેણે એશિયાના અનેક દેશ દેશાંતરોમાં ભ્રમણ કર્યું હતું; અને અંતે ભારતવર્ષમાં દીર્ઘ કાળ પર્યન્ત રહીને અહીંનાં અનેક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો.

તો છે જ કે, વેદોના તત્ત્વજ્ઞાનને યુક્તિ અથવા બુદ્ધિદ્વારા અવિરુદ્ધ સિદ્ધ કરવાનો જો કોઈ પણ સર્વથી પ્રથમ પ્રયત્ન કરાયો હોય, તો તે કેવળ સાંખ્યતત્ત્વજ્ઞાનદ્વારા જ કરાયો છે. આપણને સાંખ્યદર્શનના પ્રવર્ત્તક કપિલ* મુનિનું નામ વેદોમાં પણ વર્ણવાયલું મળી આવે છે; **"ऋषिं कपिलं प्रसूतं यस्त्वमग्रे"।** અને એનો અર્થ એવો થાય છે કે, "તું કે જેણે પ્રથમ કપિલ ઋષિને જન્મ આપ્યો હતો."

---

અહીંના લોકો તેને **યવનાચાર્ય**ના નામથી ઓળખતા હતા અને ભારતવર્ષીયોના ૧૮ જ્યોતિઃ સિદ્ધાંતોમાંનો એક સિદ્ધાંત **યવનાચાર્ય**કૃત છે. એ ગણિતશાસ્ત્રનો પૂર્ણ જ્ઞાતા હતો અને રેખાગણિતનાં અનેક સાધ્યો એણે સિદ્ધ કર્યાં હતાં. ભારતવર્ષમાંથી તે યૂનાનમાં ગયો અને ત્યાંથી અલ્પ કાળમાં જ ઈટલીમાં જઈ ત્યાં તત્ત્વજ્ઞાનની એક પાઠશાળાની તેણે સ્થાપના કરી. ત્યાં તેના ૩૦૦થી વિશેષ શિષ્યો થયા અને છેવટે તેમનું એક ભિન્ન મંડળ બંધાઈ ગયું. **પિથેગોરસ્**ના આચાર અને ધર્મ સંબંધી વિચાર આદિ હિંદુઓ જેવા જ હતા. તેનો આત્માની દેહાંતરપ્રાપ્તિ કિંવા પુનર્જન્મવાદમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. કહેવામાં આવે છે કે, એને પોતાના અનેક પૂર્વ જન્મોનું સ્મરણ હતું. એ યોગાભ્યાસનો ઉત્તમ જ્ઞાતા તથા જ્યોતિઃશાસ્ત્ર અને સંગીતશાસ્ત્રનો સંપૂર્ણ વિદ્વાન્ હતો. **પિથેગોરસ્**ના અભિપ્રાય અથવા મત પ્રમાણે સંસારચક્રનો મધ્યબિન્દુ સૂર્ય છે અને પૃથ્વી તથા અન્ય ગ્રહો તેની ચારે તરફ ભ્રમણ કર્યા કરે છે. એનાં રચેલાં ૨૮૦ પુસ્તકો અત્યારે લુપ્તપ્રાય થઈ ગયાં છે. છેવટે એના વિરોધી શત્રુઓએ એને એના અનેક શિષ્યો સહિત એક ગૃહમાં પૂરીને અગ્નિનારાયણનો ભક્ષ બનાવી દીધો હતો. અર્થાત્ એ પ્રમાણે ઈ. સ. થી ૫૦૦ વર્ષ પૂર્વે ૮૦ વર્ષની અવસ્થામાં અગ્નિમાં બળવાથી **પિથેગોરસ્**ના જીવનનો અંત થયો હતો. એનું બીજું નામ **ફી**સેગોરસ્ પણ છે. કેટલાકોનો એવો પણ અભિપ્રાય છે કે, તે ભારતવર્ષમાં આવ્યો નહોતો અને તેથી જ સ્વામી **વિ**વેકાનંદે તેના હૃદયમાં સાંખ્યતત્ત્વજ્ઞાનનું પરિણામ થવા વિશે કાંઈક શંકા દર્શાવી છે.

* કપિલ મુનિ બે થયા છે અને જે કપિલ વેદોમાં વર્ણવાયલા છે તે 'તત્ત્વસમાસ સાંખ્ય સૂત્રો'ના કર્ત્તા મુનિ કપિલ દેવ છે. એમનો કર્દમ ઋષિના ગૃહમાં માતા દેવહૂતિના ઉદરથી જન્મ થયો હતો. કપિલમુનિ યોગ્ય વયમાં આવતાં તે સમયની પ્રણાલી અનુસાર કર્દમ ઋષિ વનમાં ચાલ્યા ગયા હતા અને અલ્પકાળ પછી અરણ્યમાં જ તેમનો અંત થયો હતો. કપિલે 'તત્ત્વસમાસ સાંખ્ય સૂત્રો'નો ઉપદેશ કરીને પોતાની માતાના શોકનું નિવારણ કર્યું હતું અને ત્યાર પછી તેઓ પોતે કલકત્તાની પાસે ગંગાસાગર નામક સ્થાનમાં ચાલ્યા ગયા હતા. ત્યાં તેઓ યોગાભ્યાસ કરતા હતા અને શુક આદિ ઋષિઓને સાંખ્યયોગ ભણાવતા હતા. સાંખ્યયોગનો મુખ્ય ઉદ્દેશ એ છે કે, આત્માને અવિનાશી અને શરીરને નશ્વર જાણીને સાંસારિક માયામાં આસક્તિ ન રાખવી જોઈએ. દર્શનકારોમાં સર્વથી પ્રાચીન દર્શનકાર કપિલમુનિ છે; કારણ કે, તેમના નામનો જેમ વેદોમાં છે, તે જ પ્રમાણે મહાભારતાન્તર્ગત શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ ઉલ્લેખ છે. પુરાતત્ત્વવેત્તાઓનો એવો અભિપ્રાય છે કે, ગૌતમ બુદ્ધની જન્મભૂમિ કપિલવસ્તુ નગરને એ કપિલ મુનિએ જ વસાવ્યું હતું,

**પ્રશ્ન:**—ત્યારે એ તત્ત્વવિચારનો પાશ્ચાત્ય પદાર્થવિજ્ઞાનશાસ્ત્રસાથે શો વિરોધ છે વારુ ?

**ઉત્તર:**—તેનો પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રસાથે એવો કોઈ પણ પ્રકારનો વિરોધ છે જ નહિ; અમે પાશ્ચાત્ય પદાર્થવિજ્ઞાનના તત્ત્વો સાથે સંમત છીએ. અમારા ઉત્ક્રાંતિવાદના અને આકાશ તથા પ્રાણ આદિના સિદ્ધાંતો અક્ષરે અક્ષર તમારા વર્ત્તમાન તત્ત્વજ્ઞાનોના સિદ્ધાંતો પ્રમાણેના જ છે. તમારી ઉત્ક્રાંતિ વિષયક માન્યતા અમારા યોગીઓમાં અને અમારા સાંખ્યદર્શનમાં મળી આવે છે. ઉદાહરણ તરીકે, પતંજલિએ, પ્રકૃતિના પુરથી એક જાતિ અન્ય જાતિમાં પરિવર્ત્તિત થાય છે, એ પ્રમાણેનું પ્રતિપાદન કરેલું છે;–"**जात्यन्तरपारिणामः प्रकृत्यापुरात्.**" માત્ર તેની પ્રતિપાદનપદ્ધતિ તમારાથી ભિન્ન પ્રકારની છે. પતંજલિનું ઉત્ક્રાંતિ કિંવા પરિણામ વિષયક પ્રતિપાદન આધ્યાત્મિક છે. તે કહે છે કે, જ્યારે એક ક્ષેત્રિક પાસે જ વહન કરતા જળપ્રવાહોમાંના જળને પોતાના ક્ષેત્રમાં લાવવા ઇચ્છે છે, તે વેળાએ તેને કેવળ તે પ્રવાહના બંધને જ ઉપાડી લેવાનો કે ખસેડી દેવાનો હોય છે; અર્થાત્ બંધ દૂર થતાં જ ક્ષેત્ર જળથી ભરાઈ જાય છે;–"**निमित्तमप्रयोजकं प्रकृतीनां वरणभेदस्तु ततः क्षेत्रिकवत्;**" અર્થાત્ એ જ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય અનંત છે,–પ્રથમથી જ અનંત છે; માત્ર આવા પ્રકારના પ્રતિબંધો અને ભિન્ન ભિન્ન સંયોગો અથવા પરિસ્થિતિઓએ જ તેની ગતિને અટકાવી દીધી છે; એટલે જેવા એ પ્રતિબંધોને ખસેડી દેવામાં આવે કે, તે ક્ષણે જ તે બહાર ધસી આવે છે અને પોતાને પોતાના શુદ્ધ સ્વરૂપમાં વ્યક્ત કરે છે. પશુયોનિમાં (પશુવૃત્તિમાં) મનુષ્ય વ્યાક્ષેપમાં જકડાયલો હતો, પરંતુ જેવું ઉત્તમ પરિસ્થિતિનું આગમન થયું, એટલે તત્કાળ મનુષ્ય પોતાના માનવસ્વરૂપમાં વ્યક્ત થયો; અને ત્યાર પછી પુનઃ જ્યારે યોગ્ય અવસર આવી લાગ્યો, એટલે મનુષ્યમાંના ઈશ્વરે પોતાને વ્યક્ત કર્યો. અર્થાત્ એ કારણથી અમારે નવીન સિદ્ધાન્તોસાથે લડવા ઝગડવાનું એવું વિશેષ કોઈ પણ કારણ નથી. ઉદાહરણ તરીકે, સાંખ્યમતમાંનો ચૈતન્યસિદ્ધાંત વર્તમાન ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતથી કિંચિન્માત્ર જ ભિન્ન છે.

**પ્રશ્ન:**—પરંતુ તમારી પદ્ધતિ ભિન્ન છે, ખરું કે નહિ ?

---

અને એમનાં સાંખ્યસૂત્રોના આશયથી જ બુદ્ધે પોતાના ધર્મનો પ્રસાર કર્યો હતો. ષડધ્યાયાત્મક સાંખ્યસૂત્રોનો રચયિતા કપિલ તે બીજો કપિલ હતો અને તેનો કાળ 'મહાભારત'ના કાળપછીનો છે. પાશ્ચાત્ય પંડિતોના અભિપ્રાય પ્રમાણે એ બીજો કપિલ મુનિ ઇ. સ. થી ૭૦૦ વર્ષ પૂર્વે થઈ ગયો છે.

ઉત્તરઃ—હા, અમારી પદ્ધતિ ભિન્ન છે ખરી. અમારો અધિકારપૂર્વક એવો વાદ છે કે, જો જ્ઞાનપ્રાપ્તિનો કોઈ પણ માર્ગ હોય, તો તે કેવળ મનઃશક્તિઓની એકાગ્રતા જ છે. બાહ્ય વિજ્ઞાનમાં, કોઈ પણ બાહ્ય વસ્તુમાં મનની સ્થિરતા કરવી, એટલો જ મનની એકાગ્રતાનો અર્થ થાય છે; પરંતુ આંતરિક વિજ્ઞાનમાં, પોતાના આત્માપ્રતિ આકર્ષાવું કિંવા આત્મામાં મનની એકાગ્રતા કરવી, તેને જ મનની ખરી એકાગ્રતા કહેવામાં આવે છે. અમે મનની એ એકાગ્રતાને યોગના નામથી ઓળખીએ છીએ.

પ્રશ્નઃ—એકાગ્રતા અથવા યોગની સ્થિતિમાં આ તત્ત્વોનું સત્ય પ્રત્યક્ષ થાય છે ખરું કે?

ઉત્તરઃ—યોગીજનોનું એવું દૃઢતાપૂર્વક પ્રતિપાદન છે કે, મનની એકાગ્રતાથી આ વિશ્વમાંના બાહ્ય અને આભ્યંતર ઉભય પ્રકારનાં સત્યોનો મનને સાક્ષાત્કાર થઈ જાય છે.

પ્રશ્નઃ—અદ્વૈતવાદીનો આ વિશ્વના વિષયમાં શો અભિપ્રાય છે વારુ?

ઉત્તરઃ—અદ્વૈતવાદીનું એ જ કથન છે કે, આ સૃષ્ટિ અને અન્ય સર્વ વસ્તુઓ કેવળ માયામાં કિંવા દૃશ્ય જગતમાં જ રહેલી છે. વસ્તુતઃ એ સર્વ વસ્તુઓ અસ્તિત્વ ધરાવતી જ નથી. પરંતુ જ્યાં સૂધી આપણે અજ્ઞાનવડે આવૃત અને બદ્ધ છીએ, ત્યાંસૂધી આ આભાસોને જોયા કરીએ છીએ. આ આભાસોમાં વસ્તુઓ વિશિષ્ટ નિયમિત વ્યવસ્થામાં આવ્યા કરે છે. એ આભાસોથી પર કેવળ સ્વતંત્રતા—મુક્તિ—વિના અન્ય કોઈ પણ નિયમ કિંવા વ્યવસ્થા છે જ નહિ.

પ્રશ્નઃ—અદ્વૈતવાદ દ્વૈતવાદનો વિરોધી છે કે કેમ?

ઉત્તરઃ—ઉપનિષદોની રચના વ્યવસ્થિત સ્વરૂપની ન હોવાથી, તત્ત્વજ્ઞાનીઓની જ્યારે પણ કોઈ એક વિશિષ્ટ ધર્મપંથને નિર્માણ કરવાની ઇચ્છા થાય, તે વેળાએ તેમનામાટે એ ઉપનિષદોને પોતાના ઉપયોગમાં લાવવાનું કાર્ય બહુ જ સરળ અને સહજ થઈ પડયું હતું. એટલામાટે કોઈ પણ ધર્મની સ્થાપના કરતી વેળાએ ઉપનિષદોનો આધાર અવશ્ય લેવો જ પડતો હતો; કારણ કે, ઉપનિષદોના પ્રમાણ વિનાનો પંથ તે આધારસ્તંભ વિનાના આગાર જેવો જ મનાતો હતો અને તેનો સ્વીકાર થતો નહોતો. છતાં પણ તત્ત્વવિચારના જેટલા પણ ભિન્ન ભિન્ન પ્રકારો છે, તે સર્વ પ્રકારો આપણને ઉપનિષદ્‌માં મળી આવે છે. અમારો નિર્ણય એવો છે કે, અદ્વૈતવાદ દ્વૈતવાદનો વિરોધી નથી. અમે કહીએ છીએ કે, દ્વૈતવાદ ઈશ્વરને પ્રાપ્ત કરવામાટેના ત્રણ માર્ગો-

માંનો જ એક માર્ગ છે. ધર્મ નિરંતર ત્રિમાર્ગાત્મક જ હોય છે. એનું પ્રથમ સોપાન દ્વૈતમત છે, એટલે એ સોપાનને ઉલ્લંઘી ગયા પછી જ મનુષ્ય પાક્ષિક અદ્વૈત નામક ઉચ્ચતર સોપાનને પ્રાપ્ત કરે છે અને સર્વથી અંતે તે વિશ્વસાથેની પોતાની એકતાનો સાક્ષાત્કાર કરી શકે છે. આ કારણથી એ ત્રણ માર્ગ અથવા સોપાન પરસ્પર વિરોધી નથી, કિંતુ પરસ્પર પોષક જ છે.

**પ્રશ્ન:**–માયા અથવા અજ્ઞાન કિંવા અવિદ્યા શામાટે અસ્તિત્વ ધરાવે છે?

**ઉત્તર:**–માયાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યા પછી આવા પ્રકારનો પ્રશ્ન પૂછી શકાતો જ નથી. આવો પ્રશ્ન કેવળ માયાની મર્યાદામાં જ પૂછી શકાય છે. અમે કહીએ છીએ કે, જ્યારે એ પ્રશ્ન અમને તર્કશાસ્ત્રપદ્ધતિના રૂપે પૂછવામાં આવશે, ત્યારે જ અમે એનું ઉત્તર આપીશું. એ પૂર્વે એ પ્રશ્નનું ઉત્તર આપવાનો અમને કશો પણ અધિકાર નથી.

**પ્રશ્ન:**–પૌરુષેય ઈશ્વર માયાને આધીન છે કે કેમ?

**ઉત્તર:**–જી હા; પરંતુ એ પૌરુષેય ઈશ્વર તે માયાદ્વારા દેખાતો અનંત બ્રહ્મ જ છે. એ અનંત પરમાત્મા જ્યારે પ્રકૃતિના અધિકારમાં હોય છે, તે વેળાએ માનવી આત્માના નામથી ઓળખાય છે; અને જ્યારે અનંત પ્રકૃતિને પોતાના અધિકારમાં રાખે છે, ત્યારે ઈશ્વર કિંવા પૌરુષેય પરમેશ્વરના નામથી ઓળખાય છે. જો એક મનુષ્ય અહીંથી સૂર્યના સાક્ષાત્કારમાટે પ્રયાણ કરે, તો પ્રથમ તે એક લઘુ સૂર્યને જુએ છે, પરંતુ જેમ જેમ તે આગળ અને આગળ વધતો જાય છે, તેમ તેમ તે વિશેષ અને વિશેષ વિશાળ સૂર્યનાં દર્શન કરતો જાય છે અને છેવટે તે સૂર્યનારાયણના સંપૂર્ણ વિશાળતમ સ્વરૂપને નિહાળી શકે છે. તે પોતાની પ્રગતિની પ્રત્યેક ભૂમિકામાં બાહ્યદૃષ્ટિથી જોતાં તો ભિન્ન ભિન્ન સૂર્યને જ જુએ છે; છતાં એ તો આપણે સારી રીતે અને નિશ્ચયપૂર્વક જાણીએ છીએ કે, તેને સર્વ ભૂમિકાઓમાં દેખાતો સૂર્ય તો એકનો એક જ હોય છે. એ જ પ્રમાણે આ સર્વ વસ્તુઓ તે એક જ અનંતના નાનાવિધ આભાસો છે અને આભાસ તરીકે એ વસ્તુઓ સત્ય છે. એમાંની એક પણ વસ્તુ અસત્ય આભાસરૂપ તો નથી જ; છતાં એ સર્વ નિમ્ન ભૂમિકાઓ છે, એમાં તો સંશય છે જ નહિ.

**પ્રશ્ન:**—એક મનુષ્ય અનંત બ્રહ્મને જાણી શકે, એ માટેનો વિશિષ્ટ માર્ગ કયો છે વારુ?

**ઉત્તર:**—અમારી માન્યતા પ્રમાણે અનંત બ્રહ્મને જાણવામાટેના બે વિશિષ્ટ માર્ગો છે. એમાંનો એક માર્ગ ભાવાત્મક (Positive) છે અને બીજો અભાવા-

ત્મક (Negative) છે. ભાવાત્મક માર્ગ તે છે કે, જેમાં થઇને સમસ્ત વિશ્વ ગમન કરે છે અને એ માર્ગને પ્રેમમાર્ગના નામથી પણ ઓળખવામાં આવે છે. જો એ પ્રેમચક્રની ગતિની અનંત વૃદ્ધિ થાય છે, તો તેના યોગે આપણે વિશ્વવ્યાપક પ્રેમના પ્રદેશમાં પહોંચી જઇએ છીએ. બીજો અભાવાત્મક માર્ગ 'નેતિ નેતિ'ના નામથી પણ ઓળખાય છે. અર્થાત્ જે લહરી મનને બાહ્ય ભાગમાં ખેંચી લાવવાનો પ્રયત્ન કર્યાં કરે છે, તે પ્રત્યેક લહરીને મનમાં જ શમાવી દઇને, છેવટે મનનું મરણ થઈ જાય ત્યાં સૂધી એ 'નેતિ નેતિ' નો જપ કરતા રહેવું, એટલે પછી સત્ય વસ્તુ પોતાની મેળે જ પોતાને વ્યક્ત કરે છે. આ અવસ્થા અથવા માર્ગને અમે સમાધિના નામથી ઓળખીએ છીએ.

**પ્રશ્ન:**—ત્યારે તો કર્ત્તાની કર્મમાં વિલીનતા થાય છે, એમ જ કે નહિ?

**ઉત્તર:**—કર્ત્તાની કર્મમાં નહિ, પરંતુ કર્મની કર્ત્તામાં વિલીનતા થઈ જાય છે. વાસ્તવિકતાથી જોતાં આ સૃષ્ટિનો લય થાય છે અને હું અવશિષ્ટ રહું છું. અર્થાત્ જે અવશિષ્ટ રહે છે, તે કેવળ હું જ છું.

**પ્રશ્ન:**—જર્મનીમાંના અમારા કેટલાક તત્ત્વજ્ઞોએ એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે, ભારતવર્ષમાં જે ભક્તિનો સિદ્ધાંત પ્રચલિત છે, તે બહુધા પાશ્ચાત્ય ધર્મ-પ્રભાવનું જ પરિણામ છે; એટલે એ વિશે આપનો પોતાનો શો અભિપ્રાય છે વારુ?

**ઉત્તર:**–જર્મન્ તત્ત્વજ્ઞોના એ કથનમાં કાંઈ પણ તથ્યાંશ હોય, એવી મારી માન્યતા નથી. તેમની એ કલ્પના આધાર વિનાની અને અગ્રાહ્ય છે. ભારતવર્ષમાંની ભક્તિ પાશ્ચાત્ય દેશમાંની ભક્તિ સમાન નથી. અમારી મુખ્ય ભાવના એવી છે કે, ભય જેવી કોઈ વસ્તુ છે જ નહિ; નિરંતર ઈશ્વરમાં પ્રેમ રાખવો, એ વિના અમારી બીજી કોઈ ભાવના છે જ નહિ. ભયથી ઈશ્વરની ઉપાસના કરવાનો અમારો સ્વભાવ જ નથી; કિંતુ અમે તો આરંભથી અંત પર્યન્ત કેવળ પ્રેમથી જ ઈશ્વરની ઉપાસના કર્યા કરીએ છીએ. હવે બીજી રીતે વિચાર કરીએ, તો પણ જર્મન્ તત્ત્વજ્ઞોનું એ વિધાન અસત્ય અને મૂળ વિનાનું જ સિદ્ધ થાય છે; કારણ કે, ઉપનિષદોમાંના સર્વથી પ્રાચીનતમ ઉપનિષદ્‌માં પણ ભક્તિનો ઉલ્લેખ મળી આવે છે કે, જે ઉપનિષદ્ ક્રિશ્ચિયનોના બાયબલ કરતાં અત્યંત પ્રાચીન છે. ભક્તિનાં તત્ત્વો સંહિતામાં પણ વ્યાપેલાં છે; અને ભક્તિ શબ્દ તે પાશ્ચાત્ય શબ્દ નથી, કિંતુ એ શબ્દ શ્રદ્ધા શબ્દ-વડે જ સૂચવાયલો છે.

**પ્રશ્ન:**–ક્રિશ્ચિયન્ ધર્મ વિશે ભારતવર્ષીયોની શી ભાવના છે વારુ? અર્થાત્ ખ્રીસ્તી ધર્મ વિશે તેમની ધારણા કેવા પ્રકારની છે?

ઉત્તરઃ–ક્રિશ્ચિયન્ ધર્મ વિશે અમારી ધારણા ઘણી જ સારી છે. વેદાન્તધર્મ પ્રત્યેક ધર્મને પોતાના બંધુ તરીકે જ માન આપે છે. અમો ભારતવર્ષીયોમાં એક વિલક્ષણ ભાવના વસી રહેલી છે અને તે એ કે, ધારી લ્યો કે, હું એક બાળકનો પિતા છું; આવી સ્થિતિમાં હું મારા બાળકને અમુક એક ધર્મનું શિક્ષણ આપતો નથી, કિંતુ પ્રથમ તેને પ્રાણાયામનું જ શિક્ષણ આપું છું, કેવળ મનને એકાગ્ર કરવાનો જ અભ્યાસ કરાવું છું, અને તેના મુખથી પ્રાર્થનાની એક પંક્તિ બોલાવું છું. એ પ્રાર્થનાનો તમારી પ્રાર્થના જેવો ભાવાર્થ હોતો નથી, કિંતુ તેનો બહુ અંશે એવો જ ભાવાર્થ હોય છે કે;–"હું કેવળ તેનું જ ધ્યાન ધરું છું કે, જે આ સમસ્ત સૃષ્ટિનો ઉત્પાદક છે; તે પરમાત્મા મારા મનને પ્રકાશિત કરો!" આવા પ્રકારનું તે બાળકને શિક્ષણ અપાય છે અને ત્યાર પછી તે ભિન્ન ભિન્ન તત્ત્વજ્ઞો તથા શિક્ષકોનાં વ્યાખ્યાનો તથા ઉપદેશોનું શ્રવણ કરતો રહે છે. આવી રીતે ભિન્ન ભિન્ન તત્ત્વજ્ઞો અને ઉપદેશકોના સમાગમમાં આવ્યા પછી તે પોતાને સર્વથી વિશેષ અનુકૂળ થાય, તેવા એક ગુરુને ચૂંટી કાઢે છે અને તેને પોતાના ગુરુના પદે સ્થાપીને પોતે તેનો શિષ્ય થાય છે. શિષ્ય થયા પછી તે પોતાના ગુરુને કહે છે કે;–"તમે જે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરો છો, તે તત્ત્વજ્ઞાનની પદ્ધતિ સર્વોત્કૃષ્ટ છે અને એટલામાટે કૃપા કરીને મને એ તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આપો." અમારી મૂળ ભાવના એ છે કે, તમારો સિદ્ધાંત તે મારો સિદ્ધાંત થઈ શકે તેમ નથી અને મારો સિદ્ધાંત તે તમારો સિદ્ધાંત હોઈ શકે તેમ નથી. પ્રત્યેક મનુષ્ય પોતાની માન્યતા પ્રમાણેના સિદ્ધાંત અથવા માર્ગને સ્વીકારવામાટે સ્વતંત્ર છે. મારી પુત્રી તત્ત્વજ્ઞાનની એક પદ્ધતિને સ્વીકારનારી હોય, તો મારો પુત્ર તત્ત્વજ્ઞાનના બીજા જ સ્વરૂપને સ્વીકારનારો હોય છે; તેમ જ મારી પોતાની માન્યતા વળી તે બન્નેની માન્યતાઓથી સર્વથા ભિન્ન અને તૃતીય પ્રકારની જ હોય છે. અર્થાત્ પ્રત્યેકનું ઇષ્ટ ભિન્ન હોય છે અને અમે પોતપોતાના તે ઇષ્ટને જ વળગી રહીએ છીએ. એ ઇષ્ટને કેવળ ગુરુ અને શિષ્ય બે જણ જ જાણે છે અને માને છે; કારણ કે, એ વિશેના વાદને ઉપસ્થિત કરીને અમારી બીજાઓ જોડે વિગ્રહ કરવાની ઇચ્છા હોતી જ નથી. પ્રત્યેક જને પોતપોતાના ઇષ્ટને શોધી લેવાનું હોવાથી એકના ઇષ્ટને જાણવાથી બીજાને કશો પણ લાભ થતો નથી અને તેથી એનો ઊહાપોહ કોઈ કરતું જ નથી. આ સર્વ કારણોથી કેવળ સર્વમાન્ય તત્ત્વજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની સર્વસાધારણ પદ્ધતિઓનું જ સર્વને સાર્વજનિક શિક્ષણ આપવામાં આવે છે. ઉદાહરણ તરીકે, ધારો કે, મને એક

પગે ઊભા રહેવાની પદ્ધતિ અનુકૂળ થઈ પડે છે; પરંતુ જો હું સર્વને એવી જ રીતે એક પગે ઊભા રહેવાનો ઉપદેશ આપવા મંડી જાઉં, તો તે મારો ઉપદેશ હાસ્યને જ પાત્ર થવાનો. અર્થાત્ હું પોતે દ્વૈતવાદી હોઉં અને મારી પોતાની પત્ની અદ્વૈતવાદિની હોય, તો તે સર્વથા શક્ય અને યોગ્ય જ છે; એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ પણ નથી. જો મારો પોતાનો પુત્ર પોતાનાં જ્ઞાતિબંધનોનું યોગ્ય રીતે પાલન કરતો હોય, તો તે ક્રાઇસ્ટની ઉપાસના કરે, બુદ્ધની પૂજા કરે કે મહંમદ પયગંબરની અર્ચના કરે, એની સાથે બીજા કોઇને કાંઈ પણ લેવા દેવા નથી; કારણ કે, તે તેનો ઇષ્ટ છે અને પોતાના ઇષ્ટની ઉપાસના કરવાનો સર્વને સમાન સ્વતંત્ર અધિકાર છે.

**પ્રશ્નઃ**–શું ત્યારે સર્વ હિન્દુઓ જ્ઞાતિબંધનને માને છે

**ઉત્તરઃ**–કદાચિત્ સર્વ હિન્દુઓ જ્ઞાતિબંધનને ન પણ માનતા હોય, તો પણ જ્ઞાતિબંધનના નિયમો તો તેમને પાળવા જ પડે છે; જ્ઞાતિના નિયમોને માન આપીને તદનુસાર વર્ત્તવાની તેમને ફરજ પાડવામાં આવે છે.

**પ્રશ્નઃ**–ભારતવર્ષમાં યોગ–મનની એકાગ્રતા–અને પ્રાણાયામ આદિના અભ્યાસનો સર્વત્ર પ્રચાર છે કે કેમ?

**ઉત્તરઃ**–જી હા; એનો ભારતવર્ષમાં સર્વત્ર પ્રચાર છે. ભેદ માત્ર એટલો જ કે, કેટલાકો એનો વિશેષ પ્રમાણમાં અભ્યાસ કરે છે અને કેટલાકો તેમની ધાર્મિક ક્રિયાની આવશ્યકતાને પૂર્ણ કરવામાટે અલ્પ પ્રમાણમાં એનો વિધિ આચરે છે. ભારતવર્ષમાંનાં દેવાલયો અહીંનાં 'ચર્ચિસ્' જેવાં નથી; કારણ કે, આવતી કાલે જ કદાચિત્ ત્યાંનાં એ સર્વ દેવાલયોનો નાશ થઈ જાય, તોપણ અમારો ધર્મ ખોવાઈ જાય તેમ નથી. ત્યાં કોઈ પણ મનુષ્ય સ્વર્ગમાં જવાની ભાવનાથી અથવા તો સંતાનપ્રાપ્તિની ઇચ્છાથી કે એવા જ અન્ય કોઈ કારણથી દેવાલય ચણાવે છે અને દેવાલય તૈયાર થયા પછી તેમાં પૂજા કરવામાટે બેચાર બ્રાહ્મણો અથવા ધર્મગુરુઓને પગાર આપીને રાખે છે. પરંતુ મારે ઇશ્વરની ઉપાસનામાટે દેવમંદિરમાં જ જવું જોઇએ, એવો કોઈ પણ પ્રકારનો ત્યાં નિયમ નથી; કારણ કે, મારી દેવપૂજા તો મારા ગૃહમાં જ હોય છે. ભારતવર્ષમાં પ્રત્યેક ગૃહમાંનો એક ઓરડો ખાસ દેવગૃહ તરીકે જૂદો જ કાઢી રાખવામાં આવે છે. પ્રત્યેક બાળકનું દીક્ષિત થયા પછીનું કર્ત્તવ્ય એ જ હોય છે કે, પ્રભાતમાં સ્નાન કરવું અને ત્યારપછી એ દેવગૃહમાં જઇને દેવની ઉપાસના કરવી; એ ઉપાસનામાં પ્રાણાયામ, ધ્યાન અને અમુક વિશિષ્ટ મંત્રના જાપ આદિનો સમાવેશ થયેલો હોય છે; અને તે ઉપરાંત શરીરને સરળ રાખવાની કૃતિ પણ એમાં

કરવાની હોય છે. અમારી એવી માન્યતા છે કે, આપણું મન શરીરને આરોગ્યમંડિત અને નીરોગી રાખવાની પૂર્ણ શક્તિ ધરાવે છે. આવી રીતે એક મનુષ્ય પોતાની ઉપાસનાને સમાપ્ત કરે, એટલે પછી બીજો મનુષ્ય ત્યાં આવીને પાછો પોતાની ઉપાસનાનો આરંભ કરે છે; અને પ્રત્યેક મનુષ્ય એ ઉપાસના મૂકવૃત્તિથી જ કર્યાં કરે છે. કેટલીકવાર તો ત્રણ ત્રણ અને ચાર ચાર મનુષ્યો એક જ ઓરડામાં ઉપાસના કરવાને સાથે જ બેસે છે, અને તે પ્રત્યેકની ઉપાસનાપદ્ધતિ ભિન્ન ભિન્ન હોય છે. આ ઉપાસના દિવસમાં બે* વાર કરવામાં આવે છે અને અમે એ ઉપાસનાને 'સંધ્યા'ના નામથી ઓળખીએ છીએ.

**પ્રશ્ન:**–તમે જે એકતા વિશે બોલો છો, તે કેવળ એક કાલ્પનિક વસ્તુ છે કે ખરેખર પ્રાપ્ત કરી શકાય તેવી કોઈ સત્ય વસ્તુ છે?

**ઉત્તર:**–અમારી માન્યતા પ્રમાણે એ સર્વથા સત્ય વસ્તુ છે અને અમે એનો સાક્ષાત્કાર પણ કરીએ છીએ. જો એ વસ્તુનો કેવળ બોલવામાં જ અંત આવી જતો હોય, એટલે કે એમાં સત્ય જેવું કાંઈ હોય જ નહિ, તો તો પછી એ વસ્તુને નહિ સમાન જ માનવી જોઈએ. વેદો આપણને ત્રણ વસ્તુઓ શીખવે છે અને તે એ કે, પ્રથમ આત્માનું શ્રવણ કરવું, ત્યારપછી તેનો સારાસાર બુદ્ધિથી વિચાર કરવો અને ત્યારપછી જ તેના ધ્યાનમાં નિમગ્ન થવું. એ કૃતિઓને શાસ્ત્રીય પરિભાષામાં શ્રવણ,

---

* કેટલાકોના અભિપ્રાય પ્રમાણે દિવસ અને રાત્રિના સંધિકાલ ત્રણ છે અને તે સંધિકાલ પ્રભાત, મધ્યાહ્ન તથા સાયંકાળના નામથી ઓળખાય છે. અર્થાત્ એ ત્રણ સંધિકાલને માનનારાઓ દિવસમાં ત્રણવાર 'સંધ્યા' કિંવા ઉપાસના કરે છે અને જેઓ પ્રભાત તથા સાયંકાળને જ સંધિકાળ તરીકે સ્વીકારનારા છે, તેઓ પ્રાતઃસંધ્યા અને સાયંસંધ્યા એવી રીતે બે વાર જ ઉપાસના કરે છે, તેઓ મધ્યાન્હ સંધ્યા કરતા નથી. વાસ્તવિક રીતે જોતાં સંધિકાળ કેવળ બે જ સંભવે છે: એક તો પ્રભાતમાં રાત્રિનો અંત અને દિવસનો આરંભ થાય છે તે સંધિકાલ અને બીજો સાયંસમયે દિવસનો અંત અને રાત્રિનો આરંભ થાય છે, તે સંધિકાલ; અર્થાત્ મધ્યાન્હ કાળને પણ જો સંધિકાળ તરીકે સ્વીકારીએ તો પછી નિશીથ અથવા મધ્યનિશાના કાળને પણ સંધ્યાતરીકે શામાટે ન સ્વીકારવો, એવો એક ગહન પ્રશ્ન આવીને ઊભો રહે છે, અને એનું સમાધાનકારક ઉત્તર મળી શકે, એવો સંભવ છે જ નહિ. સ્વામીશ્રીએ અહીં જે બે વારની સંધ્યા કહેલી છે, તેથી સ્વામીજી પણ બે સંધિકાળને જ સ્વીકારતા હોવા જોઈએ, એમ સ્પષ્ટ જણાઈ આવે છે અને એ જ મત સંધ્યાના વિષયમાં વિશેષ સબળ અને આદરને પાત્ર છે, એમ કોઈ પણ વિચારશીલ મનુષ્યને જણાયા વિના રહે તેમ નથી. તેમ જ ઉપાસનામાટેના અનુકૂળ સમય પણ પ્રાતઃકાળ અને સાયંકાળ છે, એ નવેસરથી કહેવાની કશી પણ આવશ્યકતા નથી.

મનન અને નિદિધ્યાસનના નામથી ઓળખવામાં આવે છે. પ્રથમ મનુષ્ય આત્માનું શ્રવણ કરે, એટલે તેણે તેનું મનન પણ અવશ્ય કરવું જ જોઇએ, એટલે કે તે વિશેનો બુદ્ધિપૂર્વક વિચાર કરવોજ જોઇએ, કે જેથી તેનાપર તેનામાં અજ્ઞાનથી શ્રદ્ધા રાખવાનો આરોપ ન આવી શકે; કિંતુ તે તેને જાણીને જ તેનામાં શ્રદ્ધા રાખે છે, એમ જ સિદ્ધ થાય. એવી રીતે આત્મા વિશેના મનનના કાર્યથી મુક્ત થયા પછી મનુષ્યે તેના ધ્યાનમાં નિમગ્ન થવું જોઇએ અને તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ. સત્ય ધર્મ આ છે. અંધ શ્રદ્ધા અથવા અતિવિશ્વાસ જ ધર્મનો ભાગ નથી. અમારી માન્યતા પ્રમાણે જે અતિજ્ઞાનમંડિત અવસ્થા, તે જ ધર્મ છે.

**પ્રશ્ન:**-તમે કદાચિત્ એ અતિજ્ઞાનીની અવસ્થાને પહોંચી જાઓ, તો તેને તમે વાણીદ્વારા વ્યક્ત કરી શકો તેમ છે ખરું કે?

**ઉત્તર:**-એ અવસ્થાને અમારાથી વાણીદ્વારા વ્યક્ત કરી શકાય તેમ નથી; પરંતુ અમે એ દશાને અથવા અવસ્થાને તેના પરિણામ કિંવા ફળના યોગે જાણીએ છીએ. એક મૂઢ મનુષ્ય જેવી રીતે નિદ્રિતાવસ્થામાં મૂઢ હોય છે, તેવો જ જાગરિતાવસ્થામાં પણ તે મૂઢ જ હોય છે; કિંબહુના, જાગ્રતિમાં તે નિદ્રા કરતાં પણ અધિક મૂઢ થયેલો જણાય છે. પરંતુ બીજો મનુષ્ય ધ્યાનની અવસ્થામાં લીન થાય છે અને ત્યારપછી જ્યારે તે એ ધ્યાનનિદ્રામાંથી જાગ્રત થાય છે, તે વેળાએ તે એક તત્ત્વજ્ઞ, ઋષિ મહર્ષિ કિંવા મહાન્ પુરુષ તરીકે જ જાગ્રતિમાં આવે છે. આ પરિણામ જ્ઞાન અને અજ્ઞાનયુક્ત અવસ્થામાં રહેલા ભેદને સ્પષ્ટતાથી વ્યક્ત કરી બતાવે છે.

**પ્રશ્ન:**-પ્રોફેસર——ના અનુસંધાનને આગળ લંબાવીને હું આપના મુખથી જાણવા માગું છું કે, તમારા આર્યાવર્તના લોકો પ્રાચીનકાળમાં જેવી રીતે નિઃસંશય આત્મસમાધિ (Self-hypnotizm)નાં મૂળ તત્ત્વોનો અતિશય અધિક પ્રમાણમાં અભ્યાસ કરતા હતા, તેવી જ રીતે અત્યારે પણ એ આત્મસમાધિનાં મૂળતત્ત્વોનો જેમણે અભ્યાસ કરેલો હોય, એવા કોઈ પણ મનુષ્યો આપના જાણવામાં છે ખરા કે? તેમ જ એ વિશે ગત કેટલાક સમયમાં શું શું બોલાયું છે અને વ્યવહારમાં તેની કેટલા પ્રમાણમાં યોજના કરાયલી છે વારુ? મારી તો એવી જ ધારણા છે કે, વર્તમાન ભારતમાં આત્મસમાધિના એવા અભ્યાસકો વિશેષ પ્રમાણમાં છે જ નહિ.

**ઉત્તર:**-પાશ્ચાત્ય દેશમાં તમે જેને સમાધિ (Hypnotizm)ના નામથી ઓળખો છો, તે સત્ય વસ્તુનો કેવળ એક ભાગ જ છે; અને હિંદુઓ તેને 'સમાધિ'માંથી એટલે કે, અજ્ઞાનનિદ્રામાંથી મુક્ત થવાની ક્રિયાના નામથી ઓળખે છે, એટલો જ માત્ર ભેદ

છે. તેઓ કહે છે કે, તમે સમાધિ (મોહનિદ્રા)માં તો પ્રથમથી જ પડેલા છો, અને એટલામાટે તમારે હવે એ સમાધિથી મુક્ત થવાની અને જાગ્રદવસ્થામાં આવવાની આવશ્યકતા છે. "ત્યાં સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર અને સૌદામિની પણ પ્રકાશને પ્રસારી શકતાં નથી; તો પછી માનવના આ મર્ત્ય અગ્નિમાં ત્યાં પ્રકાશને પ્રસારવાની શી શક્તિ હોઈ શકે વારુ? તે પ્રકાશમય અમ્ય સર્વ વસ્તુઓને પ્રકાશિત કરે છે." અર્થાત્ એ સમાધિમાં પડવું નથી, કિંતુ સમાધિમાંથી મુક્ત થવું જ છે. અમારી માન્યતા એવા પ્રકારની છે કે, જે ધર્મ આ વસ્તુઓને સત્ય તરીકે ઓળખવાનો ઉપદેશ આપે છે, તે પ્રત્યેક ધર્મ એક કે બીજા સ્વરૂપમાં કેવળ મોહસમાધિનો કિંવા અસત્ય સમાધિનો જ પાઠ ભણાવે છે. કેવળ અદ્વૈતવાદી જ આવા પ્રકારના મોહસમાધિમાં પડવાની ઇચ્છા રાખતો નથી. કેવળ અદ્વૈતવાદીની જ એવી પદ્ધતિ છે કે, જે દ્વૈતવાદના પ્રત્યેક સ્વરૂપની સાથે મોહનિદ્રા કિંવા અજ્ઞાનસમાધિનું આગમન થાય છે, એ તત્ત્વને અલ્પ કિંવા અધિક પ્રમાણમાં જાણી શકે છે; અને એટલામાટે તે ગર્જના કરી કરીને ઉચ્ચ સ્વરથી કહ્યા કરે છે કે, વેદોને, પૌરુષેય ઈશ્વરને, વિશ્વને, અરે એટલું જ નહિ પણ તમારાં શરીર તથા મનને પણ ત્યાગી દ્યો અને જો એ સમાધિ કિંવા અજ્ઞાન-નિદ્રામાંથી તમારે સંપૂર્ણ મુક્તિ મેળવવી હોય, તો એમાંની એક પણ વસ્તુને તમે તમારામાં અવશિષ્ટ રહેવા દેશો નહિ. "જ્યાં ચિત્તની ચંચળતાનો અંત થાય છે અને બ્રહ્માનંદનો સાક્ષાત્કાર થવાથી ભયનો ભાસ માત્ર પણ રહેતો નથી!" એવી જે અવસ્થા તે જ સમાધિમુક્ત અવસ્થા છે. "મારામાં ગુણ પણ નથી અને દુર્ગુણ પણ નથી; મારામાં સુખ નથી તેમ જ દુઃખ પણ નથી; મને વેદો, બલિદાન અને વિધિ આદિનું બંધન પણ નથી; તેમ જ હું ભોજ્ય નથી, ભોજન નથી તથા ભોજક પણ નથી; કારણ કે, હું તો કેવળ સત, ચિત્ અને આનંદરૂપ જ છું; હું સચ્ચિદાનંદ છું, હું સચ્ચિદાનંદ છું!" અમે સમાધિવિદ્યા વિશે સર્વ કાંઈ જાણીએ છીએ. અમે એક એવી અધ્યાત્મવિદ્યાના સ્વામી છીએ કે, જેને જાણવામાટેનો પાશ્ચાત્યોએ હજી તો આરંભ જ કરવા માંડ્યો છે; પરંતુ તેમનો અમારી એ અધ્યાત્મવિદ્યાને જાણવા-માટેનો પ્રયત્ન જેટલો યોગ્ય અને અનુરૂપ હોવો જોઇએ, તેટલો તે નથી, એ જણાવતાં મને અતિશય ખેદ થાય છે.

**પ્રશ્નઃ**–આકાશશરીર તમે શાને કહો છો વારુ?

**ઉત્તરઃ**–આકાશશરીર (Astral body) તે છે કે, જેને અમે 'લિંગશરીર'-ના નામથી ઓળખીએ છીએ. આ સ્થૂલ શરીરથી પોતાના મરણ પછી અન્ય

શરીરને ધારણ કરી શકાતું નથી; અને તે કરી પણ કેવી રીતે શકાય વારુ? કારણ કે, જડતા વિના શક્તિ રહી શકતી નથી; એટલામાટે સૂક્ષ્મ જડતાનો એક અલ્પ ભાગ અવશિષ્ટ રહે છે અને તે દ્વારા આંતરિક ઇન્દ્રિયો અથવા ઉપકરણો એક અન્ય શરીરને નિર્માણ કરે છે; કારણ કે, પ્રત્યેક પોતાના શરીરને પોતે જ નિર્માણ કરે છે અને જે શરીરને નિર્માણ કરે છે, તે મન છે. જો હું એક સાધુ અથવા સંન્યાસી થઈ જાઉં, તો મારી બુદ્ધિ એક સાધુ કિંવા સંન્યાસીની બુદ્ધિમાં પરિવર્ત્તિત થઈ જાય છે અને યોગીઓનો એવો અભિપ્રાય છે કે, યોગી આ જીવનમાં જ, જો ધારે તો, પોતાના માનવ શરીરને દેવના દેહમાં પરિવર્ત્તિત કરી શકે છે.

યોગીજનો અનેક પ્રકારના આશ્ચર્યકારક ચમત્કારોનો સાક્ષાત્કાર કરાવે છે. લક્ષાવધિ ઉપપત્તિઓ કરતાં એક કિંચિન્માત્ર પ્રત્યક્ષ આચારની મહત્તા અત્યંત વિશેષ છે. એટલામાટે જો અમુક એક કાર્ય પ્રત્યક્ષ મારા જોવામાં ન આવ્યું હોય, એટલે માત્ર એ કારણથી જ તે કાર્ય કિંવા વસ્તુને અસત્ય તરીકે વ્યક્ત કરવાનો મને કોઈ પણ પ્રકારનો અધિકાર નથી. યોગી જનોનાં પુસ્તકો સ્પષ્ટતાથી એમ જણાવે છે કે, અભ્યાસ અને તે અભ્યાસને આચારમાં યોજવાના વ્યવહારથી તમે સર્વ પ્રકારનાં અત્યંત આશ્ચર્યકારક પરિણામોને પ્રાપ્ત કરી શકો તેમ છે. કેટલાંક લઘુ પરિણામો તો કેવળ અલ્પ કાળના નિયત અભ્યાસના યોગે જ પ્રાપ્ત થઈ શકે તેમ છે અને તેથી પ્રત્યેકે જાણવું જોઇએ કે, એમાં અશકયતા જેવું અથવા તો માયાજાળ કિંવા છળકપટ જેવું કાંઈ પણ નથી. તેમ જ વળી એ યોગીશ્વરો સર્વ ધર્મશાસ્ત્રોમાં વર્ણવાયલી અત્યંત આશ્ચર્યકારક ઘટનાઓને વૈજ્ઞાનિક પદ્ધતિથી સમજાવી શકે છે. હવે અહીં જે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે, તે એ છે કે, સર્વ રાષ્ટ્રોમાં એક સરખી રીતે ચમત્કારોના એ ઉલ્લેખોનો પ્રવેશ કેવી રીતે થવા પામ્યો? જે મનુષ્ય ચમત્કૃતિઓને અસત્ય કહે છે અને તે વિશેના સમાધાનકારક નિરૂપણને પણ ધિક્કારી કાઢે છે, તે મનુષ્ય બુદ્ધિમાન્ તો નથી જ. જ્યાં સુધી એવા ચમત્કારોને તમે સપ્રમાણ અસત્ય સિદ્ધ ન કરી શકો, ત્યાં સુધી તેમને અમાન્ય કરવાનો તમને કોઈ પણ પ્રકારનો અધિકાર નથી. જ્યારે તમે એમ સિદ્ધ કરી બતાવી શકો કે, એ ચમત્કારો સર્વથા આધાર વિનાના અને કેવળ કાલ્પનિક જ છે, તે વેળાએ જ તમને તેમની વિરુદ્ધ ઊભા થવાનો અને તેમને અમાન્ય કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. પરંતુ તમે અદ્યાપિ તેમને સપ્રમાણ અસત્ય સિદ્ધ કરી શકયા નથી; એથી વિરુદ્ધ યોગી જનો તો એમ જ જણાવે છે કે, એ ચમત્કારો નથી, એટલું જ નહિ, પણ તેઓ અધિકારપૂર્વક એમ પણ કહે છે કે,—

'એ સર્વ સત્ય વસ્તુઓ છે અને તે સાક્ષાત્ કરી બતાવવાને આજે પણ અમે તૈયાર છીએ!' આજે પણ આર્યાવર્તમાં નિત્ય અનેક આશ્ચર્યકારક કૃતિઓ કરવામાં આવે છે; છતાં તેમાંની કોઈ પણ કૃતિ ચમત્કારવડે કરાતી નથી. એ વિષયના ત્યાં અનેક ગ્રંથો અસ્તિત્વ ધરાવે છે. હવે ધારો કે, એ વિષયમાં કેવળ અધ્યાત્મવિદ્યાપ્રતિ વૈજ્ઞાનિક પદ્ધતિથી આગળ વધવાના કાર્ય ઉપરાંત બીજું કાંઈ વધારે ન પણ કરાયું હોય, તોય એટલી કૃતિનું શ્રેય પણ એ યોગીઓને જ આપવું જોઇએ, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ.

**પ્રશ્ન:**-તમે કહી શકશો કે, સ્થૂલરૂપમાં એવાં કયાં પ્રકટીકરણો છે કે, જેમનો યોગીજનો સાક્ષાત્કાર કરાવી શકતા હોય?

**ઉત્તર:**-અન્ય વિજ્ઞાનશાસ્ત્રમાં જેવી રીતે આવવું અને વિજ્ઞાનશાસ્ત્રનો પ્રયોગ કરવો, એટલા જ વિશ્વાસની આવશ્યકતા હોય છે, તે જ પ્રમાણે યોગીને પણ યોગશાસ્ત્રના પ્રયોગમાં એના કરતાં અધિક વિશ્વાસ કિંવા શ્રદ્ધાની આવશ્યકતા હોતી નથી. યોગીની આદર્શ ભાવના મહાપ્રમાણ અથવા દારુણ હોય છે. મનઃશક્તિવડે કેટલીક સાધારણ ચમત્કૃતિઓ તો કરી શકાય છે, એ તો મેં પ્રત્યક્ષ જોયેલું છે, અને તેટલામાટે અસાધારણ ચમત્કૃતિઓ પણ થઈ શકતી હશે, એમ માનવાનું મારી પાસે સબળ કારણ છે; અસાધારણ ચમત્કૃતિઓમાં અશ્રદ્ધા રાખવાનો મને પોતાને કશો પણ અધિકાર નથી. શાશ્વત શાંતિ તથા સર્વવ્યાપક અને સર્વશક્તિમાન્ પરમાત્માદ્વારા પ્રેમની પ્રાપ્તિ અને પ્રેમનો પ્રસાર, એ જ યોગીની એક માત્ર આદર્શભાવના હોય છે. એક એવો યોગી મારા જાણવામાં છે કે, જેને એક સર્પે દંશ દીધો હતો અને તેથી તે મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર પછડાઈ પડ્યો હતો. સંધ્યાકાળે પાછો તે સજીવન થયો અને જ્યારે તેને એમ પૂછવામાં આવ્યું કે,-"શી ઘટના થઈ હતી?" ત્યારે એના ઉત્તરમાં તેણે કેવળ એટલા શબ્દો જ ઉચ્ચાર્યા હતા કે;-"એ તો મારા પરમાત્માનો દૂત મારી પાસે આવ્યો હતો!" એ યોગી પુરુષના અંતઃકરણમાંના ધિક્કાર, ક્રોધ અને દ્વેષ આદિ સર્વ નીચ વિકારો બળીને ભસ્મીભૂત થઈ ગયા છે; એટલામાટે કોઈ પણ વિકાર તેને પ્રત્યાઘાત કિંવા પ્રતિહિંસાના માર્ગમાં પ્રેરી શકે તેમ નથી; તે સર્વ કાળમાં અનંત પ્રેમરૂપ છે અને તેની સ્નેહસત્તામાં તે સર્વશક્તિમાન્ છે. સત્ય યોગીનું સ્વરૂપ આવા પ્રકારનું હોય છે અને એ ભિન્ન ભિન્ન ચમત્કારોને વ્યક્ત કરવા, તે તો યોગના માર્ગમાંની આકસ્મિક ઘટનાઓ જ છે. એ કાંઈ યોગીને પ્રાપ્ત કરવાની અંતિમ સાધ્યરૂપ વસ્તુઓ નથી. યોગી કહે છે કે,

કેવળ યોગી વિના અન્ય પ્રત્યેક મનુષ્ય ગુલામ જેવો છે; કારણ કે, જે યોગી ન હોય તેવો પ્રત્યેક મનુષ્ય અન્ન, વાયુ, જળ, સ્ત્રી, સંતાનો, લક્ષ્મી, રાષ્ટ્ર, નામના, કીર્ત્તિ અને આ સંસારમાંની એવી બીજી પણ સહસ્રાવધિ વસ્તુઓનો દાસ કિંબહુના આજ્ઞાધારક દાસાનુદાસ જ હોય છે. જે મનુષ્ય આ સર્વ બંધનોમાંના એક પણ બંધનમાં બંધાયલો હોતો નથી, તે જ માત્ર સત્ય મનુષ્ય છે; અને તે જ કેવળ સત્ય યોગી છે. "જે લોકો સમતા અથવા સમભાવમાં દૃઢ છે, તેઓ પોતાના આ જીવનમાં જ સ્વર્ગને જીતી ચૂકયા છે. ઈશ્વર શુદ્ધ અને સર્વને સમાન હોવાથી સમતાશીલ પુરુષો ઈશ્વરરૂપ જ મનાય છે."

**પ્રશ્નઃ**–યોગી જનો જાતિને કશી પણ મહત્તા આપે છે ખરા કે?

**ઉત્તરઃ**–નહિ; કારણ કે, જાતિ તો જેમનો વિકાસ થએલો ન હોય એવાં મનોને કેળવવામાટેની કેવળ એક શાળા જ છે.

**પ્રશ્નઃ**–ત્યારે શું અતિજ્ઞાનની અવસ્થાવિષયક એ ભાવના અને ભારતવર્ષની ઉષ્ણતાનો પરસ્પર કશો પણ સંબંધ છે જ નહિ?

**ઉત્તરઃ**–મારી માન્યતા પ્રમાણે તો તેમનો તેવો કશો પણ પરસ્પર સંબંધ નથી; કારણ કે, ભારતવર્ષમાં આ સર્વ તત્ત્વજ્ઞાન કિંવા તત્ત્વદર્શનનો સમુદ્રની સપાટીથી પંદર હજાર ફીટની ઉંચાઇપર, હિમાલય પર્વતમાં, સર્વથા ઉત્તર ધ્રુવમાંની શીતલતા સમાન શીતલતામાં જ વિચાર કરવામાં આવ્યો હતો.

**પ્રશ્નઃ**–શીત વાતાવરણમાં એવી રીતે એ વિષયમાં વિજયપ્રાપ્તિની શકયતા છે ખરી કે?

**ઉત્તરઃ**–એ વિષયમાં વિજયપ્રાપ્તિની સર્વ પ્રકારે શીત વાતાવરણમાં શકયતા છે, એટલું જ નહિ, પણ આ વિશ્વમાં જે કોઈ પણ વ્યવહાર્ય વસ્તુ હોય તો તે કેવળ એ જ છે. અમે કહીએ છીએ કે, તમે એક જન્મસિદ્ધ વેદાંતી છો, એટલું જ નહિ, પણ તમારામાંનો પ્રત્યેક મનુષ્ય વેદાંતી જ જન્મેલો છે. તમારા જીવનના પ્રત્યેક ક્ષણમાં તમે પ્રત્યેક વસ્તુસાથેની તમારી એકતાને વ્યક્ત કર્યા કરો છો. જે જે વેળાયે તમારું અંતઃકરણ વિશ્વાભિમુખ અથવા વિશ્વવ્યાપક થાય છે, તે પ્રત્યેક વેળાયે તમે એક સત્ય વેદાંતી છો, પરંતુ ભેદ માત્ર એટલો જ છે કે, તમારી તે અવસ્થાને તમે જાણતા નથી. તમે નૈતિક છો, પરંતુ શામાટે નૈતિક છો એના કારણને તમે જાણતા નથી; અને વેદાંતતત્ત્વજ્ઞાનની મહત્તા એટલી જ છે કે, તેણે જ્ઞાન તથા અજ્ઞાનનું પૃથક્કરણ કરીને મનુષ્યને જ્ઞાનપુરઃસર નૈતિક થવાનો પાઠ ભણાવ્યો છે. એ સર્વ ધર્મોનો નિષ્કર્ષ છે.

**પ્રશ્ન:**–તમે એમ કહી શકો છો ખરા કે, અમારા પાશ્ચાત્ય લોકોમાં એવું કોઈ પણ અસામાજિક તત્ત્વ રહેલું છે ખરું કે, જે અમને બહુત્વવાદી બનાવતું હોય, તેમ જ પૌરસ્ત્ય લોકો અનુકંપા અને સહાનુભૂતિના વિષયમાં અમારા કરતાં વિશેષ ઉત્તમ છે ખરા કે?"

**ઉત્તર:**–મારા વિચાર પ્રમાણે પાશ્ચાત્ય લોકો વિશેષ ક્રૂર છે અને પૌરસ્ત્ય લોકો સર્વ વ્યક્તિઓપ્રતિ દયાભાવ રાખવામાં અધિક ઉદાર છે. પરંતુ એનું મૂળ કારણ એ છે કે, તમારી પાશ્ચાત્ય સંસ્કૃતિ અથવા સુધારણા છેલ્લા બહુ જ અલ્પ કાળથી અસ્તિત્વમાં આવેલી હોવાથી અદ્યાપિ બાલ્યા દશામાં છે. કોઈ પણ એક વસ્તુને દયાના અધિકારતળે લાવવામાટે દીર્ઘ કાળની આવશ્યકતા હોય છે. તમારામાં શક્તિ અથવા સત્તા તો રહેલી છે, પરંતુ તમારી મનઃસંસ્કૃતિની તે સત્તાપ્રાપ્તિની સમાનરેખામાં પ્રગતિ થએલી નથી અને મનને અધિકારમાં રાખવાની શક્તિનો ખાસ કરીને તમે બહુ જ અલ્પ અભ્યાસ કર્યો છે. તમે હજી કેટલોક સમય વીત્યા પછી જ પોતાને સભ્ય અને ઉત્તમ બનાવવાના કાર્યમાં વિજય મેળવી શકશો. પરંતુ એ સભ્યતા અને ભદ્રતાની લાગણી ભારતવર્ષના મનુષ્યોના રક્તના પ્રત્યેક બિંદુમાં ભીષણ ગર્જના કરી રહી છે. ધારો કે, હું જો ભારતવર્ષનાં સાધારણ ગ્રામોમાં જાઉં અને ગ્રામ્ય જનોને રાજનીતિના પાઠો ભણાવવાની ચેષ્ટા કરું, તો તેઓ મારા આશયને કદાપિ સમજી શકે તેમ નથી; પરંતુ જો હું તેમને વેદાંતનું શિક્ષણ આપવાનો પ્રયત્ન કરું, તો તે વેળાયે તેઓ એવો જ ઉદ્‌ગાર કાઢવાના કે;–"સ્વામીજી, હવે તમે તમારા યોગ્ય સ્થાનમાં આવ્યા!" આજે પણ ભારતવર્ષમાં વૈરાગ્ય અથવા અનાસક્તિનો સર્વત્ર પ્રચાર થએલો જોવામાં આવ્યા કરે છે. અત્યારે જો કે અમે અત્યંત અવનત દશામાં આવી પડ્યા છીએ, છતાં અમારામાં ધર્મની એ ભાવના તો પ્રજ્વલિત છે કે જેના યોગે આજે પણ રાજાઓ સુદ્ધાં પોતાના સિંહાસનોને ત્યાગી **'करतलभिक्षा तरुतलवासः'** એ પ્રમાણેની સ્થિતિને સ્વીકારી લે છે અને દેશમાં જ્યાં ઇચ્છા આવે ત્યાં અનાસક્ત અવસ્થામાં ભ્રમણ કરવાને તૈયાર થઈ જાય છે.

કેટલાંક સ્થાનોમાં એક સાધારણ ગ્રામ્ય બાળા પોતાના રેંટિયાને ફેરવતી અને સૂતર કાંતતી એ પ્રમાણેના ઉદ્‌ગારો જ કાઢ્યા કરે છે કે;–"મારી આગળ દ્વૈતભાવની તો વાત જ કરશો નહિ; કારણ કે, મારો રેંટિયો પણ **'सोऽहम् सोऽहम्'** નો ધ્વનિ કર્યાં કરે છે!" એવા પ્રકારના લોકો આગળ જાઓ અને તેમને પૂછો કે, "એક બાજૂએ તમે આવી રીતે અદ્વૈત ભાવનાનું પ્રતિપાદન કરો છો અને બીજી બાજૂએ

એક પાષાણપ્રતિમાનાં ચરણોમાં મસ્તક નમાવો છો, એનું શું કારણ છે વારુ?" તો એ પ્રશ્નના ઉત્તરમાં તેઓ તમને એમ જ કહેશે કે;–"તમારા અભિપ્રાય પ્રમાણે એક પ્રકારની વિશિષ્ટ માન્યતા તે જ ધર્મ છે, પરંતુ અમે તો સાક્ષાત્કારને જ ધર્મ માનીએ છીએ." તેમાંનો એકાદ મનુષ્ય એમ પણ કહેવાનો કે;–"જ્યારે આ સમસ્ત મૂર્ત્તિ આદિ દશ્ય ભાવોનો લોપ થઈ જશે, અને જ્યારે હું સત્ય વસ્તુનો સાક્ષાત્કાર કરીશ, તે વેળાયે હું વેદાંતી થવાનો! પરંતુ જ્યાંસૂધી એ પ્રમાણે ન થાય, ત્યાંસૂધી મારામાં અને એક અજ્ઞ મનુષ્યમાં કશો પણ ભેદ છે જ નહિ; અને એટલામાટે જ તે સાક્ષાત્કારના પ્રદેશમાં પહોંચવાના ઉદ્દેશથી જ હું આ પાષાણોને પૂજવાના અને દેવાલય આદિમાં જવાના કર્મને આદરી બેઠો છું. મેં પરમાત્મા વિશે સાંભળ્યું તો બહુ છે, પરંતુ મારી તેને જોવાની અને તેનો સાક્ષાત્કાર કરવાની પરમ આંકાક્ષા છે." "વાણીના ભિન્ન ભિન્ન પ્રકારો, વિષયપ્રતિપાદનની ભિન્ન ભિન્ન શૈલીઓ અને શાસ્ત્રોની ભિન્ન ભિન્ન પદ્ધતિઓ આદિ કેવળ વિદ્વજ્જનોના આનંદમાટેની વસ્તુઓ છે; એમના યોગે કાંઈ મુક્તિની પ્રાપ્તિ થઈ શકતી નથી." (શંકરાચાર્ય). આપણને મુક્તિના પ્રદેશમાં પહોંચાડનાર જો કોઈ પણ વસ્તુ હોય, તો તે કેવળ એક સાક્ષાત્કાર જ છે.

**પ્રશ્ન:**–જે લોકો જાતિના ધ્યાનને દઢતાથી વળગી રહેલા છે, તેમનામાં એ આત્મિક મુક્તિનો નિવાસ છે ખરો કે?

**ઉત્તર:**–કદાપિ નહિ. અધ્યાત્મવિદ્યાના અભ્યાસકોનો તો એ જ અભિપ્રાય છે કે, જાતિ જેવું કાંઈ પણ હોવું જ ન જોઇએ; માત્ર એટલું જ નહિ, પણ જેઓ જાતિબંધનમાં દઢતાથી જકડાયલા છે, તેઓ પણ એ વાર્ત્તાને તો અવશ્ય સ્વીકારે છે જ કે, જાતિસંસ્થા તે એક સંપૂર્ણ સંસ્થા તો નથી જ. પરંતુ એ સાથે તેઓ એમ પણ કહ્યા વિના રહેતા નથી કે, જ્યારે તમે અમને એના કરતાં કોઈ વધારે સારી અને સંપૂર્ણતાવાળી સંસ્થા મેળવી આપશો, તે વેળાયે અમે અમારી આ અપૂર્ણ જાતિસંસ્થાનો ત્યાગ કરીશું; તે પૂર્વે તો નહિ જ. તેઓ પૂછે છે કે, 'તમે અમને એ સંસ્થાના બદલામાં બીજી કઈ સંસ્થા આપવા ઇચ્છો છો વારુ? કારણ કે, જાતિનો સર્વથા અભાવ હોય એવું સ્થાન કયું છે અને કયાં છે?' તમારા રાષ્ટ્રમાં તમે સદા સર્વ કાળ જાતિને બનાવવામાટે મથ્યા કરો છો; અને અમેરિકામાં જ્યાં એક મનુષ્ય ડૉલરોનો એક કોથળો મેળવવાને શક્તિમાન્ થાય છે, એટલે તરત તેના મુખમાંથી એવો જ ઉદ્ગાર નીકળી પડે છે કે;–"હું પણ ચાર સોમાંનો જ એક

છું!" એક ચિરસ્થાયિની જાતિસંસ્થાને નિર્માણ કરવાના કાર્યમાં કેવળ અમો હિંદુઓ જ સર્વથા વિજયી થએલા છીએ. અન્ય રાષ્ટ્રો એમાટે મંથન કરી રહ્યા છે, પરંતુ અદ્યાપિ તેમના વિજયી થવાનો રંગ દેખાતો નથી. અમારામાં અંધશ્રદ્ધા અને અંધપરંપરાની વિપુલતા છે; પરંતુ તમારા દેશમાંથી અંધશ્રદ્ધા અને મૂઢવિશ્વાસમૂલક ભાવનાઓને કાઢી લેવામાં આવે, તો તેથી તમારા દેશની સ્થિતિની સુધારણા થવાનો સંભવ છે ખરો કે? અત્યારે પણ હજી અમારા દેશમાંના ત્રીશ કરોડ મનુષ્ય પ્રાણીઓને ખાવામાટે જે રોટલાનો કકડો મળ્યા કરે છે, તે કેવળ એ જાતિસંસ્થાનો જ પ્રતાપ છે. એ એક અપૂર્ણ સંસ્થા છે, એ વિશે તો કાંઈ શંકા છે જ નહિ; છતાં પણ જો એ જાતિસંસ્થા અસ્તિત્વમાં ન આવી હોત, તો આજે અભ્યાસમાટે જે સંસ્કૃત ગ્રંથો તમને મળી શકે છે, તે મળવાનો સંભવ પણ નહોતો. એ જાતિસંસ્થાએ એવી તો મજબૂત દીવાલોનો કિલ્લો બાંધ્યો હતો કે, જેની આસપાસ સર્વ પ્રકારનાં આક્રમણ અને હલ્લાએ વીંટળાઇને તેમને તોડી નાખવામાટેના પોતાથી બની શકે તેટલા પ્રયત્નો કર્યા, છતાં એ જાતિદુર્ગની દીવાલોને ભેદવાનું કાર્ય પરિણામે તેમને સર્વથા અશક્ય અને અસંભવનીય જ જણાયું હતું. અદ્યાપિ એ જાતિસંસ્થાની આવશ્યકતાનો લોપ થયો નથી અને તેટલામાટે જ જાતિસંસ્થા આજ પર્યન્ત દૃઢતાથી ટકી રહેલી છે. અત્યારે અમે જે જાતિસંસ્થા ધરાવીએ છીએ, તે અમારી આજથી સાત સો વર્ષ પૂર્વની જાતિસંસ્થા નથી. પ્રત્યેક આઘાતે તેમાં પોતાનો ખીલો મારી દીધો છે. એવો દેશ કેવળ ભારતવર્ષ જ છે કે, જે અન્ય દેશને જીતી લેવામાટે પોતે કદાપિ ક્યાંય બહાર ગયો નથી, એ તમે જાણો છો ખરા કે? મહાન્ સમ્રાટ્ અશોકે પોતાના વંશજોમાટે દૃઢતાપૂર્વક એવી નીતિ આંકી દીધી હતી કે, તેના વંશજોમાંના કોઇએ પણ વિજયપ્રાપ્તિમાટે બાહ્ય દેશમાં જવું નહિ. 'અન્ય દેશના લોકો જો ધર્મોપદેશકોને આપણા દેશમાં મોકલી આપે, તો તેમને આપણે આપણાથી બની શકતી સહાયતા આપવી, પરંતુ તેમને કોઈ પણ પ્રકારની હાનિ તો ન જ પહોંચાડવી;' એ પણ અશોકની જ આજ્ઞા છે. ત્યારે હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, અન્ય સર્વ દેશોના લોકો હિંદુઓને જીતી લેવામાટે ભારતવર્ષમાં શામાટે આવે છે વારુ? શું હિંદુઓએ કોઈ પણ રાષ્ટ્રને કોઈ વાર પણ કશી હાનિ પહોંચાડી છે ખરી? નહિ જ; કિંબહુના તેમનાથી જેટલા પ્રમાણમાં કરી શકાયું તેટલું તેમણે વિશ્વનું કલ્યાણ જ કર્યું છે. હિંદુઓએ સર્વ દેશોને વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને ધર્મનું શિક્ષણ આપ્યું હતું અને પૃથ્વીમાંની અસભ્ય

જાતિના લોકોને પણ સુધાર્યાં હતા. પરંતુ અત્યારે હિંદુઓને તેમના એ ઉપકારોનો બદલો કેવળ ખૂન કરીને, તેમની સાથે નિષ્ઠુર શાસનનો સંબંધ રાખીને અને તેમને 'પાષાણને પૂજનારા ખલ જનો' (Heathen rascals) કહીને જ વાળી આપવામાં આવે છે. ભારતવર્ષ વિશે કેટલાક પાશ્ચાત્ય લોકોએ લખેલાં પુસ્તકો અને ભારતવર્ષમાં જે અનેક પાશ્ચાત્યો પ્રવાસમાટે જાય છે તેમની લખેલી પ્રવાસકથાઓને વાંચતાં મારા આ કથનની યથાર્થતા તત્કાળ તમારા જાણવામાં આવી જાય તેમ છે. ત્યારે હું હવે એમ પૂછવા માગું છું કે, હિંદુઓ પાસેથી તેમના કયા વૈરનો બદલો વાળવામાટે આમ મુઠ્ઠીઓ વાળીને હિંદુઓપર, તેમને ચગદી નાખવામાટે, પાશ્ચાત્યો આટલા બધા તૂટી પડ્યા છે? પાશ્ચાત્યોનો હિંદુઓએ એટલો બધો તે શો ભયંકર અપરાધ કર્યો છે વારુ?

**પ્રશ્નઃ**–સુધારણા અથવા સંસ્કૃતિ વિશે વેદાંતની શી કલ્પના છે વારુ?

**ઉત્તરઃ**–તમે તત્ત્વજ્ઞાની છો અને તેથી સુવર્ણની મંજૂષા મનુષ્ય અને મનુષ્ય વચ્ચે કાંઈ પણ ભેદને ઉત્પન્ન કરતી હોય, એમ તો તમે ધારતા નથી જ. આ સર્વ યંત્રો અને વિજ્ઞાનશાસ્ત્રોની શી મહત્તા છે વારુ? અર્થાત્ એ સર્વનું એક જ પરિણામ છે અને તે એ કે, એઓ જ્ઞાનનો પ્રસાર કરે છે. તમે આવશ્યકતાના પ્રમેયનું નિરાકરણ કર્યું નથી, કિંતુ એ પ્રમેયને તીવ્રતર જ બનાવેલું છે. યંત્રો દરિદ્રતાના પ્રશ્નનું નિરાકરણ કરતા નથી; કિંતુ તેઓ મનુષ્યોને કેવળ અધિક પ્રયાસશીલ કર્યાં કરે છે. દિવસાનુદિવસ પ્રતિસ્પર્ધા તીવ્રતર થતી જાય છે. પ્રકૃતિની પોતાની પણ શી મહત્તા છે વારુ? એક મનુષ્ય તારદ્વારા વિદ્યુચ્છક્તિને અન્યત્ર મોકલે છે અને તે મનુષ્યનું કોઈ પણ સ્મારક ચિહ્ન તમે શામાટે બનાવો છો વારુ? શું એ વિદ્યુચ્છક્તિને પ્રેરવાનું કાર્ય પ્રકૃતિ પોતે તેના કરતાં લક્ષાવધિ વાર વધારે નથી કરતી કે? પ્રત્યેક વસ્તુ પ્રકૃતિમાં પ્રથમથી જ અસ્તિત્વ નથી ધરાવતી કે શું? અર્થાત્ પ્રકૃતિમાંથી તમે તે વસ્તુને પ્રાપ્ત કરો, તેનું તે શું મૂલ્ય હોય શકે વારુ? કારણ કે, તે તો પ્રથમથી જ તેમાં રહેલી છે. સારાંશ કે, વિદ્યુચ્છક્તિના સંશોધકની જો કાંઈ પણ મહત્તા હોય, તો તે એટલી જ કે, તે પ્રકૃતિમાં ગુપ્તભાવે રહેલી એ શક્તિનો વિકાસ કરે છે અથવા તો તેને પ્રકાશમાં લાવે છે. આ વિશ્વ કેવળ એક વ્યાયામશાળા છે કે જેમાં આત્મા વ્યાયામ કરે છે; અને વિશ્વમાંના એ વ્યાયામોના કાર્યની સમાપ્તિ પછી આપણે દેવ થઇએ છીએ. અર્થાત્ અમુક વસ્તુ કેટલા પ્રમાણમાં ઈશ્વરના પ્રકટીકરણરૂપ છે, એના આધારે જ પ્રત્યેક વસ્તુના મૂલ્ય અથવા મહત્ત્વનો

આંતમ નિર્ણય કરી શકાય છે. મનુષ્યમાં જે દિવ્યતા રહેલી છે, તે દિવ્યતાનું જે પ્રકટીકરણ તે જ સુધારણા કિંવા સંસ્કૃતિ છે, એવો વેદાંતનો અભિપ્રાય છે.

**પ્રશ્નઃ**–બૌદ્ધ લોકો કાંઈ પણ જાતિનિયમો ધરાવે છે ખરા કે?

**ઉત્તરઃ**–બૌદ્ધ લોકોમાં પ્રથમથી જ જાતિ જેવું કાંઈ હતું જ નહિ; તેમ જ ભારતવર્ષમાં બૌદ્ધોની સંખ્યા અતિશય અલ્પ છે. બુદ્ધ પોતે એક સામાજિક સુધારક હતો; છતાં જ્યાં બૌદ્ધ લોકોની વિપુલતા છે એવા દેશોમાં પણ જાતિને નિર્માણ કરવામાટેના પ્રબળ પ્રયત્નો કરાયલા મારા જોવામાં આવ્યા છે; પરંતુ ખેદ માત્ર એટલો જ કે, તેઓ પોતાના એ પ્રયત્નોમાં અદ્યાપિ લેશ માત્ર પણ વિજય મેળવી શકયા નથી. વ્યાવહારિક દૃષ્ટિથી જોતાં બૌદ્ધોની કોઈ જાતિ છે જ નહિ; છતાં પણ તેઓ પોતાના મનમાં તો પોતાની જાતિવિશે સંપૂર્ણ અભિમાન ધરાવે છે.

બુદ્ધ પોતે વેદાંતમતના સન્યાસીઓમાંનો એક સંન્યાસી હતો; અને જેવી રીતે આજે પણ કેટલાક લોકોએ નવીન પંથોને નિર્માણ કરેલા છે, તેવી જ રીતે તેણે પણ પોતાના એક નવીન પંથને નિર્માણ કર્યો હતો. જે વિચારોને આજે બૌદ્ધ વિચારોના નામથી ઓળખવામાં આવે છે, તે વિચારો બુદ્ધના પોતાના હતા જ નહિ; કિંતુ તે વિચારો તો બુદ્ધથી પણ પૂર્વના એટલે કે અત્યંત પ્રાચીન કાળના હતા. પરંતુ બુદ્ધ પોતે એક મહાપુરુષ હોવાથી તેણે તે વિચારો અથવા ભાવોને એક પ્રકારની શક્તિ અર્પી હતી. જો બૌદ્ધ ધર્મમાં કોઈ પણ અદ્વિતીય તત્ત્વ રહેલું હોય, તો તે કેવળ તેમાંનું સામાજિક તત્ત્વ હતું. બ્રાહ્મણો અને ક્ષત્રિયો સદા સર્વદા અમારા શિક્ષકોની પદવીએ વિરાજતા આવ્યા છે; ઉપનિષદોનો વિશેષતમ ભાગ ક્ષત્રિયોનો લખેલો છે, એટલે કે, ઉપનિષદોમાંના ઘણાખરા ઉપનિષદોના નિર્માતા ક્ષત્રિયો જ છે; અને વેદોમાં જે કર્મકાંડવિભાગો છે તે બ્રાહ્મણો પાસેથી આવેલા છે. સમસ્ત ભારતવર્ષમાંના અમારા મહાન્ શિક્ષકોમાં અધિકતમ સંખ્યા ક્ષત્રિયોની જ થએલી છે; અને એ ક્ષત્રિય શિક્ષકો કિંવા ધર્મોપદેશકો પોતાના ધર્મોપદેશના કિંવા જ્ઞાનદાનના કાર્યમાં નિરંતર નિષ્પક્ષપાત અને સાર્વજનિક કલ્યાણની બુદ્ધિને જ અગ્રસ્થાન આપતા હતા. પરંતુ બ્રાહ્મણો, માત્ર તેમનામાંના બે અપવાદોને બાદ કરીએ, તો, સદાસર્વદા જ્ઞાનદાનના કાર્યમાં ભેદબુદ્ધિને જ ધરાવનારા હતા. જેમની અત્યારે ઈશ્વરના અવતાર તરીકે ભારતવર્ષમાં સર્વત્ર એક સરખી રીતે પૂજા કરવામાં આવે છે, તે રામ, કૃષ્ણ અને બુદ્ધ આદિ મૂળ ક્ષત્રિયો જ હતા.

**પ્રશ્નઃ**–નાનાવિધ ધર્મપંથો, ધર્મવિધિઓ અને ધર્મશાસ્ત્ર આદિ સાક્ષાત્કારના કાર્યમાં સહાયક થઈ શકે છે ખરાં કે?

**ઉત્તરઃ**–જ્યારે એક મનુષ્ય સત્ય વસ્તુનો સાક્ષાત્કાર કરે છે, એટલે પછી તે અન્ય સર્વ વસ્તુઓને ત્યાગી દે છે. નાનાવિધ પંથો, કર્મવિધિઓ અને ગ્રંથો જ્યાં સુધી સાક્ષાત્કારના સ્થાનમાં આવવામાટેનાં સાધનરૂપ હોય છે, ત્યાં સુધી તો ઉત્તમ અને યથાર્થ છે; પરંતુ જ્યારે તેઓ સાક્ષાત્કારના સ્થાનમાં આવવાનાં સાધન થતાં અટકી જાય છે, તે વેળાયે આપણે તેમને બદલવા જ જોઇએ. "એક જ્ઞાની પુરુષનું એ કર્ત્તવ્ય નથી કે, તે એક અજ્ઞ અથવા જ્ઞાનહીન મનુષ્યની સ્થિતિને અવગણના-પૂર્વક ધિક્કારી નાખે અથવા તો અજ્ઞ મનુષ્યો તેમની પોતાની પ્રણાલિકામાં જે વિશ્વાસ કિંવા શ્રદ્ધા ધરાવતા હોય, તે તેમની શ્રદ્ધાનો નાશ કરી નાખે; કિંતુ જ્ઞાની પુરુષનું સદાસર્વદા એ જ એક માત્ર કર્ત્તવ્ય છે કે, યોગ્ય કર્મથી અજ્ઞ મનુષ્યોને સત્ય માર્ગમાં દોરી જવા અને જે સ્થાનમાં પોતાની સ્થિતિ થએલી હોય, તે સ્થાનમાં આવી પહોંચવાનો માર્ગ તેમને બતાવવો!"

**પ્રશ્નઃ**–વેદાંત, વ્યક્તિત્વ તથા નીતિસિદ્ધાંતની શી વ્યાખ્યા કરે છે વારુ?

**ઉત્તરઃ**–સત્ય વ્યક્તિ તો કેવળ અનંત જ છે; અને જે આ મૂર્ત્તતા વિસ્તરેલી દેખાય છે, તેનો ઉદ્ભવ કેવળ માયાદ્વારા જ થાય છે. એ કેવળ દશ્ય છે; પરંતુ એ ભ્રાંતિ હોવાથી વાસ્તવિક વ્યક્તિ તો નિરંતર અનંત જ છે. વસ્તુતઃ વ્યક્તિ એક જ છે, પરંતુ માયામાં તે અનેક રૂપે દેખાય છે. એ નાનાવિધતા અથવા અને-કતા કેવળ માયામાં જ રહેલી છે. આમ છતાં એ માયામાં પણ તે એક (અનંત) પ્રતિ જવામાટેની (પાછા જવામાટેની) પ્રવૃત્તિ તો રહેલી છે જ અને એ તત્ત્વનો પ્રત્યેક રાષ્ટ્રનાં નીતિશાસ્ત્રોમાં અવિરોધ ઉલ્લેખ કરાયલો છે; એટલે કે, એ તત્ત્વ-વિશે કોઇનો કશો મતભેદ છે જ નહિ અને એનું મુખ્ય કારણ એ છે કે, તે એક પ્રતિ પાછા જવું એ આત્માની સ્વાભાવિક આવશ્યકતા છે. તે તેની એકતાને મેળ-વવાના કાર્યમાં પ્રવૃત્ત રહ્યા કરે છે; અને એ એકતાને મેળવવામાટેની જે પ્રવૃત્તિ છે, તેને જ આપણે નીતિશાસ્ત્ર અથવા નૈતિકતાના નામથી ઓળખીએ છીએ. એટલામાટે નીતિતત્ત્વોનો તો આપણે નિરંતર વ્યવહાર કરવો જ જોઇએ.

**પ્રશ્નઃ**–ત્યારે શું નીતિશાસ્ત્રનો ગુરુતર ભાગ વ્યક્તિઓ વચ્ચેના સંબંધથી સ્વીકા-રવામાં નથી આવ્યો?

**ઉત્તરઃ**–અવશ્ય એટલા કારણથી જ સ્વીકારવામાં આવ્યો છે; કારણ કે, જે અનંત છે તે માયાની મર્યાદામાં કદાપિ આવતો જ નથી.

**પ્રશ્નઃ**–તમે કહો છો કે, વ્યક્તિ અનંત છે, એટલે હું તમને એ પૂછવાનો હતો કે, તે વ્યક્તિ જ્ઞાન ધરાવે છે ખરી કે?

**ઉત્તર:**–પ્રકટીભવનની જે અવસ્થા તે વ્યક્તિત્વ છે અને એ અવસ્થા અથવા સ્થિતિમાં જે પ્રકાશ રહેલો હોય છે તે પ્રકાશને અમે જ્ઞાનના નામથી ઓળખીએ છીએ. એટલામાટે અનંતના પ્રકાશના સંબંધમાં આ 'જ્ઞાન' શબ્દનો ઉપયોગ કરવો કોઈ પણ પ્રકારે યોગ્ય નથી; કારણ કે, અનંતાવસ્થા સાપેક્ષ જ્ઞાનની સીમાનો અતિક્રમ કરી જાય છે; એટલે કે, અનંતાવસ્થા તે અત્યંત ઉત્કૃષ્ટ અવસ્થા છે.

**પ્રશ્ન**:–પરંતુ તે પ્રકાશનો જ્ઞાનમાં સમાવેશ થાય છે ખરો કે?

**ઉત્તર**:–હા, થાય છે; પરંતુ તે આ પ્રમાણે. જેવી રીતે સુવર્ણના પાટને અનેક પ્રકારના સિક્કાઓના રૂપમાં પરિવર્ત્તિત કરી શકાય છે; તે જ પ્રમાણે એ પ્રકાશનું પણ અનેક પ્રકારનાં જ્ઞાનોમાં રૂપાન્તર કરી શકાય છે. એ અતિ અથવા અસીમ જ્ઞાનની અવસ્થા છે અને તેથી એનામાં જ્ઞાન તથા અજ્ઞાન ઉભયનો સમાવેશ થઈ જાય છે. જે મનુષ્ય એ અવસ્થાને પ્રાપ્ત કરે છે, તેનામાં અમારી માન્યતા પ્રમાણે સર્વ જ્ઞાનનો અંતર્ભાવ થઈ જાય છે. જ્યારે તેને એ જ્ઞાનની સંવેદનાનો સાક્ષાત્કાર કરવાની કે એ જ્ઞાનને અનુભવવાની ઇચ્છા થાય છે, ત્યારે તેને એકાદ સોપાન નીચે ઉતરવાનો પરિશ્રમ વેઠવો પડે છે; કારણ કે, જ્ઞાન તે અનંત પ્રકાશની અત્યંત મંદ સ્થિતિ છે અને તેથી આપણને કેવળ માયાના રાજ્યમાં જ જ્ઞાનનો અનુભવ મળી શકે છે; અનંતના રાજ્યમાં જ્ઞાનનો સાક્ષાત્કાર સર્વથા અશક્ય અને અસંભવનીય છે.

. . .

('ટવેન્ટીયેથ્ સેન્ચરી ક્લબ,' બોસ્ટન્, સંયુક્ત રાજ્યો, અમેરિકા)

**પ્રશ્ન**:–વેદાંતે ઇસ્લામ ધર્મમાં પોતાનું કાંઈ પણ પરિણામ નિપજાવ્યું છે ખરું કે?

**ઉત્તર**:–ધાર્મિક ઉદારતાને દર્શાવનારી વેદાંતભાવનાનું ઇસ્લામ ધર્મમાં બહુ જ સારું પરિણામ થએલું છે. કોઈ પણ અન્ય દેશમાંના ઇસ્લામ ધર્મ કરતાં હિંદુસ્તાનમાંનો ઇસ્લામ ધર્મ સર્વથા ભિન્ન પ્રકારનો છે. (પ્રથમ હિંદુસ્તાનમાં હિંદુઓ સાથે મુસલ્માનો લેશ માત્ર પણ વૈરભાવ રાખતા નહોતા, પરંતુ) જ્યારથી અન્ય દેશોમાંના મુસલ્માનોએ આવીને હિંદુસ્તાનમાંના પોતાના ધર્મબંધુઓને જેઓ ઇસ્લામ ધર્મના અનુયાયી ન હોય તેવા લોકોની સાથે હળી મળીને ન ચાલવામાટેનો ઉપદેશ આપ્યો, ત્યારથી જ એવો એક મુસલ્માન પક્ષ ઊભો થયો છે કે, જે હિંદુઓ સાથે લડ્યા કરે છે.

**પ્રશ્ન**:–વેદાંત જાતિસંસ્થાને સ્વીકારે છે ખરા કે?

**ઉત્તર**:–જાતિસંસ્થા વેદાંત ધર્મથી સર્વથા વિરુદ્ધ અને પ્રતિકૂલ છે. જાતિ એક સામાજિક રૂઢિ છે અને અમારા સર્વ મહાન્ ધર્મોપદેશકોએ એ રૂઢિના બંધનને તોડી નાખવાના પોતાથી બનતા પ્રયત્નો કરેલા છે. બૌદ્ધ ધર્મ અને બૌદ્ધ ધર્મ પછીના સર્વ ધર્મોએ એ જાતિસંસ્થાની વિરુદ્ધ જ પોતાના અભિપ્રાયો દર્શાવ્યા છે; પરંતુ એવા પ્રત્યેક પ્રસંગે જાતિ વિરુદ્ધના એ પ્રયત્નોએ જાતિસંસ્થાની શૃંખલાને વધારે દૃઢ જ કરેલી છે. જાતિસંસ્થા તે ભારતવર્ષમાંની રાજકીયસંસ્થાઓનું કેવળ એક વૃદ્ધ સ્વરૂપ જ છે; એ એક વંશપરંપરાગત વ્યાપારીય મંડળ અથવા વણિકસમાજ છે. જેટલા પ્રમાણમાં એની વિરુદ્ધના ઉપદેશોએ એને હાનિ પહોંચાડી નહોતી, તેના કરતાં બહુ જ વિશેષ પ્રમાણમાં યૂરોપ સાથેની વ્યાપારપ્રતિસ્પર્ધાએ જાતિસંસ્થાને છિન્નવિચ્છિન્ન કરી નાખી છે.

**પ્રશ્ન**:–વેદોની અદ્વિતીય વિશિષ્ટતા શી છે વારુ?

**ઉત્તર**:–પોતાની (એટલે કે વેદોની) સીમાથી પણ આગળ વધવાનો પુનઃ પુનઃ ઉપદેશ આપનાર જો કોઈ પણ ધર્મગ્રંથો હોય તો તે કેવળ વેદો જ છે અને એ જ વેદોની એક માત્ર અદ્વિતીય વિશિષ્ટતા છે. વેદો કહે છે કે, વેદો કેવળ બાલ્ય મનમાટે જ લખાયલા છે, અને એટલામાટે જ્યારે તમે પૂર્ણ વયમાં આવો, તે વેળાયે તમારે વેદોની સીમાનો અતિક્રમ કરીને તેનાથી આગળ વધવું જ જોઇએ.

**પ્રશ્ન**:–તમે વ્યક્તિગત આત્માને પણ શાશ્વત સત્ય આત્મા અથવા વસ્તુ પુરુષ તરીકે સ્વીકારો છો ખરા કે?

**ઉત્તર**:–વ્યક્તિગત આત્મા એક મનુષ્યના વિચારોનો બનેલો હોય છે, અને મનુષ્યના વિચારોનું તો પ્રતિક્ષણે પરિવર્તન થયા કરે છે; એટલામાટે વ્યક્તિગત આત્મા શાશ્વત સત્ય આત્મા હોઈ શકે જ નહિ. તે જો સત્ય હોય, તો કેવળ બાહ્ય દૃષ્ટિમાં જ સત્ય છે. વૈયક્તિક આત્મા સ્મૃતિ અને વિચારનો બનેલો હોવાથી સત્ય કેવી રીતે હોઈ શકે વારુ?

**પ્રશ્ન**:–એક ધર્મ તરીકે બૌદ્ધ ધર્મનો આર્યાવર્તમાંથી અસ્ત થઈ ગયો,' એનું કારણ શું હોવું જોઇએ વારુ?

**ઉત્તર**:–બૌદ્ધ ધર્મનો વસ્તુતઃ આર્યાવર્તમાં અસ્ત થયો જ નહોતો; કારણ કે, બૌદ્ધ ધર્મ તે આર્યાવર્તમાંની કેવળ એક રાક્ષસીય સામાજિક હીલચાલજ હતી. બુદ્ધના ઉદ્‌ભવ પૂર્વે બલિદાન અને અન્ય કારણોથી પશુઓની મોટી સંખ્યાનો વધ કરાતો

હતો; તેમ જ ભારતવર્ષના લોકો મદિરાપાન અને માંસાહાર પણ મોટા પ્રમાણમાં કરતા હતા. પરંતુ બુદ્ધના ધર્મોપદેશ પછી આર્યાવર્ત્તમાંથી મદિરાભક્તિ બહુધા અદૃશ્ય થઈ ગઈ છે તેમ જ પશુહત્યાકાંડના પ્રઘાતનો પણ સર્વાંશે નહિ તો પણ બહુ અંશે તો અંત જ આવી ગયો છે.

---

('બ્રુકિલન્ એથીકલ સોસાયટી' બ્રુકિલન્, સંયુક્ત રાજ્યો, અમેરિકા)

**પ્રશ્ન:**–સમસ્ત વિશ્વમાં વ્યાપેલા શોક અને દુઃખ અથવા પાપના અસ્તિત્વ વિશે તમારા આશાવાદમંડિત પ્રત્યેક વસ્તુને ઉત્કૃષ્ટ માનનારા વિચારોનું સમાધાન તમે કેવી રીતે કરો છો વારુ? અર્થાત્ નિરાશાવાદ સાથે તમારા આશાવાદનો અથવા અન્ય શબ્દોમાં કહીએ તો અગ્નિ સાથે જળનો સંબંધ કેવી રીતે મેળવો છો, તે કૃપા કરીને જણાવશો?

**ઉત્તર:**–પ્રથમ તો પાપ કિંવા દુઃખ જેવી કોઈ પણ વસ્તુ નિર્વિવાદ સિદ્ધ થાય, તો જ મારાથી આ પ્રશ્નનું યથાર્થ ઉત્તર આપી શકાય; કારણ કે, વેદાંતધર્મ દુઃખ કિંવા પાપ જેવી કોઈ પણ વસ્તુના અસ્તિત્વને સ્વીકારતો જ નથી. જેમાં સુખ કિંવા આનંદનું લેશ માત્ર પણ મિશ્રણ ન હોય એવી જો કોઈ શાશ્વત પીડા અસ્તિત્વ ધરાવતી હોય, તો તેને જ દૃઢ દુઃખ કહી શકાય; પરંતુ ઐહિક અથવા સાંસારિક દુઃખો, જો તેઓ શાશ્વત આનંદના પોષક થઈ પડે તેવાં મહાનુભાવિતા અને દયા મૃદુતા આદિ તત્ત્વોની સહાયતા આપતાં હોય, તો તો પછી તેમને દુઃખ કિંવા પાપ કે શોકનું નામ આપી શકાય જ નહિ; કિંતુ એથી સર્વથા વિરુદ્ધ તેમના એ કાર્યથી તો તેમની ઉત્કૃષ્ટ સુખમાં જ ગણના થવી જોઇએ. જ્યાં સુધી શાશ્વતતાના રાજ્યમાં એનું કાંઈ પણ બાધાકારક પરિણામ જોવામાં ન આવે, ત્યાં સુધી આપણે કોઈ પણ વસ્તુને નિશ્ચયપૂર્વક અશુભ કિંવા દુઃખદાયક તરીકે વ્યક્ત કરી શકીએ તેમ છે જ નહિ.

હિંદુધર્મમાં પિશાચપૂજાનો કોઈ એક ભાગ છે જ નહિ. માનવવંશ વિકાસ અથવા ઉન્નતિના માર્ગમાં લાગેલો છે; પરંતુ અદ્યાપિ સર્વ જનો એક જ કેન્દ્રમાં પહોંચ્યા નથી. આ કારણથી જ કેટલાક લોકો અન્ય લોકો કરતાં તેમના સાસાંરિક જીવનમાં શુદ્ધતર અને ઉચ્ચતર દેખાય છે. પ્રત્યેક મનુષ્યને તેને તેની પોતાની યોગ્યતાના પ્રમાણમાં પોતાને ઉન્નતિના પ્રદેશમાં લઈ જવામાટેનો એક અવસર અથવા પ્રસંગ પ્રાપ્ત થયા કરે છે અને તેનો લાભ લઇને તે પોતાને ઉન્નતિના પ્રદેશમાં લઈ જાય છે. આપણી આપણે પોતે જ અવનતિ કરી શકીએ તેમ તો નથી

જ; તેમ જ આપણા પોતામાં જે જીવનવર્ધિની શક્તિ રહેલી છે, તેને આપણે ન્યૂન કિંવા નષ્ટ કરી શકીએ તેમ પણ નથી; પરંતુ એ જીવનશક્તિને ભિન્ન ભિન્ન દિશાઓમાં પ્રેરવામાટેની સ્વતંત્રતા તો આપણે અવશ્ય ધરાવીએ છીએ.

**પ્રશ્ન:**–વિશ્વજડતાની સત્યતા તે કેવળ આપણાં મનોની એક કલ્પના જ નથી કે શું?

**ઉત્તર:**–મારા અભિપ્રાય પ્રમાણે બાહ્ય વિશ્વ અવશ્ય એક સત્તા (સત્ય વસ્તુ) છે; અને તે આપણા માનસિક સંકલ્પોના બાહ્ય ભાગમાં અસ્તિત્વ ધરાવે છે. સમસ્ત સૃષ્ટિ આગળ અને ઉચ્ચતાના માર્ગમાં પ્રગતિ કરી રહી છે અને સૃષ્ટિ આત્મોન્નતિ અથવા આત્મોત્ક્રાંતિના મહાન્ નિયમને વશ વર્ત્તનારી છે કે, જે નિયમ જડતા અથવા માયાની ઉત્ક્રાંતિના નિયમથી સર્વથા ભિન્ન છે. એ જડોત્ક્રાંતિ અથવા માયોત્ક્રાંતિ આત્મોત્ક્રાંતિ અથવા ચેતનોત્ક્રાંતિની સંગતાવયવિની (Symbolical) છે ખરી, પરંતુ તે આત્મોત્ક્રાંતિના પર્યાયને વ્યક્ત કરનારી નથી, એ અહીં ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે. આપણે અત્યારે આપણા વર્ત્તમાન ઐહિક પરિવેષ્ટનમાં વ્યક્તિઓરૂપ નથી અને જ્યાં સુધી આપણે ઉચ્ચતર અવસ્થાએ ચઢીશું નહિ તેમ જ જ્યાં લગી આપણા સર્વમાં રહેલો પવિત્ર આત્મા પોતાના ગુણોને વ્યક્ત કરવામાટેના પરિપૂર્ણ સાધનને મેળવશે નહિ; ત્યાં સુધી આપણે તે વ્યક્તિત્વને પ્રાપ્ત કરી શકવાના જ નથી.

**પ્રશ્ન:**–ક્રાઇસ્ટ સમક્ષ જે એક એવો પ્રશ્ન રજૂ કરવામાં આવ્યો હતો કે, એક બાળક માતાના ઉદરમાંથી જ અંધ જન્મે છે, એ તે બાળકના પાપનું કિંવા તેને જન્મ આપનાર તેનાં માતાપિતાનાં પાપનું પરિણામ છે; તો એ વિશે આપનો નિર્ણય શો છે તે કૃપા કરીને જણાવશો?

**ઉત્તર:**–આ પ્રમેયમાં પાપના પ્રશ્નનો પ્રવેશ ન થતો હોવાથી મારો નિશ્ચય છે કે, એ અંધત્વ તે બાળકના પોતાના જ પૂર્વ જન્મમાં કરેલા કોઈ અયોગ્ય કર્મનું પરિણામ હોવું જોઇએ. મારા અભિપ્રાય પ્રમાણે આવા પ્રકારનાં પ્રમેયોનું કેવળ પૂર્વજન્મવિષયક સિદ્ધાંતને સ્વીકારવાથી જ યોગ્ય નિરાકરણ કરી શકાય છે; એ વિના આવાં પ્રમેયોના નિરાકરણનો અન્ય કોઈ માર્ગ છે જ નહિ.

**પ્રશ્ન:**–મરણ પછી આપણા આત્માઓ સુખની સ્થિતિમાં જાય છે ખરા કે?

**ઉત્તર:**–મરણ તે કેવળ સ્થિતિનું પરિવર્ત્તન જ છે; કાળ અને આકાશનો તમારામાં સમાવેશ થયેલો છે; તમારો સમાવેશ કાળ અને આકાશમાં થયેલો નથી–

અર્થાત્ તેઓ તમારામાં છે, તમે તેમનામાં નથી. એ વિશે માત્ર એટલું જ જાણી લેવું સંપૂર્ણ છે કે, દૃષ્ટ કિંવા અદૃષ્ટ વિશ્વમાં આપણે આપણાં જીવનોને જેટલા પ્રમાણમાં શુદ્ધતર અને સભ્યતર બનાવીએ, તેટલા જ પ્રમાણમાં શાશ્વત આનંદ અને આત્મિક સૌન્દર્યના કેન્દ્રરૂપ પરમાત્માના આપણે વિશેષ નિકટવર્ત્તી થઈ શકીએ છીએ.

---

**પ્રશ્નઃ**–આત્માઓની દેહાંતરપ્રાપ્તિ વિશે હિન્દુઓનો શો સિદ્ધાંત છે વારુ?

**ઉત્તરઃ**–જેવો પદાર્થવિજ્ઞાનવેત્તાઓનો જડ પદાર્થોના નિત્યત્વ (Conservation of matter) વિશેનો સિદ્ધાંત છે, તેવો જ અને તેવા જ આધારપર રચાયલો આ આત્માની દેહાંતરપ્રાપ્તિ અથવા અન્ય શબ્દોમાં કહીએ તો આત્માની નિત્યતા વિશેનો હિંદુઓનો સિદ્ધાંત છે. સર્વથી પ્રથમ એ સિદ્ધાંતને મારા દેશમાંના એક તત્ત્વવેત્તાએ શોધી કાઢ્યો હતો. હિન્દુઓ સૃષ્ટિની ઉત્પત્તિના સિદ્ધાન્તને સ્વીકારતા નથી; કારણ કે, એ સિદ્ધાંત એમ જ સૂચવે છે કે, પ્રથમ કાંઈ પણ નહોતું, તેમાંથી કાંઈક ઉત્પન્ન થયું છે એટલે કે, સૃષ્ટિની ઉત્પત્તિ શૂન્યમાંથી જ થએલી છે. પરંતુ એમ થવું સર્વથા અશક્ય છે. સત્ય વાર્ત્તા તો એ છે કે, જેવી રીતે કાળ અનાદિ છે તેવી જ રીતે સૃષ્ટિ પણ અનાદિ છે. સૃષ્ટિ વિષયક અમારો સિદ્ધાંત એવા પ્રકારનો છે કે, સૃષ્ટિ ભૂતકાળમાં પણ હતી, વર્ત્તમાનમાં પણ છે અને ભવિષ્યકાળમાં પણ હોવાનીજ અર્થાત્ પરમેશ્વર અને સૃષ્ટિ એ બે એવી રેષાઓ છે કે જે સર્વથા આદિ, અંત અને પર્યાય આદિથી રહિત છે. સર્વ શાસન કિંવા દંડ તે કેવળ પ્રત્યાઘાત અથવા પ્રતિક્રિયા જ છે. પાશ્ચાત્ય લોકોએ ભારતવર્ષ પાસેથી એક વસ્તુખાસ કરીને શીખવાની છે અને તે અન્ય કાંઈ નહિ, પણ કેવળ પરધર્મસહિષ્ણુતા જ છે. જ્યાં સર્વ ધર્મોનાં મૂળ તત્ત્વો સમાનજ છે, તો પછી સર્વ ધર્મો ઉત્તમ જ છે.

**પ્રશ્નઃ**–ભારતવર્ષની અબળાઓ અધિક ઉન્નત અવસ્થામાં નથી તેનું શું કારણ છે વારુ?

**ઉત્તરઃ**–હિંદુસ્તાનમાં ભિન્ન ભિન્ન કાળમાં તેને જીતવામાટે ચઢી આવેલા જંગલી સ્વભાવના લોકો જ વિશેષ પ્રમાણમાં આર્યાવર્ત્તની અબળાઓની અવનતિના હેતુ થએલા છે, તેમ જ કેટલેક અંશે ભારતવર્ષના લોકો પણ સ્ત્રીજાતિની અવનતિના હેતુ થએલા છે.

અમેરિકામાં સ્વામીજીને જ્યારે એમ દર્શાવવામાં આવ્યું કે, હિંદુધર્મ તે મતાંતરગ્રાહી ધર્મ નથી; ત્યારે ઉત્તરમાં સ્વામીજીએ જણાવ્યું કે;-

"બુદ્ધ જેવી રીતે પૌરસ્ત્યોમાટે સંદેશ લાવ્યો હતો; તેવી રીતે હું પાશ્ચાત્યોમાટે ધર્મનો સંદેશ લઈ આવ્યો છું!"

**પ્રશ્નઃ**-શું ત્યારે હિંદુધર્મના આચાર, વિચાર અને વિધિ આદિને આ અમેરિકા દેશમાં પ્રચારવાનો પણ આપનો વિચાર છે?

**ઉત્તરઃ**-આ દેશમાં હું કેવળ તત્ત્વજ્ઞાનનો જ ઉપદેશ આપું છું.

**પ્રશ્નઃ**-જો ભવિષ્યમાં પ્રાપ્ત થનારા નરકવાસના ભયની ભાવનાને મનુષ્યના મનમાંથી કાઢી લેવામાં આવે, તોપછી સ્વૈર મનુષ્યને અંકુશમાં રાખવાનું કોઈ સાધન રહેશે જ નહિ, એવી આપની ધારણા નથી કે શું?

**ઉત્તરઃ**-ના, મારી એવી ધારણા છે જ નહિ. એથી વિરુદ્ધ મારો તો એવો જ અભિપ્રાય છે કે, મનુષ્યને ભયના અંકુશ કરતાં કેવળ પ્રેમ અને આશાદ્વારા જ વિશેષ ઉન્નત અને યોગ્ય બનાવી શકાય છે.

---

(**મ**—ની નોંધપોથીમાંથી ચૂંટી કાઢેલાં પ્રશ્નોત્તરો)

**પ્રશ્નઃ**-આપણે ગુરુ કોને કહી શકીએ વારુ?

**ઉત્તરઃ**-જે તમારા ભૂત અને ભવિષ્યને વ્યક્ત કરવાની શક્તિ ધરાવતો હોય, તે જ તમારો ગુરુ છે, એમ તમારે માનવું.

**પ્રશ્નઃ**-ભક્તિની પ્રાપ્તિ કેવી રીતે કરી શકાય વારુ?

**ઉત્તરઃ**-ભક્તિનો નિવાસ તો તમારા અંતરમાં છે જ; પરંતુ લક્ષ્મી અને સંસારવાસનાના આવરણે તેને ઢાંકી દીધેલી હોવાથી તે તમારા જોવામાં આવી શકતી નથી. અર્થાત્ એ લક્ષ્મી અને સંસારવાસનારૂપ આવરણને તમે ખસેડી નાખશો, એટલે પછી ભક્તિ તત્કાળ પોતાની મેળે જ તમારામાં વ્યક્ત થવા માંડશે; ભક્તિનું પોતાની મેળે જ પ્રકટીભવન થશે.

**પ્રશ્નઃ**-આપણે કેવળ આત્માવલંબન જ કરવું જોઇએ, એવું જે એક વિધાન કરવામાં આવે છે, તેનો સત્ય અર્થ શો છે વારુ?

**ઉત્તરઃ**-અહીં આત્માનો 'શાશ્વત આત્મા'ના અર્થમાં સ્વીકાર કરવાનો છે, પરંતુ અશાશ્વત આત્માપર પણ જો અધાર રાખવામાં આવે, તો તેના યોગે પણ મંદ ગતિથી સત્ય સ્થાનમાં પહોંચી શકાય છે; કારણ કે, તે અશાશ્વત કિંવા વૈયક્તિક આત્મા પણ વસ્તુતઃ ભ્રાંતિના આવરણથી ઢંકાયલો શાશ્વત આત્મા જ છે.

**પ્રશ્ન:**–જો સત્ય વસ્તુ કેવળ એકતા જ હોય, તો જે સર્વત્ર વ્યાપેલો દ્વૈતભાવ પ્રતિક્ષણ સર્વના જોવામાં આવ્યા કરે છે, તે દ્વૈતભાવ કેવી રીતે ઉદ્‌ભવી શક્યો હશે વારુ?

**ઉત્તર:**–જ્ઞાનમાં દ્વંદ્વ કિંવા દ્વૈતભાવનો સંભવ છે જ નહિ; કિંતુ જેમાં દ્વૈતભાવનો સમાવેશ થયેલો છે તે કેવળ જ્ઞાનની પ્રતિમા કિંવા પ્રતિમૂર્તિ છે. જો સત્ય જ્ઞાન દ્વંદ્વાત્મક અથવા દ્વૈતમય હોય, તો તો પછી એમ જ થાય કે જ્ઞાતાથી જ્ઞાત ભિન્ન અસ્તિત્વ ધરાવી શકતો હોવો જોઇએ; અને તેમ તો છે નહિ. અર્થાત્ મૂળ તો એકતા જ છે.

**પ્રશ્ન:**–ચારિત્ર્યનો એકતાવર્ધક વિકાસ કેવી રીતે કરી શકાય વારુ?

**ઉત્તર:**–જેમણે એવા ચારિત્ર્યવિકાસને પ્રાપ્ત કરેલો હોય, તેવા યોગ્ય પુરુષોના સમાગમના યોગે એકતાવર્ધક ચારિત્ર્યનો વિકાસ કરી શકાય છે.

**પ્રશ્ન:**–વેદો વિશેની આપણી ભાવના કેવા પ્રકારની હોવી જોઇએ વારુ?

**ઉત્તર:**–વેદો એટલે કે વેદોના માત્ર તે જ ભાગો કે જે બુદ્ધિગમ્ય અને યુક્તિગમ્ય હોય, તેમનો જ કેવળ પ્રમાણ તરીકે સ્વીકાર કરવાનો છે. પુરાણો જેવાં અન્ય શાસ્ત્રો જેટલા પ્રમાણમાં વેદોથી અવિરુદ્ધ હોય તેટલા પ્રમાણમાં જ તેમને પ્રમાણ તરીકે સ્વીકારવાનાં છે; પરંતુ જ્યાં વેદો સાથે તેમની વિરુદ્ધતા થતી હોય, ત્યાં તો અવશ્ય તેમનો ત્યાગ કરવો જ ઉચિત છે. વિશ્વના કોઈ પણ ભાગમાંના ધાર્મિક વિચારો કે જે વેદો પછીથી અસ્તિત્વમાં આવ્યા છે, તે સર્વ ધાર્મિક વિચારો વેદોમાંથી જ લેવાયલા છે.

**પ્રશ્ન:**–સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ એવી રીતે ચારયુગોમાં કાળને જે વિભક્ત કરી નાખવામાં આવ્યો છે, તે જ્યોતિષી ગણના છે, કિંવા કોઈ એક સ્વેચ્છાચારિણી ગણના અથવા કલ્પના છે?

**ઉત્તર:**–કાળના એવા વિભાગોનું વેદોમાં ક્યાંય પણ કશું વર્ણન કરાયલું નથી; અને તેથી મારો તો એવો જ અભિપ્રાય છે કે, એ યુગો વિશેની કલ્પના તે પૌરાણિક કાળમાંની એક સ્વેચ્છાચારિણી કલ્પના વિના બીજું કાંઈ પણ નથી.

**પ્રશ્ન:**–વિચાર અને શબ્દનો જે પરસ્પર સંબંધ છે, તે આવશ્યકીય અને નિત્ય છે; કિંવા આકસ્મિક (કાકતાલીય) અને સાંકેતિક છે?

**ઉત્તર:**–ખરેખર આ વિષય વાદમાટે અત્યંત ઉત્તમ છે. એમ તો જણાય છે કે, વિચાર અને શબ્દોનો એ સંબંધ આવશ્યકીય હોવો જોઇએ; છતાં એ સંબંધ સર્વથા આવશ્યક હોય, એમ ભાષાઓની અનેકતા કિંવા નાનાવિધતાને જોતાં, કહી

શકાતું નથી. એમની વચ્ચે અવશ્ય કોઈ પણ એક અતિસૂક્ષ્મ સંબંધ હશે, પરંતુ એમના તે સંબંધને જાણવાને અદ્યાપિ આપણે સમર્થ થયા નથી.

**પ્રશ્ન:**–ભારતવર્ષમાં અત્યારે કાર્યના કયા તત્ત્વને અંગીકારવાની આવશ્યકતા છે વારુ?

**ઉત્તર:**–સર્વથી પ્રથમ તો મનુષ્યોને વ્યાવહારિક અને શરીરે બળવાન્ થવા-માટેનું શિક્ષણ આપવાની આવશ્યકતા છે. આવા પ્રકારના કેવળ બાર સિંહો જ સમસ્ત વિશ્વમાં દિગ્વિજય કરી શકશે અને લક્ષાવધિ નિર્બળ મેંઢાંથી એમાંનું કાંઈ પણ કરી શકાય તેમ નથી. બીજું, મનુષ્યોને અમુક એક જ વ્યક્તિના વૈયક્તિક વિચાર કિંવા માન્યતાને,–તે ગમે તેવી મહતી માન્યતા હોય તોપણ તેને–અનુસરવાનું અથવા તેનું અનુકરણ કરવાનું શિક્ષણ કદાપિ ન આપવું જોઇએ.

એ પછી સ્વામીજીએ હિંદુઓનાં કેટલાંક ધાર્મિક ચિન્હો (Symlwls)ની ભ્રષ્ટતા-વિશે વિવેચન કર્યું હતું, અને ત્યારપછી તેમણે જ્ઞાનમાર્ગ તથા ભક્તિમાર્ગ વચ્ચેના ભેદને દર્શાવીને જણાવ્યું હતું કે, જ્ઞાનમાર્ગ કેવળ આર્યો–શુદ્ધ આર્યો–નો જ માર્ગ છે અને એટલામાટે એ માર્ગમાં 'અધિકારી'ના વિષયને અત્યંત મહત્ત્વ આપવામાં આવ્યું છે; પરંતુ ભક્તિમાગ મૂળ દક્ષિણમાંથી એટલે કે અનાર્ય જાતિમાંથી ઉદ્ગમ પામેલો હોવાથી ભકિતમાર્ગમાં અનધિકારી અને આધકારીના ભેદને એવું કોઈ પણ પ્રકારનું મહત્ત્વ અપાયલું નથી.

**પ્રશ્ન:**–ભારતવર્ષને પુનરુજ્જીવિત કરવાના કાર્યમાં રામકૃષ્ણમઠ કાર્યના કયા ભાગની પૂર્તિ કરવાનો છે વારુ?

**ઉત્તર:**–આ મઠમાંથી ચારિત્ર્યશીલ પુરુષો બહાર પડશે અને તેઓ સમસ્ત વિશ્વને આધ્યાત્મિકતાના પૂરમાં ડુબાવી દેશે; અને એને અનુસરીને અન્ય દિશાઓ-સુધારણાના અન્ય ભાગો–માં પણ પુનઃ ચેતનાનો આવિર્ભાવ થશે. આ પ્રયત્નથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય નિર્માણ થશે અને શૂદ્ર જાતિ સદાને માટે અસ્તિત્વ ધરાવતી અટકી જશે; કારણ કે, તેમનું કાર્ય યંત્રોદ્વારા થતું હોવાથી તેમની આવશ્યકતા જ રહેવાની નથી. અત્યારે જો કોઈ પણ વસ્તુની અત્યંત આવશ્યકતા હોય, તો તે કેવળ ક્ષાત્ર-બળનીજ આવશ્યકતા છે, એવો મારો અભિપ્રાય છે.

**પ્રશ્ન:**–મનુષ્યાવતારની ભૂમિકામાં આવ્યા પછી વળી પાછો પશુ આદિ યોનિમાં વિપરીત પુનર્જન્મ થવાની શક્યતા છે ખરી કે?

**ઉત્તર:**–હા, તેવી શકયતા છે; કારણ કે, પુનર્જન્મ કિંવા પુનરવતારનો કેવળ

કર્મપરજ આધાર રહેલો છે. જો કોઈ પણ મનુષ્ય એક પશુની પ્રકૃતિને શોભાવનારાં કર્મો કરે, તો અવશ્ય તેનો પશુયોનિમાં અવતાર થવો જ જોઇએ.*

ઇ. સ. ૧૮૯૮ માં પૃચ્છાવર્ગોમાંના એક વર્ગમાં સ્વામીજીએ મૂર્તિપૂજાની ઉત્પત્તિ બૌદ્ધ ધર્મમાંથી થએલી જણાવી હતી. તેમના કથનનો આશય એવો હતો કે, પ્રથમ બૌદ્ધ ધર્મના ચૈત્યોનો ઉદ્‌ભવ થયો હતો, ત્યારપછી સ્તૂપોનો જન્મ થયો હતો અને અંતે બૌદ્ધ દેવાલયો અસ્તિત્વમાં આવ્યાં હતાં. એ બૌદ્ધ દેવાલયોની સાથે હિંદુઓનાં દેવદેવીઓનાં દેવાલયો નિર્માણ થયાં હતાં.

**પ્રશ્નઃ**–આ નશ્વર શરીરમાં કુંડલિની ખરેખર અસ્તિત્વ ધરાવે છે ખરી કે કેમ?

**ઉત્તરઃ**–શ્રી રામકૃષ્ણ નિરંતર એમ કહ્યા કરતા હતા યોગિજનોનાં આવા પ્રકારનાં કમળો વસ્તુતઃ માનવ શરીરમાં અસ્તિત્વ ધરાવતાં નથી, કિંતુ યોગની શક્તિથી આવા પ્રકારનાં કમળોને યોગીઓ પોતાના શરીરમાં પછીથી જ ઉત્પન્ન કરે છે.

**પ્રશ્નઃ**–એક મનુષ્ય મૂર્તિપૂજાના યોગે જ મુક્તિની પ્રાપ્તિ કરી શકે એમ છે ખરું કે?

**ઉત્તરઃ**–મૂર્તિપૂજા પોતે પ્રત્યક્ષ રીતે મુક્તિનો લાભ આપી શકતી નથી; પરંતુ તે કદાચિત્ મુક્તિલાભનું અપ્રત્યક્ષ કારણ અથવા તો મુક્તિના માર્ગમાંની એક સહાયક શક્તિ થતી હોય, તો તેમ થવું શક્ય છે ખરું. પરંતુ એથી મૂર્તિપૂજાને ત્યાજ્ય અથવા ગર્હણીય તો નથી જ માનવાની; કારણ કે, એ મૂર્તિપૂજા જ ઘણાંકોનાં મનને મનુષ્યને સંપૂર્ણતાની અવસ્થામાં પહોંચાડનાર અદ્વૈતના સાક્ષાત્કારમાટે તૈયાર કરે છે અને તેથી એના પાલનની જ આવશ્યકતા છે.

**પ્રશ્નઃ**–ચારિત્ર્યાવષયક આપણી ઉચ્ચતમ ભાવના શી હોવી જોઇએ વારુ?

**ઉત્તરઃ**–કેવળ ત્યાગ અને ત્યાગ જ.

**પ્રશ્નઃ**–બૌદ્ધ ધર્મ ભારતવર્ષમાં પોતાના વારસા તરીકે કેવળ ભ્રષ્ટતાને મૂકી ગયો છે, એનું શું કારણ હોવું જોઇએ વારુ?

---

* કેવળ પશુતુલ્ય કર્મો આચરવાથી જ પશુયોનિમાં અવતારની પ્રાપ્તિ થાય છે, એટલું જ નહિ, પણ પશુ આદિમાં જો અત્યંત આસક્તિ થએલી હોય, તો પણ પશુયોનિમાં જન્મની પ્રાપ્તિ થાય છે, એવો આર્ય શાસ્ત્રોનો સિદ્ધાંત છે. મૃગમાં અતિશય આસકિત રાખવાથી ભરત રાજાને મૃગયોનિમાં જન્મવું પડયું હતું, એ કથા પ્રસિદ્ધ છે. જુઓ પ્રસ્તુત પુસ્તકમાં અપાયલી 'જડ-ભરતની કથા' પૃષ્ઠ ૧૦૮–૧૦૯ 'થિઑસૉફિકલ સોસાયટી'નાં પ્રવર્તકોનો એવો અભિપ્રાય છે કે, મનુષ્ય યોનિમાં આવ્યા પછી જીવ અન્ય નીચ યોનિમાં જન્મતો નથી, કિંતુ પાછો મનુષ્ય યોનિમાં જ જન્મે છે, પણ એ માન્યતા આર્યશાસ્ત્રોના સિદ્ધાંતથી સર્વથા વિરુદ્ધ છે.

**ઉત્તર:**–બૌદ્ધ લોકોએ ભારતવર્ષમાંનાં પ્રત્યેક પુરુષ તથા સ્ત્રીને પરિવ્રાજક અને પરિવ્રાજિકા (સંન્યાસી અને સંન્યાસિની) બનાવવાનો પ્રયત્ન આદર્યો હતો. પરંતુ આપણાથી પ્રત્યેક પુરુષ અને સ્ત્રી પાસે સંન્યાસધર્મને પળાવવાની આશા કદાપિ રાખી શકાય તેમ છે જ નહિ. અર્થાત્ એવી રીતે બળાત્કારે લોકોના શિરપર લાદવામાં આવેલો વિરાગ છેવટે બૌદ્ધ ધર્મનાં પરિવ્રાજક અને પરિવ્રાજિકાઓને ધીમે ધીમે નીચતા અથવા અધઃપાતના માર્ગમાં લઈ ગયો.* તેમ જ વળી ટિબેટના લોકો તથા બીજા કેટલાક જંગલી લોકોની રૂઢિઓનું બૌદ્ધોએ અનુકરણ કર્યું હતું, અને તે પણ એ ભ્રષ્ટતાનાં અનેક કારણોમાંનું એક કારણ થઈ પડ્યું હતું. બૌદ્ધો ટિબેટ આદિ સ્થાનોમાં પોતાના ધર્મનો ઉપદેશ આપવા અને ત્યાં પોતાના ધર્મને પ્રસારવામાટે ગયા હતા, ત્યાં તેમને એ ભ્રષ્ટતાનો સંપર્ક થયો હતો અને ત્યારપછી એ ભ્રષ્ટતાનો તેમણે ભારતવર્ષમાં પ્રસાર કર્યો હતો.

**પ્રશ્ન:**–માયા અનાદિ અને અનંત છે કે કેમ?

**ઉત્તર:**–જો એને સર્વતો ભાવથી એક જાતિ તરીકે સ્વીકારવામાં આવે, તો માયા ઉભય રીતે શાશ્વત છે; પરંતુ જો એને વ્યક્તિભાવથી સ્વીકારવામાં આવે તો તો એ અશાશ્વત જ છે, એમાં લેશ માત્ર પણ શંકા નથી.

**પ્રશ્ન:**–બ્રહ્મ અને માયા એક જ સમયમાં ઓળખી શકાતાં નથી; તોપછી એમાંના કોઈ પણ એકની એક કે અન્યમાંથી ઉદ્‌ભવતી કેવળ અથવા સંપૂર્ણ સત્યતા કેવી રીતે સિદ્ધ થઈ શકે વારુ?

---

* "જે ધર્મમાં સાધુ અને ધર્માધ્યક્ષો માટે આજન્મ અવિવાહિત રહેવાના અને મરણપર્યન્ત બ્રહ્મચર્ય પાળવાના નિયમો ઘડાયલા હોય છે, તે ધર્મના સાધુઓ અને ધર્માધ્યક્ષોમાં તો વ્યભિચાર અને ભ્રષ્ટાચારનો અવધિ જ થાય છે; કારણ કે, સર્વ સાધુ કન્દર્પના દર્પનું દલન કરવા સમર્થ હોતા નથી અને તેનું પરિણામ એ થાય છે કે, તેઓ વ્યભિચાર અને સૃષ્ટિવિરુદ્ધ કર્મ જેવાં ઘોર કૃત્યોમાં પ્રવૃત્ત થાય છે. એ વિશેના જોઇએ તેટલા પૂરાવા આજે પણ આર્યાવર્ત્ત અને યૂરોપ આદિ દેશોમાં પ્રચલિત અત્યંત બ્રહ્મચર્યાવલંબી ધર્મના સાધુ અને ધર્માધ્યક્ષોમાં જોઇએ તેટલી સંખ્યામાં મળી શકે એમ છે, અને એ વિશે અનેક ગ્રંથો પણ લખાઈ ચૂકયા છે, એટલે એ વિષયને નવીનતાથી અહીં ચર્ચવાની વિશેષ અગત્ય નથી. આ કારણથી જ મહાત્મા સેંટ પૉલે એક સ્થળે પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે;–"ધર્માધ્યક્ષ અવશ્ય નિષ્કલંક, એક પત્નીનો પતિ, સાવધાન, શાંત, સદાચારસંપન્ન, આદરાતિથ્યશીલ, શિક્ષક થવાને યોગ્ય....પોતાના ગૃહનો સ્વતંત્ર સત્તાચાલક અને પોતાનાં સંતાનોને ગંભીરતાથી આજ્ઞાધીન રાખનાર હોવો જોઇએ." **"સાધુ કે શયતાન?"** પ્રસ્તાવના, પૃષ્ઠ ૧૪ મું.

**ઉત્તર:**–એ સત્યતા કેવળ સાક્ષાત્કારના યોગે જ સિદ્ધ થઈ શકે છે. જેવી રીતે રજ્જુનું જ્ઞાન થઈ જતાં સર્પની ભ્રાંતિનો તત્કાળ લોપ થઈ જાય છે; તે જ પ્રમાણે જેને બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ જાય છે, તેનામાટે માયાનું અસ્તિત્વ તત્કાળ નષ્ટ થાય છે– અર્થાત્ પછી તે માયાને જોઈ શકતો જ નથી.

**પ્રશ્ન:**–માયા શી વસ્તુ છે વારુ?

**ઉત્તર:**–વસ્તુ તો કેવળ એક જ છે; પછી તેને જડ કહો કિંવા ચેતન કહો, એનો આધાર સર્વથા તમારી ઇચ્છાપર જ રહેલો છે. એમાંની એક વસ્તુને અન્ય વસ્તુથી સર્વથા ભિન્ન અને સ્વતંત્ર ધારવાનું કાર્ય કેવળ કઠિન છે, એટલું જ નહિ, પણ સર્વથા અશકય જ છે. એ જ માયા છે કે જેને અજ્ઞાન કિંવા અવિદ્યાના નામથી પણ ઓળખવામાં આવે છે.

**પ્રશ્ન:**–મુક્તિ શી વસ્તુ છે વારુ?

**ઉત્તર:**–પુણ્ય અને પાપ અથવા શુભ અને અશુભના બંધનથી સર્વથા મુક્ત થઈ જવાની જે સ્થિતિ એટલે કે સંપૂર્ણ સ્વતંત્રતા તે જ મુક્તિ છે; શૃંખલા ભલે સુવર્ણની હોય છતાં એક શૃંખલા તરીકે તો સુવર્ણશૃંખલા અને લોહશૃંખલામાં કશોય ભેદ છે જ નહિ. શ્રી **રામકૃષ્ણ પરમહંસ** નિરંતર કહ્યા કરતા હતા કે, પગમાં પેસી ગએલા એક કાંટાને કાઢવામાટે બીજા કાંટાની અવશ્યકતા આવી પડે છે; પરંતુ જ્યારે પગમાં પેઠેલો કાંટો નીકળી જાય છે એટલે પછી આવશ્યકતા ન હોવાથી બન્ને કાંટાને નાખી દેવામાં આવે છે. એ જ પ્રમાણે અશુભ પ્રવૃત્તિઓના નિવારણમાટે શુભ પ્રવૃત્તિઓની આવશ્યકતા હોય છે; પરંતુ જ્યાં અશુભ પ્રવૃત્તિઓનું નિવારણ થઈ જાય છે; એટલે પછી શુભ પ્રવૃત્તિઓને પણ દબાવી દેવાની આવશ્યકતા ઉપસ્થિત થાય છે.

**પ્રશ્ન:**–ઈશ્વરની કૃપા વિના મુક્તિ મેળવી શકાય એમ છે ખરું કે?

**ઉત્તર:**–મુક્તિનો ઈશ્વર સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી; કારણ કે, મુક્તિ અથવા સંપૂર્ણ સ્વતંત્રતા પ્રથમથી જ અસ્તિત્વ ધરાવે છે.

**પ્રશ્ન:**–આપણામાં જે આત્મા રહેલો છે, તે શરીરોદ્ભૂત નથી, એનું કાંઈ પણ પ્રમાણ છે ખરું કે?

**ઉત્તર:**–દેહાભિમાની આત્મા તેના સંબંધી અથવા અપેક્ષિત અદેહાભિમાની આત્મા પ્રમાણે શરીરોદ્ભૂત છે અથવા તો મનમાંથી ઉત્પન્ન થએલો છે; અને સત્ય આત્માના અસ્તિત્વનું જો કોઈ પણ પ્રમાણ હોય, તો તે કેવળ સાક્ષાત્કાર જ છે.

**પ્રશ્ન:**–સત્ય જ્ઞાની કોણ અને સત્ય ભકત કોણ વારુ?

**ઉત્તર:**–જેના હૃદયમાં ગહનતમ પ્રેમ ભરલો હોય અને જે પોતાના બાહ્ય સંબંધમાં પણ અદ્વૈતનો વ્યાવહારિક દ્રષ્ટા હોય છે, તે જ સત્ય જ્ઞાની છે. તેમ જ જે મનુષ્ય વિશ્વવ્યાપક આત્માસાથેની પોતાના આત્માની એકતાનો સાક્ષાત્કાર કરીને અને એવી રીતે સત્ય જ્ઞાનનો અધિકારી થઇને સર્વ પ્રતિ એક સરખી લાગણી ધરાવે છે તેમ જ સર્વમાં સમાન સ્નેહ રાખે છે, તે જ મનુષ્ય સત્ય ભક્ત છે. પરંતુ જે મનુષ્ય જ્ઞાન અને ભક્તિ એ બે વસ્તુઓમાંની એક વસ્તુનું પ્રતિપાદન કરે છે અને બીજી વસ્તુનું ખંડન કરે છે, તે મનુષ્ય જ્ઞાની પણ નથી અને ભક્ત પણ નથી; કિંતુ તે એક ચોર અથવા ઠગારો છે, એમ જ સમજવાનું છે.

**પ્રશ્ન:**–મનુષ્યે ઈશ્વરની સેવા શામાટે કરવી જોઇએ વારુ?

**ઉત્તર:**–ઈશ્વર જેવો કોઈ પણ એક પદાર્થ અસ્તિત્વ ધરાવે છે, એમ જ્યાં એક વાર તમે સ્વીકારી લીધું, એટલે પછી તેની સેવા કરવામાટેના અસંખ્ય પ્રસંગો તમને પ્રાપ્ત થાય છે. સર્વ ધર્મશાસ્ત્રોનાં પ્રમાણોને જોતાં કેવળ **સ્મરણ**, એટલો જ ઈશ્વરસેવાનો અર્થ થાય છે. જો ઈશ્વરના અસ્તિત્વમાં તમારો વિશ્વાસ હોય, તમે ઈશ્વરના અસ્તિત્વને શ્રદ્ધા પૂર્વક સ્વીકારતા હો, તો પછી તમારા જીવનના પ્રત્યેક સોપાનમાં તમારા હૃદયમાં તેનું સ્મરણ થયા કરે, એ સર્વથા સ્વાભાવિક જ છે.

**પ્રશ્ન:**–માયાવાદ અદ્વૈતવાદથી ભિન્ન છે કે કેમ?

**ઉત્તર:**–ના, માયાવાદ અને અદ્વૈતવાદ પરસ્પર ભિન્ન નથી; કિન્તુ એ ઉભયવાદ અભિન્ન અને અનન્યરૂપ જ છે. માયાવાદ વિના અદ્વૈતવાદની સર્વથા ભિન્ન હોય, તેવી કોઈ વ્યાખ્યા છે જ નહિ.

**પ્રશ્ન:**–ઈશ્વર પોતે અનંત અમર્યાદ હોવાથી તે એક સમર્યાદ માનવરૂપમાં આવે, એટલે કે અવતારને ધારણ કરે, એ કદાપિ શકય છે ખરું કે?

**ઉત્તર:**–ઈશ્વર અનંત અને અમર્યાદ છે, એ સત્ય છે; પરંતુ એનો અર્થ તમે સમજ્યા છો, તે પ્રમાણેનો નથી. તમોએ ઈશ્વરની અનંતતાના વિચારને જડવાદની વિશાળતાવિષયક કલ્પના સાથે મેળવી દીધો છે. જે વેળાયે તમે એમ બોલો છો કે, અમર્યાદ ઈશ્વર મનુષ્યના સમર્યાદ સ્વરૂપને ધારણ કરી શકતો નથી; તે વેળાયે તમારા મનમાં એવી જ ભાવના રમી રહેલી હોય છે કે, જેવી રીતે એક અત્યંત વિશાળ અને મહદાકાર વસ્તુ–જડ વસ્તુ–ને અત્યંત લઘુ પરિધમાં સંકલિત કરી શકાતી નથી; તેવો જ આ પ્રકાર પણ હોવો જોઇએ. પરંતુ ઈશ્વરની અનંતતા અથવા અમર્યાદતા

વિશુદ્ધતાથી અથવા કેવળ આધ્યાત્મિક સત્ત્વ કિંવા વસ્તુની અનંતતા કિંવા વિશાળ મર્યાદાને દર્શાવનારી હોવાથી તેને મનુષ્યરૂપમાં પોતાને વ્યકત કરવાના કાર્યમાં લેશ માત્ર પણ બાધા આવતી નથી.

**પ્રશ્ન:**–કેટલાકો કહે છે કે, "પ્રથમ સિદ્ધ (જેણે સત્યનો સાક્ષાત્કાર કરેલો હોય તે સિદ્ધ કહેવાય છે) થાઓ; અને સિદ્ધ થયા પછી તમને કર્મ કરવાનો અથવા તો અન્યના કલ્યાણમાટે કાર્ય કરવાનો અધિકાર છે!" અને બીજા કેટલાક લોકોનો એવો પણ અભિપ્રાય છે કે, બીજાના કલ્યાણમાટે પ્રારંભથી જ, એટલે કે સિદ્ધ થયા વિના જ, મનુષ્યને કર્મ કરવાનો અધિકાર છે;–તો હવે આ ભિન્ન ભિન્ન બે અભિપ્રાયોનો મેળ કેવી રીતે મેળવી શકાય વારુ?

**ઉત્તર:**–તમે એક વસ્તુને બીજી વસ્તુસાથે ગુંચવી નાખો છો. કર્મનો, માનવજાતિની સેવા અથવા તો ધર્મનો ઉપદેશ, એટલો જ અર્થ થાય છે. એમાંના ધર્મોપદેશના કર્મને વ્યવહારમાં યોજવાનો કેવળ સિદ્ધ પુરુષ વિના એટલે કે જેણે સત્યનો સાક્ષાત્કાર કરેલો હોય તેવા યોગ્ય પુરુષ વિના બીજા કોઇને કશો પણ અધિકાર નથી, એ તો અવશ્ય નિર્વિવાદ વાર્ત્તા છે; પરંતુ માનવ જાતિની સેવા કરવાનો તો સર્વને સમાન અધિકાર છે; એટલું જ નહિ પણ જ્યાં સુધી એક મનુષ્ય બીજાઓ પાસેથી સેવાનો સ્વીકાર કરે છે, ત્યાં સુધી બીજાઓની પણ તેવી જ રીતે સેવા કરવાને તે બંધાયલો જ છે.*



* કેટલીકવાર સાધારણ કહેવતોમાં પણ બહુ જ ઉત્તમ તાત્ત્વિક આશયો સમાયલા હોય છે. અંગ્રેજી ભાષામાં એક એવા આશયની કહેવત છે કે, "બીજાઓ પાસેથી તમે પોતા પ્રતિ જેવા વર્ત્તનની આશા રાખતા હો, તેવુંજ વર્ત્તન તમે બીજાઓ પ્રતિ કરી બતાવો!" આ કહેવતનો આશય સ્વામીશ્રીના કથન સાથે અક્ષરે અક્ષર મળતો આવે છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. છતાં કેટલાક લોકો સંસારમાં એવા પ્રકારના પણ મળી આવે છે કે, જેઓ પોતે સર્વને ગાળો ભાંડ્યા કરે, છે, છતાં અન્ય જનો પાસેથી પોતે પોતાની પ્રશંસાને મેળવવાની આશા રાખ્યા કરે છે; તેમની એવી જ ભાવના હોય છે કે, બીજાઓ આપણી પ્રશંસા કરવાને બંધાયલા છે અને આપણું બીજાઓ પ્રતિ એવું કાંઈ કર્ત્તવ્ય છે જ નહિ એટલે કે આપણે ગમે તેમ યદ્વાતદ્વા બકયા કરીએ, તો તેમાં કાંઈ ખોટું છે જ નહિ. પરંતુ આ કૃતિ કેવી અધમ અને મનુષ્ય સ્વભાવ તથા માનવધર્મથી વિરુદ્ધ છે, એ સ્વામીજીની વ્યાખ્યાથી સારી રીતે જાણવામાં આવી શકે છે. ઈશ્વર સર્વના હૃદયમાં સદ્‌ભાવનાને પ્રેરો એ જ અમારી ઈશ્વરનાં ચરણોમાં અભ્યર્થના છે.

# યાજ્ઞવલ્કય અને મૈત્રેયી

—✲✲✲✲✲—

આપણે સાધારણ રીતે એમ જ માનીએ છીએ કે;–"મેઘાચ્છાદિત દિવસ દુર્દિન નથી; કિંતુ જે દિવસે પ્રભુના નામનો ઉચ્ચાર તમારા સાંભળવામાં ન આવે, તે જ ખરેખરો દુર્દિન છે, એમ જ તમારે માનવું." એ તો તમે જાણો જ છો કે, ભારત વર્ષમાં શાસ્ત્રોનો એવો આદેશ છે કે, વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં પ્રત્યેક મનુષ્યે સંસારનો ત્યાગ કરવો જ જોઇએ. આ નિયમને અનુસરીને મહર્ષિ યાજ્ઞવલ્કય જ્યારે વૃદ્ધ થયા એટલે તેમણે પોતાની પત્ની (મૈત્રેયી) ને ઉદ્દેશીને કહ્યું કે;–"મારી પ્રિયતમે, મારી સર્વ સ્થાવર અને જંગમ સંપત્તિને હું હવે તારા હસ્તમાં સોંપું છું; અને અહીંથી પ્રયાણ કરું છું; કારણ કે, મારા સંસારત્યાગનો અવસર આવી લાગ્યો છે." પતિનાં એ વચનો સાંભળીને પત્ની કહેવા લાગી કે;–"મારા પ્રાણેશ્વર! આ સમસ્ત વસુંધરા વસુથી ભરેલી હોય અને તેની હું સ્વામિની હોઉં, તોપણ તેનાથી મને અમરતા આપી શકાય એમ છે ખરું કે?" એના ઉત્તરમાં યાજ્ઞવલ્કયે જણાવ્યું કે;–"ના, એનામાં અમરતાને આપવાની શક્તિ તો નથી જ. એના યોગે તું માત્ર ધનાઢ્ય થઇશ અને નશ્વર વૈભવોને પ્રાપ્ત કરી શકીશ; પણ અમરતાને એ લક્ષ્મીના યોગે મેળવી શકાય તેમ નથી." એ સાંભળીને પત્નીએ પૂછ્યું કે;–"ત્યારે જેના યોગે મારાથી અમરતાને પ્રાપ્ત કરી શકાય અને હું અમર્ત્ય થાઉં, એવી વસ્તુ કઈ છે વારુ? જો આપ તે વસ્તુને જાણતા હો, તો કૃપા કરીને મને બતાવો." એના ઉત્તરમાં ઋષિ યાજ્ઞવલ્કય કહેવા લાગ્યા કે;–"જો કે હું નિરંતર તને મારી પ્રિય વસ્તુ ગણતો આવ્યો છું; છતાં તારા આજના આ પ્રશ્નથી તું મને અધિક કિંવા અત્યંત પ્રિય થઈ પડી છે. આવ, અહીં આસન માંડીને બેસ અને મારા કથનને સાંભળી લીધા પછી તેમાં તારા ધ્યાનને એકાગ્ર કર." પતિની આજ્ઞા પ્રમાણે મૈત્રેયી ત્યાં બેઠી એટલે ઋષિએ બોલવાનો આરંભ કરીને કહ્યું કે;–"પત્નીનો પતિમાં જે પ્રેમ હોય છે, તે કાંઈ પતિમાટેનો પ્રેમ હોતો નથી, કિંતુ કેવળ પોતાના કારણથી જ પત્ની પતિમાં પ્રેમ રાખતી હોય છે; કારણ કે, આત્મવિષયક તેનો અનુરાગ અનિવાર્ય હોય છે. તેમ જ કોઈ પણ પુરુષ કેવળ પત્નીના કારણથી જ પત્નીમાં પ્રેમ રાખતો નથી; કિંતુ તેનો પોતામાં અનિવાર્ય પ્રેમ હોવાથી જ તેના પ્રેમનો પ્રવાહ પત્ની પ્રતિ વહન કર્યા કરે છે. કેવળ સંતાનોના કારણથી જ સંતાનોમાં કોઈ સ્નેહ રાખતું નથી;

પરંતુ સર્વમાં આત્મા વિષયક સ્નેહનો નિવાસ હોય છે અને તેટલામાટે જ સર્વ જીવો સંતાનોમાં અલૌકિક આસક્તિમય પ્રેમ રાખતા જોવામાં આવે છે. લક્ષ્મીના કારણથી જ કોઈ લક્ષ્મીમાં લોભાતું નથી; કિંતુ આત્માનુરાગના કારણથી જ લોકો લક્ષ્મીમાં લોભાય છે. લોકો બ્રાહ્મણને ચાહે છે તે તેના બ્રાહ્મણ હોવા માટે નહિ, પણ આત્મપ્રેમથી પ્રેરાઇને જ તેઓ બ્રાહ્મણને ચાહે છે, અને પૂજ્ય માને છે; તે જ પ્રમાણે ક્ષત્રિયને ક્ષત્રિય ધારીને કોઈ પ્રેમથી જોતું નથી, પરંતુ આત્મપ્રેમના પ્રભાવથી જ ક્ષત્રિયને પ્રેમની દૃષ્ટિથી જોવામાં આવે છે. સંસાર અથવા વિશ્વમાં લોકોનો આટલો બધો પ્રેમ જોવામાં આવે છે તેનો હેતુ સંસાર નથી, કિંતુ તેનું સત્ય કારણ કેવળ આત્મપ્રીતિ જ છે. દેવોમાં જે ભક્તિ રાખવામાં આવે છે, તે પણ દેવો માટે નથી, કિંતુ એ ભક્તિમાં પણ આત્મરતિનું જ મૂળ સમાયલું છે, અર્થાત્ કોઈ પણ વસ્તુમાં કોઇનો પણ પ્રેમ કેવળ તે વસ્તુના કારણથી બંધાયલો હોતો નથી, કિંતુ કેવળ આત્મપ્રેમના કારણથી જ બંધાયલો હોય છે. આ કારણથી આત્માનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાની અતિશય આવશ્યકતા છે. હે મારી મૈત્રેયી, જ્યારે એ આત્માનું શ્રવણ કરાય છે, જે વેળાએ એ આત્મા જોવામાં આવે છે, અને જ્યારે આત્મસાક્ષાત્કાર થઈ જાય છે, તે વેળાયે આ સર્વ જાણવામાં આવી જાય છે." હવે અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, એ આત્મસાક્ષાત્કારથી આપણે શું પ્રાપ્ત કરી શકીએ છીએ વારુ? આપણા સમક્ષ આ એક વિલક્ષણ તત્ત્વજ્ઞાનને રજૂ થએલું આપણે અવલોકીએ છીએ. કારણ કે, ઋષિ યાજ્ઞવલ્કયે પોતાના કથનમાં જે આત્મ અને આત્મા આદિ શબ્દોનો પ્રયોગ કર્યો છે, તે નિજના અર્થમાં જ કરેલો છે અને તેથી એનો સાધારણ ભાવાર્થ એવો જ થાય છે કે, મારો મારા પોતામાં પ્રેમ હોવાથી જ હું બીજામાં પ્રેમ રાખું છું પણ ખરી રીતે જોતાં એમ કદાપિ બની શકે તેમ છે જ નહિ. આધુનિક કાળમાં પણ કેટલાક એવા તત્ત્વવેત્તાઓ થએલા છે કે જેમણે કેવળ 'પોતાપણા'ને જ વિશ્વશક્તિ તરીકે ઓળખાવેલું છે. એ કથન સત્ય છે અને સત્ય હોવા છતાં પણ અસત્ય છે. આમાં ભેદ એ જ છે કે, આ આત્મા તે એના પશ્ચાદ્ભાગમાં રહેલા સત્ય આત્માની છાયા જ છે. એ અસત્ય અને અશુભ દેખાય છે, એનું કારણ એ છે કે, એ લઘુ આત્મા છે. વિશ્વાત્માવિશેનો અનંત પ્રેમ જે દૂષિત અને અલ્પ દેખાય છે; તેનું કારણ એ છે કે, તે લઘુ ભાગદ્વારા દૃષ્ટિગોચર થાય છે. એક પત્ની પણ જ્યારે પોતાના પતિને પ્રેમ કરતી હોય, ત્યારે તે જાણતી હોય, કે ન જાણતી હોય એ એક જૂદી વાત છે, પણ વસ્તુતઃ તે આત્માને જ પ્રેમ અર્પતી હોય છે; અર્થાત્

આત્માના કારણથી જ પતિમાં પ્રેમ રાખતી હોય છે. સંસારમાં એ પ્રેમનું જે સ્વરૂપ પ્રકટ થાય છે, તે તો સ્વાર્થરૂપ જ જણાય છે, પરંતુ વાસ્તવિકતાથી જોતાં એ સ્વાર્થ અથવા આત્મપ્રિયતા તે આત્મત્વનો જ એક લઘુ ભાગ છે. જ્યારે પણ કોઈ પ્રેમ કરે છે, ત્યારે તેને આત્મામાં અથવા આત્મદ્વારા જ પ્રેમ કરવો પડે છે. અર્થાત્ એટલામાટે પ્રથમ તો એ આત્માને અથવા તો આત્મા શબ્દના અર્થને જાણવાની જ આવશ્યકતા છે. ત્યારે એના અર્થમાં ભેદ શો છે વારુ? ભેદ એટલો જ કે, જેઓ આત્મા શો પદાર્થ છે, એ જાણ્યા વિના જ આત્મામાં પ્રેમ કરે છે, તેમનો તે પ્રેમ સ્વાર્થરૂપ છે અને જેઓ આત્માને ઓળખીને અને તે શો પદાર્થ છે એ જાણીને તેનામાં પ્રેમ રાખે છે, તેમનો પ્રેમ તે મુક્ત પ્રેમ છે અને એવા પ્રકારના પ્રેમીઓ તે ખરેખરા ઋષિઓ જ છે. "જે બ્રાહ્મણને આત્માવિના અન્ય સ્થળે નિહાળે છે, તેને બ્રાહ્મણ ત્યાગી દે છે; જે ક્ષત્રિયને આત્મા વિના અન્ય સ્થાનમાં જુએ છે, તેનો ક્ષત્રિય ત્યાગ કરે છે; જે કોઈ પણ વિશ્વને તે આત્મા વિના અન્ય સ્થળમાં જોવાનો પ્રયત્ન કરે છે, તેનો વિશ્વ પરિત્યાગ કરે છે; અને દેવોને જે કોઈ આત્મા વિના અન્ય મંદિરમાં જોવાની અપેક્ષા રાખે છે, તેનો દેવો પણ તિરસ્કારપૂર્વક ત્યાગ કરી દે છે. અર્થાત્ આત્મા વિના અન્યત્ર કોઈ પણ વસ્તુને જોવાની જે કોઈ પણ ઇચ્છા કરે છે, તેની આગળથી સર્વ વસ્તુઓ પ્રયાણ કરી જાય છે. બ્રાહ્મણો, ક્ષત્રિયો, આ વિશ્વ અને દેવો આદિ જે કાંઈ પણ અસ્તિત્વ ધરાવે છે, તે પ્રત્યેક વસ્તુ કેવળ આત્મા જ છે." અર્થાત્ યાજ્ઞવલ્કયે પ્રેમની વ્યાખ્યા આ પ્રમાણેની કરેલી છે. પ્રત્યેક વેળાયે આપણે એક વસ્તુને અમુક પ્રકારની વિશિષ્ટતા આપીએ છીએ અને તેમ કરીને આપણે તેને આપણા પોતાથી અથવા આત્માથી ભિન્ન કરી નાખીએ છીએ. હું એક પ્રમદામાં પ્રેમ રાખવાનો પ્રયત્ન કરું છું; પરંતુ જ્યાં હું તેને એક પ્રકારની સ્ત્રી તરીકેની વિશિષ્ટતા આપું છું એટલે તે ક્ષણે જ તે આત્માથી ભિન્ન થઈ જાય છે અને આમ થવાથી મારો તેના માટેનો પ્રેમ શાશ્વત અથવા અભંગ થતો નથી, કિંતુ તેનો સર્વથા દુઃખ કિંવા શોકમાં જ અંત આવે છે. પરંતુ જ્યાં હું તે સ્ત્રીને આત્મા તરીકે જ ઓળખવા માંડું, એટલે મારો તેમાંનો પ્રેમ પરિપૂર્ણતાની અવસ્થામાં પહોંચે છે અને તેને દુઃખને ભોગવવાનો પ્રસંગ કદાપિ પ્રાપ્ત થતો જ નથી. આ નિયમ પ્રત્યેક વસ્તુને એક સરખી રીતે જ લાગૂ પડે છે; જે વેળાયે તમે કોઈ પણ વસ્તુને વિશ્વમાંની સમષ્ટિથી ભિન્ન માનીને એક વ્યષ્ટિ તરીકે ગણી તેનામાં આસક્ત થાઓ છો એટલે કે તેને આત્માથી ભિન્ન ગણીને

તેનામાં આસક્તિ રાખો છો, એટલે તેથી તત્કાળ વિપરીત પરિણામનો પ્રારંભ થઈ જાય છે. જો કોઈ પણ વસ્તુમાં તેને આત્માથી ભિન્ન ગણીને આપણે આસક્તિ રાખીએ, તો આપણી એ આસક્તિનું પરિણામ દુઃખ અને શોકમાં જ આવે છે. જો આપણે પ્રત્યેક વસ્તુનો આત્મામાં આત્મા તરીકે જ ઉપભોગ લેતા રહીએ, તો દુઃખ કિંવા પ્રત્યાઘાતનો કદાપિ આવિર્ભાવ થતો નથી. આત્મવસ્તુવિલાસ એ જ પરિપૂર્ણ આનંદ છે. ત્યારે આવા પ્રકારની આત્મભાવનાને કેવી રીતે પ્રાપ્ત કરવી વારુ? એના ઉત્તરમાં જણાવવાનું એટલું જ કે, એ આત્મભાવનાને પ્રાપ્ત કરવાનો માર્ગ આપણને ઋષિ યાજ્ઞવલ્કય બતાવે છે. વિશ્વ અનંત હોવાથી તેમાંની પ્રત્યેક વિશિષ્ટ વસ્તુને મૂળ આત્માને જાણ્યા વિના જ, આપણે આત્મભાવથી કેવી રીતે નિહાળી શકીએ વારુ? ખરેખર એ એક ગંભીર પ્રશ્ન છે, પરંતુ એના ઉત્તરમાં ઋષિ યાજ્ઞવલ્કય એમ જણાવે છે કે;- "ધારો કે એક ઢોલ વાગે છે, પણ આપણે જ્યારે તે ઢોલથી બહુ દૂર હોઇએ છીએ, તે વેળાયે તેના નાદને સાંભળી શકતા નથી, અને તેના પર વિજય મેળવી શકતા નથી; પરંતુ આપણે જ્યાં તે ઢોલના નિકટમાં આવી લાગીએ છીએ અને આપણો હાથ તેનાપર રાખીએ છીએ એટલે તરત આપણે નાદપર વિજય મેળવી શકીએ છીએ. એક શંખ વાગતો હોય તે વેળાયે આપણે શંખનાદને પકડી પણ શકતા નથી અને તેનાપર વિજય પણ મેળવી શકતા નથી; કારણ કે, તે દૂર હોય છે; પરંતુ તેના નિકટમાં આવ્યા પછી તે શંખને આપણે આપણા હાથમાં લઈ શકીએ છીએ અને તેના નાદપર પણ અધિકાર સ્થાપી શકીએ છીએ. જે વેળાયે વીણા વાગી રહી હોય, તે વેળાયે આપણે તેના નિકટમાં આવીએ છીએ ત્યારે જ તેના જે કેન્દ્રમાંથી ધ્વનિ કિંવા નાદનો ઉદ્ભવ થતો હોય છે, તે કેન્દ્ર આપણા જાણવામાં આવી શકે છે. જેમ કોઈ મનુષ્ય ભીનાં લાકડાંને બાળતો હોય, એટલે તેમાંથી જેમ નાના પ્રકારના તણખા અને ધૂમાડો આદિ નીકળ્યા કરે છે; તે જ પ્રમાણે અનંતમાંથી જ સર્વ જ્ઞાનનો ઉદ્ભવ થએલો છે. જેવી રીતે સર્વ નદીઓનું અંતિમ વિશ્રામસ્થાન સમુદ્ર છે; જેવી રીતે સર્વ સ્પર્શનું કેન્દ્રસ્થાન ત્વચા છે; જેવી રીતે સર્વ ગંધનો મધ્યબિન્દુ નાસિકા છે; જેવી રીતે સર્વ સ્વાદોનું કેન્દ્રસ્થલ જિવ્હા છે; સર્વ સ્વરૂપોનું અંતિમ સ્થાન જેવી રીતે કેવળ નેત્રો જ છે; વિચારોનું મૂલ સ્થલ જેવી રીતે મન છે; સર્વ જ્ઞાનનું મુખ્ય સ્થાન જેવી રીતે અંતઃકરણ છે; સર્વ કર્મોના પ્રમુખ સ્થાનરૂપ જેવી રીતે હસ્તો છે અને જેવી રીતે લવણનો એક કટકો આપણે સમુદ્રમાં નાખીએ તો તે તેમાં મળીને એકરસ થઈ જવાથી તે લવણને આપણે પાછું કાઢી શકતા

નથી; તે જ પ્રમાણે હે મૈત્રેયી! આ વિશ્વવ્યાપક વ્યક્તિ શાશ્વત અને અનંત છે અને સમસ્ત જ્ઞાનનો ભંડાર તેનામાં જ ભરેલો છે; સમસ્ત વિશ્વનો તેમાંથી જ ઉદ્‌ભવ થાય છે અને પાછો વિશ્વનો સમાવેશ પણ તેમાં જ થઈ જાય છે. એ વિશ્વવ્યાપક અનંત વ્યક્તિમાં જ્યાં આપણો લય થઈ ગયો, એટલે પછી જ્ઞાન, અજ્ઞાન, કિંવા જીવન કે મરણ જેવી કોઈ વસ્તુ અવશિષ્ટ રહેતી જ નથી.” આ વ્યાખ્યાથી આપણે એ ભાવનાને પ્રાપ્ત કરી શકીએ છીએ કે, આપણુ સર્વ અગ્નિમાંથી જેવી રીતે તણખા ઉદ્‌ભવે છે તેવી રીતે એ અનંતમાંથી જ ઉદ્‌ભવેલા છીએ અને જ્યારે આપણે એ અનંતને જાણીએ છીએ એટલે પાછા તેનામાં સમાઈ જઇએ છીએ—પાછા તેની સાથે મળીને એકરૂપ થઈ જઇએ છીએ અને એમ થતાં આપણે વિશ્વવ્યાપક થઇએ, તો તે સ્વાભાવિક જ છે.

જેવી રીતે સર્વત્ર લોકો ભયભીત થઈ જાય છે, તેવી રીતે યાજ્ઞવલ્કયની આ વાણી સાંભળીને મૈત્રેયી પણ ભયભીત થઈ ગઈ અને તેથી તે કહેવા લાગી કે;—“પ્રાણેશ! આ સ્થળે તો આપે મને ભ્રાંતિમાં જ નાખી દીધી છે. અનંત સાથે એકતા થતાં દેવોનું અસ્તિત્વ રહેવાનું નથી અને વ્યક્તિત્વનો પણ સર્વથા નાશ થઈ જવાનો છે, એમ કહીને તો આપે મને ભયભીત જ કરી નાખી છે. જો કોઈ પણ જાણવા યોગ્ય, પ્રેમ રાખવા યોગ્ય કિંવા ધિક્કારવા યોગ્ય વસ્તુ રહેશે જ નહિ, તો પછી આપણી પોતાની પણ શી સ્થિતિ થશે વારુ?” પત્નીના આ પ્રશ્નને સાંભળીને જ્ઞાની પતિ કહેવા લાગ્યા કે;—“મૈત્રેયી, તને ભ્રમણામાં નાખી દેવાની મારી ઇચ્છા નથી કિંતુ તારા ભ્રમનો નિરાસ કરવાની જ મારી ભાવના છે. તું કદાચિત્ ભયભીત થઈ હઇશ, પરંતુ તારા એ ભયનું સત્વર જ નિવારણ થઈ જશે. જ્યાં દ્વૈતભાવ હોય છે એટલે કે બે વ્યક્તિઓ હોય છે, ત્યાં જ એક વ્યક્તિ બીજી વ્યક્તિને નિહાળે છે, બીજી વ્યક્તિને સાંભળે છે, બીજી વ્યક્તિનો સત્કાર કરે છે, બીજી વ્યક્તિ વિશેનો વિચાર કરે છે અને બીજી વ્યક્તિને ઓળખે છે અથવા જાણે છે. પરંતુ સર્વની જ્યાં આત્મરૂપતા—એકરૂપતા—થએલી હોય ત્યાં પછી કોણ કોના જાણવામાં આવી શકે, કોણ કોના સાંભળવામાં આવી શકે, કોનો સત્કાર કોનાવડે થાય અને કોણ કોના ઓળખવા અથવા જાણવામાં આવી શકે વારુ?” આ એક જ ભાવનાને જર્મન્ તત્ત્વજ્ઞ શોપેનહૅરે સ્વીકારી લીધી હતી અને તેથી તેના તત્ત્વજ્ઞાનમાં આ તાત્ત્વિક ભાવનાનો પ્રતિધ્વનિ સર્વત્ર થએલો પ્રત્યક્ષ દેખાયા કરે છે. આપણે કોનાદ્વારા આ વિશ્વને જાણીએ છીએ વારુ? તે અનંતને કયા સાધનદ્વારા

જાણવો વારુ? જ્ઞાતાને કેવી રીતે જાણવો? આપણે કયા સાધનદ્વારા જ્ઞાતાને જાણી શકીએ એમ છીએ વારુ? એમ બની જ કેવી રીતે શકે? કારણ કે, તેનામાં અને તેનાદ્વારા જ આપણે પ્રત્યેક વસ્તુને જાણીએ છીએ. એટલે તેને આપણે કયા સાધનદ્વારા જાણી શકીએ વારુ? કોઈ પણ સાધનદ્વારા નહિ જ. તેને જાણવાનું સાધન તે પોતે જ છે અને એ સાધનને જાણવાની નિરંતર આવશ્યકતા છે.

આ વિધાનનો આશય એટલો જ છે કે, તે જ એક સર્વવ્યાપક અનંત વ્યક્તિ છે. તે જ સત્ય વ્યક્તિ છે અને તેથી જ્યાં તેનો સાક્ષાત્કાર થયો એટલે સર્વ પક્ષ અને વિભાગ આદિનું અસ્તિત્વ રહેતું જ નથી; ભિન્નતા અને વિભાગ આદિની કલ્પનાઓ તે અધમ અને ભ્રામક કલ્પનાઓ છે. વ્યક્તિત્વના પ્રત્યેક સ્ફુલિંગમાં અને સ્ફુલિંગદ્વારા તે અનંત જ પ્રકાશી રહ્યો છે, અને પ્રત્યેક વસ્તુ તે આત્માનું જ વ્યક્ત સ્વરૂપ છે. ત્યારે એ આત્મપ્રાપ્તિ કેવી રીતે કરી શકાય વારુ? એ વિશે યાજ્ઞવલ્કયનો એવો અભિપ્રાય છે કે, પ્રથમ આત્માનું શ્રવણ કરવું જોઇએ, ત્યાર પછી તેનું બુદ્ધિપૂર્વક વિવેચન કરવું જોઇએ અને ત્યાર પછી તેના ધ્યાનમાં નિમગ્ન થવું જોઇએ, એટલે એ માર્ગથી આત્મપ્રાપ્તિ કરી શકાય છે. તે સૂક્ષ્મ જગત્ અને સ્થૂલ જગત્ના વિરોધને સ્વીકારીને કહે છે અને દર્શાવે છે કે, એ બન્ને જગત્ એક વિશિષ્ટ રેખામાં પરિભ્રમણ કરી રહ્યાં છે અને તેઓ કેવાં સુંદર તથા મનોહર છે. "આ પૃથ્વી એવી તો આનંદમયી છે અને સર્વ જીવોને એવી તો સહાયક થનારી છે કે જેની સીમા જ નથી, તેમ જ સર્વ વ્યક્તિઓ પૃથ્વીને પણ તેટલા જ પ્રમાણમાં સહાયક થઈ પડે છે; પરંતુ આત્મા સ્વયંપ્રભ હોવાથી તેને સહાયતા આપવાનું સામર્થ્ય કોઇનામાં પણ હોઈ શકતું નથી!" જે કાંઈ પણ આનંદ છે, પછી ભલેને તે અત્યંત અધમ અર્થમાંનો આનંદ હોય, તોય તે એ આત્માના પ્રકાશનું જ પરાવર્તન છે. જે કાંઈ પણ ઉત્તમતા છે તે તેના જ પ્રકાશનું પરાવર્ત્તન છે; પણ એ પરાવર્ત્તન જ્યારે અંધુક હોય છે, ત્યારે તે અધમતાના નામથી ઓળખાય છે. બે ઈશ્વર અથવા બે દેવ છે જ નહિ. જ્યારે એ અલ્પ પ્રમાણમાં વ્યક્ત થએલો હોય છે, ત્યારે એને અંધકારના નામથી ઓળખવામાં આવે છે અને જ્યારે વિશેષ પ્રમાણમાં વ્યક્ત થએલો હોય છે ત્યારે એ જ પ્રકાશના નામથી ઓળખાય છે; પ્રકાશ અને અંધકાર તે એ જ છે, અર્થાત્ ઉત્તમતા અને અધમતા તે કેવળ પ્રમાણની ન્યૂનાધિકતાનાં જ નામો છે—અલ્પ પ્રકટીભવન તે અધમતા અને અધિક પ્રકટીભવન તે ઉત્તમતા છે. એ વિશે આપણે આપણા પોતાના જીવનક્રમનું જ ઉદ્દ-

હરણ લઇશું. આપણે આપણા બાલ્યકાળમાં એવી અનેક વસ્તુઓને નિહાળીએ છીએ કે જેઓ અધમ હોવા છતાં પણ તે વેળાયે આપણને ઉત્તમ જ જણાય છે; તે જ પ્રમાણે તે વેળાયે કેટલીક વસ્તુઓ ઉત્તમ હોવા છતાં આપણને અધમ જ જણાય છે. પરંતુ ધીમે ધીમે આપણા વિચારો અને ભાવોનું કેવું પરિવર્તન થતું જાય છે અને ધીમે ધીમે આપણા વિચારો કેવી રીતે ઉન્નતિના શિખરે ચઢતા જાય છે, એ વિશેનો જ આપણે અહીં વિચાર કરવાનો છે. જે એક વસ્તુને એક સમયમાં આપણે ઉત્તમ માનતા હતા, તે જ વસ્તુને અત્યારે આપણે ઉત્તમ ધારતા નથી; અને એથી સ્પષ્ટ એમ જણાઈ આવે છે કે, ઉત્તમતા અને અધમતા એ કેવળ આપણી મિથ્યા કલ્પના જ છે અને વસ્તુતઃ ઉત્તમતા કિંવા અધમતા જેવી કોઈ વસ્તુ અસ્તિત્વ ધરાવતી જ નથી. જે ભેદ રહેલો છે તે માત્ર વ્યક્ત થવાના પ્રમાણમાં જ રહેલો છે. જે છે તે સર્વ આત્માનો જ પ્રકાશ છે; તે પ્રત્યેક વસ્તુમાં વ્યક્ત થાય છે; પરંતુ જ્યારે તેનું એ વ્યકતીભવન અંધુક હોય છે, ત્યારે આપણે તેને અંધકાર અથવા અધમતા કહીએ છીએ અને જ્યારે તે પ્રકટીભવન સ્પષ્ટ અને પારદર્શક હોય છે, ત્યારે તેને આપણે પ્રકાશ અથવા તો ઉત્તમતાના નામથી ઓળખીએ છીએ. જ્યારે આત્માપરનાં સર્વ આવરણો દૂર થઈ જાય છે, ત્યારે તે અત્યંત ઉત્કૃષ્ટ સ્વરૂપમાં દષ્ટિગોચર થવા માંડે છે. એટલા માટે આ વિશ્વમાંની પ્રત્યેક વસ્તુનો કેવળ એવી દષ્ટિથી જ ધ્યાનયુક્ત વિચાર કરવો જોઇએ કે, તે મૂળ ઉત્કૃષ્ટ વસ્તુ હોવાથી આપણને પણ ઉત્તમ સ્વરૂપમાં જ દેખાવી જોઇએ. ઉત્તમતા પણ છે અને અધમતા પણ છે, છતાં એ ઉભયનો મધ્યબિન્દુ તો સત્યતા અથવા આત્મા જ છે, એનું કદાપિ વિસ્મરણ થવું ન જોઈએ. આત્મા પોતે ઉત્તમ પણ નથી અને અધમ પણ નથી, કિંતુ સર્વોત્કૃષ્ટ છે. ઉત્તમ અને અધમ વસ્તુઓ તો અનેક હોઈ શકે, પરંતુ ઉત્કૃષ્ટ–સર્વોત્કૃષ્ટ–વસ્તુ તો એક જ હોઈ શકે છે. ઉત્તમતા અને અધમતા વચ્ચે પ્રમાણનો ભેદ હશે, પરંતુ સર્વોત્કૃષ્ટ તો એક જ છે અને એ જ સર્વોત્કૃષ્ટને જ્યારે આપણે સૂક્ષ્મ આવરણમાંથી નિહાળીએ છીએ ત્યારે તે આપણને નાનાવિધ ઉત્તમતાના રૂપમાં દેખાય છે અને જ્યારે એને સ્થૂલ આવરણમાંથી જોવામાં આવે છે ત્યારે એ અધમતાના રૂપમાં દષ્ટિગોચર થાય છે. અર્થાત્ ઉત્તમતા અને અધમતા એ કેવળ મિથ્યા માન્યતાનાં જ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. ઉત્તમતા અને અધમતા એ બે શબ્દો સર્વ પ્રકારની દ્વૈતભાવાત્મક ભ્રાંતિઓના પ્રદેશમાં ભ્રમણ કરી આવ્યા છે અને દ્વૈતના સંપર્કથી દૂષિત થઈ માનવ વ્યક્તિઓના હૃદ-

યમાં આવીને બેસી ગયા છે; અને હવે એ ભયંકર ઉપદ્રવી શત્રુઓ તરીકે માનવ-વ્યક્તિઓના અંતઃકરણમાં વિરાજીને સ્ત્રીઓ તથા પુરુષોનાં હૃદયોને ભયંકર ત્રાસ આપ્યા કરે છે. તેઓ આપણામાં વ્યાઘ્રના સ્વભાવને ઉત્પન્ન કરે છે. જે ધિક્કાર વર્ષાવીને આપણે બીજાઓને ધિક્કારીએ છીએ, તે ધિક્કારનો આપણામાં, આપણે આપણા બાલ્યકાળથી જ હૃદયમાં ઉતારેલા એ ઉત્તમતા અને અધમતાના ભાવોના યોગે જ ઉદ્‌ભવ થએલો છે.એ ઉત્તમતા અને અધમતાની ભાવનાના યોગે માનવ જાતિ વિશેને આપણો અભિપ્રાય સર્વથા વિપરીત થઈ પડે છે અને આ અત્યંત સુંદર સંસારને આપણે નરકનું સ્વરૂપ આપી દઇએ છીએ; પરંતુ આપણે જો એ ઉત્તમતા તથા અધમતાની ભાવનાને, આ વિઘાતક દ્વૈતભાવ કિંવા દ્વંદ્વભાવને સર્વથા ત્યાગી દઇએ અને એના બંધનથી સર્વથા મુક્ત થઈ જઇએ, એટલે તે ક્ષણે જ આ સંસાર આપણામાટે સ્વર્ગ-તુલ્ય કિંબહુના સાક્ષાત્ સ્વર્ગ જ બની જાય છે.

આ વિશ્વંભરા ભૂમિ સર્વ જીવોને માટે અત્યંત આનંદમયી મધુરા છે અને સર્વ જીવો વિશ્વંભરાને માટે મધુર છે; તેઓ એક બીજાનાં પરસ્પર સહાયક થયા કરે છે; અને વસ્તુતઃ એ સર્વ માધુર્યરૂપ પૃથ્વીના અંતર્ભાગમાં રહેલો અમર્ત્ય, સ્વયંપ્રભ અને અવિકાર આત્મા છે. એ માધુર્ય કોનું છે વારુ ? અર્થાત્ આત્માં વિના એ માધુર્ય બીજા કોનું હોઈ શકે ? એ એક જ માધુર્ય નાનાવિધ સ્વરૂપમાં પોતાને વ્યક્ત કર્યાં કરે છે. જ્યાં ક્યાંય પણ કોઈ પણ માનવવ્યક્તિમાં, સાધુમાં કે શયતાન (પાપાત્મા)માં, દેવમાં કે દાનવમાં તેમ જ શરીર, મન કિંવા ઇન્દ્રિયોમાં કાંઈ પણ પ્રેમ અથવા માધુર્યનો નિવાસ હોય, તો તે કેવળ તે (આત્મા) જ છે. શારીરિક ભોગવિલાસમાં પણ તેજ છે, માનસિક આનંદ વિલાસમાં પણ તે જ છે અને આધ્યાત્મિક આનંદમાં પણ તેજ વ્યાપેલો છે. અર્થાત્ તેના વિના અન્ય કોઈ પણ પદાર્થ ક્યાંય હોઈજ કેવી રીતે શકે વારુ? વીસ હજાર દેવો અને દાનવો કે જેઓ નિરંતર! પરસ્પર વિગ્રહમાં જ તલ્લીન રહ્યા કરતા હોય તે દેવો અને દાનવોનો સંભવજ ક્યાંથી હોય ? આવા પ્રકારની માન્યતા તે કેવળ બાલિશ સ્વપ્ન જ કહી શકાય! કનિષ્ઠમાં કનિષ્ઠ શારીરિક ભોગવિલાસરૂપ પણ તેજ છે અને ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ (ઉચ્ચતમ) આધ્યાત્મિક આનંદરૂપ પણ તે આત્મા જ છે; તેના વિના અન્ય કોઈ પણ માધુર્યનું અસ્તિત્વ છેજ નહિ. યાજ્ઞવલ્કય આ પ્રમાણે કહે છે. જ્યારે તમે એ સ્થિતિમાં આવશો અને સર્વ વસ્તુઓને સમદૃષ્ટિથી—અભેદ દૃષ્ટિથી—નિહાળવા માંડશો; એટલે કે, એક મદિરાભક્ત મદિરાપાનમાં જે આનંદનો અનુભવ કરે છે તે આનં-

દને પણ તમે આત્મમાધુર્ય તરીકે ઓળખતા થશો; ત્યારે જ તમે સત્યને મેળવ્યું છે એમ કહેવાશે અને તે વેળાયેજ સુખ, શાંતિ અને પ્રેમનો સત્ય અર્થ શો છે એ તમારા જાણવામાં આવશે. પરંતુ જ્યાં સૂધી તમે આ મિથ્યા ભેદો તેમ જ બાલિશ તથા મૂર્ખતાયુક્ત મિથ્યા ભિન્ન ભાવનાની માન્યતાને વળગી રહેશો, ત્યાં સૂધી કેવળ સર્વ પ્રકારની દુઃખબાધા વિના અન્ય કાંઈ પણ તમૂને પ્રાપ્ત થવાનું નથી, એ નિશ્ચય-પૂર્વક જાણી લેવું. તે અમર્ત્ય અને સ્વયંપ્રભ આત્મા જ વસુંધરાના ગર્ભમાં રહેલો છે, સર્વ માધુર્ય તે જ છે અને શરીરમાં પણ તે જ રહેલો છે. આ કાયા પૃથ્વી છે અને આ કાયા અથવા શરીરની સર્વ શક્તિઓમાં, અને શરીરના સર્વ આનંદભોગવિલા-સોમાં તે જ આત્મા રહેલો છે; નેત્રો જે કાંઈ પણ નિહાળે છે, અને ત્વચા જે કાંઈ પણ વસ્તુને સ્પર્શ કરે છે, તે સર્વ ભોગો શું છે વારુ? એ અન્ય કાંઈ નહિ, પણ જે એક સ્વયંપ્રભ પદાર્થ શરીરમાં રહેલો છે તે જ છે; અને તે સ્વયંપ્રભ પદાર્થ આત્મા છે. આ સંસાર સર્વને મધુર લાગે છે અને પ્રત્યેક વ્યક્તિ સંસારને મધુર લાગે છે તે પણ એ સ્વયંપ્રભ આત્મા જ છે; અને સંસારમાં જો કાંઈ પણ આનંદ હોય તો તે એ શાશ્વત અથવા અમર આત્મા અને આત્મા જ છે. આપણામાં જે આનંદ છે તે પણ તે જ છે. તે બ્રહ્મ છે. "આ વાયુ સર્વને મધુર અને પ્રિય લાગે છે અને સર્વ વ્યક્તિઓ વાયુને મધુર જણાય છે; પરંતુ જે સ્વયંપ્રભ અને અમર અસ્તિત્વ વાયુમાં રહેલું છે, તેનો જ આપણા શરીરમાં પણ નિવાસ છે. તે પોતાને સર્વ વ્યક્તિઓના જીવન તરીકે વ્યક્ત કરે છે. આ સૂર્ય સર્વ વ્યક્તિઓને પ્રિય છે અને સર્વ વ્યક્તિઓ સૂર્યને પ્રિય છે; પણ જે સ્વયંપ્રભ વ્યક્તિનો સૂર્યમાં નિવાસ છે તેનું જ એક લઘુ પ્રકાશ તરીકે આપણે પ્રત્યાવર્ત્તન કરીએ છીએ. અર્થાત્ તેના પ્રતિબિંબ વિના ત્યાં અન્ય શું હોવાનો સંભવ છે વારુ? તે શરીરમાં રહેલો છે અને તેના આપણામાં પડેલા પ્રતિબિંબદ્વારા જ આપણે પ્રકાશને નિહાળી શકીએ છીએ. આ ચન્દ્રમા સર્વને અત્યંત પ્રિય છે અને સર્વ જીવો ચન્દ્રમાને પ્રિય છે, પરંતુ તે સ્વયંપ્રભ અને અમર પદાર્થ કે જે ચન્દ્રમાનો આત્મા છે, તે જ આપણામાં રહીને પોતે પોતાને મનના રૂપે વ્યક્ત કરે છે. વિદ્યુત્પ્રભા અત્યંત રમણીય અને મનોહર હોય છે અને તે વિદ્યુત્પ્રભાને સર્વ જીવો પ્રિય હોય છે; પરંતુ તે જ સ્વયંપ્રભ અને અમર પદાર્થ તે વિદ્યુતનો આત્મા છે અને તે જ આત્મા આપણામાં પણ રહેલો છે; કારણ કે, સર્વસ્વ એક બ્રહ્મ જ છે. મનુષ્યો પશુ આદિ પ્રાણીઓને પ્રિય છે અને પશુ આદિ પ્રાણીઓ મનુષ્યોને પ્રિય છે; પરંતુ તે પ્રિયતા મનુષ્યમાં રહેલા

આત્માની જ છે અને તેથી પ્રિયતા અથવા માધુર્યનું મૂળ કારણ આત્મા જ છે. આ આત્મા સર્વ વ્યક્તિઓ અથવા અસ્તિત્વધારી જીવોનો સત્તાધીશ સમ્રાટ્ છે." આ ભાવનાઓ મનુષ્યને અત્યંત સહાયક થઈ પડનારી છે અને એ ભાવનાઓનો ધ્યાનમાં જ ઉપયોગ કરવાનો છે. ઉદાહરણ તરીકે આપણે ભૂમિના ધ્યાનને જ લઇએ. ભૂમિનું ધ્યાન ધરતી વેળાયે મનમાં ભૂમિનો વિચાર તો કરવાનો જ છે, પરંતુ તેની સાથે એ પણ ભૂલી જવાનું નથી કે, જે ભૂમિમાં છે તે આપણામાં પણ રહેલો છે; અર્થાત્ આપણે અને ભૂમિ બન્ને સમાન જ છીએ. ભૂમિ સાથે શરીરની એકતા કરો અને વિશ્વાત્મા સાથે તમારા આત્માની એકતાને નિહાળો. જે આત્મા મારામાં પણ છે અને વાયુમાં પણ છે તેની સાથે વાયુના એકત્વને અનુભવો. તેઓ સર્વ નાનાવિધ અને ભિન્ન ભિન્ન સ્વરૂપમાં વ્યક્ત થએલા હોવા છતાં પણ એક અને એક જ છે.



# શાંતિ*

## હરિગીત.

જો જો અરે દેખાય વસ્તુ બલવતી આ આવતી;
સત્તા છતાં, સત્તા નથી એ જ્યોતિ દિવ્ય પ્રભાવતી;
જે ધ્વાંતમાં જ્યોતિ પ્રખર ને તેજમાં છાયા સમી;
તે ભવ્ય પ્રતિમા આજ અંતઃકરણમાં આવી શમી. ૧
આનંદની એ લાગણી મુખથી કદાપિ ન જે વદી;
એ વેદના છે તે ન જેની વેદના થઈ છે કદી;
એ અમર જીવન છે છતાં જીવન ન એણે ભોગવ્યું;
શાશ્વત મરણ હોવા છતાં નહિ દુઃખ કોઇએ અનુભવ્યું. ૨
એ હર્ષ કિંવા શોક એવી કોઈ પણ વસ્તુ નથી;
એ વસ્તુ તે છે જે ઉભયના મધ્યમાંહી વિરાજતી;
ઉજ્જ્વલ પ્રભાત નથી, નથી એ તમોવ્યાપ્ત વિભાવરી;
એકત્ર કરનારી ઉભયની શૃંખલા છે એ ખરી. ૩
સંગીતમાંનો અતિ મનોહર એ મધુર વિશ્રામ છે;
ને જે પવિત્ર કલા વિશે લેવાય તે આરામ છે;
એ વ્યક્તિના ભાષણ વિશે એ શ્રમવિદારક મૌન છે;
એ વિકૃતિના આવેશમાંહી મનઃસ્થૈર્ય અગૌણ છે. ૪
સૌન્દર્ય છે પણ કોઇને એ કદા દેખાયું નથી;
સંગીત છે પણ ગવાયું કે કદા સંભળાયું નથી;
એ પ્રીતિ તે છે જે નિરંતર વસે છે બસ એકલી;
છે જ્ઞાન પણ અદ્યાપિ એને કોઇયે ન શકયું કળી! ૫
બે જીવનોના મધ્યમાં એ જાણજે કે મરણ છે;
ને ઉભય ઝંઝાવાતમધ્યે શાંતિ બહુસુખકરણ છે;

---

* આ કવિતા સ્વામીજીએ અમેરિકા ન્યૂયૉર્કમાંના 'રિજ્‌લે મૅનોર' નામક સ્થાનમાં ઈ. સ. ૧૮૯૯ માં રચી હતી.

જેમાંથી સૃષ્ટિ ઉદ્‌ભવી ને લીન જેમાં થઈ જતી;
તે શૂન્ય પણ છે એ જ જેમાં વિકૃતિ કાંઈ નથી થતી. ૬
આ અશ્રુબિન્દુ હસિત મુદ્રા ધારવા ત્યાં જાય છે;
એ વસ્તુ અંતિમ સાધ્ય જીવનનું સદા કહેવાય છે;
જો ઓળખી નહિ હોય એને, એ વિશે કૈં ભ્રાંતિ છે;
તો જાણી લ્યો હે બંધુ, કે એ પરમ વસ્તુ **શાંતિ** છે! ૭